# ઉપનિષદનું અમૃત

શ્રી યોગેશ્વર



વોરા ઍન્ડ કંપની, પબ્લિશર્સ, પ્રા. લિમિટેડ
૩, રાઉન્ડ બિલ્ડિંગ, કાલબાદેવી રોડ, મુંબઈ ૨.

પ્રથમ આવૃત્તિ
૧૯૭૨

કિંમત : રૂ. ૧૨=૦૦

પ્રકાશક :
કનુભાઈ વોરા,
વોરા એન્ડ કંપની
પબ્લિશર્સ, પ્રા. લિમિટેડ,
૩, રાઉન્ડ બિલ્ડિંગ,
કાલબાદેવી રોડ,
મુંબઈ ૨

મુદ્રક :
પ્રભાતસિંહ ઇનામદાર,
પલ્લિકા પ્રિન્ટરી,
વલાસણ,
વાયા આણંદ, જિ. ખેડા.

# પ્રસ્તાવના

હજારો વરસો પહેલાં ભારતના પ્રાતઃસ્મરણીય ઋષિવરો આધ્યાત્મિક અનુભૂતિની કેવી ઉચ્ચોચ્ચ અવસ્થાએ પહોંચ્યા હતા, એમણે સાધનાની સ્વાનુભૂતિનાં કેવાં સુમેરુશિખરો સર કરેલાં, અને એમના વિચારો, ભાવો અને વ્યવહારો કેટલા બધા ઉદાત્ત અને વિશુદ્ધ હતા, અને એમણે કેવી ઉચ્ચતમ સંસ્કૃતિનું સર્જન કરેલું એનો ખ્યાલ મેળવવો હોય તો ઉપનિષદોને વાંચવાવિચારવાની આવશ્યક્તા છે. ઉપનિષદો એનો સમ્યક્ ચિતાર પૂરો પાડે છે. ભારત એમને માટે ગૌરવ લઈ શકે તેમ છે.

ઉપનિષદોને રચાયે સદીએ વીતી ગઈ હોવા છતાં એમનો સંદેશ સનાતન અને સર્વોપયોગી હોવાથી આજે પણ માનવના અંતરાત્માને અનુપ્રાણિત કરવાની શક્તિ ધરાવે છે. ભારતના આધ્યાત્મિક આકાશમાં પ્રકાશતાં પરમ જાજ્વલ્યમાન નક્ષત્રગણોમાં એમનું સ્થાન અનોખું છે. એમાં શાંતિનો શાશ્વત સંદેશ સમાયેલો છે, પ્રેરણાનો પારાવાર પડેલો છે અને માનવમનનું માંગલ્ય સાધવાની સામગ્રી છે. આપણી દુનિયામાં ભૌતિક અથવા વૈજ્ઞાનિક વિકાસ વધતો જાય છે એ એક સારું ચિહ્ન છે, પરંતુ એની સાથેસાથે માનવના મન અથવા અંતરને ઉદાત્ત બનાવવાની અનિવાર્ય આવશ્યકતા છે. એ આવશ્યકતાની પૂર્તિ માટે ઉપનિષદો અમૂલખ ફાળો આપી શકે તેમ છે. એમનું અધ્યયન–અધ્યાપન જેટલું વધારે થાય એટલું શ્રેયસ્કર થઈ પડશે. એ દૃષ્ટિએ મેં આ નાનોસરખો પ્રયાસ કર્યો છે. એ પ્રયાસ સફળ ઠરશે અથવા ઉપયોગી બનશે એવી અપેક્ષા અસ્થાને નથી.

## અનુક્રમ

## ઉપનિષદની સમજ

[૧]

ઉપનિષદને કોણ નથી જાણતું? ધર્મમાં રસ લેનાર પ્રત્યેક ભારતવાસી તેના નામ ને રહસ્યથી પરિચિત હોય એવી આશા રાખવામાં આવે છે. ભારતવાસી જ શા માટે, ભારતની બહારના જિજ્ઞાસુ ને ધર્મરસિક લોકો પણ તેની તરફ રસ ધરાવે છે, આકર્ષાય છે ને તેનું ચિન્તન, મનન કે અધ્યયન કરી તેમાંથી શાન્તિ મેળવે છે. ભારતની બહારના દેશોમાં એવા ધર્મપ્રેમી રસિક લોકો અનેક થયા છે ને આજે પણ હયાતી ધરાવે છે. તેમણે ઉપનિષદનાં મુક્ત કંઠે, પેટ ભરીને વખાણ કર્યાં છે ને એની અસરકારકતાને અંજલિ આપી છે. ખરી રીતે જો વિચાર કરીએ તો પરમાત્માનું સત્ય કે પવિત્ર જ્ઞાન જીવમાત્રનો ઇજારો છે; મનુષ્યમાત્રને માટે તે કામની વસ્તુ છે, તેથી તે દરેકને સ્પર્શે છે. જેને તેની વધારે જરૂર કે ભૂખ હોય તેને તે વધારે શાંતિ આપે છે; બાકી તેને દેશ કે કાળનાં બંધન નથી. દેશ, કાળ, રંગ, રૂપ કે જાતિના ભેદ વિના તે દરેક અધિકારી કે અનુરાગીને અસર પહોંચાડે છે; છતાં ભારતમાં એવા ઘણા લોકો છે જે ઉપનિષદના નામ ને કામથી અજાણ છે તે પણ એક હકીકત છે.

[૨]

દરેક ધર્મમાં ઉપદેશના ગ્રન્થો ત્રણ પ્રકારના જોવા મળે છે. ભારતીય ધર્મમાં પણ એવું જ છે. ધર્મ ને સંસ્કૃતિને વ્યક્ત કરનારી નહેરોની ઉપમા તે ગ્રન્થોને આપી શકાય. તેમના વાચન ને અધ્યયનથી ધર્મ ને સંસ્કૃતિનો પરિચય મળે છે. ગ્રન્થોનો પહેલો પ્રકાર ચિન્તનપ્રધાન ગ્રન્થોનો છે. ગીતા, ઉપનિષદ તથા બીજા સંતોના ગ્રન્થોને ચિન્તનપ્રધાન ગ્રન્થો કહી શકાય. તે મોટે ભાગે બુદ્ધિશાળી લોકોના વાચનના ગ્રન્થો ગણાય છે. સાધારણ માણસોને કેટલીક વાર તેનો કંટાળો પણ આવે છે. તે પછી બીજો પ્રકાર કથા કે વાર્તાપ્રધાન ગ્રન્થોનો છે. તેમાં મુખ્યત્વે કોઈ કથા કે વાર્તાનો આધાર લઈને નીતિ, ધર્મ કે તત્ત્વજ્ઞાનનો ઉપદેશ કરવામાં આવ્યો હોય છે. રામાયણ, મહાભારત ને ભાગવત જેવા ગ્રન્થો તે શ્રેણીના ગ્રન્થો કહી શકાય. તેની દ્વારા વાચકને જ્ઞાન ને વાર્તાનો આનંદ બન્ને મળે છે. તે બે પ્રકારો ઉપરાંત એક ત્રીજો પ્રકાર ગીતો કે ભજનોનો છે. પ્રત્યેક ધર્મમાં આ પ્રકારનું સાહિત્ય પણ વિપુલ પ્રમાણમાં લખાયેલું મળી આવે છે. તેને ભક્ત અથવા સંતોની વાણી પણ કહી શકાય. માણસના દિલને તે વધારેમાં વધારે જલદી અસર કરે છે ને સ્પર્શે છે. કબીર, નાનક, સૂરદાસ, તુલસીદાસ, તુકારામ, ચંડીદાસ, વિદ્યાપતિ ને મીરાં જેવા ભક્તોના સાહિત્યને આ શ્રેણીમાં સમાવી શકાય. ઉપનિષદનું સાહિત્ય પ્રથમ શ્રેણીનું ચિન્તનપ્રધાન સાહિત્ય છે. જો કે તેમાં અવારનવાર કેટલીક વાર્તાનો સમાવેશ થાય છે, છતાં મોટે ભાગે તે ચિન્તનપ્રધાન જ કહેવાય છે એ ભૂલવા જેવું નથી.

વામન ભગવાને અવતાર લઈને કહે છે કે ત્રણ પગલાં ભર્યાં ને તેમાં સમસ્ત સૃષ્ટિને માપી લીધી. ભારતીય ધર્મમાં પણ એવી રીતે પ્રસ્થાનત્રયી એટલે ધર્મ ને તત્ત્વજ્ઞાનનાં ત્રણ પગલાં છે: બ્રહ્મસૂત્ર, ઉપનિષદ ને ગીતા. તે વામનનાં ત્રણ પગલાં જેવાં છે.

જીવ, જગત ને ઈશ્વર વિશેના ચિન્તનનો અર્ક તેમાં સારી પેઠે સમાયેલો છે ને તેનો અભ્યાસ જિજ્ઞાસુને માટે જરૂરી તથા ઉપયોગી મનાય છે. ધર્મની ગંગા, જમના ને સરસ્વતી જેવા એ ગ્રન્થો ભારતની સંસ્કૃતિના ગૌરવ જેવા છે. તેમાં 'બ્રહ્મસૂત્ર' ખૂબ કઠિન છે, ઉપનિષદની કઠિનતા તેથી ઓછી ને ગીતા સૌથી સરળ છે — ભાવ અને ભાષા બંનેની દૃષ્ટિએ.

[૩]

ઉપનિષદની ભાષા સરળ, મધુર ને મોટે ભાગે સહેજે સમજાય તેવી છે. નદીના પ્રવાહની પેઠે તેનો પ્રવાહ આંખ ને અંતરને આનંદ ને આરામ આપતો અવિરામ રીતે વહ્યા કરે છે. અલબત્ત, તેમાં ક્યાંક કાંકરા ને પથરા જેવા ભારેખમ શબ્દો, વાક્યો કે ભાવોની કર્કશતા આવે છે ખરી, પરન્તુ એકંદરે તે ખૂબ જ સરસ ને સંગીત રીતે વહ્યા કરે છે. તેનું વાચન સંતપ્ત માણસને શાંતિ આપે છે, ને જેનામાં શાંતિની મૂડી છે, જે સાથેસાથ શાંતિનો અનુભવ કરે છે તેની શાંતિને ચિરસ્થાયી ને સનાતન ઠેરવામાં સહાયક બને છે. તત્ત્વજ્ઞાનનાં કઠિન ને કેંક અંશે કર્કશ જેવાં દેખાતાં સત્યોને અત્યંત સરળ ને હૃદયંગમ રીતે રજૂ કરવામાં તેનો ફાળો ખૂબ મહત્ત્વનો છે. તત્ત્વજ્ઞાનનો વિષય સાધારણ રીતે ખૂબ જ કર્કશ ને જટિલ મનાય છે. સાધારણ બુદ્ધિ ને સમજના માણસો તેમાં ચંચુપાત કરી શકે તેમ મનાતું નથી; પરન્તુ ઉપનિષદના સંબંધમાં વાત જુદી જ છે. સાધારણ કે અસાધારણ બુદ્ધિની કોઈ પણ વ્યક્તિ તેનો રસ લૂંટી શકે છે, ને પોતપોતાની રુચિ, બુદ્ધિ ને શક્તિ પ્રમાણે તેને અપનાવે છે; એટલે વિદ્વાન ને સાધારણ બુદ્ધિવાળા બન્નેમાં તે આદરનું સ્થાન ધરાવે છે.

તત્ત્વજ્ઞાનના ગ્રન્થોની ભાષા કઠિન હોવી જોઈએ એમ માનનારા માણસો આપણે ત્યાં ઓછા નથી. એ લોકો કહે છે કે તત્ત્વજ્ઞાન તો કોઈક વિરલ બુદ્ધિવાળી વ્યક્તિનો જ ઇજારો છે.

એટલે દરેક તેને સમજે ને પચાવે તેવી આશા રાખવી અસ્થાને છે. તેમની વાત બરાબર નથી. ધર્મ ને તત્ત્વજ્ઞાન તો માનવમાત્રનો ઇજારો ને સૌને કામની વસ્તુ છે. જીવનને મધુર, ઉત્તમ ને ઈશ્વરમય બનાવવા તેની મદદ સૌ કોઈને માટે જરૂરી છે. માટે જ તેની ભાષા બને તેટલી સરળ કરવાની જરૂર છે, જેથી આમજનતા પણ તેનો લાભ ઉઠાવી શકે. મજૂરો, ખેડૂતો, ફેરિયાઓ ને અભણ કે પછાત મનાતા માણસો પણ તેને સમજી શકે એવી સરળ રીતે તેને રજૂ કરવું જોઈએ. રજૂ કરનારની સાચી શક્તિ ને કળા તેમાં જ છે; તો જ તે જીવનના મંગલમાં મદદરૂપ બની શકે. સદ્‌ભાગ્યે ગીતા, રામાયણ ને ઉપનિષદ જેવા આપણા ધર્મગ્રન્થો બનતી સહેલી ભાષામાં લખાયા છે, તેથી તેનો લાભ હરકોઈ લઈ શકે છે. સમજવાનું ને તેને પચાવવાનું પોતપોતાની શક્તિ પર આધાર રાખે છે. તે શક્તિ તો જેમજેમ અનુભવ થાય છે તેમતેમ ક્રમેક્રમે કેળવાતી જાય છે.

[૪]

ત્યારે ઉપનિષદનો અર્થ શો? ઉપનિષદ એટલે શું? તેનો વિચાર પણ હવે કરી લઈએ. उप એટલે પાસે ને निषद એટલે બેસવું તે. ગુરુ, સંત, જ્ઞાની અથવા અનુભવી મહાપુરુષોની પાસે બેસીને જિજ્ઞાસુ જનોએ જે જ્ઞાન મેળવ્યું તે જ્ઞાનનો સંગ્રહ કે સમુચ્ચય તે ઉપનિષદ. ગુરુ પાસેથી આ જ્ઞાન જિજ્ઞાસુ કે શિષ્યને વારસામાં મળ્યું. તેણે બીજાને આપ્યું. બીજાએ ત્રીજાને, ને એમ વંશપરંપરા વહેતું આવેલું જ્ઞાન ભવિષ્યની પેઢીઓને ઉપયોગી અથવા માર્ગદર્શક થઈ પડયું. પહેલાંના વખતમાં તેનો સંગ્રહ ભોજપત્ર જેવાં સાધનોમાં કરવામાં આવ્યો હતો. પાછળથી પ્રેસ શરૂ થતાં તેનાં પુસ્તકો તૈયાર થયાં ને જે જ્ઞાન કેવળ ગુરુ પાસેથી પ્રાપ્ત થઈ શકતું તે ઘેરઘેર સુલભ થઈ પડયું. અલબત્ત, પુસ્તકોનો પોતાની મેળે અભ્યાસ કરવાથી જ્ઞાનના ગહન સિદ્ધાન્તોનું રહસ્ય

સહેલાઈથી સમજી ન શકાય. તે માટે તો ઊંડી બુદ્ધિ ને ગાઢ અનુભવ જોઈએ. તેથી જ બુદ્ધિશાળી ને અનુભવી પુરુષો પાસે બેસવાની પરંપરા ચાલી આવે છે. સાધારણ શિક્ષણ મેળવવા માટે પણ મોટા કે તે વિષયના નિષ્ણાત પુરુષો પાસે બેસવાની જરૂર ઊભી થાય છે, તો આ તો આધ્યાત્મિક અનુભૂતિ ને તત્ત્વજ્ઞાનનો વિષય છે. તેને એકલે હાથે સમજવાનું કામ સહેલું કેવી રીતે હોઈ શકે? કાચા અનુભવ ને કાચી બુદ્ધિવાળા માણસે શરૂઆતમાં પોતાનાથી પરિપક્વ ને ઉત્તમ બુદ્ધિવાળા અનુભવી પુરુષ પાસે બેસવાનું જરૂરી બને છે; પરન્તુ છેવટે તો તેણે શક્તિશાળી ને સ્વાશ્રયી જ થવું જોઈએ. અશક્તિની અવસ્થામાં લેવાતો આધાર જરૂરી હોય ત્યાં સુધી તે જરૂર લે, પરન્તુ આગળ જતાં તેણે તેથી પર થવાનું છે — બળજબરી કરીને નહિ પરન્તુ વિકાસની સહજ દશાએ પહોંચીને — એ વાત તેણે સદા યાદ રાખવી જોઈએ. જ્ઞાન ને તેના અનુભવની ઉચ્ચોચ્ચ અવસ્થાએ પહોંચીને ઋષિપદ પ્રાપ્ત કરવાની કે પ્રભુમય બનવાની તેની આકાંક્ષા હોવી જોઈએ એ વાતને વીસરી જવાથી જીવનનો વિકાસ અટકી જાય છે.

ઉપનિષદનો બીજો અર્થ પણ છે. ઉપ એટલે પાસે ને નિષદ એટલે બેસવું. મહાન પુરુષો પરમાત્માની પાસે પહોંચવાની કે પરમાત્માનો સાક્ષાત્કાર કરવાની સાધના કરે છે ને ભારે પરિશ્રમ પછી તેમાં સફળતા મેળવે છે. તે પરમાત્માની પાસે પહોંચે છે, પરમાત્મામાં સ્થિતિ કરે છે અથવા કહો કે પ્રભુમય બને છે તેવા મહાન પુરુષોને પરમાત્માનું અનુભવસિદ્ધ જ્ઞાન મળે છે. તે ઉપરાંત, સાધનાને પથે પ્રવાસ કરતાંકરતાં પણ તેમને કેટલીક માહિતી મળી રહે છે. સાધનાનાં રહસ્યો વિશે પણ તેમને સ્પષ્ટ સમજની પ્રાપ્તિ થાય છે. તેવા જ્ઞાનને પણ 'ઉપનિષદ' નામથી ઓળખવામાં આવે છે. ટૂંકમાં કહીએ તો ઉપનિષદ એટલે પરમાત્માની પાસે પહોંચવાથી પ્રાપ્ત થયેલું અનુભવપૂર્ણ જ્ઞાન. તે જ્ઞાન પરમાત્માની પાસેથી

મળેલું છે ને પરમાત્માનું જ સ્વરૂપ છે એમ માનીને તે મહાપુરુષોએ તેના પર માલિકીપણાની મહોર નથી મારી. તેનું સઘળું શ્રેય તેમણે પરમાત્માને જ અર્પણ કર્યું છે. તે તો પોતાની જાતને કેવળ નિમિત્ત માનીને બેસી રહ્યા છે. પરમાત્મા જ્ઞાનને પ્રકટ કરનાર ને પોતે તેનો પ્રકાશ કરનાર લાઉડસ્પીકર હોય એવી તેમની ભાવના રહી છે; તેથી તે જ્ઞાન તેમ જ જ્ઞાનના ગ્રન્થોને ઈશ્વરકૃત પણ કહેવામાં આવે છે.

હવે ઉપનિષદનો ત્રીજો અર્થ કરીએ. મન ચંચળ છે. સૂરજનાં કરોડો કિરણો જેમ પૃથ્વીની પરિક્રમા કર્યા કરે છે, તેમ તે સંસારના અનેક પદાર્થોમાં ફરતું રહે છે. તેની અનંત વૃત્તિઓ પળેપળે ને ક્ષણેક્ષણે ફરતી જ રહે છે. તેમાં સારી ને નરસી કે નિર્મળ ને મલિન વૃત્તિઓ એકસાથે રહેતી હોય છે. તેમને શુદ્ધ કરીને સ્થિર કરવાનો પ્રયાસ સાધકો કર્યા કરે છે. એવા પ્રયાસમાં ઉપનિષદનું જ્ઞાન — તેનું વાચન ને મનન — મદદરૂપ નીવડે છે. તેનો આધાર લઈને કોઈ પણ માણસ પોતાની બંડખોર ને ચંચળ વૃત્તિને શાંત કરવાની સાધના કરી શકે છે; એવી સાધનામાં સફળ થઈને છેવટે પોતાની અંદર રહેલા પરમાત્માનો અનુભવ કરી તેમાં પ્રતિષ્ઠિત થઈ શકે છે. એવી રીતે કોઈ પણ માણસને પરમાત્માની પાસે પહોંચાડવામાં મદદરૂપ હોવાથી અથવા યૌગિક પરિભાષામાં કહીએ તો ચિત્તવૃત્તિની શુદ્ધિ, સ્થિરતા ને શાંતિમાં સહાયક હોવાથી તેને 'ઉપનિષદ' કહેવામાં આવે છે.

ઉપનિષદનો તે ઉપરાંત એક બીજો ભાવાર્થ પણ છે. ઉપનિષદનું જ્ઞાન વિવિધ વૃત્તિ ને પ્રકૃતિના, જુદાજુદા સ્વભાવના માણસોને ભેદભાવ ભુલાવીને એકત્ર કરનારું કે એકસાથે બેસાડનારું જ્ઞાન છે. સામાન્ય રીતે આપણે જોઈએ છીએ કે દરેક જાતના ધર્મોપદેશ અથવા સત્સંગને પ્રસંગે ભેદભાવને ભૂલીને અનેક જાતના માણસો ભેગા થાય છે. તેમનું ભેગા થવું જો કે ઉપરઉપરનું જ હોય છે;

છતાં ઉપનિષદ કે ગીતા જેવા ઉત્તમ ઉપદેશોનું મનન કરવાથી તેવું સંમિલન વિવેક કે સમજપૂર્વકનું ને સાચા દિલનું થઈ શકે છે. ઉપનિષદથી આ હેતુ સહેજે સરી રહે છે. બાહ્ય મતભેદને મિટાવીને માણસોને તે આંતરિક રીતે એક કરે છે.

આના અનુસંધાનમાં એક બીજી વાત કહી દઉં. કેટલાક માણસો પૂછે છે કે અત્યારના સંતમહાત્માઓની અંદર અસલના ઋષિમુનિ જેવી શક્તિ છે? અસલના ઋષિમુનિના સંબંધમાં એમ કહેવાય છે કે તેમની પાસે વાઘ, સિંહ ને સાપ જેવાં હિંસક પશુપ્રાણી પોતાનો હિંસક સ્વભાવ ભૂલી કે છોડી દઈને શાંતિથી બેસી રહેતાં. ઋષિમુનિના આશ્રમના કેટલાક ફોટામાં પણ તેવાં જ દશ્યો દેખાય છે. એક તરફ કોઈ ઋષિ બેઠા હોય તો બીજી તરફ તેની સામે જ વાઘ, રીંછ, સાપ, સિંહ ને ગાય બેઠાં હોય. બધાં વેરભાવ ને ભેદભાવને ભૂલીને મંત્રમુગ્ધ જેવાં થઈ ગયાં હોય. તેવા ઋષિમુનિની શક્તિ માટે આપણને ખરેખર માન ઉત્પન્ન થાય છે. અત્યારના કોઈ સંતમહાત્મામાં તેવી શક્તિ છે ખરી એવો પ્રશ્ન પૂછનારાને આપણે ઉત્તર આપીએ છીએ કે ભાઈઓ, તેવી શક્તિ વધારે યા ઓછા પ્રમાણમાં સારી સ્થિતિએ પહોંચેલા દરેક સંતપુરુષમાં હોય છે. યોગદર્શનમાં કહ્યું છે કે જે માણસ પોતાની અંદર અહિંસા ને સાર્વત્રિક પ્રેમભાવને વિકસાવે છે, તેનો પ્રભાવ એવો પ્રબળ હોય છે કે વેરભાવથી પ્રેરાયેલાં મનુષ્ય ને પશુપ્રાણી પણ તેની હાજરીમાં વેરભાવનો ત્યાગ કરે છે. મહાપુરુષોનો પ્રભાવ ભારે પ્રબળ ને અલૌકિક હોય છે. તેને વિશે જુદીજુદી વાતો જાણીતી છે. તુલસીકૃત રામાયણમાં કહ્યું છે કે કાકભુશુંડજીનો પ્રભાવ એવો ભારે હતો કે તે જે સ્થાનમાં નિવાસ કરતા તે સ્થાનની આસપાસના ચાર ગાઉના વિસ્તારમાં અવિદ્યા રહી શકતી નહિ. મતલબ કે ચાર ગાઉના વિસ્તારમાં જે રહેતું કે વિચરણ કરતું તે સૌ કોઈ આત્મજ્ઞાનથી સંપન્ન થઈ

જતું. અત્યારના સંતમહાત્મામાં પણ તેવી એક યા બીજી શક્તિ નથી એમ ન કહી શકાય. પ્રત્યેકને પોતપોતાનો વિશેષ પ્રભાવ જરૂર હોય છે. અસલના ઋષિમુનિની આ વાત મેં કાઢી છે તો તેને મળતી એક બીજી વાત હું કહી દઉં.

સિંહ વનનો રાજા ને સૌનો સ્વામી, સરદાર કે નેતા ગણાય છે. વાઘ ને રીંછ ભારે હુમલાખોર, ઘાતકી ને ઝનૂની મનાય છે. તે અસલના ઋષિના આશ્રમના આંગણામાં આવીને શાંતિથી બેસતા, તે પ્રમાણે રાજા, મહારાજા, શેઠશાહુકાર ને સમાજ કે દેશદુનિયાના મોટા મોટા નેતા સંતમહાત્માની પાસે આવીને બેસે છે ને તેમના ઉપદેશને ધારણ કરે છે. થોડાક વખતને માટે તો તે પોતાની મોટાઈને ભૂલી જાય છે. અહંતા, મમતા ને શ્રી તથા સંપત્તિનો જે નશો તેમને ચડયો હોય છે તે તેમની હાજરીમાં દૂર થાય છે. વાઘ કે રીંછની જેમ ભયંકર વેશવાળા ને બીજાનું શોષણ કરનારા માણસો — બીજાને ગફલતમાં નાખી, ફસાવી કે છેતરીને સકંજામાં સપડાવનારા દુષ્ટ પુરુષો — પણ તેમની પાસે પોતાની દુષ્ટતા ભૂલી જાય છે. તેમનો આ પ્રભાવ ને તેમની આ સિદ્ધિ શું નોંધપાત્ર નથી? આપણે તેના પર વિચાર કરવાની ને તેની ઉપયોગિતાને સમજવાની જરૂર છે. તો આપણને વર્તમાનકાળના સંતપુરુષો પ્રત્યે પણ માનની ને કૃતજ્ઞતાની ભાવના થયા વિના રહેશે નહિ.

રીંછનું રૂપ કેવું વિચિત્ર હોય છે! તે ચારે તરફ ફરે છે ને જેનાતેના પર હુમલો કરે છે. સમાજમાં જે ચૌદશિયા કહેવાય છે તે પણ તેવા જ હોય છે. જેનુંતેનું બગાડવામાં જ તેમને આનંદ આવે છે. કોઈના ભલામાં તે રાજી નથી હોતા. તેવા લોકો પણ સંતોની પાસે મંત્રમુગ્ધ થઈને બેસી જાય છે. સંતોની હાજરી તેમને પણ— ભલે થોડા કે કામચલાઉ વખત માટે પણ—શાંત કરનારી થઈ પડે છે. તે ઉપરાંત, એક બીજી જાતના લોકો છે જે પરંપરા ને

રૂઢિમાં જ માને છે. તેમની પાસે કોઈ સ્વતંત્ર વિચાર કરવાની શકિત ને કરેલા વિચાર પ્રમાણે ચાલવાની તાકાત નથી. તેમને બકરાં ને ઘેટાંની ઉપમા આપી શકાય. વળી એક બીજી જાતના માણસો છે. તે ગાયની પેઠે સરળ, દયાળુ ને માયાળુ હોય છે. તે સાદું ને સાત્વિક, ઓછામાં ઓછી હિંસાવાળું જીવન વિતાવે છે. તેમનો ઉલ્લેખ ગાયને સ્થાને કરી શકાય. તે બધી જાતના માણસો સંતોની પાસે આવે છે, ને તેમની પાસે શાંતિથી બેસે છે. પહેલાંના ઋષિઓના આશ્રમમાં જેમ ગાય ને હરણ જેવાં પ્રાણી વાઘસિંહ સાથે શાંતિથી બેસતાં, તેમ વેપારી, વકીલ ને ડૉકટર જેવા જુદી જુદી રુચિ ને પ્રકૃતિના લોકો સંતોની હાજરીમાં ભેદભાવને કોરે મૂકીને એકસાથે બેસે છે ને તેમની વાતોને ધ્યાનપૂર્વક સાંભળે છે. સંતોની આ સહજ સિદ્ધિ શું ઓછી છે? ઠગ, ઠાકુર કે ચોર ગમે તે તેમનાથી પ્રભાવિત થાય છે, ને પોતાના જીવનના ઝેરને દૂર કરીને ઉત્તમ જીવન જીવવાની દીક્ષા લે છે. પશુપ્રાણીને પલટાવવા કરતાં મનુષ્યોને પલટાવવાનાં આ વાત ઓછી મહત્વની નથી. તે પણ એક મોટી સિદ્ધિ છે.

[૫]

ઉપનિષદ આમ તો ૧૦૮ ગણાય છે. પરન્તુ તેમની સંખ્યા એથી પણ વધારે મળે છે. બધી જાતનાં ઉપનિષદોનો અભ્યાસ કરવાનો સૌને સમય ન હોય ને સૌને તેની જરૂરે ન હોય, તેથી ખાસખાસ ચૂંટી કાઢેલાં એવાં દસ ઉપનિષદ વાંચવા–વિચારવાની જિજ્ઞાસુને ભલામણ કરવામાં આવી છે, તે પ્રમાણે ઉપનિષદનો અભ્યાસ ચાલ્યા કરે છે. તેમાંનાં કેટલાંય ઉપનિષદોમાં તેમના ઉપદેશક ઋષિઓનાં નામ પણ આવે છે.

આ બધું જ્ઞાન માનવજાતિને માટે મહાન મદદરૂપ તેમ જ આશીર્વાદરૂપ છે. આત્મોન્નતિમાં તેનો ફાળો અનુપમ છે. આ જ્ઞાન જિજ્ઞાસુ સંતમહાત્માઓ પાસેથી વંશપરંપરા વારસામાં મળેલું છે.

પેઢી દર પેઢી સુધી આ જ્ઞાન ગંગાના પ્રવાહની પેઠે આગળ વધતું જ આવ્યું છે. સંતસમાજની માનવસંસ્કૃતિની એ સેવા કાંઈ ઓછી નોંધપાત્ર નથી. હવે તો તે પુસ્તકોના સ્વરૂપમાં પણ પ્રાપ્ત છે. આપણે ઇચ્છીએ છીએ કે જીવનનું મંગલ કરનારી એ જ્ઞાનગંગામાં સ્નાન, પાન ને આચમન કરીને દરેક માનવ ધન્ય બને ને જીવનને ઉજ્જવળ કરે.

## એક મહત્ત્વનો શ્લોક

[૧]

કેટલાક માણસોને ટેવ જ એવી પડી હોય છે. બોલવાનું એક ને કરવાનું બીજું. એ તેમનો સ્વભાવ પડ્યો હોય છે. હાથીના જેવી તેમની દશા હોય છે. હાથીના ચાવવાના ને દેખાડવાના જુદાજુદા દાંત હોય છે, તેવી રીતે તેમનાં વિચાર, વાણી કે વર્તનમાં આભજમીનનો ફેર હોય છે. પરમાત્માને જાણવા માગનારા કે આત્મોન્નતિની ઇચ્છાવાળા માણસોએ તેવા સ્વભાવનો ત્યાગ અથવા વધારે સારા શબ્દોમાં કહીએ તો સુધાર કરવો જોઈએ. વિચાર, વાણી ને વર્તનને ગંગા, જમના ને સરસ્વતી કહી શકાય. માનવજીવનમાં તે ત્રણેનો સમન્વય થાય તો તે ત્રિવેણીસંગમનું રૂપ ધારણ કરી શકે. તેવો સમન્વય સાધનામાં ખૂબ જ જરૂરી છે. તેવા સમન્વયથી મન શાંત થાય છે ને એક પ્રકારની ઊંડી, પાર વિનાની પ્રસન્નતા ધારણ કરે છે. જીવનના આધ્યાત્મિક વિકાસને માટેનું ક્ષેત્ર પછી તદ્દન સહેલું બની જાય છે.

દુષ્કર્મોમાં જેનું મન નિરંતર રમ્યા કરતું હોય, તેની સાધના પણ કેવી રીતે સફળ થઈ શકે. માણસે પોતાના જીવનનું સતત નિરીક્ષણ કરીને તેને નિર્મળ કરવા વધારે ને વધારે પુરુષાર્થ કરવો જોઈએ. કેટલીક વાર સારા જિજ્ઞાસુ કે સાધક પણ ટેવ અથવા

માનસિક નબળાઈને લીધે કુકર્મના ભોગ થઈ પડેલા જોવામાં આવે છે. તેવા સાધકનો આગળનો માર્ગ તેમની પોતાની જ ત્રુટિ કે નબળાઈને લીધે અટકી પડે છે. માટે માણસે સદાચારી થવું જોઈએ ને હમેશાં સત્કર્મો કરવાનો જ આગ્રહ રાખવો જોઈએ. ખરી રીતે તો માણસની સ્થિતિ જ એવી થઈ જવી જોઈએ કે કુકર્મો તરફ તેનું મન જાય જ નહિ. તેનો એ સહજ સ્વભાવ થઈ જવો જોઈએ. સતત જાગૃતિ ને આત્મનિરીક્ષણની ટેવથી એવો સ્વભાવ કેળવી શકાય છે.

ઉપનિષદ કહે છે કે પરમાત્માના સાક્ષાત્કાર તથા પરમાત્મામાં પ્રતિષ્ઠિત થવા માટે બૂરાં કર્મોમાંથી માણસે તદ્દન મુક્તિ મેળવી લેવી જોઈએ. સાધનામાં લાગેલા માણસે પણ આ વાત ખાસ ધ્યાનમાં રાખવા જેવી છે. કેટલાક માણસો ખૂબ મન લગાડીને ને શૂરવીર થઈને જુદીજુદી જાતની સાધના કરતા દેખાય છે, પરંતુ તેમનામાં નીતિ ને સદાચાર અથવા સત્કર્મોનો જોઈએ તેવો જમાવ નથી હોતો. તેવા માણસોનો બધો પરિશ્રમ જોઈએ તેવું ફળ આપનારો નથી થતો. મનને સ્થિર ને એકાગ્ર કરવામાં પણ તેમને વિલંબ થાય છે. ચિત્તની શુદ્ધિ અથવા તો ભાવ, વિચાર ને કર્મની પવિત્રતા દરેક જાતની સાધનામાં જરૂરી છે. પરમાત્માની પ્રાપ્તિ માટે તો તે ખૂબ જ આવશ્યક છે. એ વાત સદા યાદ રહેવી જોઈએ.

[૨]

સાધકોને માટે બીજી ઉપયોગી વાત મનને શાંત કરવાની છે. મનને શાંત કરવા માટે તેને શુદ્ધ કરવાની કોશિશ કરવી જોઈએ. મનને ઉત્તમ ભાવ ને વિચારોથી ભરપૂર બનાવવું જોઈએ. તે ઉપરાંત, કોઈ એક લક્ષ્ય કે ધ્યેયપદાર્થ પર તેને લગાડવું જોઈએ. તેમ કરવાથી એકાગ્રતા સહજ બની શકે છે ને એકાગ્રતા થઈ એટલે અર્ધાથી વધારે ભાગનું કામ સિદ્ધ થઈ ચૂક્યું. પછી પરમાત્માનો સાક્ષાત્કાર સહેલો થઈ પડે છે.

મન જ્યાં સુધી અનેક જાતની ભ્રમણા ને તૃષ્ણાથી ભરેલું હોય ત્યાં સુધી તે કેવી રીતે એકાગ્ર થઈ શકે ? બીજી બધી જાતની તૃષ્ણા ને ભ્રાંતિનો ત્યાગ કરીને તે પરમાત્માના ભાવ, પ્રેમ ને તલસાટથી સંપન્ન બની જાય, ત્યારે પરમાત્માના સ્મરણ, મનન ને ધ્યાનમાં એક થઈ શકે છે. ધ્યાન ને સમાધિની સ્થિતિ તે પછી તેને માટે સહજ બને છે.

તેવી સ્થિતિની પ્રાપ્તિ વિના, એટલે કે કેવળ તત્ત્વજ્ઞાનના તર્ક ને પરમાત્માની લૂખી વાતો કરવાથી, અનુભવસિદ્ધ જ્ઞાન કે પરમજ્ઞાનની પ્રાપ્તિ થતી નથી, ને પરમાત્મા પણ નથી મળતા. મતલબ કે પરમાત્માની પ્રાપ્તિ કેવળ વાતોનો નહિ પણ પ્રત્યક્ષ અનુભવનો વિષય છે. જીવનની કાયાપલટ ને સ્વભાવના સુધાર સાથે તેને નજીકનો ગાઢ સંબંધ છે. મન, વચન ને કાયાની નિર્મળતા તેમાં ખૂબ જરૂરી છે. એ વાત તરફ ધ્યાન દોરનારો એક મહત્ત્વનો શ્લોક ઉપનિષદમાં રજૂ કરવામાં આવ્યો છે. જુઓ —

> नाविरतो दुश्चरीतान् नर शान्तो ना समाहितः।
> ना शान्तमानसेरवाऽपि प्रज्ञानेनैनमाप्नुयात् ॥

પરમાત્માને જ્ઞાનપૂર્વક જાણવા કે મેળવવામાં આવા સાધકો સફળ થઈ શકતા નથી :—

૧. દુષ્ટ કર્મો જેમણે છોડયાં નથી તે. .
૨. જે શાંત થયા નથી તે.
૩. ધ્યાનાદિ કરીને સમાધિદશાએ પહોંચ્યા નથી તે. તેમ જ
૪. જેમનું મન સ્થિર કે એકાગ્ર નથી થયું તે.

આ શ્લોક સાધકો માટે ખૂબ ઉપયોગી છે તે દેખીતું જ છે.

# શાંતિની ભાવના

[૧]

શાંતિ! શાંતિ શબ્દ કેટલો બધો મધુર છે! તેને વાંચવાથી, બોલવાથી ને સાંભળવાથી કેવો અવનવો ભાવ થાય છે! તે શબ્દની અંદર જ જાણે અસીમ શાંતિ ભરી હોય તેવું લાગ્યા વિના નથી રહેતું.

શાંતિ કોને પ્રિય નથી? શાંતિની ઝંખના કોને નથી? શાંતિની શોધ પણ કોણ નથી કરતું? પોતાને વધારે ને વધારે શાંતિ મળે ને મળેલી શાંતિ સલામત રહે તેવું કોણ નથી ઇચ્છતું? બધા જીવો શાંતિ મેળવવા માટે જ મહેનત કરે છે. પછી તે શાંતિ પોતાને મળે કે ન મળે છતાં તેને માટેનો પ્રયાસ સૌ ચાલુ જ રાખે છે. માનવજીવનની આ અત્યંત મહત્ત્વની વાતને ઉપનિષદકાળના ઋષિએ પણ માન્ય રાખી છે. તેથી જ આપણે જોઈએ છીએ કે ઉપનિષદમાં શાંતિપાઠ લગભગ બધે જ મૂકવામાં આવ્યા છે. તે ઉપરાંત ૐ શાંતિઃ શાંતિઃ શાંતિઃ નો ઉલ્લેખ પણ અવારનવાર જોવામાં આવે છે. એટલે શાંતિનો ઉપદેશમંત્ર ભારતે કોઈની પાસેથી ઉછીનો લેવાનો નથી. તે તેનો જન્મસિદ્ધ મંત્ર છે. આજથી કેટલાંય વર્ષો પહેલાં, ધર્મ ને સંસ્કૃતિના શરૂઆતના સુવર્ણકાળમાં જ આ દેશે તેનો જયઘોષ ગજાવ્યો છે ને વિશ્વના

વિશાળ વાતાવરણમાં વહેતો મૂક્યો છે. માનવજીવન ને વિશ્વના સામાજિક જીવનની એક અત્યંત મહત્ત્વની જરૂર તરીકે તેના પર ભાર મૂક્યો છે. વાત પણ, વિચાર કરીએ તો સાચી લાગે છે. કેમ કે વ્યક્તિ કે સમષ્ટિનું જીવન બીજા બધા પદાર્થોથી સંપન્ન હોય પરંતુ તેમાં શાંતિની ખોટ હોય અથવા કહો કે અશાંતિ જ છવાયેલી હોય તો તેની સંપૂર્ણતા નથી થઈ શકતી. રેલગાડીને છેડે જેમ ગાર્ડ હોય છે તેમ જીવનમાં શાંતિનું પોતાનું અનોખું સ્થાન છે. જીવનની સઘળી પ્રવૃત્તિઓનું અંતિમ પરિણામ શાંતિ જ હોવું જોઈએ. શાંતિ સૌનું પૂર્ણવિરામ થવું જોઈએ. શાંતિની સાધના ને સિદ્ધિ જીવનની મૂળભૂત જરૂર છે તેનો ઇનકાર થઈ શકે તેમ નથી.

[૨]

શાંતિઃ શાંતિઃ શાંતિઃ એમ ઉપરાઉપરી ત્રણ વાર શાંતિ શબ્દનું પુનરાવર્તન કરવાનું શું કારણ ? એક વસ્તુની આવશ્યકતા પર ભાર દેવાને માટે આ રીતે શબ્દપ્રયોગો કરવાની પદ્ધતિ છે. શાંતિની મહત્તા તો જાણીતી છે જ. પણ તે ઉપરાંત કોઈ કારણ હોવું જોઈએ. તેનો વિચાર પણ કરી જોઈએ.

આપણે જોઈએ છીએ કે જગતમાં ઠેરઠેર અશાંતિ છે. પરંતુ અશાંતિનાં કારણ એકસરખાં નથી. અશાંતિ છે પણ અનેક પ્રકારની. કેટલાક લોકો શરીરના કોઈ કષ્ટ કે રોગથી પિડાય છે ને તેને દૂર કરવા ઇચ્છે છે, તો કેટલાકને કોઈ મનની વ્યાધિ કે ઉપાધિ હોય છે તેમાંથી છૂટવાની તે ઇચ્છા રાખે છે. મનમાં ઉત્પન્ન થનારા બૂરા વિચાર ને ભાવ પણ માનસિક રોગમાં ગણી શકાય છે, ને તેને પરિણામે પણ માણસ અનેક પ્રકારનાં દુઃખ-દર્દનો અનુભવ કરે છે. તે ઉપરાંત, અંતરની અશાંતિ પણ છે. હૃદયની સંકુચિતતા, પ્રેમ ને લાગણીનો અભાવ તથા અજ્ઞાનને લીધે તે ઉત્પન્ન થાય છે ને વધે છે. તે ત્રણે પ્રકારની અશાંતિમાંથી

માણસ મુક્તિ ઇચ્છે છે. તેથી, મનુષ્યસ્વભાવની સહજ ઇચ્છાને લક્ષમાં લઈને, તે ત્રણે પ્રકારની અશાંતિની નિવૃત્તિની પ્રાર્થના ને ત્રણે પ્રકારની શાંતિની કામના કરવામાં આવી છે. શાંતિના ઉપર્યુક્ત મંત્રનો અર્થ એટલા માટે આપણે આ પ્રમાણે કરી શકીએ—

૧. શરીરના રોગો દૂર કરીને હે પ્રભુ, અમારા શરીરને નીરોગી, સ્વસ્થ ને શક્તિશાળી બનાવો, ને એ રીતે અમને શારીરિક શાંતિનું દાન કરો.

૨. મનમાંથી ખોટા વિચારો, ભાવો ને ખ્યાલોને દૂર કરવાની શક્તિ આપો. દુર્ગુણને દૂર કરી સદ્‌ગુણની સ્થાપના કરવાનું બળ આપો. તમોગુણ ને રજોગુણ પર અંકુશ કરી મનને સાત્વિકતાથી ભરી દેવાની શક્તિ આપો. તેમ જ હે પ્રભુ, અમારા મનને ઉત્તમ ભાવો, વિચારો ને સંકલ્પોથી ભરપૂર કરી અમને માનસિક શાંતિ આપો. તથા

૩. હૃદયને ઉદાર ને વિશાળ કરી તેમ જ તમારા પવિત્ર પ્રેમ ને જ્ઞાનના પ્રકાશથી ભરી દઈ, તમારી અલૌકિક ઝાંખી અમારી અંદર ને બહાર બધે જ કરવાની શક્તિ આપીને અમને આત્મિક શાંતિ આપો. એ શાંતિ અમને જ નહિ પરન્તુ જીવમાત્રને — કેવળ મનુષ્યને જ નહિ, પણ બધા જ જીવોને — આપો.

ત્રણ વારની શાંતિની મંત્રભાવનાનો આ ભાવાર્થ. તે ઉપરાંત, એક બીજો અર્થ જોઈએ.

[૩]

ભૌતિક અથવા તો સાંસારિક સુખની ઇચ્છાવાળા માણસો પણ આ સંસારમાં અનેક છે. કહો કે સંસારમાં તેવા માણસોની સંખ્યા જ વિશેષ છે. સાંસારિક અવનતિ કે ભૌતિક સુખસાધનોની અછતને લીધે તે સદા અશાંત રહ્યા કરે છે. તેવા માણસોને

સાંસારિક શાંતિની ઇચ્છા હોય તે સમજી શકાય તેમ છે. કેટલીક વાર એવું પણ જોવા મળે છે કે જેમની પાસે દુન્યવી સુખસગવડનાં સાધનોની કમી નથી તેમને એક યા બીજે કારણે પરકલેશનો સામનો કરવો પડતો હોય છે. તેને લીધે પણ તેમનું જીવન અશાંતિમય થઈ જાય છે. ગમે તેટલું ધન, ગમે તેટલો વૈભવ કે ગમે તેટલી પ્રતિષ્ઠા પણ તેમના જીવનને મધુમય કરવામાં નિષ્ફળ નીવડે છે. તેમનું મન ભોગ ને વિલાસનાં અસંખ્ય સાધનોની વચ્ચે પણ અશાંત રહે છે. એટલે સાંસારિક શાંતિની ઇચ્છા તેમને સદાય રહ્યા કરે છે.

માણસ સાંસારિક રીતે સુખી થાય ને સુખી થવાનો પુરુષાર્થ કરે તોપણ, કુદરતનાં કેટલાંક બળો આગળ લાચાર થઈ જાય છે, ને તેને પરિણામે પણ દુઃખી થાય છે. દુનિયામાં એવી કેટલીય ઘટનાઓ છે જેનો પ્રભાવ માણસ પર અચૂક પડે છે. દાખલા તરીકે ધરતીકંપ. માણસ ધારે તોપણ તેને અટકાવી શકતો નથી. તેનાં પરિણામ તેણે ભોગવવાં જ પડે છે. તેને પરિણામે ઉત્પન્ન થતી અશાંતિનો ઉપાય તે કરી શકે છે, પરંતુ તેના પ્રભાવથી પર તો થઈ શકતો નથી જ. તે જ પ્રમાણે અતિવૃષ્ટિ ને અનાવૃષ્ટિનું સમજી લેવાનું છે. માણસે તેના પણ ભોગ બનવું પડે છે. તેના વ્યક્તિગત ને સામાજિક જીવન પર તેની ગંભીર અસર પડે છે. કેટલીક વાર એ ઘટના કે આફતોમાંથી તેને બોધપાઠ મળે છે, તો કેટલીક વાર નવરચનાની પ્રેરણા સાંપડે છે. કેટલીક વાર તેના ઉન્માદ ને મિથ્યાભિમાનને દૂર કરવામાં તે મદદરૂપ થાય છે.

ઋષિકેશમાં ગયે વરસે એક સંન્યાસી મહારાજ આવ્યા હતા. તે સારા કથાકાર પણ હતા. પંજાબી ક્ષેત્રમાં તેમની નિયમિત કથા ચાલતી. સાંજને વખતે તેમની કથા પૂરી કરીને તે ગંગાકિનારે ફરવા આવતા. ગંગાકિનારા પરની ખાલી જગ્યામાં બે વરસની

અંદરઅંદર સંતમહાત્માઓએ કેટલીય કુટિયા બાંધી હતી. સંન્યાસી મહારાજનું મન તે જગ્યા જોઈને પ્રસન્ન થયું. પછી તો ત્યાં આવેલી એક તૈયાર કુટિયા તેમણે ખરીદી લીધી ને તેની સામેની વિશાળ જમીન પણ લીધી. તે કુટિયા ને જમીનની રક્ષા માટે તેમણે કાંટાળી–વાળાની વાડ પણ કરાવી. કુટિયા ફૂસની બનાવેલી પરંતુ એકંદરે સારી હતી. ગંગા તદ્દન પાસે હોવાથી પાણીનો આરામ હતો. તે પછી તો પૂનમ આવી એટલે તેમણે ત્યાં માણસોના સમૂહમાં કથા કરી. માણસો તે જગ્યાના ભાગ્યને વખાણવા લાગ્યાં.

એક સાંજે તેમની ને મારી મુલાકાત થઈ ગઈ. તે ગંગાકિનારે ફરીને પાછા આવતા હતા, ને હું માતાજીની સાથે ફરીને આવતો હતો. તેમની સાથે તેમના કોઈ ભક્ત હતા. તેમને જોઈને મેં પૂછ્યું કે પેલી જમીન તમે રાખી છે?

તેમણે ઊભા રહ્યા વિના, ચાલતાંચાલતાં જ હામાં ઉત્તર આપ્યો.

મેં કહ્યું: જગ્યા છે તો સારી, પરન્તુ જરા જોખમ ખરું. નદીમાં પાણી આવે ત્યારે તેને ભય છે.

તેમણે મારી વાતને પૂરી સાંભળ્યા વિનાં જ ચાલતાં ચાલતાં વચ્ચે કહેવા માંડયું: હા, જોખમ તો હોય જ ને? જોખમ ન હોય તો અત્યાર સુધી કાંઈ જગ્યા ખાલી પડી રહે?

અમારી વાત, અલબત્ત, હિન્દીમાં જ થઈ હતી, પરંતુ સંન્યાસી મહારાજના શબ્દોની પાછળ ભારે અભિમાન ને અક્કડતાનું દર્શન થયા વિના મને રહ્યું નહિ. મેં માતાજીને તેનો નિર્દેશ પણ કર્યો.

તે વાતને દસેક દિવસ થયા ત્યાં તો ભારે વરસાદ શરૂ થયો. ભારે ને સતત વરસાદની સાથે ગંગાજીમાં પૂર આવ્યું. તે દિવસો નવરાત્રીના હતા. કિનારા પરની કુટિયાવાળાને કુટિયાઓ ખાલી

કરીને ધર્મશાળામાં આશ્રય લેવો પડ્યો. તે ભારે તોફાનમાં પેલા સંન્યાસી મહારાજની જમીન પાણીથી ભરાઈ ગઈ. તેમની વાડ ને કુટિયા ગંગાજી લઈ ગઈ. તેમના શિષ્યે પૂર પાછું હઠ્યા પછી તે સ્થાનની મુલાકાત લીધી. પણ પછી શું વળે? પહેલાં પણ શું વળે? કુદરતી આફત આગળ માણસ કેટલો પરવશ ને લાચાર બની જાય છે તેનું સૌને ભાન થયું. માણસ જો ધારે તો આવા પ્રસંગ પરથી બોધપાઠ લઈને સરળ ને નમ્ર બની શકે. અલબત્ત, માણસ ધારે ને બોધપાઠ લેવા માગે તો. કુદરતી આફતમાંથી કાયમને માટે મુક્તિ મેળવવાની તેની ઝંખના છે. તે માટે તે બને તેટલો પુરુષાર્થ પણ કર્યા કરે છે, સાવધાની પણ રાખે છે. છતાં કેટલીય વાર તેનો ભોગ થઈ પડે છે, એ હકીકત છે.

[ ૪ ]

દૈવનો બીજો અર્થ પ્રારબ્ધ પણ થાય છે. પ્રારબ્ધ એટલે પોતાનાં જ કરેલાં કર્મ. પ્રારબ્ધ જેમ કેટલાક ધારે છે ને માને છે તેમ કોઈએ માણસના ઉપર બળજબરીથી નાખેલી કે લાદેલી વસ્તુ નથી. તે તો માણસનાં પોતાનાં જ કર્મોનો પરિપાક છે. માણસની દૃષ્ટિ ટૂંકી ને બરાબર ઊઘડેલી નહિ હોવાથી તેને દરેક ઘટનાના કાર્યકારણ સંબંધની ખબર નથી પડતી. તેનો અર્થ એવો કદાપિ નથી કે તે ઘટનાઓ આપોઆપ બને છે ને તેમની પાછળ કોઈ કર્મનો નિયમ કામ નથી કરતો. કર્મનો નિયમ માણસ જાણે કે ન જાણે ને માને કે ન માને છતાં દરેક પ્રસંગની પાછળ અચૂક કામ કરી રહ્યો હોય છે જ. પ્રારબ્ધ પણ તેનું જ પરિણામ છે. તેને લીધે પણ જીવનમાં માણસને કેટલાંક તનનાં, મનનાં ને વ્યવહારનાં દુઃખ ભોગવવાં પડે છે નાનાં બાળકોને થતાં કેટલાંક કષ્ટો પ્રારબ્ધના જ ફળરૂપે થતાં હોય છે. અમે થોડાંક વરસ પહેલાં મુંબઈમાં હતા ત્યારે એક ચિત્રકાર ભાઈ અમને તેમને ત્યાં તેડી ગયેલા.

વિચિત્ર અને કફોડી હતી. બાલપણથી જ તે મૂગો હતો. વળી તેની બુદ્ધિ પણ કામ કરતી ન હતી. બરાબર ઊભા થવાની ને ચાલવાની શક્તિ પણ તેનામાં ન હતી. કોઈ ખવડાવે તો જ ખાઈ શકે ને પહેરાવે તો જ કપડાં પહેરી શકે એવી તેની દશા હતી. મળ ને મૂત્ર પણ તે જ્યાં બેઠો હોય ત્યાં જ કરતો. તેની એક નાની બહેન હતી. તેની દશા પણ લગભગ તેવી જ હતી. બન્ને બાળકોએ આ જન્મમાં તો કોઈ અપરાધ કર્યો નહોતો. કોઈ કુકર્મ નહોતું કર્યું. છતાં તેમની સ્થિતિ આવી કફોડી કેમ થઈ પડી? તેમનું એટલું સૌભાગ્ય કે તેમને માયાળુ માતાપિતા મળ્યાં હતાં. તે તેમની સંભાળ ખૂબ પ્રેમથી રાખતાં હતાં. પરંતુ એવાં પણ કેટલાંક જન્મથી અપંગ, દુઃખી ને રોગી બાળકો છે જેમની સંભાળ લેનારું કે શુશ્રૂષા કરનારું કોઈ જ નથી. તેમનું શું? નાનાં બાળકોને જ નહિ, મોટી ઉંમરના માણસો ને મહાપુરુષોને પણ ભયંકર રોગો ને મુસીબતોનો સામનો કરવો પડે છે. દુઃખ, દર્દ, મુશ્કેલી ને મુસીબત કોને પ્રિય છે? તેમાંથી છૂટવાના પ્રયાસ સૌ કોઈ કરે છે તેમ તે પણ કરે છે. પરંતુ કેટલીક વાર દુઃખ કે દર્દ કર્માધીન હોઈને લાંબું ચાલે છે.

છતાં પ્રારબ્ધનો ક્ષય ને અંત નથી એમ નહિ. શાંતિપૂર્વક સહન કરવાથી કે ભોગવવાથી તેનો ભાર હળવો થાય છે. વળી પ્રભુપરાયણતાને કેળવવાથી ને પ્રભુની કૃપાથી પણ તેની શાંતિ થાય છે. પ્રારબ્ધને ભોગવવાનું તો છે જ. તો પછી બનતી શાંતિ ને સહનશક્તિથી ભોગવવાનું સારું છે. તે ઉપરાંત, નવાં કર્મ એવાં કરવાં કે જેને પરિણામે સારું પ્રારબ્ધ નિર્માણ થાય. સત્કર્મ ને પ્રભુપરાયણતાની રુચિ કેળવવાથી ને ટેવ પાડવાથી એ કામ સહેલું બને છે.

પ્રારબ્ધ કર્મ અથવા કુદરતની આફત કેટલીક વાર પરસ્પર સંકળાયેલી વસ્તુ હોય છે. તેને પરિણામે ઉત્પન્ન બની અશાંતિમાંથી મુક્તિ મેળવવાની ઇચ્છા દરેક માણસને હોય એ નિર્વિવાદ છે.

ॐ શાંતિઃ શાંતિઃ શાંતિઃમાં ત્રીજી વારની જે શાંતિની ભાવના છે તે આધ્યાત્મિક શાંતિ સંબંધી છે એમ સમજી શકાય. શાસ્ત્રો ને સંતો કહે છે કે માણસ શાંતિસ્વરૂપ છે. છતાં વાસ્તવિક રીતે જોઈએ તો જણાય છે કે તેને શાંતિનો સ્વાદ નથી મળતો. શાંતિની. તેની ભાવના ને ભૂખ અપૂર્ણ જ રહી ગયેલી જોવામાં આવે છે. જેમને ભૌતિક શાંતિ છે, અથવા તો જે સાંસારિક રીતે સુખી છે, સાસારિક દૃષ્ટિએ જોઈએ તો જેમને ત્યાં વૈભવ ને સુખસાહ્યબીની છોળો ઊડે છે, તેવા માણસો પણ અવારનવાર એક પ્રકારની ઊંડી આંતરિક અશાંતિનો અનુભવ કરતા હોય છે કેટલીક વાર તેનું કારણ માનસિક પણ હોય છે. વિચારોના ઘર્ષણ કે કોઈ મતભેદ અથવા સમજફેરને લીધે માણસોમાં પરસ્પર વહેમ ને કુસંપની ખાઈ ખોદાય છે, ને પરિણામે અશાંતિની આગ ઉત્પન્ન થાય છે. માણસની પોતાની કેટલીક કુટેવો, વાસનાઓ ટૂંકી દૃષ્ટિ ને લાગણીની અતૃપ્તિ પણ તેને અશાંત બનાવી મૂકે છે. હૃદયની સંકુચિતતા, નિર્બળતા ને વધારેપડતી લાગણીવશતાને લીધે પણ જીવન અશાંતિમય બની શકે છે.

બહુ ઓછા સંજોગોમાં આત્મિક અશાંતિનું કારણ ઈશ્વર-પ્રાપ્તિની ભૂખ અથવા ઈશ્વરના સાક્ષાત્કારનો અભાવ હોય છે. મોટા ભાગના માણસોને તો ઈશ્વરની ઇચ્છા જ નથી હોતી. ઈશ્વરપ્રાપ્તિની ભૂખ તેમને નકામી ને ગાંડપણમાં ખપાવવા જેવી લાગે છે. તેવા માણસોને ઈશ્વરની પ્રાપ્તિ વિના અશાંતિ થવાનું કોઈ કારણ નથી. તેની અશાંતિ તો મીરાં જેવી કોઈ પ્રેમમૂર્તિ પ્રેમદીવાનીને થાય છે.

એમ કહીને તે પોતાની આંતરિક અશાંતિને વ્યક્ત પણ કરે છે. નરસિંહ, તુકારામ, ચૈતન્ય મહાપ્રભુ ને રામકૃષ્ણ પરમહંસ જેવા બહુ જ થોડા પ્રભુપ્રેમી ભક્તો કે સંતોના જીવનમાં પ્રભુપ્રેમની એ મસ્તી ને તેને પરિણામે ઉત્પન્ન થતી અશાંતિનું દર્શન થાય છે. મીરાંનું દર્દ, શામળિયા વૈદની પ્રેમદવાથી દૂર થયું, તેમ તેમનું દર્દ, તેમની ચિન્તા, વેદના ને અશાંતિ પ્રભુના દર્શન ને પ્રભુની પૂર્ણ કૃપા વિના દૂર કેમ થઈ શકે ? પ્રભુના સાક્ષાત્કાર વિના તેમના અંતરની સગડી સદા સળગતી જ રહેવાની. પ્રભુની કૃપાથી જ તેમને તૃપ્તિ થવાની ને આત્મિક શાંતિ પણ મળવાની.

[ ૬ ]

એટલે અશાંતિનાં કારણ સંસારમાં અનેક છે. કોઈ દુન્યવી કારણથી તો કોઈ શારીરિક ને કોઈ વળી માનસિક; કોઈ પ્રારબ્ધના પ્રભાવથી તો કોઈ કુદરતી કોપથી ને બહુ જ થોડાં આંગળીને વેઢે ગણી શકાય એટલાં માણસો ઈશ્વરના વિરહથી અશાંતિનો અનુભવ કરતાં હોય છે. એટલે અશાંતિના ઉપાય તરીકે ને શાંતિના સાધન તરીકે આપણે જેમ અત્યારે ચાલે છે તેમ, સૌને એક લાકડીએ હાંકી ઈશ્વરમાં મન લગાડવાનું કહીને બેસી રહેવાની જરૂર નથી. પણ દરેક દર્દીની નાડીપરીક્ષા કરી, તેના દર્દ ને તેની અશાંતિનું કારણ શોધી, તેને દૂર કરવાનાં સાધન બતાવવાની પણ જરૂર છે. આત્મજ્ઞાન ને ઈશ્વરના શરણથી દુઃખ સહન કરવાની શક્તિ મળે છે ને દુઃખ દૂર પણ થઈ શકે છે. તેના બીજા લાભ પણ અનેક છે. પણ તેને નામે દુન્યવી ને બીજી માનસિક સમસ્યાઓની અવગણના કરવાની ટેવ બરાબર નથી. આપણે થોડા વધારે વ્યવહારુ થઈએ તો અશાંતિને દૂર કરવાની સાથેસાથે માણસને જીવનના વિકાસની એક અગત્યની જરૂર તરીકે આત્મિક વિકાસ તરફ પણ દોરી શકીએ ને તેને પ્રભુપ્રેમી પણ બનાવી શકીએ. તે રીતે તેને પરિપૂર્ણ શાંતિનો સ્વામી કરી દઈએ.

[ ૭ ]

કોઈ કોઈ માણસો કહ્યા કરે છે કે અમારું જીવન તો સારી રીતે ચાલી રહ્યું છે. ઈશ્વરની તેમાં જરા પણ જરૂર નથી. ઈશ્વરનું નામ લીધા વિના પણ અમે શાંતિપૂર્વક રહી શકીએ છીએ. તેવા માણસોને આપણે કહીએ છીએ કે ભાઈઓ, ઈશ્વર વિના તમને ચાલતું હોય ને શાંતિ મળતી હોય તોપણ, જીવનના વિકાસ માટે તમારે ઈશ્વરની સાથે પ્રેમ ને સંબંધ કરવો જ રહ્યો. તમારી આ દશા તંદુરસ્તીની દશા નથી પણ જડતાની સૂચક છે. અજીર્ણનો રોગી પાચનશક્તિની મહત્તાનો ઇનકાર કરે તેથી તેની વાત કાંઈ સાચી માની લેવાય કે? એવા કેટલાય લોકો છે જે પોતાનાં બાળકોને નિશાળમાં ભણાવવાની જ ના પાડે છે ને કહે છે કે તેમને ભણતર વિના ચાલે છે ને ચાલી શકશે- તેના વિના પણ તે સારી પેઠે કમાઈ શકે છે ને જીવનના જંગમાં ઝઝૂમી શકે છે; તો તેમની વાતને આપણે કેટલું મહત્ત્વ આપીશું ને કેટલે અંશે આદર્શ ગણીશું? શું તેમની વાત આવકારદાયક ને અનુકરણીય ગણાશે? એક માર્ગ પરથી બે પુરુષો પસાર થઈ રહ્યા હતા. રસ્તાની ફૂટપાથ પર એક વૃદ્ધ, કંગાળ, રોગી ને ભૂખ્યો માણસ સૂતો હતો. તેને જોઈને એક પુરુષને લાગણી થઈ ને તેની આંખમાં આંસુ ભરાયાં. તેણે બીજા સંપન્ન દેખાતા માણસને વૃદ્ધને મદદ કરવાની પ્રાર્થના કરી. પણ તેણે તો તેની ઠેકડી જ ઉડાવી. 'સેવા કર્યા વિના મારે સારી પેઠે ચાલે છે.' તેણે ઉત્તર આપ્યો : 'દયાનું મારા જીવનમાં સ્થાન નથી.' તે માણસની વાત ને દશા તમે કેવી માનશો? સારી કે ખરાબ? તે પ્રમાણે જીવનમાં જેમને ઈશ્વર વિના ચાલે છે ને ઈશ્વરની જરૂર નથી તે જડ છે. તેમની આપણે પ્રશંસા નથી કરતા. તેમને આપણે કહીએ છીએ કે ભાઈઓ, ઈશ્વરની ભૂખ તમને નથી લાગતી ને ઈશ્વરની જરૂર તમને નથી દેખાતી તેમાં ગૌરવ લેવા જેવું કાંઈ જ નથી. તેમાં તમારા જીવનની શોભા નથી પણ કમનસીબી છે. ઈશ્વરની શક્તિ ને કૃપા જીવનની એક અનિવાર્ય આવશ્યક્તા છે.

તમને તેની સમજ ન પડતી હોય તો તેનું કારણ તમારી જડતા ને તમારા ખોટા ખ્યાલો છે. તેને દૂર કરો એટલે ઈશ્વર વિનાનું જીવન જ તમને અશક્ય લાગશે ને તમારે માટે બોજારૂપ બનશે. ઈશ્વર પરિપૂર્ણતાનું સ્વરૂપ છે. પરમાનંદ. પ્રેમ, શાંતિ, ને મુક્તિનું પ્રતીક છે. મંગલમય ને ચેતનરૂપ છે. તેની ઇચ્છા કોને નથી ? પોતાના જીવનમાં પ્રેમ, શાંતિ, રસ, ચેતના ને આનંદને મૂર્ત કરવા કોણ નથી માગતું ? બંધનથી મુક્ત થવાની ભાવના કોને નથી ? તો પછી ઈશ્વર વિના કોણ જીવી શકે છે ? ઈશ્વરના વિરાટ સ્વરૂપને પોતાના જીવનમાં પ્રકટ કરવાનો દરેકનો પ્રયાસ હોય છે. કોકનો પ્રયાસ ભારે તો કોકનો હલકો. કોકની તે માટેની ભૂખ સાધારણ તો કોઈની અસાધારણ ને ઉત્કટ.

[ ૮ ]

પરંતુ મેં કહ્યું તેમ અશાંતિનાં કારણ અનેક હોય છે. ઈશ્વરના શરણને બધી જાતની અશાંતિના ઓસડ તરીકે બતાવવાનું ખોટું નથી. તેથી ઘણી રાહત રહે છે ને અશાંતિ હળવી પણ થાય છે. પરંતુ આપણે વધારે વ્યવહારુ બનીને અશાંતિનાં મૂળ કારણ– પછી તે ગમે તેટલાં લૌકિક હોય તોપણ, શોધી કાઢવાં ને સ્વીકારવાં જોઈએ. એકલી આધ્યાત્મિકતાને જ મહત્વ આપી જીવનમાં બીજાં અંગોની અવગણના કરવાની પદ્ધતિમાં પડવાની ટેવ તંદુરસ્ત નથી. જીવનનો સામૂહિક રીતે ને પૂરેપૂરો સ્વીકાર થવો જોઈએ. પ્રાચીન કાળનાં કેટલાંક મંદિરોમાં આપણે આ વાતની ઝાંખી જોઈ શકીએ છીએ. મંદિરોની દીવાલો પર સંગીત, નૃત્ય ને સુંદરતાનાં કલાત્મક ચિત્રો જોઈને કેટલાક લોકો મોં મચકોડે છે. પણ તેમાં મોં મચકોડવા જેવું કાંઈ નથી. જીવનમાં કળા, નૃત્ય, સંગીત, જાતીયતા, રાજકારણ, સમાજશાસ્ત્ર સૌ જરૂરી છે. આત્મિક ઉન્નતિ માટે તે બધાથી છૂટાછેડા લેવાની જરૂર નથી. જીવનને સાચા અર્થમાં જીવન કરવા ને પરિપૂર્ણ તથા રસમય બનાવવા તે બધી વસ્તુનો

વિવેકપૂર્વક ઉપયોગ કરવો જોઈએ ને તેમની વચ્ચે શ્વાસ લઈને પણ આત્મિક ઉન્નતિને માર્ગે આગળ વધવું જોઈએ. તેમાં ડૂબીને તથા ભાન ભૂલીને માણસ આત્મોન્નતિને ભૂલી ન જાય એટલું જ જોવાનું છે. આધ્યાત્મિકતાની સાધના કોઈ સૂકી સાધના નથી જેમાં માણસે જીવનના રસ ને સ્વાદ તથા કળાથી દૂર નાસવાનું ને જીવનને એકલવાયું, કષ્ટમય, નીરસ, ગંભીર, ગંદું, કંગાળ ને કઠોર બનાવવાનું હોય! ના. તે તો જીવનને છે તેના કરતાં વધારે મધુમય, પ્રેમમય, સુંદર, મંગલ ને રસમય કરી દેનારી કલ્યાણની કેડી છે. તેનો લાભ લઈને માણસે જીવનને મધુમય ને કલાત્મક બનાવવાનું છે. પણ તેનો ઉપયોગ આત્મિક વિકાસની સાધનામાં કરવાની વાત વીસરવાની નથી. ભારતીય સંસ્કૃતિ જીવનવિકાસની બંને બાજુનો સ્વીકાર કરે છે – ભૌતિક ને આધ્યાત્મિક, તે જ સ્વીકારનો આપણાં પ્રાચીન મંદિરોમાં પડઘો પડેલો છે. તે દૃષ્ટિ કેળવાય તો આધ્યાત્મિકતાને નામે જીવન ને જીવનનાં બીજાં કર્મો સાથે લડવાની ને સંસારની ઉપેક્ષા કરવાની વૃત્તિનો કાયમને માટે અંત આવે. પછી આપણે સૌની તરફ સહાનુભૂતિથી જોતાં શીખીએ. અશાંતિ અનેક પ્રકારનાં કારણોને લીધે હોઈ શકે છે એ વાતનો સ્વીકાર કરી, તેનાં શારીરિક, આર્થિક, વ્યાવહારિક, માનસિક, નૈતિક, રાજકીય ને આધ્યાત્મિક કારણો શોધી કાઢી, તેના અસરકારક ઉપાય પણ બતાવી શકીએ. એક આધ્યાત્મિકતાને નામે બીજી વાતોની ઉપેક્ષા કરી આપણી સંકુચિત સમજનું પ્રદર્શન ન કરીએ.

[૯]

ૐ શાંતિઃ શાંતિઃ શાંતિઃનો ભાવાર્થ એ રીતે ઉપર-ઉપરથી દેખાય છે તેના કરતાં ઘણો ઊંડો ને વિશાળ છે. શાંતિની ઝંખના માણસમાત્રને છે, ને દરેક પ્રકારની શાંતિને તે ચાહે છે, તે માટે જ જીવનમાં એક અથવા બીજા પુરુષાર્થનો આધાર લે

છે. તેથી જીવનના તે મહાન સત્યને લક્ષમાં લઈને, દરેક નાનીમોટી ધર્મક્રિયા ને બધા જ ધર્મગ્રંથોમાં શાંતિમંત્રનો ઉલ્લેખ સહજ રીતે જ કરવામાં આવ્યો છે. માણસ પાસે બધું જ હોય પણ જો શાંતિ ન હોય તો તેનું જીવન અધૂરું રહે છે ને અપંગ બની જાય છે. વ્યક્તિ, સમષ્ટિ, દેશ ને દુનિયા શાંતિના આ મહાન દેવની જ શોધ કરી રહ્યાં છે. તે શોધના સ્વરૂપ ને શોધનાં સાધનોમાં ફેર પડે છે, પણ સાધ્ય સૌનું એકસરખું જ રહે છે.

ત્યારે શાંતિમંત્રનો ભાવાર્થ આપણે આ પ્રમાણે તારવી શકીએ —

૧. હે પ્રભુ! શરીરની દુર્બળતાને દૂર કરી, રોગોનો નાશ કરી, શરીરને સુંદર, સ્વસ્થ ને નીરોગી બનાવીને અમને શારીરિક શાંતિ આપો.

૨. મનમાંથી બૂરા વિચારનો ભાવ કાઢી નાખી, મનને ઉત્તમ વિચાર, ભાવ, સદ્ગુણ ને સાત્વિકતાથી ભરી દઈને માનસિક શાંતિ આપો. તે

૩. અમારા અંતરમાંથી અજ્ઞાન દૂર કરી, સંકુચિતતાનો અંત લાવી, અમારામાં તમારો પ્રેમ ઉત્પન્ન કરી, અંદર ને બહાર બધે જ તમારી ઝાંખી કરવાની શક્તિ આપી અમને આત્મિક શાંતિ આપો. સર્વ પ્રકારની અશાંતિનો અંત લાવીને અમને ને સૌને શાંતિ આપો. અમારી દુર્બળતાને દૂર કરો, અમારી અશુદ્ધિનો અંત લાવો, નિર્બળતાનો નાશ કરો, ને સર્વ પ્રકારે શાંતિ આપો. ૐ શાંતિઃ શાંતિઃ શાંતિઃ

# શાંતિપાઠનો વિચાર

## [૧]

ત્રણ પ્રકારની શાંતિનો વિચાર આપણે કરી લીધો. તે પરથી કોઈને શંકા થવાનો સંભવ છે કે એકલું શાંતિ શાંતિ બોલવાથી કે શાંતિનો જપ કરવાથી કે બહુ બહુ તો શાંતિનું ધ્યાન ધરવાથી કાંઈ શાંતિ મળે? બરાબર છે. તે શંકા સાવ ઉડાવી દેવા જેવી નથી પરંતુ સ્વાભાવિક છે. તેની પાછળ વિવેકપૂર્વકની ગણતરી ને અનુભવનું પીઠબળ રહેલું છે. આપણું ઘણુંખરું કર્મ ઉપરચોટિયું, સમજ કે વિવેક વગરનું ને તત્ત્વજ્ઞાન પોપટિયું થઈ ગયું છે. કર્મમાં ભાવના રહી નથી, ને જ્ઞાનમાં આચારનો આગ્રહ જોવો ને જેટલો જોઈએ તેવો ને તેટલો સચવાતો નથી. માણસો એકલા શાંતિઃ શાંતિઃ શાંતિઃના જપ કરે અથવા તો શાંતિપાઠ બોલીને બેસી રહે તેથી કાંઈ જ વિશેષ હેતુ સરવાનો સંભવ નથી. તરસ્યો માણસ પાણી પાણીનો મંત્ર જપે તેથી કાંઈ તેની તરસ ટળે છે? હા, તેનો અવાજ સાંભળીને કોઈ તેને પાણી લાવી આપે-તે બરાબર, પણ તે પાણી તેણે પીવું તો જોઈએ જ. પીવાની ના પાડે કે મહેનત ન કરે તો તેની પ્યાસ ન જ ટળે. તેવું જ શાંતિના સંબંધમાં સમજી લેવાનું છે. પોતાને શાંતિ મળે તેવી ભાવનાની સાથેસાથે આપણે શાંતિ મળે તેવાં કર્મ પણ કરવાનાં છે, તો જ તે વહેલો કે મોડો પણ શાંતિનો અનુભવ કરી શકે.

એથી ઊલટું, કોઈ શાંતિની ઝંખના કરે કે ચાહના રાખે પરંતુ જો તેનાં કર્મ તેનાથી વિપરીત હોય, એટલે કે તે એવો પુરુષાર્થ કરે કે જેને પરિણામે તેના જીવનમાં અશાંતિ જ ફરી વળે તો તેનું શાંતિનું સ્વપ્ન ભાગ્યે જ સિદ્ધ થઈ શકે. સરવાળામાં તેને અશાંતિનો જ અનુભવ કરવો પડે એટલે ભાવના ને કર્મને જીવનના વિકાસની સાથે તદ્દન નજદીકનો – ગાઢ સંબંધ છે એ વાત વિસરાવી ના જોઈએ. માણસે શાંતિની ભાવનાના સેવનની સાથે સાથે શાંતિમય – શાંતિને વધારવામાં મદદ કરનારાં કર્મોનો પણ આધાર લેવો જોઈએ.

[૨]

પરંતુ આજે તો પરિસ્થિતિ જુદી જ દેખાય છે. માણસોમાંના કેટલાક શાંતિની ઇચ્છા રાખે છે. પણ કર્મો એવાં કરે છે કે જેથી વધારે ને વધારે પ્રમાણમાં અશાંતિ જ પેદા થાય છે. શાંતિની પ્રાપ્તિ માટે જીવન શાંતિમય, વિવેકી, સદ્દગુણી ને સાત્ત્વિક હોવું જોઈએ. સરળ ને સ્વચ્છ હોવું જોઈએ. જે માણસો જૂઠ, દંભ, કૂડકપટ ને પાખંડમાં જ રચ્યા કરે છે; બીજાને દબાવવાનું, શોષવાનું ને બરબાદ કરવાનું ધ્યાન ધર્યા કરે છે; બૂરા વિચાર ને મલિન સંગમાં રચ્યા કરે છે; વ્યસન, વાસના ને કુટેવોના ગુલામ બને છે; ને પોતાના જ સ્વાર્થનો વિચાર કરી તે માટે ગમે તેવા ઉપાય અજમાવ્યા કરે છે, તે પોતાને તથા બીજાને માટે અશાંતિ ને આપત્તિ ઊભી કરે છે એમાં શંકા નહિ. જે વાત વ્યક્તિને લાગુ પડે છે તે જ સમષ્ટિને માટે પણ સાચી ઠરે છે. દેશ ને દુનિયાના સંબંધમાં પણ તે જ હકીકત કામ કરે છે.

છતાં મોટા મનાતા માણસો કે નેતાઓ પણ યોગ્ય દિશામાં પુરુષાર્થ નથી કરતા તે ઝીણી નજરે જોનારને સાફ દેખાય છે. મોટા દેશને દોરવણી આપનારા રાજપુરુષો વાતો તો શાંતિની કરે

છે, પણ તેમને અંદરખાને ભયનું ભૂત સતાવી રહેલું દેખાય છે; સત્તાના નશામાં તે બેભાન બનીને જીભને બેકાબૂ રાખીને જેમ ફાવે તેમ બોલે છે ને વર્તે છે; લશ્કરી જોડાણો ને યુદ્ધનાં ભારે વિનાશક શસ્ત્રોની તૈયારી તે કર્યા જ કરે છે. પરિણામે સંસારમાં ભય ને અશાંતિના પડછાયા કાયમ જ રહે છે. શાંતિની વાતો ને શાંતિ માટેના પ્રયાસો હવામાં જ ફર્યા કરે છે.

[૩]

યુદ્ધ ને અશાંતિનો ભય લગભગ સૌને લાગેલો છે. તે સાથે તેના નિવારણની ચિંતા પણ ઘણા માણસો કર્યા કરે છે. એવા માણસોની મુલાકાત કેટલીક વાર રસદાયક થઈ પડે છે. મે મહિનામાં હું મહુવા બંદર હતો ત્યારે એક દિવસ સવારે મારી પાસે એક દેશી રાજ્યના નિવૃત્ત દીવાન આવી પહોંચ્યા. તેમણે વાતવાતમાં મને કહ્યું, કે મહારાજ, તમારા જેવા માણસે તો શાંતિ માટે પ્રચાર કરવો જોઈએ. આખા મહુવા ગામમાંથી જેટલી બને તેટલી સહીઓ ભેગી કરીને રાષ્ટ્રપતિ પર મોકલી આપો. તેવી જ શાંતિ-સહીઓ જ્યાં જાઓ ત્યાંથી ભેગી કરીને રાષ્ટ્રપતિને મોકલી આપો. તે બધી સહીઓ રાષ્ટ્રસંઘને મોકલી આપે. એ રીતે યુદ્ધ સામેનો આપણો વિરોધનો સૂર સંયુક્ત રાષ્ટ્રસંઘને પહોંચે ને બૉમ્બ સામેનો વિરોધ પણ પહોંચે તો બૉમ્બના પ્રયોગો બંધ થાય ને સંસારમાં શાંતિની સ્થાપના થતાં વાર ન લાગે.

મને ને બીજા ભાઈઓને તેમની વાત જરા નવી લાગી. છતાં તે વયોવૃદ્ધ હોવાથી મેં તેમને કહ્યું કે તેવી સહીઓ ભેગી કરવાથી કોઈ વિશેષ હેતુ સરે તેમ નથી. સંયુક્ત રાષ્ટ્રસંસ્થામાં શાંતિની વાતો વારંવાર થાય છે, ને ખરી રીતે તો તે સંસ્થા શાંતિની સ્થાપના માટે જ છે. છતાં તેનું કામ તે દિશામાં સફળતા-પૂર્વક આગળ વધી શકતું નથી. લોકમત જાગ્રત થવાથી શાંતિની

દિશામાં મોટું કદમ જરૂર ભરી શકાય. પરંતુ આજના વિનાશક ને ભયંકર બોમ્બગોળાના જમાનામાં તે કદમ પૂરતું ના થઈ શકે. આજના યુગમાં તો લોકમતની ખીલવણી કરતાં પણ વધારે સબળ ને વિશાળ સાધનનો વિચાર જરૂરી થઈ પડે છે, તો જ કાંઈક અસરકારક કામ થઈ શકે.

તે માટે હું તમને બેત્રણ બીજા મહત્ત્વના મુદ્દા સૂચવું છું.

તમે વિચાર કરશો તો જણાશે કે એકલા ભારતને બાદ કરતાં દુનિયાના બીજા મોટા દેશોમાં મોટે ભાગે સત્તાનાં છેવટનાં સૂત્રો લડાયક પ્રકૃતિના યોદ્ધાઓના હાથમાં છે. યુદ્ધમાં માનનારા ને કામ કરી ચૂકેલા માણસો તે દેશોનું સુકાન સંભાળી રહ્યા છે. રશિયા ને અમેરિકા જેવા દેશોનો વિચાર કરતાં આ વાત સહેજે સમજી શકાય તેમ છે. તેનું પરિણામ સ્વાભાવિક રીતે જ એ આવ્યું છે કે તેમણે લશ્કરી તૈયારીઓને શાંતિની સ્થાપના ને સાચવણી માટે જરૂરી માનીને નવાનવા લશ્કરી કરારોમાં જ રસ લીધો છે. તેને પરિણામે શાંતિને બદલે અશાંતિમાં ઉમેરો થયો છે. સંસારની શાંતિને માટે આ પરિસ્થિતિ બહુ આશાજનક નથી. તેને બદલે, દરેક દેશમાં લોકમત કેળવીને સત્તાનું સુકાન સંભાળવા એવા માણસોને ચૂંટી કાઢવા જોઈએ જે લશ્કરી તાકાત કરતાં સ્નેહ, સેવા ને સંગઠનની તાકાતમાં વધુ માનતા હોય; હથિયારના બળ પર નહિ પરંતુ સમજૂતી કે વાટાઘાટનો માર્ગ અખત્યાર કરીને અંદરના ને બહારના સળગતા પ્રશ્નોને શાંત કરવા કે ઉકેલવા આતુર હોય; જેમના દિલમાં માનવતા હોય; ન્યાય ને સત્યમાં જેમને શ્રદ્ધા હોય ને તેને માટે જરૂરી ભોગ આપવા જે તત્પર હોય એવા શાંતિ ને માનવતામાં માનનારા મહાપુરુષોના હાથમાં મોટા ને નાના દેશોનું ભાવિ સોંપવામાં આવે તો પરિસ્થિતિ આજના કરતાં ઘણી સુધરી જાય. તેવા મહાપુરુષો જે યોજના બનાવે તે શાંતિ માટેની જ હોય. તેમની દ્વારા સંસારને શાંતિમય

બનાવવાનું મહાન કામ ઘણી જ નક્કર ને અસરકારક રીતે થઈ શકે. આ બાબતમાં બીજા દેશોએ ભારતનું અનુકરણ કરવાની જરૂર છે. પ્રજાની જાગૃતિ કે લોકમત આ બાબતમાં ઘણું મહત્ત્વનું કામ કરી શકે.

[૪]

એક બીજી વાત. યુદ્ધનાં વિનાશક શસ્ત્રોની તૈયારી પાછળ જુદાજુદા દેશો લખલૂટ કે જંગી ખર્ચ કરે છે. પરંતુ તે શસ્ત્રોના અન્વેષણ ને સંશોધન પાછળ બુદ્ધિ તો વૈજ્ઞાનિકોની જ કામ કરે છે. વૈજ્ઞાનિકોની મહાન બુદ્ધિનો સાથ ના હોય તો ગમે તેવા લડાયક વૃત્તિના નેતાઓ પણ એકથી એક ચડિયાતાં સંહારનાં સાધન ઉપજાવી ન શકે. આજે તો દરેક મોટા મનાતા દેશની પાસે વૈજ્ઞાનિકોનો કાફલો છે. તે જેમ માનવજાતિની સુખાકારીનાં સાધન શોધવામાં પોતાની બુદ્ધિ ને શક્તિનો ઉપયોગ કરે છે, તેમ યુદ્ધનાં ભયંકર સંહારક શસ્ત્રો પણ પેદા કરે છે. એ વૈજ્ઞાનિકોમાં માનવતા જાગે ને માનવસંહારનાં સાધનોની પાછળ પોતાની શક્તિને ન વાપરવાનો તેઓ આક્રમ-નિર્ણય કરે, ને ગમે તેવો મોટો કે નાનો ભોગ આપવો પડે તોપણ, તેમાંથી ચલિત ન થાય તો ભારે મહત્ત્વનું કામ થઈ શકે. આઈન્સ્ટાઈન જેવા ભાવનાશાળી ને માનવતાવાદી વૈજ્ઞાનિકો આ બાબતમાં પહેલ કરીને ભારે આશીર્વાદ-રૂપ થઈ શકે. વૈજ્ઞાનિકો નિશ્ચય જ કરે કે પોતાની બુદ્ધિ ને આવડતનો ઉપયોગ તે લોકહિત માટે જ કરશે, ને સૌની સુખાકારીની સાધનામાં જ પોતાનું જીવન ખરચી નાખશે, તો લડાયક પ્રકૃતિના લોકોના હાથ હેઠા પડી જાય. તેમનો મોટામાં મોટો આધાર તૂટી જાય.

એટલે લોકમતની સાથે સાથે વૈજ્ઞાનિકોના આત્માને જાગ્રત કરવાનું ને તેમનું સંગીન સંગઠન કરવાનું કામ ખૂબ જ જરૂરી છે. સંસારની વર્તમાન ને ભાવિ શાંતિમાં તે વસ્તુ ઘણો અસરકારક ભાગ ભજવે ને કીમતી ફાળો આપી શકે.

[૫]

આગળની વાત જરા જુદી છે. આપણે જોઈ ગયા કે દેશ આખો ગુલામીના અંધકારમાં ડૂબેલો હતો ત્યારે. સત્યાગ્રહ ને અસહકારનાં અકસીર શસ્ત્રો સાથે મહાત્મા ગાંધીજી.પ્રકટ થયા. તેમણે આજીવન મહેનત કરીને દેશને આઝાદી અપાવી. સૈનિકો ને દેશપ્રેમી પુરુષોની હાર તેમની આજુબાજુ ઊભી થઈ. તે રીતે આ દેશમાં ઈશ્વરની ઇચ્છાથી વળી એક મહાપુરુષ પેદા થાય તે વાત માન્યામાં ન આવે તેવી નથી. ગાંધીજીના પ્રાકટ્યથી તેનું કાર્ય ઘણું સરળ થઈ ગયું છે. ગાંધીજીને લીધે સંસારમાં નૈતિકતા ને આત્મિક શક્તિની શ્રદ્ધા કેં'ક અંશે વધી ગઈ છે. તે પછી આવા મહાપુરુષનું પ્રાકટ્ય સંભવી શકે છે. તે માનવપ્રેમી છતાં પોતાની વિરાટ શક્તિ કે સિદ્ધિઓથી સંપન્ન હોવો જોઈએ. વળી તેનાં જીવનકાર્યની પાછળ ઈશ્વરની પ્રેરણા કામ કરતી હોવી જોઈએ. એવો મહાન સિદ્ધ યોગી પુરુષ યુદ્ધનાં સંહારક સાધનોને વિફળ કરીને તેમાંથી દુનિયાના મોટા દેશોને માનવતા ને શાંતિને માર્ગે વાળી શકે. ધારો કે ભયંકર યુદ્ધ થાય ને તેમાં સંહાર પણ થાય, તોપણ આવો મહાપુરુષ પોતાની દૈવી શક્તિથી તે વખતે ઘણું મહત્ત્વનું કામ કરી શકે. દેશમાં ઘણા તપસ્વી ને સંતપુરુષો છે. તે પ્રખર સાધના ને ઈશ્વરારાધના કરે, તો તેમનામાંથી જ કોઈ આવી વિભૂતિ કેમ ન નીકળે ?

મારી વાતને દીવાન શાંતિથી સાંભળી રહ્યા. ને પછી તેમણે સઢીઓ ઉધરાવવાની પોતાની વાત પડતી મૂકી.

[૬]

શાંતિપાઠ ઉપનિષદની પોતાની વિશેષતા છે. કેટલાક કવિઓ કાવ્યરચનાની શરૂઆતમાં ને પહેલાંના લેખકો ગ્રન્થની શરૂઆતમાં પોતાના ઈષ્ટદેવ અથવા દેવીની સ્તુતિ કરે છે, તે પ્રમાણે ઉપનિષદમાં આરંભમાં શાંતિપાઠની રચના કરવામાં આવી છે. તેમાં સૌના

હિત ને સૌને માટેની શાંતિની ભાવના દેખાય છે. એકાંત અરણ્ય-પ્રદેશમાં વસનારા એ ઋષિઓએ શાંતિની જ ઉપાસના ને ઇચ્છા કરી છે. તેથી શાંતિની ભાવનાથી તે પોતાના સંદેશની શરૂઆત કરે એ સહેજે સમજી શકાય તેમ છે.

પશ્ચિમની ફિલસૂફીમાં એક સુંદર વાક્ય છે. તેનો ભાવ ઘણો સારો છે. જીવો ને જીવવા દો. એ વાક્ય છે તો ઘણું સારું, પણ તેમાં પશ્ચિમની વિચારધારાનો પડઘો પડેલો છે. તે વિચારધારા પહેલાં પોતાનું આસન સુરક્ષિત કરી લે છે – પહેલાં પોતાની ભલાઈ કે સુખાકારીની સામગ્રી એકઠી કરવામાં માને છે. પછી જો વધારો હોય તો બીજાને વહેંચી આપે છે. પહેલાં જીવો એ ભાવનો ઉપદેશ આપવામાં આવ્યો છે. પછી જીવવા દો કહ્યું છે. અલબત્ત, એ રીતે પણ બીજાના જીવનનો વિચાર કર્યો છે તે સારું જ છે. પણ ભારતીય ફિલસૂફી કે ભારતીય દૃષ્ટિ જરા જુદી પડે છે અથવા કહો કે એક કદમ આગળ વધે છે. તે તો કહે છે કે બીજાને જિવાડીને જીવો. એટલું જ નહિ, બીજાને માટે મરવું પડે તો મરો પણ, જીવનને ભોગે પણ બીજાને જીવન દો. દધીચિ ને રંતિદેવની જેમ. પોતે સહન કરવું, ઘસાવું કે વેઠવું પડે તોપણ બીજાને જીવનદાન દેવા ને સુખ પહોંચાડવા તૈયાર રહેવાનો આદેશ ભારતીય સંસ્કૃતિનો પોતાનો વિશેષ આદેશ છે. અલબત્ત, બીજાને સુખ આપવામાં સદાચાર કે માનવતાની મર્યાદાનો ભંગ ન થાય તે જરૂર જોવાનું છે. નીતિની મર્યાદામાં રહીને બીજાના સુખ માટે પ્રયાસ કરવાનો છે તે ભુલાવું ન જોઈએ.

આપણે જેનો વિચાર કરીએ છીએ તે શાંતિપાઠમાં આવી ભાવનાનું દર્શન થાય છે. તેમાં શાંતિની જ કામના છે. ઋષિ કહે છે કે સ્વર્ગમાં રહેનારા જીવોને શાંતિની પ્રાપ્તિ થાઓ, આકાશમાં વિહાર કરનારા ને વસનારા જીવોને શાંતિની પ્રાપ્તિ થાઓ,

પૃથ્વીમાં સર્વત્ર સુખશાંતિનો ફેલાવો થાઓ, પાણી ને વનસ્પતિમાં રહેનારાં જીવજંતુ ને પશુપંખી સૌને શાંતિની પ્રાપ્તિ થાઓ, આ ઉપરાંત જે બાકી રહ્યા હોય તે બધા જ જીવોને શાંતિની પ્રાપ્તિ થાઓ. ટૂંકમાં કહીએ તો બધે શાંતિ જ શાંતિનો પ્રસાર થાઓ ને તે શાંતિ મને પણ પ્રાપ્ત થાઓ.

આ ભાવનામાં ભારતીય સંસ્કૃતિનું હાર્દ સમાયેલું છે. ઋષિ પહેલાં બીજાની શાંતિની કામના કરે છે, ને છેવટે, સૌથી છેલ્લે જ, પોતાને શાંતિ મળે તેવી ભાવના કરી બતાવે છે. આપણે એક ઓરડામાં બેઠા હોઈએ તેની પૂર્વ દિશાની દીવાલને શાંતિ મળે, પશ્ચિમની દીવાલને ને એમ બધી જ દીવાલોને શાંતિ મળે, તેની જમીનને પણ શાંતિ મળે, ને આસપાસના બધા જ વાતાવરણને શાંતિ મળે એવી ભાવના કરીએ તો પરિણામે આપણે માટેની શાંતિભાવના પણ સહેજે થઈ જાય. આખા ઘરને શાંતિ મળે એટલે તે ઘરમાં બેઠેલા આપણને પણ શાંતિ મળી જ જાય. ઋષિઓની પદ્ધતિ તેવી છે. પહેલાં બીજાનું હિત, પછી પોતાનું. બીજાનું હિત થશે એટલે પોતાનું હિત થતાં પણ વાર નહિ લાગે.

પરંતુ બીજી જાતની વિચારપદ્ધતિ ને સંસ્કૃતિ પોતાના જ હિત ને પોતાની જ સુખાકારી તથા શાંતિનો વિચાર કર્યા કરે છે. તે પહેલાં પોતાનું આસન સુરક્ષિત રાખવામાં માને છે. તે તો કહે છે કે બીજાનું ગમે તે થાય, પણ સૌથી પહેલાં મારું ઘર ભરાઓ, મારો સ્વાર્થ સધાઓ, ને મને સુખશાંતિ ને સમૃદ્ધિની પ્રાપ્તિ થાઓ. તે તો કહેશે કે પહેલાં મને શાંતિ મળો, પછી મારી સ્ત્રીને ને મારાં બાળકોને; પછી મારાં માતાપિતા, ભાઈભાંડુ ને મારાં ગામવાળાંને; પછી પાસેનાં ગામવાળાંને; ને એમ વહેંચાતી વહેંચાતી જો વધે તો તે શાંતિ બીજાને પણ ફાળે આવતી વહેંચી દેજો, નહિ તો કાંઈ નહિ.

શાંતિની ભાવનામાં જીવનના ઊંડા ને દૈવી દૃષ્ટિકોણનો સમાવેશ થાય છે. જીવન ને જીવનની સંપત્તિ સૌના સુખ, સૌના હિત ને સૌની શાંતિ માટે છે. તે દ્વારા માણસે બીજાને મદદરૂપ થવાની કોશિશ કરવી જોઈએ. માણસની પાસે જે પણ શક્તિ, સંપત્તિ કે મૂડી છે, તેનો ઉપયોગ બીજાના મંગલ ને લાભને માટે થવો જોઈએ. વિદ્યા, ધન, બળ, કળા, સાધના, ધર્મ ને તત્ત્વજ્ઞાન તે માટે જ છે એ વાતનું વિસ્મરણ ભૂલેચૂકે પણ ન થવું જોઈએ. એ દૃષ્ટિથી આ શાંતિભાવનાનો વિચાર કરીએ તો તેમાં રહેલી ઉત્તમતા સહેજે સમજી શકાશે. ઋષિ જલ ને સ્થળમાં વિસ્તાર પામેલા આખા સંસારની શાંતિની ભાવના કરે છે. સંસારને શાંતિ મળશે એટલે પોતાને પણ મળશે જ એમ માનીને સૌથી છેલ્લે કહે છે કે જે શાંતિ સમગ્ર સંસારમાં ફેલાવાની છે તે શાંતિ સંસારના એક સંતાન તરીકે મને પણ પ્રાપ્ત થાઓ. सा मा शांतिरेधी।

આ શાંતિપાઠ ભારતની પુરહિતની ભવ્ય ભાવનાનો એક નમૂનો છે એમ કહીએ તો તે વધારેપડતું નહિ ગણાય. તેનો અમલ કરવાથી જીવનમાં નવી શક્તિનો સંચાર થશે.

સૌનું હિત, સૌનું સુખ ને સૌની શાંતિની કામના કે ચાહના ભારતીય સંસ્કૃતિની મુખ્ય ભાવના છે. વ્યક્તિગત હિતની સાથેસાથે તે ભાવનાનો સુમેળ થવો જોઈએ. તત્ત્વજ્ઞાનની કેટલીક ગેરસમજને લીધે પોતાના હિત કે પોતાના ઉત્કર્ષને નામે માનવે સામાજિક હિત તરફ એક પ્રકારની ઉદાસીનતા બતાવી છે. પરંતુ તેને સહકાર આપી શકાય તેમ નથી. સહકાર તો આપણે માણસના વ્યક્તિગત તેમ જ સમષ્ટિગત સુખાકારીના આદર્શને જ આપી શકીશું. જે જીવનપદ્ધતિમાં વ્યક્તિના હિતને નામે સમષ્ટિના હિતને ઉપેક્ષાની નજરે જોવામાં ન આવતું હોય તે પદ્ધતિ ઉત્તમ તરીકે ઓળખાવી શકાય. પરંતુ તેમાં એક બીજી વાતનું પણ

ધ્યાન રાખવાનું છે. કેટલીક વાર સમષ્ટિના હિત ને સમષ્ટિની સુખાકારીને નામે વ્યક્તિની સ્વતંત્રતાને ગૌણ ગણવામાં આવે છે, ને સમાજને નામે વ્યક્તિના ગૌરવ, મહત્ત્વ ને હિતનો પૂરતો વિચાર ન કરી તેનો બધી રીતે ભોગ લેવામાં આવે છે. વ્યક્તિના વિચાર, વર્તન ને વ્યક્તિની વાણી પર નિરર્થક નિયંત્રણ નાખી તેને દાબી દેવાની ને પક્ષીય કે સામાજિક હિતને નામે ગૂંગળાવી નાખવાની કોશિશ કરવામાં આવે છે. એ પદ્ધતિ પણ જોખમકારક છે. સરમુખત્યારશાહી આપખુદ દેશોમાં એ જ પદ્ધતિનો આધાર લેવાય છે. ત્યાં નાગરિક જીવન સદા ભય ને પરતંત્રતાની દશામાં રહે છે. કેળવણી, વિદ્યા, સાહિત્ય ને કળાની સ્વતંત્રતા મરી જાય છે. ભારતીય સંસ્કૃતિ એ પદ્ધતિનાં ગુણગાન પણ નથી કરતી. સમાજનું હિત કરનારે પોતાનું હિત પણ કરતા રહેવાનું છે; સમાજના વિશેષ હિતને માટે પોતે પણ શક્તિશાળી બનતા જવાનું છે. પોતાના વિકાસ તરફ આંખમીંચામણાં કર્યે નહિ ચાલે. સમાજની સાથેસાથે પોતાનું જીવન પણ શાંત, સ્વતંત્ર ને સમૃદ્ધ બનાવવાની કોશિશ માણસે કરતા રહેવાની છે. ને પોતાના વિકાસનો સમાજના હિત ને વિકાસ માટે ઉપયોગ કરવાનો છે. પોતાની શક્તિ કે સંપત્તિનો બીજાને માટે સદુપયોગ કરવાનો છે. આમ, વ્યક્તિ તેમ જ સમષ્ટિના હિતની રક્ષા કરવાની સાથેસાથે વ્યક્તિ કે સમષ્ટિમાંથી એકેને અન્યાય ન થાય તે જોવાનું છે. વ્યક્તિ ને સમષ્ટિની ઉપેક્ષાના બંને છેડાને છોડી વચ્ચેનો માર્ગ અપનાવવાનો છે. એ માર્ગ સર્વોત્તમ કહી શકાય.

એટલે પોતે શાંતિ મેળવી ચૂકેલા ઋષિઓએ સૌની શાંતિની કામના કરી છે. सर्वे भवन्तु सुखिनः ની ભાવના તેમની પવિત્ર ભાવના છે. એટલે એ ભાવનાનું પારાયણ કરીને માણસે બેસી રહેવાનું નથી. ભાવનાનું પારાયણ કરવું ને ભાવનાનો અમલ કરવો એમાં ઘણો ફેર છે. જીવનને સત્ત્વશાળી ને સમૃદ્ધ કરવા ઉત્તમ ભાવના સાથે જીવનને તાણા ને વાણાની પેઠે ઓતપ્રોત કરી દેવું

જોઈએ. આ બાબત આપણે ઘણા પછાત છીએ એ નક્કી છે. તેથી જ આપણું જીવન અપંગ જેવું બની ગયું છે. સૌની શાંતિ, સૌનું હિત ને સૌની સુખાકારીની ભાવના કરવાની સાથે તે માટે બનતો ફાળો આપવા આપણે તૈયાર રહેવું જોઈએ. તો જ આપણું જીવન વ્યક્તિગત ને સમષ્ટિગત રીતે સુખી બની શકે.

[૮]

શાંતિપાઠમાં આપણને કેવી ઉદાત્ત ને મંગલ ભાવનાનું દર્શન થાય છે! ઋષિ કહે છે કે 'આ સંસારમાં યોગ્ય સમયે યોગ્ય પ્રમાણમાં વરસાદ વરસ્યા કરો. અતિવૃષ્ટિ કે અનાવૃષ્ટિ થાઓ નહિ. પૃથ્વી ધનધાન્ય ને ફળફૂલથી સુશોભિત બનો. દેશ ને દુનિયામાં ચિન્તા, ભય, અશાંતિ ને મુસીબત ઊભા કરે તેવા પ્રસંગો ન બનો, ને સંસારના બધા જ મનુષ્યો તથા પ્રભુપરાયણ પુરુષો બધી રીતે નિર્ભય બનો.'

काले वर्षतु पर्जन्यः पृथिवी सस्यशालिनी ।
देशोऽयं क्षोभरहितः मानवाः सन्तु निर्भयाः ॥

છેલ્લી લીટીમાં મોટે ભાગે ब्राह्मणाः सन्तु निर्भयाः બોલવામાં આવે છે. પરંતુ તેની જગ્યાએ मानवाः सन्तु निर्भयाः સારું લાગવાથી મેં તે જ મૂક્યું છે.

કેવળ પોતાનું હિત નહિ, સૌનું હિત શાંતિપાઠના મંત્રોમાં દેખાઈ આવે છે. ॐ सहनाववतु મંત્રની જ વાત લો તો એ વાતની યથાર્થતા સહેજે સમજી શકાશે. તે મંત્ર મોટે ભાગે કેટલાંક છાત્રાલયો ને કેટલાક આશ્રમોમાં જમવાનું શરૂ કરતી વખતે બોલવામાં આવે છે. પણ તેને ફક્ત ભોજનની ભાવનાનો મંત્ર માની તેટલા પૂરતો મર્યાદિત કરી દેવાની જરૂર નથી. તેની ભાવના જીવનનાં બધાં જ ક્ષેત્રોમાં ઝીલવાની જરૂર છે. આખા જીવનની દૃષ્ટિ ને

પદ્ધતિને પલટાવવા તેનો ઉપયોગ કરવાનો છે. તેના શબ્દોચ્ચાર માત્રથી સંતોષ માનીને બેસી જવાનું નથી, પણ તેની ભાવનાનો જીવનને જીવંત કરવા માટે અમલ કરવાનો છે. તેની ભાવના કેટલી સરસ છે ! 'હે પ્રભુ, અમારા અંગત મતભેદ કોરે રાખીને અમારી ને બીજાની સુખાકારી ને ઉન્નતિનાં સારાંસારાં કામો કરવા માટે અમે એક સાથે ભેગા મળીએ ને વિકાસ કરીએ; પુરુષાર્થ કરવાથી અમને જે પ્રાપ્ત થાય તેનો ઉપયોગ અમારા અંગત સ્વાર્થ માટે જ કરીને બેસી ન રહીએ, પણ વધારેમાં વધારે માનવોના હિત માટે તેનો ઉપયોગ કરીએ. અમારી બુદ્ધિ, અમારું બળ ને ધન બીજાના ને અમારા હિત માટે વપરાય તેની કાળજી રાખીએ. સારાંસારાં કામ કરવા માટે અમે એક સાથે એકઠા થઈને પુરુષાર્થ કરીએ. અમારું અધ્યયન, અમારી બુદ્ધિ ને અમારો વિવેક ખૂબ જોરદાર ને તેજસ્વી બને, ને કોઈ પણ કારણસર અમે એકમેકની ઈર્ષા ન કરીએ કે કોઈનો દ્વેષ ન કરીએ. સૌ સાથે પ્રેમ રાખીએ.'

આ ભાવના પ્રમાણે બધા ચાલવા માંડે તો ? સમાજ કેટલો શુદ્ધ, સુખી ને સમૃદ્ધ થાય ! માનવનું જીવન છેક જ પલટાઈ જાય ને અવનવું થઈ જાય તેમાં લેશ પણ શંકા નથી.

[ ૯ ]

હવે શાંતિપાઠની બીજી ભાવના જોઈએ. તે ભાવનામાં જીવનને મંગલમય કરવાની કામના છે. મનને પવિત્ર ને મંગલમય બનાવવાની સાથેસાથે શરીર ને ઇન્દ્રિયોને પણ અનુક્રમે સુંદર, સુદૃઢ, સ્વસ્થ ને મધુમય કરવાની જરૂર છે. તો જ જીવન સંપૂર્ણપણે સુખમય ને ઉત્તમ બની શકે એ વાતનો સ્વીકાર કરીને ઉપનિષદના ઋષિ કહે છે કે 'અમે સદાયે શ્રદ્ધાથી કલ્યાણકારણ વચનો, શબ્દો કે વાતો જ સાંભળીએ; અશ્લીલ કે બૂરા શબ્દોને કાને અડવા પણ ન દઈએ. આંખથી પણ પવિત્ર ને કલ્યાણકારક રીતે જ

દર્શન કરીએ : જે જોઈએ તે સારું જ જોઈએ. શરીરને સુદૃઢ ને સ્થિર રાખીએ. ને અમારે ફાળે જે આયુષ્ય આવે તેને સારાં કામોમાં તથા પ્રભુની પ્રસન્નતા માટે જ વાપરીએ.'

બીજે ઠેકાણે એવી જ ભાવનાનું અનુસંધાન કરતાં કહે છે કે 'મારા અવયવ ને મારું આખું શરીર બલવાન બનો; વાણી, પ્રાણ, આંખ, કાન ને બીજી બધી ઈંદ્રિયો બલવાન બનીને જીવનની ઉન્નતિના કામમાં ખપ લાગો. પરમાત્મા કદી મારો ત્યાગ ન કરે, તથા હું પણ રોજનાં વ્યાવહારિક કામોમાં અટવાઈ જઈને તમને ભૂલું નહિ. અમારો સંબંધ સનાતન, ગાઢ ને અતૂટ બની જાય. વેદમાં કહેલા ઉત્તમ ઉપદેશો મારા જીવનમાં સાકાર બને અથવા તો હું ધર્મની મૂર્તિ બની જઉં.' 'પ્રભુ ને પ્રભુની બધી જ શક્તિઓ અમારું બધી રીતે મંગલ કરે...કલ્યાણ જ કરે.'

કલ્યાણ ને શાંતિની આથી વધારે મંગલ ને ઉત્તમ ભાવના બીજી કઈ હોઈ શકે? તેને જીવનમાં ઉતારવાનો સૌ પ્રયાસ કરે તો જીવન સાચા અર્થમાં જીવન બને — પૃથ્વી પણ પાવન ને મધુમય બને. પ્રભુ આપણને એ માટે બળ આપે.

## ૭૯

## સદ્બુદ્ધિની ઉપાસના

[૧]

જીવનના વિકાસમાં મન બહુ જ મહત્ત્વનો ભાગ ભજવે છે. અથવા કહો કે મનનો ફાળો ખૂબ જ મહત્ત્વનો છે. આપણે ત્યાં એક વાત ખૂબ પ્રસિદ્ધ છે ને વારંવાર કહેવામાં આવે છે કે મન માણસના મોક્ષ ને બંધનનું કારણ છે. તે જો નિર્મળ થઈ જાય, ઉત્તમ ભાવો ને વિચારોથી ભરાઈ જાય, ને વિવેકના પ્રકાશથી પ્રકાશિત થાય, તો માણસને મુક્તિનો આનંદ મળી શકે; પરંતુ જો એથી ઊલટું, મલિન, સ્વાર્થ ને સંકુચિત ભાવ, વિચાર ને વૃત્તિથી સંપન્ન બને તો માણસને બંધનની દશામાં મૂકી દે. મન કોઈ કાળે એક વસ્તુને સારી માને છે તો બીજે વખતે તેને જ ખરાબ સમજે છે. પરિણામે તે રાગદ્વેષનો અનુભવ કરીને સુખીદુઃખી થયા કરે છે. એ મનના સુધાર માટે જ સાધના છે. ધર્મનું આચરણ પણ તેની ઉન્નતિ માટે જ છે. જે સાધના કે ધર્મ મનના સ્વરૂપમાં ફેરફાર કરી તેને ઉત્તરોત્તર શુદ્ધ, સાત્વિક, મધુમય, પ્રેમમય ને મંગલ ન કરી શકે, તે સાધના ને ધર્મ ખાસ ઉપયોગી ન કહેવાય. માનવના વિકાસક્રમમાં તેથી નક્કર ફાળો ન જ મળી શકે. માટે તો આપણે જોઈએ છીએ કે પ્રત્યેક ધર્મ ને સાધના મનની શુદ્ધિ કે મનના સુધાર પર ખાસ ભાર મૂકે છે. એ રીતે માનવજીવનની ઉન્નતિમાં મનનું મહત્ત્વ ઘણું હોવાથી વૈદિક કાળના ઋષિવરોએ પણ તેને માટે પૂરતો વિચાર કરેલો છે. મનની શુદ્ધિ ને

મંગલતા માટે તેમણે પ્રક્રિયા ને પ્રાર્થના પૂરી પાડી છે, તેમ જ વિવેક અથવા સદ્બુદ્ધિની પ્રાપ્તિને ખૂબખૂબ મહત્ત્વની માની છે.

સદ્બુદ્ધિનું મહત્ત્વ કોણ નથી જાણતું? જીવનના સંગ્રામમાં સફળ થવા માટે તેની જરૂર સૌ એકી અવાજે સ્વીકારે છે જ. તેની મદદથી માણસ સત્ય ને અસત્ય તથા શુભ ને અશુભનો ભેદ સારી પેઠે સમજી શકે છે, ને પોતાને માટે શું સારું એટલે અપનાવવા જેવું ને શું છોડવા જેવું તેનો નિર્ણય કરી શકે છે. બુદ્ધિ વિનાના માણસો જીવનનો સદુપયોગ કરી જીવનને ઉજ્જવળ કરી શકતા નથી. તેમને દૃષ્ટિના અંધ કહીએ તો ચાલે. પરન્તુ જે વિવેકી ને સદ્બુદ્ધિવાળા છે તેમની વાત જુદી છે. તે તો પળેપળે જાગ્રત રહે છે ને કોઈ પણ વાતાવરણમાં કે કોઈ પણ કામ કરતાં પોતાની પ્રગતિ સાધતા રહે છે. તેમનો વિવેક તેમને નિરંતર દોરવણી આપે છે ને તેમને માટે મોટા ચોકીદારનું કામ કરે છે. જીવનનાં ભયસ્થાનો ને પ્રલોભનોમાંથી રક્ષા કરવાનું જરૂરી કામ પણ તે જ કરે છે. પ્રતિકૂળ પરિસ્થિતિમાં પણ તેની સેવા તૈયાર જ રહે છે. જ્યારે ચારેકોર નિરાશા હોય, નિષ્ફળતાનાં વાદળાં ગર્જી રહ્યાં હોય, વેદના ને ચિન્તાની ચપલા જીવનના આકાશમાં ઉપરાઉપરી ચમકારા કરતી હોય, ને બહાર આવવાની એકે બારી ન રહી હોય, ત્યારે તેની જ મદદથી માણસ માર્ગદર્શન મેળવે છે. જીવનના વિકાસ કે સદુપયોગ માટે સદ્બુદ્ધિ ખાસ જરૂરી છે.

કેટલાક માને છે તેમ મગજમાં ખૂબ જ્ઞાન ભરવું, જુદીજુદી માહિતી એકઠી કરવી કે અનેક ભાષા ને વિષયોનું જ્ઞાન હોવું તેનો સમાવેશ સદ્બુદ્ધિમાં નથી થતો. વિવેક સાથે તેનો બહુ સંબંધ નથી. સદ્બુદ્ધિ તો સત્ય ને શિવને ઓળખનારી ને અપનાવનારી કે ભજનારી બુદ્ધિ છે, ને તે જ જીવનમાં જરૂરી છે. ઇચ્છા ને ઉપાસના પણ તેની જ કરવામાં આવી છે.

[૨]

સદ્બુદ્ધિ એટલે સત્યરૂપી પરમાત્માને જાણનારી કે ઓળખનારી બુદ્ધિ એવો અર્થ પણ લઈ શકાય. સદ્બુદ્ધિનો બીજો અર્થ સત્યપરાયણ અથવા સ્વચ્છ બુદ્ધિ પણ થાય છે. તેને વિવેક પણ કહી શકાય. બુદ્ધિને મનની સાથે તદ્દન નજીકનો સંબંધ છે. એટલે ઉત્તમ પ્રકારની બુદ્ધિ માટે ઉત્તમ મનની પણ જરૂર છે. ઉત્તમ મનનો અર્થ, અલબત્ત, નિર્મળ મન જ કરવાનો છે. જ્ઞાનનો પવિત્ર પ્રકાશ પ્રકટે ને પથરાઈ રહે તે માટે મનને નિર્મળ કરવાની જરૂર છે. ગીતાની ભાષામાં કહીએ તો આસુરી સંપત્તિ મનનો મેલ છે. તેને દૂર કરીને દૈવી સંપત્તિની જીવનમાં પ્રતિષ્ઠા કરવાની જરૂર છે. એમ કરવાથી મનની આગળનું અંધકારનું આવરણ હઠી જાય છે ને તેને પ્રકાશની કે સત્યજ્ઞાનની પ્રાપ્તિ થાય છે. ઋષિઓએ આ હેતુની સિદ્ધિ માટે ઉપાસના પણ બતાવી છે. ગાયત્રીની ઉપાસના તેને જ માટે છે. ગાયત્રી મંત્ર આજે મોટે ભાગે અનુષ્ઠાન કરવા જ કામ લાગે છે. લોકો તેનો લૌકિક કે લૌકિક હેતુ માટે જ ઉપયોગ કરે છે. બાકી તેમાં પરબ્રહ્મ પરમાત્માના પ્રકાશનું જ ધ્યાન કરવાનું કહેવામાં આવ્યું છે. ને તે પરમાત્મા પોતાની બુદ્ધિને પ્રેરણા આપે તે માટે પ્રાર્થના કરી છે. માનવની બુદ્ધિ જ્યારે પ્રભુપ્રેરિત થઈને કામ કરે ત્યારે પ્રત્યેક કામ મંગળ, સફળ ને ઉપયોગી જ થાય. તેવા અનુભવથી માણસનું અજ્ઞાન ને અહં તથા મમત્વ મરી જાય, ને તેનું સમગ્ર જીવન ઈશ્વરના હાથમાં હથિયારરૂપ બની જાય. જીવનનો સાચો આનંદ ત્યારે જ શરૂ થાય. ઈશાવાસ્યોપનિષદમાં આ હેતુને માટે પ્રાર્થના કરતો એક શ્લોક છે. જુઓ :

> हिरण्मयेन पात्रेण सत्यस्यापिहितं मुखम् ।
> तत्त्वं पूषन्नपावृणु सत्यधर्माय दृष्टये ॥

'સત્યરૂપી પરમાત્માનું સ્વરૂપ માયાના સોનેરી ઢાંકણથી અથવા તો અજ્ઞાનથી ઢંકાયેલું છે. તે ઢાંકણ અમારી આગળથી દૂ

પ્રભુ! તમે દૂર કરી દો જેથી અમે સત્યને જાણી શકીએ ને તમારું દર્શન પણ કરી શકીએ.'

સદ્દબુદ્ધિ, વિવેક કે જ્ઞાનની પ્રાપ્તિ પર ઋષિવરોએ આમ ખાસ ભાર મૂકેલો છે. કેમ કે તેના પર જીવનની ઉન્નતિ કે અવનતિનો આધાર છે. પરમાત્માને ઓળખવામાં પણ તેનો ફાળો કાંઈ નાનોસૂનો નથી. સદ્દબુદ્ધિ મેળવીને મનને સદાય કલ્યાણકારક ને ઉત્તમ ભાવો ને વિચારોવાળું રાખવું ને ઉત્તમ કર્મોથી જીવનને સુશોભિત તથા ઉજ્જવળ કરવું એ દરેકનું ધ્યેય હોવું જોઈએ. એવા માણસોથી સમૃદ્ધ સમાજ, દેશ ને સંસાર ખરેખર સુખી ને શાંતિમય બની શકે.

# ઈશાવાસ્ય ઉપનિષદ

## મહત્ત્વના મુદ્દા

[૧] આરંભ

[૨] ત્યાગની ભાવના

[૩] ત્યાગની ભાવનાનો બીજો ભાવ

[૪] કર્મની ફિલસૂફી

[૫] સોનેરી ઢાંકણું

[૬] મોહમાંથી મુક્તિ

[૭] વિદ્યા ને અવિદ્યા

[૮] ભૂતકાળની સ્મૃતિ

# ઈશાવાસ્ય ઉપનિષદ

## [ ૧ ] આરંભ

શંકરાચાર્ય ભગવાને વિદ્વાનોએ વાંચવા, પાઠ કરવા ને મનન કરવા જેવાં જે દસ ઉપનિષદ કહ્યાં છે તેમાં ઈશાવાસ્ય ઉપનિષદ સૌથા પહેલુ છે. ટૂંકું પણ તે સૌથી વધારે છે ને લોકપ્રિય તથા પ્રખ્યાત પણ ઘણું છે. વ્યાવહારિક જીવન ને કર્મ પર તેમાં ખાસ ભાર મૂકવામાં આવ્યો હોવાથી કર્મમાં માનવાવાળા ને કર્મરત માણસો પણ તેના તરફ ખાસ આદરભાવ રાખે છે. કેટલાક તો તેનો નિત્યપાઠ પણ કરે છે. કોઈ કોઈ ઠેકાણે સમૂહપ્રાર્થનાના કાર્યક્રમમાં પણ તેનો લાભ લેવાય છે. એ રીતે માણસોનું ધ્યાન તેના તરફ ઠીકઠીક ખેંચાયું છે.

કેટલાક લોકો એમ માને છે કે ઉપનિષદ તો વિદ્વાનોને માટે છે, સાધારણ બુદ્ધિવાળાનું તેના વાચનમનનમાં કામ નહિ. તો કોઈક તેને સંસારના વ્યવહાર છોડી દીધા પછી સમજવાની સામગ્રી સમજે છે ને વર્તમાન જીવન સાથે તેને કોઈ સંબંધ નથી એમ માને છે. પણ તે માન્યતા ભૂલભરેલી છે. ઉપનિષદ તો ધર્મપ્રેમી ને જીવનની ઉન્નતિમાં માનનાર દરેક માણસ માટે છે. તે વ્યવહાર કરતાં કરતાં પણ વિચારી કે સમજી શકાય છે, ને તેની સાચી સમજ આપણા વ્યવહાર તેમ જ જીવનને સુંદર ને સરસ બનાવવામાં મહત્ત્વનો ફાળો આપી શકે તેમ છે. એટલે તેનો વિચાર

સૌએ કરવાની જરૂર છે. ઉપનિષદ કોઈ એક વર્ગની નહિ પણ મનુષ્યમાત્રની મૂડી છે.

વિચારની જરૂર જીવનમાં ઘણી છે પરંતુ એકલો વિચાર ખાસ કામ નહિ લાગે. વિચાર સાથે તેનો અમલ કે આચાર જોઈશે. આપણે ત્યાં વિચારકોની કમી નથી. વધારે યા ઓછા પ્રમાણમાં વિચાર કરવાની શક્તિ લગભગ દરેક માણસમાં હોય છે. શાસ્ત્રીય જ્ઞાન ને વિદ્વત્તા તથા શાસ્ત્રાભ્યાસમાં પ્રવીણ પુરુષો પણ ઘણા છે. વેદ, ઉપનિષદ ને ગીતા જેવા ગ્રંથોના સારભાગને મોઢે બોલી જાય ને તેના પર ઊંડામાં ઊંડો ઉપદેશ આપી શકે ને વિસ્તારથી લખી શકે તેવા પણ ઘણા છે. પણ મુખ્ય જરૂર અનુભવની કે વ્યાવહારિક જીવનમાં તેને ઉતારવાની છે ને તેવા પ્રયોગપ્રેમી પુરુષો થોડા છે. આચારના પ્રયોગમાં પારંગત થયેલા એથી પણ થોડા છે. જીવનને ઉજ્જવળ કરવા એવી પ્રયોગપ્રિયતા કે પારંગતતા મેળવવાની જરૂર છે. માટે આપણે આચાર કે વ્યવહાર તરફ વધારે ધ્યાન આપીએ તે જરૂરી છે. જીવનના ઉત્કર્ષ માટે જરૂરી વસ્તુ તે જ છે. તેના વિનાના એકલા મનનથી કોઈ વિશેષ હેતુ નહિ સરે.

### [ ૨ ] ત્યાગની ભાવના

ઈશાવાસ્યોપનિષદમાં કર્મનો મહિમા ખૂબ સારી રીતે ગાવામાં આવ્યો છે. જીવનની ઉન્નતિમાં કર્મનો ફાળો કેટલો બધો મહત્ત્વનો માનવામાં આવ્યો છે તેનો ખ્યાલ આ ઉપનિષદ પર નજર નાખતાં સહેજે આવી જાય છે. ભારતના ઋષિવરોએ આધ્યાત્મિકતા, તત્ત્વજ્ઞાન કે આત્મોન્નતિને નામે બે હાથ જોડીને જગતને મિથ્યા ને અસાર માનીને બેસી રહેવાનો જ ઉપદેશ આપ્યો છે એવું જે લોકો માની બેઠા છે તેમની માન્યતા ખોટી છે એવું આ નાનકડા ઉપનિષદને વાંચવાવિચારવાથી સહેજે સમજી શકાય છે. આ ઉપનિષદ કદમાં ઘણું નાનું છે પરંતુ સારની દૃષ્ટિએ મોટું છે. થોડા

શ્લોકોમાં ઘણો મહત્ત્વનો મસાલો જોઈતો હોય તો આ ઉપનિષદ જોયા વિના ચાલે તેમ નથી.

આ ઉપનિષદની શરૂઆતમાં જ કહેવામાં આવે છે કે જગતમાં જેટલા પદાર્થો છે તે બધા પરમાત્માથી ઓતપ્રોત છે. પરમાત્મા સંસારના બધા જ પદાર્થોમાં વ્યાપેલા છે. જગતમાં જે કંઈ પદાર્થો દેખાય છે અથવા જુદાંજુદાં નામ ને રૂપ ધારણ કરીને જે વસ્તુ વિલસી રહી છે તે પરમાત્માનું જ પ્રતીક છે. પરમાત્મા જ રસરૂપે, પ્રેમરૂપે, પ્રકાશરૂપે ને સુંદરતારૂપે સંસારમાં પ્રકાશી રહ્યા છે. સૌથી પહેલાં તો માણસે આ સત્યને સમજી લેવાની જરૂર છે. તેની સાથેસાથે જે પદાર્થો પરમાત્માના છે તેમનો જરૂર પ્રમાણે સ્વાદ લેવામાં કે ઉપયોગ કરવામાં કશી હરકત નથી એ પણ સમજી લેવાની જરૂર છે. એટલે કે સંસારનો ને સંસારની વસ્તુનો કોરો ત્યાગ જરૂરી નથી. સંસારના પદાર્થો ને વાતાવરણની વચ્ચે રહેવામાં કશી હરકત નથી. સંસારની રચના ને તેમાં માનવનો પ્રવેશ જ તેના જરૂરી રસાસ્વાદને માટે છે. પરંતુ તે સ્વાદ ને ભોગ એવો અમર્યાદ ન હોવો જોઈએ કે તેમાં ડૂબીને માણસ પોતાનું કર્તવ્ય જ ચૂકી જાય અથવા તો પરમાત્માને ભૂલી જાય. એટલે ઉપનિષદ કહે છે કે સંસારનો ઉપભોગ ત્યાગભાવથી કરવો જોઈએ.

ત્યાગભાવનો અર્થ બહુ અટપટો અને અઘરો નથી. બધા જ પદાર્થો પરમાત્માના છે તેથી માણસે તેમના સમાગમ કે સંબંધમાં આવવાનું થાય ત્યારે તેમના પર માલિકીપણાની મહોર મારવાની જરૂર નથી. માલિકીપણાની દૃષ્ટિ રાખવાથી અથવા પદાર્થોમાં મમત્વ રાખવાથી માણસ રાગદ્વેષ, સુખદુઃખ ને હર્ષશોકનો અનુભવ કર્યા કરે છે. માટે જ મહાન પુરુષોએ માલિકીપણા ને મમતાના ભાવોનો ત્યાગ કરીને સંરક્ષક ભાવને વિકસાવવાનો ઉપદેશ આપ્યો છે. પરિણામે પદાર્થોનો સ્વાદ લઈને માણસ સુખ મેળવે ખરો,

પરંતુ પદાર્થોના વિયોગની દશામાં તે દુઃખી ન થાય ને શોકની માઠી અસરથી મગજ પરનો કાબૂ પણ ન ખોઈ બેસે. તે એમ જ માને કે જે પદાર્થો પરમાત્માના હતા તે પરમાત્માએ લઈ લીધા માટે તેમનો શોક વ્યર્થ છે. આ રીતે આ વિવેકનો ઉપયોગ મનની સ્થિરતાને સાચવી રાખવામાં થઈ શકે છે. અલિપ્તભાવની સાવજત માટે પણ આવી સમજ ખૂબખૂબ ઉપયોગી થઈ પડે છે.

[૩] ત્યાગની ભાવનાનો બીજો ભાવ

'ઈશ્વર બધે વ્યાપક છે' એ વાતને યાદ રાખવાથી એક બીજો લાભ પણ સહજ રીતે જ થઈ જાય છે. તે લાભ સમદૃષ્ટિનો ને તેને પરિણામે ઉત્પન્ન થતી આચારશુદ્ધિનો છે. જે માણસ સંસારમાં સર્વત્ર એક ઈશ્વરની જ સત્તાનું દર્શન કરવાની ટેવ પાડે છે તેના નાના ને મોટા બધાના ભેદભાવ ધીરેધીરે દૂર થઈ જાય છે. મનુષ્ય, પશુ, પ્રાણી, પંખી ને વનસ્પતિ સૌમાં પ્રભુનો પ્રકાશ માનીને તે સૌની સાથે સ્નેહભરેલો ને મધુરો વ્યવહાર રાખે છે, ને સૌના સુખ તથા હિતમાં રાજી રહે છે. ઈશ્વર વિશેની તેની આવી વ્યાપક સમજથી તેની દૃષ્ટિમાં આમૂલ પરિવર્તન થઈ જાય છે. સંસારના બધા જ પદાર્થોને તે પરમકૃપાળુ પરમાત્માના પ્રતિનિધિ માનીને સૌને મનોમન વંદન કરે છે ને સૌમાં રહેલા પરમાત્માના પરમ પ્રકાશનું દર્શન કરે છે. પ્રભુદર્શન તેને માટે આ રીતે સહજ ને સ્વાભાવિક બને છે. આવી ઈશ્વરમય દૃષ્ટિ જેને મળી જાય તે સંસારમાં કદી આસક્ત નથી થતો ને કોઈ પણ સંજોગોમાં પરમાત્માને ભૂલી પણ નથી જતો.

સંસારના પદાર્થોને ત્યાગભાવથી ભોગવવા તેમાં એક બીજો ભાવ પણ રહેલો છે. તેનો સાર એવો છે કે પોતાની પાસે જે કંઈ વિશેષ વસ્તુ હોય તેનો ઉપયોગ પોતાના સુખ ને હિતને ખાતર કરવાની સાથેસાથે બીજાના હિત માટે પણ કરવા માણસે

સદા તૈયાર રહેવું જોઈએ. પોતાની પાસે જે ધન, તપ, બળ, જ્ઞાન, ઐશ્વર્ય છે તે ઈશ્વરનું–ને ઈશ્વરે આપેલું છે એમ માનીને તેનો ઉપયોગ કેવળ પોતાના ભોગ માટે નહિ પરંતુ બીજાને માટે પણ કરવાની જરૂર છે. મતલબ કે પોતાનું જ પેટ ભરવાની વૃત્તિનો માણસે કાયમને માટે ત્યાગ કરવો જોઈએ. જીવન કેવળ પોતાને માટે નહિ પરંતુ બીજાને માટે પણ છે એ ભાવનામાં તેણે પ્રતિષ્ઠિત થવું જોઈએ. એટલું જ નહિ; તે ભાવનાની જીવંત મૂર્તિ બનવું જોઈએ. સેવાભાવનો જન્મ બીજાને કામ આવવાની આ ભાવનામાંથી જ થાય છે. માણસ જીવનભર બીજાની મદદ મેળવીને મોટો થાય છે અથવા તો બીજાની પાસેથી કાંઈ ને કાંઈ લીધા કરે છે. બદલામાં બીજાને ખપ લાગવાની તેની ફરજ છે. તે ફરજ તેને વારસામાંથી – માનું દૂધ પીને તે મોટો થાય છે ત્યારથી–છેક ગળથૂથીમાંથી જ પ્રાપ્ત થાય છે. તે ફરજનું તેણે બરાબર પાલન કરવાનું છે. કેમકે પરસ્પરના પ્રેમ, બળ ને સહકારથી જ આ સંસાર ચાલે છે. સૌની અંદર પરમાત્માનું દર્શન કરતાં શીખવું ને સૌને બની શકે તે રીતે ને તેટલા પ્રમાણમાં મદદરૂપ થવા તૈયાર રહેવું એ વિવેકી માનવનું જીવનવ્રત હોવું જોઈએ.

### [૪] કર્મની ફિલસૂફી

જે માણસ આવી પ્રભુમય દૃષ્ટિથી ને ત્યાગભાવનાથી કર્મ કરે તેના કર્મમાં કેટલું બધું બળ હોય ? તેનું કર્મ ગંગાના પ્રવાહ જેવું પવિત્ર ને સતત હોય છે. જીવનની વિશુદ્ધિ ને પરમાત્માની પ્રાપ્તિ માટે તે કર્મ એક અદ્‌ભુત રસાયનરૂપ થઈ પડે છે. જીવનની ઉન્નતિ કે ઉજ્જ્વળતામાં તેનો ફાળો બહુ જ મોટો હોય છે. તે કર્મ કોઈ કોરું કર્મ નહિ પરતુ જીવનના વિકાસ ને શ્રેયની સાધના બની જાય છે. ઉપનિષદના ઋષિએ એવા જ વિવેકયુકત કર્મનો

ઉપદેશ આપ્યો છે. વિવેકને નેવે મૂકીને અથવા જીવનના શ્રેયની સાથે છૂટાછેડા લઈને આંખો મીંચીને જે કર્મ કરવામાં આવે છે તે ઉપનિષદના ઋષિને માન્ય નથી. તેથી તે આવી કલાત્મક રીતે યોગ્ય કર્મ કરીને જીવનને સાધનામય બનાવી દેવાનો આદેશ આપે છે અથવા કહો કે તેવી ભલામણ કરે છે.

એવી રીતે ઉત્તમ કર્મ કરનાર માણસ સમાજ કે સંસારની શોભારૂપ છે. તે વધારે જીવે તેમાં સૌને લાભ છે. તેવા માણસે પોતે પણ દીર્ઘ જીવનની ઇચ્છા રાખવી એવી ઉપનિષદની સૂચના છે. તે દીર્ઘ જીવન પૃથ્વીને પીડારૂપ નહિ પણ મદદરૂપ હશે; ભૂમિને ભારરૂપ થવાને બદલે ભૂમિનો ભાર હલકો કરશે. ને અનેક જીવોને સુખ, શાંતિ ને પ્રેરણા આપનારી ફોરમ ફેલાવશે. પ્રવાહના પાણીની પેઠે તે અનેકની તરસ મટાડશે ને જીવતીજાગતી જ્યોતિ થઈને કેટલાંયના અંધકારઃ ભરેલા જીવનમાં પ્રકાશ પાથરશે. તેવું જીવન ઈશ્વરની કૃપાના અનુપમ ને ઉત્તમ નમૂનારૂપ હશે. સંસારમાં શ્વાસ લેશે, જુદીજુદી જાતનાં કર્મ કરશે તોપણ તે જીવનને ડાઘ નહિ લાગે, તેમાં ગંદકી નહિ જાગે, ને ઈશ્વરની સાથે એનું અનુસંધાન સદા ચાલુ રહેવાથી સંસારમાં તે આસક્ત નહિ થાય ને ઈશ્વરથી વિમુખ પણ નહિ બને. કર્મની સાધના ને કળા આવી છે. નાના છોડની આજુબાજુ જેમ વાડ કરવામાં આવે છે, તેમ કર્મની આજુબાજુ ઈશ્વરસ્મરણ ને ઈશ્વરી નિષ્ઠાની વાડ થઈ જાય તો કર્મ જીવનને માટે મંગલમય બની શકે. કહો કે યજ્ઞનું કામ કરી શકે. ઉપનિષદના ઋષિ એવા કર્મને માટે ભલામણ કરે છે ને તેની ફિલસૂફીને ટેકો આપે છે. યજ્ઞરૂપે ઉત્તમ કર્મો કરવાની આ ભાવના અહીં બીજરૂપે છે. તે જ ભાવના ગીતામાં વિશાળ વૃક્ષના રૂપમાં પ્રકટ થઈ છે. ભારતીય સાધનાને સમજવા માટે કર્મની આ ભાવનાનું રહસ્ય સંપૂર્ણ રીતે સમજી લેવું જોઈએ.

એટલે સંસારનો તિરસ્કાર નહિ, સંસાર તરફ આંખમીંચામણાં નહિ, ને સંસારના પદાર્થ કે સુખનો ત્યાગ નહિ પરંતુ નિર્લેપતા-

અથવા અનાસક્તિ જે ભારતની જીવનદૃષ્ટિ છે. આપણા જીવનનો સાર આ જ હોઈ શકે. બાહ્ય ત્યાગ કેટલીક વાર જરૂરી હોય છે ખરો; પરંતુ તે તો સાધન છે. તેનો લાભ લઈને માણસે પરમાત્માની વધારે ને વધારે પાસે પહોંચી છેવટે સંસારમાં અનાસક્ત ભાવે શ્વાસ લેતાં શીખવાનું છે. રાજા જનક ને ભગવાન કૃષ્ણ એવા જ અનાસક્તિના જ્યોતિર્ધરો હતા. કોઈ મને પૂછે કે ભારતની સાધનાનું સરવૈયું શું, અથવા તેના સારભાગને બે વાતોમાં કહી બતાવો, તો હું તેને એટલો જ ઉત્તર આપું કે પરમાત્માની પ્રાપ્તિ ને અનાસક્તિ. ભારતીય સાધનાનો આ સારભાગ છે. કહો કે તેનું ડાબું ને જમણું હૃદય છે. પંખીની બે પાંખની જેમ ભારતીય સંસ્કૃતિ આ બે પાંખે ઊડે છે. આ તેની ઢાલતરવાર છે. આ બેનો સુવર્ણસંગમ જેના જીવનમાં થાય તેના જીવનમાં ગંગા ને જમના કરતાં પણ વધારે પાવનતા પ્રકાશી ઊઠે. તેનું જીવન મંગલ તીર્થ જેવું પ્રાણવાન બની જાય. ઈશાવાસ્યોપનિષદના પહેલા બે શ્લોકોમાં સંસ્કૃતિની એ બંને બાજુનો ચિતાર મળે છે. તેના પર જેટલું મનન થાય તેટલું ઓછું છે.

## [૫] સોનેરી ઢાંકણ

જીવનની ઉન્નતિ માટે કર્મની જરૂર છે, પરંતુ તે કર્મ વિવેકપૂર્વકનાં હોવાં જોઈએ. વળી કર્મ કરતાંકરતાં ઈશ્વરનું સતત સ્મરણ થવા કરવું જોઈએ. વળી કર્મદ્વારા પરમાત્માને ઓળખવાની દૃષ્ટિ હોવી જોઈએ. કર્મ કરતાંકરતાં મનની નિર્મળતા વધે ને પરમાત્માનો પ્રેમ વધે એટલે પરમાત્માના પ્રકાશની ઝાંખી કરવાનું કામ માણસને માટે સહજ થઈ જાય છે. ને પરમાત્માની પોતાની અંદર ને બહાર બધે ઝાંખી કરવાથી જીવન સુખી થાય છે. જે માણસ મનની શુદ્ધિનો ને પરમાત્માની અનુભૂતિનો માર્ગ મૂકી દે છે તેને દુઃખી થવું પડે છે ને તે ઘોર અંધકારમાં રઝળ્યા કરે છે. જીવનની ઉન્નતિ, મુક્તિ ને પૂર્ણતા તેને મળી શકતી નથી.

એટલે ઉપનિષદના ઋષિએ સત્યરૂપી પરમાત્માની અનુભૂતિ માટે પ્રાર્થના કરી છે.

પરમાત્મા પોતાની અંદર જ છે. પરંતુ સૌને પ્રત્યક્ષ નથી. અજ્ઞાનના આવરણથી કે કર્મસંસ્કારોના સમૂહથી તેમનું સ્વરૂપ ઢંકાયેલું છે. તેને જ સોનેરી ઢાંકણ કહેવામાં આવે છે. સંસારના સુખની લાલસા ને પદાર્થોની વાસના સોનેરી ઢાંકણ જેવી છે. માણસને તે મોહિત કરે છે, પરવશ કરે છે, એટલું જ નહિ પણ પરમાત્માના સાક્ષાત્કારથી વિમુખ કરે છે. તેથી પ્રભાવિત થયેલો માણસ ભાન ભૂલે છે, જાગ્રત ન રહોય તો વિવેકને ખોઈ બેસે છે, ને પરમાત્માના અનુભવથી વંચિત રહે છે. સોનું જેમ આકર્ષક ને મોહક છે તેમ સંસારના વિવિધ વિષયો પણ આકર્ષક ને મોહક છે. તેમાં પરમાત્માનો પ્રકાશ ને રસ જરૂર છે પરંતુ તે ગૂઢ દશામાં છે. એટલે પ્રથમ દૃષ્ટિએ તેનું દર્શન ને જ્ઞાન દુર્લભ છે. એટલે મોટા ભાગના લોકો તો બહારના વિષયોથી મોહીને સત્ય કે પ્રેમરૂપી પરમાત્માના પ્રકાશની ઝાંખી કરવાનું સૌભાગ્ય ખોઈ બેસે છે. તેથી જ પરમાત્માનું દર્શન આટલું બધું અઘરું કે દુર્લભ છે.

આની વધારે સમજૂતી માટે રામાયણના પેલા પ્રસિદ્ધ પ્રસંગનો બધી જાતના પૂર્વગ્રહો છોડી દઈને વિચાર કરવાની જરૂર છે. સીતા પંચવટીમાં રામની સાથે બેઠાં છે ત્યારે એકાએક સુવર્ણમૃગ તેમની નજરે પડે તેને જોઈને તેમને મોહ થાય છે, ને તે રામની પાસે તેના ચર્મની માગણી કરે છે. તેવા ઉત્તમ મૃગનું આકર્ષક ચર્મ મેળવીને તેની કંચુકી કરવાની સીતાની ઇચ્છા છે. તટસ્થ રીતે વિચાર કરીએ તો આવી ઇચ્છા સીતા જેવી પ્રેમમૂર્તિ મહાન સ્ત્રીને માટે બહુ સારી ન ગણાય. કેમ કે કુદરતને ખોળે ખેલનારા નિર્દોષ પ્રાણીની હત્યા તેમાં સમાયેલી છે. તેવી હિંસા વસુધાને કુટુંબ જેવી માનનારી ને બધા જીવો તરફ પોતાના આત્મા

જેવો ઉત્તમ ને પ્રેમમય વ્યવહાર કરવાની શિખામણ આપનારી ભારતીય સંસ્કૃતિને માટે નામોશીરૂપ ગણાય. સીતા તે જ સંસ્કૃતિની મહાન પ્રતિનિધિ છે. તેને માટે તેની ઇચ્છા જરાય શોભાસ્પદ ન કહેવાય. છતાં સીતાએ તે મારનો આગ્રહ ચાલુ રાખ્યો ને રામે તેનો વિરોધ પણ ન કર્યો. રામ સીતાને સમજાવી શકત કે જીવોની અકારણ હિંસા આપણા જેવા વનવાસીને ન શોભે, માટે મૃગના ચર્મનો ને તેની કંચુકીનો મોહ મૂકી દેવો જોઈએ. પરંતુ રામે તે પ્રમાણે સમજાવવાનો પ્રયાસ ન કર્યો. મારીચનું મૃત્યુ ને સીતાનું હરણ તો બીજા કોઈ પણ સંજોગોમાં થઈ શકત, પરન્તુ મૃગને મારવાની ઇચ્છા ને સીતાની સાધારણ ઇચ્છા પૂરી કરવા મૃગની થયેલી હિંસા ઉત્તમ કોટિની નથી જ લાગતી. પરંતુ રામ ને સીતા બન્ને જાણે કે ભાન ભૂલી ગયાં. રામાયણનો આ પ્રસંગ કહે છે કે રામ ને સીતા જેવાં પણ સોનેરી મૃગને જોઈને ભાન ભૂલી ગયાં તો પછી સાધારણ માણસનો શો હિસાબ! સંસારના સોનેરી વિષયોને જોઈને સાધારણ માણસ ભાન ભૂલે ને સત્યને વીસરી જાય તેમાં નવાઈ જેવું છે શું!

ને એ મોહની કિમ્મત સીતાને થોડા જ વખતમાં કેટલી ભારે ચૂકવવી પડી તેની બધાંને ખબર છે જ. સીતાનું હરણ થયું, પ્રાણથી પણ પ્યારા રામથી તેને છૂટા પડવું પડયું, ને દિવસો સુધી દુઃખી થઈને રાવણની લંકામાં રહેવું પડયું. શ્રી રામ ફરી મળ્યા ત્યારે જ તે દુઃખ દૂર થયું. જીવ પણ તે પ્રમાણે સંસારની સોનેરી માયાથી મોહિત થયો છે. અવિદ્યા કે અહંકારજનિત અજ્ઞાને તેનું હરણ કર્યું છે. પરમાત્માથી તે વિખૂટો પડી ગયો છે. પરમાત્માને ભૂલી ગયો છે. તેથી તે દુઃખી છે. સંસારના ચક્રમાં — આ ભયંકર અશોકવનમાં— શોક કરતો તે ફર્યા કરે છે. પરમાત્માની સાથે તે ફરી સંબંધ બાંધે ત્યારે જ સુખી થઈ શકે ને શાંતિ મેળવે.

આને માટે અંતરના ઊંડાણમાંથી પ્રાર્થના કરવી જોઈએ. પરમાત્માને માટે તલસવું જોઈએ. પરમાત્માને ઓળખવાનો જરૂરી

પુરુષાર્થ કરવો જોઈએ. પ્રાર્થના ને યોગ્ય પુરુષાર્થથી અંતર નિર્મળ બનશે ને પરમાત્માનું દર્શન પણ સુલભ થઈ રહેશે.

ધર્મ, સંપ્રદાય કે સાધનાનો હેતુ આટલો જ છે. અંતરને નિર્મળ કરી, તે પરના સોનેરી પડદાને દૂર કરી, પરમાત્માની પાસે પહોંચવામાં ને પરમાત્માની અનુભૂતિ કરવામાં તે મદદરૂપ થાય છે. જેટલા પ્રમાણમાં આ કામ કરાવી શકે તેટલા જ પ્રમાણમાં તે પ્રાણવાન મનાય છે ને ઉત્તમ ગણાય છે.

[૫] મોહમાંથી મુક્તિ

જેને પરમાત્માનું દર્શન થઈ ગયું ને સંસારમાં સર્વત્ર તે દર્શન કરવાનું દિવ્યચક્ષુ મળી ગયું તે શોક, મોહ, ભય ને બંધનથી મુક્તિ મેળવે છે. ઉપનિષદોમાં એ મહત્ત્વની વાતનું વર્ણન ઠેરઠેર કરવામાં આવ્યું છે ને આ ઉપનિષદ પણ તેમાં અપવાદરૂપ નથી. સંસારમાં જે સર્વત્ર પરમાત્માને જુએ છે તે મોહથી મુક્તિ મેળવે છે. તેના હૃદયમાં સૌને માટે પ્રેમ હોય છે. વળી પરમાત્માના પ્રતીક માનીને તે સૌની સાથે સ્નેહ કરે છે ને સંબંધ બાંધે છે. તેથી તેમાં અવિવેકી થવાનો કે ભાન ભૂલવાનો અથવા મોહના તત્ત્વના પ્રવેશનો કોઈ જ સંભવ નથી. તેનું જીવન નિર્મળ, સરળ, નિષ્કપટ ને પ્રભુમય બની જાય છે. ઉપર નીચે, અંદર ને બહારના તથા સારા ને નરસા બધા જ પદાર્થોમાં તે પરમાત્માની ઝાંખી કરે છે.

[૭] વિદ્યા ને અવિદ્યા

આ ઉપનિષદનો એક મહત્ત્વનો ઉપદેશ વિદ્યા ને અવિદ્યા વિશેનો છે. તે બંનેના ઠીકઠીક અર્થના સંબંધમાં વિદ્વાનોમાં આજે પણ મતભેદ છે. તોપણ તેનો ભાવાર્થ ગ્રહણ કરવામાં ખાસ મુશ્કેલી પડે તેમ નથી. વિદ્યા એટલે આત્માનું જ્ઞાન—આત્મવિદ્યા ને અવિદ્યા એટલે લૌકિક કર્મ એવો અર્થ પણ લઈ શકાય છે. જો કેવળ લૌકિ

કર્મમાં જ રચ્યાપચ્યા રહે છે ને કર્મ, કર્મ ને કર્મ વિના જેમના જીવનનું કોઈ બીજું ધ્યેય નથી, તેવા લોકો દિવસે દિવસે પરમાત્માને ભૂલતા જાય છે, રાગદ્વેષ ને અનેક પ્રકારના દુર્ગુણ તથા મમતા તથા આસક્તિના શિકાર થાય છે, ને જરૂરી શાંતિ નથી મેળવી શકતા. તેમને જો આત્મજ્ઞાનની પ્રીતિ હોય તો તે જ્ઞાનને લીધે વિવેકી બનીને જીવનની ઉન્નતિની દિશામાં તેઓ આગળ વધી શકે છે ને કર્મ કરતાંકરતાં નિર્લેપ રહેવાનું બળ પણ મેળવે છે. બાકી એકલા કર્મની અંદર રત રહેનારા લોકો મોટે ભાગે જડ, લોલુપ ને અવિવેકી બની જાય છે. તે જ અંધકાર છે.

એકલા કર્મની પાછળ પડવાથી જેમ જોખમ છે તેમ એકલા જ્ઞાનની પાછળ પડવાથી પણ છે જ. જ્ઞાનનું અભિમાન ને જ્ઞાનનો નશો હંમેશાં જોખમકારક છે. તેમાં પડીને માણસ બરબાદ બની જાય છે. જ્ઞાનનો ઉપયોગ કરીને માણસે પરમાત્માને ઓળખતાં શીખવાનું છે ને વધારે ને વધારે આગળ વધવાનું છે. તેને બદલે જો કોઈ જ્ઞાનના ગ્રંથોમાં જ ડૂબે, તર્કપટુ બને ને બીજાને પરાસ્ત કરીને પંડિતશિરોમણી થવામાં જ સાર્થક્ય સમજે તો તેમાં જ્ઞાનનું મંગલ નથી. જ્ઞાનના તેવા દુરુપયોગથી માણસે સદાય સાવધાન રહેવાની જરૂર છે. જ્ઞાનનો લાભ લઈને પરમાત્માની પાસે ને પાસે પહોંચવાને બદલે જો કોઈ પંડિતાઈના મિથ્યા મોહ ને અભિમાનમાં રચ્યા કરે તો તે ગાઢ અંધકારમાં જ રમે છે એમ કહી શકાય. ઉપનિષદનો આ ઉપદેશ છે.

એટલે લૌકિક કર્મ ને આત્મજ્ઞાન બંનેનો સુમેળ સાધતાં શીખવાની જરૂર છે. તેથી જીવન સાચા અર્થમાં સુખી ને મંગલમય બનશે. લૌકિક કર્મની સદંતર ઉપેક્ષા જીવનને માટે સદા અનિષ્ટકારક છે. માટે તેમાં પારંગત થવાની જરૂર છે જ. તેવાં કર્મથી મૃત્યુને તરી શકાય છે. મતલબ કે જીવનને ઉજ્જ્વળ બનાવી શકાય છે. અંધકાર મૃત્યુ છે; દીનતા, કંગાલિયત ને પછાતપણું

મૃત્યુ છે; તેના સકંજામાં સપડાઈને સંસારમાં હજારો લોકો જીવતાં જ મરી રહ્યાં છે, અથવા મૃત્યુનો અનુભવ કરી રહ્યાં છે. તેમાંથી છૂટવા માટે માણસે પુરુષાર્થી થવું જોઈએ, યોગ્ય દિશામાં યત્ન કરીને આજીવિકાનાં સાધન શોધવાં જોઈએ ને લૌકિક કે સાંસારિક રીતે સમૃદ્ધ ને સુખી થવું જોઈએ. સાથેસાથે સાંસારિક સુધારણા, સુખ ને સમૃદ્ધિમાં ડૂબી ન જવાય ને પરમાત્માને ભુલાય નહિ તેનું પણ ધ્યાન રાખવું જોઈએ. ને તે માટે તેણે પરમાત્માના પ્રેમી કે આત્માના અનુરાગી થવું જોઈએ; આત્મિક જ્ઞાનની જ્યોતિ જગાવવાનો નિરંતર પ્રયાસ કરવો જોઈએ. તો જ્ઞાનની સમ્યક્ સાધનાથી અથવા પરમાત્માની આરાધનાથી તે જીવનને અમૃતમય બનાવી શકે.

એટલે સાંસારિક કર્મ કે સુધારણાની સૂગ અથવા આત્મજ્ઞાન ને આત્મિક વિકાસની અરુચિ એ બંનેનો માણસે ત્યાગ કરવાની જરૂર છે. બંને જીવનને માટે ઓછાં અનિષ્ટકારક નથી. પંખીની જેમ માણસે બે પાંખે ઊડવાનું છે. કર્મ ને જ્ઞાન બંનેનો સમન્વય સાધવાનો છે, ને બંનેની મર્યાદા જાણી લઈ જીવનને ઉજ્જ્વળ ને પુષ્ટિકારક કરવા માટે બંનેની મદદથી મહેનત કરવાની છે. તેથી દુન્યવી દુઃખો દૂર થશે ને માનવ સાચા અર્થમાં માનવ બની પરમાત્માની પ્રાપ્તિ કરશે.

સંભૂતિ ને અસંભૂતિ વિશે પણ આવું જ સમજવાનું છે. સંભૂતિ પ્રકૃતિની ઉપાસના છે. સંભૂતિનો અર્થ સર્જન કે પ્રકૃતિ લઈ શકાય. અસંભૂતિ એટલે પરમાત્મા. સાંસારિક સુધારણાના મોહમાં પડીને માનવ આત્મોન્નતિને ભૂલે નહિ તે જરૂરી છે. પ્રકૃતિના પદાર્થોના ચળકાટમાં ભાન ભૂલીને તે પરમાત્માને ભૂલે નહિ તે માટે તેણે ધ્યાન રાખવાનું છે. સંભૂતિને આપણે વિજ્ઞાન પણ કહી શકીએ. તેનો આવિષ્કાર સંસારને સુખમય કરવા માટે વપરાય તે માટે સાવધાન રહેવાની જરૂર છે. નહિ તો તે જીવનને માટે

અભિશાપરૂપ બની જાય. વિજ્ઞાનની શોધનો લાભ જીવનને સુખમય કરવા માટે લઈને માણસે ઈશ્વરપરાયણ પણ થવું જોઈએ. તો જ તે જીવનને મંગલમય કરી શકે. વિજ્ઞાનની આરાધના માનવતાને ભુલાવનારી કે નગણ્ય ગણનારી ન હોવી જોઈએ તે ખાસ ધ્યાનમાં રાખવાનું છે. કેટલાક માણસો કર્મ ને વિજ્ઞાન અથવા સાંસારિક સુખાકારી પ્રત્યે સૂગ રાખે છે. તેમણે પોતાની ભૂલ સુધારવાની છે. જીવનની ઉન્નતિ માટે બંને પોતપોતાના સ્થાનમાં આવશ્યક છે.

[ ૮ ] ભૂતકાળની સ્મૃતિ

ભૂતકાળને યાદ કરી તેમાંથી જરૂરી સાર કે બોધપાઠ ગ્રહણ કરવાથી વર્તમાન જીવનને વધારે ને વધારે ઉત્તમ ને મધુમય બનાવી શકાય છે. ભૂતકાળને યાદ કરીને વધારે ને વધારે દુઃખી થઈને બેસી રહેવાની જરૂર નથી, પરંતુ તેમાંથી જરૂરી સાર ગ્રહણ કરવાની જરૂર છે. ભૂતકાળની સ્મૃતિ એ રીતે જ ઉપકારક છે.

ઋષિ પ્રાર્થના કરતાં કહે છે કે હે પરમ પ્રકાશમાન પ્રભુ ! તમારા પ્રકાશનું અમે ધ્યાન કરીએ છીએ. એ પ્રકાશના પ્રભાવથી અમારા અંતરનો અંધકાર દૂર થઈ જાય, અમારાં કુકર્મનો અંત આવે ને તમારો સાક્ષાત્કાર કરવાની અમે શક્તિ મેળવીએ એવી કૃપા અમારા પર તમે કરી દો. અમે તમને નમસ્કાર કરીએ છીએ.

એ પ્રાર્થનામાં સૂર પુરાવીને આપણે પણ કૃતાર્થ થઈએ છીએ.

# કેન ઉપનિષદ

મહત્ત્વના મુદ્દા

[૧] પરિચય

[૨] તર્કની પરંપરા

[૩] સ્વાનુભવની સમજ

[૪] નમ્રતા

[૫] યક્ષની વાત

[૬] લાભ ને હાનિ

# કેનોપનિષદ

## [૧] પરિચય

ઉપનિષદમાં જીવનની ઉન્નતિની વાતોનો વિચાર બહુ સારી રીતે કરવામાં આવ્યો છે. નદીના નિર્મળ પ્રવાહની પેઠે ઉપનિષદનો જ્ઞાનપ્રવાહ એકસરખો આકર્ષક, સરળ ને સુમધુર સ્વરૂપે આગળ ને આગળ વહ્યો જાય છે. તેનું દર્શન ને પાન કરવાથી અનેરો આનંદ મળે છે. તેના ઉત્તમ અમૃતપાનથી મન તૃપ્ત તો થતું જ નથી. દેશકાળ ને જાતિવચનના ભેદ તેને નડતા નથી. બધા જ સ્થળમાં ને સર્વ કોઈને માટે તે પ્રેરક ને મંગલદાયક છે.

કેન ઉપનિષદ પણ પ્રમાણમાં નાનું છે. ભાવ ને ભાષાની દૃષ્ટિએ સહેલું ને સુંદર છે. આ ઉપનિષદની શરૂઆતમાં જ ભાવપૂર્ણ ને ઉત્તમ શાંતિપાઠ મૂકવામાં આવ્યો છે. કેટલો સુંદર છે તેનો ભાવ! ઋષિ કહે છે કે 'મારાં અંગો પ્રફુલ્લ ને સ્ફુર્તિવાળાં થાઓ. વાણી, આંખ ને મારો પ્રાણ બળવાન બનો. બધી ઇંદ્રિયો પોતપોતાના કામમાં શક્તિપૂર્વક લાગી જાઓ. પરમાત્મા મારાથી દૂર ન થાય ને હું પણ પરમાત્માથી અલગ ન થાઉં. ઉપનિષદમાં વર્ણવેલા ગુણધર્મો ને જ્ઞાનનાં રહસ્યો મારા જીવનમાં સાકાર બનો.'

મૂકવામાં આવ્યો છે. જ્ઞાનને નામે આપણે ત્યાં કેટલેક ઠેકાણે શરીરની ઉપેક્ષા કરવામાં આવે છે ને કેટલીક વાર તો માણસ જાણી જોઈને શરીર તરફ બેદરકાર બને છે. એકલા શરીરને સર્વસ્વ માની લેવું ને તેમાં બંધાઈ જવું જુદી વાત છે ને શરીરને પરમાત્માનું મંદિર ને સર્વ પ્રકારના પોતાના ને બીજાના હિતનું સાધન સમજી સંભાળવું તે વળી બીજી જ વાત છે. તે સમજ લઈ માણસે સદાય વિવેકી થવાની ને શરીરને સુદૃઢ, નીરોગી ને સ્વચ્છ રાખવાની જરૂર છે. એટલે જ શરીરની સમૃદ્ધિની આ શાંતિપાઠમાં ભાવના કરવામાં આવી છે.

તે ઉપરાંત પ્રાણ અથવા મન જેવી ઇન્દ્રિયોને ઉત્તમ બનાવવાની ભાવના પણ કરવામાં આવી છે. ને સાથેસાથે પરમાત્માને જાણવાની ને માનવોચિત ગુણધર્મોથી સંપન્ન ને સુશોભિત થઈને પરમાત્માની સાથે સ્નેહના સનાતન સૂત્રે સંધાઈ જવાની ઇચ્છા પ્રકટ કરવામાં આવી છે. આ ભાવનામાંથી આપણને શીખવા મળે છે કે શરીરમાં જ આસક્ત થઈને આત્માથી તદ્દન વિમુખ બનવામાં જેમ જીવનની શોભા નથી, તેમ પરમાત્મામાં મગ્ન બનીને શરીર ને મનની શુદ્ધિ ને સંભાળ તરફ તદ્દન બેદરકાર બનવું તે પણ બરાબર નથી. તે પણ આદર્શ જીવનને માટે શોભારૂપ નથી. બને છેડા ઉત્તર ને દક્ષિણ ધ્રુવ જેવા છે ને બંને જીવનને માટે અનિષ્ટકારક છે. ઉત્તમ જીવનને માટે તે બંનેનો સમન્વય સાધવાની જરૂર છે. સમન્વયની એ કળા કે સાધનામાં જે પારંગત હશે તે કોઈનોય તિરસ્કાર નહિ કરે; પરંતુ જુદાંજુદાં અંગો ને જગતમાં દેખાતી વિભિન્નતાને એવી સરસ રીતે ગોઠવી દેશે કે તેને પરિણામે જીવન વધારે ને વધારે સુંદર ને સર્વાંગીણ બની રહેશે. જ્ઞાનીએ પોતે શરીરની સંભાળ રાખવી જ નહિ, ઔષધિની પેઠે શરીરને ન છૂટકે જ રસ ને કસ વિનાનો ખોરાક આપવો, શરીરની સ્વચ્છતા ને શોભાથી દૂર રહેવું ને શરીરને ચકવી કે ઘસી નાખીને હાડપિંજર જેવા થવામાં જ ગૌરવ ગણવું, એવા

વિચારો આપણે ત્યાં જ્ઞાન, ભક્તિ કે સાધના ને વૈરાગ્યને નામે પ્રચલિત છે ને મોટામોટા માણસો પણ તેના ભોગ થઈ પડ્યા છે. તે વિચાર કેટલા વિઘાતક ને વિવેક વિનાના છે તે આટલા વિવેચનથી સહેજે સમજી શકાશે. માણસે રૂઢિ ને વાતાવરણના દાસ થઈને જ જીવવાનું નથી પરંતુ સદાય સત્યના સંશોધક થવાનું છે ને જીવનને ઉજ્જવળ કરવા જે સત્યની શોધ કરી હોય તેને જીવનમાં ઉતારવાનું છે. ઉપનિષદનો આ શાંતિપાઠ આ રીતે ખાસ સમજવા જેવો છે.

## [૨] તર્કની પરંપરા

કેટલાક માણસો માને છે કે ભારતીય ધર્મ, તત્ત્વજ્ઞાન કે સાધનામાં તર્કને સ્થાન જ નથી. પહેલી, છેલ્લી ને મુખ્ય આવશ્યકતા તેમાં શ્રદ્ધાની જ છે, ને શ્રદ્ધાને ધારણ કરીને માણસે તેમાં નક્કી કરેલી બધી વસ્તુ માની લેવી પડે છે. પરંતુ બરાબર વિચાર કરીએ તો સમજાશે કે આ વાત સાચી નથી. ભારતીય સાધનામાં તર્કનો મહિમા પણ સ્વીકારેલો છે ને તર્કને પોતાનું આગવું સ્થાન છે. બ્રહ્મસૂત્રનો જ અભ્યાસ કરવાથી આ વાત સહેલાઈથી સમજાઈ જાય છે. તેવું જ ગીતા ને ઉપનિષદોનું પણ છે. જિજ્ઞાસાવૃત્તિ કે તર્કની પ્રતિષ્ઠા બધે જ દેખાઈ આવે છે. તેવી વૃત્તિને બધે જ સન્માનવામાં કે આવકારવામાં આવી છે ને તેના સમાધાનના ઉત્સાહપૂર્વકના પ્રયાસ પણ કરવામાં આવ્યા છે. ગીતા જેવા મહાન ગ્રન્થમાં પણ ઓછા તર્ક કે પ્રશ્નો નથી ઉઠાવવામાં આવ્યા. અર્જુને જે ઠેકાણે જે વાત ન સમજાઈ તેને માટે તરત જિજ્ઞાસા બતાવી છે, ને ભગવાને આ વાત મેં કહેલી કે શાસ્ત્રોમાં વર્ણવેલી છે, માટે ગળે ઉતારી લે એમ કહેવાને બદલે તે જિજ્ઞાસાવૃત્તિની કદર કરીને તેને સંતોષવા થાય તેટલા બધા જ પ્રયાસ કરેલા છે. એટલે ધર્મ કે તત્ત્વજ્ઞાનને નામે માણસની જિજ્ઞાસાવૃત્તિ, સ્વતંત્ર વિચારશક્તિ કે બુદ્ધિનું અપમાન ને ખૂન કરવાની જરૂર નથી. જિજ્ઞાસુ ને શંકાશીલ લોકોના પ્રશ્નોને ઉડાવી દેવાની ને ટાળવાની પ્રથા આપણે

ત્યાં ઠેકઠેકાણે ચાલે છે. તે પ્રથાને તંદુરસ્ત કે આવકારદાયક ન જ કહી શકાય. તર્કશક્તિની ઉચિત મર્યાદા સમજીને તેને જરૂરી ન્યાય આપવાની જરૂર છે. ભારતીય જ્ઞાનધારાનું અવલોકન કરતાં સમજાય છે કે સૌથી પહેલાં તર્ક પેદા થયો છે, પ્રશ્ન ઉત્પન્ન થયો છે, પછી માણસે સાધનાનો પ્રયોગ કર્યો છે, ને પ્રયોગમાં જે જડ્યું કે નક્કી થયું તેને તર્કબદ્ધ રીતે સમજવા ને સમજાવવા પ્રયાસ કર્યો છે. એમ આરંભે ને અંતે તર્કશક્તિનો જ મહિમા રહ્યો છે. શરૂઆતમાં જિજ્ઞાસુવૃત્તિને પરિણામે ઉત્પન્ન થયેલા તર્કને છેવટે સ્વાનુભવનો આનંદ મળતાં નિશ્ચયાત્મક દશાએ પહોંચેલો વિચાર કે તર્ક. કેનોપનિષદની શરૂઆતમાં જ આપણને આ વાતની સત્યતાની પ્રતીતિ થઈ જાય છે. તે કેવી રીતે તે જોઈએ.

ઉપનિષદનો આરંભ જ જિજ્ઞાસા કે તર્કથી થાય છે. પોતાના શરીર ને પોતાની આજુબાજુની દુનિયાનું નિરીક્ષણ કરીને ઋષિ તરત વિચારમાં ડૂબે છે ને પ્રશ્નોની પરંપરા શરૂ કરે છે. કોની ઇચ્છા ને પ્રેરણાથી મન પોતાના વિષયો તરફ ગતિ કરે છે? પ્રાણ કોની સાથે સંબંધ સાધીને હલનચલન કરવાનું કામ કરે છે? માણસો કોની શક્તિ ને પ્રેરણાથી પ્રેરાઈને બોલે છે અથવા તો વાણી કોનાથી પ્રેરિત થઈને પોતાનું કામ કરે છે? ને આંખ ને કાનને જોવા તથા સાંભળવાની શક્તિ કોણ પૂરી પાડે છે? શરીરની અંદર ને બહાર એવી કઈ શક્તિ છે કે જેના નિયંત્રણમાં રહીને આ બધાં પોતપોતાના વ્યાપારમાં પ્રવૃત્ત થાય છે?

વિચારશીલ માણસને આવા પ્રશ્નો થાય તે સ્વાભાવિક છે. પરંતુ તેના ઉત્તર કાંઈ તરત ન મળે. તે માટે લાંબો વખત ચિંતન ને મનન કરવું પડે. વળી સાધનાનો આધાર લઈને ધ્યાનપરાયણ પણ થવું પડે. એટલે જ ઉપર્યુક્ત પ્રશ્નોની પરંપરાના ઉત્તર મેળવવા ઋષિ પોતાની રીતે સંશોધન કરે છે ને છેવટે એક અંતિમ નિર્ણય પર આવી પહોંચે છે. બીજા જ શ્લોકમાં તેનું રહસ્યોદ્ઘાટન કરતાં

ઋષિ કહે છે કે – કાનની પાછળ રહેલી જે શક્તિ કાનને સાંભળવાની શક્તિ આપે છે, મનની પાછળ રહેલી જે શક્તિ મનને મનન ને ચિન્તન કરવાનું તથા વિષયોમાં વિહરવાનું બળ પૂરું પાડે છે, તથા જે શક્તિ આંખની પાછળ રહીને આંખને જોવાની શક્તિ પૂરી પાડે છે, તે જ સૌથી મહાન શક્તિ છે. તેની હાજરીને લીધે જ શરીર, મન ને ઇન્દ્રિયો પોતપોતાના વ્યવસાયમાં લાગી શકે છે મન ને ઇન્દ્રિયોથી અતીત થઈને જે પુરુષ તે મહાન શક્તિને જાણી, અનુભવી કે ઓળખી લે છે તે સાચા અર્થમાં સુખી ને અમર બને છે. કઠપૂતળીના નાચના ખેલમાં જેમ એક માણસ પડદ પાછળ રહીને દોરીસંચાર કરે છે ને પૂતળીઓને નચાવે છે, તેમ તે મહાન શક્તિ મનુષ્યની અંદર રહીને મન ને ઇન્દ્રિયોને પોતપોતાની પ્રવૃત્તિમાં દોરે છે, ને સંસારમાં પણ બધે જ વ્યાપ્ત થઈને જડ ને ચેતનમાં પ્રાણસંચાર કરી રહી છે. મન ને ઇન્દ્રિયોથી પર થઈને માણસ તે પરમ શક્તિની ઝાંખી કરી શકે છે.

અનુભવની દુનિયામાં એ પ્રમાણે ડૂબકી લગાવીને ઋષિ એ પરમ તત્વનો સાક્ષાત્કાર કરે છે ને પોતાના પ્રશ્નોના બુદ્ધિગમ્ય ઉત્તરો મેળવી લે છે. આ પ્રમાણે તત્વજ્ઞાનનો આખો ક્રમ કેવળ શ્રદ્ધા રાખીને માની લેવાનો નહિ–પરંતુ વિચારપ્રધાન તેમ જ અનુભવની એરણ પર કસાઈ ને ઉજ્જવળ થઈને પાર ઊતરેલો છે. બુદ્ધિનું અપમાન કરવાની કે બુદ્ધિને ઉતારી પાડવાની વૃત્તિ કોઈ ઠેકાણે નથી દેખાતી. તેની સાથેસાથે એ પણ યાદ રાખવાનું છે કે એકલી બુદ્ધિને જ સર્વસ્વ માની લેવાની વાતને પણ મહત્વ નથી આપવામાં આવ્યું. બુદ્ધિની સાથે અનુભવને પણ જરૂરી માનવામાં આવે છે.

### [૩] સ્વાનુભવની સમજ

પોતાના સ્વાનુભવને સરળ રીતે સમજાવતાં ઋષિ કહે છે કે વાણી તે પરમતત્વનું વર્ણન કરી શકતી નથી, પરંતુ તે તત્વની

પાસેથી તાકાત મેળવીને વાણી બોલવાનું કામ કરી શકે છે. મન તે પરમતત્વનો યથાર્થ વિચાર કરવાની શક્તિ નથી ધરાવતું, પરંતુ તે પરમાત્મતત્વની પ્રેરણા પામીને મન પોતે ચિંતન ને મનન કરવાનું કામ કરી શકે છે. આંખ તે પરમતત્વને સહેલાઈથી જોઈ શકતી નથી કેમકે તે તત્ત્વ અત્યંત સૂક્ષ્મ ને વળી વિરાટ છે; પરંતુ તેની શક્તિથી આંખ જોવાનું કામ કરી શકે છે. તે પરમાત્માની જ ઉપાસના કરવા જેવી છે. તે તત્વનું અસ્તિત્વ શરીરમાં હોય છે ત્યાં સુધી જ કાન સાંભળી શકે છે ને પ્રાણ હલનચલન કરે છે. શરીરમાંથી તે બહાર નીકળે તો આખું શરીર નિર્જીવ ને નિષ્ક્રિય બની જાય છે. એ તત્ત્વનો પ્રભાવ એટલો બધો પ્રબળ છે.

[ ૪ ] નમ્રતા

પરમાત્માનો અનુભવ આ સંસારમાં કોને નથી થતો ? જે કાંઈ દેખાય છે, સંભળાય છે, સૂંઘાય છે, તે બધું પરમાત્માનું જ રૂપ છે. પરમાત્મા પોતે જ સંસારના રૂપમાં મૂર્ત કે પ્રકટ થઈને બધે વ્યાપી રહ્યા છે. એટલે કોઈ એમ કહે કે તે પરમાત્માને હું જરા પણ નથી જાણતો ને તે કેવા છે તેની મને બિલકુલ ખબર નથી તો તેનું તેમ કહેવું બરાબર નથી. માણસ જાણે કે ન જાણે છતાં પરમાત્મા તેની અંદર, બહાર ને આજુબાજુ બધે જ વ્યાપી રહ્યા છે. તે પરમાત્માનો સાક્ષાત્કાર તે એક યા બીજી રીતે, વધારે યા ઓછા પ્રમાણમાં કરે જ છે. તેની સાથેસાથે કોઈ એમ કહે કે પરમાત્માને મેં પરિપૂર્ણ રૂપે જોઈ કે જાણી લીધા છે, તો તેની વાત પણ બરાબર નથી. કેમ કે પરમાત્મા અત્યંત વિરાટ કે ગહન હોવાથી તેમને સંપૂર્ણપણે જાણવાનો દાવો કરવો અજ્ઞાન ને અભિમાનનું પ્રદર્શન કરવા બરાબર છે. એટલે સાચા સંતો ને મહાપુરુષો પોતાની નમ્રતાને પ્રકટ કરવા સરળ શબ્દોમાં ન્યૂટનના પેલા પ્રસિદ્ધ શબ્દોના ભાવમાં કહે છે કે તે પરમાત્માને અમે પણ સાધારણરૂપે જાણીએ છીએ ને અમારા

પર પણ તેમની થોડીઘણી કૃપા છે. પરમાત્માના સ્વાનુભવનો સાગર તો ઘણો વિશાળ છે. તેને કિનારે બેસીને અનુભવનાં સાધારણ છીપલાં સાથે રમત રમનારાં અમે તો નાનાં બાળકો છીએ. તેમને આપણે કહીએ કે તમે તો ઘણા મહાન છો ને ઈશ્વરદર્શી સંત છો તો તે આપણને તરત જ ઉત્તર આપે છે કે ના ભાઈ, તમે ભૂલો છો. અમે કોઈ મહાન સંત નથી. અમારામાં તેવી કોઈ વિશેષતા નથી. પરમાત્માને જાણવાનો માનવજીવનનો સહજ ધર્મ જ અમે તો બજાવી રહ્યા છીએ. તેમાં અમે એવું કયું મોટું પરાક્રમ કરી રહ્યા છીએ કે અમારાં ગુણગાન ગવાય ? અમારામાં તમને તે છતાં કોઈ વિશેષતા લાગતી હોય તો તે તમારી કૃપા છે.

મહાપુરુષોનો સ્વભાવ એવો સરળ ને નિખાલસ હોય છે. તેનામાં કોઈ જાતનો દંભ કે આડંબર નથી હોતો. કેટલીક વાર એવું બને છે કે સાધનાના માર્ગમાં માણસને નાનામોટા અનુભવો થાય છે. તેથી માણસ મિથ્યાભિમાની બની જાય છે. કોઈ વાર સ્વાનુભવ વિનાનું કોરું જ્ઞાન હોય તેથી પણ તે ઘમંડી થઈ જાય છે. એવા માણસોનો આગળનો વિકાસ અટકી જાય છે. અભિમાન માણસનો નાશ કરનારું થઈ પડે છે. તેનો સદંતર ત્યાગ કરવો જોઈએ. એવા મિથ્યાભિમાની સાધકો પોતાનાં જ ગુણગાન ગાયા કરે છે, પોતાને હોય તેથી વધારે મોટા માની બેસે છે, ને પરિણામે અનુભવ ને સાચી મહાનતાથી હાથ ધોઈ બેસે છે.

મિથ્યાભિમાનની એવી જ એક વાત પરંતુ જરા જુદે સ્વરૂપે, આ ઉપનિષદમાં કહેવામાં આવી છે.

[ પં ] યક્ષની વાત

કહે છે કે એક વાર દેવતા ને અસુરોનું યુદ્ધ થયું. પરમાત્માની કૃપાથી તેમાં દેવોનો વિજય થયો પરંતુ દેવોને તેનું અભિ-

માન થયું, ને તે એમ જ સમજ્યા કે આ વિજય અમારા જ પૌરુષ ને પરાક્રમથી પ્રાપ્ત થયો છે. પરમાત્માને થયું કે દેવોનું અભિમાન અત્યંત વધી ગયું છે. તેથી તેને દૂર કરવાનો તેમણે વિચાર કર્યો ને તેમની સાથે તે યક્ષના વિચિત્ર રૂપમાં પ્રકટ થયા.

દેવોએ યક્ષનું વિચિત્ર રૂપ જોઈને વિચાર કર્યો કે આ શું હશે! તેમણે યક્ષની માહિતી મેળવવા માટે અગ્નિદેવને આજ્ઞા કરી તેથી અગ્નિદેવ તેની પાસે જઈ પહોંચ્યા.

યક્ષરૂપી પરમાત્માએ અગ્નિને પૂછયું: 'તમે કોણ છો?'

અગ્નિએ તરત જ ઉત્તર આપ્યો: 'મારું નામ અગ્નિ છે. હું સર્વ પ્રાણીઓને જાણનારો છું.'

પરમાત્માએ પૂછયું: 'તમારામાં શી શક્તિ છે?'

અગ્નિએ કહ્યું: 'પૃથ્વી પર જેટલી પણ વસ્તુઓ છે તેને બાળી નાખવાની મારામાં શક્તિ છે.'

એ સાંભળી પરમાત્માએ તેની સામે એક તણખલું ધર્યું ને કહ્યું: 'તમારી શક્તિ હોય તો આ તણખલાને બાળી નાખો જોઈએ.'

અગ્નિદેવે બને તેટલો બધો પ્રયાસ કરી જોયો પરંતુ તે તણખલાને બાળી ન શક્યા. તેથી હતાશ થઈને પાછા ફર્યા. તેમણે દેવોને કહ્યું કે યક્ષ ખરેખર કોણ છે તેની મને ખબર ન પડી.

પછી વાયુદેવ તે યક્ષની પાસે જઈ પહોંચ્યા, ને પોતાનો પરિચય આપતાં કહેવા લાગ્યા કે હું વાયુ છું. બધે ફરી વળું છું ને માતરિશ્વા તરીકે ઓળખાઉં છું.

પરમાત્માએ પૂછયું: 'તમારી અંદર શી શક્તિ છે?'

'પૃથ્વી પર જેટલા પદાર્થો છે તેમને ઉડાવી દેવાની.' વાયુદેવે અભિમાનમાં ઉન્મત્ત બનીને તરત ઉત્તર આપ્યો.

પછી તો યક્ષે તેમની સામે પણ તણખલું મૂક્યું ને કહ્યું કે તમારામાં તાકાત હોય તો આ તણખલાને ઉડાવી દો.

વાયુએ બને તેટલો બધો પ્રયાસ કરી જોયો પરંતુ તે તણખલું હાલ્યું પણ નહિ. દેવતાઓની પાસે પાછા આવીને તેમણે કહ્યું કે યક્ષના વાસ્તવિક સ્વરૂપને મારાથી ઓળખી શકાયું નથી.

બંને દેવો એ રીતે નિષ્ફળ ગયા એટલે ઇન્દ્ર પોતે તૈયાર થયા. પરંતુ ઇન્દ્રને તો યક્ષે મુલાકાત પણ ન આપી. ઇન્દ્રને જોતાંવેંત જ પરમાત્મા અદૃશ્ય થઈ ગયા. તેમને સ્થાને ઇન્દ્રને એક અત્યંત સુંદર સ્ત્રી દેખાઈ. તે હિમાલયની પુત્રી ઉમા હતી. ઇન્દ્રે તેને યક્ષના સંબંધમાં પ્રશ્ન કર્યો તો તેણે ખુલાસો કર્યો કે તે પરમાત્મા પોતે હતા. તેમને લીધે જ તમારો વિજય થયો છે ને તમને મહત્તા મળી છે. પછી ઇન્દ્રે નમ્ર ને સંતોષી થઈને વિદાય લીધી. ત્યારથી ઇન્દ્ર બધા દેવોમાં શ્રેષ્ઠ મનાયા.

પરમાત્માની કૃપાથી જ સાધક પોતાના સ્વભાવનાં આસુરી તત્ત્વો પર વિજય મેળવે છે. પરંતુ કેટલીક વાર તેવો વિજય પોતે મેળવ્યો એવો અહંકાર તેને ઉત્પન્ન થાય છે, પરંતુ ઈશ્વરની કૃપા વિના માણસ આ સંસારમાં એક તણખલાને પણ આઘું પાછું કરી શકતો નથી. સદ્‌બુદ્ધિની મદદથી એ પ્રમાણે સમજીને તેણે સદાય નમ્ર ને પ્રભુપરાયણ થઈ રહેવાની જરૂર છે. આ કથા ભાગનો સાર આ રીતે સમજી શકાય.

## [૬] લાભ ને હાનિ

જીવન ઘણું ટૂંકું છે. તે પણ તદ્દન ચંચળ છે. પાણીના પ્રવાહની પેઠે તે તરત વહી જાય છે. આવા જીવનમાં શ્રેયની સાધના કરવાની કે પરમાત્માની કૃપા મેળવવાની જેને કામના હોય તેણે પ્રમાદનો ત્યાગ કરી સતત પુરુષાર્થના પ્રેમી થવાની જરૂર છે

અંતરમાં ઉત્સાહ ને મનમાં નિશ્ચય તો એવો જ હોવો જોઈએ કે આ જ જન્મમાં ને આ જ લોકમાં પરમ કૃપાળુ પરમાત્માને પામી લઈએ. આ જીવનમાં જેણે પરમાત્માની પ્રાપ્તિ કરી તેણે મોટામાં મોટી સંપત્તિ મેળવી લીધી – નહિ તો મોટામાં મોટું નુકસાન થયું, સર્વનાશ થઈ ગયો એમ સમજી લેવું. ઉપનિષદના એવા અર્થના વચનને યાદ કરીને આ વિચારણા હવે પૂરી કરીશું.

इह चेदवेदीदथ सत्यमस्ति
न चेदिहावेदीन्महती विनष्टिः ।

## કઠ ઉપનિષદ

### મહત્ત્વના મુદ્દા

[૧] નચિકેતાની વાત

[૨] નચિકેતાનાં વરદાન

[૩] ત્રીજું વરદાન

[૪] યમનાં પ્રલોભનો

[૫] નચિકેતાનો ઉત્તર

[૬] શ્રેય ને પ્રેય

[૭] આત્માનું જ્ઞાન

[૮] આત્માની ઓળખ

[૯] ઊઠો ને જાગો

[૧૦] કઠોપનિષદનું માહાત્મ્ય

---

[૧૧] આત્માનું ફળ

[૧૨] મરણ પછી શું?

[૧૩] મુક્તિ નહિ પણ જીવનમુક્તિ

[૧૪] શાંતિનો ઉપાય

[૧૫] અમરતાનો માર્ગ

## કઠ ઉપનિષદ

### [૧] નચિકેતાની વાત

કઠ ઉપનિષદની ખ્યાતિ તેની સરળતા, પ્રાસાદિકતા ને તેમાં પીરસેલી જ્ઞાનની સામગ્રીને લીધે ઘણી વધારે છે. આત્મજ્ઞાનની અભિવ્યક્તિ તેમાં બહુ આકર્ષક ને ઉત્તમ રીતે કરવામાં આવી છે. શરૂઆતમાં એક નાનીસરખી વાત શરૂ થાય છે.

અરુણ નામે એક મહર્ષિ હતા. તે અન્નદાન આપવામાં ખૂબ રસ લેતા હતા. તેમને ઉદ્દાલક નામે પુત્ર હતો. કેઠ ઉપનિષદકાળનું અવલોકન કરતાં આપણને સમજાય છે કે મોટા ભાગના ઋષિઓ ગૃહસ્થાશ્રમી હતા. પરિણીત જીવનને ને સ્ત્રીને તત્ત્વજ્ઞાન કે પરમાત્માની પ્રાપ્તિમાં અંતરાયરૂપ માનવાની પ્રથા તે વખતે પ્રચલિત ન હતી. સ્ત્રીનો સાથ સાધનામાં મહત્ત્વનો મનાતો ને સ્ત્રી બધી રીતે મદદરૂપ પણ થતી. સ્ત્રીની અંદર શક્તિનું દર્શન કરીને તેના સહકારથી જીવન ને જગતને વધારે મધુમય ને મંગલ બનાવવાનું ધ્યેય તે વખતે દરેકની નજર સામે રહેતું. ભારતીય સંસ્કૃતિ ને સાધનાની આ એક નોંધપાત્ર વિશેષતા હતી. તેની તરફ અંગુલિનિર્દેશ કરીને કથા આગળ ચાલે છે કે અરુણ ઋષિના પુત્ર ઉદ્દાલકે એક વખત વિશ્વજિત નામે યજ્ઞ કરવાની ઇચ્છા કરી. પોતાની ભાવના પ્રમાણે યજ્ઞ પૂરો કર્યા પછી બ્રાહ્મણોને દક્ષિણા આપવા માટે તેમણે ગાયો મંગાવી. પરંતુ ગાયો તદ્દન ખરાબ હતી. યુવાવસ્થામાં તે ગાયો ઘાસ ખાઈ ને પાણી પીને વનમાં વિહાર કરતી ને ઉત્તમ પ્રકારનું દૂધ આપતી; પરંતુ

અત્યારે તે વૃદ્ધ થઈ હતી, નિર્બળ હતી, ને કેટલીક તો બેડોળ પણ બની ગઈ હતી. ઋષિનું આવું દાન પાસે ઊભેલા તેમના નાના બાળક નચિકેતાને જરા પણ ન ગમ્યું. તેથી તેણે વિરોધ કરવાનો વિચાર કર્યો.

નચિકેતાએ કહ્યું: 'પિતાજી, દાન આપવાની સામગ્રી તો ઉત્તમ જોઈએ. સારામાં સારી ને પ્રિયમાં પ્રિય વસ્તુનું દાન આપવાનું સારું કહેવાય છે. તમે તો કનિષ્ટ વસ્તુનું દાન દેવા તૈયાર થયા છો. તમારી પ્રિયમાં પ્રિય વસ્તુ તો હું છું. તો મને તમે કોને આપવાનો વિચાર કર્યો છે?'

નચિકેતાની ઉંમર ઘણી નાની હતી પરંતુ બુદ્ધિ મોટી. મોટા શરીરમાં નાનાં મગજ તેમ નાના શરીરમાં મોટાં મગજ પણ વસતાં હોય છે. નાની ઉંમરના નચિકેતાની વાણીમાં વિવેક અથવા ડહાપણનો રણકાર હતો. પરંતુ તેના પિતાને તે ન ગમ્યો. તેના પિતાની ઉંમર મોટી પણ દૃષ્ટિ ટૂંકી હતી. તે નચિકેતાની શિખામણ સહન ન કરી શક્યા. મોટા માણસોની દશા મોટે ભાગે આવી જ હોય છે. (બુદ્ધિનો ઇજારો જાણે તેમણે જ રાખ્યો હોય તેવી તેમની માન્યતા હોય છે. એટલે બહાર બીજેથી નવી ને વધારે સારી હવા આવતી હોય તોપણ તે ગ્રહણ કરી શકતા નથી. પોતાના મનના મકાનનાં બારીબારણાં બંધ કરીને તે બેસી જાય છે.) બાળકના શબ્દો સાંભળીને ઋષિ પણ આવેશમાં આવી ગયા ને બોલી ઊઠ્યા કે જા, તને મૃત્યુને આપું છું.

પરંતુ નચિકેતા એમ કર્યા પાછો પડે તેવો હતો! પિતાનાં વચન સાંભળીને તે તરત યમલોકમાં પહોંચી ગયો ને મૃત્યુના સ્વામી યમદેવતાને મળવાની પ્રતીક્ષા કરવા લાગ્યો. યમદેવતા તે વખતે ઘરમાં ન હતા તેથી તેને ત્રણ દિવસ ભૂખ્યા ને તરસ્યા બેસી રહેવું પડ્યું.

ઉપનિષદની આ વાત પરથી આપણને સહેજે પ્રશ્ન થાય છે કે નચિકેતા યમલોકમાં કેવી રીતે ગયો, અથવા પહેલાંના લોકમાં જુદા

જુદા લોકોમાં ઇચ્છાનુસાર જવાની શક્તિ હતી કે કેમ! નચિકેતાની ને પુરાણોની બીજી કેટલીક વાર્તા પરથી તો આપણે એમ જ માનવું પડે કે પહેલાંના વખતમાં કેટલાક લોકો ઇચ્છાનુસાર અન્ય લોકમાં જઈ શકતા.

[૨] નચિકેતાનાં વરદાન

ત્રણ દિવસ પછી યમદેવતા ઘેર આવ્યા ને તેમણે જાણ્યું કે પોતાને ત્યાં એક નાનોસરખો બ્રાહ્મણનો બાળક ત્રણ દિવસથી અન્નજળનો ત્યાગ કરીને ઊભો રહ્યો છે ત્યારે તેમને અપાર દુઃખ થયું. તેમણે તરત કહ્યું : 'નચિકેતા, તું ત્રણ દિવસ સુધી ભૂખેતરસે ઊભો રહ્યો છે માટે મારી પાસેથી ત્રણ વરદાન લઈ લે. તું મારી પાસેથી વરદાન લેશે ને એ રીતે મને તારા જેવા પવિત્ર બાળકની સેવા કરવાની તક મળશે ત્યારે જ મને શાંતિ થશે.'

યમદેવના એ શબ્દોમાં ભારતીય સંસ્કૃતિની અતિથિને દેવ માનીને સત્કારવાની ભાવના ઊછળી રહી છે. અતિથિ પોતાને ત્યાંથી ખાલી હાથે પાછો ફરે અથવા પોતાને ઘેર સત્કાર પામ્યા વિના એમ ને એમ ઊભો રહે તે વસ્તુ ભારતના પ્રજાજનને માટે ભારે દુઃખદ મનાતી. યમદેવતા પણ એ જ મહાન પરિપાટીનું પાલન કરતા હોય તેમ દેખાય છે. ભારતવર્ષના એક નાના છતાં ઉત્તમ કોટિના બાળકને સત્કારતાં તેમણે જે શબ્દોનો ઉપયોગ કર્યો છે તે ભારે સૂચક છે.

ને નચિકેતાની સાચી સાધકતાનો પરિચય આપણને હવે મળે છે. નચિકેતા પ્રથમ વરદાનમાં જે માગણી કરે છે તે જાણીને આપણું મન પ્રેમ ને સન્માનના ભાવથી નમી પડે છે. તે કહે છે : 'હું તમારે ત્યાં આવવા નીકળ્યા ત્યારે મારા પિતા ક્રોધે ભરાયેલા ને બેચેન હતા. તમે મારા પર પ્રસન્ન થયા હો તો એવું કરો કે તે તદ્દન શાંત થઈ જાય ને હું ઘેર જાઉં ત્યારે મારો ખૂબ સ્નેહથી

સત્કાર કરે. હે યમદેવ, પ્રથમ વરદાનમાં હું તમારી પાસે આ જ વસ્તુની માગણી કરું છું.'

નચિકેતાની એ માગણીમાં તેનો સંસ્કારી ને વિવેકી આત્મા પ્રકટ થઈ રહ્યો હતો. તેથી યમદેવતા પણ તે જાણીને આનંદ પામ્યા. તેમને આનંદ કેમ ન થાય ? માણસો મોટે ભાગે બીજાનું અહિત કરવામાં આનંદ માનતા હોય છે. તેમાંય જો કોઈએ ભૂલેચૂકે પણ પોતાનું કાંઈ બગાડયું હોય તો તેનું વેર વાળવા તેવા માણસો સદાય તૈયાર રહે છે. બીજાના અપરાધની ક્ષમા આપનારા ને બૂરું કરનારનું પણ સારું તાકનારા માણસો આ સંસારમાં બહુ થોડા મળી આવે છે. તેમને મળવાનો અવસર આવે ત્યારે આપણને આનંદ થાય છે. નચિકેતાને મળીને પણ યમદેવને ઘણો આનંદ થયો. નાના બાળકમાં આવું વિશાળ ને નિર્મળ હૃદય જોઈને તેમનું હૈયું ખરેખર નાચી ઊઠયું.

યમદેવે આપેલા બીજા વરદાનના બદલામાં નચિકેતાએ કહ્યું : 'દેવ, સ્વર્ગલોક વિશે ઘણીઘણી વાતો સંભળાય છે. ત્યાં રહેનારા જીવોને ભય, વ્યાધિ, ભૂખ, તરસ, ઘડપણ કશાની અસર નથી થતી. ત્યાં રાતદિવસ સુખશાંતિ ને આનંદ હોય છે. તો તે લોકની પ્રાપ્તિ કેવી રીતે થાય અથવા તે લોકમાં કેવી રીતે જવાય તે વિશેની માહિતી મેળવવાની મારી ઇચ્છા છે. તે માહિતી તમે પૂરી પાડો.'

નચિકેતાની એ જિજ્ઞાસાના ઉત્તરમાં યમદેવે તેને એક વિશેષ પ્રકારના યજ્ઞનું વિધાન બતાવ્યું. તે યજ્ઞમાં કેટલી ને કેવી ઈંટો વાપરવી ને કેવી વિધિ કરવી તે પણ સમજાવ્યું. ઉપનિષદમાં તેની માહિતી-આપણને-વિસ્તારથી નથી મળતી, નહિ; તો સ્વર્ગલોકની સફર કરવા માગતા મુસાફરો તેનો લાભ લઈ શકત. નચિકેતાની જિજ્ઞાસાથી પ્રસન્ન થઈને યમદેવે તે યજ્ઞનું નામ નચિકેતાના નામ સાથે જોડી દીધું. તેમ એક સુંદર માળાની પણ ભેટ આપી.

## [૩] ત્રીજું વરદાન

હવે ત્રીજા ને સૌથી મહત્ત્વના વરદાનની વાત આવી. એ વરદાન ને તેના પરની ચર્ચાવિચારણા જ આ ઉપનિષદનો પ્રાણ કે સાર છે. વિદ્વાનો ને રસિકોમાં તેથી જ આ ઉપનિષદ અગત્યનું મનાય છે. યમદેવના ત્રીજા વરદાનની માગણી કરતાં નચિકેતા શાંતિપૂર્વક પૂછે છે કે હે દેવ! મૃત્યુ વિશે વધારે ઊંડાણથી માહિતી મેળવવાની મને ઇચ્છા છે. મૃત્યુ પછી જીવનું શું થાય છે? કોઈ કહે છે કે મૃત્યુ પછી જીવ નથી રહેતો ને કોઈ કહે છે કે રહે છે. તો એ વિશે જે સાચું હોય તે જાણવાની મારી ઇચ્છા છે. વળી એવું જ્ઞાન આપો ને એવો માર્ગ બતાવો કે જેથી અમર બનાય અથવા મૃત્યુંજય થવાય. ત્રીજા વરદાનમાં હે દેવ, હું તમારી પાસે આ જ વસ્તુની માગણી કરું છું.'

નચિકેતા જેવા નાના બાળકને મોઢેથી આવી મોટી ને મહત્ત્વની વાત સાંભળીને યમને નવાઈ લાગી ને આનંદ પણ થયો. પરંતુ આ આખુંય વરદાન યમદેવતાના પોતાના ધંધા પર કાપ મૂકનારું હતું. મરણ અથવા અમર જીવનનું રહસ્ય યમદેવ નચિકેતાને બતાવી દે તો ઘણા લોકો તેનો લાભ લે. અથવા નચિકેતા પોતે પણ તેની મદદથી તરત અમર બની જાય. એટલે તે રહસ્યને તરત ખુલ્લું કરવાની તેમની ઇચ્છા ન હતી. તેથી તેમણે નચિકેતા પોતાનો આગ્રહ પડતો મૂકે તે સારુ તેને ડગાવવાનો પ્રયાસ કરવા માંડ્યો.

યમદેવતાએ કહ્યું : 'ભાઈ, તું જે વિષયની માહિતી મેળવવાની ઇચ્છા કરે છે તે વિષય ઘણો ગૂઢ છે. દેવોએ પણ તેને જાણવાની ઇચ્છા કરી છે. તે વિષયને સારી રીતે સમજાવનારા પુરુષો પણ સંસારમાં દુર્લભ છે. મારા જેવું તે વિષયનું રહસ્ય બીજું કોઈ જાણતું પણ નથી. હજી તારી ઉમર ઘણી નાની ને વિષય ઘણો ગૂઢ છે. માટે તારો આગ્રહ છોડી દે ને કોઈ બીજું સારું વરદાન માગી લે.'

યમની વાત સાંભળીને નચિકેતાને જરા નવાઈ લાગી. તેણે કહ્યું : 'દેવ, તમે કહો છો કે દેવો પણ આ વિષયને જાણવાની ઇચ્છા રાખે છે. તો તેનો અર્થ એ થયો કે આ વિષય ઘણો મહત્ત્વનો છે. વળી તમારાથી વધારે વિદ્વાન કે જાણકાર પણ બીજો કોઈ મળે તેમ નથી. તો પછી આવો સુલભ સંયોગ ફરી ક્યારે મળવાનો હતો ? તમારા જેવા શ્રેષ્ઠ જ્ઞાતા ને મારા જેવો આતુર જિજ્ઞાસુ. માટે જ હું કહું છું કે મને ચલાયમાન કરવાનો જરાય પ્રયાસ કરવાને બદલે મારા પર કૃપા કરો ને જે માહિતીની મેં માગણી કરી છે તે માહિતી મને પૂરી પાડો.'

[ ૪ ] યમનાં પ્રલોભનો ·

નચિકેતાની જિજ્ઞાસા ને દૃઢતા જોઈને યમદેવ ખરેખર પ્રસન્ન થયા હતા. પરંતુ જ્ઞાન મેળવવાની તેની યોગ્યાયોગ્યતાની વધારે કસોટી કરવાની ઇચ્છાથી તે તેની આગળ જુદીજુદી દલીલો કરી રહ્યા હતા. નચિકેતાને પોતાની માગણીમાં મક્કમ જોઈને તેની આગળ તેમણે બીજાં મોટાં પ્રલોભનો રજૂ કરવા માંડયાં. તે પ્રલોભનોના પ્રભાવથી કોઈ પણ સાધારણ માણસ ચલિત થઈ જાય ને સત્યના અન્વેષણનો માર્ગ મૂકી દે તેમ હતું. યમદેવતાએ આત્મજ્ઞાનની ઇચ્છાવાળા તે નાના બાળકને ઠગાવવાની ઇચ્છાથી કહેવા માંડયું :

'હે નચિકેતા ! તારી ઇચ્છા હોય તો સો સો વરસના આયુષ્યવાળા પુત્રો ને પૌત્રોની માગણી કર. ઘણાં પશુ માગ. હાથી, સોનું ને ઘોડા માગ. તારી ઇચ્છા હોય તો મોટું સામ્રાજ્ય પણ માગી લે ને તારું પોતાનું ઇચ્છા પ્રમાણેનું આયુષ્ય માગ. આના જેવું અથવા આથી પણ મોટું કોઈ બીજું વરદાન જોઈતું હોય તો તેની પણ માગણી કર. ધન તથા દીર્ઘજીવન માગ. આ વિશાળ ધરતીનો તું સમ્રાટ થા. તારી બધા પ્રકારની ઇચ્છાઓ પૂરી કરવા હું તૈયાર છું.'

એથી પણ આગળ વધીને યમદેવતા કહે છે : ' આ મૃત્યુલોકમાં સાધારણ રીતે જે વસ્તુઓ અશક્ય જેવી હોય ને જે ઇચ્છાઓની પૂર્તિ મુશ્કેલ મનાતી હોય, તેવી ઇચ્છા પણ તું રજૂ કર ને તેવી વસ્તુની પણ માગણી કર. સુંદર રથ ને વાજિંત્રોથી સુશોભિત એવી આ સુંદર સ્ત્રીઓને તો જો. સાધારણ રીતે મનુષ્યોને આવી ઉત્તમ ને સુંદર લાવણ્યમયી સ્ત્રીઓ નથી મળતી. આ બધી સ્ત્રીઓ હું તારી સેવામાં સમર્પિત કરું છું. તું તેમનો લાભ લે ને તેમની સેવાથી સંતુષ્ટ થા. પરંતુ હે નચિકેતા, મરણના રહસ્યનું જ્ઞાન મેળવવાની વાત મૂકી દે. તે વિશે મને ન પૂછ.'

[૫] નચિકેતાનો ઉત્તર

ઉપનિષદના આ શ્લોકો ખરેખર સુંદર ને યાદ રાખવા જેવા છે, ને તેથી પણ સુંદર, સ્મરણીય ને મનનીય નચિકેતાએ આપેલા ઉત્તરના હવે પછીના શ્લોકો છે. યમ ને નચિકેતાના સંવાદના આ શ્લોકો તેના ઊંડાણ માટે જ નહિ, પરંતુ તત્ત્વજ્ઞાન, ભાવ, માધુર્ય ને શબ્દલાલિત્ય માટે ખરેખર પ્રશંસનીય છે. પોતાની સરળતા, પ્રાસાદિકતા, ભાવમયતા ને ગંભીરતાથી તે હૃદયમાં ઊંડી અસર કરી જાય છે. તેની છાપ જીવનભર ન મટે તેવી છે. એ શ્લોકોમાં ભારતીય સંસ્કૃતિનું હાર્દ સમાયેલું છે. ઈશ્વરની શોધ, અમર જીવન કે આત્મોન્નતિને માર્ગે આગળ વધતાં કે વધવા માગતા સાધકના જીવનમાં કેવાં પ્રલોભનો ને ભયસ્થાનો આવે છે ને સાધકે તેમનાથી કેટલા બધા સજાગ રહેવાની જરૂર છે તેનો ખ્યાલ આ શ્લોકો પરથી સહેજે આવી રહે છે. મોટા ભાગના સાધકો આ ને આવી જાતનાં બીજાં પ્રલોભનોમાં પડીને પોતાનો મૂળ માર્ગ ભૂલી જાય છે કે મૂકી દે છે ને આગળ વધતા અટકી જાય છે. પરંતુ આત્મિક વિકાસના સાધકે સતત સાવધ રહેવાની ને નિરંતર વિકાસ કરવાની જરૂર છે. તે વાત હવે પછી આવતા નચિકેતાના સુંદર પ્રત્યુત્તરનાં શ્લોકોમાં સારી પેઠે સમાયેલી છે. આત્મોન્નતિની ઇચ્છાવાળા

સાધકમાં કેવી નીડરતા, મક્કમતા ને આદર્શપરતા હોવી જોઈએ તેની સમજ એ શ્લોકો પરથી સહેજે મળી રહે છે. એ સુંદર શ્લોકોમાં પોતાની સમજ ને પોતાનો દષ્ટિકોણ રજૂ કરતાં વિવેકી નચિકેતા કહે છે: 'હે યમદેવ! તમે જે વિષયો કે પદાર્થો કહી બતાવ્યા તે કાયમ માટે રહેનારા નથી. તે નાશવાન અથવા ક્ષણ-ભંગુર છે. વળી તે ઇંદ્રિયોના તેજ ને સામર્થ્યનો નાશ કરે છે. જીવન તો પ્રમાણમાં ઘણું ટૂંકું છે. ચપલાના ચમકારા જેવા એવા ટૂંકા જીવનમાં માણસ વિલાસ, વૈભવ ને ઇંદ્રિયોના ભોગો પાછળ પડે તો પછી જીવનનો જરૂરી વિકાસ ક્યારે કરે? ડાહ્યા માણસે તો પોતાનો બધો સમય ને પોતાની સઘળી શક્તિ આત્મોન્નતિ માટે વાપરવાનો નિર્ણય કરવો જોઈએ જેથી ટૂંકા જીવનમાં તે કોઈ મહત્ત્વની સિદ્ધિ મેળવી શકે. માટે તમારાં વાહનો, નૃત્ય ને ગીત તમને જ મુબારક હો. મારે તેની જરા પણ જરૂર નથી.'

નચિકેતાના આ ઉત્તરમાં આત્મજ્ઞાનની તીવ્ર તરસ ને સાંસારિક સુખો તરફની પૂર્ણ ઉપરામતાનું દર્શન થાય છે. ભારતીય સંસ્કૃતિનું હાર્દ પણ તેમાં દેખાઈ આવે છે. જગતમાં જે કાંઈ દેખાય છે, સંભળાય છે કે અનુભવાય છે તે બધું ક્ષણિક, પરિવર્તનશીલ કે નાશવાન છે; તે આજે જે રૂપમાં દેખાય છે તે રૂપમાં ઘડી પછી કે કાયમને માટે નથી રહેતું. તેમાં આસક્ત થઈને માણસે પોતાના જીવનના મૂળ ધ્યેયને ભૂલી જવાની કે મૂકી દેવાની જરૂર નથી. નચિકેતાના ઉત્તરના પ્રથમ શ્લોકના પ્રથમ શબ્દ 'શ્વોભાવા'માં આ ભાવ ગર્ભિત રીતે સમાયેલો છે.

આત્મજ્ઞાન કે અમર જીવન અથવા સત્યની શોધની આવી તીવ્ર તરસ વિના સાધકને કોઈ નક્કર વસ્તુ કે સિદ્ધિની પ્રાપ્તિ નથી થતી. યમદેવતાનાં મોટામોટાં પ્રલોભનોથી પણ નચિકેતા પ્રભાવિત ન થયો તેનું કારણ તેના અંતરની આ તીવ્ર ને અદમ્ય તરસ જ હતું.

પોતાના વિવેક ને દૃઢ નિશ્ચયને રજૂ કરતાં તે આગળ કહે છે: 'હે યમદેવ! સંપત્તિથી માણસને શાંતિ નથી મળતી. અમરતાની પ્રાપ્તિ નથી થઈ શકતી. સંપત્તિની સહાયથી માણસ બહુબહુ તો સાંસારિક સુખની પ્રાપ્તિ કરી શકે છે; પરંતુ તેથી જન્મ ને મરણનાં રહસ્યનો ઉકેલ નથી લાવી શકતો. દીર્ઘ જીવનનું જે વરદાન આપવા તમે તૈયાર થયા છો તે વિશે તો મારે એટલું જ કહેવાનું છે કે તમારી ઇચ્છા હશે ત્યાં સુધી હું આ પરિવર્તનશીલ સંસારમાં શ્વાસ લઈ શકીશ તે નક્કી છે. માટે મને તો કૃપા કરીને મેં જે માગ્યું છે તે જ વરદાન આપો. હે દેવ! તમે અજર ને અમર છો. બધી રીતે માનવનું મંગલ કરવાની તમારી શક્તિ છે. તો તમારી પાસે આવીને તો માણસે ક્ષણભંગુર ભોગોમાંથી મનને પાછું વાળીને જીવનનું શ્રેય કરવાનો જ સંકલ્પ કરવો જોઈએ ને તે સંકલ્પને ગમે તે ભોગે પણ વળગી રહેવું જોઈએ. માટે મને તો મરણ પછીના જીવન વિશે જે સંશય થયો છે તેનું નિવારણ કરતો ઉપદેશ જ આપો. મેં જે વરદાન માગ્યું છે તે જ મને પ્રદાન કરો. બીજા ગમે તેવા મોટા કે નાના વરદાનની મને લેશમાત્ર પણ ઇચ્છા નથી.'

કઠ ઉપનિષદના આ શ્લોકો ને ભાવો અત્યંત વેધક છે માનવહૃદયને તે તરત સ્પર્શે છે ને હૃદયસોંસરા-ઊતરી જાય છે કેટલાક માણસો માની બેઠા છે તેમ તેમાં સાંસારિક સુખોને મિથ્યા માનવાની કે અવગણવાની ફિલસૂફીનો સમાવેશ નથી થતો. પરંતુ તેમના વિવેકપૂર્વકની મર્યાદાને યાદ રાખી તેમાં આસક્ત થયા વિના આત્મોન્નતિને ઉત્તમ માર્ગે આગળ વધવાનો સૂર સમાયેલો છે. સાંસારિક પદાર્થો ને ભોગોનો તિરસ્કાર કરવાનો ઉપદેશ ઉપનિષદ નથી આપતું. ફક્ત તેના નશામાં તદ્દન આંધળા ભીંત થઈને જીવનના શ્રેયની વાત વીસરી ન જવાય તે માટે સાવધાન કરવા તે લાલબત્તી ધરે છે એટલું જ. આટલી વાત સમજી જવાય તો વૈરાગ્ય ને ત્યાગને નામે આપણે ત્યાં જે અકર્મણ્યતા

ને સંસારના ધિક્કારની વૃત્તિ જાગી ને ફાલી છે તેનો અંત આવશે.

નચિકેતાના શબ્દો સાંભળીને આપણું અંતર આનંદ ને આદરભાવથી નાચી ઊઠે છે. ભારતવર્ષના એ નાના પરંતુ આદર્શ બાળકને માટે આપણા દિલમાં અપાર પ્રેમ ને ઉમળકા ઉછાળા મારે છે. ખરેખર, નચિકેતા આ દેશની સંસ્કૃતિમાં એક અત્યંત ઓજસ્વી ને સુવર્ણાક્ષરે લખાયેલું પાત્ર છે. આ દેશ ને પરદેશમાં જ્યાં જ્યાં ઉપનિષદ ને તેનું જ્ઞાન છે ત્યાં તે અમર છે. આજ સુધી તેણે અનેક માનવહૃદયને પ્રેરણાનું પીયૂષ પાયું, તાજગી ને ઊર્મિ આપી, ને આજે પણ ન જાણે કેટલાંય દિલમાં દીપક બનીને પ્રકાશ પાથરવાનું તેનું કામ ચાલુ હશે. તેની કસોટી કરનાર યમનું મન પણ તેને માટેના માનના ભાવથી ભરાઈ ગયું. એ કસોટી અથવા પ્રલોભનોની પરંપરા જ એવી હતી કે મોટામોટા ડાહ્યા ને પંડિત પુરુષો પણ તેમાં અટવાઈ ને ફસાઈ જાય; તેમાંનાં એકાદ-બે પ્રલોભનો જ સાધારણ માણસના મોંમાં પાણી લાવવા માટે પૂરતાં હતાં. ત્યારે નચિકેતા તો બાળક હતો. પરંતુ વિવેકની દૃષ્ટિએ તે વયોવૃદ્ધ હોવાથી જ બધાં પ્રલોભનોની પાર પહોંચીને અડગ રહી શક્યો. યમદેવ તેની યોગ્યતા જોઈને તેને શાબાશી કે ધન્યવાદ ન આપે ને તેની આગળ પોતે આપેલા વરદાનને વફાદાર રહીને જ્ઞાનના સાચા રહસ્યને ખુલ્લું ન કરી દે તે બને જ કેમ? માણસ મોટો હોય કે નાનો, તેના જ્ઞાન ને તેની યોગ્યતાની આ દેશમાં હંમેશાં કદર થતી. નચિકેતાની પણ કદર કરીને યમદેવે તેને માટે પ્રશંસાત્મક શબ્દોનો પ્રયોગ કરતાં કહેવા માંડ્યું :

'હે નચિકેતા, સંસારના પ્રિય પદાર્થો ને તેના ઉપભોગની ઇચ્છાને અત્યંત ડહાપણ તથા દુરંદેશીનો ઉપયોગ કરીને તેં છોડી દીધી છે. જેને જીવનનું સર્વસ્વ સમજીને મેળવવા માટે માણસો રાત ને દિવસ રચ્યાપચ્યા રહે છે ને આંખો મીંચીને પરિશ્રમ કરે

છે, તે ધન ને સંપત્તિથી તું અંજાયો નથી, ચલિત નથી થયો, ને તેની લાલસામાં ફસાયો નથી. તને કેવળ સત્ય જ્ઞાનની જ ભૂખ છે. તેથી કોઈ પણ કામના તને લલચાવી નથી શકી. મોટામોટા પંડિતો પણ મૂઢની જેમ અવિવેકી બનીને, ધન ને બીજા પદાર્થોના મોહમાં અંધ બનીને, જીવનનું સાચું ધ્યેય ભૂલી જાય છે, ને પોતાને મહાબુદ્ધિમાન માનીમનાવી આ સંસારમાં ફર્યા કરે છે. પરંતુ નાની વય છતાં તું તારો વિવેક ને તારી માગણીમાં મક્કમ રહ્યો તે માટે તને જેટલાં પણ અભિનંદન આપું એટલાં ઓછાં છે. ખરેખર, તારા જેવો સુયોગ્ય જિજ્ઞાસુ મને કોઈ નહિ મળે. હું તને ખરેખર ધન્યવાદ આપું છું. તારો દૃઢ નિશ્ચય જોઈને મારા દિલમાં તારે માટે અપાર માન ઉત્પન્ન થયું છે.'

## [૬] શ્રેય ને પ્રેય

પોતાની પ્રશસ્તિના અનુસંધાનમાં આગળ વધતાં યમદેવ બીજી પણ કેટલીક માર્મિક વાતો કહી દે છે. તેમાં શરૂઆતમાં જ શ્રેય ને પ્રેય વિશે ઊંડો વિચાર રજૂ થાય છે.

શ્રેય એટલે આત્મકલ્યાણ ને પ્રેય એટલે વિશાળ અર્થમાં સંસારના પ્રિય લાગનારા પદાર્થો. જીવનમાં મનુષ્યની સામે એ બંને વસ્તુઓ આવીને ઊભી રહે છે. મતલબ કે એક તબક્કો તેના જીવનમાં એવો આવે છે કે જ્યારે તેણે આત્મકલ્યાણનો માર્ગ અથવા તો સંસારનો ભોગ કે સુખોપભોગનો માર્ગ એ બેમાંથી એકની પસંદગી કરવાની રહે છે. મોટે ભાગે માણસ સાંસારિક સુખની ઇચ્છા રાખે છે. સંસારના ભોગ્ય પદાર્થોમાં તેનું મન વધારે પ્રમાણમાં ડૂબેલું હોય છે. તેથી જીવનના દેખીતાં છતાં કામચલાઉ સુખ ને આનંદ માટે તે પ્રેયને પસંદ કરે છે ને શ્રેયની સાધનાને છોડી દે છે. પરંતુ જે વિવેકી ને વિચારશીલ છે તે તો સંસારના સુખોપભોગને ગૌણ ગણીને આત્મોન્નતિની સાધનાનો સ્વીકાર કરે છે. તે જાણે છે કે જીવનને સાચા અર્થમાં જીવન બનાવવા ને સુખી

કરવા આત્મોન્નતિ અત્યંત આવશ્યક છે. તેથી કોઈ પણ કારણે ને કોઈ પણ સંજોગોમાં તે શ્રેય કે કલ્યાણની કેડીનો અનાદર નથી કરતો.

એનો અર્થ કેટલાક લોકો માને છે તેમ એવો જરૂર નથી કે શ્રેય ને પ્રેય બે વિરોધી માર્ગ છે, બંનેને એકમેક સાથે કાંઈ જ લાગતુંવળગતું નથી, બંનેનો સંબંધ જાણે સાવકી માતાનાં બે સંતાન જેવો છે, ને એકને અપનાવનારે બીજાનો ત્યાગ કરવો જ જોઈએ. બંને માર્ગો તદ્દન વિરોધી નથી. બંનેની જીવનમાં વત્તે-ઓછે અંશે જરૂર છે. જીવનને સમૃદ્ધ, સુખી ને સુશોભિત કરવા માટે જેમ પ્રેયની જરૂર છે, તેમ તેને ઉજ્જ્વળ, સફળ, મુક્ત ને સંપૂર્ણ બનાવવા શ્રેયની એટલે કે આત્મોન્નતિની સાધનાની પણ જરૂર છે. એટલે બંનેમાંથી એકે તરફ માણસે સૂગ કેળવવાની કે આંખમીંચામણાં કરવાની જરૂર નથી. પંખીની બે પાંખ ને માનવની બંને આંખની જેમ જીવનની શોભા ને સમૃદ્ધિ માટે બંનેની જરૂર છે. માટે કોઈનોય અનાદર કર્યા વિના માણસે તે બંને માર્ગે આગળ વધવાનું છે. પરંતુ કેટલીક વાર જીવનમાં એવા સંજોગો ઊભા થાય છે જ્યારે માણસે બેમાંથી એકની જ પસંદગી કરવી પડે છે. મતલબ કે સત્યની શોધ કે આત્મોન્નતિ માટે તે મૂંગળામણ અનુભવે છે ને આતુર બને છે. તેને એમ થાય છે કે બધું ધ્યાન, બધી શક્તિ ને બધો સમય આત્મોન્નતિની સાધના માટે જ વાપરવાની જરૂર છે. તે વિના તેનાથી રહેવાતું જ નથી. તેને ચેન નથી પડતું. તેવા સંજોગોમાં બાહ્ય રીતે પ્રેયનો તિરસ્કાર ન હોવા છતાં તે શ્રેય તરફ પુષ્કળ પ્રમાણમાં ઢળી પડે છે. મીરાંની દશા તેવી જ હતી. ધ્રુવ ને બુદ્ધના સંબંધમાં પણ તેવું જ બન્યું હતું. આધુનિક યુગમાં શ્રી અરવિંદ જેવા મહાપુરુષનો ઉલ્લેખ પણ તે જ રીતે કરી શકાય. એવા સંજો-

ગોમાં માણસની નિશ્ચયશક્તિ, આદર્શપરતા, મક્કમતા, ટેક ને તમન્નાની કસોટી થાય છે. વિવેકી ને મજબૂત ઇચ્છાશક્તિવાળા માણસો તે કસોટીમાંથી સરળતાથી પાર ઊતરે છે ને આત્મોન્નતિને માર્ગે આગળ વધે છે. ધ્યેયની પ્રાપ્તિ પછી તેવા મહાપુરુષો કેટલીક વાર સાંસારિક સુખોપભોગથી સંપન્ન જીવન જીવતા દેખાય છે ને તેમને જોઈને અવિવેકી લોકો તેમને વિષયાસક્તિવાળા ને માયામાં ડૂબેલા કે પડેલા માને છે, ને ટીકા કરે છે કે પહેલાં તે ત્યાગ ને વૈરાગ્ય તથા તપની દૃષ્ટિએ ઊંચી કક્ષાના હતા પણ હવે નથી. હવે તેમનું પતન થયું છે. પરંતુ તે તેમનું અજ્ઞાન જ બતાવે છે. તે મહાપુરુષોની નાડને બરાબર ન ઓળખવાથી જ તે એવા પ્રલાપ કરતા હોય છે. કેટલાક સાધકોના સંબંધમાં તેમના અભિપ્રાય જરૂર સાચા હોય છે. તેવા સાધકોના દિલમાં અતૃપ્ત દશામાં સૂઈ રહેલી ભોગેચ્છાની ભાવના તેમને સંસારના પ્રિય પદાર્થોમાં ખેંચી લાવે છે ને પહેલાંના કઠોર જીવનને બદલે તે સુખ-સગવડવાળું ને વિલાસી જીવન; જીવવા માંડે છે; મોટે ભાગે તેમાં આસક્ત થઈને તેમની આંતરનિષ્ઠામાંથી પણ તે ચલિત થાય છે. પરંતુ બધા જ સાધક કે મહાપુરુષોને અભિપ્રાયને, વણમાપ્યા અભિપ્રાયને એક ત્રાજવે તોળવાની જરૂર નથી. કેટલાક મહાપુરુષો જરૂરી સાધના કે ઉન્નતિ કરી લીધા પછી સહેજે મળતા સુખ કે સગવડના પદાર્થોને સ્વીકારી પોતાના બાહ્ય જીવનમાં ફેરફાર કરે છે તેનું કારણ તેમની ભોગપ્રિયતા કે છૂપી વાસના નથી હોતું પરંતુ પરિસ્થિતિ ને જાગૃતિ તથા ઊંડી સમજ હોય છે. તે કદી પ્રેમ અથવા સુખસગવડનાં બાહ્ય દુન્યવી સાધનોનો તિરસ્કાર કે અનાદર નથી કરતા. ફક્ત પરિસ્થિતિને લીધે તેમને અમુક જાતનું કઠોર કે કે કષ્ટમય જીવન જીવવું પડે છે. પણ તેવું જીવન જીવ્યા જ કરવું એ તેમનું ધ્યેય નથી હોતું. તે તો કોઈ કારણે ઉપસ્થિત થયેલો એક કામચલાઉ તબક્કો હોય છે તે પૂરો થતાં ને પરિસ્થિતિ વધારે અનુકૂળ થતાં પોતાના વિકાસના સિદ્ધાંતોને વફાદાર રહીને પોતાના

બાહ્ય જીવનમાં કે રૂપરંગમાં ફેરફાર થતો હોય તો તે થવા દે છે. પરંતુ કોઈ પણ કારણે ને કોઈ પણ સંજોગોમાં તેમની હૃદયશુદ્ધિ કે નીતિમત્તા ને પ્રભુપરાયણતામાં ફેર પડતો નથી. આસક્તિમાં અટવાઈને તે ભાન ભૂલતા કે માર્ગ મૂકતા નથી. એ રીતે તેમને સમજીએ તો તેમને માટેના વ્યર્થ પ્રલાપો ને અભિપ્રાયોનો અંત આવે. બુદ્ધિ ને હૃદય બંનેની વિશાળતા ને વિમળતા એ માટે આવશ્યક છે.

## [૭] આત્માનું જ્ઞાન

નચિકેતાએ બધાં પ્રલોભનોને ગૌણ ગણીને પોતાની સત્યપરતા બતાવી આપી તે માટે યમદેવે તેને અભિનંદન આપ્યાં. તે પછી આત્મજ્ઞાનની શરૂઆત કરતાં કહેવા માંડ્યું : આત્મા છે તે ને અમર છે. શરીરમાં તેની ઉપસ્થિતિથી જ શરીર કામ કરે છે. જીવન આટલું જ છે ને તે પછી એટલે મરણ પછી કશું જ નથી એમ માનવું ખોટું છે. આ જીવન પૂરું થયા પછી પણ બીજું અનંત જીવન બાકી રહે છે એમ જે જાણે છે તે જ સાચા અર્થમાં જ્ઞાની છે. આત્મા શું છે તેની મોટા ભાગના લોકોને કલ્પના પણ નથી હોતી. આત્મા વિશે ઘણાને સાંભળવા પણ મળતું નથી. તેમ જ કોઈ તેને વિશે માહિતી મેળવે તોપણ તેને પ્રત્યક્ષ રીતે જાણવાનું ઓળખવાનું કે મેળવવાનું કામ અત્યંત અઘરું છે. કેવળ બુદ્ધિ, દલીલ કે તર્કથી આત્માની પ્રાપ્તિ થઈ શકતી નથી તેમ જ તેની પૂરી માહિતી પણ મળી શકતી નથી. અનુભવી પુરુષ એને વિશે જ્યારે સમજાવે ત્યારે જ થોડીઘણી માહિતી મળી શકે છે. સામાન્ય માણસ પાસેથી એની માહિતી નથી મળી શકતી. એની માહિતી મેળવવાની ઇચ્છાવાળા માણસો પણ સંસારમાં વિરલ છે. તારામાં તેનું જ્ઞાન પ્રાપ્ત કરવાની તાલાવેલી છે, તે જોઈને, હે નચિકેતા, મને અત્યંત આનંદ થયો છે. તારા જેવો દૃઢ નિશ્ચયવાળો જિજ્ઞાસુ ખરેખર ન મળે. સ્વર્ગની ને બીજી ભોગેચ્છાનો તેં ત્યાગ કર્યો છે. આત્મા અત્યંત ગૂઢ છે. સર્વવ્યાપક ને હૃદયરૂપી ગુફામાં રહેલો છે. વળી

સૌથી જૂનો કે પ્રાચીન છે. એ આત્મા જ્ઞાન ને યોગની સાધનાથી જાણી કે અનુભવી શકાય છે. તેના અનુભવથી માણસનું મન શાંત, સ્થિર ને દ્વંદ્વાતીત થઈ જાય છે. આત્માનું જ્ઞાન મેળવીને, સારી પેઠે સમજીને તથા આત્માનો પ્રત્યક્ષ અનુભવ કરીને માણસ આનંદમય બની જાય છે કેમકે આત્મા પોતે જ આનંદમય છે. હે નચિકેતા, આત્માનું એ મહાન ને મંગલ મંદિર તારે માટે ઊઘડી ગયું છે એમ હું માનું છું. તું તેમાં પ્રવેશ કરવા ને તેમાં વિરાજેલા આત્મદેવનાં દર્શન કરવા માટે તદ્દન યોગ્ય છે નક્કી એ છે.'

યમદેવતાનાં પ્રારંભિક વચનો સાંભળીને નચિકેતાને આનંદ થયો. ને કેમ ન થાય ? આત્મજ્ઞાનની આવી ઉજાણીમાં સામેલ થવા તો તે આવ્યો હતો. તે તો તેનો માનીતો મનોરથ હતો. તરસ્યા પ્રવાસીને જેમ કોઈ મીઠા ઝરણાનું પાણી ને ભૂખ્યાને ભાવતું ભોજન મળે ને તેનો ઉત્સાહ સમાય નહિ તેમ તેને પણ અપાર આનંદ થયો. યમદેવતા જેવા વક્તા પણ બીજે ક્યાં ને કોણ મળે ? તેમનો પૂરો લાભ લેવાનું તે પણ કેમ મૂકે ? તેથી જ નચિકેતાએ પોતાની જિજ્ઞાસા રજૂ કરતાં કહ્યું કે ધર્મ ને અધર્મથી પર, કર્મ ને અકર્મ અથવા સર્જન ને વિસર્જનથી પર તથા ભૂત ને ભવિષ્યથી પણ પર એવું જે કંઈ તમે જાણતા હો તે વિશે મને સમજાવો. ને એના અનુસંધાનમાં યમદેવનું વિશાળ વિવેચન ચાલુ થયું. તેનો ઊડતો ઉલ્લેખ આપણે કરી લઈએ.

યમદેવે કહ્યું : 'ભાઈ, આત્મા તે જ પરમાત્મા છે. તેને બ્રહ્મ પણ કહે છે. તે જ ટૂંકમાં પ્રણવ અથવા તો ૐકાર કહેવાય છે. તે જ પરમતત્વ ને પરમપદ છે. વેદો તેનું જ વર્ણન કરે છે. તેને પ્રાપ્ત કરવા, મેળવવા કે ઓળખવા માટે જ તપસ્વી તપ ને વ્રત કરે છે, તેમ જ તેને માટેના કડક નિયમોનું ચુસ્તપણે પાલન કરે છે. તે અવિનાશી છે. તેને જાણી લેવાથી માણસ જે જે વસ્તુની ઇચ્છા કરે છે તે તેને મળી રહે છે. તેને જાણવાથી જીવન ધન્ય

ને ઉજ્જ્વળ બની જાય છે. જે તેને જાણે છે તે સંસારમાં મહાન બને છે ને જ્યાં જાય છે ને રહે છે ત્યાં પોતાની પ્રતિભાથી સર્વત્ર પૂજાય છે. આત્માનો કદી નાશ નથી થતો; તે જન્મતો કે મરતો નથી. તેની ઉત્પત્તિ નથી થતી ને તેમાંથી પણ કશું ઉત્પન્ન નથી થતું. તે જન્મરહિત, નિત્ય, સનાતન ને સૌથી પુરાતન છે. શરીરનો નાશ થવા છતાં તેનો નાશ નથી થતો. જે આત્માને હણનારો ને હણાયેલો માને છે. તે બન્ને જ્ઞાની નથી; કેમ કે તે કોઈથી હણાતો ને કોઈને હણતો નથી. તે સૂક્ષ્માતિસૂક્ષ્મ ને મહાનથી પણ મહાન છે. હૃદયરૂપી ગુફામાં તે વિરાજમાન છે. તેનું દર્શન દરેકને નથી થતું. મનને નિર્મળ કરવાથી, કામના તેમ જ શોકથી રહિત થવાથી, તેનો અનુભવ થઈ શકે છે. એ આત્મા સ્થિર છતાં સર્વવ્યાપક ને શાંત હોવા છતાં સર્વત્ર વિચરણ કરે છે. હે નચિકેતા, બહારથી આનંદમય જેવા દેખાતા છતાં ગુણાતીત એવા એ આત્માને મારા વિના બીજું કોણ જાણી શકે? એ આત્માને વ્યાપકરૂપે જાણીને વિવેકી પુરુષ શોક તથા મોહથી મુક્તિ મેળવે છે.'

ઉપનિષદના આવા શ્લોકોમાંના કેટલાક ગીતાના શ્લોકો સાથે આબેહૂબ મળતા આવે છે. ગીતા ઉપનિષદની જ પુત્રી છે એ વાત યાદ રાખીએ તો તે માટે કોઈ શંકા નથી રહેતી.

## [ ૮ ] આત્માની ઓળખ

પોતાના ઉપદેશના અનુસંધાનમાં વધારે વિવેચન કરતાં યમદેવ કહે છે કે વેદોના અભ્યાસ કે પાઠમાં પ્રવીણ થવાથી આત્માની પ્રાપ્તિ નથી થઈ શકતી. બહુ વિશાળ કે ઊંડી બુદ્ધિ તથા શાસ્ત્રોનો ઊંડો અભ્યાસ પણ તે માટે જરૂરી નથી ગણાતો. માણસ ભલે ને નિરક્ષર હોય ને વેદનો અક્ષર પણ ન જાણતો હોય, છતાં પરમાત્માને ઓળખવાનું વ્રત લે, આત્માના અનુભવનો દૃઢ સંકલ્પ કરે, તેની જ પ્રાપ્તિની કામના ને તે માટે જરૂરી પુરુષાર્થ કરે, અથવા

ટૂંકમાં કહીએ તો એક આત્માને જ વરે ને પસંદ કરે તથા તેને માટે ક્ળેશ ધારણ કરે તો તેની પ્રાપ્તિ થઈ શકે છે. આત્માને ઓળખવાની મુખ્ય જરૂર તેને માટેની તાલાવેલી, તીવ્ર પ્રેચ્છા ને ધગશની છે. તેની સાથે સાથે યોગ્ય દિશામાં, યોગ્ય રીતે નિયમિત પુરુષાર્થ કરવાની જરૂર પણ છે. એ બંને વસ્તુનો સમન્વય થાય તો કોઈ પણ માણસ શાસ્ત્ર-જ્ઞાન વિના પણ આત્માને ઓળખી શકે.

શાસ્ત્રજ્ઞાનનો સાર આખરે શો છે ? એ જ કે માણસે હૃદયને નિર્મળ કરવું એટલે કે સદ્ગુણી ને સદાચારી બનવું ને આત્મદર્શી થવું. બધાં જ શાસ્ત્રો છેવટે તો માણસને પરમાત્માને ઓળખવાનો કે પરમાત્માની વધારે ને વધારે પાસે પહોંચવાનો આદેશ આપે છે. સઘળાં શાસ્ત્રો ને સંતવચનોનો સાર તે જ છે. તે સાર જેણે સમજી લીધો કે ગાંઠે બાંધ્યો તે શાસ્ત્રો વાંચે કે ન વાંચે તેથી કોઈ વિશેષ લાભ કે હાનિની સંભાવના નથી. શેરડીનો રસ પીધા પછી પીલેલા સાંઠાને સાચવવાની ખાસ જરૂર નથી. તે પ્રમાણે શાસ્ત્રોનો સાર મેળવ્યા પછી શાસ્ત્રોને વળગી રહેવાની જરૂર છે જ એમ નથી. સારને મેળવ્યા પછી તે પ્રમાણે જીવન બનાવવાની જ જરૂર છે. શાંતિ તેથી જ મળે છે ને શાસ્ત્રજ્ઞાનની સફળતા પણ ત્યારે જ થાય છે.

જ્યાં સુધી જીવનમાં દુરાચાર, અનીતિ ને અધર્મનું સામ્રાજ્ય ફેલાયેલું છે, ત્યાં સુધી માણસને સત્ય જ્ઞાન કે પરમાત્માની પ્રાપ્તિ થઈ શકતી નથી. જેનું મન અતિશય ચંચળ છે ને જેને પોતાની ઇંદ્રિયો તથા પોતાના મન પર કાબૂ નથી, તેને પણ પરમાત્માનું દર્શન નથી થતું. જ્યાં સુધી ધ્યાન જેવી સાધના કે તપવ્રતમાં માણસને રુચિ નથી, નિયમિત ને એકધારી સાધનાની પ્રીતિ નથી, ધ્યેયની સમજ ને નિષ્ઠા નથી, ત્યાં સુધી આત્માનો અનુભવ અસં-ભવ છે. પરમાત્માના સાક્ષાત્કાર માટે માણસે મનની શુદ્ધિ, નિષ્ઠા, દૃઢતા, સદાચાર ને સત્કર્મ તથા ઉત્તમ વિચારશક્તિ કે વિવેકથી

સંપન્ન બનવું જોઈએ. જીવન ને મનના આમૂલ પરિવર્તન વિના પરમાત્માની અનુભૂતિ અશક્ય છે. આ વાત સાધારણ માણસે ને સાધકે ખાસ યાદ રાખવા જેવી છે. તે વિના સાધનાની સફળતા નથી થઈ શકતી.

યમદેવના આ મહત્ત્વના ઉપદેશનો સારભાગ કઠ ઉપનિષદના પ્રથમ અધ્યાયની બીજી વલ્લી સુધીમાં સમાઈ જાય છે. તેનો વિચાર કરતાં ખરેખર આનંદ થાય છે. તો પછી તેને માટે આતુર બનેલા ને તરસ્યા થયેલા નચિકેતાને કેટલો બધો અપાર ને અવર્ણનીય આનંદ થયો હશે?

## [ ૯ ] ઊઠો ને જાગો

પહેલા અધ્યાયની ત્રીજી વલ્લીમાં પણ વત્તેઓછે અંશે એ જ વાત આવે છે. એની શરૂઆતમાં જ થોડાક સચોટ, સુંદર ને ભાવમય શ્લોકોની હારમાળા આવે છે. શરીરને રથની ઉપમા આપીને કહેવામાં આવે છે કે શરીર રથ છે; આત્મા રથમાં બેઠેલો યોદ્ધો છે; બુદ્ધિ સારથિ ને મનરૂપી લગામ છે. ઇંદ્રિયો શરીરના રથને જોડેલા જુદાજુદા ઘોડા છે. વિષયો તેમનાં ભોગસ્થાન કે તેમના રસ્તા છે. શરીર, મન તેમ જ ઇંદ્રિયો સાથે સંબંધમાં આવીને કે જોડાઈને આત્મા વિષયોને ભોગવે છે તેથી ભોક્તા કહેવાય છે એમ જ્ઞાની પુરુષોનું કહેવું છે. એ પ્રમાણે ઉપમા આપીને પછી કહેવામાં આવે છે કે ઘોડા તોફાની હોય તો સારથિના કાબૂમાં નથી રહી શકતા, તેવી રીતે ચંચળ મનના ને અજ્ઞાની માણસની ઇંદ્રિયો તેના વશમાં નથી રહેતા. પરંતુ સારા ને શાંત ઘોડા સારથિના કાબૂમાં રહે છે તેમ સ્થિર મનના ને વિવેકી પુરુષની ઇંદ્રિયો સદા તેના સંયમમાં રહે છે. પરમાત્માની પ્રાપ્તિ અપવિત્ર, અવિવેકી ને મનના સંયમ વિનાના માણસોને નથી થઈ શકતી. આત્મપદ ને અમર જીવનનો આનંદ તો તેને જ મળે છે જે સદા સદાચારી ને પવિત્ર છે, વિવેકી છે, ને મનની શુદ્ધિ ને

મનના સંયમથી સંપન્ન છે. પરમાત્માની પ્રાપ્તિ થયા પછી ફરી જન્મવાનું નથી રહેતું.

એ જ શ્લોકોમાં બેચાર મહત્ત્વની વાતો પણ કહેવામાં આવી છે. માણસો કેટલીક વાર ફરિયાદ કરે છે કે ઇન્દ્રિયો ને મન પર કાબૂ કરવાનું કામ ખૂબ જ કપરું છે. તેને સાધીને આત્માનો અનુભવ કરવો એ લોઢાના ચણા ચાવવા જેવું છે. તેમને હિંમતનો ઉપદેશ આપતાં કહેવામાં આવે છે કે મન ને ઇંદ્રિયો ગમે તેટલાં બળવાન હોય તોપણ તેથી ડરી જવાની કે નિરુત્સાહ થવાની જરૂર નથી. માણસની વિવેકશક્તિ અથવા બુદ્ધિ વધારે બળવાન છે. તેનો લાભ લઈને માણસે પોતાની આત્મોન્નતિનો દઢ સંકલ્પ કરવો જોઈએ. તેમ જ ગમે તેવી પરિસ્થિતિમાં પણ તેને વળગી રહીને પોતાની પ્રગતિની પવિત્ર દિશામાં આગળ ને આગળ પગલાં ભરવાં જોઈએ. બુદ્ધિશક્તિ કરતાં પણ પરમાત્માની શક્તિ શ્રેષ્ઠ છે. તે પરમાત્માનું શરણ લઈ કોઈ પ્રામાણિકપણે પોતાની પ્રગતિ માટે પુરુષાર્થ કરે તો તે જરૂર સફળ થઈ શકે છે. સાધનાનો માર્ગ નીડરતા, દઢતા, મજબૂત સંકલ્પ ને ઉત્સાહનો છે. પોતાની જાતને છેક નાની ને હલકી માની લઈને તેના પ્રારંભમાં જ કે તેનો પ્રારંભ કરતાં પહેલાં જ મનને મારી નાખવાની જરૂર નથી. જેના પગ પ્રવાસના પ્રથમ પગલે અથવા પ્રવાસનો વિચાર કરતાં જ પાણી વિનાના થઈને ભાંગી જાય છે તે પ્રવાસી પોતાના ઇપ્સિત સ્થાનને નથી પહોંચી શકતો. એટલા માટે જ સાધકે દઢ શ્રદ્ધા, ધગશ ને અનંત આશાથી સંપન્ન થવાની જરૂર છે. પોતાની યોગ્યતા ને શક્તિનો વધારે પડતો ને ખોટો આંક કાઢવાની ટેવ જેમ બરાબર નથી, તેમ તેના ગજને તદ્દન ટૂંકાવી દઈને વધારે પડતા હતોત્સાહ થવાની પણ જરૂર નથી. પોતાની યોગ્યતા સમજી પોતાની સંપૂર્ણ શક્તિને ધ્યેય પાછળ લગાવી દેવાની જરૂર છે. જે માર્ગે મુસાફરી કરવાની છે તે માર્ગે આગળ વધી શકાશે ને ધ્રુવપદની પ્રાપ્તિ

જરૂર થશે એવી અનંત શ્રદ્ધા અંતરમાં ઉત્પન્ન કરવાની ને વધારવાની છે.

આ કામ એટલું બધું મહત્વનું ને મોટું છે કે જેટલા બને તેટલા વહેલા જાગવાની જરૂર છે. વિવેકી થઈને એનું રહસ્ય ઉકેલવાની આરંભ કરવાનો છે. જીવન થોડું છે. તે પણ પાણીના પ્રવાહની પેઠે વેગથી વહી રહ્યું છે. તેનો મોટા ભાગનો વખત બીજા જરૂરી કે બિનજરૂરી વ્યવસાયોમાં વીતી જાય છે. બાકીના સમયનો સદુપયોગ કરીને ને બને તેટલો વધારે વખત કાઢીને માણસે આત્મોન્નતિની જરૂરી સાધનામાં લાગી જવું જોઈએ. તે માટે અનુભવી મહાપુરુષનો સંપર્ક સાધવો જોઈએ. તેવા મહાપુરુષનું માર્ગદર્શન આ માર્ગના પ્રારંભમાં ખૂબ જ જરૂરી થઈ પડે તેમ છે. માર્ગ વિકટ છે, મુસ્કેલી ને મૂંઝવણથી ભરેલો ને લાંબો છે. અસ્ત્રાની તીણી ધાર પરથી પસાર થવું જેમ કઠિન છે તેમ આ માર્ગે પ્રવાસ કરવાનું કામ કપરું છે. ખૂબ ધીરજ, હિંમત, વિવેક, સાવધાની ને દૃઢતાથી પ્રવાસ કરવાની કે આગળ વધવાની જરૂર છે. તેવી રીતે આગળ વધનાર સાધકે કશાથી ડરવાની જરૂર નથી. માર્ગમાં મળતી મુસ્કેલી ને મૂંઝવણ અથવા પંથમાં આવતાં પ્રલોભનો ને ભયસ્થાનોને સરળતાથી પાર કરી તે પોતાના ધ્રુવપદે પહોંચી જશે ને પરમાત્માનો સાક્ષાત્કાર કરીને કૃતાર્થ થશે. માટે જ ઉપનિષદ કહે છે કે ઊઠો ને જાગો. આવા ઉમદા આદર્શને આત્મસાત્ કરવા અત્યારથી જ કમર કસો. उत्तिष्ठत जाग्रत ।

[ ૧૦ ] કઠોપનિષદનું માહાત્મ્ય

આ ઉપનિષદના પહેલા અધ્યાયની ત્રીજી વલ્લી પૂરી થાય છે ત્યારે એક નવી ને વિશેષ વસ્તુ જોવા મળે છે. ઉપનિષદમાં ક્યાંય માહાત્મ્યના શ્લોકો નથી મળતા. ગીતામાં માહાત્મ્યનો નિર્દેશ શરૂઆતમાં આવે છે. ભાગવત, રામાયણ, ચંડીપાઠ ને વિષ્ણુસહસ્રનામ તથા શિવમહિમ્નસ્તોત્ર જેવા ગ્રંથોમાં પણ તેનું દર્શન થાય

છે. પરંતુ ઉપનિષદના આટલા વિપુલ સાહિત્યમાં કઠ ઉપનિષદના પહેલા અધ્યાયને અંતે જ તે જોવા મળે છે. બહુ સંભવિત છે કે તે પાછળથી કોઈએ ઉમેર્યું હોય. શ્લોકો એમ કહે છે કે યમદેવે નચિકેતાને કહેલો આ ઉપદેશ — અથવા યમ ને નચિકેતાનું આ આખ્યાન — જે કહે છે કે સાંભળે છે તે મનુષ્ય બ્રહ્મલોકમાં પૂજાય છે. જિજ્ઞાસુજનોની સભામાં અથવા શ્રાદ્ધ વખતે જે મનુષ્ય આ આખ્યાન સંભળાવે છે તે અનંત ને પરમ પરમાત્માને જાણી લે છે, પરમ પરમાત્માને પામી લે છે.

જે માણસ આ ઉપદેશ સાંભળે કે કહે તેને ચાલુ જીવનમાં પરિવર્તન કરવાની ઇચ્છા સહજ રીતે જ થાય ને જીવનને જ્ઞાનયુક્ત ને પ્રભુમય કરવાથી તે પ્રભુને જરૂર જાણી લે. એ રીતે વિશાળ અર્થમાં આ વાતને સમજવાની છે. ફક્ત વાંચીને, સાંભળીને કે પોપટપારાયણ કરીને આટલા મોટા ફળ કે લાભની આશા રાખવી નકામી છે. જીવનનું આમૂલ પરિવર્તન બધામાં જરૂરી છે એટલું ફરીફરી યાદ રાખવું ઘટે.

### [૧૧] આત્માનુભવનું ફળ

કઠોપનિષદના બીજા અધ્યાયની પહેલી વલ્લીમાં આત્મા વિશે થોડું વિવેચન કરવામાં આવ્યું છે ને તેની સાથેસાથે આત્મજ્ઞાન અથવા આત્માનુભવના ફળ વિશે પણ ઊંડતો ઉલ્લેખ છે. શરૂઆતમાં જ કહેવામાં આવે છે કે મનુષ્યની ઇન્દ્રિયો બહિર્મુખ છે. મોટે ભાગે તે બહારના પદાર્થો કે વિષયોને અનુભવે છે, જુએ છે, ને બહારની બાજુ જ દોડ્યા કરે છે. એમને વશ કરવાનું ને પોતાની ઇચ્છા પ્રમાણે ચલાવવાનું કામ અત્યંત કઠિન છે. માણસો મોટે ભાગે મન ને ઇન્દ્રિયોથી પરવશ બનીને વિષયોમાં ફસાય છે, ભોગોના રસમાં ડૂબે છે, ને તેમાંથી ઊંચા નથી આવતા. બહુ થોડા માણસો મન ને ઇન્દ્રિયો પર કાબૂ કરવાની ઇચ્છા રાખે છે ને તે માટે મહેનત કરે છે. પરન્તુ તેમના સંકલ્પની નબળાઈ, તેમની દૃઢતાની

ક્રમી કે વાતાવરણ ને રૂઢ ટેવો કે સંસ્કારોની ઉપરવટ થવાની તેમની અશક્તિને લીધે તે સારી રીતે સફળ થઈ શકતા નથી. કેટલાંક બાહ્ય પ્રલોભનો ને સ્વભાવગત દૂષણોનો તે હિંમતપૂર્વક કોઈ પણ ભોગે સામનો કરી શકતા નથી. તેથી મન ને ઇન્દ્રિયોનો સંયમ કરીને આત્મોન્નતિનું નવું જીવન જીવવાનો તેમનો મનોરથ અધૂરો જ રહી જાય છે. એ માટે કેટલાક લોકો વાતાવરણને દોષ દે છે ને કહે છે કે શું કરીએ, વાતાવરણ જ એવું વિપરીત છે કે અમારાથી આગળ વધાતું નથી. અમારું કાંઈ ચાલતું નથી. તો કેટલાક લોકો યોગ્ય માર્ગદર્શનના અભાવને ને સમાજ તથા શિક્ષણને દોષ દે છે. તેમની વાત તદ્દન તિરસ્કારી કાઢવા જેવી કે ઉપેક્ષાની નજરે જોવા જેવી નથી. તે બધાં કારણો વિચાર કરવા જેવાં જરૂર છે ને રહેશે. પરંતુ માનવના અંતરંગ વિકાસને માટે મુખ્ય જરૂર તેના પોતાના દૃઢ નિશ્ચય ને પ્રયાસની છે. બહારનાં કારણો ગમે તેટલાં જોરદાર ને પ્રતિકૂળ હોય તોપણ માણસનો પોતાનો વિકાસ કરવાનો વિચાર મક્કમ હોય ને તે માટે ગમે તેવી પ્રતિકૂળ પરિસ્થિતિમાંથીય માર્ગ કરવાની તેની અડગ ઇચ્છા ને પ્રયાસ ચાલુ હોય તો તેને ઘણી મોટી મદદ મળે છે. સંસારમાં એવા કેટલાય સાધનહીન ગરીબ વિદ્યાર્થીઓના દાખલા છે જેમને ભણવાની કોઈ ખાસ અનુકૂળતા ન હતી; છતાં તેઓ ખરા અર્થમાં વિદ્યાર્થી હતા. એટલે તેમણે ગમેતેમ કરીને પણ સાધન શોધી કાઢ્યાં, ને કોઈ પણ રીતે ફી, પુસ્તક તથા વાંચવાનાં સ્થાન મેળવીને – છેવટે રસ્તા પરના ફાનસના પ્રકાશનો ઉપયોગ કરીને પણ પોતાના અભ્યાસ પૂરા કર્યા. આજે પણ એવા કેટલાય વિદ્યાર્થી છે જે નોકરી ને મહેનત કરીને આગળ અભ્યાસ કરે છે. આત્મિક વિકાસના અભ્યાસનું પણ એમ જ સમજી લેવું. મુખ્ય વાત આગળ વધવાની લગન કે તરસની છે. તે હશે તો પાણી તો આપોઆપ મળી રહેશે. વાતાવરણ પણ ક્રમેક્રમે અનુકૂળ થતું જશે ને માર્ગ તથા માર્ગદર્શક પણ મળી રહેશે. વાતાવરણ ગમે તેવું પ્રતિકૂળ હશે તોપણ તેમાંથીય ક્રમેક્રમે

કેડી કરીને માણસ આગળ વધશે. પ્રભુની શ્રદ્ધા તેમાં તેને મદદ કરશે. પરમાત્માની અસીમ શક્તિ સદાય તેને સહાય કરી રહી છે, ને મુશ્કેલી તથા મૂંઝવણમાંથી માર્ગ કરીને તે તેને પાર ઉતારશે ને પરમપદે પહોંચાડશે – શ્રદ્ધાની એવી જ્વલંત જ્યોતિ તેના અંતરને અહોનિશ અજવાળ્યા કરશે.

શ્રદ્ધાની એવી જ્વલંત જ્યોતિના પરમ પ્રકાશની મદદથી આગેકૂચ કરનારા સાધકો વિરલા જ હોય છે. દુનિયામાં તેમનાં દર્શન દુર્લભ જેવાં છે. મોતી જેમ જ્યાં ત્યાં નથી થતાં ને ચંદન દરેક જાતના વનમાં નથી દેખાતાં તેમ તેવા પ્રભુપ્રેમી અડગ શ્રદ્ધાવાળા સાધકો સદ્દભાગ્યે જ કોઈ દેશ કે સ્થળમાં દેખા દે છે. તેમનું દર્શન ને તેમનો સમાગમ સદાય આનંદકારક, શાંતિ ને પ્રેરણાદાયક ને કલ્યાણમય હોય છે. આત્મિક સંસ્કૃતિ તેમને જ આધારે ટકી રહી છે. આત્મિક જગતના તે જ્યોતિર્ધરો કોઈનાય જીવનને અજવાળી શકે છે. મન ને ઇન્દ્રિયોનો સંયમ કરીને, સમ્યક્ સાધના દ્વારા તેમણે પરમાત્માની અનુભૂતિ કરી હોય છે. તેમનું જીવન સફળ, ઉજ્જવળ ને ધન્ય બન્યું હોય છે. શોક, મોહ ને બંધનથી તે મુક્તિ મેળવે છે ને પરમાનંદના ભાગી બને છે. શાંતિ તેમની સદાની સહચરી બને છે. પ્રસન્નતાની પુણ્યસરિતામાં સ્નાન કરતાં ને કૈંક અંધારાં અંતરને અજવાળું ધરતાં તેમનું જીવન પૂરું થાય છે.

એવા કૃતકામ પરમાત્મદર્શી મહાપુરુષે પ્રસન્નતાના પારાવારમાં પ્રક્ષાલન કરતાં સહજ ભાવે ગાયું છે કે—

અબ હમ આનંદ કે ઘર પાયા.
ક્રિયા કરાયા કુછ ભી નાહિ,
સહેજે પિયાજીકો પાયા.
અબ હમ આનંદ કે ઘર પાયા.

શંકરાચાર્યનું 'ચિદાનંદરૂપ : શિવોઽહમ્ શિવોઽહમ્' સ્તોત્ર પણ એવા જ આત્માનુભવની પરમ અવસ્થાએ આસીન થયેલા સાધક કે શ્રેયાર્થીનું ધન્યતાસ્તોત્ર જ છે.

આનંદના એ સનાતન ઘરની શોધ સૌ કોઈ કરે છે. ને તેનો પ્રવાસ સૌએ શરૂ કર્યો છે. કોઈ એક રસ્તે તો કોઈ બીજે રસ્તે, આનંદના એ અવિનાશી અખૂટ ખજાનાને હાથ કરવાના સૌના પ્રયાસ છે. તે માટે જ સૌની સાધના છે. સંસારના પદાર્થો ને વિષયોમાં પણ આનંદ નથી એવું કોણ કહી શકે? આનંદ બધે જ ફેલાયેલો છે...ભલે પછી તેના સ્વરૂપમાં ફેર હોય. આત્મમાર્ગના મુસાફરોએ દીર્ઘ સમય સુધી મંથન કરીને જે અક્ષરસાધના કરી ને તેને પરિણામે પરમાનંદનો પરમભંડાર હાથ કર્યો તેનો ઉલ્લેખ તે કરી ગયા છે, ને બીજા તે માર્ગના મુસાફરોને આજે પણ તે કામ લાગે તેમ છે. આત્માની અનુભૂતિ કરનારને એવા પરમાનંદની પ્રાપ્તિ થાય છે એમ ઉપનિષદનું કહેવું છે.

તે પરમાત્મા સૌના આદિ છે, કારણ છે; તે જ પ્રાણતત્ત્વરૂપે રહેલા છે, ને તેમાંથી જ આ સંસારની ઉત્પત્તિ થાય છે. સૌના હૃદયપ્રદેશમાં તે જ રહેલા છે. તે આત્મા પણ કહેવાય છે. શરીરની અંદર ને સંસારમાં બધે બહાર તે જ પરમાત્મા રહેલા છે. તે બંનેનું સ્વરૂપ સરખું જ છે. તેમાં જે ભેદ જુએ છે તે અજ્ઞાની છે. તે દુઃખી થાય છે. પરંતુ જે અભેદભાવે તેનું દર્શન કરે છે તે જ્ઞાની કહેવાય છે. આત્મા શરીરના મધ્ય ભાગમાં રહેલો છે. તે ભૂત ને ભવિષ્યનો સ્વામી છે. તેનું માપ અંગૂઠા જેટલું છે. તેનો પ્રકાશ ધુમાડા વિનાના અગ્નિ જેવો છે. તે આજે છે ને કાલે પણ રહેશે — મતલબ કે અવિનાશી છે. તેને જે નથી જાણતો તે માણસ વારંવાર જન્મ ને મરણના ચક્રમાં ફર્યા કરે છે. જે સાધક તે આત્માનો અનુભવ કરી લે છે તેનો આત્મા પરમાત્મા સાથે એકરૂપ થઈ જાય છે. આવાગમનનું એનું ચક્ર પૂરું થાય છે.

એવો આત્મદર્શી સાધક જડ ને ચેતનમાં બધે જ તે પરમાત્માનું દર્શન કરે છે ને આંતર રીતે સૌની સાથે એકતાનો અનુભવ કરે છે. તેને કોઈનો ભય નથી લાગતો ને કોઈનો દ્વેષ પણ તે નથી કરતો. ભારતવર્ષમાં એવાએવા મહાન અનુભવી સંતપુરુષો થઈ ગયા છે કે જે વાઘ ને સિંહ જેવાં હિંસક પ્રાણીમાં પણ પરમાત્માનો પ્રકાશ જોતા ને તેમનાથીય ન ડરતા. તેમના સમાગમથી મોટામોટા હિંસક, ખૂની કે લૂંટારાઓ પણ સુધરી ગયા છે. તેમના પ્રાણમાંથી નીકળતાં સાર્વત્રિક સ્નેહનાં કિરણ તેમના સંસર્ગમાં આવનારા જીવોને વત્તાઓછી અસર કરીને સ્નેહથી રંગી દે છે.

## [૧૨] મરણ પછી શું?

કઠોપનિષદનો આટલો વિચાર કર્યા પછી આપણને થાય છે કે બીજી બધી વાત તો ઠીક, પરંતુ મરણ પછી જીવનું શું થાય છે એ નચિકેતાના મૂળ પ્રશ્નનો યમદેવે બરાબર ઉત્તર કેમ ન આપ્યો. જો કે અત્યાર સુધીના વિવેચન પરથી એક વાત તો સમજાઈ ગઈ કે પરમાત્મદર્શી પુરુષને ફરી જન્મવાનું નથી રહેતું – તેનો આત્મા પરમાત્મામાં મળી જાય છે. પરંતુ બાકીના જીવોની ગતિનું શું તે પ્રશ્ન ઊભો રહે છે, ને તેનો ઊડતો ઉલ્લેખ બીજા અધ્યાયની બીજી વલ્લીમાં કરવામાં આવ્યો છે.

મરણ પછીની ગતિ કે સૃષ્ટિનો આપણે વિચાર કરીએ છીએ એનો અર્થ એ થયો કે પુનર્જન્મના સિદ્ધાંતનો સ્વીકાર કરીએ છીએ. ભારતવર્ષમાં સંસ્કૃતિના છેક ઉષઃકાળથી જ એ સિદ્ધાંતનો સ્વીકાર કરવામાં આવ્યો છે, ને હવે તો તે લગભગ સર્વમાન્ય થઈ ગયો છે. વિજ્ઞાન ને બીજી વિદ્યાઓના વિકાસ પછી હવે તે વિશે કોઈને શંકા નથી રહી એમ કહીએ તો વધારેપડતું નથી જ. આ દેશમાં આ સિદ્ધાંત અત્યંત પ્રાચીનકાળથી માન્ય થયેલો છે તેની સાબિતી આ ઉપનિષદ પરથી સહેજે મળી રહે છે

યમદેવના ખુલાસાનો વિચાર કરીએ છીએ ત્યારે બીજા અધ્યાયની આ વલ્લીની શરૂઆતમાં જે થોડુંક વિવરણ આવે છે તે આપણું ધ્યાન ખેંચ્યા વિના નથી રહી શકતું. ગીતામાં શરીરને નવ દ્વારવાળું કહેવામાં આવ્યું છે. અહીં યમદેવ તેને અગિયાર દરવાજાવાળા એક મહાન નગરની સાથે સરખાવે છે. તે ઉપમા અત્યંત સુંદર લાગે છે. તે કહે છે કે અગિયાર દરવાજાવાળા શરીરમાં જે પરમાત્માનો પ્રકાશ છે તેનો વિચાર ને સાક્ષાત્કાર કરીને માણસ પરમ શાંતિને મેળવી લે છે. શરીરમાંથી છૂટીને તે કાયમ માટે મુક્ત થાય છે. તે આત્મા જ આકાશમાં સૂર્યરૂપે વિચરણ કરે છે. અંતરીક્ષમાં, પૃથ્વીમાં, મનુષ્યમાં, દેવમાં, સૌમાં તે જ વ્યાપક છે. પ્રાણ ને અપાન જેવા વાયુને તે જ નિયંત્રણમાં રાખે છે. તે આત્મા શરીરમાંથી વિદાય થાય છે પછી શરીર નિસ્તેજ ને નિષ્ક્રિય બની જાય છે. તેમાં જીવન જેવું કાંઈ નથી રહેતું. તે આત્માને લીધે જ સૌનું જીવન ટકી રહ્યું છે ને સૌ શ્વાસ લઈ રહ્યાં છે.

યમદેવ કહે છે કે કેટલાક મનુષ્યો મરણ પછી શરીર ધારણ કરવા માટે જુદીજુદી યોનિઓમાં પ્રવેશ કરે છે. બીજા કેટલાક વૃક્ષ, વેલ, છોડ અથવા બીજા સ્થાવરપણાને પામે છે. મરણ પછી ખરેખર કેવી જાતનો જન્મ થશે તે નક્કી નથી. તેનો કોઈ ચોક્કસ નિયમ બાંધી શકાય તેમ નથી, ને યમદેવ પોતે પણ તેવો નિયમ નક્કી કરતા નથી, પરંતુ દરેકના જ્ઞાન ને કર્મ પ્રમાણે બીજો જન્મ થાય છે એવો સર્વસામાન્ય સિદ્ધાંત કહી બતાવે છે. જન્મ થાય છે તે નક્કી છે. કોઈ પણ જીવ પૂર્ણતાની પરિસીમાએ પહોંચ્યા વિના અથવા પરમાત્માને ઓળખ્યા વિના જન્મ ને મરણના ચક્રમાંથી છૂટી શકતો નથી. મતલબ કે આત્માનુભવથી રહિત એવા પ્રત્યેક પ્રાણીને વારંવાર જન્મવું પડે છે. પણ તે જન્મ કયા પ્રકારનો હશે કે થશે તે કોઈ કહી શકતું નથી. સ્વયં યમદેવે પણ તેનો ખુલાસો નથી કર્યો.

### [૧૩] મુક્તિ નહિ પણ જીવનમુક્તિ

આપણે ત્યાં મોટે ભાગે જન્મ ને મરણમાંથી મુક્તિ મેળવવા તરફ વધારે ધ્યાન આપવામાં આવ્યું છે. એટલે ધર્મ, સાધના, તપ કે વ્રતનું લક્ષ્ય છેવટે જન્મમાંથી છૂટવાનું જ રહ્યું છે. વખતના વીતવા સાથે તેને પરિણામે જીવન ને જગત તરફ ધિક્કાર, નફરત કે ઉદાસીનતાની ભાવના કેળવાઈ છે, ને સાધકો મોટે ભાગે નિષ્કર્મણ્ય ને નીરસ જીવન જીવતા થઈ ગયા છે. વ્યક્તિ તથા સમષ્ટિ બંનેને તેથી નુકસાન થયું છે. મુક્તિ એટલે ફરી ન જન્મવું ને જીવન ખરાબ છે, અભિશાપરૂપ છે, એમ માની લેવામાં આવ્યું છે. તે વિચારસરણીમાં થોડું પરિવર્તન કરવાની જરૂર છે. આપણે જીવન પછીની કોઈ ઉત્તમોત્તમ ગતિની એકલ આશામાં સાધના ને ધર્માચરણ કરવાને બદલે આ જ જીવનને ઉજ્જવળ, નિર્મળ, પ્રભુમય તેમ જ મુક્ત કરવા માટે સાધના કરવી જોઈએ. જીવન પછીની ગતિ તો મળશે જ, પરંતુ વર્તમાન જીવનમાં જ પ્રભુપરાયણ બનીને માણસ પરમ ગતિની પ્રાપ્તિ કરી લે એ તેનો આદર્શ હોવો જોઈએ. એટલે કે મરણ પછીની મુક્તિ નહિ, પરંતુ જીવનમુક્તિ — જીવતાં જ મુક્તિ આપણું લક્ષ્ય બનવું જોઈએ. તે માટે જ આપણો પ્રયાસ હોવો જોઈએ. તેથી જીવન તરફ વધારે ધ્યાન આપવાની વૃત્તિ જાગશે. જીવન તરફ પ્રેમ ને સહાનુભૂતિ ઉત્પન્ન થશે, જીવન પોતાને ને બીજાને ખપ લાગે તેવું ઉજ્જવળ બનશે, ને આ જ જીવનને ધર્મમય ને શુદ્ધ કરવાની ભાવના વધારે વેગવાળી બની રહેશે. આ વાત નવી નથી પણ ભુલાઈ ગયેલી છે. કેમકે જીવન-મુક્તિનું ધ્યેય આપણે ત્યાં રાખેલું જ છે. એટલે આ વાતથી કોઈએ નવાઈ પામવાની જરૂર નથી. એવા જીવનમુક્ત પુરુષને ફરી જન્મ હોય કે ન હોય તે મારી દૃષ્ટિએ બહુ મહત્ત્વની વાત નથી. તેને મન બધું સરખું જ હશે. જીવનની મમતા ને મરણની ભીતિ તેને નહિ અડે. જીવન અથવા જન્મને આપણે છે તેથી વધારે ભયંકર માનવાની જરૂર નથી. પરમાત્માના સાક્ષાત્કાર પછી બધું

મંગલમય જ થઈ જાય છે. એટલે આપણું ધ્યેય મુક્તિ નહિ પણ જીવનમુક્તિ હોવું જોઈએ. જીવન કે મરણમાંથી મુક્તિ નહિ પરંતુ જીવતાં જ મુક્તિ – જીવનદ્વારા ને જીવન દરમ્યાન અનુભવવાની મુક્તિ : અહંભાવ, વાસના ને મમતાથી મુક્ત પ્રભુપરાયણ સ્થિતિ.

## [૧૪] શાંતિનો ઉપાય

શાંતિની ઇચ્છા કોને નથી થતી ? જગતના બધા જ જીવો શાંતિ માટે પોતપોતાની રુચિ ને બુદ્ધિ તથા શક્તિ પ્રમાણે પુરુષાર્થ કરે છે. પરંતુ સંપૂર્ણ ને સનાતન શાંતિ ભાગ્યે જ કોઈને મળી શકે છે. યમદેવ કહે છે કે સંપૂર્ણ ને સનાતન શાંતિ તેને જ મળે છે જે પોતાની અંદર ને બહાર બધે રહેલા પરમાત્માનો અનુભવ કરે છે. સંસારના પદાર્થો અનિત્ય છે : એકસરખા રૂપમાં તે કાયમને માટે નથી રહેતા; તેમની અંદર રહેલી પરમાત્માની સત્તાની જે ઝાંખી કરે છે, તેને જ સુખ અથવા શાંતિની પ્રાપ્તિ થાય છે. સૌના અંતરાત્મારૂપે રહેલા ને એક છતાં અનેક સ્વરૂપ ધારણ કરનારા અવિનાશી પરમાત્માની સાથે જે સંબંધ બાંધે છે તે વિવેકી પુરુષને પરમ શાંતિ મળી જાય છે. બાકી પરમાત્માને ભૂલી જનાર, તેની પ્રાપ્તિ કે અનુભૂતિનો પ્રયાસ ન કરનાર પોતાને માટે દુઃખ ને દીનતાનો દસ્તાવેજ લખાવી લે છે. બહારથી તે સુખી લાગે તોપણ તેનું તે સુખ ઝાડની છાયાની જેમ અવારનાર બદલાયા કરવાનું; એનું અંતર તરસ્યું જ રહેવાનું ને દિનરાત ડંખ્યા કરવાનું. તેને કદી કાયમી શાંતિ અથવા સદાનું સુખ નહિ મળવાનું.

તે પરમાત્મા વિશે કેટલાક સુંદર વિચારો પણ આના અનુસંધાનમાં રજૂ કરવામાં આવ્યા છે. 'અગ્નિ જેવી રીતે એક છે છતાં જુદીજુદી વસ્તુમાં પ્રવેશ કરીને જુદાજુદા આકાર ધારણ કરે

છે, તેવી રીતે સર્વ પ્રાણીઓના અંતરાત્મારૂપે રહેલા પરમાત્મા જુદાજુદા આકાર પ્રમાણે જુદાંજુદાં રૂપ ધારણ કરે છે ને પ્રકટ થાય છે. વાયુ એક છે છતાં વસ્તુઓમાં પ્રવેશ કરીને તે તે વસ્તુ પ્રમાણે નવાંનવાં રૂપ ધારણ કરે છે, તેવી રીતે પરમાત્મા જુદાંજુદાં રૂપ ધારણ કરીને પ્રકટ થાય છે. સૂર્ય જગતને પ્રકાશ આપનાર અલૌકિક આંખ જેવો છે. તે બહારની આંખોના દોષોથી દૂષિત નથી થતા. તે પ્રમાણે સૌના અંતરાત્મા – પરમાત્મા સંસારનાં દુ:ખોથી લેપાતા નથી. સંસારના ક્લેશ તેમને અસર નથી પહોંચાડતા. તે પરમાત્મા સૂર્યના પ્રકાશથી જોઈ શકાતા નથી; ચંદ્ર ને તારાના પ્રકાશથી પણ નથી દેખાતા; વીજળીના પ્રકાશથી પણ પ્રકાશિત નથી થતા. તો પછી અગ્નિનું તો ત્યાં ચાલે જ શું ? અગ્નિ તો તેમને પ્રકાશિત કરી જ કેવી રીતે શકે ? સૂર્ય, ચંદ્ર, તારા, વીજળી ને અગ્નિ તેના જ પ્રકાશે પ્રકાશિત થાય છે – અરે, આ સંપૂર્ણ જગત ને બ્રહ્માંડ પણ તેના જ તેજે તેજસ્વી બની રહ્યું છે. તે પરમાત્માને જે જાણે છે ને પોતાની અંદર ને બહાર અનુભવે છે તે જ પરમ શાંતિને મેળવી શકે છે ને સુખનો અનુભવ કરે છે. સનાતન સુખ ને શાશ્વત શાંતિનો બીજો કોઈ ઉપાય નથી. પરમાત્મા એટલે જ સનાતન સુખ ને શાશ્વત શાંતિ.

### [૧૫] અમરતાનો માર્ગ

બીજા અધ્યાયની ત્રીજી વલ્લીમાં સંસારને સનાતન પીપળા સાથે સરખાવવામાં આવ્યો છે. એ જોઈને ગીતાના પંદરમા અધ્યાયની યાદ આવે છે. પીપળાની એ સુંદર ઉપમા ગીતામાં કઠ ઉપનિષદના આ અધ્યાય પરથી જ લેવામાં આવી હોય એમ લાગ્યા વિના નથી રહેતું.

યમદેવ કહે છે કે પરમાત્માને જાણવાથી માણસ સાચા અર્થમાં સુખી, શાંતિમય ને અમર બની શકે છે. એ પરમાત્માનું જ્ઞાન માણસે આ જ જીવનમાં ને આ જ શરીરમાં મેળવવા માટે

કમર કસીને તૈયાર થવું જોઈએ. તે પરમાત્માનું સંપૂર્ણ સ્વરૂપ કોઈ જાણી શકતું નથી. પંખી જેમ નદીના થોડાં ટીપાં પાણીને ચાંચમાં લઈને ચાલતું થાય છે ને તેથી તેને તૃપ્તિ પણ મળે છે, તેમ અખિલ વિશ્વમાં વ્યાપેલા પરમાત્માને પોતાની અંદર અનુભવીને માણસ કૃતાર્થ થાય છે ને અમર બને છે. તે પરમાત્માના પોતાની અંદર રહેલા રૂપને અનુભવવાનું પણ પૂરતું છે. કોઈ તે પરમાત્માને નરી આંખે પૂરેપૂરા જોઈ શકતું નથી. ભક્તો તેમનું દર્શન જરૂર કરે છે. પણ તે તો તેમના વિરાટ અસીમ અનંત રૂપના સાધારણ સ્વરૂપનું જ. તેમની શાંતિ ને ધન્યતા માટે તેટલું પણ પૂરતું થઈ પડે છે. એટલે તેમના દર્શનની ઉપેક્ષા કરવાની જરૂર નથી. તે પરમાત્મા મન, બુદ્ધિ ને હૃદયથી અનુભવી શકાય છે. મન, બુદ્ધિ ને ઇન્દ્રિયોને શાંત ને સ્થિર કરવાથી તે પરમાત્માની અનુભૂતિ થાય છે ને પરમપદ કે પરમગતિ પણ તે જ કહેવાય છે.

હવે આ ઉપનિષદનો છેવટનો ભાગ શરૂ થાય છે, ને તેમાં પરમાત્માના પરમ અનુભવને માટે યોગની સાધનાનો ઉલ્લેખ કરવામાં આવે છે. પરમાત્મા વિશે બુદ્ધિથી બધું જાણ્યું તો ખરું, પરંતુ હવે તેમના પ્રત્યક્ષ અનુભવ માટેની સાધના રજૂ કરવામાં આવે છે. સાધના વિના પ્રત્યક્ષ અનુભવ ન જ થાય. તે સાધના ને તે દ્વારા થતા પરમાત્માના પ્રત્યક્ષ અનુભવ, પરિચય કે મેળાપને જ યોગ કહેવામાં આવે છે. તેનાથી ઇન્દ્રિયો ને મન શાંત બને છે, સત્ય જ્ઞાનની પ્રાપ્તિ ને અજ્ઞાનનો નાશ થાય છે. પરમાત્મા પરમ જ્ઞાનરૂપ ને સત્યસ્વરૂપ છે એટલે તેમનો અનુભવ થતાં અમરતાની સાથેસાથે જ્ઞાન પણ મળી રહે છે. એકલી બુદ્ધિ કે વિદ્વત્તાથી એ ન થઈ શકે. તે માટે આચરણ ને અનુભવ જોઈએ. ને તેથી જ યોગની સાધનાનો સાર કહેવામાં આવે છે. યોગ અનુભવ અથવા આચારનું શાસ્ત્ર છે.

યમદેવ કહે છે કે હૃદયની એકસો ને એક નાડી છે. તેમાંની એક નાડીનું નામ સુષુમ્ણા છે. તે નાડી ઉપર બ્રહ્મરંધ્ર તરફ

જાય છે. જે માણસ યોગ કે પ્રાણાયામની સાધનામાં પ્રવીણ બનીને તે નાડીદ્વારા મૃત્યુ વખતે ઉપર ગતિ કરે છે તે અમર બને છે. તે સિવાયની બીજી બધી નાડીઓ જીવાત્માને જુદેજુદે માર્ગે લઈ જાય છે એટલે કે મૃત્યુ વખતે બીજી નાડીઓ દ્વારા જેનો પ્રાણ બહાર જાય છે તે માણસને બીજી જુદીજુદી ગતિની પ્રાપ્તિ થાય છે. અંગૂઠા જેટલો પુરુષ મનુષ્યોના હૃદયમાં અંતરાત્મારૂપે સદા રહેલો હોય છે. તેને શરીરથી અલગ જાણવા ને અનુભવવાની કળામાં કુશળ થવું.

એ પ્રમાણે યમદેવે નચિકેતાને અમરતાનો માર્ગ બતાવી દીધો. શરીરવિજ્ઞાન ને શરીરની અંદરના પદાર્થોની માહિતી ભારતના ઋષિઓએ સાધના દ્વારા દિવ્ય દૃષ્ટિની પ્રાપ્તિ કરીને મેળવી હતી તેનો પુરાવો આપણને અહીં મળી રહે છે. સાથેસાથે એક વાત યાદ રાખવાની છે કે સુષુમ્ણા નાડી દ્વારા ઊર્ધ્વ ગતિ કરીને અમર થવાના જે માર્ગનો ઉપદેશ યમદેવે નચિકેતાને આપ્યો છે તે યોગ માર્ગ છે, ને નચિકેતાની તે માટેની વિશેષ યોગ્યતાને લક્ષમાં લઈને જ તે ઉપદેશ આપવામાં આવ્યો છે. તેનો અર્થ એમ નથી કે સૌએ તે જ માર્ગે જવું. જેને અનુકૂળ આવે તે એ માર્ગે જઈ શકે છે. બાકી જ્ઞાન ને ભક્તિના બીજા માર્ગ પણ છે. તે સૌનો સાર એ જ છે કે માણસે પરમાત્માને જાણવા કે ઓળખવા. તેમ કરવાથી જ તે મૃત્યુંજય બની શકે છે ને પ્રશાંતિ મેળવે છે.

નચિકેતાનું સદ્‌ભાગ્ય કે તેને યમ જેવા મહાન ગુરુ કે માર્ગદર્શક મળ્યા. સોનું ને સુગંધ ભેગાં થયાં. લોઢું ને પારસનો સમાગમ થયો. પછી બાકી શું રહે ? નચિકેતાએ એ વિદ્યાના પ્રભાવથી નિર્મળતા ને અમરતા મેળવી. જેને તરસ લાગે છે તેને પાણી જરૂર મળે છે. નચિકેતાના જેવી લગન લાગે ને આત્મોન્નતિ કરવાની દૃઢતા જાગે તો માણસને માટે કાંઈ જ મુશ્કેલ નથી. તેને પ્રભુની કૃપાથી જરૂરી માર્ગદર્શક પણ મળી જાય ને તેનું

જીવન ધન્ય થાય. આત્મોન્નતિની એવી અદમ્ય આતુરતા અત્યંત આવશ્યક છે.

ઉપનિષદની પરંપરાગત પદ્ધતિ પ્રમાણે આ ઉપનિષદની પૂર્ણાહુતિ પણ શાંતિપાઠથી જ કરવામાં આવી છે.

ૐ સહનાવવતુ ।
સહ નૌ ભુનક્તુ ।
સહ વીર્યં કરવાવહૈ ।
તેજસ્વિનાવધીતમસ્તુ ।
મા વિદ્વિષાવહૈ ॥

ૐ શાંતિઃ શાંતિઃ શાંતિઃ ॥

"અમે સાથેસાથે વિકાસ કરીએ. પરમાત્મા અમારું સાથે રક્ષણ કરો. અમારું સાથેસાથે પાલન કરો. અમે સાથેસાથે સામર્થ્ય મેળવીએ. અમારું જ્ઞાન તેજસ્વી બનો. અમે કોઈનો પણ દ્વેષ ન કરીએ ને સૌના પર પ્રેમ રાખીએ."

ૐ શાંતિઃ શાંતિઃ શાંતિઃ ॥

## પ્રશ્ન ઉપનિષદ

### મહત્ત્વના મુદ્દા

[૧] એક ધ્યેય કે આદર્શનો અભાવ

[૨] શાંતિપાઠ ને શરૂઆત

[૩] પહેલો પ્રશ્ન – પ્રજાની ઉત્પત્તિ વિશે

[૪] બીજો પ્રશ્ન – મુખ્ય દેવ વિશે

[૫] ત્રીજો પ્રશ્ન – પ્રાણ વિશે

[૬] ચોથો પ્રશ્ન – સુષુપ્તિ અથવા નિદ્રાવસ્થા વિશે

[૭] પાંચમો પ્રશ્ન – ૐકાર વિશે

[૮] છઠ્ઠો પ્રશ્ન – સોળ કળાવાળા પુરુષ વિશે

# પ્રશ્ન ઉપનિષદ

## [૧] એક ધ્યેય કે આદર્શનો અભાવ

કેટલાક વિચારકોનું માનવું છે કે આ દેશમાં પુરાતન કાળથી તે અત્યાર સુધી કોઈ એક આદર્શનો અભાવ રહ્યો છે. તેથી જ આ દેશની પડતી થઈ છે ને પ્રજા વારવાર ગુલામ બની છે. તેવા વિચારકોની સાથે આપણે સંમત નથી થઈ શકતા. આ દેશના ઉપનિષદ જેવા વિશાળ પ્રાચીન સાહિત્યનો વિચાર કરતાં ખાતરી થાય છે કે દેશની પ્રજાને માટે એટલા જૂના જમાનાથી જ એક મહાન ને ઉમદા આદર્શની રજૂઆત થઈ હતી ને તે આદર્શ કેટ-કેટ પહોંચાડી તેને ક્રિયાન્વિત કે આચારમાં અનુવાદિત કરવાના શક્ય પ્રયાસ થયા હતા. વૈદિક સાહિત્ય ને ઉપનિષદના શાંતિપાઠનું મનન કરવાથી આ વાત સહેજે સમજાય છે. તેમાં મુખ્યત્વે બે પ્રકારનાં ધ્યેય દેખાય છે અથવા તો એમ કહો કે એક વિશાળ ને સર્વસુલભ આદર્શનાં બે પાસાંનું દર્શન થાય છે. માનવ પરમાત્માની પાસે પહોંચે – વધારેમાં વધારે પાસે પહોંચવાનો કે પરમાત્માને જાણવાનો પ્રયાસ કરે; એ રીતે શાન્તિ મેળવે ને પોતાના જીવન-દ્વારા બીજાને બને તેટલી મદદ કરવા તૈયાર રહે. ટૂંકમાં કહી શકાય કે આત્મશાંતિ ને સંસાર કે સમાજની સેવા. આ પ્રમાણે વૈદિક કાળથી જ મનુષ્યની સામે આ બેવડો આદર્શ મૂકવામાં આવ્યો છે. ને તે આદર્શ સનાતન છે. દરેક જમાનામાં તે બંધ-બેસતો ને ઉપયોગી છે. એથી વધારે ઉત્તમ ને વિશાળ આદર્શ

પૃથ્વીની કોઈ પણ પ્રજાએ નક્કી કર્યો હોય એવું મારા ખ્યાલમાં નથી, ને એથી વધારે સુંદર ને ઉત્તમ કોઈ આદર્શ હોઈ શકે એમ પણ મને નથી લાગતું. એટલે આ દેશમાં કોઈ વિશાળ સાર્વત્રિક આદર્શનો અભાવ હતો એમ માનવું કે મનાવવું ભૂલભરેલું છે. આજે પણ એ આદર્શ એવો જ અખંડ છે, ને તેને સમજી, વિચારીને અમલમાં મૂકી કોઈ પણ માણસ પોતાના જીવનને ધન્ય કરી સંસારની શોભા ને સમૃદ્ધિ વધારી શકે છે.

પરંતુ થયું છે એવું કે આ દેશની પ્રજા મોટે ભાગે એ આદર્શને જીવનમાં ઉતારી કે પચાવી શકી નથી. આદર્શ અત્યંત આદરણીય, વિશાળ ને અગત્યનો છે, પરંતુ તેનો આચારમાં અનુવાદ કરવાનું કામ અટકી પડયું છે. એટલે આદર્શ માત્ર આદર્શ જ રહ્યો છે—વ્યવહારનું રૂપ નથી લઈ શક્યો. આ દેશમાં ને બીજા કોઈ પણ દેશમાં જીવનની નૈતિક કે આધ્યાત્મિક ઉન્નતિના ઉપદેશ અનેક વાર ને અત્યંત અસરકારક રીતે આપવામાં આવ્યા છે; માણસે તે સાંભળ્યા, વાંચ્યા ને વિચાર્યા છે પણ ધ્યાનપૂર્વક; પરંતુ તેમનું આચરણ કરવામાં તે હંમેશાં નબળો ને પાછળ રહ્યો છે. તેથી જ ખ્રિસ્તી ને ઇસ્લામ જેવા ધર્મો હયાત હોવા છતાં તેના અનુયાયીઓ અનેક જાતની બદીઓના શિકાર થઈ પડયા છે. તેમનામાં પણ અંદરઅંદરની અથડામણો ચાલે છે. વેદ, ઉપનિષદ ને ગીતા જેવા મહાન ગ્રંથોને માનનારી ને ધર્મનું ગૌરવ રાખનારી આ દેશની પ્રજાનું પણ એવું જ છે. નહિ તો જે દેશ ને પ્રજા પાસે આટલો મોટો મંગલકારક આદર્શ હોય ને જેના સનાતન ધર્મના સિદ્ધાંતો આટલા બધા અસરકારક ને પાવન હોય તે પ્રજામાં ભેદભાવ, ભય, અનીતિ, ભ્રષ્ટાચાર, ધન, યશ ને સત્તાની લિપ્સા તથા સાંપ્રદાયિક કલહ ક્યાંથી હોઈ શકે? તે પ્રજા નીતિ ને સદાચારની દૃષ્ટિએ તદ્દન પછાત કેવી રીતે રહી શકે? જે સારું છે ને સાચું છે તેને જીવનમાં સાકાર કરવાની ઇચ્છા, ધગશ ને

મહેનતની ખામી જ એનું કારણ છે. કોઈ પણ પ્રજા જ્યારે પોતાના પ્રાચીન વારસાના ગૌરવને આધારે જીવવા માંડે છે ને વર્તમાનને સુધારવા કે તે વારસાને અનુરૂપ બનાવવાની કોશિશ નથી કરતી ત્યારે તે પ્રજા પ્રગતિની દિશામાં પાછળ રહી જાય છે ને ધીમે ધીમે નિર્બળ બનતી જાય છે. એટલે આ દેશનાં દુઃખદર્દનું કારણ કોઈ ઉત્તમ આદર્શનો અભાવ નહિ—પરંતુ તેના આચરણનો અભાવ છે.

બીજું કારણ, ને મહત્ત્વનું કારણ, અંદરઅંદરના કુસંપ, ભેદભાવ કે તેજોદ્વેષનું છે. આ દેશની પ્રજામાં સાથે મળીને—પોતાના અંગત રાગદ્વેષને દેશના વિશાળ હિતમાં ભૂલી જઈને—કામ કરવાની ઉમદા વૃત્તિનો અભાવ છે. રાષ્ટ્રીય હિતની ભાવના બહુ ઓછી છે. ને તેથી જ, મોટે ભાગે માણસ પોતાના જ હિતનો વિચાર પહેલો કરે છે. એટલું જ નહિ, પોતાના હિત કે માની લીધેલા સુખના બદલામાં સમગ્ર સમાજ કે રાષ્ટ્રનું ભાવિ જોખમમાં મુકાતું હોય ને બગડતું હોય તોપણ હરકત નહિ એવી વિચારસરણી પ્રજામાં મોટે ભાગે પ્રવર્તે છે. ભૂતકાળમાં આ જ નબળાઈને લીધે દેશને શોષવું પડયું છે. ઇતિહાસનો સાધારણ અભ્યાસ કરનારો કોઈ પણ વિદ્યાર્થી આ વાત સમજી શકે તેમ છે. દેશ પાસે સારું ને સુસજ્જ લશ્કર હોય, દુશ્મન સેના સામે તે ટક્કર પણ બરાબર ઝીલતું હોય, ને વિજયની પણ તદ્દન નજીક કે હાથવેંતમાં હોય, ત્યારે એકાદ અમીચંદ પાકયો હોય ને તેણે ધન, પદ કે સત્તાની લાલસાથી દુશ્મન સાથે મળી જઈને પોતાના પક્ષનો બધો ભેદ બતાવી દીધો હોય, ને પરિણામે તદ્દન પાસે આવી પહોંચેલો વિજય પરાજયમાં પલટાયો હોય એવાં ઉદાહરણ આ દેશના ઇતિહાસમાં અનેક છે. હૂણ, શક ને બીજી પ્રજાનાં ધાડાં તેથી જ અહીં ફાવી ને કેર વરતાવી જતાં હતાં. માનસિંહ જેવા યોદ્ધાઓ જ અકબરને મદદરૂપ થઈને પ્રતાપને ત્રાસ આપતા હતા ને અંદરઅંદરના

દ્વેષ ને ઝઘડાને લીધે કેટલાક રાજા બહારના આક્રમણખોરોને રીતસર આમંત્રણ આપતા હતા. રાષ્ટ્રની એ જૂની નબળાઈ છે. તે નબળાઈનો લાભ લઈને જ અંગ્રેજ મુત્સદ્દીઓ અહીં ફાવી ગયા, સામ્રાજ્ય કરી શક્યા, ને તેથી જ આટલી બધી નેતૃત્વશક્તિ, અડગતા ને વીરતા હોવા છતાં દેશને આઝાદી આટલી મોડી મળી ને મળી તે પણ ખંડિત! રાષ્ટ્રની એ વારસાગત નબળાઈનો લાભ અંગ્રેજોએ પૂરેપૂરો ઉઠાવ્યો ને પાકિસ્તાનની રચનામાં આ જ દેશના એક નેતાને હથિયારરૂપ કરી દેશને એવી દશામાં મૂકી ગયા કે જેમાંથી દાવાનળ જ સળગે. પરન્તુ દેશના એક બીજા મહાપુરુષ ને મહાન મુત્સદ્દી નેતા સરદાર પટેલની શક્તિના પ્રભાવથી તે ભય દૂર થયો. પણ સાથે મળીને દેશના હિતમાં પોતાના હિતનો ભોગ આપીને કામ કરવાની વૃત્તિનો એ અભાવ આઝાદી પછી પણ દૂર નથી થયો. એટલે તો કોંગ્રેસ જેવી મહાન સંસ્થાની અંદર પણ ફાટફૂટ છે; ને દેશમાં બીજા દેશોની સરખામણીમાં ઘણા સારા એવા નેતાઓ હોવા છતાં દેશને તેમની સામૂહિક આવડત, બુદ્ધિ ને શક્તિનો લાભ નથી મળતો. ચીન જેવા કેટલાય દેશો દેશહિતની ભાવનાની ભરમાર હોવાને લીધે થોડાં જ વરસોમાં ખૂબ સારો વિકાસ કરી શક્યા છે, ત્યારે આ દેશ હજી આખ ચોળીને ગોકળગાયની ગતિથી ચાલી રહ્યો છે. તેનું કારણ 'આ મારો દેશ છે ને તેને માટે મારે મારા સુખને ગૌણ ગનીને બધું જ કરી છૂટવું જોઈએ' એ રાષ્ટ્રીય ભાવના, એકતા કે અસ્મિતાનો અભાવ છે. એટલે જ વેપારી પોતાના દેશની પ્રતિષ્ઠા ને પ્રજાના હિત કરતાં પોતાના નફાનો વિચાર પહેલો કરે છે, ને ખોરાક ને બીજા માલમાં ભેળસેળ, છેતરપિંડી તથા બેફામ નફાખોરી ચલાવે છે; અમલદારો ને જાહેર નોકરોમાં ગમે તેમ કરીને ધન મેળવવાની વૃત્તિ વધારે દેખાય છે ને જાહેર બાંધકામોમાં કંજૂસાઈ ને લાગતા-વળગતા લોકો દ્વારા લાખો રૂપિયા ખવાઈ જાય છે. પ્રામાણિકતા ને વિશ્વાસ જેવું આ દેશમાં બહુ ઓછું રહ્યું છે. ડૉક્ટર કે વકીલ

સામા માણસના ભલાનો વિચાર કરવા કરતાં ગમે તેમ કરીને વધારે ને વધારે પેદા કરવાનું જ ધ્યાન રાખે છે, ને એ વૃત્તિ વત્તાઓછા પ્રમાણમાં લગભગ બધે જ દેખાય છે. નવી પ્રજા વધારે રાષ્ટ્રીય ને સેવાની ભાવનાવાળી બને તે માટે બનતા બધા પ્રયાસ થશે તો જ આ દેશ સ્વતંત્ર, સમૃદ્ધ ને શાનદાર રહી શકશે ને દેશનું ભાવિ ઊજળું થશે.

એટલે કોઈ સાર્વત્રિક ધ્યેયનો અભાવ નહિ પણ પ્રજાની આ દેશને માટે સાથે મળીને કામ કરવાની વૃત્તિનો અભાવ પણ દેશની દુર્દશા માટે કારણભૂત છે, સાથે મળીને એકમેકના હિત માટે કામ કરવાનો, સૌને પ્રેમ કરવાનો ને ભેદભાવ ભૂલી જવાનો ઉપનિષદનો શાંતિપાઠ એ દૃષ્ટિએ કેવો આદર્શ ને અનુકરણીય છે તે સહેજે સમજી શકાશે.

[ ૨ ] શાંતિપાઠ ને શરૂઆત

પ્રશ્ન ઉપનિષદ પણ બીજાં બધાં જ મહત્ત્વનાં ઉપનિષદોની પેઠે શાંતિપાઠથી જ શરૂ થાય છે. માનવના નિર્મળ ને ભાવમય હૃદયમાં રહેલી મંગલમય ને પ્રભુમય જીવન જીવવાની ભાવના તેના શાંતિપાઠમાં પ્રકટ થાય છે. ઋષિ કહે છે કે દેવતા કે પરમાત્માએ નક્કી કરેલું આયુષ્ય અમે ભોગવીએ. એ શબ્દોમાં પ્રભુપરાયણતા ને સમર્પણતાની સુવાસ દેખાય છે. પરંતુ એ આયુષ્ય અમંગલ હોય તો ? તો તો જીવવાનો આનંદ ભાગ્યે જ મળે ને તેવા જીવનમાં રસ કે સાર પણ ભાગ્યે જ રહે. જીવન થોડું હોય કે વધારે ને લાંબું હોય કે ટૂંકું તેના કરતાં કેવા સ્વરૂપનું છે તે મુદ્દો વધારે મહત્ત્વનો છે. જો તે ગંગાના નીર જેવું નિર્મળ ને સુમનસમું સુવાસિત હોય તો તો સદાને સારુ ને પોતાને તથા બીજાને માટે આશીર્વાદરૂપ થઈ પડે. તેથી ઊલટું, તે અશુદ્ધિ, અનાચાર ને અધર્મનું ઘર હોય તો પોતાને તથા બીજાને નુકસાનકારક ને અભિશાપરૂપ થઈ જાય. તેથી જ શાંતિપાઠમાં ઋષિ ઉત્તમ

જીવનની પ્રાર્થના કરે છે. શરીર, મન ને ઇન્દ્રિયોની પ્રવૃત્તિને પવિત્ર તથા આત્મોન્નતિની મહાન સાધનામાં સહાયક કરી જીવનને મંગલમય કરવાની કામના કરે છે. ઋષિ ભાવના કરે છે કે હે પ્રભુ! કાનથી અમે જે કલ્યાણકારક છે તે જ સાંભળીએ; આંખ દ્વારા બધે તમારી લીલા ને તમારા વિશ્વરૂપનું દર્શન કરીએ; શરીરને નીરોગી ને દૃઢ કરીએ તથા તેની મદદથી તમારી પ્રસન્નતા થાય તેવાં કામ કરતા રહીએ; એ રીતે મંગલતાની મૂર્તિ થઈને અમે તમારા મહાન ઉપહાર જેવા આ જીવનને ભોગવીએ. ઈંદ્ર ને બીજા રૂપે રહેલા તમે અમારું કલ્યાણ કરો.

મંગલમય જીવનની એવી ઉત્તમ ભાવનામાં સ્નાન કરવાની આપણને પણ આનંદ આપીને આ ઉપનિષદ આગળ વધે છે. ઉપનિષદના નામ પ્રમાણે આ પ્રશ્ન ને ઉત્તરનું જ ઉપનિષદ છે તેમાં જુદાજુદા જિજ્ઞાસુ તરફથી પુછાયેલા ૭ પ્રશ્નો ને તેના ઉત્તરો છે. શરૂઆતમાં જ આપણી જિજ્ઞાસા શાંત કરતાં કહેવામાં આવે છે કે પિપ્પલાદ નામે એક મહર્ષિ હતા. તે બ્રહ્મજ્ઞાની હતા. તેમની પાસે જુદાજુદા ૭ જિજ્ઞાસુ હાથમાં સમિધ લઈને ગયા. તે બધા પરમાત્માનું ચિંતન કરનારા ને પરમાત્મામાં શ્રદ્ધા રાખનારા હતા. તે ૭ જિજ્ઞાસુ આ પ્રમાણે હતા — ૧. ભરદ્વાજનો પુત્ર સુકેશા ૨. શિબિનો પુત્ર સત્યકામ ૩. ગર્ગ ગોત્રનો સૌર્યાયણી — સૂર્યનો પૌત્ર ૪. અશ્વલનો પુત્ર કૌસલ્ય ૫. વિદર્ભ દેશનો ભાર્ગવ ને ૬. કત્યનો પ્રપૌત્ર કબંધી.

તે બધા ઋષિની પાસે પહોંચ્યા એટલે ઋષિએ તેમને તપ, બ્રહ્મચર્ય ને શ્રદ્ધા સાથે એક વરસ રહેવાની ને તે પછી જે પૂછવું હોય તે પૂછવાની આજ્ઞા કરી. વળી કહ્યું કે જો હું જાણતો હોઈશ તો તમને સારી રીતે સમજાવીશ.

ઋષિના એ શબ્દો બરાબર મનન કરવા જેવા છે. જ્ઞાન મેળવવા માટે ઋષિએ ૭ જિજ્ઞાસુઓને એક વરસ વિધિપૂર્વક

રહીને રાહ જોવાની સલાહ આપી. તેમાંથી એક સાર એ નીકળે છે કે આત્મજ્ઞાન કેવળ વાતોનો કે ચર્ચાનો વિષય નથી, તેની સાથે કેટલીક જરૂરી ધીરજ ને સાધના પણ સંકળાયેલી છે. બીજી વાત એ કે એક વરસ તપ ને શ્રદ્ધાપૂર્વક રહેવાથી નવો વિકાસ થાય, અજ્ઞાન દૂર થાય, લાયકાત વધે ને પ્રશ્નોના કેટલાક ઉત્તર અંતરમાંથી જ આપોઆપ મળી જાય. જ્ઞાનની કિંમત પણ સમજાય. આજે તો વખત બદલાયો છે ને જ્ઞાન પ્રમાણમાં અત્યંત સુલભ થયું છે. બાકી આજે ચર્ચાજ્ઞાન વધ્યું છે. તેવા માણસોને વરસ કે છ મહિના તો શું પણ એક દિવસે રાહ જોવાનું ને તપ કરીને તૈયાર થવાનું કહેવામાં આવે તો ભૂલેચૂકે લાવેલી સમિધા પાછી લઈને તે તો ચાલતા જ થાય. માણસને મોટે ભાગે ફળ જોઈએ છે પણ તેની કિંમત ચૂકવવાનું નથી ગમતું. ચૂકવવી જ પડે તો ન છૂટકે ઓછામાં ઓછી કિંમત ચૂકવવા તે તૈયાર હોય છે. હા, કોઈ કોઈ સાચા જિજ્ઞાસુ ને સત્યના શોધક પણ હોય છે, ને જ્ઞાનને માટે તે ગમે તેવો મોટો કે નાનો ભોગ આપવા તૈયાર રહે છે. ઉપર કહેલા છ જિજ્ઞાસુ સાચા જિજ્ઞાસુ હતા. તેથી તેમણે ઋષિની શરત કબૂલ રાખી ને ઋષિના આશ્રમમાં શાંતિપૂર્વક રહેવા માંડયા.

ઋષિ પણ કેવા નમ્ર ને સરળ છે તેની ખાતરી તેમનાં ટૂંકાં પણ સચોટ વચન પરથી સહેજે થઈ રહે છે. તે કહે છે કે હું જાણતો હોઈશ તો તમને બરાબર ઉત્તર આપીશ. તેમાં તેમની નિખાલસતા, નમ્રતા ને પ્રામાણિકતા ટપકે છે. અનુભવી ને પરમાત્મદર્શી પુરુષો એવા જ નિખાલસ ને સરળ હોય છે. તેથી તો તેમને શિશુની સાથે સરખાવવામાં આવ્યા છે. ગુરુ સાચેસાચા અર્થમાં શાંતિદાતા છે, સંશયને દૂર કરીને તે અજ્ઞાનમાંથી મુક્તિ આપે છે તેથી મુક્તિદાતા પણ છે. તેવા તારણહાર ગુરુની પાસે તદ્દન નમ્રતા ને સરળતાથી તથા જિજ્ઞાસુ ભાવે જવાની જરૂર છે.

દંભ ને પૂર્વગ્રહથી પ્રેરાઈને તેમની પાસે જનારને કાંઈ જ નહિ મળે. તેનો ફેરો ફોગટ જશે. દોષદૃષ્ટિને લઈને નહિ પરંતુ ગુણ-ગ્રાહકતાથી પ્રેરાઈને જ તેવા મહાપુરુષનો સમાગમ કરવો જોઈએ. માણસ પાસે સૌની અંદરથી સાર લેવાની કળા હોય તો આ પૃથ્વીનો પ્રત્યેક પદાર્થ તેને માટે પ્રજ્ઞાનું પરમ પુસ્તક બનીને પદાર્થપાઠ આપવા પૂરતો થઈ પડે છે. દત્તાત્રેયના ચોવીસ ગુરુની કથામાં આ વાત સારી રીતે સમાવવામાં આવી છે. તો પછી મહાપુરુષો પાસેથી તો તેને શિક્ષણનો કેવો કીમતી ભંડાર મળી શકે ! પણ તે માટેની જરૂરી રુચિ ને દૃષ્ટિ જોઈએ. બાકી અહંકારી, અક્કડ, દોષદર્શી ને નિંદાખોર માણસને કાંઈ જ નથી મળી શકતું. સૂર્યની સામે ઘરનાં બારીબારણાં બંધ કરનાર માણસ જેમ હાથે કરીને અંધારામાં અટવાય છે, ને ફૂલની ફોરમથી ભરેલા વિશાળ બગીચામાં નાક બંધ કરીને બેઠેલો માણસ જેમ વિનાકારણ સુવાસથી વંચિત રહે છે, તેમ તેવો માણસ મહાપુરુષની પાસે જાય તથા વસવાટ કરે તોપણ તેને કશું નથી મળી શકતું. 'ઊંડો કૂવો ને ફાટી બોખ, શીખ્યું સાંભળ્યું સર્વે ફોક' જ્ઞાની કવિ અખાની એ પંક્તિ પ્રમાણે તેવા માણસનો મહાપુરુષનો સમાગમ ફોક જ નીવડે છે.

પરંતુ પિપ્પલાદ ઋષિની પાસે આવેલા જિજ્ઞાસુ સાચા હતા. જ્ઞાનના તે પરમ પિપાસુ અથવા ગ્રાહક હતા. તેથી તેમણે ઋષિની આજ્ઞાનુસાર એક વરસ શ્રદ્ધા ને તપપૂર્વક પસાર કર્યું ને પછી ક્રમેક્રમે મહર્ષિ પાસે આવીને પોતાનું દિલ ખોલવા માંડ્યું.

### [૩] પહેલો પ્રશ્ન – પ્રજાની ઉત્પત્તિ વિશે

સૌથી પહેલા જિજ્ઞાસુ કાત્યાયન કબંધીએ ઋષિ પાસે આવીને પૂછ્યું : 'પ્રભુ, આ બધી પ્રજાની ઉત્પત્તિ ક્યાંથી થાય છે ?'

ઋષિને જે પ્રશ્ન પૂછવામાં આવ્યો તેના બે ભાવ લઈ શકાય છે : એક તો એ કે પ્રજાની ઉત્પત્તિ કેવી રીતે થાય છે ને બીજું,

પ્રજાની ઉત્પત્તિ કોનામાંથી કે કોની દ્વારા થાય છે. ઋષિ તેનો ઉત્તર આપતાં કહે છે : 'પ્રજાપતિ – બ્રહ્માને – પ્રજા ઉત્પન્ન કરવાની ઇચ્છા થઈ. તેમણે તપ કર્યું. તપ દ્વારા તેમણે એક જોડકું ઉત્પન્ન કર્યું : રયિ ને પ્રાણ. તે જ સૂર્ય ને ચન્દ્ર છે. પછી તેમણે વિચાર્યું કે તે બે તેમને માટે અનેક પ્રકારની પ્રજાની ઉત્પત્તિ કરશે. એ સૂર્ય જ બધે પ્રાણ અથવા જીવનનો સંચાર કરે છે. તેનાં કિરણો બધી દિશામાં પ્રવેશ કરીને સૌને પ્રકાશિત કરે છે ને પ્રાણ ધરે છે. તે સૂર્ય સર્વરૂપ, કિરણોવાળો, સર્વ લોકોને જાણનાર, અંતિમ ધ્યેયરૂપ ને એક માત્ર પ્રકાશરૂપ છે. તે પ્રજાના પ્રાણરૂપ છે. તપ, બ્રહ્મચર્ય, શ્રદ્ધા ને વિદ્યાથી આત્માને મેળવવા માગનારા સાધકો ઉત્તરમાર્ગ દ્વારા સૂર્યલોકમાં જાય છે. એ જ પ્રાણોનું મૂળ સ્થાન છે, અમૃત છે, પરમપદ ને નિર્ભય સ્થાન પણ તે જ છે. તે માર્ગે જનારા ત્યાંથી પાછા નથી આવતા. પરંતુ જે દક્ષિણાયન દ્વારા ચંદ્રલોકમાં જાય છે તે અહીં પુનર્જન્મ લઈને પાછા આવે છે.'

ઉત્તરાયણ ને દક્ષિણાયનની જે ભાવના આપણને ગીતામાં જોવા મળે છે તે આ ઉપનિષદમાં પણ આ રીતે સમાયેલી છે તે ખાસ નોંધપાત્ર છે. ઋષિ કહે છે કે કેટલાક ઋષિઓ એ સૂર્યને પાંચ પગવાળા, વરસાદ વરસાવતા, બાર આકૃતિવાળા, ઉપલા અર્ધા ભાગમાં રહેલા પ્રજાના પિતા તરીકે વર્ણવે છે. બીજા કેટલાક ઋષિ તેને સાત ચક્ર ને ૭ આરાવાળા રથમાં બેઠેલા ને બધી તરફ જોતા દેવ તરીકે વર્ણવે છે.

આની સમજ વિચારકોએ પોતપોતાની શક્તિ પ્રમાણે પૂરી પાડી છે. તે રીતે સમજવાથી ઉપર્યુક્ત કથનનો સાર સમજી શકાય છે. તે સમજ આ પ્રમાણે છે :–

૧. સૂર્યના પાંચ પગ એટલે પાંચ ઋતુ : ૭૨–૭૨ દિવસની એક ઋતુ એવી રીતે વરસની પાંચ ઋતુ : હેમંત ને શિશિરને એક જ ઋતુ સમજવાની.

૨. સૂર્યની બાર આકૃતિ : દરેક મહિનામાં સૂર્યની જુદીજુદી આકૃતિ થાય છે એમ કહેવાય છે તે. તેને બાર આદિત્ય પણ કહે છે. તે અનુક્રમે ચૈત્ર મહિનાથી શરૂ કરીને ગણતાં ધાતા, અર્યમા, મિત્ર, વરુણ, ઇન્દ્ર, વિવસ્વાન, ત્વષ્ટા, વિષ્ણુ, અંશુ, ભગ, પૂષા ને પર્જન્ય છે.

૩. સૂર્યનો સાત ચક્રવાળો રથ : ગાયત્રી, ત્રિષ્ટુપ, ઉષ્ણિક, અનુષ્ટુપ, બ્રહતી, પંક્તિ ને જગતીરૂપ સાત વૈદિક છંદો રૂપી સાત ચક્રો : તેથી ચાલતો રથ. તેમ જ

૪. રથના છ આરા તે છ ઋતુઓ, વસંત, ગ્રીષ્મ, વર્ષા, શરદ, હેમંત ને શિશિર.

ઋષિઓ કહે છે કે પરમાત્માને પ્રાપ્ત કરવા માટે માણુસે તપ કરવાની, કપટ, જૂઠ ને શઠતાથી મુક્ત થવાની ને બ્રહ્મચર્યનું પાલન કરવાની જરૂર છે. તેની સાથેસાથે તે એક બીજી નોંધપાત્ર ને ધ્યાન ખેંચે તેવી વાત પણ કહી દે છે તે કહે છે કે દિવસના ભાગમાં જે સ્ત્રીસંબંધ કરે છે તે પ્રાણનું સ્ખલન કરે છે. રાતના ભાગમાં સ્ત્રીસંબંધ કરનાર બ્રહ્મચર્ય જ પાળે છે.'

તેનો અર્થ એવો નથી કે રાતે રોજરોજ સ્ત્રીસંબંધ કરવાની ઋષિ છૂટ આપે છે. માણુસ દિવસનો ત્યાગ કરી રાતે શરીરસંબંધ કરે ને ધીરેધીરે રાતના ક્રમને પણ ઓછો કરી પૂર્ણ સંયમ તરફ ને પ્રભુમય પ્રેમ તરફ વળે એ ધ્યેય આપણે ત્યાં બતાવવામાં આવેલું છે જ, ને માણુસે તે તરફ આગળ વધવાનો પ્રયાસ કરવાનો રહે છે. એટલે શરીરસંબંધની આ સૂચના કામચલાઉ ને અધિકારભેદ પૂરતી જ સમજવાની છે. તેને જીવનના આખરી ધ્યેયરૂપ નથી માનવાની.

બીજી મહત્ત્વની વાત એ છે કે સ્ત્રી ને પુરુષનો પ્રેમ અથવા દાંપત્યજીવન આત્મોન્નતિ કે ઈશ્વરદર્શનમાં બાધારૂપ છે એવી માન્યતા કેટલાક લોકોમાં પ્રચલિત છે તે પાયા વિનાની ને સત્યથી

વેગળી છે એમ કહ્યા વિના ચાલે તેમ નથી. કોઈને માટે તેવો પ્રેમ ને તેવું જીવન નડતરરૂપ થયું હોય તેનો અર્થ એવો નથી કે સૌને માટે તે નડતરરૂપ જ થાય છે ને થશે. કેટલેક ઠેકાણે સ્ત્રી ને શરીરની વધારેપડતી ઘૃણા કરવામાં આવી છે ને નરકની સાથે સરખામણી પણ થઈ છે; તેથી માણસની મમતા ને આસક્તિ ઓછી થતી હોય તો તો સારું, પરંતુ તેને પરિણામે તે તે વસ્તુને તિરસ્કારવાની ને તેનામાં જે ઉચ્ચતા ને ઉપકારકતા છે તેની ઉપેક્ષા કરવાની વૃત્તિ પેદા થાય તો તેથી લાભને બદલે હાનિ જ વધારે છે. સ્ત્રીપુરુષનો પારસ્પરિક પ્રેમ ને દાંપત્યજીવન જીવનને અનેક રીતે મદદરૂપ છે; તેનું સ્વરૂપ વિવેકી, નિર્મળ ને સંયમની સુવાસવાળું બનાવી શકાય તો પ્રભુના સાક્ષાત્કારમાં તે જરાય નડતરરૂપ નથી બલકે મદદરૂપ જ થઈ પડે છે. આપણા લગ્નજીવનને ને પ્રેમસંબંધને વધારે ને વધારે ભાવનામય ને નિર્મળ કરવાની જરૂર છે એટલું જ. એટલે બ્રહ્મચર્ય કે પવિત્રતાને નામે સંસારની આ સહજતા ને વિશેષતાને વગોવવાની જરૂર નથી; ફક્ત તેનો સદુપયોગ કરતાં શીખવાની જરૂર છે. તેથી જ ભારતીય સંસ્કૃતિમાં લગ્ન, પ્રેમ ને ગૃહજીવનને વખાણવામાં આવ્યાં છે; ગૃહસ્થાશ્રમનાં ગુણગાન ગાયાં છે. વૈદિક ઋષિઓ મોટે ભાગે પરણેલા જ હતા. છતાં તે વિવેકી હોવાથી સાધનામાં પ્રવીણ પણ હતા. કૃષ્ણ, રામ, શંકર જેવાં ઈશ્વરી રૂપોને પણ રાધા, સીતા ને પાર્વતીની સાથે જ પૂજવામાં આવે છે. તેમનાં મંદિર પણ થાય છે. કૃષ્ણે રાધાના કંઠની આસપાસ હાથ વીંટચો હોય તેવી મૂર્તિ પણ મંદિરોમાં ઘણી છે તે પૂજાય છે. રામના ખોળામાં સીતા ને શંકરના ખોળામાં પાર્વતી બેઠાં છે તેવાં વર્ણન ધર્મગ્રન્થોમાં વારંવાર આવે છે ને તેની કોઈને ઘૃણા નથી થતી. પરંતુ જીવનમાં ધર્મ, વૈરાગ્ય ને સાધનાને નામે આપણે વારંવાર પ્રેમની પવિત્ર ભાવનાનો તિરસ્કાર ને સ્નેહના શુદ્ધ સંસ્કારયુક્ત સંબંધોની નિંદા કરીએ છીએ. એ

આપણું અજ્ઞાન જ છે. માનવના સહજ સ્વભાવની ને સ્નેહથી જ ઊછરતી ને સ્નેહમાં જ વિહરતી સૃષ્ટિના ક્રમની તે વિરુદ્ધ છે. અધકચરી દશામાં પોતાની રક્ષા કે સલામતી ખાતર કોઈ તેથી દૂર રહે અથવા બીજા સારા વાતાવરણ ને, જીવનની પ્રાપ્તિ માટે અને ખાસ જરૂર તરીકે કોઈ સ્ત્રી કે પુરુષ ગૃહજીવનનો કે સ્નેહના બાહ્ય સંબંધનો ત્યાગ કરે તે સમજી શકાય તેમ છે. પરંતુ બધાને માટે તેવો ત્યાગ તદ્દન જરૂરી છે એવો દુરાગ્રહ નકામો છે. સંસારનાં મોટા ભાગનાં સ્ત્રીપુરુષો એ માર્ગે નહિ વળી શકે. એટલે દૃષ્ટિ, વૃત્તિ ને સંબંધને વધારે ને વધારે સુધારવા તરફ જ ધ્યાન દોરવાની જરૂર છે.

લગ્નજીવન ખોટું નથી. સ્ત્રીપુરુષોનો પ્રેમ ને સંબંધ પણ ખોટા નથી. તેને માયા માનીને ધિક્કારવાની જરૂર નથી. તેને વિશુદ્ધ કરવાની ને પ્રભુમય બનાવી પ્રગતિમાં મદદરૂપ કરવાની જરૂર છે. ભારતના ઋષિઓની દૃષ્ટિ એવી ઉત્તમ ને આદર્શ હતી. તેથી તો મહર્ષિ પરાશર મત્સ્યગંધા કે સત્યવતી સાથે સ્નેહસંબંધ કરીને પણ મહર્ષિ રહી શક્યા. ને વ્યાસ 'વણપરણેલીના' હોવા છતાં પૂજ્ય જ નહિ પરંતુ ચોવીસ અવતારમાંના એક થઈ શક્યા. વિશ્વામિત્રે મેનકા સાથે સંબંધ કર્યો છતાં તે તપના પ્રભાવથી બ્રહ્મર્ષિ થયા ને સપ્તર્ષિમાંના એક તરીકે મનાયા. કોઈએ તેમની નિરર્થક ટીકા કે નિન્દા ન કરી. તેમના ગુણ ને તેમની યોગ્યતા, તેમનું તપ ને જ્ઞાન જોઈને તેમને મોટા ને નાના સૌએ વંદનીય માન્યા. માણસોનાં મન કેટલાં મોટાં હશે ને તેમના દૃષ્ટિકોણ કેટલા વિશાળ તેનો વિચાર કરી શકાય તો કરી જોજો. કેમ કે આજે તો દૃષ્ટિ ને વૃત્તિ બંને ટૂંકી થઈ ગઈ છે.

એટલે વિવેક, સંયમ ને પ્રભુપરાયણતાની રક્ષા જ જીવનમાં મહત્ત્વની છે. બધે સ્થળે ને બધા વાતાવરણમાં તેને સાચવવાની કળામાં માણસે કુશળ થવાની જરૂર છે. એમાંથી આપોઆપ

અનાસક્તિ આવી જશે. તે સધાય તો જીવન ધન્ય થાય, સફળ બની જાય.

### [૪] બીજો પ્રશ્ન – મુખ્ય દેવ વિશે

બીજો પ્રશ્ન વિદર્ભ દેશના ભાર્ગવનો છે. તે મહર્ષિ પિપ્પલાદને પૂછે છે : 'પ્રભુ, પ્રજાને કેટલા દેવો ધારણ કરે છે ? તેમાંના કેટલા પોતાની શક્તિ પ્રકટ કરે છે તથા તે દેવોમાં મુખ્ય દેવ કોણ છે ?'

તેના ઉત્તરમાં મહર્ષિ કહે છે કે પ્રજાને ધારણ કરનારા દેવો આકાશ, વાયુ, અગ્નિ, જળ ને પૃથ્વી એ પાંચ મહાભૂત તથા વાણી, મન, આંખ, કાન એ ઇન્દ્રિયો છે. તે બધા પોતાની શક્તિ પ્રકટ કરે છે ને કહે છે કે અમે જ આ શરીરને ધારણ કરીએ છીએ તેમ જ ટકાવીએ છીએ.

એક વાર તે સૌની અંદર ચર્ચા ચાલી કે શરીરને કોણ ધારણ કરે છે ને ટકાવે છે. દરેક પોતપોતાની મોટાઈ ને શક્તિનાં ગુણગાન ગાવા માંડયાં. ત્યારે છેવટે પ્રાણે તે બધાને કહ્યું કે તમે મોહમાં પડીને અજ્ઞાનને લીધે તમારી શક્તિનું અભિમાન ન કરો. હું જ મારા પોતાના પાંચ ભાગ કરીને આ શરીરને ટકાવી રાખું છું ને તેને ધારણ પણ કરું છું.

પરંતુ પ્રાણની વાતમાં કોઈને વિશ્વાસ ન બેઠો. તેથી મુખ્ય પ્રાણે શરીરની બહાર નીકળવાની શરૂઆત કરી. પરંતુ પ્રાણ વિના શરીરની બીજી ઇન્દ્રિયો શું કરે ? તે તદ્દન નિર્બળ ને નિષ્ક્રિય તથા ચેતન વિનાની થઈ ગઈ. મધમાખોનો રાજા મધપૂડાની બહાર નીકળે એટલે બધી મધમાખો બહાર નીકળે છે, ને જો મધપૂડામાં રહે તો બધી મધમાખો અંદર રહે છે, તેવી રીતે પ્રાણના બહાર નીકળવાની સાથે જ બધી ઇન્દ્રિયો કે તેના દેવો અશક્ત બની ગયા ને કોઈ જ કામ ન કરી શકયા. શરીર પણ જડ જેવું થઈ ગયું.

વાસ્તવિક જગતમાં પણ એ જ અનુભવાય છે. શરીરમાં જ્યાં સુધી પ્રાણ હોય ત્યાં સુધી જીવન પણ ટકે છે. પરંતુ પ્રાણ બહાર નીકળ્યા પછી જીવનનું કોઈ પણ ચિહ્ન નથી રહેતું.

ઋષિ કહે છે કે ઇન્દ્રિયોના બધા દેવોએ પ્રાણની શ્રેષ્ઠતા જાણી. તેમને ખાતરી થઈ કે પ્રાણની મહત્તા સૌથી વધારે છે. તેથી તેમનો અહંકાર દૂર થયો ને તે બધા પ્રાણની પ્રશંસા કે સ્તુતિ કરવા માંડ્યા.

પ્રાણને લીધે શરીર, મન ને સમસ્ત બ્રહ્માંડ ટકી રહ્યાં છે. પ્રાણ વિના કશું ઘડીભર પણ ન ટકી શકે. ચર ને અચર, નાના ને મોટા બધા પદાર્થો પ્રાણતત્ત્વને લીધે જ જીવન મેળવે છે. પરંતુ પ્રાણની સેવા કેટલી બધી શાંત ને મૂંગી છે! તે પ્રથમ પંક્તિનો મૂક સ્વયંસેવક છે. તેને પોતાની શક્તિનું અભિમાન નથી તેમ જ સેવાનો નશો નથી. પોતાની શક્તિનો થોડો પરચો તેણે બતાવ્યો તે તો બીજી ઇન્દ્રિયોના દેવો તેને તદ્દન ભૂલી જઈને અહંકારી થઈ ગયેલા તેમની સાન ઠેકાણે લાવવા ને તેમને વાસ્તવિકતાનું ભાન કરાવવા માટે જ. તેના ઉદાહરણમાંથી પાઠ લઈને માણસે પોતાની સાથે સંકળાયેલાંની મૂંગી છતાં સાચી સેવા કરતાં શીખવાનું છે. યશ કે નામનાની લાલસાથી મુક્ત થઈને સહજ કર્તવ્યરૂપે કરેલી સેવા ભારરૂપ નથી થતી, કેફ કે નશો નથી ચડાવતી, પરંતુ સત્તરૂપ બનીને જીવનનું કલ્યાણ કરનારી થઈ પડે છે. તેને એક પ્રકારની શ્રેયસાધના જ સમજવી. કર્મને એવી સાધનાનું સ્વરૂપ આપવાની જરૂર છે. પછી બીજી કોઈ સાધના કે તપસ્યાની જરૂર નહિ પડે. ઉપનિષદની એ રહસ્યવાતને આગળ ગીતામાં સારી રીતે ને વિસ્તારથી સમજાવવામાં આવી છે.

આવા ઉત્તમ પ્રાણની સ્તુતિ કરતાં દેવો કહેવા માંડ્યા : પ્રાણ જ અગ્નિ રૂપે તપે છે, સૂર્ય થઈને પ્રકાશ પૂરો પાડે છે, ને

સંસારને જીવન આપે છે. ઇન્દ્ર, વાયુ ને વરસાદનો દેવ પણ તે જ છે. પૃથ્વી પણ તેનું જ સ્વરૂપ છે. સત્યરૂપ, અસત્યરૂપ ને અમૃત પણ તે જ છે. રથનાં પૈડાંના આરા જેમ નાભિમાં સ્થિર થયા હોય છે, તે પ્રમાણે ઋચાઓ, સામ ને યજુર્વેદના મંત્રો, યજ્ઞ, બ્રાહ્મણ ને ક્ષત્રિય જેવી પ્રજાઓ બધું તેની અંદર જ સ્થિર થયું છે.

હે પ્રાણ! પ્રજાપતિરૂપે તું જ ગર્ભમાં સંચાર કરે છે ને જન્મ પણ તું જ પામે છે. આંખ તથા બીજી ઇન્દ્રિયોરૂપ બીજા પ્રાણોની સાથે તું શરીરમાં વિરાજે છે, ને લોકો તને જ વિવિધ વિષયોરૂપ બલિ આપે છે. પિતૃને અપાતું પ્રથમ સ્વધા દ્રવ્ય તું જ છે, તથા અથર્વા ને અંગિરસ નામના ઋષિઓનું સત્ય કર્મ પણ તું જ છે. હે પ્રાણ, તું ઇન્દ્ર છે, તેજસ્વી રુદ્ર ને રક્ષણ કરનાર છે. પ્રકાશનો પતિ સૂર્ય થઈને તું પ્રકાશે છે ને વાયુરૂપે વિચરે છે. તું જ્યારે વરસાદરૂપે વરસે છે ત્યારે 'હવે અનાજ પેદા થશે' એમ માનીને લોકો આનંદમાં આવી જાય છે. એકર્ષિ નામે પ્રસિદ્ધ અગ્નિ પણ તું જ છે. તું અન્નનો ભોક્તા ને સંસારનો સ્વામી છે. તું સૌનો આદિ છે. તને અમે આહુતિ આપીએ છીએ. માતરિશ્વા નામે વિખ્યાત વાયુનો પણ તું પિતા છે. તારું સ્વરૂપ અમારી વાણીમાં, કાનમાં ને આંખ તેમ જ મનમાં સ્થિર થયું છે. તે સ્વરૂપ સદાય સ્થિર રહે તેમ જ કાયમ માટે કલ્યાણકારી થાય. તું શરીરને છોડીશ નહિ; નહિ તો તેનો નાશ થશે. જે કાંઈ ત્રિલોકમાં છે તે બધું પ્રાણને અધીન છે. હે પ્રાણ, મા જેમ પુત્રોની રક્ષા કરે તેમ તું અમારી નિરંતર રક્ષા કર ને અમને સદ્બુદ્ધિ તેમ જ સમૃદ્ધિ આપ. તને વારંવાર વંદન હો!

આ પ્રમાણે સંક્ષેપમાં ઋષિએ પ્રાણની ઉત્તમતા ને મહત્તા બતાવી દીધી.

[૫] ત્રીજો પ્રશ્ન – પ્રાણ વિશે

હવે ત્રીજા પ્રશ્નની ચર્ચા શરૂ થાય છે. ત્રીજો પ્રશ્ન અશ્વલન પુત્ર કૌસલ્યે પૂછેલો છે. તે પૂછે છે : 'પ્રભુ, પ્રાણનો જન્મ શામાંથી થાય છે? પ્રાણ શરીરમાં કેવી રીતે પ્રવેશ કરે છે? પોતાના પાંચ વિભાગ કરીને શરીરમાં તે કેવી રીતે સ્થિર થાય છે? શરીરમાંથી તે કેવી રીતે બહાર જાય છે? બહારના ને અંદરના જગતને તે કેવી રીતે ધારણ કરે છે?'

કૌસલ્યે એક સાથે ઘણા પ્રશ્નો પૂછી નાખ્યા છે. પરન્તુ એક વાત ખાસ યાદ રાખવા જેવી છે કે પ્રશ્નો બધા જ પ્રાણ વિશેની જિજ્ઞાસાના જ છે. પ્રાણ વિશેની વધારેમાં વધારે માહિતી મેળવવાનો પ્રયાસ તેમાં કરવામાં આવ્યો છે. ભૂખ્યા માણસને મનપસંદ ભોજનની થાળી ને તરસ્યાને મીઠું સરોવર મળતાં તે જેમ તેના પર તૂટી પડે ને તેનો પૂરેપૂરો લાભ લેવામાં લગીરે કચાશ ન રાખે તેમ જ તેનું પણ થયું છે. ન જાણે કેટકેટલા દિવસથી તેનું મન આ પ્રશ્નોના ઉત્તર માટે મૂંઝાતું ને મહેનત કરતું હતું. કેટલેય વખતે, તેને જ્ઞાનના સાગરસમા ગુરુની પ્રાપ્તિ થઈ. તે ગુરુએ ઇચ્છાનુસાર પ્રશ્ન પૂછવાની અનુજ્ઞા પણ આપી. હવે તે કચાશ શા માટે રાખે? માણસના જીવનમાં એવા પ્રસંગ બને છે જ્યારે તેની જ્ઞાનની તરસ વધી જાય છે. અનુભવી મહાપુરુષોના સમાગમ ને તે દ્વારા મળતા સમાધાન માટે તે આતુર બને છે. દૈવયોગે તેવા પુરુષનો મેળાપ થાય તો તેણે કોઈ જાતનો સંકોચ ન રાખવો ને મન મૂકીને લાભ લઈ લેવો. પોતાના સહજ સંકોચ, પૂર્વગ્રહ ને મિથ્યાભિમાનને મૂકી દઈને એવા ઉત્તમ અવસરનો લેવાય તેટલો લાભ તેણે લઈ લેવો.

કૌસલ્યના પ્રશ્નોમાંથી ટપકતી જિજ્ઞાસાવૃત્તિને જોઈ મહર્ષિ પિપ્પલાદને આનંદ થયો, ને કેમ ન થાય? આત્મજ્ઞાનના રસિયા પુરુષો સંસારમાં અત્યંત ઓછા છે. તેમનો મેળાપ પણ ભારે ભાગ્યથી પ્રાપ્ત થાય છે. તેમને જોઈને અંતરને આનંદ કેમ ન થાય?

મહર્ષિએ કૌસલ્યને કહ્યું કે તારી વાત સાંભળીને મને આનંદ થાય છે, પરન્તુ તારા પ્રશ્નો ઘણા કઠિન છે. છતાં તને પરમાત્મા વિશે જાણવાની ઇચ્છા છે ને તું બ્રહ્મનિષ્ઠ છે તેથી તને ઉત્તર આપું છું.

એ રીતે શરૂઆત કરીને ઋષિએ કહેવા માંડયું : 'પ્રાણ આત્મામાંથી જન્મે છે. મનુષ્યની છાયા જેમ મનુષ્ય પર આધાર રાખે છે તેમ પ્રાણ એ આત્માને આધારે જ રહેલો છે. મન જે સંકલ્પ કે કામના કરે છે તેને લીધે જ પ્રાણ શરીરમાં પ્રવેશ કરે છે. મોટા રાજા પોતાના હાથ નીચેના અધિકારીઓને જુદાંજુદાં ગામો પર તેમનો અધિકાર નક્કી કરીને નીમે છે, તેમ પ્રાણ બીજા પ્રાણોને જુદાંજુદાં કાર્યોમાં જુદીજુદી જગાએ નિયુક્ત કરે છે. ગુદા ને ગુહ્યેન્દ્રિયમાં અપાનને નીમે છે; આંખ, કાન, મુખ ને નાકમાં પ્રાણ પોતે જ રહે છે; પ્રાણ ને અપાનની વચ્ચે સમાન નામનો પ્રાણ રહે છે. તે ખાધેલા અન્નને સરખી રીતે લઈ જાય છે. આત્મા સૌના હૃદયમાં રહેલો છે. તે હૃદયમાં એકસો એક નાડીઓ છે. તે દરેકની સો સો શાખાઓ છે એટલે કે શાખાનાડી છે. તેમની વળી દરેકની બોંતેર હજાર પ્રતિશાખાઓ છે. એ બધી નાડીઓમાં વ્યાન નામનો પ્રાણ રહેલો છે. તે ઉપરાંત સુષુમ્ણા નામની એક નાડી છે. તેમાં ઉદાન નામે પ્રાણ છે. તે પ્રાણનું કામ દરેક જીવને પુણ્યના પ્રભાવથી પુણ્યશાળી લોકમાં ને પાપને પ્રતાપે પાપીના લોકમાં લઈ જવાનું છે. પાપ ને પુણ્ય બન્નેનો સમાન પ્રભાવ હોય તો તે જીવને મનુષ્યલોકમાં લઈ જાય છે.'

જેમ શરીરની અંદર પ્રાણની આવી વ્યવસ્થા છે તેમ શરીરની બહાર વિશાળ વિશ્વમાં પણ છે એમ મહર્ષિ પિપ્પલાદનું કહેવું છે. તે કહે છે કે સૂર્ય બહારનો પ્રાણ છે. આંખમાં રહેલા પ્રાણની ઉપર ઉપકાર કરતાં તે ઊગે છે. પૃથ્વીની અંદર જે દૈવી શક્તિ છે તે શરીરની અંદર રહેલા અપાન પ્રાણનો આધાર છે. સૂર્ય ને પૃથ્વીની વચ્ચે જે આકાશ છે તે સમાન પ્રાણ છે ને વાયુ વ્યાન નામનો પ્રાણ

કહેવાય છે. તે જ ઉદાન નામે પ્રાણ છે. એટલા માટે જ્યારે તેજ ચાલ્યું જાય છે કે શાંત થાય છે ત્યારે મનમાં મળી ગયેલી ઇન્દ્રિયો સાથે જીવાત્મા શરીરનો ત્યાગ કરીને બીજો જન્મ લેવા વિદાય થાય છે. અંતકાળે માણસના મનમાં જે વિચાર હોય તેની સાથે જીવાત્મા પ્રાણ અથવા સૂક્ષ્મ શરીરમાં પ્રવેશ કરે છે ને તે પ્રાણ તેજ સાથે જોડાઈને જીવાત્મા સાથે મનુષ્યને તેના સંકલ્પ પ્રમાણેના લોકમાં લઈ જાય છે.

પછી ઋષિ કહે છે કે પ્રાણના રહસ્યને જે આવી રીતે જાણે છે તે અમર બને છે. તેની સંતતિ નાશ પામતી નથી. એટલે તેનું યશોગાન ગાનારા લોકો વધી પડે છે ને કદી ખૂટતા નથી એવો અર્થ પણ લઈ શકાય.

આ પ્રમાણે ત્રીજો પ્રશ્ન પૂરો થાય છે. આ પ્રશ્નના ઉત્તરમાં સાધારણ માણસની બુદ્ધિ સહેલાઈથી ન જાણી શકે એવી કેટલીક વાત આવે છે. દાખલા તરીકે હૃદયમાં એક સો એક નાડી ને તેમની શાખાની વાત. નાડીઓની એટલી સ્પષ્ટ કે ચોક્કસ ગણના ઋષિ કેવી રીતે કરી શકયા? સત્યને આત્મોન્નતિમાં ભારે મદદરૂપ માનનાર ઋષિ કોઈ શેખચલ્લીની જેમ કાલ્પનિક વાતોનો વિનોદ ન કરે કે ટાઢા પહોરનાં ગપ્પાં પણ ન મારે. તેવી કલ્પના કરવી પણ નકામી છે કેમકે ઉપનિષદના આરંભમાં જ એ કહે છે કે હું જાણતો હોઈશ તો તમને યથાશક્તિ ખુલાસો કરીશ કે જ્ઞાન આપીશ. આવા આત્મનિરીક્ષણથી ઓતપ્રોત, નમ્ર ને સરળ મહાપુરુષ કોઈ જૂઠી વાત ન જ કહે. તેવી વાત કહેવાનું પ્રયોજન પણ તેમને શું હોય?

એટલે આખીય વાતના ખુલાસા માટે આપણે બીજી રીતે વિચારવું રહે છે. યૌગિક કે આત્મિક સાધનામાં આગળ વધેલા કે મનનો લય કરીને સમાધિની સ્થિતિએ પહોંચેલા પુરુષોની દૃષ્ટિ

દૈવી થાય છે. તેમની અંતરઆંખ ઊઘડી જાય છે. તેના પ્રભાવથી શરીરનાં અંદરનાં ને બહારનાં આવાં કેટલાંય રહસ્યોનું જ્ઞાન તે મેળવી શકે છે. તે જ્ઞાન કોઈ વાર દૈવી મહાપુરુષો કે દેવતા દ્વારા તો કોઈ વાર તેમના જ આત્મા દ્વારા તેમને મળી રહે છે. બીજાને માટે તે જ્ઞાન અજાયબી પમાડે તેવું થઈ પડે, પરંતુ તેમને માટે તો નિશ્ચિત વિકાસના સહજ પરિણામરૂપ હોય છે. વેદ ને ઉપનિષદમાં એવું ઘણું અસાધારણ જ્ઞાન છે. તેનો ઉગમ મોટે ભાગે આવી રીતે જ થયેલો છે. એટલે તે વૈજ્ઞાનિક છે. તેની પાછળ સાધનાનું ચોક્કસ વિજ્ઞાન રહેલું છે. એટલે તેનું ચોક્કસ સાધન ન સમજાય માટે જ તેને ઉડાવી દેવાની, હસી કાઢવાની કે શેખચલ્લીના તરંગની જેમ માની લેવાની જરૂર નથી. કોઈ પણ માણસ સાધનથી સમ્યક્ પદ્ધતિનો પ્રવાસી થઈને આજે પણ એવાં અલૌકિક સત્યોને શોધી શકે છે. માનવજાતિને જે કેટલાક અસાધારણ ને અતીન્દ્રિય જ્ઞાનની પ્રાપ્તિ થઈ છે તે સાધનાના એવા જ ઉત્તમ ને પૂર્ણ પરિપાકનું પરિણામ છે. બુદ્ધિમાં ન ઊતરે તેથી તેને ઉડાવી દેવાની નહિ પરંતુ સહાનુભૂતિથી વારવાર સમજવાની ને સમજવાનો પ્રયાસ કરવાની જરૂર છે

[ ૬ ] ચોથો પ્રશ્ન — સુષુપ્તિ અથવા નિદ્રાવસ્થા વિશે

ચોથા પ્રશ્નમાં નિદ્રા અથવા સુષુપ્તિ વિશે ઉપલક વિચાર કરવામાં આવ્યો છે. સૂર્યના પૌત્ર ગાર્ગ્યે મહર્ષિ પિપ્પલાદને પ્રશ્ન કર્યો છે : 'પુરુષ જ્યારે સૂઈ જાય છે ત્યારે તેનામાં રહેલા કયા કયા દેવો સૂઈ જાય છે ને કયા જાગે છે ? કોણ સ્વપ્ન જુએ છે ? નિદ્રાનું સુખ કોને પ્રાપ્ત થાય છે ? ને બધા ઇંદ્રિયાદિ દેવો કોને આધારે રહ્યા છે ?'

મહર્ષિ તેને ઉત્તર આપતાં સમજાવે છે કે સૂર્યાસ્ત સમયે સૂર્યનાં કિરણો તેના તેજોમંડળમાં એક થાય છે ને સૂર્યોદય સમયે તેજ પાછાં બધે ફેલાય છે, તેવી જ રીતે બધા ઇંદ્રિયાદિ દેવતા

મનમાં એક થાય છે. તે દશામાં પુરુષ કાંઈ સાંભળતો નથી, જોતો નથી, સૂંઘતો નથી, સ્વાદ લેતો કે સ્પર્શતો નથી, બોલતો નથી, ગ્રહણ કરતો નથી, આનંદ માણતો નથી, મળત્યાગ કરતો નથી ને અવરજવર પણ નથી કરતો. તે વખતે બહારની બધી ઇંદ્રિયો લગભગ એકાર જેવી બની જાય છે ત્યારે તે સૂતો છે એમ કહેવામાં આવે છે તે વખતે શરીરમાં પ્રાણ જાગતો હોય છે. તે પ્રાણ મનને પરબ્રહ્મ પરમાત્માની પાસે લઈ જાય છે. એ મનરૂપી દેવ જ સ્વપ્નમાં પોતાની શક્તિનો અનુભવ કરે છે; સ્વપ્નાવસ્થામાં તે અનેક જાતનાં દૃશ્યો જુએ છે; જે જોયું હોય તે પાછું જુએ છે; અનેક પ્રકારના શબ્દો સાંભળે છે, ને અનેક પ્રકારના અનુભવો કરે છે. દેશપરદેશમાં જે અનુભવ્યું હોય તે ફરી અનુભવે છે. એટલું જ નહિ, પણ જોયેલું ને ન જોયેલું, સાંભળેલું ને ન સાંભળેલું, અનુભવેલું તેમ જ ન અનુભવેલું, સત્ય ને અસત્ય બધું જ તે જુએ, સાંભળે ને અનુભવે છે. પરંતુ શરીરની અંદરના તેજ અથવા પિત્તને લીધે જ્યારે દબાઈ જાય છે ત્યારે તે મનરૂપી દેવતા સ્વપ્ન જોતો નથી પરંતુ કેવળ સુખનો અનુભવ કરે છે. તે વખતે બધું પરમાત્મામાં લીન થઈ જાય છે. કેવી રીતે લીન થાય છે તે સમજાવવા મહર્ષિ એક સુંદર બંધબેસતી ઉપમા આપે છે. પક્ષીઓ જેમ વૃક્ષ પરના પોતાના માળામાં ભરાઈ જાય તેવી રીતે સુષુપ્તિ દશામાં ઇન્દ્રિયો ને બધી વૃત્તિઓ આત્મામાં એકાકાર બની જાય છે અથવા મળી જાય છે. ઋષિ કહે છે કે એ આત્મા જ વિજ્ઞાનાત્મા પુરુષ છે. તે જ જુએ છે, સ્પર્શ કરે છે, સાંભળે છે, સૂંઘે છે, સ્વાદ લે છે, વિચાર કરે છે, કર્મ કરે છે ને જાણે છે. તે આત્મા છેવટે પરમાત્મામાં મળી જાય છે. તે પરમાત્મા છાયારહિત, શરીરરહિત, રૂપરંગરહિત, શુદ્ધ ને અવિનાશી છે, તેને જે જાણે છે તે પરમાત્માને જ પામે છે. ઇન્દ્રિયોરૂપી બધા દેવો સાથે બુદ્ધિની ઉપાધિવાળો આત્મા એટલે વિજ્ઞાનાત્મા, પ્રાણો ને પંચમહાભૂતો તે અવિનાશી પરમાત્મામાં જ લીન થાય

છે. તે પરમાત્માને જે જાણી લે છે તે બધું જ જાણી જાય છે, જાણવા જેવું જાણી જાય છે, ને પરમાત્મા સાથે એકતાનો અનુભવ કરી લે છે.

સ્વપ્નાવસ્થાના રહસ્ય વિશે હવે તો ઘણુંઘણું શોધાયું ને લખાયું છે. તેનું વિવેચન કરવાનું અહીં અસ્થાને છે. પરંતુ આજથી હજારો વરસો પહેલાં કેઠ વૈદિક કાળમાં ભારતના ઋષિવરોએ તેનું પણ ચિંતન-મનન કર્યું હતું તેની પ્રતીતિ આપણને આ બધું વાંચતાંવિચારતાં સહેજે થઈ રહે છે. મન વિશે ઊંડું મનન કર્યા પછી તેમણે મનને વશ કરવાની ને શક્તિશાળી બનાવવાની આખી સાધના શોધી કાઢી હતી. તેને જ યોગસાધનાનું નામ આપવામાં આવ્યું છે. તે મહાન ઋષિવરોના અનુભવભંડાર અથવા જ્ઞાનવારસાનો વિચાર કરતાં તેમના તરફ આપણને જરૂર માન થાય છે.

## [૭] પાંચમો પ્રશ્ન – ૐકાર વિશે

ચોથો પ્રશ્ન પૂરો થયા પછી શિબિપુત્ર સત્યકામનો વારો આવ્યો. તેણે મહર્ષિ પિપ્પલાદને પૂછ્યું : 'હે ભગવન્, જે મરણ-પર્યંત્ર ૐકારનું ધ્યાન કરે છે તે તેના પ્રભાવથી કયા લોકને મેળવે છે?'

એ પ્રશ્નનો ઉત્તર ઋષિએ ખૂબ જ સંક્ષેપમાં આપ્યો છે. તે કહે છે કે જે માણસ અ એવી એક માત્રાવાળા ૐની ઉપાસના કરે છે, તે તેના પ્રભાવથી જ્ઞાન મેળવે છે ને પૃથ્વી પર ફરી જન્મે છે. ઋગ્વેદની ઋચાઓ તેને મનુષ્યલોકમાં લઈ જાય છે. તે ત્યાં તપ, બ્રહ્મચર્ય ને શ્રદ્ધાથી સંપન્ન થાય છે. જો કોઈ અ ને ઉ એવી બે માત્રાવાળા ૐકારની ઉપાસના કરે છે તો તે અંતરીક્ષમાં રહેલા ચંદ્રલોકમાં જાય છે. ત્યાં વૈભવી થઈને પાછો જન્મે છે. જે મનુષ્ય અ, ઉ ને મ્ એ ત્રણ માત્રાવાળા ૐકાર વડે પરમ પુરુષનું ધ્યાન કરે છે તે તેજોમય સૂર્યલોકને મેળવે છે. સાપ કાંચળીથી મુક્ત થાય

તેમ તે પાપથી છૂટે છે ને સામવેદના મંત્રોની મદદથી બ્રહ્મલોકમાં જાય છે. ત્યાં તે પરબ્રહ્મ પરમાત્માનો સાક્ષાત્કાર કરે છે. શાંત, અજર, અમર, અભય ને સૌથી પર પરમાત્માને સાધક ૐકારની મદદથી જ મેળવે છે.

આ પ્રમાણે મહર્ષિએ ૐકારની વિવિધ માત્રાની તથા તે સૌના સમન્વય સાથેના ૐકારની ઉપાસનાનું એવડું ફળ બતાવ્યું છે.

### [૮] છઠ્ઠો પ્રશ્ન – સોળ કળાવાળા પુરુષ વિશે

સૌથી છેલ્લો ને છઠ્ઠો પ્રશ્ન ભરદ્વાજના પુત્ર સુકેશાએ પૂછ્યો છે. પ્રશ્નની શરૂઆત તે જુદી જ રીતે કરે છે. તે કહે છે કે કોસલ દેશના રાજકુમાર હિરણ્યનાભે મારી પાસે આવીને પૂછ્યું હતું : 'હે ભરદ્વાજના પુત્ર, તમે સોળ કળાવાળા પુરુષને જાણો છો ?' તે રાજકુમારને મેં ઉત્તર આપ્યો કે 'હું તેને નથી જાણતો. જો જાણતો હોઉં તો જરૂર કહું. જે જૂઠો જવાબ આપે છે તેનો નાશ થાય છે. માટે હું જૂઠું નહિ બોલું.' મારો તે ઉત્તર સાંભળીને તે મૂંગોમૂંગો રથમાં બેસીને વિદાય થયો. તો હું તમને પૂછું છું કે સોળ કળાવાળો એ પુરુષ ક્યાં છે ? તમે તેને વિષે જાણો છો ?

સુકેશાની વાત કરવાની પદ્ધતિ તદ્દન સીધી, સચોટ ને સરળ છે. તેમાં કોઈ જાતનો દંભ કે આડંબર નથી. કોસલ દેશના રાજકુમારની સાથેના વાર્તાલાપનો જે પ્રસંગ તેણે જાહેર કર્યો છે તે તેની નિરભિમાનિતા, ભારોભાર નમ્રતા ને સત્યપ્રિયતા પુરવાર કરવા પૂરતો છે. પરંતુ મહર્ષિ પિપ્પલાદની વાત જુદી હતી. તે વધારે જ્ઞાની ને અનુભવી હતા. એટલે તે તેના પ્રશ્નનો ઉત્તર આપી શક્યા. કેટલાક લોકો એવા હોય છે જે સારી દુનિયા ને તેના બધા જ વિષયોનું જ્ઞાન ધરાવતા હોય એવો દેખાવ કરે છે. તેવા લોકોએ આ પ્રસંગ પરથી બોધપાઠ લઈને વધારે નમ્ર થવાની જરૂર છે. વિદ્યા હંમેશાં વિનયથી જ શોભે છે એ વાત જાણીતી છે.

મહર્ષિએ તેને પ્રત્યુત્તર આપતાં કહ્યું કે એ પુરુષ આ શરીરની અંદર જ રહેલો છે ને તેમાંથી જ સોળ કળા પેદા થાય છે. તેથી તે સોળ કળાવાળો કહેવાય છે. તે પુરુષે વિચાર કર્યો : 'કોના બહાર નીકળી જવાથી હું બહાર નીકળી જઈશ ને કોના સ્થિર રહેવાથી હું સ્થિર રહી શકીશ ?' તે પછી તેણે પ્રાણને ઉત્પન્ન કર્યો. પ્રાણમાંથી શ્રદ્ધા, આકાશ, વાયુ, તેજ, પાણી, પૃથ્વી, ઇન્દ્રિય, મન ને અન્નની ઉત્પત્તિ થઈ. અન્નમાંથી વીર્ય, તપ, મંત્ર, કર્મ ને લોકો પેદા થયા ને લોકોમાં નામની ઉત્પત્તિ થઈ. જેમ સમુદ્ર તરફ જતી જુદીજુદી નદીઓ સમુદ્રમાં મળી જાય છે, તેમનાં નામરૂપ બદલાઈ જાય છે, ને તે સમુદ્ર તરીકે જ ઓળખાય છે, તેમ બધી કળાઓ તે પુરુષને મળીને વિલય પામી જાય છે, તેમનાં નામરૂપ બદલાઈ જાય છે, ને તે પુરુષ તરીકે જ ઓળખાય છે. તે પુરુષ અકળ ને અમર છે. રથનાં પૈડાંની નાભિમાં આરા જેમ સ્થિર બન્યા છે તેમ એ પુરુષમાં કળાઓ સ્થિર બની છે. તે પુરુષ જ જાણવા જેવો છે. તેને જાણો તો મૃત્યુ તમને પીડા કે દુઃખ નહિ કરે.

એ પ્રમાણે પરમાત્માને જાણવાથી જ માણસ મૃત્યુંજય બની શકે છે એવું ભારપૂર્વક કહીને મહર્ષિએ કહ્યું કે પરબ્રહ્મ પરમાત્મા વિશે હું આટલે સુધી જ જાણું છું. તેમના તે શબ્દો પણ નમ્રતાથી ભરેલા છે.

આવા મહાન જ્ઞાનદાતા ગુરુને પિતા તરીકે માનવામાં ને પૂજવામાં શી હરકત છે ? તે તો પિતાથી પણ મ ગલ છે. કેમ કે જ્ઞાન દ્વારા નવો જન્મ ને નવો પ્રકાશ પૂરો પાડે છે. તેવા ગુરુને માતા, પિતા, બંધુ, સખા, જીવનધન ને સાક્ષાત્ પરમાત્મા બરાબર કહીને જે અંજલિ આપવામાં આવી છે તે તદ્દન યોગ્ય જ છે. છ શિષ્યોએ તેમની પૂજા કરી ને પોતાની કૃતજ્ઞતા બતાવી

કહ્યું કે તમે અમને અવિદ્યાની પેલે પાર લઈ ગયા છો તે માટે તમારો જેટલો આભાર માનીએ એટલો ઓછો છે.

એવા કેટલાય જિજ્ઞાસુ આ ઉપનિષદના મનનથી એવો જ અનુભવ કરતા હશે. તે મહર્ષિને કોઈના આભારદર્શનની ક્યાં પડી છે! માનવજાતિના પરમહિતેચ્છુ એવા ઋષિવરોને આપણા નમસ્કાર હો, અનેક વાર નમસ્કાર હો!

## મુંડક ઉપનિષદ

### મહત્ત્વના મુદ્દા

[ ૧ ] શરૂઆત

[ ૨ ] ચોટલી, ચાંલ્લા ને તિલકનું મહત્ત્વ

[ ૩ ] શૌનકનો પ્રશ્ન : એકના જ્ઞાનથી બધાનું જ્ઞાન

[ ૪ ] અંગિરા ઋષિનો ઉત્તર : પરા ને અપરા વિદ્યા

[ ૫ ] ઉપનિષદનો ધર્મ

[ ૬ ] યજ્ઞનું રહસ્ય

[ ૭ ] સેવારૂપી યજ્ઞની જરૂર

[ ૮ ] વિશ્વરૂપનું દર્શન

[ ૯ ] કર્મોના નાશની વાત

[ ૧૦ ] જીવ ને શિવ : બે પક્ષીની સાથે સરખામણી

[ ૧૧ ] પરમાત્માનું દર્શન

[ ૧૨ ] પરમાત્મદર્શી પુરુષની પૂજા ને આત્મસાક્ષાત્કારની શરત

[ ૧૩ ] પૂર્ણાહુતિ — શાંતિપાઠનો નવો ધ્વનિ

# મુંડક ઉપનિષદ

## [ ૧ ] શરૂઆત

ભારતવર્ષના એ મહાન ઋષિવરોને જેટલા પણ નમસ્કાર કરીએ એટલા ઓછા છે. એમનો જેટલો આભાર માનીએ એટલો ખરેખર ઓછો છે. પરમાત્માની નિષ્ઠા કેળવીને આત્મજ્ઞાનનો અમૂલખ ભંડાર તેમણે હાથ કર્યો છે ને દેશ તેમ જ કાળ ને રૂપરંગના કોઈ પણ જાતના ભેદભાવ વિના સમસ્ત સંસારને માટે ખુલ્લો મૂક્યો છે. વિશાળ વ્યોમ ને પાવન પૃથ્વી જેમ જીવમાત્રને માટે છે; પવન, પાણી ને પ્રકાશ પર જેમ સૌનો અધિકાર છે; તેમ તેમણે મૂકેલો એ જ્ઞાનવારસો જે લાભ લેવા માગે તે સૌને માટે છે. અંતરના ઊંડાણમાં ડૂબકી મારીને તેમણે જે અનુભવો મેળવ્યા છે તે આજે પણ આપણે માટે સુલભ છે. બુદ્ધિશાળી લોકોને આજે પણ તે ચકિત કરે એટલા તે ગહન છે. હજારો લોકો આજે પણ તેમાંથી શક્તિ મેળવે છે. એવા મહાન ને મંગલકારક જ્ઞાનદાતા પુરુષોને વંદન કરવામાં આપણી પણ શોભા છે.

તેમના જ્ઞાનપ્રકાશના પ્રતીક જેવું એક બીજું ઉપનિષદ હવે શરૂ થાય છે. તેનું નામ મુંડક ઉપનિષદ છે. વિદ્વાનો ને વિચારકોમાં તે ઉપનિષદ અત્યંત આદરણીય ને મહત્ત્વનું મનાય છે. આરંભમાં જ કહેવામાં આવે છે કે સંસારને ઉત્પન્ન કરનાર ને સંભાળનાર બ્રહ્મા દેવોની પહેલાં પ્રકટ થયા. તેમણે સૌ વિદ્યાના મૂળાધાર જેવી બ્રહ્મવિદ્યા પોતાના મોટા પુત્ર અથર્વાને શીખવી. અથર્વાએ તે વિદ્યા અંગિરાને કહી. તેમણે ભારદ્વાજ-સત્યવહને કહી, ને તેમણે

વળી પરંપરાગત પ્રાપ્ત થયેલી એ વિદ્યા બીજા અંગિરા ઋષિને આપી. તે અંગિરા ઋષિની પાસે એક વાર મહાગૃહસ્થ શૌનક જિજ્ઞાસાવૃત્તિથી વિધિપૂર્વક ગયા.

ઉપનિષદની આ વાતમાં ઉપરથી દેખાય છે તેના કરતાં ઘણો ઊંડો સાર સમાયેલો છે. શૌનક ગૃહસ્થાશ્રમી હતા. છતાં તેમને આત્મજ્ઞાનની અભીપ્સા હતી તેથી જિજ્ઞાસુ બનીને તદ્દન નમ્રભાવે તે અંગિરા ઋષિની પાસે ગયા. એના પરથી જાણવા મળે છે કે સંસારી માણસો પહેલાંના જમાનામાં પ્રભુમય જીવન જીવવાની ને જ્ઞાન મેળવવાની ઇચ્છા રાખતા. તેમાંના કેટલાક મોટા પંડિતો પણ હતા. યાજ્ઞવલ્કયનું ઉદાહરણ એવું જ છે. ઋષિઓ પણ મોટે ભાગે ગૃહસ્થાશ્રમી જીવન જીવતા ને જ્ઞાન તથા તપનું અવલંબન કરતા. સાંસારિક જીવન ઈશ્વરપ્રાપ્તિ કે જ્ઞાનોપાર્જન માટે બાધક નહિ પણ સાધક મનાતું. કેટલાક લોકો દલીલ કરે છે ને માને છે કે સાંસારિક જીવન ને ઈશ્વર અથવા તત્ત્વજ્ઞાનનો માર્ગ જુદોજુદો છે ને તે બંનેનો મેળ કે સમન્વય કદી ન થઈ શકે. તેમના વિચાર વજૂદ વિનાના છે. સાધના, ઈશ્વરપ્રાપ્તિ કે જ્ઞાન કોઈ એવી વસ્તુ નથી જેના અનુભવ માટે જીવનના રોજિંદા સ્વરૂપથી છૂટાછેડા લેવા પડે, જંગલમાં જવું પડે, સૌની સાથે સંબંધવિચ્છેદ કરીને એકાંત ગુફા કે આશ્રમમાં કેદ થવું પડે ને જીવનને નીરસ કરવું પડે. કોઈ વાર કોઈ કારણથી કોઈ સાધકને તેવા જીવનની જરૂર પડે છે ખરી; જીવનનું એવું બાહ્ય પરિવર્તન કે સ્વરૂપ ને એકાંત કેટલીક વાર સાધનામાં જરૂરી ને સહાયક થઈ પડે છે તેની ના નહિ. પરંતુ તે સાધન છે, એક વચગાળાની વ્યક્તિગત દશા છે; ને બધાએ તેનું અવલંબન લેવું જ પડશે એમ નથી. રુચિ ને વિકાસના ભેદ પર કોણ કેવી પરિસ્થિતિમાં વિકાસ કરશે એનો આધાર રહે છે. એટલે એકાંતિક જીવન ને બાહ્ય

ત્યાગને સાવ ઉડાવી દેવાની જરૂર નથી. પરંતુ માણસોનો મોટો ભાગ સાંસારિક છે, પ્રવૃત્તિપરાયણ જીવન જીવનારો છે, ને તેથી સાંસારિક જીવન ને પ્રવૃત્તિની વચ્ચે રહીને પણ આત્મોન્નતિ થઈ શકે એવી સાધના જ સર્વસાધારણની સાધના થઈ શકે; એવી કળામાં કુશળ થવાની જરૂર છે. ભારતીય સંસ્કૃતિ મુખ્યત્વે એવી સમન્વયની સાધના કે કળા પર જ ભાર મૂકે છે જેના પ્રભાવથી માણસ જ્યાં હોય ત્યાં રહીને, જે કરતો હોય તે કરતાં કરતાં, જીવનને વધારે પવિત્ર, આનંદમય ને પ્રભુમય બનાવી શકે; જીવનનો યથાર્થ આસ્વાદ અથવા અનુભવ લઈને એનાથી અલિપ્ત કે અનાસક્ત પણ રહી શકે. એ માટે જ સંતસમાગમ, તપ, વ્રત ને બીજાં સાધન છે. તે દ્વારા જીવનને યથાર્થ રૂપે જીવવાની અથવા જીવન ઘડવાની જરૂરી શક્તિ મળી રહે છે. એટલે પ્રભુમય જીવનના પ્રારંભ માટે કોઈ ધન્ય ઘડી, પળ, ગ્રહ કે નક્ષત્રની રાહ જોવાની નથી. સાંસારિક જીવનને તેમાં બાધારૂપ માનવાની પણ જરૂર નથી. પોતાના જીવનને વધારે પ્રમાણમાં નિર્મળ, સદાચારી ને પ્રભુના પ્રેમથી પ્રકાશિત કરવાની સાધના માણસે બધા જ વાતાવરણમાં શ્વાસ લેતાં શરૂ કરવાની છે. ટૂંકમાં કહીએ તો જીવનને સાધનામય કરતાં શીખવાનું છે. નવી તક, નવી પ્રેરણા ને નવી શક્તિ તેમાંથી પેદા કરવાની છે.

### [૨] ચોટલી, ચાંલ્લા ને તિલકનું મહત્ત્વ

જીવનની કોઈ પણ પ્રવૃત્તિ કરતાં પળેપળે માણસે પ્રભુપરાયણ થતાં શીખવાનું છે. જીવનના ધ્યેયને તેણે સદા યાદ રાખવાનું છે. એ ધ્યેય પ્રવૃત્તિમાં પડેલો માણસ સહેલાઈથી ભૂલી જાય. એટલે તેની યાદ માટે ભારતીય સંસ્કૃતિમાં કેટલીક ધર્મક્રિયાઓ, કેટલાંક પર્વો ને કેટલાંક ચિહ્નો કે કેટલીક વિધિઓનું નિર્માણ કરવામાં આવ્યું છે. ચાંલ્લા કે તિલક કરવાની વિધિ પણ એવી જ જાતની વિધિ છે તેનો ખ્યાલ બહુ ઓછા માણસોને હશે. તેની પાછળના વૈજ્ઞાનિક રહસ્યનો વિચાર પણ ભાગ્યે જ કોઈને આવ્યો હશે.

તિલક સામાન્ય રીતે ધર્મ કે સંપ્રદાયના ચિહ્ન તરીકે મનાય છે, ને ચાંલ્લાને સૌભાગ્યના પ્રતીક તરીકે જ મોટે ભાગે માનવામાં આવે છે. કેટલાક તેને અંધશ્રદ્ધા ને ગાંડપણમાં પણ ખપાવે છે, તો કોઈ તેને જુનવાણીની નિશાની માની તેના વિરોધ ખાતર કપાળને ખુલ્લું રાખવાનું જ પસંદ કરે છે. પરંતુ મારી દૃષ્ટિએ તેમાં ભારતીય જીવનના આદર્શની એક વિશેષ ફિલસૂફીનો પડઘો પાડવામાં આવ્યો છે, અથવા બીજા શબ્દોમાં કહીએ તો સંસ્કૃતિના એક મહાન સંદેશનો સમન્વય કરવામાં આવ્યો છે, ને તે દૃષ્ટિએ તેનું મહત્ત્વ ઘણું વધારે છે. ચાંલ્લાને પરિણીત જીવન કે સૌભાગ્યના ચિહ્ન તરીકે માનવાની પદ્ધતિ આપણે ત્યાં ચાલી આવે છે. તેની સામે કોઈ વિરોધ કરવાની આપણી ઇચ્છા નથી. પરંતુ તે પદ્ધતિ બરાબર નથી. ચાંલ્લો કુમારિકા પણ કરી શકે છે, કરે છે જ. તેથી તેને પરિણીત જીવનનું પ્રતીક માનવામાં ભૂલ થાય છે. જો તે સૌભાગ્યનુ જ ચિહ્ન હોય તો પરણેલી સ્ત્રી જ તેને ધારણ કરત ને કુમારિકા તેથી દૂર રહેત. પરંતુ વ્યવહારમાં તેવું નથી થતું. તેથી સ્ત્રી માત્રનો તેના પર અધિકાર માની સૌભાગ્યની કલ્પનાથી તેને અલગ રાખવાની જરૂર છે. તેની પાછળ જે સાંસ્કૃતિક કે યૌગિક ફિલસૂફી છે તેનો વિચાર આપણે ટૂંકમાં કરીએ.

// યોગશાસ્ત્ર પ્રમાણે શરીરમા શક્તિનાં ૭ કેન્દ્ર મુખ્ય છે. તે ચક્ર પણ કહેવાય છે. પહેલું કેન્દ્ર કે ચક્ર કરોડરજ્જુની નીચેના ભાગમાં છે તેને મૂલાધાર ચક્ર કહે છે. ત્યા કુંડલિની શકિતનો વાસ છે. બીજું ચક્ર નાભિ પાસે નાભિચક્ર કહેવાય છે. ત્રીજું હૃદયપ્રદેશમાં, ચોથું કંઠના મૂળ સ્થાનમાં, પાંચમું બે ભ્રમરની મધ્યમાં આજ્ઞા ચક્ર ને છઠ્ઠું છેલ્લું ચક્ર મસ્તકની પાછળના ભાગમાં – આધુનિક વિજ્ઞાન જ્યાં લટકતું મગજ માને છે ત્યાં – છે. તે સહસ્રદલ ચક્ર કે સહસાર કહેવાય છે. યૌગિક પદ્ધતિ પ્રમાણે સહસ્રદલ ચક્રમાં, શિવ એટલે પરમાત્માનો વાસ છે. છેક નીચે આવેલા મૂલાધાર ચક્રમાંથી કુંડલિની શક્તિને જુદાંજુદાં સાધનોના પ્રભાવથી જાગ્રત

કરી, માર્ગમાં આવતાં વિવિધ ચક્રોમાંથી પસાર કરી, સાધકે ઠેઠ મસ્તકમાં લઈ જવી પડે છે. ત્યાં સહસ્રદલ ચક્રમાં પરમાત્મા સાથે તેનું મિલન થતાં સાધક મુક્તિનો આનંદ અનુભવે છે ને પરમાત્માનો સાક્ષાત્કાર કરે છે એમ કહેવાય છે.

એટલે યોગની સાધનામાં મૂલાધારવાસિની કુંડલિની ને સહસ્રદલમાં રહેલા પુરુષ સાથે એક કરવાનાં ખાસ સાધનોનો નિર્દેશ કરવામાં આવ્યો છે. શક્તિનો શિવ સાથે અથવા પ્રકૃતિનો પુરુષ સાથે મેળાપ કરાવવાના ઉપાય બતાવવામાં આવ્યા છે. સાધકે સદા યાદ રાખવું પડે છે કે સાધનાની સહાયથી સર કરવાનું મુખ્ય શિખર કે સ્થાન મસ્તકનું સહસ્રદલ ચક્ર છે. તેને શરીરનું એવરેસ્ટ શિખર પણ કહી શકાય. તેની સ્મૃતિ માટે સહસ્રદલ ચક્રના સ્થાનમાં જ ચોટલી રાખવાની પ્રથા શરૂ થઈ હતી. ત્રિકાળ સંધ્યા કરતાં, પ્રાણાયામ કરતાં ને બીજી વિધિ વખતે ચોટલી ને જનોઈની જરૂર પડતી. શિખાબંધનનો મંત્ર પણ બોલાતો. તેને લીધે માણસને સદા યાદ રહેતું કે જીવનમાં ગમે તે પ્રવૃત્તિ કરવામાં આવે તોપણ સાધના કરીને પહોંચવાનું મુખ્ય સ્થાન એ છે. શરીરમાં તે સ્થાન મહત્ત્વનું ને મંદિરના શિખર જેવું મંગલ છે. શિખારૂપી પતાકાની નીચે પરમાત્માનું મુખ્ય નિવાસસ્થાન છે. શિખા રાખવાની પ્રથા જેમ કેટલાક લોકો અજ્ઞાનને લીધે આજે માને છે તેમ કોઈ અંધશ્રદ્ધા કે ઘેલછાનો નમૂનો ન હતી પરંતુ એક મહાન પ્રજાના મહાન તત્ત્વજ્ઞાનની સૂચના કે અભિવ્યક્તિ હતી. ને તેથી જ, જ્યારે માણસ મસ્તકના એ પ્રદેશ સુધી પહોંચીને પરમાત્માને જાણી લેતો ત્યારે તેને માટે શિખાનું બંધન ન રહેતું. તે પરમહંસ કહેવાતો. સંન્યાસીને માટે તેથી જ શિખાનું વિધાન નથી રાખ્યું. સંન્યાસી એ ઉત્તમ અવસ્થાએ પહોંચ્યો હશે કે પહોંચવાના પ્રામાણિક પ્રયાસ કરતો હશે એમ મનાતું. ચોટલીને બાંધેલી રાખવાની પ્રથા એટલા માટે પડેલી કે તે દ્વારા માણસને રોજ યાદ રહેતું કે અવિદ્યાની ગાંઠે આ જ રીતે જીવ બંધાયેલો છે. તેથી તે

બહુ દુઃખી છે. આ ઉત્તમ સ્થાનમાં પહોંચવાથી તે ગાંઠ પૂર્ણપણે તૂટી જશે ને જીવનનું મંગલ થશે. તે માટે સદા સાવધ રહીને સાધના કરતા રહેવાની જરૂર છે. આ વાત આજે મોટે ભાગે ભુલાઈ ગઈ છે. ચોટલી રાખનારા ઘટવા માંડયા છે. તેમાંના કેટલાક ચોટલીની લંબાઈ ને પહોળાઈની હરીફાઈમાં પડી ચોટલાના મોહમાં પડયા છે. જે રાખે છે તે પણ ચોટલીની જુદીજુદી ફેશનને મહત્ત્વ આપે છે. વસ્તુ શા માટે શરૂ થઈ ને તેની પાછળ શી વિચારધારા છે તેને સમજવા માગનારા જ ઓછા છે. સમજનારા એથીય ઓછા ને સમજાવી શકનારા તો અત્યંત ઓછા — અલ્પ નહિ પણ સ્વલ્પની સંખ્યામાં રહી ગયા છે. જુનવાણી કે જડ પરંપરાને નામે આ પ્રથાને વગોવનારા જ વધારે છે. ને તે વગોવાય તેમાં નવાઈ પણ શી છે? માણસ વિવેકી નહિ તોપણ કૈંક અંશે બુદ્ધિવાદી ને તર્કબદ્ધ બનવા માંડયો છે. બુદ્ધિનો ઉપયોગ કરવા તે સદા તૈયાર રહે છે. તેવા માણસને આપણે પણ બુદ્ધિવાદની ઉપેક્ષા કર્યા વિના બને તેટલી બુદ્ધિશક્તિથી ખૂબ સહાનુભૂતિ રાખીને સમજાવવાનો પ્રયાસ કરવાની જરૂર છે. ધર્મ ને તેનાં રહસ્યો તો જ લોકપ્રિય બનશે ને જીવતાં પણ ત્યારે જ રહી શકશે.

•

આટલી વાત સમજાઈ હોય તો હવે આગળની વાત સમજતાં વાર નહિ લાગે. મસ્તક ને કપાળને અત્યંત ગાઢ સંબંધ છે એમ માનવામાં આવે છે. તે વાત યોગદર્શન પણ સ્વીકારે છે. મૂલાધારમાં રહેલી કુંડલિની શક્તિને સાધના દ્વારા બે ભ્રમરની મધ્યમાં રહેલા શક્તિના કેન્દ્ર સુધી લાવવામાં આવે એટલે સાધકને અનેક અલૌકિક અનુભવો થવા માંડે છે ને તેનું આગળનું કામ અત્યંત સહેલું થઈ જાય છે. પછી તે કુંડલિની સહસ્રદલ ચક્રમાં જતાં વાર નથી લાગતી. એટલે બે ભ્રમરની વચ્ચેના સ્થાનને ખૂબ જ મહત્ત્વનું માનવામાં આવે છે ને ચિત્તની વૃત્તિને ત્યાં એકાગ્ર કરવાના

પ્રયાસ પણ થાય છે. એ સ્થાને પહોંચવું જરૂરી છે, ત્યાં પહોંચવામાં સાધનાનું શ્રેય સમાયેલું છે, ને ત્યાં પહોંચવાની સાધના માટે જ જીવન છે, એ વાત સહેલાઈથી યાદ રાખવા માટે રોજિંદા જીવનમાં એ સ્થાનના ઉપયોગની વિધિ જરૂરી મનાઈ. તેથી જ તે સ્થાનમાં ચાંલ્લા ને તિલકની પ્રથા શરૂ થઈ. કન્યા નાની હોય ત્યારથી જ તેને ચાંલ્લાની ટેવ પાડવામાં આવતી ને આજે પણ આવે છે. પુરુષો મોટે ભાગે તે વિવિધ રીતે તિલક કરે છે. તે કરતી વખતે રોજ સવારે, બપોરે, સાંજે કે ગમે તે સમયે સ્મૃતિ થાય છે કે શરીરમાં આ સ્થાન ખાસ મહત્ત્વનું છે. ત્યાં પરમાત્માનો વાસ છે ને તે પરમાત્માના પ્રત્યક્ષ અનુભવ માટે જ આ શરીર ને માનવજીવન છે.

બીજી વાત એ છે કે કપાળ બુદ્ધિ, વિચારશક્તિ કે ચિંતનનું પ્રતીક છે. મગજનું તે પ્રતિનિધિ છે. તેની શાંતિ, સ્વચ્છતા ને સ્થિરતા પર સમગ્ર જીવનની શાંતિ, સ્વચ્છતા ને સ્થિરતા અવલંબે છે. તે જો બળવો કરે કે બગડે તો જીવન બેહાળ બની જાય છે. એટલે ચંદનાદિથી તિલક કરતી વખતે તે શાંત, સાફ ને સમૃદ્ધ રહે તેવી ભાવના કરવી રહે છે. રોજરોજ એવી ભાવના કરવાથી જાગૃતિ ને સાવધાની કેળવાય છે ને મદદ મળે છે.

ચાંલ્લા ને તિલકની આવી મૂળ મહત્ત્વની ભાવના આજે મોટે ભાગે ભુલાઈ ગઈ છે. આજે તો તેણે એક રૂઢિ, રુચિ કે શોખનું રૂપ ધારણ કર્યું છે. ચાંલ્લા આ જમાનામાં અનેક જાતના નીકળ્યા છે ને નીકળતા જાય છે. તેવી રીતે તિલક પણ ભાતભાતનાં જોઈ શકાય છે. મોટે ભાગે તે સાંપ્રદાયિકતાનાં કટ્ટર ચિહ્ન થઈ પડ્યાં છે ને કેટલીક વાર રાગદ્વેષ પણ જગાવે છે. ચાંલ્લા ને તિલક શૃંગાર, રુચિ ને સાંપ્રદાયિકતાનાં ચિહ્નો થાય તેનો આપણને વાંધો નથી, પરંતુ ભારતીય સંસ્કૃતિએ તેમાં ઓતપ્રોત કરેલી કે ભરેલી ભાવના પણ ન ભુલાય તે જરૂરી છે. એ ભાવનાનો વિચાર કરીએ

છીએ ત્યારે આપણી સંસ્કૃતિ ને આપણા મહાપુરુષો માટે આપણને ખરેખર માન ઉત્પન્ન થાય છે. જીવનને ઉજ્જ્વલ ને પ્રભુમય બનાવવાની વાત નિરંતર યાદ રહે તે માટે તેમણે રોજિંદા જીવનની સામાન્ય ક્રિયાપદ્ધતિઓને પણ સારગ્રાહી કરી દીધી. એ સાર યાદ કરીને આપણે તે પ્રમાણે જીવન બનાવવાનું જ બાકી રહે છે. જે પ્રજા પોતાના જીવનધ્યેયનું સદા સ્મરણ રાખે છે તેનું કદી પતન નથી થતું — તે કદાચ પતનાભિમુખ થાય તોપણ ફરી બેઠી થાય છે. તેનો છેક વિનાશ નથી થતો. જીવનધ્યેયનું સ્મરણ કરતાં જે તે પ્રમાણે ચાલે છે તેની મહાનતામાં કદી સંદેહ નથી રહેતો. તેનું ભાગ્ય સદા ઉજ્જ્વળ જ રહે છે.

### [૩] શૌનકનો પ્રશ્ન : એકના જ્ઞાનથી બધાનું જ્ઞાન

એટલે જીવનની પ્રત્યેક પ્રવૃત્તિને પ્રભુમય જીવનના જોરદાર પ્રવાહ જેવી કરી દેવાનું ધ્યાન પ્રાચીન ભારતમાં રખાતું. સમાજ-સુધારણા, કેળવણી, ધર્મ, વ્રત, તપ, ઉપાસના, રાજનીતિ ને એવા બધા વિષયોમાં આત્મજ્ઞાન ને પ્રભુમય જીવનનો આદર્શ યાદ રખાતો. સાંસારિક સમૃદ્ધિની પરિસીમાએ પહોંચેલો પુરુષ પણ પરમાત્માના પરિચય માટે આતુર રહેતો ને અમુક કાળે બધું છોડીને જરૂર પડે તો વનમાં કે કોઈ અનુભવી મહાપુરુષ પાસે પણ જતો. સાંસારિક સમૃદ્ધિ ને સુખોપભોગનો સ્વીકાર થતો; તેના તરફ ધિક્કારનો ભાવ કેળવાતો નહિ; પરન્તુ સાથેસાથે તેની સીમા સમજવામાં આવતી ને આત્મોન્નતિના આદર્શમાં અગ્રેસર થવાનું પણ એટલું જ આવશ્યક મનાતું. આવી સભ્યતાના ભૌતિક ને આધ્યાત્મિક બન્ને આદર્શોને સ્વીકારનારી ફિલસૂફી જ જગતને જોઈએ છે. બન્નેમાંથી એકેની ઉપેક્ષા નુકસાનકારક જ નીવડશે. સાંસારિક સુધારણાની સાથે માણસે પોતાની જાતને પણ સુધારવાની છે. પવન, પાણી, પૃથ્વી, અગ્નિ ને આકાશ પર વિજય મેળવવા માગતા માનવે પોતાના મન ને પોતાની ઇન્દ્રિયો પર વિજય મેળવતાં

ખાસ શીખવાનું છે. માણસ રોકેટ વિમાનના ઉપયોગથી ચન્દ્ર ને મંગળમાં જવાની તૈયારી કરે છે, તેમ તેણે ધરતી પર સાથે મળીને સંપથી માનવને છાજે તેમ રહેતાં શીખવાની જરૂર છે. તો જ તેની શક્તિ, શોધ ને સુધારણા સંસારને સારુ આશીર્વાદરૂપ થઈ પડશે. નહિ તો આતંક, અનર્થ ને અભિશાપરૂપ થશે એ નક્કી છે. તે સંસ્કૃતિ રાવણની સંસ્કૃતિ થશે. રાવણ પાસે બળ, બુદ્ધિ, ધન બધું હતું. જળ ને થળના બધા દેવોને તેણે વશ કર્યા હતા. સોનાની લંકાનો તે સમ્રાટ હતો ને સ્વર્ગ સુધી તેની ધાક હતી. પરંતુ તેની લોલુપતાને લીધે અહંકારી થઈને તે તેનો ને બીજાનો વિનાશ કરી બેઠો. સંસારને ને માનવજીવનને એવા સર્વનાશથી બચાવવાં હોય તો પ્રકૃતિની સાથે પરમાત્મામાં પણ ઓતપ્રોત થતાં શીખવાની જરૂર છે; બહારની દુનિયાની પેઠે અંદરની દુનિયામાં ડોકિયું કરવાની ને સાચા અર્થમાં માનવ થવાની જરૂર છે.

શૌનકની ઇચ્છા એવા મહામાનવ થવાની હતી. તેથી તેણે અંગિરા ઋષિની મુલાકાત લીધી. ઋષિની પાસે પહોંચીને તેણે પ્રશ્ન કર્યો : 'પ્રભુ, કોને બરાબર જાણવાથી આ બધાનું યથાર્થ જ્ઞાન થઈ જાય છે? કૃપા કરીને મને એ વાત સમજાવો.'

શૌનકના પ્રશ્નને જરા શાંતિથી સમજવાની જરૂર છે. સંસારનું જ્ઞાન પ્રાપ્ત કરવાની તેની ઇચ્છા છે ખરી પરન્તુ તે માટે તે જુદી જ પદ્ધતિનો આધાર લેવા માગે છે. સંસારના રહસ્યનું જ્ઞાન બે રીતે થઈ શકે છે: એક તો આધુનિક વિજ્ઞાનની રીત છે. તે રીત પ્રમાણે પદાર્થોનું પૃથક્કરણ કરી તેમનામાં રહેલા સમાન તત્ત્વને શોધી કાઢવામાં આવે છે. બાહ્ય જગતની મદદથી તે પદ્ધતિ આગળ વધે છે, ને છેવટે પદાર્થોની અંતરંગ એકતાની શોધમાં પરિણમે છે. તેમાં ઘણા પદાર્થોના જ્ઞાનથી છેવટે એક પદાર્થના જ્ઞાન પર પહોંચવામાં આવે છે. બીજી રીત આત્મિક સાધનાની છે. તે

પદ્ધતિ પ્રમાણે સાધક સૌથી પહેલાં બાહ્ય જગતથી ઉપર ઊઠીને પોતાની તદ્દન પાસેની ને અંદરની દુનિયાનું દર્શન કરવાનો પ્રયાસ કરે છે, ને છેવટે આત્માની અનુભૂતિ કરી તે આત્માને સંસારના સઘળા-પદાર્થોમાં અનુભવે છે. એ રીતે તે પદાર્થો અથવા તો જડ ને ચેતનમય સંસારની આંતરિક એકતાનો અનુભવ કરે છે. આધુનિક વિજ્ઞાન ને આધ્યાત્મિકતા વચ્ચે એ રીતે પદ્ધતિઓનો ભેદ છે– જો કે આખરે બન્ને પદાર્થોની અંતરંગ એકતાના સિદ્ધાંત પર પહોંચી જાય છે; પરન્તુ એક બીજી વાત ખાસ યાદ રાખવા જેવી છે કે વિજ્ઞાનની શોધ બુદ્ધિ, આવડત ને તલ્લીનતા માગી લે છે છતાં તેમાં શોધ કરનારો ને શોધ કર્યા પછીનો માનવ સાચા અર્થમાં માનવ થયો હોય છે યા તો નીતિ, સદાચારથી સંપન્ન હોય છે એમ નથી. તે ઉત્તમ ને વિરલ પ્રકારની બૌદ્ધિક પ્રતિભાથી સંપન્ન હોય છે ખરો, પરંતુ હૃદયશુદ્ધિ અથવા જે ગુણો માનવને સાચા અર્થમાં માનવ ને પશુથી શ્રેષ્ઠ બનાવે છે તે તેનામાં હોય છે જ એવું નથી. હોય કે ન પણ હોય. તેવી યોગ્યતા તેની શોધની શરૂઆત કે છેવટની જરૂરી શરત નથી હોતી. તેથી ન્યૂટન ને આઈન્સ્ટાઈન જેવા આદર્શ માનવતાવાદી વૈજ્ઞાનિકો પ્રમાણમાં ઓછા પાકે છે; પરન્તુ આધ્યાત્મિકતા કે આત્મિક સાધનાની વાત જુદી છે. તે તો માનવની પોતાની અંદરથી શરૂ થાય છે ને તેને મધ્યબિંદુ તરીકે રાખીને જ વિકસે છે. માનવની પોતાની સુધારણા, શુદ્ધિ ને સાત્વિકતા તરફ તે ખાસ ધ્યાન આપે છે. તેથી તેના આરંભમાં, તેની વચગાળાની દશામાં ને તેના અંતમાં માનવ સાચા અર્થમાં માનવ થવાની દીક્ષા લઈને પોતાના સ્વભાવની આમૂલ ક્રાંતિ કરી અવનવો બન્યો હોય છે. આત્મોન્નતિમાં હૃદયશુદ્ધિ ખાસ મહત્ત્વનું સ્થાન ધરાવે છે. તેના વિના પરમાત્મદર્શન કે પરમ શાંતિ નથી મળી શકતી. તેવા સાચા માનવના હાથમાં વિજ્ઞાનની શોધો આવે તો તે સંસારને માટે હાનિરૂપ નહિ પરંતુ લાભકારક થઈ પડે. નહિ તો કોઈ વાર વિનાશક પણ થઈ જાય. માટે જ વિજ્ઞાનમાં રસ

લેનાર માણસે ને બીજા બધાએ આધ્યાત્મિકતાને અપનાવવાની આવશ્યકતા છે. વિજ્ઞાન માણસને સુખ, સંપત્તિ ને સગવડનાં નવાં નવાં સાધનો આપે છે તેમ આપ્યા કરશે, પરંતુ તેનો લાભ લેનારો માણસ વિવેકી, માનવતાવાદી ને સંયમી નહિ હોય તો તેથી પોતાને ને બીજાને લાભ નહિ પહોંચાડી શકે — સુખીય નહિ કરી શકે. માટે જ વિજ્ઞાનના આ વધતા જતા જમાનામાં હૃદયશુદ્ધિ ને મનના સંયમની સાધના તરફ વળવાની જરૂર છે, વિજ્ઞાન ને આધ્યાત્મિકતાના સમન્વયની જરૂર છે. એક નવા નવા આવિષ્કારો કરે ને બીજાથી માનવને પોતાને ને સમસ્ત સમાજને સમાનતા, સુખ, શાંતિ ને સદુપયોગની દૃષ્ટિ મળે. વિજ્ઞાન વિમાનો બનાવશે, નવા ચન્દ્ર ને ઉપગ્રહોને રમતા મૂકશે, ઉત્પાદન વધારશે, માનવશ્રમને ઓછો કરશે, ને બીજાં સુખનાં સાધનો પેદા કરશે, પરંતુ પૃથ્વી પર પ્રેમ, શાંતિ, સંપ, સહકાર, સંયમ ને નિર્ભય સેવાવૃત્તિથી જીવવાનું નહિ શીખવી શકે; વસુધાને વિશાળ કુટુંબ માનીને જીવનને સૌના હિત માટે યજ્ઞમય કરવાનું નહિ શીખવી શકે; પોતાની અંદરની પ્રકૃતિનું પૃથક્કરણ કરતાં શીખવીને તેને દૈવી બનાવી જીવનનો આનંદ લેવાનું નહિ શીખવી શકે; મનની સ્થિરતા ને ઇંદ્રિયોના સંયમનો પાઠ શીખવીને માનવતાથી સમૃદ્ધ થવાનું નહિ શીખવી શકે; પૃથ્વી પર, પયગંબરોના શબ્દોમાં કહીએ તો 'પરમ પિતા પરમાત્માના સામ્રાજ્યને' નહિ સ્થાપી શકે; ને પરમાત્માની અનુભૂતિ કે પ્રાપ્તિ પણ નહિ કરાવી શકે. આ જગતમાં શાંતિપૂર્વક શ્વાસ લેવા જે સંપ, સહાનુભૂતિ ને સેવાની ઉત્તમ ભાવનાઓની જરૂર છે તે આધ્યાત્મિકતા જ આપી શકશે. માટે જ એના તરફ આદર કેળવી એને અમલમાં મૂકવાની જરૂર છે. આપણે એવી દુનિયા ને એવી માનવજાતિની જરૂર છે.

શૌનકના શબ્દોનો સાર કોઈએ એવો નથી લેવાનો કે એકના જ્ઞાનથી બધા વિષયો ને પદાર્થોનું પૂરું જ્ઞાન થઈ જશે. એકના જ્ઞાનથી પદાર્થોના અંતરંગ સ્વરૂપનું અથવા પદાર્થોમાં વ્યાપક થઈને

રહેલા મૂળભૂત તત્ત્વનું જ્ઞાન થઈ જશે એમ જ સમજવાનું છે. ઇતિહાસ ને ભૂગોળનું જ્ઞાન, રાંધણકળાનું જ્ઞાન ને એવું બધું જ્ઞાન નહિ. તેવા જ્ઞાનની કોઈને ઇચ્છા હોય તો તે મેળવી શકાય છે. તેને માટે વિશેષ જાતની સાધનાનો આધાર લેવો પડે છે. તેનું થોડું વર્ણન પાતંજલ યોગદર્શનના વિભૂતિપાદમાં કરેલું છે. પરંતુ શૌનકને તેવા બહુ વિષયના જ્ઞાનની ઇચ્છા નથી. તે તો સૌના મૂલાધાર એવા કોઈ એક તત્ત્વના જ્ઞાનની જ ઇચ્છા રાખે છે ને તે માટે જ તેનો પ્રશ્ન છે.

[૪] અંગિરા ઋષિનો ઉત્તર : પરા ને અપરા વિદ્યા

શૌનકના પ્રશ્નનો સીધેસીધો ઉત્તર આપવાને બદલે અંગિરા ઋષિ જરા બીજી વાત સમજાવે છે. જો કે તે આડવાત નથી પરંતુ શૌનકે શરૂ કરેલા વિષયની સાથે સંબંધ ધરાવતી જ વાત છે. અંગિરા ઋષિ કહે છે કે બ્રહ્મજ્ઞાની પુરુષોના કહ્યા પ્રમાણે આ જગતમાં બે જાતની વિદ્યા જાણવા જેવી છે : એક તો પરા ને બીજી અપરા. ઋગ્વેદ, યજુર્વેદ, સામવેદ, ને અથર્વવેદ એ ચાર વેદ છે. તે ઉપરાંત, શિક્ષા, કલ્પ, વ્યાકરણ, નિરુક્ત, છંદ ને જ્યોતિષ એ છ વેદાંગો છે. તે સૌને અપરા વિદ્યા કહેવામાં આવે છે. બીજા શબ્દોમાં આપણે તેને લૌકિક વિદ્યા કે સામાન્ય વિદ્યા કહી શકીએ. ઋષિ કહે છે કે બીજી પરા વિદ્યા છે. તેનાથી અવિનાશી પરમાત્માનું જ્ઞાન અથવા પરમાત્માનો પ્રત્યક્ષ અનુભવ થાય છે. તે ઉત્તમ છે. બીજી રીતે કહેવું હોય તો આપણે અપરા વિદ્યાને શાસ્ત્રવિદ્યા ને પરાવિદ્યાને અનુભવવિદ્યા કહી શકીએ. પરાવિદ્યાની મદદથી પરમાત્માનું જ્ઞાન થવાથી શાંતિ મળે છે ને સંસારનું રહસ્ય પણ સહેલાઈથી સમજી શકાય છે. પરમાત્માને જાણવાથી બધું જ જણાઈ જાય છે અથવા જાણવા જેવું બધું જ્ઞાન પૂરું થાય છે. તે જ્ઞાનની મદદથી માણસ સમસ્ત સર્જનની અંદર રહેલી એકતાનો અનુભવ કરે છે. તે વિશે ખુલાસો કરતાં ઋષિ એક સુંદર ને સચોટ

ઉપમા રજૂ કરે છે. ઉપનિષદના બીજા કેટલાક શ્લોકોની જેમ આ સંબંધમાં રજૂ થયેલો શ્લોક પણ હૃદયંગમ ને યાદ રહી જાય તેવો છે. ઋષિ કહે છે કે કરોળિયો જેવી રીતે જાળું ઉત્પન્ન કરે છે ને પાછું પોતાની અંદર સમાવી દે છે, જેવી રીતે પૃથ્વી પર જુદી-જુદી ઔષધિઓ ઉત્પન્ન થાય છે, તેમ જ જેવી રીતે માણસના શરીરમાં વાળ ને રૂંવાટાં આપોઆપ ઊગે છે, તેવી રીતે અવિનાશી પરમાત્મામાંથી સંસારની ઉત્પત્તિ થાય છે. પરમાત્મા સૃષ્ટિના સ્વરૂપમાં સહજ રીતે જ પ્રકટ થાય છે. તેમાંથી અન્નની ઉત્પત્તિ થાય છે. અન્નમાંથી પ્રાણ, પ્રાણમાંથી મન, તેમાંથી સત્ય અથવા પંચમહાભૂતો, તેમાંથી ચૌદ લોકો ને કર્મનું અમૃત ઉત્પન્ન થાય છે. જે પરમાત્મા સૌના જ્ઞાતા ને દ્રષ્ટા છે તેમ જ જેનું તપ જ્ઞાનમય કે વિવેકી છે, તે પરમાત્માની અંદરથી આ નામ ને રૂપ તથા ભોગવાળી સૃષ્ટિ પેદા થાય છે. તે પરમાત્માને જાણી લેવાથી જાણવા જેવું બધું જ જણાઈ જાય છે; સંસારની અંતરંગ એકતાનો અનુભવ થાય છે.

આના પરથી કોઈએ એમ નથી સમજવાનું કે પરાવિદ્યા જ જરૂરી છે ને અપરાવિદ્યાની જરૂર જરા પણ નથી. શાસ્ત્રવિદ્યા કરતાં અનુભવવિદ્યાની મહત્તા વધારે છે એ સાચું; શાસ્ત્રવિદ્યામાંથી ઉપર ઊઠીને માણસે પ્રેમ ને ભક્તિ કે ધ્યાન દ્વારા અનુભવવિદ્યામાં પ્રવેશી પરમાત્માને ઓળખવા જોઈએ એ પણ સાચું; પરંતુ શાસ્ત્રવિદ્યા પણ એક વિદ્યા છે. ને તેના સ્થાનમાં તેનું પણ મહત્ત્વ છે એ યાદ રાખવાનું છે. અનુભવી પુરુષોની વાણીના સંગ્રહને જ શાસ્ત્ર કહે છે. અનુભવની દુનિયામાં પ્રવેશ કરવામાં ને ડૂબકી લગાવવામાં તે મદદરૂપ થાય છે. અલબત્ત, શાસ્ત્રજ્ઞાનની મદદ વિના પણ માણસ પરમાત્માને મેળવી શકે છે. કેટલાય નિરક્ષર ભક્તો ભગવાનને પામ્યા છે. પણ ખરા. પરંતુ શાસ્ત્રજ્ઞાનનો તિરસ્કાર બરાબર નથી. તે પણ એક જ્ઞાન છે, ને તેને અનુભવજ્ઞાનનું પૂરક કરવાની જરૂર છે. શાસ્ત્રજ્ઞાનથી અંધ ને અભિમાની થવું,

તેમાં આસક્ત થવું ને તેને જ સર્વસ્વ સમજી તેમાં જ પુરાઈ જવું ને પ્રત્યક્ષ અનુભવની દિશામાં આગળ ન વધવું, એ બધું ખરાબ છે, ભૂલભરેલું છે, ને તેના શિકાર ન થવાય તે માટે સાધકે અત્યંત ને સદાકાળ સાવધ રહેવાની જરૂર છે. શાસ્ત્રોની અંધ આસક્તિ ને સ્વાનુભવની ઉપેક્ષા કે પ્રત્યક્ષ અનુભવ પ્રત્યે આંખ-મીંચામણાં બરાબર નથી એટલું જ. શાસ્ત્રજ્ઞાન ગમે તેવું સુંદર, આકર્ષક ને આનંદદાયક હોય તોપણ સાધ્ય નથી પરંતુ સાધન છે એ વાત સદાય યાદ રાખવાની જરૂર છે. શાસ્ત્ર ને સ્વાનુભવનો સુભગ સમન્વય કરવાની વાતને જ આવકારદાયક, આદરણીય ને આદર્શ વાત કહી શકાય.

એટલે પરા ને અપરા કે શાસ્ત્રવિદ્યા ને અનુભવ અથવા સ્વાનુભવ વચ્ચે ભેદભાવની દીવાલ ઊભી કરવાની, કડવાશ ફેલાવવાની કે હરીફાઈ પેદા કરવાની જરૂર નથી. બંનેની શક્તિ ને શક્યતાનો યથાર્થ આંક કાઢવાની જરૂર છે. જીવનની ઉન્નતિના જરૂરી કામમાં તો જ બંનેનો લાભ લઈ શકાય. પંખીની બે પાંખમાંથી કોઈ એક પાંખને પંખીના હિત માટે આપણે તોડી નથી નાખતા; ધરતી પર ચાલતી વખતે એક પગને નકામો માની ઊંચો નથી રાખતા; ને જમણા હૃદયથી શરીરને ચાલશે એમ સમજી ડાબા હૃદયને શરીરની બહાર નથી કાઢી નાખતા; તેમ બેમાંથી કોઈ એક વિદ્યાની તરફ ઉદાસીનતા કેળવવાની જરૂર નથી. શાસ્ત્રવિદ્યાનો લાભ લઈને પણ વિકાસ કરતાં જ શીખવાનું છે.

પરમાત્માને જાણી લેવામાં જ્ઞાનનો અંત આવે છે એટલું જ નહિ, પણ જ્ઞાન સફળ પણ થાય છે. પરંતુ પરમાત્માને જાણવાનું કામ વાતો કરવા જેટલું સહેલું નથી. તે માટે તપવું પડે છે, વિવેકી બનવું પડે છે, ને મનને નિર્મળ, ઉમદા ને એકાગ્ર કરવું પડે છે. તેની પાછળ આદું ખાઈને પડવું ને તે માટે ભેખ ધારણ કરવો રહે છે. પરંતુ તેથી નાહિંમત થવાની જરૂર નથી. દૃ

નિશ્ચય ને ભોગ આપવાની સાધારણ શક્તિ હોય તોપણ માણસને વિજય મળે છે. જોઈએ છે જવાંમર્દો ને સાચા દિલથી મહેનત કરનારાઓ. તેમને માટે પરમાત્માનાં મંદિરદ્વાર સહેલાઈથી ખૂલી જાય છે; તેમનું જીવન ઉજ્જવળ ને ધન્ય થાય છે.

## [૫] ઉપનિષદનો ધર્મ

ઉપનિષદમાં જે ધર્મનું પ્રતિપાદન કરવામાં આવ્યું છે તે ધર્મ કોઈ ખાસ નામરૂપી સિક્કાવાળો ધર્મ નથી. વ્યવહારની સરળતા ખાતર તેને વેદાંત, વૈદિક ધર્મ કે ઔપનિષદિક ધર્મ કહી શકાય. વેદાંત નામ પ્રચલિત પણ થયેલું છે. પણ તેને કોઈ ધર્મ કે સંપ્રદાયનું નામ આપવાને બદલે સનાતન ધર્મસિદ્ધાંતોના સામૂહિક સ્વરૂપનું નામ આપવું વધારે સારું લાગે છે. આપણે તેને માનવધર્મનું સર્વસુલભ, સરલ ને મોઢે ચડી જાય તેવું નામ પણ આપી શકીએ. તેને ગમે તેવું અનુકૂળ કે મનપસંદ નામ આપો તેની સાથે કોઈ વિરોધ કે તકરાર નથી. પરંતુ એક વાત સાચી ને દીવા જેવી ઉઘાડી છે કે તે ધર્મ તદ્દન સીધો, સરળ ને વ્યવહારુ છે. બુદ્ધિસંગત ને વૈજ્ઞાનિક તથા વ્યવસ્થિત પણ છે. માનવજાતિને માટે ઉપકારક ને મંગલકારક એવા કેટલાક ખાસ સિદ્ધાંતોના પાયા પર તેની રચના થઈ છે, એટલે તે કાયમને માટે ને કોઈ પણ માનવને માટે ઉપયોગી થઈ પડે તેમ છે. હૃદયની નિર્મળતા ને મનની ઉદારતાને તેમાં મહત્ત્વની માનવામાં આવી છે, તથા જ્ઞાન ને ધ્યાનની મદદથી પોતાની અંદર ને બહાર રહેલા પરમાત્માની પ્રત્યક્ષ અનુભૂતિને આદર્શરૂપ. એવી અનુભૂતિ દ્વારા સાધકે જીવનને ધન્ય કરવાનું છે. પરમાત્માની અનુભૂતિ કરીને બેસી રહેવાનો ઉપદેશ ઉપનિષદમાં નથી; પરંતુ એથી આગળ વધીને, પરમાત્મતત્ત્વ ને તેના પ્રકાશને તન, મન ને વાણીમાં વ્યાપક રૂપે ઉતારી, તે સૌને દૈવી કરી, આખા જીવનને ઉજ્જવળ, આલોકિત ને પ્રભુમય કરવાની સૂચના તેમાંથી મળી રહે છે. જીવનની કોઈ ધન્ય ક્ષણે,

સાધનાના પરિપાક રૂપે, પરમાત્માની પ્રાપ્તિ થઈ એટલે માણસે ઇતિકર્તવ્યતા માનીને બેસી જવાનું નથી; પરંતુ સમસ્ત જીવન ને જીવનનો પ્રત્યેક શ્વાસોચ્છ્વાસ પરમાત્મામય બને તેવી તકેદારી રાખવાની ને સાધના કરવાની છે. જે માણસો એમ માને છે કે પરમાત્માની એકાદ વારની ઝાંખીમાં જ સર્વસ્વ સમજી ઓડકાર ખાઈને બેસી જવાનો બોધપાઠ ઉપનિષદે પૂરો પાડ્યો છે તેમણે ઉપનિષદ પર પૂરતું મનન નથી કર્યું એમ કહ્યા વિના છૂટકો નથી.

ઉપનિષદમાં જે ધર્મનું દર્શન થાય છે તે ગંગાના નીર જેવું નિર્મળ છે. આંખ, અંતર ને આત્માને આનંદ ને આરામ આપવાની એમાં શક્તિ છે. નાત કે જાતના ભેદભાવ વિના માનવ માત્રને માટે તે મંગલકારક છે. તેની બીજી વિશેષતા એ છે કે તેમાં કેટલીક મહત્ત્વની વાતોનો સમન્વય કરવામાં આવ્યો છે. સંસાર, કર્મમાર્ગ, ગૃહજીવન ને એવી કેટલીક વસ્તુઓ તરફ ભારતવર્ષમાં પાછળથી જે ઉદાસીનતા જ નહિ પરંતુ વિરોધી ભાવના પૂરજોશમાં પ્રસાર પામેલી દેખાય છે તેનું મૂળ ઉપનિષદમાં નથી. પાછળના કાળમાં તત્ત્વજ્ઞાનને નામે જે દુઃખવાદ, તિરસ્કારવાદ, વૈરાગ્યને નામે અકર્મણ્યતા ને પ્રમાદ તથા મિથ્યાવાદ ને ઉપાસનાને નામે જે બાહ્ય કર્મકાંડો ને વિધિ-વિધાનોની ભરમાર દેખાય છે તેની છાયા પણ ઉપનિષદમાં નથી મળતી. ઉપનિષદમાં તો માનવજીવન ને જગત તરફ પ્રેમભાવના કેળવવાના ને સંસારને પરમાત્માનું રૂપ માની તેને મધુમય નજરે જોવાના બોધપાઠ મળે છે. જ્ઞાન, ભક્તિ ને કર્મના ત્રિવેણીસંગમ કે સુભગ સમન્વયનું તેમાં દર્શન થાય છે. પાછળથી, જેમજેમ વખત વીતતો ગયો તેમતેમ ઉપનિષદનો સીધો, સરળ ને સાચો ધર્મ દબાઈ ગયો. પાણી પર લીલ ફરી વળે તેમ તેના પર કેટલાંક સાંપ્રદાયિક જાળાં ફરી વળ્યાં. ધર્મના અનેક ફાંટા ને વાડા થયા. અમુક અમુક વખતે વચ્ચે વચ્ચે મહાપુરુષોએ તેના અસલી સાચા સ્વરૂપને લોકો સામે પ્રકટ કરવાના પ્રયાસ જરૂર કર્યા. તેને લીધે

લોકોને લાભ પણ થયો. પરંતુ તેમાં પેલી વિકૃતિ ઊધઈની પેઠે વધતી જ ગઈ. આજે પણ જો વિવેકી બનીને ઉપનિષદનો વિચાર કરવામાં આવે તો માણસને ધર્મના સાચા પ્રકાશનું દર્શન થાય ને જીવન જોમવંતુ બની જાય. એમાં એવી શક્તિ છે.

માનવજાતિને એવા જ માનવધર્મની જરૂર છે જે તેને પ્રેમ કરતાં, ઉદાર બનતાં, વિવેકી થતાં ને સૌની અંદર જે સારું છે તેનું દર્શન કરતાં શીખવે; ભેદભાવની વચ્ચે વસીને પણ અભેદભાવની પરિસીમાએ પહોંચાડી જે તેને પોતાની જાતને ઓળખતાં ને પોતાની પ્રકૃતિનું નિયંત્રણ કરતાં શીખવે; જે તેને રાગદ્વેષ ને નાનામોટા ઝઘડાથી પર થઈને જીવવાની યળા આપે; વસુધાને કુટુંબવત્ ને આત્મવત્ સમજી એવું ઉત્તમ આચરણ કરવાની શક્તિ આપે; મનની નિર્મળતાનું દાન દે; તનને નીરોગી ને સુદૃઢ તથા વાણી ને મનને મધુમય ને મંગલ કરવાનો ઉપદેશ આપે; જે સત્યની આરાધના કરતાં ને જે મંગલ ને સુંદર છે તેને પ્રભુનું પ્રતીક માની અપનાવતાં શીખવે; સાધનાને નામે કે કોઈ પણ કારણે જે શરીર, સ્ત્રી, સુંદરતા, કૌટુંબિક ને સામાજિક જીવન તથા સંસારસેવાની ઉપેક્ષા ન કરે; જેના વિશાળ હૃદયમાં પર્વતથી માંડીને નાના કણ સુધીના કોઈ પણ પદાર્થ માટે ધિક્કાર કે દ્વેષનો ભાવ ન હોય; સ્વાર્થ, શોષણ ને શયતાનિયતનો જેમાં સદંતર અભાવ હોય; જેનો આદર્શ મૃત્યુ પછીના કોઈ લોકની પ્રાપ્તિ કે સુખની સામગ્રી ન હોય પરંતુ આ જ જીવન ને આ જ શરીરમાં તથા આ જ ધરતી પર સ્વર્ગ, મુક્તિ ને શાંતિ આપવાની જેની તૈયારી હોય, તેવા મહાન ધર્મની જગતને જરૂર છે. તે ધર્મ ને તેના આચાર્યો આ ધરતીને સ્વર્ગ ને વૈકુંઠથી મંગલ માની તેને ચાહવાનું ને સમૃદ્ધ બનાવવાનું શિક્ષણ આપશે ને કહેશે કે હે પ્યારા માનવ, આ જગતમાં જીવવું એ એક લહાવો છે – એક મહાન વરદાન છે; જીવન ઝેરનો પ્યાલો નહિ પણ અમૃતનો અક્ષય આગાર છે; ઝેર દેખાય તોપણ તેનાથી ડર્યા વિના શિવ બનીને

તેનું પાન કરવાની જરૂર છે; દુઃખ, દર્દ, ચિંતા ને યાતનાની સાથે સ્મિત કરીને પૂર્ણતાના પાવન પ્રવાસમાં નિરંતર આગળ વધવાની જરૂર છે; કોઈમાં ભાન ભૂલ્યા કે ગળાબૂડ ડૂબ્યા વિના સૌમાંથી જીવનના રસ, આનંદ ને વિકાસની સામગ્રીની પ્રાપ્તિ કરવાની જરૂર છે; જીવનને પ્રભુમય કરવાની જરૂર છે. નિંદા, ટીકા, પતન ને ઉત્થાન, આપત્તિના અંગાર, અંધકાર, સંકટના સાગર ને દુઃખના દાવાગ્નિની વચ્ચેથી પણ શ્રદ્ધા ને આશાને ખોયા વિના ને હિંમત હાર્યા વિના માર્ગ કરવાની જરૂર છે. પ્રકૃતિની ઉપાસનામાં રસ લેનારો એ ધર્મ પરમાત્માને નહિ ભૂલે ને જીવનનાં નાનાંમોટાં બધાં કર્મોમાં કેન્દ્રસ્થાને રાખશે; માનવને આદર્શ માનવ થવાની ને સંસારને સમૃદ્ધ, સુંદર ને સુખી કરવાનું તે શિક્ષણ આપશે. તેવો ધર્મ જ પૂર્વ ને પશ્ચિમ, ઉત્તર ને દક્ષિણને અસર કરે ને પ્રિય બને. માનવના જીવનને તેવો જ ધર્મ ઉજ્જ્વળ કરે ને આદર્શ બનાવે. તો જ સૃષ્ટિ સુશોભિત બને. શાંતિનું સ્વપ્ન ત્યારે જ સાકાર બને. હિંસા, જડતા ને ભયથી ત્રસ્ત થયેલી ધરતી ત્યારે જ શાંતિનો શ્વાસ લે. દુનિયાના નાનામોટા બધા ધર્મોમાં વત્તેઓછે અંશે આવી સામગ્રી પડેલી છે – આવા ઉપકારક ધર્મના ફણગા લગભગ દરેક ધર્મમાં ફૂટેલા છે. માણસ તેને ભૂલી ગયો છે એટલું જ. ધર્મના મૂળ રહસ્યને ને સાચા સિદ્ધાંતોને ભૂલી જઈને સાધારણ રીતે માણસ આજે બહારનાં દંભ, આડંબર ને ઉપલક વિધિવિધાનોમાં પડી ગયો છે. વિવેકી માણસોએ તેના હિત માટે ધર્મના મૂળભૂત ઉપયોગી સિદ્ધાંતોનો પ્રકાશ કરવાની ને તે પ્રમાણે જીવવાની જરૂર છે. તો જ બીજાને પ્રેરણા મળે ને ધર્મની સાચી સમજ જડે. એ ધર્મના આચરણ માટે બધી જાતના પૂર્વગ્રહ, વહેમ ને ભયનો ત્યાગ કરીને તૈયાર થવાની ને તપવાની જરૂર છે. ઉપનિષદમાં એવા વિશાળ ને મહાન માનવધર્મનું દર્શન થાય છે, ને તે જ ધર્મ આગળ ગીતા જેવા નાના છતાં સુંદર ગ્રંથમાં

વધારે સરળ, સુગમ ને સંવર્ધિત સ્વરૂપ ધારણ કરે છે. માનવ-જાતિના મહાપુરુષોના ઉત્તમોત્તમ ભાવો ને વિચારોનો સંગ્રહ તેમાં જોવા મળે છે. માણસ તેનો જીવનમાં – આચારમાં અનુવાદ કરે એ જ આપણે ઇચ્છીએ છીએ.

[ ૬ ] યજ્ઞનું રહસ્ય

મુંડક ઉપનિષદના બીજા ખંડમાં અંગિરા ઋષિ યજ્ઞ અથવા અગ્નિહોત્રની અગત્ય બતાવે છે. સ્વર્ગ જેવાં સુખોપભોગને માટે અગ્નિહોત્રની આવશ્યકતા છે. આગળ કઠોપનિષદમાં તે વિશે યમદેવે નચિકેતાને કહ્યું પણ છે. યજ્ઞનો અગ્નિ અખંડ રાખવાની પ્રથા પ્રાચીન ભારતમાં પુષ્કળ પ્રમાણમાં પ્રચલિત હતી. યજ્ઞના અગ્નિના જેવો જ વિનાશનો અગ્નિ વિશ્વમાં સળગ્યા કરે છે; તેમાં જડ ને ચેતન, જે જન્મ્યું છે તે બધું સ્વાહા થઈ જાય છે. તેને યાદ રાખીને માણસે ક્યાંય ભાન ભૂલવાની, ડૂબવાની કે મોહાંધ થવાની જરૂર નથી. એ પદાર્થ યજ્ઞ કે અગ્નિહોત્રમાંથી સહેજે મળી રહે છે. હિંસક પશુઓ સામેના રક્ષણની થોડી બાંયધરી પણ મળી રહે છે. દેશમાં સમય એવો હતો, ને પરિપાટી પણ એવી પ્રચલિત હતી, કે યજ્ઞો વિશાળ સ્વરૂપમાં કરાતા. સ્વર્ગની પ્રાપ્તિ માટે યજ્ઞનો આધાર પણ લેવાતો. પરંતુ જેમજેમ વખત વીતતો ગયો તેમતેમ લોકો સ્વર્ગની લાલસાવાળા જ વધારે થવા માંડયા, હૃદયશુદ્ધિ ને પરમાત્મપ્રાપ્તિની વાતને ગૌણ ગણીને કે ભૂલી જઈને અનેક પ્રકારની અટપટી કર્મકાંડની ક્રિયાઓમાં જ રત રહેવા માંડયા. તેવે વખતે તેમને સાધના, કર્મ ને વિકાસના સાચા રહસ્યને સમજાવવાની જરૂર ઊભી થઈ. શંકરાચાર્યે તે જ કામ સફળતાથી પૂરું કર્યું. તેને પરિણામે લોકો વિવેકી થયા ને આત્મોન્નતિ તરફ વધારે પ્રમાણમાં વળવા માંડયા. ઉપનિષદકાળમાં પણ એવી પરિસ્થિતિ વત્તાઓછા પ્રમાણમાં હશે. માટે જ ઋષિએ સમાજને સાવધ રહેવાની સૂચના આપી. યજ્ઞની અંધ આસક્તિ

પ્રત્યે લાલણત્તી ધરી છે. સ્વર્ગની લાલસાથી જે લોકો જુદીજુદી જાતના યજ્ઞો કરે છે તે લોકો પોતાને પંડિત માનવા છતાં અંધથી દોરાયેલા અંધ માણસની પેઠે આમતેમ ભમ્યા કરે છે. પોતાને કૃતાર્થ માનનારા તે લોકો બાળકબુદ્ધિના છે. તેથી કર્મમાં આસક્ત થાય છે ને પરમાત્માને ભૂલી જાય છે. સ્વર્ગની પ્રાપ્તિ થાય તોપણ તેમનો ત્યાંનો વખત પૂરો થતાં તે પાછા મૃત્યુલોકમાં આવે છે. તેવાં સ્વલ્પ સુખોપભોગ પૂરો પાડનારા સ્વર્ગની ને તેના સાધનરૂપ યજ્ઞની ઇચ્છા કયો વિવેકી પુરુષ રાખી શકે? માનવજીવન અત્યંત મૂલ્યવાન ને વિકાસની અનેકાનેક તક ને શક્યતાથી ભરેલું છે. તેવા જીવનને પ્રાપ્ત કરીને એવો પુરુષાર્થ કે સાધનારૂપી યજ્ઞ કરવો જોઈએ જેને પરિણામે મનની મલિનતા ને વિચારોની જડતારૂપી નરકની નિશાની દૂર થાય ને સદ્‌ગુણ, સાત્ત્વિકતા, સુવિચાર ને સત્કર્મના સ્વર્ગમાં માનવનો નિવાસ થાય. પોતાના જીવનને એવું સ્વર્ગીય કરવાની સાથેસાથે સમાજ, સંસાર, ઘર ને કુટુંબમાંથી વેરઝેર, કુસંપ, ભેદભાવ ને અશાંતિ દૂર કરીને સુખ, શાંતિ, સંપ ને સમૃદ્ધિનો સ્વર્ગીય પ્રકાશ પાથરવા તેણે બનતો પ્રયાસ કરવો જોઈએ. મૃત્યુ પછીની સુખસાહ્યબી પૂરી પાડનારા સ્વર્ગની નહિ પરંતુ આ જ જીવનમાં શાંતિ આપનારા ને આનંદ પૂરો પાડનારા સ્વર્ગની આપણે જરૂર છે. જે ચાલુ જીવનને પલટાવે, પ્રકાશિત કરે, પ્રભુમય બનાવે ને પરમ મુક્તિનો આનંદ આપે એવા યજ્ઞની આપણે જરૂર છે. મન, વચન, અંતર ને કાયામાં ક્રાંતિ કરનારા કર્મરૂપી યજ્ઞની જરૂર છે. આ જે જીવન તેની વેદી; સત્કર્મની સમિધા; પ્રભુના નામની અથવા પ્રભુપરાયણતાની આહુતિ હશે; તેમાંથી જે વિશાળ વિકાસની જ્વાળા ઉત્પન્ન થશે તે આખા જીવનને ઉજ્જવળ કરશે, અજવાળશે ને અમૃતથી ભરી દેશે. પ્રત્યેક કર્મ એ યજ્ઞ જ છે એમ માની વિકાસ માટે તેનો ઉપયોગ કરવાની જરૂર છે. તો પછી ઘી ને તલ-જવવાળા યજ્ઞની જરૂર નહિ રહે. સ્વર્ગ જેવા વિના ... કની ઇચ્છાથી યજ્ઞ કરવા તે સમયનો

દુરૂપયોગ કરવા જેવું છે. તેવા લોકો માણસને શાંતિ ને મુક્તિ નથી આપી શકતા; પરમાત્માની પ્રાપ્તિ પણ નથી કરાવી શકતા; માટે તેવા લોક ને તેમને મારનાં કર્મોમાંથી વિવેકી પુરૂષે પોતાના મનને પાછું વાળી પરમાત્મપરાયણ બનાવવું. તે માટે પોતાના સંજોગો પ્રમાણે જરૂર પડે ને ઠીક લાગે તો વનના શાંત વાતાવરણમાં રહીને તપ, શ્રદ્ધા ને ભિક્ષાવૃત્તિથી જીવન પસાર કરવું. તેમ કરવાથી માણસ પરમાત્માની પ્રાપ્તિરૂપી જીવનધ્યેયને પામી શકે છે. સાધનાની સાચી ને સંપૂર્ણ સમજ માટે પરમાત્મપરાયણ ગુરુનું શરણ લેવું. જેની પાસેથી શાંતિ ને પ્રેરણા મળે ને વિકાસનો રસ્તો જડે તે જ ગુરુ. તેવા પુરુષનો સમાગમ સાધી, તેની સેવા કરી, તેની પાસેથી જીવનને ધન્ય કરવાની કળા જાણી સાધકે સાધનાને શરૂ કરવી. એવા યત્નથી જ જીવન ધન્ય બની શકે.

ઉપનિષદના આ વિચાર પરથી સૌએ વનમાં જવાની જરૂર છે એમ માનવાની જરૂર નથી. બધાએ વનવાસી થવાની જરૂર છે જ એમ નથી. કર્મની અસારતા ને સંસારની ક્ષણભંગુરતાનો વિચાર કરીને જીવનના ધ્યેયને મેળવવા માટે માણસે જંગલનો માર્ગ લેવો જ જોઈએ એમ નથી. પોતપોતાની રુચિ ને જરૂર પ્રમાણે માણસે, સ્થળ કે વાતાવરણની પસંદગી થઈ શકે તો કરવાની છે. તે વાત તદ્દન વ્યક્તિગત છે. પરંતુ, દરેક પ્રકારના દેશ, કાળ ને વાતાવરણમાં રહીને પણ માણસે સાધક જરૂર થવું જોઈએ, હૃદયશુદ્ધિ ને ઈશ્વરપ્રાપ્તિને માર્ગે આગળ વધવું જોઈએ, ને એ રીતે જીવનનું શ્રેય કરવું જોઈએ એની કોઈથી ના કહી શકાય તેમ નથી; માણસ ઘરમાં રહે છે કે વનમાં તે બહુ મહત્ત્વનું નથી; એકલો રહે છે કે કોઈની સાથે તે પણ મહત્ત્વનું નથી; વ્યવહારમાં રહીને કામ કરે છે કે નહિ તે પણ એટલું મહત્ત્વનું નથી; મહત્ત્વની વાત એ જ છે કે ગમે ત્યાં ને ગમે તેવી રીતે રહીને પણ તે જીવનની ઉન્નતિના આદર્શને યાદ રાખે છે કે નહિ; તેને યાદ રાખીને તે પંથનો પ્રામાણિક પ્રવાસી બની શકે છે કે નહિ; જીવનને બધી

જાતના સ્થળ ને સંજોગોમાં રહીને સાધનામય કરવું ને પ્રભુમય બનાવવું એ જ મહત્ત્વનું છે. માણસ ભલેને ગમે તે કામ કરે ને ગમે ત્યાં રહે, તેની દૃષ્ટિ માનવતાને વિકસાવવાની, પોતાની અંદર સુષુપ્તરૂપે રહેલી શક્તિને પ્રકટ કરવાની ને ઈશ્વર સાથે અનુસંધાન કરવાની હોય તે જ મહત્ત્વનું છે એ ઉપયોગી વાત આપણે ભૂલવી ન જોઈએ.

### [૭] સેવારૂપી યજ્ઞની જરૂર

અતિથિસત્કારની ભાવના ઉપનિષદકાળમાં બધે ફેલાયેલી હતી તે વાતની ખાતરી ઉપનિષદનો વિચાર કરવાથી સહેજે થઈ રહે છે. અતિથિને પરમાત્માના પ્રતિનિધિ રૂપે માનીને તેની અંદર દેવતાનું દર્શન કરી તેની શક્ય તેટલી બધી સેવા કરવાનો ઉપદેશ ઉપનિષદોમાં મળી રહે છે. ' अतिथिदेवो भव 'ના ઉપદેશ પ્રમાણે અતિથિમાં દેવત્વનું દર્શન કરીને બેસી રહેવાનું જ ન હતું – તેને માટે પોતાની જાતનું પણ બલિદાન આપવું પડે તો આપવા તૈયાર રહેવાનું શિક્ષણ બધે અપાતું. કઠ ઉપનિષદમાં અતિથિના મહિમાની વાત આવી ગઈ છે. અતિથિસત્કારની એ ભાવના કેવળ માનવજાતિ પૂરતી જ મર્યાદિત ન હતી, પરંતુ જીવમાત્રની સેવા ને રક્ષાને તેમાં સ્થાન હતું. શિબિરાજાના જીવનવૃત્તાંતમાં એક પક્ષીનો પ્રાણ બચાવવા રાજા કેવી રીતે પોતાના શરીરનું બલિદાન આપવા કર્તવ્યના ભાન સાથે તૈયાર થયા તે વાત આવે છે. અતિથિનો સત્કાર એ પ્રત્યેક માનવની ફરજ મનાતી. ધર્મના અગત્યના અંગ તરીકે તેનો સમાવેશ કરવામાં આવ્યો હતો. જીવમાત્રમાં ઈશ્વરની સત્તાનું દર્શન કરીને સૌની યથાશક્તિ સેવા કરવાનો તેમાં આદેશ હતો. આપણે જે ઉપનિષદનો વિચાર કરી રહ્યા છીએ તેમાં પણ અતિથિની સેવાની એ ભાવનાને ગૂંથી લેવામાં આવી છે. ઋષિ કહે છે કે જેનું અગ્નિહોત્ર અતિથિસત્કાર વિનાનું રહે છે તેની ઉન્નતિ થઈ શકતી નથી, એટલું જ નહિ પણ તેનો

નાશ થાય છે. માણુસ વિવેકી મટી ગયો, દયાભાવ ભૂલ્યો ને સ્વાર્થી થયો, પછી નૈતિક રીતે તેનો નાશ થવામાં બાકી શું રહ્યું ? માટે જ ઋષિ તેના નાશની વાત કહે છે. માણસાઈને ભૂલી જવી અથવા માનવ મટી જવું એ નાશ ને સર્વનાશની જ નિશાની છે.

અતિથિના સત્કારમાં સેવાનો સૂર સમાયેલો છે ને તેવી સેવા એક જાતનો યજ્ઞ જ છે. તરસ્યાને પાણી પાવું, ભૂખ્યાને ભોજન આપવું, નિરક્ષરને શિક્ષણ ને વસ્ત્ર વિનાનાને વસ્ત્રો પૂરાં પાડવાં તે બધા યજ્ઞ જ છે. કોઈ પણ દુઃખી જીવના દુઃખને દૂર કરવા બનતું બધું કરી છૂટવું એ પણ યજ્ઞ છે. પારકાની પીડા પેખીને પીગળવું ને રોકનાં ઊનાં આંસુ ને આક્રંદ જોઈને અનુકંપાથી યુક્ત થઈને તેને મદદ કરવા તૈયાર થવું એના જેવો મહાન યજ્ઞ બીજો કોઈ નથી. ટૂંકમાં, પોતાની ને બીજાની સુખાકારી ને ઉન્નતિ માટે કરવામાં આવતાં બધાં કામ યજ્ઞમય જ છે. દરેક કામ કરતાં માણુસે યજ્ઞની એ ભાવનાને અમલી બનાવવાની જરૂર છે. તો જીવન ધન્ય બની શકે ને સમાજ સુખી તથા સમૃદ્ધ થાય. યજ્ઞની પુરાતન ભાવનાને એવું અદ્યતન સ્વરૂપ આપવાની જરૂર છે. વિવેકી બનીને વિચારીએ તો સમજાશે કે આ જીવન આખું યજ્ઞમય જ છે. શ્વાસોચ્છ્વાસની આહુતિ એમાં અખંડ રીતે અપાઈ રહી છે. શરીરના જુદાજુદા અવયવો તેમાં પ્રાણ પૂરવા પોતાને ફાળે આવેલું પ્રત્યેક કામ કેટલી બધી નિયમિતતા, કુશળતા ને યશનો જરા પણ મોહ રાખ્યા વિના સતત સાવધાનતાથી કરે છે. બહાર પ્રકૃતિમાં પણ સેવા ને સહકારનો એવો જ અખંડ યજ્ઞ ચાલી રહ્યો છે. સૂર્ય ને ચંદ્ર, દિવસ ને રાત, વસંત, ગ્રીષ્મ ને વરસાદ, પવન, પાણી ને પૃથ્વી તથા તે પરની વિશાળ વનસ્પતિ, સામૂહિક રીતે યુગયુગોથી સંસારની સેવાનો યજ્ઞ કરી રહ્યાં છે. માણુસે સંસારના મહાન સભ્ય તરીકે તેમાં સહકાર કરવાનો છે. તેની પાસે બળ છે, બુદ્ધિ છે, પ્રખર ઇચ્છાશક્તિ, સામગ્રી ને આજ સુધીના અનેકાનેક

અનુભવોની સંપત્તિ છે. તેનો ઉપયોગ કરીને ઘર, કુટુંબ, સમાજ, ગામ, નગર, દેશ ને દુનિયાને સુખી ને શાંતિમય કરવા તેણે પ્રયાસ કરવો જોઈએ. અંદરઅંદરના વાદવિવાદ, ઘર્ષણ, શોષણ તેમ જ ભેદભાવને પુરુષાર્થના યજ્ઞાગ્નિમાં સ્વાહા કરીને પોતાની પાસે જે જ્ઞાન ને વિજ્ઞાનની મૂડી તથા સંપત્તિ છે તેનાથી દરેક દેશ એક-મેકના ઉત્થાનનો સામૂહિક પ્રયોગ કરે તો સંસાર જરૂર સુખી થાય ને તેની સિકલ ફરી જાય. વિવેકી માણસ પાસેથી આ જાતની આશા રાખવી વધારે પડતી નથી. ત્યારે યુદ્ધ માત્ર શબ્દ જ રહેશે ને માનવ સાચા અર્થમાં સભ્યતાનો સ્વામી કહેવાશે. એ દિન જલદી આવે એવું આપણે ઇચ્છીએ છીએ. ઉપનિષદના મહાન ઋષિવરોએ શાંતિપાઠમાં એવા દિવસની ભાવના ને કામના વારંવાર કરી છે.

## [૮] વિશ્વરૂપનું દર્શન

આ પછી બીજા મુંડકની શરૂઆત થાય છે, ને તેના પહેલા ખંડમાં પણ સંસારની ઉત્પત્તિ પરમાત્મામાંથી થઈ છે એવું ફરી વાર પણ જરા જુદા શબ્દોમાં કહેવામાં આવ્યું છે. ઋષિ કહે છે કે પરમાત્મા જ સત્ય છે. બાકી આ બધું જગત જે દેખાય છે, સંભળાય છે કે અનુભવાય છે તે પરિવર્તનશીલ ને અસ્થિર છે. પ્રજ્વલિત અગ્નિમાંથી જેવી રીતે એકસરખા હજારો તણખા ઉત્પન્ન થાય છે તેવી રીતે અવિનાશી એવા પરમાત્મામાંથી જુદીજુદી જાતના પદાર્થો પ્રકટે છે. એ પરમાત્મા અલૌકિક છે, નિરાકાર છે, અજન્મા છે તથા અંદર ને બહાર બધે જ વ્યાપક છે. તેમાંથી મન, પ્રાણ, ઇંદ્રિયો, આકાશ, વાયુ, તેજ, પાણી ને સર્વને ધારણ કરનારી આ પૃથ્વી ઉત્પન્ન થાય છે. તે સર્વ ભૂતો ને પદાર્થોનો અંતરાત્મા છે. જુદીજુદી ઋચાઓ, સામવેદ ને યજુર્વેદના મંત્રો, યજ્ઞો, દિક્ષાઓ, દક્ષિણાઓ, વર્ષો ને યજમાન, સૂર્ય ને ચંદ્રથી પ્રકાશિત લોકો

બધું એ પરમપુરુષમાંથી જ પ્રકટ થયું છે. અનેક જાતના દેવો, મનુષ્યો, પશુપક્ષીઓ, પ્રાણો, ડાંગર ને જવ જેવાં અન્નો, તપ, શ્રદ્ધા, સત્ય ને બ્રહ્મચર્ય જેવાં તત્ત્વો તેમ જ વેદની આજ્ઞાઓની ઉત્પત્તિ પણ એમાંથી જ થઈ છે. સાત પ્રાણ, સાત જ્યોતિ, સાત સમિધનાં લાકડાં, વિષયજ્ઞાનરૂપી સાત હોમો ને સાત લોકો પણ એમાંથી જ ઉત્પન્ન થયા છે. સમુદ્રો ને પર્વતો તેમાંથી જ થયા છે ને નદીઓ તેમાંથી જ નીકળીને વહ્યા કરે છે. બધી જાતની ઔષધિ ને રસની ઉત્પત્તિ પણ તેમાંથી જ થયેલી છે. તે પરબ્રહ્મ પરમાત્મા હૃદયરૂપી ગુફામાં વિરાજેલા છે તે પરમ પરમાત્માને જે જાણે છે તે અજ્ઞાનરૂપી બંધનમાંથી મુક્તિ મેળવી શાંતિનો સમ્રાટ બને છે.

આ ખંડમાં પરમાત્માની મૂળાધારતા ને સર્વરૂપતા તથા સર્વવ્યાપકતાનું ટૂંકમાં વર્ણન કરવામાં આવ્યું છે. તેનો વિચાર કરીને ને તેનું પોપટપારાયણ કરીને બેસી રહેવાનું નથી, પરંતુ જીવનમાં તેની ભાવનાનો અનુભવ કરતાં શીખવાનું છે.

પરમાત્મા બધા રૂપે ને બધી વસ્તુમાં રહેલા છે એવી અનુભૂતિ કાંઈ સહેજે નથી થતી. અનુભવની એવી ઉત્તમ અવસ્થાએ પહોંચવાનું કામ જરા કપરું છે. છતાં તે માટેનો પ્રામાણિક પ્રયાસ કરતા રહેવાની જરૂર છે. તેવા પ્રયાસથી માણસ ધારે તો એ અવસ્થાએ સહેલાઈથી પહોંચી શકે. ભારતના કેટલાક ભક્તો પણ પ્રેમના ભાવથી એવી ઉચ્ચ દશાએ પહોંચ્યા હતા. તેમનાં પદોમાં તેમની એ અનુભૂતિના પડછંદા પડેલા દેખાઈ આવે છે. ભક્ત કવિ નરસિંહનું પદ તેનો સુંદર નમૂનો છે. સર્વાત્મભાવની પરિસીમાએ પહોંચીને તે તદ્દન સરળ, સચોટ ને અર્થવાહી ભાષામાં લખે છે કે પરમાત્મા બ્રહ્માંડભરમાં વ્યાપક છે; જુદાંજુદાં નામ ને રૂપમાં તે જ પ્રકાશી રહ્યા છે." જુઓ એ પદની મધુર પંક્તિ—

અખિલ બ્રહ્માંડમાં એક તું શ્રીહરિ,
જૂજવે રૂપે અનંત ભાસે;
દેહમાં દેવ તું, તેજમાં તત્ત્વ તું,
શૂન્યમાં શબ્દ થઈ વેદ વાસે.
પવન તું, પાણી તું, ભૂમિ તું, ભૂધરા,
વૃક્ષ થઈ ફૂલી રહ્યો આકાશે;
વિવિધ રચના કરી અનેક રસ લેવાને,
શિવથકી જીવ થયો એ જ આશે.
વેદ તો એમ વદે, શ્રુતિસ્મૃતિ સાખ દે,
કનકકુંડલ વિશે ભેદ ન હોયે;
ઘાટ ઘડયા પછી નામ રૂપ જૂજવાં,
અંતે તો હેમનું હેમ હોયે.
વૃક્ષમાં બીજ તું, બીજમાં વૃક્ષ તું,
જોઉં પટંતરો એ જ પાસે;
ભણે નરસૈંયો એ મન તણી શોધના,
પ્રીત કરું પ્રેમથી પ્રકટ થાશે.

હૃદયને નિર્મળ કરી મનને વિવેકની માધુરીથી ભરી દેવાથી વિશ્વરૂપનું આવું દર્શન સહજ બને છે ને ચરાચરમાં પરમાત્માની અલૌકિક લીલા થતી હોય તેવું લાગ્યા કરે છે. જે આંખ આજ સુધી સંસારને જોયા કરતી તે બદલાતી નથી પરંતુ નિર્મળ બની જાય છે ને તેથી જ તેને તેવું દર્શન થયા કરે છે. આંખ ને અંતરને એવી રીતે નિર્મળ કરીને ચરાચરમાં પરમતત્ત્વનું દર્શન કરવા માટે જ સાધના છે. આત્મજ્ઞાન ને યોગનું રહસ્ય પણ એમાં સમાઈ જાય છે. પછી પરમાત્માના દર્શનની બધી ભ્રમણા દૂર થાય છે કે સાચી અવ છે. 'પરમાત્મા વિના કાંઈ રહેતું જ નથી. અંદર ને બહાર બધે, જ્યાં જ્યાં નજર પરે ત્યાં પરમાત્માનો

પરમ પ્રકાશ જ દેખાયા કરે છે. સાધકે એવી દશા કે દૃષ્ટિની સહજ પ્રાપ્તિ ન થાય ત્યાં સુધી તેને માટે અભ્યાસ કરવાની ને મનને કેળવવાની જરૂર છે. જે દેખાય, સંભળાય ને અનુભવાય તે પ્રભુરૂપ છે એમ અનુભવવાની ટેવ પાડવાની જરૂર છે. વિવેકી સાધક નદીના નિર્મળ નીરમાં પરમાત્માના જ પ્રેમપ્રવાહનું દર્શન કરે છે; સાગરની ગર્જનામાં તેની જ ગર્જના ને વાદળના ગડગડાટમાં તેનો જ ગડગડાટ સાંભળે છે. ખીલતી કળી ને ફોરમવંતાં ફૂલોમાં તેને પરમાત્માના પરમપ્રેમાળ સ્મિતનું દર્શન થાય છે; તારા, ચંદ્ર, સૂર્ય ને સંધ્યા, ઉષા તેને તેનાં જ પ્રતિનિધિ લાગે છે. પંખી, પશુ, પ્રાણી ને માનવમાં તે જ પરમાત્માનો પ્રકાશ પથરાઈ રહ્યો છે એવો તે અનુભવ કરે છે. જગતની અનેકતામાં આવી રીતે તે એકત્વનું દર્શન કરે છે. કોઈ કહેશે કે એવું એકત્વનું દર્શન તો ભાવનાને લીધે થયું કહેવાય. તેમને આપણે કહીશું કે ભાવનાની શક્તિ પણ ઘણી પ્રબળ છે. ભાવનાથી થનારા દર્શનમાં પણ ઘણી તાકાત છે. જીવન પર તેની અસર પણ પ્રબળપણે થયા વિના નથી રહેતી. તેવું દર્શન મોટે ભાગે ભાવનાથી થતું હોય તોપણ નકામું નથી. માનવના વ્યવહાર, વિચાર ને સ્વભાવ પર તેની અસર ઘણી ઊંડી પડે છે. માનવને તેને પરિણામે સમતા, શાંતિ ને ભેદભાવમાંથી મુક્તિ મળે છે. તેનું જીવન વધારે ને વધારે વિવેકી, પ્રેમાળ ને નમ્ર બને છે. નિર્ભયતા, નિર્વૈરતા ને નિખાલસતા તેના સ્વભાવમાં સહજ રીતે જ આવવા માંડે છે. સાર્વત્રિક પ્રેમભાવ ને સેવાનો તે હિમાયતી બને છે. ઘટઘટમાં પ્રભુના પરમ પ્રકાશનું તેને દર્શન થાય છે એટલે કોઈની સાથે વેર કે કપટ કરવાની વૃત્તિ તેને નથી થતી.

अब हौं कासों वैर करौं ?
कहत पुकारत प्रभु निज मुखते
घटघट हौं विहरौं ॥ अब हौं०

એ ભાવનામાં ભક્ત તરબોળ બની જાય છે. સર્વાત્મભાવની ભાવના આ પ્રમાણે જીવનને માટે મદદરૂપ ને મંગલકારક થઈ શકતી હોય ને જીવનને પલટાવી તથા ઉજ્જવળ ને જોમવંતુ બનાવી વધારે ને વધારે સુંદર સ્વરૂપ આપી શકતી હોય, તો તેને શરૂઆતની દશામાં પણ નિરર્થક કેવી રીતે કહી શકાય? માનવને માટે તે કાયમને માટે મંગલકારક થઈ પડે છે.

ઋષિ કહે છે કે સૌના હૃદયમાં રહેલા એ પરમાત્મા સૌની તદ્દન સમીપે રહેલા છે. તેમને શોધવા, જોવા કે અનુભવવા બહુ દૂર જવાની જરૂર નથી. સંસારના સ્વરૂપમાં તે જ જીવે છે, ગતિ કરે છે ને શ્વાસ લે છે. તે જ સર્વકાંઈ છે. તે પ્રકાશમાન છે, અણુ કરતાં પણ સૂક્ષ્મ છે, અક્ષરબ્રહ્મ છે, તેમ જ મન, પ્રાણ ને વાણીરૂપે પણ તે જ છે. લોકો ને લોકપાલો તેમાં જ રહેલા છે. તે જ સત્યરૂપ ને અમૃતરૂપ છે. જીવનનું લક્ષ્ય તે જ છે. તેના જ સ્વાનુભવથી જીવન ધન્ય થઈ શકે છે. જ્ઞાનરૂપી ધનુષ્ય ને ભક્તિરૂપી બાણુ લઈને તેની પ્રાપ્તિ માટે પુરુષાર્થ કરવાની જરૂર છે. તે માટે પરમાત્મા વિનાની બીજી વાતોમાંથી મનને પાછું વાળી લેવાની ને પરમાત્મામાં તન્મય થઈ જવાની જરૂર છે. એ પરમાત્માનું જ્ઞાન થતાં સંશયો શમી જાય છે, હૃદયની અજ્ઞાનની ગાંઠો તૂટી જાય છે, બધાં બૂરાં કર્મોનો અંત આવે છે. પછી બૂરાઈ નથી થઈ શકતી. જ્ઞાનીનો સ્વભાવ જ એવો શુદ્ધ થઈ જાય છે. તે પરમાત્મા પરમ પ્રકાશિત છે, ને આગળપાછળ, નીચે ને ઉપર બધે રહેલા છે. જે દેખાય છે તે તેનું જ સ્વરૂપ છે. તેને સૂર્ય, ચંદ્ર, તારા કે અગ્નિના પ્રકાશથી નહિ પરંતુ નિર્મળ મનમાં પ્રકટેલા વિવેકથી જ જોઈ શકાય છે.

[૯] કર્મોના નાશની વાત

भिद्यते हृदयग्रन्थिश्छिद्यन्ते सर्वसंशयाः ।
क्षीयन्ते चास्य कर्माणि तस्मिन्दृष्टे परावरे ॥

એ મહત્ત્વનો ને પ્રખ્યાત શ્લોક આ જ વિષયના અનુસંધાનમાં કહેવામાં આવ્યો છે. તેનો ભાવ સામાન્ય રીતે એવો છે કે પરબ્રહ્મ પરમાત્માનો પ્રત્યક્ષ અનુભવ થવાથી હૃદયની ગાંઠ તૂટી જાય છે, સઘળી શંકાઓનું સમાધાન થઈ જાય છે, સંશય મટી જાય છે, ને બધાં કર્મો ક્ષીણ થઈ જાય છે. તેમાં જે કર્મો ક્ષીણ થવાની વાત છે તેની જુદાજુદા વિચારકો ને વિદ્વાનોએ જુદોજુદો અર્થ કરેલો છે. મોટા ભાગના વિચારકોનું કહેવું છે કે તેવા અનુભવી મહાપુરુષનાં સંચિત, ક્રિયમાણ ને પ્રારબ્ધ બધાં જ કર્મોનો અંત આવી જાય છે. કોઈ કોઈ વિચારક એમ પણ કહે છે કે પ્રારબ્ધ કર્મનો અંત નથી આવતો, ને જ્ઞાની ગમે તેવી ઊંચી દશાએ પહોંચે તોપણ, પ્રારબ્ધ રહે જ છે, ને તે તેને ભોગવવું પણ પડે છે. ફક્ત અહંભાવ ને દેહબુદ્ધિથી મુક્ત હોવાને લીધે તેને સુખદુઃખનો અનુભવ નથી થતો, અથવા તો કર્મના ફળની સારીનરસી અસરથી તેની પરમાત્મનિષ્ઠામાં કોઈ અંતરાય નથી આવતો એટલું જ. કર્મ ને કર્મના ફળની અસરને તે સાક્ષી બનીને તદ્દન તટસ્થ ભાવે જુએ છે તે તેની વિશેષતા. બાકી પ્રારબ્ધ તેને ભોગવવું તો પડે જ છે. તે વાતની પુષ્ટિ ખાતર તેવા વિચારકો કેટલાંક દૃષ્ટાંત પણ પૂરાં પાડે છે. તે કહે છે કે શંકરાચાર્ય મહાજ્ઞાની હતા છતાં તેમને ભગંદર થયો હતો. તેમણે પોતે છેલ્લી ઘડીએ કહેલા પોતાના 'ઉપદેશપંચકમ્'માં પણ જ્ઞાનીએ આખર સુધી જે હોય તે પ્રારબ્ધ ભોગવવું ને છેવટે પરમાત્મામાં મળી જવું એમ કહેલું છે. प्रारब्धं त्विह भुज्यतामथ परब्रह्मात्मनास्थीयताम् । એ તેમના શબ્દો છે. બુદ્ધ પણ વ્યાધિથી પર ન હતા. આ યુગમાં થઈ ગયેલા પરમજ્ઞાની શ્રી રમણ મહર્ષિને પણ છેલ્લા દિવસોમાં ગડની પીડા ભોગવવી પડેલી. એવાં અનેક ઉદાહરણો આપી શકાય તેમ છે.

એટલે જ્ઞાનીનાં બધાં કર્મોનો નાશ થાય છે કે કેમ એ પ્રશ્ન વિવાદાસ્પદ રહ્યો છે.

મને એમ લાગે છે કે જ્ઞાની પરમાત્માને જાણી લે તે પછી પણ પ્રારબ્ધ કર્મમાંથી મુક્તિ મેળવી નથી શકતો. પ્રારબ્ધ કર્મ તે તટસ્થપણે ને અલિપ્ત રીતે ભોગવે છે તે બરાબર, પરંતુ પ્રારબ્ધ તેને માટે રહે છે તો ખરું જ. ફક્ત જેણે શરીર ને પંચમહાભૂત પર પૂરો કાબૂ કર્યો છે તેવો સિદ્ધ યોગી, સત્ય સંકલ્પવાળો જ્ઞાની ને પરમાત્માની પૂર્ણ કૃપા પામેલો ભક્ત ધારે તો પોતાની વિશેષ શક્તિ અથવા યોગ્યતાથી પ્રારબ્ધ કર્મ ને તેની અસરમાંથી સંપૂર્ણપણે ને સદાને માટે મુક્તિ મેળવી શકે છે. એટલે પ્રારબ્ધ કર્મમાંથી મુક્તિ મેળવવાનું કામ અશક્ય નથી પરંતુ અઘરું જરૂર છે. બંને પ્રકારના વિચારકોના વિચાર એ પ્રમાણે પોતપોતાની રીતે સાચા જ છે એમ કહી શકાય.

એ બે વિચારધારાના અનુસંધાનમાં એક ત્રીજો વિચાર રજૂ કરું છું. મને પોતાને તે વિચાર સારો લાગે છે. માણસ જ્યાં સુધી કાચી દશામાં, સાધક શ્રેણીમાં ને પરમાત્માથી દૂર હોય ત્યાં સુધી તે ભૂલ કરી શકે છે ને કુકર્મની તેને માટે કોઈક વાર પણ સંભવ રહે છે. પરંતુ પરમાત્મદર્શન કરીને કૃતાર્થ થયા પછી તેની દશા જુદી હોય છે. પછી તો તેનું મન એવું સાત્વિક, શુદ્ધ ને સત્યસંકલ્પ થઈ જાય છે કે તેનાથી ભૂલેચૂકે પણ બૂરાઈ નથી થતી. કુકર્મ તરફ તેનું મન જતું જ નથી. તેનો સ્વભાવ છેક શુદ્ધ થઈ જાય છે. એટલે એમ કહી શકાય કે તેનાં આજે ને કાલે થનારાં બધાં જ બૂરાં કર્મોનો અંત આવે છે; બૂરાં કર્મો ને અહંકાર તથા મમતા કે રાગદ્વેષથી કરાતાં સકામ શુભ કર્મોનો તેના જીવનમાં કાયમ માટે નાશ થાય છે. તેવાં કર્મોનો અંકુર પણ પછી તેના જીવનમાં નથી ઊગી શકતો. જ્ઞાનીને માટે એવી અવસ્થા સહજ ને સ્વાભાવિક થઈ જાય છે. મને લાગે છે કે પરંપરાની પૂજા ને પ્રતિષ્ઠામાં માનનારી પ્રજાને માટે આ ભાવાર્થ જરા નવો જરૂર છે, પણ નોંધપાત્ર ને ધ્યાન ખેંચે તેવો છે. પ્રારબ્ધ કર્મના નાશના

લાંબા ને અટપટા વિવાદોનો આ અર્થથી અંત આવે છે. માણસમાં બૂરાઈ ન રહે, ને લૌકિક કે આત્મોન્નતિમાં અંતરાયરૂપ થાય તેવી કર્મના ફળની તૃષ્ણામાં તણાઈ ને સારાસાર ભૂલી, વિવેકને ગીરે મૂકી તે કર્મ ન કરે, એ અવસ્થા શું ઉત્તમ ને આશીર્વાદરૂપ તથા અનુકરણીય નથી? એ અવસ્થાની પ્રાપ્તિમાં જ કર્મની સાધનાનો સાર સમાઈ જાય છે. જીવનમુક્તિનો આનંદ એમાં જ રહેલો છે. એવી આદર્શ અવસ્થાની પ્રાપ્તિ કે અનુભૂતિ પછી પ્રારબ્ધ ગમે તેટલું તીવ્ર ને બળવાન હોય તોપણ માણસને તેનો ભય નથી રહેતો. જીવનના છેલ્લા શ્વાસ લગી સ્મિત કરતાં કરતાં તે પછી સેવા ને કર્મના રાજમાર્ગ પર ચાલ્યો જાય છે. તે જ્યાં જીવે છે ત્યાં તટસ્થતાથી જીવે છે; જે કરે છે તે તટસ્થતાથી કરે છે; ને જે જુએ છે, ચાખે છે ને ભોગવે છે તેમાં પણ તેની તટસ્થતા કાયમ રહે છે. તેની પરમાત્મનિષ્ઠા ને સ્વરૂપના અનુસંધાનની અનવરત અવસ્થામાં કદી અંતરાય નથી આવતો. સંસારમાં રહીને વિવિધ વ્યવહારો કરતાં કરતાં, એક કુશળ નટની જેમ માણસે અલિપ્તતા ને શુદ્ધિની એવી ઉચ્ચોચ્ચ અવસ્થાએ પહોંચતાં શીખવાનું છે. વ્યવહારને જ સાધનાનું ક્ષેત્ર માનીને આગળ વધવાનું છે. પવિત્ર વાણી, પવિત્ર વિચાર ને પવિત્ર વર્તનના ત્રિવેણી-સંગમથી જીવનને સુશોભિત, સુંદર ને ધન્ય કરવાનું છે. એવી ધન્યતા આ જીવનમાં કોઈક બડભાગીએ જ મેળવી હોય છે. બાકી મોટે ભાગે તો માણસ કર્મની બેડીમાં બંધાઈને ફર્યા કરે છે. અહંતા-મમતામાં અટવાઈને સારાંનરસાં કર્મ કરે છે ને કદી હસે છે તો કદી રડે છે. એવા સાધારણ માનવનું રેખાચિત્ર ઉપનિષદમાં રજૂ કરવામાં આવ્યું છે ને આપણે હવે તેનો વિચાર કરી રહ્યા છીએ.

### [૧૦] જીવ ને શિવ :

#### બે પક્ષીની સાથે સરખામણી

એ રેખાચિત્ર ત્રીજા મુંડકના પહેલા ખંડમાં આવે છે. તેની શરૂઆતમાં જ ત્રણ શ્લોકોમાં ઋષિએ જે કહેવાનું છે તે તદ્દન

અસરકારક રીતે કહી દીધું છે. તે શ્લોકોની ભાષા બહુ સુંદર, સાદી છતાં સુમધુર ને ભાવવાહી છે. ઉપનિષદોમાં જે કેટલાક મનને ગમી જાય ને હૈયે વસી જાય તેવા ભાષા, રચના ને ભાવની દષ્ટિએ સુંદર શ્લોકો છે તેમાં એ શ્લોકોનું સ્થાન અત્યંત આગળપડતું ને અગત્યનું છે. માટે તે વાચકો ને વિદ્વાનોમાં ખૂબ જ પ્રિય થઈ પડચા છે. કેટલાક લોકોના ભાષાસંબંધી વિચારો બહુ વિચિત્ર હોય છે. તે લોકો ધર્મ ને તત્ત્વજ્ઞાન તથા શિષ્ટ કોટિના સાહિત્ય માટે પ્રમાણમાં અઘરી ને ન સમજાય તેવી ભાષાને પસંદ કરે છે, ને તેની ભાષા તેવી જ હોય તેમ માને–મનાવે છે; પરંતુ ખરેખર તેવું નથી: સાચો લેખક ને સાહિત્યકાર એ જ છે જેની કલમ સરળતાથી ચાલ્યા કરે છે, ને જેના વિચાર ગંગાના નિર્મળ પ્રવાહની પેઠે સર્વસુલભ સ્વરૂપે વહ્યા કરે છે. તે પોતે ભાવની મહાન ને ગૂઢમાં ગૂઢ અનુભૂતિ કરતો હોય છે. પરંતુ તે ભાવને સહેલામાં સહેલી શબ્દાવલિમાં વ્યક્ત કરે છે – તેવી અભિવ્યક્તિ તેને માટે સહજ ને સ્વભાવસિદ્ધ હોય છે; તેવી કળામાં તે કુશળ હોય છે. ને તેમાં જ તેની મહાનતા છે. ધર્મ, તત્ત્વજ્ઞાન ને ઊંચા સાહિત્યનો પ્રકાશ જનતાના સર્વસાધારણ સ્તર સુધી પહોંચાડવો હોય તો સાહિત્યકારે જે કહેવાનું હોય તે બને તેટલી વધારે સરળ ને સચોટ ભાષામાં કહેતાં શીખવાની જરૂર છે. સહેલી ભાષાની સૂગ સેવવી નકામી છે. સરળતાથી વિચારોને વ્યક્ત કરવાની કળા પ્રયત્નસાધ્ય છે, ને લાંબા વખતના એકધારા અભ્યાસથી સિદ્ધ થઈ શકે છે.

ઋષિએ અહીં અત્યંત સરળ ભાષામાં જે કહેવાનું છે તે ખૂબ ભાવમય રીતે રજૂ કર્યું છે. તે કહે છે કે શરીરરૂપી વૃક્ષમાં જીવાત્મા ને પરમાત્મારૂપી બે પક્ષી બેઠેલાં છે. તે જોડિયા મિત્રો જેવાં છે. વૃક્ષની બે ડાળી પર તે બેઠાં છે. તેમાં જે નર પક્ષી (જીવ) છે તે કર્મનું સુમધુર ફળ ખાધા કરે છે. ખારામીઠા ફળના

સ્વાદથી તે હરખાય છે, ગેલમાં આવી જાય છે, ને ખાટું કે અધકચરું ફળ ચાખીને દુઃખી થાય છે. એ પ્રમાણે તેની પ્રવૃત્તિ ચાલ્યા કરે છે. પોતાની અસ્થિરતા ને અશાંતિથી તે બેચેન બની જાય છે. તે વખતે તેની નજર પોતાની તદ્દન પાસે છતાં જરા ઉપર ને દૂર બેઠેલા પોતાના જ જેવા બીજા પક્ષી પરમાત્મા પર પડે છે. તેને જોઈને તેને નવાઈ લાગે છે. કેમકે તે તદ્દન શાંત ને સ્થિર છે. હર્ષ ને શોકના ઝૂલામાં ઝૂલવાનું તેને માટે બાકી નથી રહ્યું. ત્યારે તે પક્ષી જીવાત્માને ભાન થાય છે કે સમસ્ત વૃક્ષ એ પરમાત્માને આધારે જ ટકી ને વિકસી રહ્યું છે, ને તે પરમાત્માની જેમ પોતાની અંદર તન્મય થવાથી જ શાંતિ મળી શકે છે. બહારનાં કર્મો ને તેનાં ફળોમાંથી મનને ઉપરામ કરી દઈ તે પરમાત્માને જાણવાથી ને તેના મહિમામાં મગ્ન બની તેની સાથે એકતા સ્થાપિત કરવાથી જ શોકથી છૂટી શકાય છે, ને પરમાનંદના ભાગી થવાય છે. આવું જ્ઞાન થવાથી તેની બધી જ ભ્રમણા ભાંગી જાય છે, ને પરમાત્મા સાથે એકતાનો અનુભવ કરીને તે પરમ શાંતિનો સ્વામી બને છે.

આ નાની વાતમાં માનવજીવનનો સર્વસાધારણ સાર સમાઈ જાય છે. માણસ પણ આ સંસારમાં અનેક પ્રકારનાં કર્મ કરે છે, ને પછી પોતે જ ખેડેલા ને વાવેલા જીવનખેતરનો પાક ચાખે છે. કોઈ વાર સારું તો કોઈ વાર ખરાબ ફળ તેને ભાગે આવે છે, ને તેથી કોઈ વાર તે હસે છે તો કોઈ વાર રડે છે. જીવનનું મહાન નાટક આમ ચાલ્યા કરે છે, ને તેમાં તે નટની પેઠે રમે છે. અશાંતિ ને શાંતિ, સુખ ને દુઃખ ને પતન તેમ જ ઉત્થાનના એ નાટકમાંથી છૂટીને તે સદાને માટે પ્રસન્નતા ને શાંતિનો શ્વાસ ક્યારે લે? તેની ઘણીયે ઇચ્છા છે જીવનને ધન્ય કરવાની ને સ્થિરતાની પ્રાપ્તિ કરવાની પરંતુ વાત વધારે ને વધારે વિપરીત ને વિકટ બનતી જાય છે. શાંતિની સમસ્યા દિનપ્રતિદિન વધારે ને વધારે જટિલ

થતી જાય છે. તેનું કારણ તેની પોતાની જ પ્રવૃત્તિ છે. અહંતા ને મમતા, રાગ ને દ્વેષથી રંગાઈને તે કર્મ કરે છે, ને પોતાના અસલ સ્વરૂપને નથી ઓળખતો. સ્વાર્થ ને મોહનો શિકાર બનીને તે ફર્યા કરે છે; ને પરમાત્માથી દૂર ને દૂર જતો જાય છે. નીતિ, સદાચાર ને માનવતાના સહજ ધર્મને નેવે મૂકીને તે શ્વાસ લે છે, ને આંખો મીંચીને કર્મ કર્યા કરે છે. તેને બદલે વિવેકી બનીને ને આત્મનિરીક્ષણનો અભ્યાસ વધારીને તે પ્રવૃત્તિ કરતાં શીખે ને તે પ્રવૃત્તિ તેના તેમ જ બીજાના હિત માટે થાય તેની તકેદારી રાખે, તો કર્મમય જગતમાં રહીને, જીવનનું નાટક કરતાંકરતાં પણ, તેને માટે શાંતિ ને મુક્તિ મેળવવાનું કામ જરાય મુશ્કેલ નથી. જે કર્મ થાય છે તે યાંત્રિક ન બની જાય, ને નુકસાનકારક ન થાય, પણ ચેતનવંતું, પ્રાણપ્રદાયક ને ઉન્નતિકારક થાય, તેમ જ પરમાત્માની પૂજા ને અનુભૂતિના પ્રસાદરૂપ બની જાય, તેનું ધ્યાન રાખવાની જરૂર છે. તેમ થાય તો જીવ ક્લેશમાંથી મુક્તિ મેળવી શિવસ્વરૂપ બની જાય. માનવના વિચાર, તેની વાણી ને તેનું વર્તન મંગલમય ને નિર્મળ થાય એટલે તે શિવસ્વરૂપ જ થઈ જાય છે. કર્મ કે સાધનાની મદદથી તેણે એમ ત્રિવિધ રીતે મંગલ થવાની જરૂર છે.

આ શ્લોકોને બીજા ભાવમાં પણ લઈ શકાય છે. સાધારણ માણસ સંસારમાં સુખદુઃખ ભોગવે છે. તે તેનાથી મહાન પરમાત્મદર્શી ગુરુને જુએ છે, ને આ જ સંસારમાં તેમણે જે મહત્તા મેળવી છે તેનો વિચાર કરીને ગુરુની મદદથી મંગલમય બની બધી જાતનાં દુઃખ ને બંધનમાંથી મુક્તિ મેળવે છે.

સ્વભાવની શુદ્ધિ સાધવામાં આવે એટલી જ વાર છે; મન, વચન ને વર્તનમાં આમૂલ પરિવર્તન કરવામાં આવે એટલી જ વાર છે; પ્રેમ, ભક્તિ, જ્ઞાન કે ધ્યાનનો આધાર લઈને, પોતાની અંદર ને બહાર બધે રહેલા પરમાત્માને ઓળખવામાં આવે એટલી જ

વાર છે; જીવને શીવસ્વરૂપ થવાને એટલી જ વાર છે. એવું નથી કે જીવનની કાયાપલટ કે સ્વભાવનો સુધાર કરીને પરમાત્માને ઓળખ્યા પછી તેવો સુધાર નિરર્થક થઈ પડે છે. સ્વભાવશુદ્ધિ સાધક દશા ને સિદ્ધાવસ્થા બન્નેમાં ચાલુ રહે છે. ફેર એટલો કે સાધક દશામાં તે જરા પ્રયત્નસાધ્ય હોય છે; પરન્તુ સિદ્ધાવસ્થાએ પહોંચ્યા પછી તે તદ્દન સહજ થઈ પડે છે. સ્વભાવની ઉત્તરોત્તર શુદ્ધિ કરવામાં આવે તો પોતાની અંદર રહેલો પરમાત્માનો પ્રકાશ આપોઆપ અનુભવાય છે : સાધકને શિવસ્વરૂપ પરમાત્મા સાથે એક થતાં પછી વાર નથી લાગતી. એક પદમાં આ ભાવને એક જ્ઞાની ભક્તે બહુ સારી રીતે સમાવી લીધો છે. તે કહે છે કે હે જીવ, તને શિવ થતાં વાર શેની છે?

શિવ થતાં શી વાર છે, જીવ, તને
શિવ થતાં શી વાર છે?
હું-મારું તજવું ને પ્રભુ પ્રભુ ભજવું,
જૂઠો સકળ સંસાર છે. — જીવ, તને.
વૈરાગ્ય રાખવો ને બ્રહ્મરસ ચાખવો,
રહેવું પરાની પાર છે;
સાર અસાર વિચાર કરી લેવો,
એમાં શું મોટો ભાર છે?— જીવ, તને.
સત ચિત્ આનંદ જોવો સરવમાં,
જડ દુઃખ મિથ્યા માર છે;
સહજ ઉપાય પણ રહેવું સીધા,
માર્ગ ખાંડાની ધાર છે— જીવ, તને.
નિજ સ્વરૂપ માની નિર્ભય થવું,
ત્યાંથી તે કોણ કાઢનાર છે?
'કરક' રહેવું બેધડક થઈને,
શિવ સહુનો સરદાર છે—જીવ, તને.

## [૧૧] પરમાત્માનું દર્શન

માણસ જ્યારે પોતાની અંદર રહેલા પરમાત્માને જોઈ લે છે ત્યારે બધી જાતના ભેદભાવમાંથી મુક્તિ મેળવે છે. ત્યારે જ તે સાચા અર્થમાં જ્ઞાની કહેવાય છે. જ્ઞા એટલે જાણવું. એટલે જેણે આત્માને જાણ્યો કે અનુભવ્યો છે તેને જ સાચા અર્થમાં જ્ઞાની કહી શકાય. તેવો અનુભવી પુરુષ આત્મા કે પરમાત્મા વિશે બહુ વાદવિવાદ નથી કરતો. વાદવિવાદ કરવાનું તેને કોઈ કારણ જ નથી રહેતું. કેમકે તેને આત્માનો અપરોક્ષ અનુભવ થઈ ચૂક્યો છે. એટલે તેના તે વિશેના સઘળા સંશયો શાંત થાય છે, શમી જાય છે, ને સૌમાં આત્માનો અનુભવ કરતાં તે સંપૂર્ણ શાંતિ ને તૃપ્તિપૂર્વક જીવનનાં સહજ કર્મો તદ્દન તટસ્થભાવે કરતો રહે છે. એવો અનુભવી જ્ઞાની બધી જાતના બ્રહ્મવેત્તાઓમાં શ્રેષ્ઠ કહેવાય છે. તે આત્માનું દર્શન જેનેતેને નથી થતું. તેના દર્શન માટે સતત સાધના ને ઊંડી અંતરશુદ્ધિની જરૂર પડે છે. જે સત્યપરાયણ ને તપમય જીવન જીવે છે, વિવેકી ને સંયમી બને છે, તે તેને મેળવી શકે છે. તે પરમાત્મતત્ત્વ સૂક્ષ્મથી પણ સૂક્ષ્મ ને દૂરથી પણ દૂર છે. તે છતાં તદ્દન નજીક – સૌની અંદર રહેલું છે. આંખ ને વાણી તથા બીજી ઇન્દ્રિયો તેનો સંપૂર્ણપણે પાર પામી શકતી નથી; તપ ને કર્મ પણ તેના રહસ્યની ઉપલબ્ધિ સંપૂર્ણપણે નથી કરી શકતાં; તેના દર્શન માટે તો માણસે વિવેકી થવું જોઈએ, ને બુદ્ધિને નિર્મળ તેમ જ મનને સાત્ત્વિક ને સ્થિર કરી તે તત્ત્વનું સતત ધ્યાન ધરવું જોઈએ. એકાંત ને શાંત સ્થાનમાં આસન વાળીને, અંતર્મુખ થઈને, લાંબા વખત લગી નિયમિત રીતે બેસવું જોઈએ. તેવી અંતરંગ સાધનાની સહાયથી જ તેને જોઈ શકાય, ને તેનો પાર પામી શકાય છે. આત્માની અનુભૂતિમાં કોઈ મોટા

બુદ્ધિકૌશલ્યની પણ તેમાં આવશ્યકતા નથી. તેમાં તો જોઈએ છે તદ્દન સરળ, નિખાલસ, નમ્ર ને નિર્મળ મન; બધી જાતના દંભ ને પૂર્વગ્રહથી મુક્ત એવું પ્રેમ ને ભાવથી ભરપૂર સંયમી હૃદય; આગળ વધવાની ને કોઈ પણ હિસાબે ને ભોગે આગળ વધવાની તીવ્ર તરસ ને લગન; આદર્શને પ્રાપ્ત કરવાનો મક્કમ નિરધાર ને તે માટેની જરૂરી સાધનાનો અમલ કરવાનો ઊંડો ને અખૂટ એવો ઉત્સાહ; હિમાલય જેવી દૃઢતા, મક્કમતા ને કામચલાઉ નિષ્ફળતા, નિરાશા ને સફળતાના સંભાણમાં પણ અડગ રહે તેવી શ્રદ્ધા ને ધીરજ; બીજાં બધાં કામને ગૌણ ગણીને આત્મિક ઉન્નતિના કામને જ મુખ્ય માનવાની ને તેને માટે બનતું બધું કરી છૂટવાની તમન્ના ને વૃત્તિ. તેવી યોગ્યતાના અભાવને લીધે જ મોટા ભાગના મુસાફરો નિરાશ થાય છે, ધીરજ ને શ્રદ્ધા ખોઈ બેસે છે, અકાળે કરમાઈ કે કોઈ આડવાતમાં ફસાઈ જાય છે, ને સાધનાના સુમેરુ-શિખરને સર કરી શકતા નથી. સતત સાવધાની, અનંત શ્રદ્ધા, અખૂટ આશા, અનવરત સાધના ને નિષ્ઠાની જરૂર છે. દરિયામાંથી મોતી કાઢનાર મરજીવાની જેમ, મનને નિર્મળ કરીને માણસે પોતાના હૃદયરૂપી દરિયામાં રાતદિવસ ડૂબકી મારતાં શીખવું જોઈએ. સંસારના બાહ્ય ચળકાટ, આકર્ષણ, પ્રભાવ ને સ્વાદથી પર થઈને અંદરના ખજાનાની શોધમાં આદું ખાઈને રાતદિવસ આગળ વધવું જોઈએ. જેમનો સ્વભાવ ટીકા ને નિંદા જ કરવાનો છે, ને જે આપણને બરાબર જાણતા નથી ને જાણવાની પરવા પણ કરતા નથી, તેવા લોકોના અભિપ્રાયોને લેશ પણ ગણકાર્યા વિના, પરમાત્મા પર શ્રદ્ધા રાખીને, સદા આગળ ને આગળ વધતા રહેવું જોઈએ. આત્મદર્શનનો માર્ગ તો પ્રમાણમાં ઘણો સહેલો ને સફળતાવાળો થઈ શકે. એમાં શંકા નહિ. સાધકોએ આ વાત સદાને સારુ યાદ રાખવાની છે.

## [૧૨] પરમાત્મદર્શી પુરુષની પૂજા ને આત્મસાક્ષાત્કારની શરત

માનવજીવનની પળેપળે જાગ્રત રહીને તેમ જ વેચગાળાનાં પ્રલોભનો ને ભયસ્થાનોને પાર કરીને જે બડભાગી પુરુષે પરમાત્માની પ્રાપ્તિ કરી લીધી, તેને ખરેખર ધન્યવાદ ઘટે છે. જીવનની સફળતા તેણે સાધી લીધી. એવા મહાપુરુષના દર્શન ને સમાગમથી બીજાને પણ બળ મળે છે ને પ્રેરણાની પ્રાપ્તિ થાય છે. માનવજાતિ તેવા સ્વાનુભવવાળા મહાપુરુષોની ખરેખર ઋણી છે. દિલની દુનિયામાં ઊંડે ને ઊંડે ડૂબકી મારીને તેમણે પરમસત્યના મૂલ્યવાન મોતીની શોધ કરી છે, ને તેમને જે જડયું છે તે તેમણે યથાર્થતાને વફાદાર રહીને સંસારના શ્રેયને સારુ રજૂ કર્યું છે. એવા મહાપુરુષોના પુરુષાર્થ વિના ઈશ્વર, પરલોક, માનવતા ને આધ્યાત્મિકતાનાં ઉપયોગી રહસ્યોથી માનવજાતિ ખરેખર વંચિત રહી જાત. તેવા પુરુષોને મળવાની ઇચ્છા કોને ન થાય ને તેમના દર્શનથી કોનું અંતર ન ઊછળે? તેમનો વારંવાર સમાગમ કરવાનું ને તેમને પૂજ્ય માનીને પૂજવાનુ મન કોને ન થાય? તેવા અનુભવી મહાપુરુષ પ્રભુના પ્રતિનિધિ છે; કહો કે પ્રકટ પ્રભુ જેવા છે. તેમની સેવા ને પૂજા જરૂર કરવી. તેથી ઘણો જ લાભ થાય છે. એટલું ધ્યાન જરૂર રાખવું કે પૂજા કરીને તેટલામાં જ તૃપ્તિ માનીને બેસી રહેવાની વૃત્તિ ન કેળવાય. પૂજા કરવાની સાથેસાથે તેમના જીવનમાંથી પ્રેરણા મેળવીને જીવનને ઉજ્જવળ કરવા જરૂરી પુરુષાર્થ પણ કરતા રહેવું.

ઋષિ એવા આત્મદર્શન કરી ચૂકેલા મહાપુરુષની પૂજા કરવાની ભલામણ કરે છે ને કહે છે કે તેવા પુરુષની સેવાપૂજાથી જીવનમાં ક્રાંતિ થાય છે ને માણસ આ સંસારને તરવાની તાકાત મેળવે છે. તેવો માણસ ધીરેધીરે કે ક્રમેક્રમે જુદી જુદી કામનામાંથી

મુક્તિ મેળવી પરમાત્મામાં તૃપ્ત થઈને જીવે છે. પરિણામે તે જીવનને જીતી લે છે.

પરમાત્માનું દર્શન વેદના અભ્યાસ, રટણ કે પારાયણથી નથી થતું. તે માટે આગળ કહ્યું છે તેમ બહુ ઊંડી બુદ્ધિ, ભાષણ ને શ્રવણની પણ જરૂર નથી. એનો અર્થ એવો પણ નથી કે વેદનો અભ્યાસ, ઊંડી બુદ્ધિ ને સંભાષણ કે શ્રવણ જીવનમાં નકામાં છે ને તેનો અનાદર કરતાં શીખવું જોઈએ. તે બધાનો રસ કે શોખ આત્માનુભવના માર્ગમાં અંતરાયરૂપ નથી. બધી જાતની વિદ્વત્તા ને કળા જીવનને જોમવંતુ ને રસાળ બનાવે છે ને તેમના વિવેકપૂર્વકના ઉપયોગથી બધી રીતે લાભ થાય છે. ફક્ત તેના નશામાં ડૂબીને માણસ સદાચાર કે હૃદયશુદ્ધિ ને પરમાત્માના પ્રત્યક્ષ અનુભવનાં કે આત્મોન્નતિના અગત્યના કામને ન ભૂલે એટલું જ ધ્યાન રાખવાનું છે. એટલા હેતુને સાચવવાનું ધ્યાન રાખીને જીવન ને જગતને વધારે સુખમય ને સમૃદ્ધ કરવાની બધી જ વિદ્યા, કળા, શક્તિ ને શોધોનું આપણે સ્વાગત જ કરીશું. સાથેસાથે એમ પણ કહીશું કે પરમાત્માના અનુભવ માટે તે બધાંની જરૂર છે જ એમ પણ નથી. તે વિના પણ માણસ પરમાત્માની પાસે પહોંચી શકે છે. પરમાત્માની પ્રાપ્તિ માટે કેવળ રૂઢિ કે રુચિને વશ થઈને વિવેકનો ઉપયોગ કર્યા વિના મનને ફાવે તેવાં ઘોર તપ કરવાની જરૂર નથી; કેવળ શરીરબળના જ હિમાયતી બનવાની કે શરીર તરફ ઉદાસીન થવાની પણ જરૂર નથી; શરીર ને મનને મજબૂત ને નીરોગી કરવાની જરૂર છે; વિવેકી થવાની ને જરૂર પ્રમાણેનાં વ્રત, તપ ને નિયમનું પાલન કરવાની તથા અભ્યાસ ને શ્રવણ કરવાની પણ જરૂર છે જ; પરંતુ તે બધું ગૌણ છે. પરમાત્માની પ્રાપ્તિ માટેની મુખ્ય જરૂર તો પરમાત્માને મેળવવાનો મક્કમ નિશ્ચય કરવાની ને તે માટે બનતો ભોગ આપવા તૈયાર રહેવાની છે. માણસે મન, વચન, કર્મથી પરમાત્માને વરવાનું છે.

ને પરમાત્માના જ થઈ રહેવાનું છે. મુખ્ય સાધન તે જ છે. તે પ્રમાણે આગળ વધનારનું જીવન જરૂર સફળ થાય છે ને પરમાત્માના સાક્ષાત્કારથી ધન્ય બને છે.

આટલી તૈયારી છે? દુઃખ, ચિંતા, યાતના ને પ્રતિકૂળતામાંય પરમાત્માને ભજવાની ને વળગી રહેવાની તૈયારી છે? ગમે તેવી નિષ્ફળતા મળે ને વિરોધી વાતાવરણમાં રહેવું પડે તોપણ, અડગ શ્રદ્ધા ને હિમ્મતથી પરમાત્માની પ્રાપ્તિને પંથે આગળ ને આગળ વધવાની તૈયારી છે? તો પરમાત્માની પ્રાપ્તિ જરૂર થશે ને ગમે તેવું કઠિન દેખાતું ધ્યેય પણ સહેલું બની જશે. દૃઢ ઇચ્છાશક્તિ, વિવેક ને પુરુષાર્થની જરૂર છે. તે જ બળ છે. તેવા બળથી બળવાન બનેલા પુરુષો જ પરમાત્માને મેળવી કે ઓળખી શકે છે. તેવા પુરુષો રાગદ્વેષથી રહિત, શાંત ને ધન્ય બને છે. પૃથ્વીના પ્રત્યેક પરમાણુમાં તેમને પરમાત્માની પરમ સત્તાનું દર્શન થાય છે. તેમને કોઈ શોક નથી રહેતો, ભય નથી રહેતો, ને પાપ પણ તેમની પાસે નથી ફરકતું. નદી જેવી રીતે સાગરમાં મળી જાય ને એકાકાર બની જાય તેવી રીતે તે પરમાત્મા સાથે એકાકાર થઈ જાય છે ને પ્રભુમય બની જાય છે.

પરમાત્માની પાસે પહોંચાડનારા તેમ જ મન, વાણી ને કર્મમાં ક્રાંતિ કરીને વધારે ને વધારે પવિત્રતા, સાત્વિકતા ને દિવ્યતા લાવનારા એવા જ ધર્મ, ધર્માચરણ કે સાધનની સૌને જરૂર છે. ધર્મ ને સાધના એટલા જ માટે છે. દેશમાં આજે ધર્મ ને વૈરાગ્યને નામે માણસ—ને હજારો માણસો વેશપલટો કરે છે, ઘર છોડે છે, શરીરે રાખ ચોળી મૃગચર્મ, ચીમટા ને ત્રિશૂળ ધારણ કરે છે, ને ગાંજાના દમ લગાવી ફરતા ફરે છે. કેટલાક શાસ્ત્રોના અધ્યયન – અધ્યાપનમાં વખત વિતાવે છે તો કેટલાક લેખનના વ્યવસાયમાં રસ લે છે; બીજા કેટલાક જગતને મિથ્યા માની – મનાવી ભિક્ષા પર જીવન પૂરું કરે છે ને પ્રવૃત્તિમાત્રને

પ્રપંચ માની ધિક્કારે છે; કેટલાક ભક્તિની બાહ્ય વિધિમાંથી જ ઊંચા નથી આવતા; કેટલાક તીર્થાટન, અનુષ્ઠાન કે વ્રતનું પાલન કર્યા કરે છે; એમાં સાચી આધ્યાત્મિકતા કેટલીક વાર દબાઈ ને ભુલાઈ જાય છે. માટે સૌએ જીવનની ધન્યતા ને ધર્મના ધ્યેયની આ વાત યાદ રાખવાની છે. માણસ ગમે ત્યાં રહે ને ગમે તે કરે, મનને નિર્મળ ને સાત્વિક બનાવી તેણે પ્રભુમય થવાની જરૂર છે. પરમાત્માના પવિત્ર પ્રેમપ્રકાશને તેણે પોતાના જીવનમાં, તન, મન ને અંતરમાં ઝીલતાં ને ઉતારતાં શીખવાની ને પરમાત્માની પાસે પહોંચવાની જરૂર છે. માનવજાતિ દિવસેદિવસે વિકાસ ને સંશોધનનાં નવાંનવાં ક્ષેત્રો સર કરે છે ને આગળ વધે છે. સંપત્તિ, ભૂમિ ને શક્તિની પણ સંસારમાં કમી નથી. છતાં માનવ આજે ભયભીત છે, અશાંત ને દુઃખી છે, ને યુદ્ધ ને હિંસાના પડછાયા બધે પથરાઈ રહ્યા છે. આપણને એવું જગત જોઈએ છે જેમાં સત્ય, પ્રેમ, સંપ, સેવા ને સહકારનાં તત્ત્વો કામે લાગ્યાં હોય ને હિંસા, યુદ્ધ, દમન ને શોષણની ભૂતાવળ કાયમને માટે દૂર થઈ હોય, માનવની માનવ તરીકેની મહત્તા જેમાં સ્થાપિત થઈ હોય ને તેની મારફત સમાજ, દેશ ને દુનિયાની પ્રગતિને મદદ મળતી હોય. તે માટે ધર્મના સાચા આચરણની જરૂર છે; જીવનને પ્રભુમય કરવાની અત્યંત આવશ્યકતા છે.

## [૧૩] પૂર્ણાહુતિ – શાંતિપાઠનો નવો ધ્વનિ

ઉપનિષદને અંતે શાંતિપાઠ આવે છે ને તેમાં ઇન્દ્ર, પૂષા, ગરુડ ને બૃહસ્પતિ સૌનું મંગલ કરે એવી ભાવના કરવામાં આવે છે. સમય બદલાય છે તેમ આ ભાવનામાં પણ જરૂરી ફેરફાર કરવાની જરૂર છે. કર્મકાંડના ભાવો જમાનાને અનુકૂળ ને ઉપયોગી થવા જોઈએ. દેશ આજે સમૃદ્ધ ને સુખી થવું હોય તો ભક્તિ, જ્ઞાન ને સેવાની સાધનાની સાથેસાથે ભૌતિક રીતે પણ પ્રગતિ કરવી પડશે. વિજ્ઞાનવાદના આ યુગમાં આખી દુનિયા જ્યારે

ડગલે ને પગલે ને પૂરઝડપે આગળ વધી રહી છે ત્યારે દેશને સમૃદ્ધ કરવા ખેતી, વીજળી, પાણી ને બીજી સમસ્યાઓમાં પ્રવીણ થઈને તેને હલ કરવી પડશે; નદીના વિશાળ પાણી ને વરસાદનો સદુપયોગ કરતાં ને ધરતીને વધારે ને વધારે સમૃદ્ધ કરી માનવતાને મદદરૂપ થતાં શીખવું પડશે. આધુનિક કાળના ઇન્દ્ર, વરુણ, ગરુડ, (વાહન ને વિમાન), બૃહસ્પતિ (કળા, જ્ઞાનવિજ્ઞાનની વિકાસ ને વિવેકશક્તિ), ને પૂષાદેવ (વિદ્યુત ને એટમ શક્તિ) તો જ સૌનું કલ્યાણ કરી શકશે. ભારત ને સંસાર તેમની ઉપાસના કરે ને મદદ જરૂર મેળવે, પરંતુ પોતાના આત્માને ભૂલે નહિ, માનવતા ને પરમાત્માની આરાધના, સેવા ને નિષ્ઠાને ચૂકે નહિ એવું આપણે ઇચ્છીએ છીએ. સભ્યતાની પ્રત્યેક પ્રવૃત્તિ માનવતાના વિકાસમાં મદદરૂપ ને ઈશ્વરને ઓળખવાની પ્રેરણા પાનારી થવી જોઈએ. માનવતાનું ખૂન કરનારી ને ઈશ્વરને ભુલાવનારી ને તેમાં ગૌરવ ગણનારી સભ્યતા ગમે તેવી ચમકદમકવાળી ને સુખદ હોય તોપણ મંગલમય નહિ થઈ શકે એ નક્કી છે; આદર્શ પણ નહિ બની શકે.

ૐ

# માંડૂક્ય ઉપનિષદ

## મહત્ત્વના મુદ્દા

[૧] શરૂઆત
[૨] અમૃતનો આસ્વાદ
[૩] શાંતિપાઠની ભાવના
[૪] બધું ૐરૂપ જ છે.
[૫] 'આત્મા બ્રહ્મ છે'નો સંદેશ
[૬] આત્માની ચાર અવસ્થા
[૭] આત્માનું જ્ઞાન
[૮] રસ ને આનંદની સહજતા
[૯] ૐકાર ને આત્માની એકતા
[૧૦] લયદશાનો લાભ
[૧૧] પૂર્ણાહુતિ

# માંડૂક્ય ઉપનિષદ

## [૧] શરૂઆત

છેલ્લેછેલ્લે જે વિચારો વ્યક્ત થાય છે તે પરથી કોઈએ એમ માની લેવાની જરૂર નથી કે આપણે એકલી આધુનિકતાની જ તરફેણ કરીએ છીએ ને દેશે બધી રીતે આધુનિક થઈ જવું એમ માનીએ છીએ. આપણા કહેવાનો ભાવાર્થ એવો નથી. આધુનિક સભ્યતા ને વિજ્ઞાનના વિકાસમાંથી મદદ મેળવી આપણે સાંસારિક રીતે વધારે ને વધારે સુખી, સમૃદ્ધ ને શક્તિશાળી જરૂર થવું જોઈએ. સાંસારિક સુધારણા ને તેનાં ઉપયોગી સાધનોની ઉપેક્ષા આપણે ન કરી શકીએ; તેનાં તરફ ઉદાસીન પણ ન બની શકીએ. આ બધા આવિષ્કારો ને માનવે કરેલી ઉપયોગી શોધોને આપણે સમુદ્રમાં સમાવી દેવાની વાત નથી કરતા; ફક્ત તે માનવતાને પોષક હોય ને સંસારની સુખાકારી તેમ જ શાંતિમાં વધારો કરે ને પોતાનો નમ્ર ફાળો આપે એમ ઇચ્છીએ છીએ. એ રીતે આપણે આધુનિકતાને અવશ્ય આવકારીશું. પરંતુ સાથેસાથે તેના નશામાં અંધ બનીને પહેલાંનું જે સારું છે તે ભુલાય, વગોવાય ને તજાય નહિ એમ પણ ઇચ્છીશું. ભારત પાસે ગૌરવપૂર્ણ ભૂતકાળ છે; કળા, સાહિત્ય ને ધર્મ અથવા તત્ત્વજ્ઞાનની વિપુલ સામગ્રી છે. આ દેશની ભવ્ય આધ્યાત્મિકતા સદા યાદ રહે ને સૌને પ્રેરક બને એવું આપણે ઇચ્છીએ છીએ. ધર્મ ને આધ્યાત્મિકતાની દૃષ્ટિએ

આ દેશે કોઈની નકલ કરવાની જરૂર નથી. તેનો અમૂલ્ય ને અખૂટ વારસો દેશ પાસે પડેલો છે, ને તે કોઈ પણ સમય ને પ્રજા માટે પ્રેરણાત્મક ને પ્રાણપ્રદાયક છે, એમાં જરા પણ શંકા નથી. ભારત પોતાની સ્વતંત્ર ને શક્તિશાળી સંસ્કૃતિ ને આધ્યાત્મિકતાને સાચવીને તેમ જ પોષીને વર્તમાન વૈજ્ઞાનિક વિકાસની મદદથી કાયાપલટ કરે તે જ બરાબર છે. ધર્મ, ભક્તિ ને ઈશ્વરને યાદ રાખવાથી જ દેશની શક્તિ સચવાઈ રહેશે. પણ તે માટે જીવનના સતત નિરીક્ષણની જરૂર છે. ધર્મ ને તત્ત્વજ્ઞાન કેવળ વેદ ને ઉપનિષદ જેવા ગ્રંથોના અધ્યયનમાં જ સમાઈ ન જાય; પણ જીવનમાં સાકાર બને તે જરૂરી છે. વ્યવહારપરાયણ માણસને તેનાથી ડગલે ને પગલે બળ, મદદ ને માર્ગદર્શન મળે તે માટે તેને વ્યાવહારિક કરવાની જરૂર છે. ભક્તિ ને ઈશ્વર એકલા મંદિરમાં ને માળા તથા બાહ્ય વિધિવિધાનોમાં જ નહિ પરંતુ જીવમાત્રમાં છે એમ માનવાની ને પ્રત્યેક પ્રવૃત્તિને ભક્તિમય બનાવી ઈશ્વરાર્પણ કરવાની ટેવ કેળવવાની જરૂર છે. નીતિ ને સદાચારની ઉપેક્ષા કોઈ પણ પ્રજાને ગૌરવ ન આપી શકે ને સુખશાંતિ પણ ન ધરે. તેનું સ્વાગત કરી સૌએ મન ને ઇંદ્રિયોનો સંયમ સાધતાં શીખવાની ને મન, વચન, કર્મ તેમ જ વિચારને વધારે ને વધારે નિર્મળ કરવાની જરૂર છે; પ્રેમ, દયા, નિર્ભયતા, પવિત્રતા ને સેવાભાવને કેળવવાની જરૂર છે. બહારના શરીર ને દેખાવને સાફ રાખવાનું જેમ ખૂબ ધ્યાન રાખવામાં આવે છે તેમ અંતર સદાય સાફ ને સુવાસિત રહે ને તેના પર લગીરે ડાઘ ન પડે તેને માટે અસંત જાગ્રત રહેવાની જરૂર છે. તે રીતે જ માણસ ને માણસોની સમાજ સુખી થઈ શકે, શાંતિ મેળવે ને પોતાના જીવનના એકછત્ર સ્વામી બને. એવા સ્વામિત્વની જ વૈદિક ઋષિએ કામના કરી છે. તેને સિદ્ધ કરવાના જેટલા પ્રયાસ થાય એટલા ઓછા છે. બહારનાં સાધનોની સહાયથી સુખી થવા ઇચ્છતા માનવે સાચા સુખી થવા એવું સ્વામિત્વ મેળવવું જરૂરી છે.

ઉપનિષદના અમૃતનો આસ્વાદ લેતાં લેતાં આપણે આટલે સુધી આવી પહોંચ્યા છીએ. અમૃતના ગુણ ઘણા ગવાય છે. તે ખરેખર કેવું છે તેની આપણને ખબર નથી. પરંતુ ભારતના પરમાત્મપ્રેમી ઋષિવરોએ આપેલા આ જ્ઞાનામૃતનો આસ્વાદ તો ખરેખર અનેરો છે. હિમાલયની દૈવી ભૂમિમાં બેસીને આપણે પ્રભુની પરમકૃપાથી એ અમૃતના ઘૂંટડેઘૂંટડા પી રહ્યા છીએ એ ભાગ્ય કાંઈ ઓછું નથી. તન, મન ને અંતરને એથી અપાર તૃપ્તિ મળે છે.

## [ ૨ ] અમૃતનો આસ્વાદ

ભાગવતમાં એક સુંદર વાત આવે છે. દેવો ને દાનવોએ સમુદ્રનું મંથન કર્યું. તે વખતે કહે છે કે તેમાંથી જુદાંજુદાં રત્નો નીકળ્યાં. છેવટે તેમાંથી અમૃત મળ્યું. અમૃતને જોઈને બધાનાં પ્રસન્નતાનો પાર ન રહ્યો. અમૃતનું પાન કરવાની ને તેથી અમર થવાની ઇચ્છા કોને ન હોય? દેવો ને દાનવો તેને માટે તલપાપડ થઈ ગયા ને પડાપડી કરવા લાગ્યા. દેવોની ઇચ્છા દાનવોના હાથમાં અમૃત ન જાય તેવી હતી. દાનવો પણ બદલામાં એવું જ ઇચ્છતા હતા. પરિણામે તેમની વચ્ચે ઘર્ષણ થયું ને ભગવાનને મોહિની સ્વરૂપ લેવું પડયું. મોહિની સ્વરૂપથી મુગ્ધ થઈને દાનવોએ ભગવાનને અમૃતનો કુંભ આપી દીધો. ભગવાને તે લઈને દેવ ને દાનવોની વચ્ચે ફરવા માંડયું. પરંતુ દાનવોના હાથમાં અમૃત જાય તો તે બધા અમર બની જાય ને સંસારને સદાને સારુ સંકટમાં નાખી દે. એટલે ભગવાને તેમને માત્ર હાવભાવ ને પોતાના વિશ્વવિમોહન રૂપથી જ રાજી કર્યા ને અમૃત દેવોને પાઈ દીધું. દાનવો બહુ લાંબે વખતે આ વાત સમજી શકયા. પરંતુ પછી શું થાય! અણીનો અવસર તેઓ તેમના જ અજ્ઞાન ને મોહને લીધે ચૂકી ગયા હતા. એ વાતમાં મોટો સાર સમાયેલો છે. પરમાત્માના પ્રેમ કે જ્ઞાનનું મહામહેનતે મેળવેલું અમૃત કેટલીક વાર માણસના

હાથમાંથી એટલા માટે છટકી જાય છે ને તેનાથી તે એટલા માટે વંચિત રહી જાય છે કે તે શરીર ને સંસારના બહારના મોહમાં ને બીજી આડવાતોમાં પડી જાય છે. એ અજ્ઞાન, અવિવેક કે મોહથી જાગ્રત રહેવાની ને મુક્તિ મેળવવાની ખૂબ જરૂર છે. તો જ માણસ જીવનનો આનંદ અલિપ્તતાથી લઈ શકે ને એને અમૃતમય કરી શકે.

અમૃતના આસ્વાદથી દેવો ધન્ય થયા. ઉપનિષદનું અમૃત પણ એવું જ છે. મહાપુરુષોના જીવનના મહામંથનને અંતે તે બહાર નીકળ્યું છે. આત્માને શાંતિ આપવાની, ને જીવનને ધન્ય કરવાની તેનામાં શક્તિ છે. એનો આસ્વાદ સૌ કોઈને માટે ઉઘાડો છે. તે માટે કોઈ ભેદભાવ નથી. દેવ ને દાનવ – સારા ને નરસા બધા તેના સ્વાદ ને પાનથી ધન્ય થઈ શકે છે. ફક્ત તેનો લાભ લેવાની પ્રામાણિક ઇચ્છા થવી જોઈએ. હા, જે ઉત્તમ માનવ બનવાનો નિરંતર પ્રયાસ કરશે ને સાત્વિકતાની વૃદ્ધિ કરી જીવનને દૈવી બનાવવા તત્પર હશે તે સ્વાભાવિક રીતે જ તેનો વધારે સારો લાભ લઈ શકશે ને વધારે સ્વાદ મેળવશે.

શાસ્ત્રોનું કેવળ પઠન ને પારાયણ કરીને જ જે બેસી રહે છે ને બદલામાં જીવનની ધન્યતાના મોટા ફળની આશા રાખે છે તેની દશા તો તેના જેવી છે જે ભોજનની સામે પીરસેલી થાળીને જોઈ રહે છે ને તેટલાથી જ ભૂખ ભાંગવાની ઇચ્છા રાખે છે; અથવા તો નદીના દર્શનમાત્રથી તીવ્ર તરસ મટાડવાની ઇચ્છાવાળા માણસ જેવી તેની દશા છે. ઝાડને દૂરથી જોયા કરવાથી કે તેનાં ગુણગાન ગાવાથી કોઈને તેની શીતળ છાયાનો લાભ નથી મળી જતો. તે રીતે શાસ્ત્રોના સંબંધમાં પણ સમજવાનું છે. શાસ્ત્રોનું પૂજન, પઠન ને પારાયણ કરીને બેસી રહેવાને બદલે તેમાંથી જીવનની ઉન્નતિ માટેનો ઉપયોગી મસાલો મેળવી લઈને તેનાથી જીવનને સમૃદ્ધ ને શાંતિમય કરવાની કોશિશ કરવી જોઈએ. તો જ શાસ્ત્રોનું

મનન પ્રાણપ્રદાયક બની શકે. આ વાત જેટલી યાદ રખાય એટલી ઓછી છે. એ પ્રમાણે કરવાથી ઉપનિષદના અમૃતપાનથી પણ માણસ મધુમય ને ધન્ય બની શકે. સંસારના આ મહાન મેળામાં આપણે સામેલ થયા છીએ. તેનો નિર્ધારિત વખત વીતી જાય તે પહેલાં આવો, આપણે જીવનનું નિરીક્ષણ ને મંથન કરીએ ને એના અમૃતનો દેવદુર્લભ આસ્વાદ લઈએ. પરમાત્માની કૃપાથી આપણે એ મોટા ને જરૂરી કામમાં સફળ થઈએ.

[૩] શાંતિપાઠની ભાવના

જ્ઞાનનાં રહસ્યોનો વિચાર બને તેટલી શાંતિથી કરવાની જરૂર છે. તો જ તેમનો સાર યથાર્થ રીતે સમજી શકાય. ઉપનિષદના વિચાર પહેલાં શાંતિપાઠની ભાવના કરવામાં આવે છે ને ઉપનિષદની પૂર્ણાહુતિ કે પરિસમાપ્તિ પણ તે ભાવનાથી જ કરવાની પરિપાટી છે. આ ઉપનિષદનો આરંભ પણ શાંતિપાઠથી જ થાય છે. તેમાં ઋષિ દીર્ઘ જીવનની સાથેસાથે મંગલમય ને શક્તિશાળી જીવનની કામના કરે છે. જીવન ગમે તેટલું લાંબું કે મોટું હોય પણ મંગલ ન હોય, નિર્મળ ન હોય, ને તેનાથી પોતાના તેમ જ બીજાના હિતસાધનની કોઈ જ શક્યતા ન હોય, ને એથી ઊલટું, અશુદ્ધિ, આળસ, અજ્ઞાન ને અનાચારનો અવતાર બનીને પોતાને તેમ જ બીજાને ભારરૂપ ને નડતરરૂપ થતું હોય, તો તેનું જીવન ભાગ્યે જ કોઈને પસંદ પડે. ટૂંકું પણ સારું જીવન સદાય ઇચ્છવા જેવું છે. માણસ કેટલું જીવે છે તેના કરતાં કેવી રીતે જીવે છે તે વધારે મહત્ત્વનું છે. લાંબું જીવન જો ઉત્તમ કે સારું જ હોય તો તો પછી પૂછવું જ શું ! તે બધી રીતે મંગલમય બની જાય છે ને શોભારૂપ થાય છે. ઋષિએ તેવા જ જીવનની કામના કરી છે. તે જીવનમાં કોઈની તરફ તિરસ્કાર કે વેરભાવ નથી, પરંતુ સૌની પ્રત્યે પ્રેમ ને પરમાત્મભાવ છે. તન, મન ને ઇંદ્રિયોનો બનતો સંયમ સાધી, તેમને નિર્મળ કરી, પરમાત્મદર્શન ને જીવનની

ઉન્નતિના કામમાં તેમને સાધક બનાવવાનો નિરધાર છે. તેવું જીવન કલ્યાણકારક ને સંસારને શોભારૂપ થઈ પડે એમાં શંકા નથી. તેવા જીવનની સિદ્ધિ માટે ઋષિ શાંતિપાઠના બીજા મંત્રમાં પ્રાર્થના કરે છે, ને પરમાત્મા તથા દેવોના આશીર્વાદ માગે છે. ઇન્દ્રિયોના સ્વામી આત્માને ઇન્દ્રનું નામ આપી શકાય. તેની કીર્તિ ચરાચરમાં બધે વિસ્તરેલી છે. મનને પૂષાદેવ કહી શકાય. તે બધું જાણી શકે છે. તે બંને—આત્મા ને મન મંગલકારક થાય એવી ભાવના કરવામાં આવી છે. બધે સંચાર કરવાની શક્તિવાળાં ચરણ ગરુડ જેવાં છે. તેમના પર જીવનની ઉન્નતિનો ઘણો આધાર રહે છે. તે સારા સ્થાનમાં જાય તો ઉન્નતિ થાય ને ખરાબ સ્થળે જાય તો પતન. તે પુરુષાર્થનાં પ્રતીક છે. તે ઉપરાંત, માણસની અંદર રહેલી પ્રજ્ઞા, બુદ્ધિ અથવા વિવેકશક્તિ તે બૃહસ્પતિ છે. જીવનનું સુકાન તે સંભાળે છે એમ કહી શકાય. તેની નિર્મળતા, સ્થિરતા, દૃઢતા ને મંગલમયતા પર જીવનની ઉજ્જવળતા ને સફળતાનો મોટો આધાર રહે છે. એટલે તે પણ મંગલમય બને ને જીવનની ધ્યેયપ્રાપ્તિમાં મદદરૂપ બની જીવનનું કલ્યાણ કરે એવી ઋષિએ કામના કરી છે. તે પાઠનું પારાયણ આપણે વરસોથી કરીએ છીએ ને આપણાં વિવિધ વિધિવિધાનોમાં પણ તે મંત્રને સાંભળીએ ને બોલીએ છીએ; પરંતુ સમયને અનુસાર તેનો સાર કાઢી જીવનની ક્રાન્તિ કે કાયાપલટ કરવામાં તેનો ઉપયોગ ભાગ્યે જ કરીએ છીએ. નથી જ કરતા એમ કહીએ તો કાંઈ જ ખોટું કે અતિશયોક્તિભર્યું નથી. આપણા ઘણાખરા મંત્રો, શ્લોકો ને પાઠની દશા આવી જ થઈ છે. જીવનને મદદરૂપ થાય તેવો મોટો મસાલો તેમાં પુષ્કળ પ્રમાણમાં ભરેલો છે. પરંતુ આપણે તેમનો ઊંડો વિચાર કરીને આગળ વધતા નથી. એટલે વરસો વીતી જાય તોપણ શ્લોકો, મંત્રો ને પાઠો એવા ને એવા જ સ્વસ્તિવાચન, અનુષ્ઠાન કે પારાયણ પૂરતા રહે છે ને કંઠથી નીચે ઊતરી, શ્વાસોચ્છ્વાસમાં સમાઈ જઈ, ફેફસાંમાં ફરી વળીને રક્તમાં રણકી ઊઠતા

નથી. એક બાજુ પૂજાપાઠ, અનુષ્ઠાન, વિધિવિધાન ને બીજી બાજુ આપણું વ્યાવહારિક જીવન એમ આપણો પ્રવાસ દ્વિવિધ બની જાય છે. બંને વચ્ચે મેળ જ નથી ખાતો. બે સમાંતર સીધી લીટીની જેમ તે બંને કદી મળતાં જ નથી. ધર્માચરણનું પ્રત્યક્ષ ફળ એ રીતે આપણા હાથમાંથી જતું રહે છે, ને ધર્માચરણમાં પ્રમાદ ન આવે માટે આપણને પરલોક ને મરણ પછીના સુખોપભોગની કલ્પનાનું શરણ લેવું પડે છે. પરલોક ખોટો નથી પરંતુ આ લોક પણ એક મહત્ત્વનો લોક છે; તેમાં આપણે શ્વાસ લઈએ છીએ; એટલે તેને સુધારવા તરફ આપણે ખાસ ધ્યાન આપવું જોઈએ. એ સદા યાદ રાખવાનું છે. તેથી મોટો લાભ થાય તેમ છે.

પરલોકની લાલસા ને સુખપ્રાપ્તિની પ્રતીક્ષામાં આ લોક તરફ બેદરકાર બનવાની ને આંખમીંચામણાં કરવાની વૃત્તિ કેટલાક લોકોમાં જોર પકડતી જાય છે. તો કેટલાક લોકો એવા છે જે વર્તમાનને જ સર્વ કાંઈ માની, આ લોકની સુખસામગ્રીમાં લીન બની, પરલોક પ્રત્યે બેદરકાર બને છે ને તેની હાંસી ઉડાવે છે. ઉત્તર ને દક્ષિણ ધ્રુવ જેવી એ બંને જાતની વૃત્તિઓ તંદુરસ્ત મગજની નિશાની નથી ને માણસને મોટે ભાગે નુકસાન કરે છે એ નિર્વિવાદ છે. આ લોક ને પરલોક બંને બરાબર છે ને બંનેને પોતપોતાનું મહત્ત્વનું સ્થાન છે. આલોકની આસક્તિ ને પરલોકની બીક બંને બરાબર નથી. પરલોકની બીક ને તૃષ્ણાથી જે થાય છે તે ધર્માચરણને વિવેકી કે આદર્શ ન કહી શકાય. તેવું ધર્માચરણ માણસનું વાસ્તવિક કલ્યાણ નહિ કરી શકે. ધર્માચરણ એક કર્તવ્ય તરીકે ને જીવનની ઉન્નતિ ને સમૃદ્ધિ માટે થવું જોઈએ. પરલોકની ઉચ્ચ ગતિનો તેમાં વિચાર ભલે હોય પરંતુ આ લોકની અવગણના તો ન જ હોય. આ લોકને વધારે ને વધારે સુખી ને સમૃદ્ધ કરવાની સાથેસાથે જીવન અનંત છે, ને આ જીવનના કર્મની અસર બીજા જીવનમાં પણ પડવાની છે, એ યાદ રાખવાની જરૂર છે.

ઉપનિષદના ઋષિ શાંતિપાઠમાં વર્તમાન જીવનને મંગલમય કરવાની કામના કરે છે ને તે માટે પરમાત્માની મદદ માગે છે.

स्वस्ति न इन्द्रो वृद्धश्रवाः स्वस्ति नः पूषा विश्ववेदाः ।
स्वस्ति नस्तार्क्ष्यो अरिष्टनेमिः स्वस्ति नो बृहस्पतिर्दधातु ॥
ॐ शान्तिः शान्तिः शान्तिः ॥

એનો ભાવાર્થ જરા વધારે સારી રીતે કરીને કહી શકીએ કે મહાન યશવાળા ઇન્દ્રરૂપે, સૌને જાણનારા પૂષારૂપે, ન અટકાવી શકાય એવી ગતિવાળા તાર્ક્ષ્ય એટલે ગરુડરૂપે ને બૃહસ્પતિરૂપે જેનું વર્ણન કરવામાં આવ્યું છે તે પરમ કૃપાળુ પરમાત્મા અમારું સૌનું કલ્યાણ કરો ને અમને સર્વ પ્રકારે શાંતિ આપો.

[૪] બધું ૐરૂપ જ છે

શાંતિપાઠની એવી સુંદર ભાવના સાથે આ ઉપનિષદ શરૂ થાય છે. વિદ્વાનોને માટે આધારભૂત ને મનન કરવા યોગ્ય કહેવાયેલાં દસ ઉપનિષદોમાં આ ઉપનિષદ એક નાનું છે. તેમાં બધા મળીને બાર જ મંત્ર છે. પરંતુ ઘણું સારું મનાય છે ને વખણાય છે. આ ઉપનિષદની ગાગરમાં તત્ત્વજ્ઞાનના સારનો સાગર સમાવી લેવામાં આવ્યો છે એમ કેટલાક વિદ્વાનો ને વિચારકોનું માનવું છે. આ ઉપનિષદમાં મોટે ભાગે ૐકારની જ વિચારણા રજૂ કરવામાં આવી છે ને ૐકારની જુદીજુદી માત્રા વિશે વિવરણ કરી ૐકારની ઉપાસનાનું ફળ બતાવવામાં આવ્યું છે.

પાતંજલ યોગદર્શનમાં ૐકારને પરમાત્માનું નામ કહેવામાં આવ્યું છે ને પરમાત્માના પ્રતીક તરીકે તેની ગણના કરી છે; તે પ્રમાણે આ ઉપનિષદમાં પણ ઋષિ ૐકાર પરમાત્મારૂપ જ છે એમ કહે છે. પરંતુ વધારામાં એક બીજો ઉત્તમ વિચાર પણ રજૂ કરે છે. સામાન્ય રીતે એમ મનાય છે કે પરમાત્મા પોતે જ સંસારના રૂપમાં મૂર્ત કે પ્રકટ થયા છે. પરમાત્મા એક ને અદ્વિતીય

છે એમ કહીએ ને તેમને બધે વ્યાપક ગણીએ છતાં સંસારની હયાતી તેનાથી અલગ માનીએ તો પરમાત્માની એકતા ને મહાનતામાં દોષ આવે છે ને પરમાત્મા ને સંસાર એવાં બે તત્ત્વોને માનવાં પડે છે. એટલે તે વિચારને સદોષ સમજીને પરમાત્મા એક છે, અભિન્ન છે, ને સંસારના વિવિધ સ્વરૂપે પણ તે જ વ્યક્ત થયા છે એમ માનવું ડહાપણભર્યું ને બરાબર લાગે છે. આ ઉપનિષદના આરંભમાં ઋષિ આપણને એ જ સત્યની પ્રતીતિ કરાવે છે ને કહે છે કે આ બધું ૐ અક્ષર કે અવિનાશી ૐ રૂપ જ છે.

ओमित्येतदक्षरमिदं सर्वम् ।

સર્વમ્ એટલે બધું જ. બધું જ ? હા. બધું જ. ભૂતકાળમાં જે થઈ ગયું છે, વર્તમાનમાં થઈ રહ્યું છે, ને ભવિષ્યમાં થવાનું છે, તે બધું જ સર્જન પરમાત્મામાંથી પ્રકટ થયેલું ને પરમાત્મા-રૂપ છે. સૌના રૂપમાં પરમાત્મા પોતે જ વિલસી રહ્યા છે. એ જ મહાન ને અવિનાશી પરમાત્મતત્ત્વ બધા પદાર્થોમાં પ્રવેશીને બધા રૂપે રમી રહ્યું છે. જે દેખાય છે, સંભળાય છે ને અનુભવાય છે, તે તેનું જ સ્વરૂપ છે, એનો જ એકમાત્ર આવિર્ભાવ છે, એમ સમજવાનું છે. ઉષાના રૂપમાં વહેલી સવારે એ જ ઊગે છે ને સૂર્યના સ્વરૂપે પ્રકાશે છે. તારા ને ચંદ્રના રૂપમાં એ જ ચારુ લાગે છે. નદી, ઝરણાં, સરોવર ને સાગરના સ્વરૂપમાં એ જ પોતાના સુમધુર સંગીતસ્વરે વહ્યા કરે છે, ને પર્વતના રૂપમાં એ જ અચળ બની હસ્યા કરે છે. પુષ્પોમાં ને પંખીની સુમધુર સુરાવલિમાં પણ એ જ છે. વરસતા વરસાદમાં એ જ પોતાનું સુમધુર સંગીત ગાતાં ધરતીને ભેટે છે ને વાદળમાં એ જ ગર્જે છે. પશુ, પંખી ને મનુષ્યમાં તે જ પ્રકાશે છે. ટૂંકમાં કહીએ તો સંસાર તેનું જ રૂપ છે. તેના વિના કોઈનું અલગ કે સ્વતંત્ર અસ્તિત્વ હોઈ શકતું નથી.

સામાન્ય રીતે અનુભવ કે વિવેક વિનાના માણસને આ વાત શેખચલ્લીના તરંગ કે ટાઢા પહોરનાં ગપ્પાં જેવી લાગે પરંતુ ખરેખર તેમ નથી. સ્વામી વિવેકાનંદને પણ પહેલાં આ વાતમાં વિશ્વાસ ન હતો. રામકૃષ્ણદેવ જ્યારે અભેદદર્શનની આવી વાત કરતા ત્યારે તે હસતા ને તેમની ઠેકડી પણ ઉડાવતા. પરંતુ શ્રી રામકૃષ્ણદેવની કૃપાથી એક વાર તેમને તેવી અલૌકિક અવસ્થાની પ્રાપ્તિ થઈ, ને તેને પરિણામે જ્યાં જ્યાં નજર પડે ત્યાં બધે જ તેમને પરમાત્મતત્ત્વની ઝાંખી થવા માંડી. તેમના કહ્યા પ્રમાણે તેમની તે અવસ્થા લગભગ ત્રણેક દિવસ રહી. હાવરાના પુલ પરથી પસાર થતી વખતે તે તેના થાંભલાને માથું લગાડી જોતા જેથી તેમને પુલ છે કે નહિ તેની ખાતરી થાય. ત્રણેક દિવસના સતત સ્વાનુભવ પછી તેમની તે દશામાં ફેર પડ્યો ત્યારે તેમને ખાતરી થઈ કે રામકૃષ્ણદેવ જે કહે છે તે ખોટું નથી ને પરમાત્માની સત્તા ચર ને અચર બધે જ એક સરખી રહી છે. તે પછી જ તે અદ્વૈતવાદના મહાન હિમાયતી બની શક્યા હતા. સંસારમાં સર્વત્ર પરમાત્માનો સાક્ષાત્કાર કરવાની એ અવસ્થા માણસના જીવનમાં આવે છે ને અવારનવાર પ્રકટે છે પણ ખરી, પણ બીજું બધું ભાન ભૂલીને લાંબો વખત કે કાયમ માટે માણસ તે જ અવસ્થામાં રહે તેવું બનવું જરા કઠિન છે. તેવું કોઈક વિરલ માનવના સંબંધમાં જ બને છે, ને ત્યારે તેનાથી કોઈ બહારનાં વ્યાવહારિક કામ થઈ શકતાં નથી. પોતાના શરીરનાં જરૂરી કુદરતી કર્મ પણ તેનાથી નથી થઈ શકતાં. તેવું કોઈક જ વાર બને છે. બાકી મોટે ભાગે તો એવું જ થાય છે કે આત્માનુભવ ને સૌમાં પરમાત્માના સાક્ષાત્કારની એ મહાન ભૂમિકાએ પહોંચ્યા પછી માનવ તે અનુભવની મૂડી ને અવસ્થાને અંતરંગ દૃષ્ટિએ અખંડ રાખી જરૂરી વ્યવહાર કે કર્મ કરવાની શક્તિ મેળવે છે. આત્મિક રીતે તે આત્માની અખંડતા ને વ્યાપકતાનો અનુભવ નિરંતર કર્યા કરે છે, ને બાહ્ય રીતે લૌકિક કર્મ કરે છે. ગમે તેટલાં મોટાં ને સતત કર્મ કરવા

છતાં તેની આત્માનુભવની અવસ્થામાં દોષ નથી આવતો કે ફેર પણ નથી પડતો. સંસારમાં જે પયગંબરો, અવતારી પુરુષો ને ધર્મના મહાન સ્થાપકો ને ઉપદેશકો થયા છે તે મોટે ભાગે એવા જ શક્તિશાળી મહાપુરુષો હતા.

બધે પરમાત્માનું દર્શન કરાવનારી આ દશા કોઈ બળજબરી કરીને ઉપરથી લાદેલી દશા નથી. તે કોઈ નકલ કરવાની વસ્તુ પણ નથી. તે તો એક સહજ અથવા સ્વાભાવિક દશા છે, ને સાધનાને પરિણામે, અંદરના વિકાસના ફળરૂપે, આપોઆપ જ આવી મળે છે. મનની નિર્મળતા થતાં તેમાં વિવેક જાગે છે, ને તેને લીધે દૈવી દૃષ્ટિની પ્રાપ્તિ થાય છે. તેને લીધે જુદાજુદા ને બહારથી વિભિન્ન દેખાતા પદાર્થો કોઈ એક સનાતન ને શક્તિશાળી સત્તાના સૂત્રમાં બંધાયા હોય એવો અનુભવ થાય છે. એ અનુભવને કામચલાઉ કે ઉપજાવી કાઢેલો માનીએ તોપણ, તેનાથી અનેક લાભ થાય છે. માણસ પોતાના વ્યવહારમાં વધારે પ્રેમાળ, પવિત્ર, રાગદ્વેષ વિનાનો, સેવાભાવવાળો, નમ્ર, નિખાલસ, કપટ ને પ્રપંચરહિત તથા પ્રભુમય બને છે. જે અનુભવથી માનવ દૈવી સંપત્તિનો સ્વામી ને ચાહક બને છે, જીવન પોતાને તથા બીજાને માટે મંગલમય થાય છે, ને માનવતાને મદદ મળે છે, તે અનુભવ સદાને માટે આદરણીય ને અનુકરણીય છે એમાં શંકા નહિ. એને આપણે અવશ્ય અભિનંદન આપીશું. સાધનાના સહજ પરિણામરૂપે એ અનુભવની પ્રાપ્તિ થાય છે એ આપણે કહ્યું છે. પરંતુ તે અનુભવ માટે માણસ વિવેકનો પ્રયોગ પણ કરી શકે છે. પોતાની બુદ્ધિ કે સમજશક્તિથી સૌની અંદર પરમાત્માની સત્તા રમી રહી છે એવો અનુભવ કરવાનો અભ્યાસ પાડવાથી પણ ધીરેધીરે લાભ જ થાય છે ને એવો અનુભવ પાછળથી સહજ બને છે. સહજ રીતે મેળવેલો કે અભ્યાસની મદદથી કરેલો અનુભવ પોતાને ને બીજાને માટે મંગલકારક બને ને જીવનની કાયાપલટ કરી તેને વધારે ને વધારે ઉજ્જવળ, નિર્મળ ને રસમય કરે તે જ જોવાનું

છે. તે હેતુ સધાતો હોય તો તો આપણને લાભ જ લાભ છે. માટે જીવનને એવા અનેરા અભેદભાવના અનુભવથી આલોકિત કરવા પળેપળે પ્રયાસ કરવાની જરૂર છે. (જે દેખાય છે તે પ્રભુનું જ રૂપ છે; સુંદર, અસુંદર, ઉત્તમ, અધમ, આકર્ષક ને અનાકર્ષક – બધું તેનું જ સ્વરૂપ છે, ને તેનું જ પ્રતિનિધિત્વ રજૂ કરે છે, એવી ભાવના કેળવવાની ને તેમની તરફના વ્યવહારમાં પલટો લાવવાની જરૂર છે. માનવ, પશુ, પ્રાણી ને પંખીમાં તેનો જ પ્રકાશ છે; તે જ વિશાળ વનમાં હરિયાળી થઈને પથરાઈ રહ્યો છે, ને સુંદર સુમનમાં પણ તે જ સ્મિત કરે છે; પોતાના મસ્તકને બરફના મુકુટથી સુશોભિત કરીને પર્વતોનું રૂપ લઈને એ જ આંખને આનંદ આપે છે, ને ગિરિશિખરથી ઘોર ગર્જના કરતાં ઢળતા ધોધોમાં પણ તે જ ઢળ્યા કરે છે. તારાઓની અનંત આંખ ખોલીને આખી રાત તે જ જુએ છે, ને સૂર્યનાં કોમળ કિરણોમાં રાતભર રડનારી વનરાજિની આંખ પણ તે જ લૂછે છે. એવા દર્શનની ટેવ પાડવાથી ખરેખર લાભ થાય છે ને આનંદ મળે છે. ઋષિ કહે છે કે ચરાચરમાં વ્યાપેલા ને ચરાચરરૂપે રહેલા તે પરમાત્મા જ ૐકાર છે. ૐકાર તેમનું જ નામ છે.)

[૫] 'આત્મા બ્રહ્મ છે' નો સંદેશ

જ્યારે બધું જ પરમાત્મારૂપ છે, બ્રહ્મમય છે, ને એનાથી અલગ એવું કશું છે જ નહિ, જડ ને ચેતન બધું તેનું જ સ્વરૂપ છે, તો પછી શરીરમાં રહેલો જીવાત્મા એનાથી અલગ કે ભિન્ન કેવી રીતે હોઈ શકે? આત્મા ને પરમાત્મા બે ભિન્નભિન્ન ચેતન તત્ત્વો માનવાથી સત્ય બે નહિ પણ એક જ છે એ તત્ત્વજ્ઞાનના મૂળભૂત સિદ્ધાંતમાં દોષ આવે છે. સત્ય બે નહિ પણ એક જ છે એમ માનીએ તો આત્મા ને પરમાત્મા વચ્ચેનો ભેદ નકામો ઠરે છે. તેવો ભેદ કદાચ માની લઈએ તોપણ તે કેવળ કામચલાઉ સમય પૂરતો અપૂર્ણ દશામાં વ્યવહારુ ભેદ તરીકે જ માનવો રહે

છે. આખરે ને તત્ત્વતઃ રીતે તો જીવ ને શિવ અથવા જીવાત્મા ને પરમાત્મા એક જ છે — એક જ સનાતન પરમ તત્ત્વનાં બે નામ છે એમ જ માનવું બરાબર લાગે છે. આ ઉપનિષદમાં ઋષિએ એ મહાન સત્યનો સંદેશ આપ્યો છે. તે કહે છે કે अयमात्मा ब्रह्म। આ આત્મા બ્રહ્મ જ છે. વિદ્વાનોમાં આ વાક્યની કિંમત ઘણી મોટી મનાય છે. તત્ત્વજ્ઞાનના સારને સમાવી લેનારાં ચાર મહાવાક્યોમાંનું આ એક ગણાય છે. જિજ્ઞાસુએ ગુરુની સેવા કરી આ વાક્યનો ઉપદેશ તેમની પાસેથી મેળવવાનો હોય છે એમ પરંપરાથી મનાયું છે. અદ્વૈતવાદમાં રસ લેનારા વિચારકો આ વાક્યના ભાવાર્થને ખૂબ જ મહત્ત્વ આપે છે. ખરી રીતે જોઈએ તો ભારતીય સાધના ને તત્ત્વજ્ઞાનના આખરી વિકાસનું આ વાક્ય એક મહાન ને સંગીન સીમાચિહ્ન છે. વિકાસની દિશામાં તેમની આ એક મોટી શોધ છે. પ્રગતિને પંથે પ્રવાસ કરતાં તેમણે સત્યનો જે રીતે સાક્ષાત્કાર કર્યો તે રીતના પડછંદા તેઓ આ થોડા, સરળ ને સાધારણ છતાં સચોટ શબ્દોમાં પાડી ગયા છે. માનવજાતિને માટે તે મહાન મિલકત ને કીમતી વારસારૂપ તથા આશીર્વાદરૂપ છે. જે ક્ષણે માનવના મનમાં આ સત્યનો પ્રકાશ થયો ને તેને પરિણામે આવા ચોક્કસ ને સ્પષ્ટ શબ્દો ઉચ્ચારાયા તે ક્ષણ ખરેખર ધન્ય હતી, દૈવી હતી, ને સંસારના સાંસ્કૃતિક ઇતિહાસમાં અવનવી, અમર ને નવી ભાત પાડનારી હતી. માનવે તે દિવસે પોતાની જાતનું રહસ્ય શોધી કાઢ્યું, ને સંસાર તથા તેની અંદર રહેલી દૈવી ચેતના સાથેના પોતાના સંબંધનું અનુભવપૂર્ણ જાહેરનામું બહાર પાડ્યું. આજથી હજારો ને લાખો વરસો પહેલાં માનવ વિકાસની આવી મહાન પરિસીમાએ પહોંચી શક્યો તે ખરેખર તેને માટે ગૌરવની વાત છે. જે દેશમાં પોતાની જાતની સતત શુદ્ધિ ને મનનાદિ સાધનની મદદથી આ મહાન શોધ થઈ ને જે પ્રજાએ એમાં પહેલ ને પ્રવૃત્તિ કરી તે દેશ ને પ્રજાને પણ ખરેખર ધન્યવાદ ઘટે છે. તે અભિનંદન ને આદરભાવની સાચી અધિકારી છે. તેને

ધર્મ ને તત્ત્વજ્ઞાનની સહચરી ને સંસ્કૃતિની જનેતા કહેવામાં કોઈ જાતની અતિશયોક્તિ નથી, બલ્કે તેમાં તેનું યોગ્ય સન્માન જ રહેલું છે. સંસ્કૃતિની આવી મહાન શોધો ને આત્મિક વિકાસને લીધે જ આ દેશનો ભૂતકાળ આટલો બધો ઉજ્જવળ, ભવ્ય ને સુખમય હતો, ને તે જ પરંપરાગત વારસાને લીધે અનેક જાતનાં આક્રમણની સામે પણ, ભાતભાતની આંધીમાંથી આગળ વધતો આ દેશ, પ્રતિકૂળતાની સામે પણ, સ્મિત કરતાં ઊભો રહ્યો ને પોતાના આત્માને અમર રાખી શક્યો. આત્માની અમરતા, એકતા ને સંસારની શાંતિનો સંદેશ વહેતો મૂકનારો સૌથી પ્રથમ દેશ આ જ છે. વસુધાને કુટુંબવત જ નહિ પરન્તુ સૌને આત્મવત્ – પોતાના સમાન માનીને પ્રેમ કરવાનો ઉપદેશ સૌથી પ્રથમ આ જ દેશે ને તેની પ્રજાએ પૂરો પાડયો છે. તેમાંથી પ્રેરણાનું પાણી પીને પાછળથી કેટલાય પુરુષો ને સંપ્રદાયો પેદા થયા ને કેટલાંય નીતિવાક્યો કે સદાચારના સિદ્ધાંતોનું નિર્માણ થયું. સમાજને તેણે સદીઓ સુધી દષ્ટિ, ભક્તિ ને શક્તિ પૂરી પાડી. એકતા ને જ્ઞાનની એકવાક્યતાના એ મહાન ઉપદેશક મહર્ષિઓનો જેટલો ઉપકાર માનીએ એટલો ઓછો છે. ગ્રહ, નક્ષત્ર, વીજળી ને વિમાનનું આટલું વધું સન્માન કરવામાં આવે છે, ને પર્વતનાં કઠિન કે કષ્ટસાધ્ય શિખર સર કરનારને દેશના ગૌરવરૂપે ગણવામાં આવે છે, તો પછી જે પ્રકૃતિ પર કાબૂ કરી, મનના સ્વામી બની, વરસોના સતત શ્રમને અંતે પોતાની અંદરની દુનિયાની શોધ કરે છે ને માનવજાતિને મદદરૂપ એવાં સનાતન સત્યોને વહેતાં મૂકે છે તેનું સન્માન કેમ ન કરવું? આત્મા, પરમાત્મા કે ઈશ્વરની ઝાંખી કરનાર માનવે સંસારને ખરેખર એક મહાન મિલકતની ભેટ આપી. ને એથી આગળ વધીને આત્મા ને પરમાત્મા એક જ છે ને તે જ ચરાચરમાં બધે વ્યાપક છે એમ કહેનાર બીજા મહામાનવે જ્ઞાનનાં પરમ પ્રકાશની શોધમાં આગળ વધનાર માનવજાતિને કાયમને માટે ઉપકૃત કરી; પ્રકાશની કદી ન બુઝાય એવી એક

જુગોજુગ લગી જીવનારી જ્યોતિ ધરી. જે દેશમાં એવા મહામાનવો પેદા થયા તે દેશ ખરેખર ધન્ય છે ને ગૌરવનો અધિકારી છે. પરંતુ તે દેશની પ્રજાને માથે મોટું ઋણ છે. તે પ્રજાને માથે મોટી જવાબદારી છે ને તેમાંથી તે કોઈ કાળે ને કોઈ કારણે છૂટી શકે તેમ નથી, એ યાદ રાખવાની જરૂર છે. તે દેશ ને તેની પ્રજાએ તે મહામાનવોની યાદી કરીને, પૂજા કરીને કે જયંતિ ઊજવીને જ બેસી રહેવાનું નથી, પરંતુ તેમના સંદેશને જીવનમાં સાકાર કરવાનો છે. જે દેશ પાસે તત્ત્વજ્ઞાનનો આવો અમૂલ્ય વારસો છે તે દેશ કદી દરિદ્ર ને દુઃખી ન હોઈ શકે; અંદરઅંદરનાં વેરઝેર, કુસંપ, સ્વાર્થ, શોષણ ને ભેદભાવ તેને ભરખી ન શકે; સેવા, સહકાર ને શુદ્ધિની ત્રિવેણી એ પ્રજાના જીવનમાં કદી સુકાય નહિ; એ પ્રજા જીવનનો સ્વાદ લે ને તેને સુખમય ને સ્વર્ગીય કરવા બનતું બધું કરી છૂટે, પરંતુ જીવનમાં લપટાય કે બંધાય નહિ. એ પ્રજા સાત્ત્વિક આનંદની ઉપાસક હોય પણ વિલાસથી વેગળી રહે; જ્ઞાનની આરાધક થઈને અજ્ઞાનના અંત માટે કમર કસે. ચોરબજારી, ભેળસેળ, ભ્રષ્ટાચાર ને લાંચરુશવત એ પ્રજામાં કદી રહી શકે ખરાં? એ પ્રજા વ્યસનની ગુલામ ને માંસાહારની આદતવાળી બની શકે? એ પ્રજા કોઈથી ડરે ખરી? મૃત્યુને જેણે મંગલમય મહોત્સવરૂપ માન્યું ને જીવનને આત્માની અભિવ્યક્તિ ને પરમાત્માની લીલાભૂમિ તરીકે જાણ્યું તે પ્રજા જીવનની પ્રત્યેક પળને દીપાવવા પ્રમાદ છોડીને પ્રગતિ કરે. તે પ્રજા દુઃખ, દર્દ, યાતના ને મુસીબતથી ગભરાય નહિ. ચિંતા તેને ધ્યેયમાંથી ચલાયમાન ન કરે. તે પ્રજા નિરાશાથી નાસીપાસ ન થાય ને પતન, પીડા કે પરાજયમાં તેની પ્રાણ ભાંગી ન જાય. તે જાણે ને માને કે પોતે પરમાત્મામય છે; આનંદમય ને અમર છે; પરમાત્મા સાથે તેનો અતૂટ સંબંધ છે. તે કદી હતાશ ન થાય કે પોતાની પ્રગતિમાંથી ડગે નહિ. અંદરઅંદરની કટુતા, ઈર્ષા, શત્રુતા, સાંપ્રદાયિકતા ને પ્રાંતીયતાના અહંકારથી તે પ્રજા અંધ ન બને. તેની અંદર અતિશય

અજ્ઞાન, નિર્ધનતા ને બીજી બાજુ અઢળક સંપત્તિ ન રહે; તે પ્રજા સેવાભાવ, સહકાર ને સૌની ઉન્નતિની પ્રેરણાથી સદાય પ્રસન્ન ને પુલકિત હોય. તત્ત્વજ્ઞાનને વ્યક્ત કરનારા વૈદિક મંત્રોમાંથી પ્રજાએ એવી પ્રેરણા પ્રાપ્ત કરવાની જરૂર છે. 'આ આત્મા બ્રહ્મ છે' નો ઉપદેશ ત્યારે જ સમજાયો ને સાર્થક થયો કહેવાય. એ ઉપદેશમાં રસ લેનાર દરેકે દેશ, કાળ કે જાતિના ભેદ વિના આવી કાયાપલટ કરવાની જરૂર છે. પૂર્વ ને પશ્ચિમ, ઉત્તર ને દક્ષિણ, સૌએ એમાંથી શક્તિ મેળવવાની જરૂર છે. તત્ત્વજ્ઞાન કેવળ વાણીમાં નહિ પણ જીવનની પ્રત્યેક પ્રવૃત્તિ ને પળમાં ઊતરી આવવું જોઈએ. તો જ તે કામનું છે એમ કહી શકાય. તેની ઉપયોગિતા ત્યારે જ ગણાય ને તે કામનું છે એમ પણ ત્યારે જ મનાય.

શાસ્ત્રોનો આટઆટલો અભ્યાસ ને ઉપદેશ હોવા છતાં આત્મા પરમાત્મા છે એમ કેમ નથી અનુભવાતું? કારણ એ જ છે કે તેવો અનુભવ માણસે મુખ્યત્વે પોતાના આત્માદ્વારા કરવાનો છે, ને તેથી આત્માની તૈયારી તે માટે પાકી ન થાય ત્યાં સુધી ગમે તેટલા અભ્યાસ, શ્રવણ કે મનનથી અનુભવની એ અવસ્થાએ પહોંચી શકાય નહિ. એવા અભેદભાવના અનુભવ માટે આત્માને તૈયાર કરવો જોઈએ. એટલે કે વ્રત ને નિયમની મદદદ્વારા મનને મજબૂત ને નિર્મળ કરી પરમાત્માના પ્રેમપ્રકાશે પ્રકાશિત કરવું જોઈએ. એ માટે જ તપ ને સાધના છે. તેની મદદથી પરમાત્મા સાથેની એકતાનો અનુભવ કર્યા પછી તે અનુભવ સહજ બની જાય છે ને કાયમ માટે ચાલું રહે છે. એ વિશે આપણે આગળ ઉલ્લેખ કરેલો છે જ.

### [૬] આત્માની ચાર અવસ્થા

ઋષિ કહે છે કે ૐકાર, આત્મા ને પરમાત્મા એક જ છે. એ આત્મા ચાર અવસ્થા અથવા ચાર પાદવાળો છે. આત્માની પહેલી અવસ્થા જાગ્રત અવસ્થા છે. તે વખતે આત્મા જાગ્રત

અવસ્થામાં રહે છે. અથવા તો માણસ જાગ્રત અવસ્થામાં હોય છે ત્યારે તે આત્મા અનુભવાય છે, તે વખતે તેને બહારના પદાર્થોનું જ્ઞાન ને ભાન થાય છે, ને તે સ્થૂલ વિષયો કે પદાર્થોને ભોગવે છે. તે આત્માને સાત અંગવાળો ને ઓગણીસ મુખવાળો કહ્યો છે. સાત અંગ એટલે માથું, આંખ, મોં, પ્રાણ, મધ્ય ભાગ, ગુહ્ય ભાગ ને પગ. તે પ્રમાણે ઓગણીસ મુખ એટલે પાંચ જ્ઞાનેન્દ્રિય, પાંચ કર્મેન્દ્રિય, પાંચ પ્રાણ, મન, બુદ્ધિ, ચિત્ત ને અહંકાર.

આત્માની બીજી અવસ્થા સ્વપ્નાવસ્થા છે. તે વખતે આત્મા સ્વપ્નાવસ્થામાં રહે છે. તે દરમિયાન મન જાગતું હોય છે. તે અંદરના જગતને જુએ ને અનુભવે છે ને તેની દ્વારા આત્માને પણ તે જ્ઞાન થઈ રહે છે. તે વખતે તે ઇચ્છા ને વાસનાને પરિણામે પેદા થયેલા સૂક્ષ્મ પદાર્થો અથવા વિષયોને ભોગવે છે. પહેલી અવસ્થાવાળો આત્મા વૈશ્વાનર ને આ બીજી અવસ્થાવાળો આત્મા તૈજસ કહેવાય છે.

આત્માની ત્રીજી અવસ્થા સુષુપ્તિ અવસ્થા છે. તે વખતે માણસ ઊંડી ઊંઘમાં પડે છે ખરો, પરંતુ કોઈ સ્વપ્ન નથી જોતો તથા કોઈ પદાર્થ કે વિષયનો અનુભવ પણ નથી કરતો. તે વખતે આત્મા એકરૂપ બને છે, આનંદમય બની આનંદનો અનુભવ કરે છે ને સ્મૃતિજન્ય માનસિક જ્ઞાન ધરાવે છે. તે ચિત્તરૂપી એક મુખવાળો ને પ્રાજ્ઞ નામનો આત્મા કહેવાય છે.

હવે આત્માની ચોથી અવસ્થા વિશે. તે અવસ્થા સમાધિ અવસ્થા છે. તેને તુરીયાવસ્થા પણ કહે છે. તે અવસ્થામાં આત્મા પોતાને જોઈને પોતાની અંદર જ પ્રસન્ન રહે છે. તે પરમાત્મરૂપ થઈ જાય છે. તે અવસ્થામાં તેને અંદરનું કે બહારનું કશું જ્ઞાન હોતું નથી. તે વખતના અનુભવને વાણીથી વર્ણવી શકાય તેમ નથી. પરંતુ તે અવસ્થામાંથી જાગ્યા પછી માણસને લાગે છે કે પોતે

કોઈ અભૂતપૂર્વ ને અક્ષય સુખ ને આનંદનો અનુભવ કર્યો. તેના મન, વચન ને કર્મમાં જ નહિ પરંતુ શરીરના એકેએક અવયવ ને પ્રત્યેક પરમાણુમાં પરમ શાંતિનું દર્શન થવા માંડે છે ને ધન્યતા ને પ્રસન્નતાના ફુવારા ફૂટે છે. અનુભવી મહાપુરુષો પોતપોતાની પદ્ધતિ પ્રમાણે તે અવસ્થાનું વર્ણન કરી ગયા છે. પરંતુ તે વર્ણનને વર્ણનનો નમ્ર ને પ્રામાણિક પ્રયાસ જ કહી શકાય. સ્વાનુભવને વફાદાર રહીને પોતાની રુચિ ને શક્તિ પ્રમાણેનું વર્ણન કર્યા પછી પણ તે પુરુષો ધરાયા નથી ને કહેવા જેવું ઘણુંઘણું રહી ગયું એમ જ તેમને લાગ્યા કર્યું છે. તે મહાપુરુષોએ કૃપા કરીને પોતાના ભક્તમંડળ આગળ કે પોતાની રચનાઓમાં વધારે યા ઓછા પ્રમાણમાં તે અનુભવનો ઉલ્લેખ કર્યો તે માટે માનવજાતિ તેમની ખરેખર ઋણી છે. તે જો તદ્દન મૂંગા જ રહ્યા હોત તો સાધનાની છેવટની કે વચગાળાની સિદ્ધિ કે પ્રાપ્તિ વિશેની બધી સામગ્રી તેમની જ પાસે રહી જાત ને એક દિવસ તેમની સાથે સદાને માટે વિદાય પણ થઈ જાત. તે હકીકતની કોઈને ખબર ન પડત. પરિણામે માનવજાતિ એક મહામૂલા પ્રેરણાભંડારથી વંચિત રહી જાત, સાધનાની દિશામાં પોતાની જાતને જીતવાના ને જાણવાના ધ્યેય સાથે માનવે કરેલી પ્રગતિનો ઇતિહાસ કાયમને માટે અપ્રાપ્ત હોત. હજારો સાધકો એ રીતે જરૂરી પ્રકાશ તેમ જ પથપ્રદર્શનથી વંચિત રહી જાત. પરંતુ હકીકત એથી ઊલટી છે, ને તે માટે આપણે એ મહામાનવોના કાયમના આભારી છીએ. તેમનો ઉપકાર ઘણો મોટો છે. તેને સહેલાઈથી ચૂકવી શકાય તેમ નથી.

મહાપુરુષો આપણી આગળ અનુભવની જે મૂડી મૂકી ગયા છે તેમાંથી મદદ મેળવીને કે પ્રેરણા પ્રાપ્ત કરીને આપણે એ જ દિશામાં આગળ વધી શકીએ છીએ એ તો ખરું જ, પરંતુ વધારામાં તેમણે કરેલા અનુભવોથી પણ વધારે ઊંડા ને આગળના બીજા અનુભવો મેળવીને તેમનાથી પણ વિવિધ ને વિલક્ષણ

વિકસના સ્વામી થઈ શકીએ છીએ. તેમને થયેલા અનુભવોને આધારરૂપ ને પ્રમાણભૂત માનીને ચાલવાથી આપણને બળ મળે છે ને પંથ જડે છે. નિરાશા, નિષ્ફળતા, નાહિંમત, વિલંબ ને ચિંતાના કપરા કસોટીકાળમાં તે આપણું બખ્તર બને છે ને આપણને ટટ્ટાર રાખે છે. પરંતુ તેમનાથી બંધાઈને આપણે કાયમને માટે સંતોષ માની, ઇતિકર્તવ્યતાનો શ્વાસ લઈને, બેસી જવું એવું કશું નથી. ઘણી વાર આપણે તેમ જ કરીએ છીએ. તેને બદલે તેમની મદદ મેળવીને વધારે આગળની ને સ્વતંત્ર રુચિ પ્રમાણેનો વિકાસ કરવાની આપણી તૈયારી હોવી જોઈએ. તો આપણે પણ તે મહાપુરુષોને પગલે ચાલીને તેમની પેઠે આપણા જમાનાની ને ભવિષ્યમાં થનારી માનવજાતિ માટે અનુભવનો અનોખો વારસો મૂકી શકીએ. અનુભવના એવા સચોટ, સરળ ને સાચા ઇતિહાસ જેટલા વધારે લખાશે તેટલો સંસારને લાભ જ થશે. દરેક યુગમાં પ્રામાણિકતા, શ્રદ્ધા, ત્યાગ, લગન, પુરુષાર્થ ને ઈશ્વરકૃપાની સંયુક્ત મદદથી કોઈ પણ માનવ આત્મદર્શનના ને બીજા અનુભવ કરી વિકાસના ઉત્તુંગ શિખર પર આરૂઢ થઈ શકે છે એ વાતની પ્રતીતિ માનવને એવા ઇતિહાસ પરથી વધારે પ્રમાણમાં થઈ રહેશે. ધર્મ, તત્ત્વજ્ઞાન, સાધના કે આધ્યાત્મિકતાની યશપતાકા એથી વધારે નક્કર રીતે ફેલાઈ રહેશે.

ઋષિ કહે છે કે એ ચોથી અવસ્થા વાણીથી સમજાવી ન શકાય તેવી છે; મનથી મનન કે ગ્રહણ ન કરી શકાય તેવી અનેરી છે; એ અવસ્થા આત્માના અનુભવના સારરૂપ છે, શાંત છે, કલ્યાણસ્વરૂપ છે ને અદ્વૈત છે; સંસારરૂપ પ્રપંચ તેમા શમી જાય છે. એ વખતે જે પરમાત્માનો પ્રત્યક્ષ અનુભવ થાય છે તે પરમાત્મા સૌના ઈશ્વર છે, સર્વજ્ઞ છે, અંતર્યામી છે, સૌનું મૂળ કારણ છે, ને સૌની ઉત્પત્તિ તેમ જ લયનું સ્થાન પણ તે જ છે. તે પરમાત્માને જાણવાની જરૂર છે અથવા એ આત્મા જ જાણવા જેવો છે એવો ઋષિનો ઉપદેશ છે.

### [૭] આત્માનું જ્ઞાન

અલબત્ત, જ્ઞાન અનેક જાતનું છે ને જાણવાની વસ્તુઓ પણ સંસારમાં અનેક છે. પરંતુ જેનાથી જીવનની સમસ્યાનો ઉકેલ થાય જીવ ને જગતનો સંબંધ સ્પષ્ટ થાય, સંસારની પાછળ રહેલી ગૂઢ શક્તિનો સાક્ષાત્કાર થાય, શરીરમાં રહેલી ચેતનાના તેની સાથેના સંબંધનું ભાન થાય, ને પરિણામે જીવન શાંતિમય ને ધન્ય બની જાય, એવું જ્ઞાન એક જ છે ને તે આત્માનું જ્ઞાન. તેને જ બીજી ભાષામાં સ્વરૂપનું જ્ઞાન કહેવામાં આવે છે. જ્ઞાન એટલે જુદા જુદા વિષયની માહિતી એકઠી કરીને જીવતા પુસ્તકાલય બની જવું એમ નહિ, પરંતુ પોતાની જાતને જાણવી કે ઓળખવી. તે જ જ્ઞાન ખપનું છે, ને તેની જ પ્રાપ્તિ બનતા બધા જ પ્રયત્ને કરવા જેવી છે. ઉપનિષદના ઋષિ એ જ વાતની યાદ આપે છે. આદ્ય શંકરાચાર્ય એ જ વાતનો ઉલ્લેખ કરતાં તેમના સાહિત્યમાં એક સુંદર વાક્ય લખીને કહે છે કે ઉપનિષદોમાં ઊંડા ચિંતન ને મનન પછી જે પરમ તત્ત્વનો નિર્ણય અથવા અનુભવાત્મક નિશ્ચય કરવામાં આવ્યો છે તે પરમ તત્ત્વ જ જાણવા જેવું છે. તદ્દન સરળ શબ્દોમાં તે કહે છે કે तज्ज्ञेयं यदुपनिषत्सु निश्चितार्थम् । મહાન સંત ને ભક્ત કવિ નરસિંહ જેને માટે કહે છે કે

> પાસે છે પિયુ અલ્વા તેને ના પરખિયો
> હાથથી બાજી ગઈ, થયો રે ભોટી.
> સમરને શ્રીહરિ, મેલ મમતા પરી,
> જોને વિચારીને મૂળ તારું.

પોતાના મૂળ રૂપ ને સમગ્ર સંસારના મૂળ સ્વરૂપ તે પરમાત્માને જાણવાની જરૂર છે. એનો અર્થ એવો નથી કે આત્મા યા પરમાત્મા વિશેની ચર્ચાવિચારણામાં પ્રવીણ થવું ને તે વિશે સારું બોલતાં ને લખતાં શીખવું. તે બધાનો મોહ મૂકી દઈને ને તેમાંથી વિવેકપૂર્વક ઉપર ઊઠીને માણસે પરમાત્માના પ્રેમી થવાની ને

પરમાત્માની પ્રત્યક્ષ અનુભવ કરવાની જરૂર છે. તે વિના આત્માનું રહસ્ય ન સમજાય ને શાંતિય ન મળે.

[૮] રસ ને આનંદની સહજતા

આત્માની અનુભૂતિ માટે જે જરૂરી લાગે તે સાધનાનો આધાર લેવો જોઈએ. પણ તેનો અર્થ જીવનને હાથે કરીને નીરસ ને ગંભીર બનાવી દેવું તેવો નથી. કોઈક વાર માણસ એવું માને છે ને જ્ઞાની તરીકે ઓળખાવા માટે બળજબરીથી મૌન ધારણ કરી પોતાના મુખમંડળ ને હાવભાવ પરથી જીવનમાં કોઈ રસ કે આનંદ ન હોય ને તે કોઈ કડવી દવાનો પ્યાલો હોય એવો દેખાવ રજૂ કરે છે. વિવેકી માણસે તેને આદર્શ માનીને ચાલવાની ને તેનું અનુકરણ કરવાની જરૂર નથી. આત્માના અલૌકિક જ્ઞાનથી ને પરમાત્માની વધારે ને વધારે પાસે પહોંચવાથી જીવન વધારે ને વધારે રસમય બનતું જાય છે, આનંદમય થતું જાય છે, ને માણસના મુખમંડલ ને હાવભાવમાં એક પ્રકારની સહજ પ્રસન્નતાની છાયા ફરી વળે છે. આત્માની અનુભૂતિનો અર્થ જીવન ને જગતને તિરસ્કારવું, તે પ્રત્યે ઉદાસીન થવું ને જડ થઈને બેસી જવું એવો પણ નથી. એ અનુભૂતિ પછી જીવન ધન્ય બની જાય છે, પરમાત્માને પ્રકટ કરવાના ને અનુભવવાના સાધનરૂપ થાય છે, ને જગત પણ તે જ પરમાત્માના પ્રતીકરૂપ, વધારે સુંદર, રસમય ને મંગલ થાય છે. એટલે જીવનને જડ કરવાની અથવા લાગણી વિનાના પથ્થરનું રૂપ આપવાની એ પદ્ધતિ જ્ઞાનને નામે ચાલતી હોય તોપણ અજ્ઞાનને લીધે પેદા થયેલી માની કાયમ માટે છોડી દેવાની જરૂર છે. જ્ઞાન ને વૈરાગ્યને નામે દેશમાં જે શુષ્કતા વધતી જાય છે તેને લીધે લોકોના મુખ પર આનંદ કે શાંતિ નથી ને જીવનમાં રસ નથી દેખાતો. જ્ઞાન તો માણસને પરમાત્માનો પરિચય કરાવે છે ને પરમાત્માની વધારે ને વધારે પાસે લાવે છે. તે પરમાત્મા શોકસ્વરૂપ નહિ પણ આનંદસ્વરૂપ છે; પરમશાંતિના પ્રતીક છે; સત્યસ્વરૂપ છે; પ્રેમ ને માધુર્યની મૂર્તિ છે; रसो वै सः કહીને વિદ્વાનોએ તેમને

રસના પરમ ધામ ને નિધાનરૂપ કહ્યા છે. તેવા પરમાત્માને જાણનારો કે જાણવા માગનારો માણસ સત્ય, જ્ઞાન, શાંતિ, આનંદ, પ્રેમ, મધુરતા, દયા ને ક્ષમા જેવાં ઉત્તમ તત્ત્વોથી રહિત કેવી રીતે હોય? તે તત્ત્વોથી દૂર રહીને તે પરમાત્માને કેવી રીતે મેળવે, ને તેમનાથી દૂર હોય તો તેણે પરમાત્માને મેળવ્યા એમ પણ કેવી રીતે કહેવાય? પરમાત્માને મેળવવા કે અનુભવવા માટે પોતાની પ્રકૃતિમાં જરૂરી પરિવર્તન કરીને સમસ્ત જીવનને પ્રભુમય કરવાની જરૂર છે. પરમાત્માને જાણ્યા પછી પણ, જીવનની ધન્યતા માટે પ્રકૃતિના તેવા રૂપાંતરની જરૂર છે. જીવનને અલૌકિક કરનારા એવા જ્ઞાન ને એવા આત્માનુભવની જ આપણને જરૂર છે તે જ આપણે માટે આશીર્વાદરૂપ થશે. કેવળ વાણી ને મસ્તકમાં રહેવાને બદલે તે આપણી પ્રત્યેક શિરામાં ફરી વળશે, રક્તના કણેકણમાં રણકી ઊઠશે; ને શ્વાસોચ્છ્વાસ સાથે એક બનશે.

પરન્તુ માણસો હજુ આ વાત નથી સમજતા. અમે હિમાલયના ગંગોત્રી ધામમાં એક જ્ઞાનીના દર્શને ગયેલા. તે મોટે ભાગે મૌન રાખતા. વાતચીતમાં હસવું પડે તોપણ તે બળજબરીથી હોઠ બંધ કરી રાખતા. તેમાં જ્ઞાન ને વૈરાગ્યની સીમા છે એમ તે સમજતા, ને અમને પણ એવું જ કરવાનું કહેતા. એવા વિચાર ઘણા માણસોના મનમાં ઘર કરી બેઠા હોય છે. તેમને તંદુરસ્ત કે આદર્શ ન કહી શકાય. ગમે તે જાતની સાત્ત્વિક સાધના છેવટે તો પરમ શાંતિ ને પરમાનંદની પ્રાપ્તિ માટે જ છે. 'કહત કબીર આનંદ ભયો હૈ બાજત અનહદ ઢોલ' એ શબ્દોમાં કબીરે સાધનાને પરિણામે પ્રકટનારા આનંદનો ઉલ્લેખ કર્યો છે. ભક્તિમાર્ગના આચાર્યોએ પણ તે રસ ને આનંદનો સ્વીકાર કર્યો છે. જ્ઞાનમાર્ગમાં પણ એ ઉત્તમ કોટિના સાત્ત્વિક ને અલૌકિક આનંદની વાત નથી આવતી એમ નહિ. આત્માનંદના સુંદર શબ્દમાં એનો જ ઉલ્લેખ ને સમાવેશ કરવામાં આવ્યો છે. પણ વિવેકનો બરાબર ઉપયોગ ન કરવાને લીધે લોકો તે વાતને વીસરી ગયા છે.

 48360 

આનંદ ને પરમાનંદની પ્રાપ્તિનો અર્થ એવો નથી કે જ્ઞાની અથવા પરમાત્માને પહોંચેલો પુરુષ હમેશાં જોરથી ખડખડાટ હસતો જ રહે છે. જાણે નશામાં હોય કે કાંઈક પીધું હોય ને હસ્યા કરે ને બકવા કરે તેવી તેની દશા હોય છે એમ પણ નથી માનવાનું. ને એથી આગળ વધી, ઉત્તમ પ્રકારના જ્ઞાનીમાં ખપવા તેવા વ્યવહારનું આંધળું અનુકરણ પણ નથી કરવાનું. તેવા વિવેક વગરના વ્યવહારથી સપ્તમ ભૂમિકાએ પહોંચ્યાનું પ્રમાણપત્ર આપવા ઉતાવળા નથી થવાનું ને પોતે તેવું પ્રમાણપત્ર લેવા અધીરાય નથી થવાનું. અલબત્ત, વ્યક્તિગત રીતે કોઈ વાર મુક્ત હાસ્ય ને બકવાદનાં એવાં ચિહ્નો અનુભવના એકાએક આનંદને લીધે જ્ઞાનીના જીવનમાં પ્રકટ થાય છે ખરાં, પરંતુ તે સ્થાયી નથી, ને સ્થાયી ગણાવાં પણ ન જોઈએ. તેવાં ચિહ્નો કોઈ વાર, કોઈ વિરલ પુરુષના જીવનમાં, કામચલાઉ પ્રકટ થાય છે ને વિલીન પણ થઈ જાય છે. તેમને આત્માનુભવ સાથે ખાસ સંબંધ નથી. તેથી તેમને બળજબરીથી પકડી રાખવાની, તેમના મોહમાં પડવાની ને તેમની નકલ કરવાની ઘેલછામાંથી વિવેકી પુરુષે સદા મુક્ત રહેવું જોઈએ ને ગાંડા કે ચિત્તભ્રમના દર્દીમાં ખપતાં બચવું જોઈએ. સહજ અનુભવના ભારે આનંદના પરિણામરૂપે એવી નશા જેવી દશા આવે છે તોપણ પાછી શાંત થઈ જાય છે. તે શાંત દશા જ સાચી ને સર્વોત્તમ દશા છે જ્યારે માણસ તટસ્થ રીતે આત્માનુભવમાં લીન રહે છે, ને સ્વભાવનાં ઉત્તુંગ તરંગ તેના પર શાસન નથી ચલાવતા. તે દશામાં પરમાનંદના પરમાણુ, જીવનની પ્રત્યેક પ્રવૃત્તિમાં ને સ્વભાવના હરેક પાસામાં મળી જાય છે, ભળી જાય છે, કે એકાકાર થઈ જાય છે. તેવા પુરુષનું દર્શન જ અનંત આનંદનું કારણ થઈ પડે છે.

તેવા પુરુષનું દર્શન કદી કર્યું છે ખરું ? ગીતામાં જેને સ્થિતપ્રજ્ઞ કે ગુણાતીતનું નામ આપ્યું છે તેવા પરમાત્મદર્શી

પુરુષના પરિચય ને સમાગમમાં આવવાનું સૌભાગ્ય કદી સાંપડયું છે ખરું ? તે પરમશાંતિની મૂર્તિ હોય છે ને તેનું દર્શન તથા સાન્નિધ્ય અનંત આનંદ, અપરંપાર પ્રેરણા તથા અસીમ શાંતિનું કારણ થઈ પડે છે. પોતાની જ અપાત્રતા ને પૂર્વગ્રહને લીધે તેવા પુરુષની મહત્તા ન સમજાય ને કોઈ વાર ગેરસમજને લીધે તે ઉપહાસને પાત્ર થાય, પરંતુ તેથી તેની મહત્તા લેશ પણ ઓછી થતી નથી. રાગદ્વેષ, વિલાસ ને ભેદભાવથી ભરેલા આ જગતમાં તેવા મહાપુરુષનું દર્શન ખરેખર દુર્લભ છે. પણ થાય છે ત્યારે મોક્ષ આશીર્વાદરૂપ થઈ પડે છે એમાં શંકા નહિ. જીવનને ઉજ્જ્વળ કરવામાં તે અનેરો ભાગ ભજવે છે.

[૯] ૐકાર ને આત્માની એકતા

ઋષિ કહે છે કે આ આત્મા ૐકાર છે. આત્માની જે અવસ્થાઓ છે તે ૐકારની માત્રાઓ છે. એ માત્રાઓ અ, ઉ ને મ એમ ત્રણ છે. જાગ્રત અવસ્થામાં રહેનારો વૈશ્વાનર આત્મા અકારરૂપ પહેલી માત્રા છે. અકારનો વ્યાપક ભાવાર્થ આપ્તિ – વ્યાપ્તિ અથવા આદિમત્ત્વ થાય છે. એ વ્યુત્પત્તિ અથવા ભાવાર્થને જે જાણે છે તે બધી કામનાને મેળવી લે છે, તેમ જ સર્વોત્તમ બને છે. સ્વપ્નાવસ્થાનો તૈજસ આત્મા તે ઉકારરૂપ બીજી માત્રા છે. એ ઉકારનો વ્યાપક ભાવ ઉત્કર્ષ અથવા ઉભયત્વ થાય છે. તે ભાવાર્થને જાણનાર જ્ઞાનની વૃદ્ધિ કરી સમદર્શી બને છે. સુષુપ્તિ અવસ્થાનો પ્રાજ્ઞ આત્મા તે મકારરૂપ ત્રીજી માત્રા છે. તેનો ભાવ મિતિ – માપ અથવા અપીતિ – લય થાય છે. તે ભાવને સમજનાર બધાનું રહસ્ય જાણી લઈને આત્મામાં લય પણ પામે છે. માત્રા વિનાનો ચોથો આત્મા મન ને વાણીના વ્યવહારથી પર છે. સંસાર ત્યાં શાંત થાય છે. તે કલ્યાણસ્વરૂપ ને અદ્વૈત છે. એ પ્રમાણે ૐકાર ને આત્મામાં કાંઈ ફેર કે ભેદ નથી. એ પ્રમાણે ૐકાર ને આત્માની એકતા જે જાણી લે છે તે આત્મામય બની આત્મામાં પ્રવેશ કરે છે.

[૧૦] લયદશાનો લાભ

આ વાક્યોમાં ઋષિએ ૐકારની ઉપાસનાના લાભ પણ બતાવ્યા છે. ચિત્તની લયદશા ને તેને પરિણામે થતો પરમાત્માનો સાક્ષાત્કાર એ તેનો મુખ્ય ને છેવટનો લાભ છે. પરંતુ તે લાભ કાંઈ એકાદ બે દિવસમાં ન થાય. તે માટે તો દિવસો ને વરસો સુધી એકધારા સાધનામાં મંડયા રહેવું જોઈએ. ૐકારનું નિરંતર ને નિયમિત રીતે ચિંતન, મનન ને ધ્યાન કરતા રહેવું જોઈએ. કેટલાક લોકો ૐકારની ગર્જના કરે છે તો કેટલાક તેના દીર્ઘ ધ્વનિનો આધાર લઈને મનને એકાગ્ર ને શાંત કરવાના પ્રયાસ કરે છે. કોઈ કોઈ તેનું ધ્યાન પણ કરે છે. ૐકારના ધીમા પણ મધુર, સતત ને તાલબદ્ધ ધ્વનિમાં મનની વૃત્તિને જોડવાથી શરૂઆતમાં ઘણો લાભ થાય છે ને ધ્યાન માટેની તૈયારીમાં મોટી મદદ મળે છે. ધ્યાનની મદદથી જ્યારે ચિત્તનો લય થવાની શરૂઆત થાય ત્યારે અનેરો આનંદ થાય છે ને ઊંડી શાંતિ મળે છે. તે દશાની પ્રાપ્તિ માટે ખૂબ ધીરજ, જાગૃતિ ને પરિશ્રમ જોઈએ. લયની દશા કષ્ટસાધ્ય છે. તે મોડી આવે છે પરંતુ એક વાર શરૂ થયા પછી આપોઆપ આગળ વધે છે. તે દશા ભારે સુખદ છે; છતાં સાધકે તેના પણ મોહમાં પડવાની જરૂર નથી. તેના મોહમાં પડી જવાથી કેટલીક વાર સાધક સમાધિનો જ અનુરાગી બની સમાધિને જ સર્વસ્વ માનતો થઈ જાય છે ને પરમાત્માના સાક્ષાત્કારની મહત્ત્વની વાત ભૂલી જાય છે. જાગૃતિ દશા તરફ કેટલીક વાર એને અણગમો પણ આવવા માંડે છે. એ સ્થિતિ ઉત્તમ ને આવકારદાયક નથી જ. સાધકે તેથી સાવધાન રહેવાની જરૂર છે. લયદશાનો લાભ લેવાની સાથેસાથે પરમાત્માનો સાક્ષાત્કાર કરવા તૈયાર રહેવું જોઈએ તેમ જ જીવનને પ્રભુમય કરવા ને સમદર્શી થઈને સૌમાં પ્રભુનો પ્રકાશ જોવા ટેવ પાડવી જોઈએ. કોઈ પણ એક અવસ્થાના મોહ કે બંધનમાં બંધાયા વિના પરમાત્માના પ્રેમી ને પરમાત્મદર્શી થવાની જ જરૂર છે. તો જ

જીવન ધન્ય બની શકે. કામ ઘણું મોટું ને જીવન થોડું છે; પરંતુ તેનું મહત્વ ભારે હોવાથી તેને પૂરું કર્યા વિના છૂટકો નથી.

## [૧૧] પૂર્ણાહુતિ

આ ઉપનિષદની પૂર્ણાહુતિ પણ મુંડક ને પ્રશ્ન ઉપનિષદના જેવા જ શ્લોકોથી કરવામાં આવી છે. એ શ્લોકોમાં પ્રકટ થયેલી દીર્ઘાયુની ભાવના સાથે ઓતપ્રોત થઈને આપણે પણ જીવનને વધારે ને વધારે મંગલ ને ઉજ્જવળ બનાવવા વધારે જીવીએ અથવા કહો કે વધારે જીવનની કામના કરીએ. તે કામના પૂરી થાય કે ન થાય તોપણ, જીવનની જે પળો આપણને પ્રાપ્ત થાય તેનો સદુપયોગ કરવાની કળા તો જરૂર શીખી લઈએ. જીવનની જે ક્ષણો આપણને મળી છે તેનો વિવેકપૂર્વક ને બરાબર ઉપયોગ કરીશું તો જીવનને આપણે જેવું ધારીશું તેવું બનાવી શકીશું. એ માટે પ્રમાદનો ત્યાગ કરીને સાધનાપરાયણ બનવું પડશે. નહિ તો પછી મનની વાત મનમાં જ રહી જશે ને પાછળથી વિના પરિણામ પસ્તાવું પડશે.

मनकी मनही माँहि रही ।
ना हरि भजे न तीरथ सेवे,
चोटी काल ग्रही ।
मनकी मनही माँहि रही ॥

એ દશા ન થાય તે માટે સાવધાન રહેવાની જરૂર છે.

# તૈત્તિરીય ઉપનિષદ

## મુખ્ય મુદ્દા

[૧] શરૂઆત : ઉપનિષદનું અમૃત

[૨] *આભારદર્શન*

[૩] પરમાત્માની ઝાંખી

[૪] સર્વના સુખની ભાવના

[૫] ગુરુ ને શિષ્યની યોગ્યતા

[૬] અમૃતમય જીવનની ઇચ્છા

[૭] અમૃતમય જીવન

[૮] અમૃતમય જીવનનાં જરૂરી અં

[૯] ઋષિની ભાવના

[૧૦] ઉજ્જ્વળ જીવન માટેનો કાર્ય

[૧૧] સ્વાધ્યાય ને પ્રવચન

[૧૨] બીજો કાર્યક્રમ

## તૈત્તિરીય ઉપનિષદ

### [૧] શરૂઆત : ઉપનિષદનું અમૃત

પ્રભુની પરમ કૃપાથી આપણે ઉપનિષદની વિચારણામાં આગળ ને આગળ વધતા જઈએ છીએ. ગંગાના નિર્મળ ને શીતળ સલિલના સ્નાનથી પ્રભાતના પ્રથમ પ્રહરમાં કેવી તાજગી ને શાંતિ મળે છે તેનો અનુભવ તો ઘણાને હશે. કેટલીક વાર તો એવું જ લાગે છે કે જાણે તન ને મનની ક્રાંતિ થઈ ને નવો જન્મ મળ્યો. ઉપનિષદના અમૃતનો આસ્વાદ પણ એવો જ છે. આ અમૃતના આચમન, પાન ને સ્નાનથી આખો દિવસ કેવી સ્ફૂર્તિ રહે છે તે તો અનુભવી પુરુષો સહેજે સમજી શકે તેમ છે. પ્રભાતના પ્રથમ પ્રહરમાં જેણે એ સ્વાદ લીધો તેનો આખો દિવસ સુધરી ગયો ને સ્વર્ગીય થયો એમ સમજવું. એનો અર્થ એવો નથી કે બાકીના સમય દરમિયાન તેનો લાભ ઓછો મળે છે. એ તો અમૃત છે ને જ્યારે પણ એનો લાભ લેવાય ત્યારે એક જ સરખી અકસીર અસર કરે છે. ને સુખકારક તથા શાંતિદાયક થઈ પડે છે. નિરાશાયુક્ત કે ગમગીન દશામાં પણ તેનો લાભ લેવામાં આવે તો મોટું બળ મળે છે, પ્રેરણાની નવી સામગ્રી જડે છે, ને ગોટામાં મોટી ચિંતા પણ ટળે છે. સુંદર સુવાસથી સુશોભિત ને સંપન્ન થયેલા ઉપનિષદરૂપી ઉદ્યાનમાં જે ફરે છે તેને નવો શ્વાસ મળે છે ને તેની જડતા તથા થકાવટ દૂર થાય છે. ઉપનિષદના અલૌકિક અમૃતનો આસ્વાદ લેનારનો સમય ને દિવસ જ સુધરે છે એમ નહિ, પણ તેનું સમસ્ત જીવન ધન્ય બની જાય છે. અમૃતનું પાન જેમ રોગને

દૂર કરે છે તેમ આ અમૃતના સ્વાદથી મોટામોટા કામ, ક્રોધ, લોભ, અહંતા, મમતા, ઇર્ષા ને નિંદા જેવા માનસરોગો દૂર થાય છે ને તન ને મન નિર્મળ બને છે. કહે છે કે અમૃતના પાનથી જરાવસ્થા દૂર થાય છે ને અખંડ યૌવનની પ્રાપ્તિ થાય છે. ઉપનિષદના આ અલૌકિક અમૃતના સેવનનું પણ તેવું જ સમજવાનું છે. તેથી જુવાનીને છાજે તેવી નવી શકિત, નવી સ્ફૂર્તિ ને તાજગીની પ્રાપ્તિ થાય છે; લોહીના કણેકણમાં ઉત્સાહ ને તરવરાટ પ્રકટે છે, ને જીવન પ્રસન્નતા, શાંતિ, પ્રગતિના નવા પ્રાણવાયુ તથા પવિત્રતાથી ભરાઈ જાય છે; આંખ ને અંતરમાં આનંદનો અર્ણવ ઉછાળા મારે છે; વિચારશકિત ખીલે છે ને ભાવના, પ્રેમ, દયા ને જ્ઞાન પોતાની પરિસીમાએ પહોંચે છે. એથી વધારે જુવાનીની નિશાની બીજી કઈ જોઈએ? છેલ્લેછેલ્લે એમ કહેવાય છે કે અમૃતના પાનથી મૃત્યુંજય કે અમર થવાય છે. ઉપનિષદના સંબંધમાં એ પણ સાચું ઠરે છે. તેના પ્રત્યેક વિચારમાં જે અમૃત સમાયેલું છે તેનું પાન કરનાર પોતાના મૂળ આત્મસ્વરૂપને જાણી લે છે, ને તેની બધી જ ભીતિ દૂર થાય છે. મૃત્યુની ભય પણ તેને નથી રહેતો. તેને મારવાની શકિત કાળના કાળમાં નથી રહેતી. પેલું પુરાણોમાં કહેલું અમૃત તો આપણી પાસે નથી. પરંતુ તેનાથી સહેજ પણ ઊતરે નહિ પરંતુ ચડે તેવું આ જ્ઞાનનું અમૃત આપણી સંમક્ષ પીરસેલું છે. મંથન કરીને મહાન ઋષિઓએ આપણે માટે તે તૈયાર રાખેલું છે. એનો આસ્વાદ લઈએ એટલી જ વાર છે. પેલા અમૃતથી તો માણસ યુવાન બનતો ને અમર થતો પરંતુ તેનું મન ને અંતર એવું જ રહેતું. તેમાં સુધાર ન થઈ શકતો. તેનાથી માનવનું આંતરિક પરિવર્તન – સ્વભાવનું પરિવર્તન ને ઊર્ધ્વીકરણ ન થતું. પણ આ અમૃત તો એથી આગળ વધીને માણસને આમૂલ ફેરવી નાખે છે. તેને બધી રીતે આદર્શ ને દૈવી કરીને પરમાત્માની પાસે પહોંચાડે છે. પેલા અમૃતમાં પરમાત્માની પ્રાપ્તિ કરાવવાની તાકાત ન હતી. આવા અલૌકિક અમૃતનું દાન દેવા

બદલ ભારતના પ્રાચીન ઋષિવરોનો આપણે જેટલો આભાર માનીએ એટલો ઓછો છે.

## [૨] આભારદર્શન

હા. આ અલૌકિક જ્ઞાનામૃતનું મંથન કરનારા એ ઋષિવરો જ છે. તેમની જ સાધના, કૃપા, લોકસંગ્રહની ભાવના ને અનુકંપાનું આ પરિણામ છે. હજારો વરસોથી હજારો લોકો અંતરને આરામ આપનારા ને આત્માને અમરતા દેનારા આ અમૃતનો આસ્વાદ લીધા કરે છે ને હજી પણ બીજાં હજારો વરસો સુધી લીધા કરશે. તે માટે એ પ્રાતઃસ્મરણીય ઋષિવરોનો આપણે જેટલો ઉપકાર માનીએ એટલો ઓછો છે. તેમને તો આપણા આભારદર્શનની કે ઉપકારના પ્રાકટ્યની કાંઈ જ પડી નથી. સૂરજ સમસ્ત સંસારને પ્રકાશ પહોંચાડે છે, ને તેનાથી કરોડો જીવોનું કેટલીય રીતે કલ્યાણ થાય છે. પરંતુ તે વસ્તુ તેને માટે તદ્દન સ્વાભાવિક હોવાથી તે માટે તેને કોઈ વિશેષ યશ કે પૂજાની જરૂર નથી હોતી. તેનું જીવન જ તે માટે છે. નદી પણ પોતાની રીતે વહે જાય છે. વહેવું તે તેનો સહજ સ્વભાવ છે. તેનો લાભ લઈને લાખો લોકો તરસ મટાડે છે ને જમીનને રસવતી કરીને અનાજ પણ ઉગાડે છે. તેને પણ પોતાના એ સહજ કર્મના બદલામાં આભારની અભિવ્યક્તિની ઇચ્છા નથી હોતી. છતાં લોકો સૂર્ય ને સરિતાની આરતી ઉતારે છે ને સ્તુતિ કરે છે. તેમની શક્તિ, સંપત્તિ ને ઉપકારકતાનો વિચાર કરીને તેમની પ્રત્યે એક યા બીજી રીતે પોતાના અંતરને હાલવે છે. જે ઋષિવરોની વાત આપણે કરી રહ્યા છીએ તેમને પણ કોઈ યશ કે સ્તુતિની કામના નથી. પરહિત તો તેમના સ્વભાવના કણેકણમાં ભળી ગયેલી વસ્તુ છે. છતાં આપણી શોભા વિવેકી બનવામાં ને વિવેકને વ્યક્ત કરવામાં છે. જેની દ્વારા આપણને સાધારણ લાભ થાય તેને પણ આપણે સ્નેહ ને સન્માનની નજરે જોઈએ છીએ. તો તેમણે આપેલો લાભ તો ઘણો મોટો છે. સંસારની મોટામાં મોટી સંપત્તિ ને સુખસાહ્યબી પણ

તેની આગળ ગૌણ બની જાય છે ને કંઈ જ વિસાતમાં નથી. તેને માટે આપણે તેમનાં ગુણગાન ગાઈએ, તેમને પૂજીએ, તેમને સ્નેહ ને સન્માનના ઉત્તમમાં ઉત્તમ અધિકારી સમજીએ ને તેમનો આભાર માનીએ તે બરાબર જ છે. તેમાં વધારેપડતું, અતિશયતાભર્યું કે ખોટું કાંઈ જ નથી. ઉપનિષદના અમૃતનો આસ્વાદ જેમને સીધેસીધો જ પ્રાપ્ત થયો છે ને એ પ્રાતઃસ્મરણીય મહાપુરુષોની પાસે બેસવાના જે અધિકારી થયા છે તેમણે પણ ઉપનિષદમાં પોતાના સંતોષ ને આભારદર્શનને માટે તેમની પ્રશસ્તિ કરી છે. તો પછી આપણે તો કરીએ જ તેમાં શી નવાઈ? તે પરમાત્મદર્શી મહાપુરુષોને આપણા નમસ્કાર છે; વારંવાર ને અનેકાનેક નમસ્કાર છે. એમનાં પવિત્ર ચરણોમાં અનેકાનેક પ્રણામ છે. એમના આશીર્વાદ આપણા પર ઊતરે એવી આપણી ઇચ્છા છે. તેમના જીવનમાંથી પદાર્થપાઠ શીખીને આપણે પણ પરમાત્મદર્શી થઈએ ને આપણું તેમ જ બીજાનું મંગલ કરીએ એમાં આપણી શોભા છે.

આજે ચારે તરફ કર્મ, કર્મ ને કર્મ તથા સેવાનો નાદ સંભળાય છે ને જીવનના છેલ્લા શ્વાસ સુધી કર્મ કરતા રહેવાની ફિલસૂફીનો ફેલાવો થાય છે; પરંતુ માણસે કેવળ કર્મઠ થવાની કે જીવનભર યંત્રમય બનીને કર્મ કરવાની જરૂર નથી. કર્મ સારી ને ઉપયોગી વસ્તુ છે પણ તે જીવનશુદ્ધિમાં મદદરૂપ થવું જોઈએ. વળી પરમાત્માની પાસે પહોંચાડનારું હોવું જોઈએ. તે માટે લૌકિક કર્મમાં ગળાબૂડ ડૂબવાની વૃત્તિથી બચીને માણસે થોડુંક પણ સાધનાત્મક કર્મ કરતાં શીખવું જોઈએ. થોડો વખત પણ શાંતિપૂર્વક બેસીને જીવનનું નિરીક્ષણ કરતાં ને જીવનની શુદ્ધિ ને પ્રગતિ માટે ચિંતન કરતાં શીખવું જોઈએ. તો જ જીવનમાં પ્રાણ પેદા થાય ને જડતા દૂર થાય. તે માટે શાંતિ ને એકાંતસેવનની ઓછી જરૂર નથી. આજના કોલાહલભર્યા જીવનમાં પણ તેનો લાભ લેતાં શીખવું પડશે. સંસારની બાહ્ય સમૃદ્ધિની સાથેસાથે માનવનો પોતાનો

પણ અંતરંગ વિકાસ નહિ થાય ને માનવ સાચા અર્થમાં માનવ નહિ બને તો સંસાર સુખશાંતિમય નહિ બની શકે એ નક્કી છે.

## [ ૩ ] પરમાત્માની ઝાંખી

આ ઉપનિષદના પહેલા, ત્રીજા ને ચોથા અનુવાક પર ખાસ વિચાર કરવા જેવો છે. પહેલા અનુવાકમાં પરમાત્મા ને તેમની જુદીજુદી દૈવી શક્તિઓ–દેવો–સુખકર થાય એવી ભાવના કરવામાં આવી છે. પરમાત્માને પ્રેમપૂર્વક પ્રણામ કરીને ઋષિ પોતાનો નિર્ણય જાહેર કરે છે કે પોતે શાસ્ત્રને વફાદાર રહેશે ને સાચું જ બોલશે. પોતાના રક્ષણ ને મંગલને માટે તે પ્રભુને પ્રાર્થના પણ કરે છે. પરમાત્મદર્શી ઋષિની દૃષ્ટિ એવી દૈવી છે કે જડ ને ચેતનમાં તે પરમાત્માના પરમ પ્રકાશનું જ દર્શન કરે છે. નાનાં ને મોટાં, આકર્ષક ને અનાકર્ષક બધાં જ રૂપોમાં તેમને પરમાત્માનો મંગલ મહિમા જ દેખાયા કરે છે. સૂર્ય ને ઉષા તથા સાગર, સરિતા ને પર્વતની સ્તુતિનાં જે વર્ણન વેદોમાં મળે છે તેમને આ દૃષ્ટિથી જ સમજવાનાં છે. 'એકો દેવ: સર્વભૂતેષુ ગૂઢ: સર્વવ્યાપી સર્વભૂતાન્તરાત્મા।' એ પ્રખ્યાત પંક્તિ પ્રમાણે એક ને અનન્ય એવા પરમદેવ પરમાત્મા જ જુદાજુદા જીવોમાં રમી રહ્યા છે. તે જ સૌમાં વ્યાપક છે ને સૌના અંતરાત્મા પણ તે જ છે. એવા ઊંડા વિવેકથી ઋષિઓએ સંસારમાં સર્વત્ર પરમાત્માની લીલાનું જ દર્શન કર્યું છે ને જુદાજુદા પદાર્થોની પૂજારૂપે તેમની જ પૂજા, સ્તુતિ ને પ્રશસ્તિ કરી છે. વરસતા વરસાદમાં, અગ્નિમાં, અન્નમાં ને ઋતુઓના વિવિધ રંગોમાં તેમને પરમાત્માની જ પરમ પ્રાણદાયક શક્તિનાં દર્શન થયા કર્યાં છે. તેમના એ અલૌકિક છતાં તદ્દન સહજ ને સ્વાભાવિક દર્શનનો પડઘો અહીં પણ પડ્યા વિના નથી રહ્યો. પહેલા જ અનુવાકમાં તે વાયુદેવને નમસ્કાર કરે છે ને કહે છે કે હે વાયુદેવ, પરમાત્માની પરમશક્તિ તમારા રૂપમાં બધે પથરાઈ રહી છે; તમે પ્રત્યક્ષ પરમાત્મા જ છો: પરમાત્મામાં

ને તમારામાં તત્વતઃ કોઈ ભેદ નથી દેખાતો; તમને જોતાંવેંત પરમાત્માના મહિમાનું ભાન થાય છે; હે દેવ, મારા તમને વારંવાર નમસ્કાર છે.

ઋષિની આ દૃષ્ટિ જેણે કેળવી તેનું જીવન સફળ ને ધન્ય થઈ ગયું એમ સમજી લેવું. પરમાત્માનું દર્શન પછી તેને માટે દૂર નહિ રહે, દુર્લભ પણ નહિ બને. સમસ્ત સંસાર તેને માટે પરમાત્માના પ્રતીક જેવો અથવા પરમાત્મામય જ થઈ રહેશે. પરમાત્મા જ સંસારના સ્વરૂપમાં વિરાજેલા ને વિસ્તરેલા છે એવું તે નિરંતર અનુભવ્યા કરશે. પરમાત્માના વિરાટ વિશ્વરૂપનું સાક્ષાત્ કે પ્રત્યક્ષ દર્શન તેને માટે સહજ બનશે. કોઈ તેને પૂછશે કે પરમાત્મા ક્યાં છે તો તે કહેશે કે પરમાત્મા ક્યાં નથી ! તેના વિના બીજું કાંઈ છે જ ક્યાં ? સૂર્યના રૂપમાં તે જ પ્રકાશ પૂરો પાડે છે ને તારા ને ચંદ્ર બનીને તે જ ચમકે છે. પૃથ્વીના રૂપમાં તે જ સૌને ધારણ કરે છે. વૃક્ષના રૂપમાં છાયા ને આશ્રય આપનાર પણ તે જ છે. તે જ પંખીના કંઠમાંથી સંગીતનું સ્વરૂપ ધારીને પ્રકટે છે ને નદીના નીરમાં પણ તે જ વહ્યા કરે છે. માતા, પિતા ને સ્નેહના બીજા સંબંધોમાં પણ તે જ છે; તેનો જ સ્નેહ સૌમાં સમાઈ રહ્યો છે, ને ગુરુના ગૌરવભરેલા જ્ઞાનમય સ્વરૂપમાં કરુણાની વૃષ્ટિ કરનાર ને અંધકારનો અંત લાવી પ્રજ્ઞાના પરમ પવિત્ર પ્રદેશમાં આંખ ઉઘાડનાર પણ એ જ છે. તેના વિના સંસારમાં બીજું છે શું ? કોઈ તેને અમુક જ તીર્થમાં ને મંદિરમાં રહેલો માને છે, તો કોઈ તે અમુક ખાસ ગ્રંથમાં ને લોકમાં જ સમાયેલો છે એમ સમજાવે છે ને સમજે છે પરંતુ તે ક્યાં નથી તે જ પ્રશ્ન છે. તે તો સર્વત્ર છે. સર્જનના સ્વરૂપમાં સદાય પ્રત્યક્ષ છે. બ્રહ્માંડના મહાન વિશાળ મંદિરમાં દેવરૂપે તે જ વિરાજે છે ને તે જ સૌના શરીરમાં છે. પ્રકૃતિના પરમ પુસ્તકમાં તેના જ મહિમાનું ગૌરવગીત લખાયેલું છે ને તે પરમ તીર્થરૂપ છે. સંસાર સમગ્ર તેને લીધે તીર્થમય છે. ફક્ત તેને જોવા કે ઓળખવા માટે ખૂબ નિર્મળ નજર

જોઈએ. આંખ ને અંતરની એવી નિર્મળતા ને પ્રભુમયતાને પ્રકટાવવા સારુ જ સાધના છે. મંદિર, મસ્જિદ, તીર્થ, મૂર્તિ, પુસ્તક કે કોઈ દૈવી તીર્થ યા ધામમાં પરમાત્માની હયાતી કે સત્તાને માનનારે પણ છેવટે આગળ વધીને ચરાચરમાં પરમાત્માની ઝાંખી કરતાં શીખવાનું છે. પરમાત્મા અમુક જ પ્રતીકમાં રહેલા છે ને બીજે નથી એમ માની કે મનાવીને કટ્ટર, સંકુચિત, અહંકારી, ઈર્ષાળુ, નિંદક તેમ જ ધર્માંધ નથી બનવાનું. આવી જરૂરી સમજને પરિણામે જ સૌ પોતપોતાની રુચિ પ્રમાણેના પંથે પ્રગતિ કરી શકે ને જુદાજુદા મત તથા સંપ્રદાયોની વચ્ચેના ભેદભાવ ને વૈમનસ્યનો અંત આવે. (નદીનાં બધાં નીર જુદીજુદી રીતે સફર કરીને છેવટે જેમ સાગરમાં સમાઈ જાય છે તેમ જુદાજુદા પંથ, માર્ગ કે સંપ્રદાય પરમાત્માની પાસે જ પહોંચાડે છે એમ સમજી શકાય ધર્મો તરફની સહાનુભૂતિ ને સન્માનવૃત્તિ એમાંથી જ જાગી શકે. ધાર્મિક જીવનનો સાચો આનંદ પણ ત્યારે જ મળે.)

## [૪] સર્વના સુખની ભાવના

પરમાત્માના પરમ પ્રેમની જેને પ્રાપ્તિ થઈ ને ચરાચરમાં વ્યાપેલી પરમાત્માની દૈવી જ્યોતિની જેણે ઝાંખી કરી તેનું હૃદય અત્યંત નિર્મળ ને વિશાળ બની જાય છે. તેવા હૃદયમાં સ્વાર્થી ને પોતાના જ હિતના વિચાર કદી ન પ્રકટે. સૌના હિત ને સૌના સુખ તથા સૌના ઉત્થાનમાં તે તો રાજી રહે. બીજાની સુખાકારી ને બીજાના મંગલની ભાવના તેને માટે સહજ થઈ જાય. પરહિતની તેને ચિન્તા ન કરવી પડે; તેની નાનીમોટી બધી પ્રવૃત્તિ પરહિત માટે જ થયા કરે. સૌના મંગલની તેની ઇચ્છા હોય. (પરહિતનો એક બીજો પણ અર્થ કરી શકાય છે. પર એટલે સૌથી પર, શ્રેષ્ઠ કે અતીત જે પરમાત્મા છે તે. તેમને માટે થતી પ્રવૃત્તિ — તેમને અર્પણ કરવામાં આવતી પ્રવૃત્તિ પરહિત કહી શકાય.) મહાપુરુષોની પ્રત્યેક પ્રવૃત્તિ તેની જ હોય છે. તેમાં પરમાત્માની સાથેની તદ્રૂપતાનો નાદ સહજ

રીતે જ ભરેલો હોય છે. બીજાના અભ્યુત્થાનમાં તેવા પુરુષોને અહર્નિશ ને અત્યંત આનંદ આવે છે. મનુષ્ય જ નહિ પણ પશુ-પંખી ને વનસ્પતિ તરફ પણ તે નીતરતા નેહની નજરે જ જોયા કરે છે. આપણો પ્રેમ એવો જ હોવો જોઈએ. કેવળ આપણા જ ઘર કે કુટુંબ પૂરતો તે મર્યાદિત ન હોય, પરંતુ ગામ, નગર ને સમાજ સુધી તે ફેલાવો જોઈએ. ત્યાંથી પણ આગળ વધીને તેનો વિસ્તાર દેશ ને દુનિયાને મળવો જોઈએ ને કહો કે સમસ્ત બ્રહ્માંડને ઘેરી વળે એવો તે વ્યાપક થવો જોઈએ. સાધારણ રીતે લોકો એમ જ માને છે કે માનવના હિત ને માનવની સેવાની યોજના કરીએ એટલે થયું. પ્રેમ કરવાનો ને ઉન્નતિનો અર્થ તે માટે ભાગે એમ જ માને છે કે માનવને પ્રેમ કરવો ને માનવસમાજના અભ્યુત્થાન માટે પ્રયાસ કરવો. પરંતુ તે તો ભેદભાવ થયો. સૌના હિતની ભાવના તેમાં ન સચવાઈ. સંસારમાં માનવસમાજનું સ્થાન વિશેષ પ્રકારનું છે ને તેના હિત માટેની યોજના તથા પ્રગતિ પણ અવશ્ય આવકારદાયક છે; પરન્તુ જગતમાં બીજા જીવો પણ છે, ને તેમના પોષણ ને સુખનો આધાર એકલા માનવસમાજની કાળજી ને સેવા પર છે. માનવ જો એકલપેટો બની જાય ને સંસારમાં પોતાના વિના બીજી કોઈ જાતિ છે જ નહિ એમ માનવા માંડે તો બીજા જીવોને અન્યાય થાય ને જગત કડવું બની જાય. માનવમાં બુદ્ધિ ને બળ છે, ને બધા જીવોમાં તે મુખ્ય છે, તેથી તેને માથે મોટી જવાબદારી પણ છે. બીજા જીવો તરફની પોતાની ફરજ તેણે ભૂલવાની નથી. પશુ, પંખી, પ્રાણી ને વનસ્પતિ – ટૂંકમાં કહીએ તો જગતમાં જે જે કાંઈ છે તે સૌની તરફ તેણે પ્રેમ, દયા ને સેવાભાવથી ભરપૂર રહેવાનું છે. એવી સભ્યતા જ સંસારને માટે મંગલરૂપ થઈ શકે. તેની તૈયારીરૂપે, શરૂઆતમાં, માણસે માણસ થવાની ને માનવ તરફ પ્રેમ, દયા ને સહાનુભૂતિભર્યો વ્યવહાર કરવાની જરૂર છે. માનવનું મૂલ્ય ઘણું મોટું છે એ વાતને ધ્યાનમાં રાખી માનવની હિંસા, પીડા, માનવના શોષણ ને માનવ પરના

અત્યાચારમાંથી સૌએ મુક્તિ મેળવવાની છે. માનવ કે માનવના સમાજને ચૂસવાની, કંગાળ કરવાની ને પદદલિત બનાવવાની કુટેવનો તો માણસે ત્યાગ કરવો જ જોઈએ, તેમાં તો શંકા જ નથી, પરન્તુ તે માટે તૈયાર કરનારી કે પ્રેરનારી રાક્ષસી વૃત્તિનો પણ, તેને જંગલીપણાની નિશાની માનીને, અંત આણવો જોઈએ. એમ થશે ત્યારે માનવજાતિ સભ્યતા ને પ્રગતિના મહાશિખરે પહોંચેલી ગણાશે ને સંસાર સ્વર્ગ કરતાં સુખદ મનાશે. સભ્યતા ને પ્રગતિના એ ગુરુશિખરને સર કરવાનું મહત્વનું કામ હજી બાકી છે. કોઈ દેશની પ્રજાની પ્રગતિ તેના ઊંચા જીવનધોરણ પરથી નથી મપાતી; તેણે તૈયાર કરેલાં કારખાનાં પરથી પણ તેની શ્રેષ્ઠતાનું માપ નથી નીકળતું; ધન ને માલની દૃષ્ટિએ તે કેટલી સમૃદ્ધ છે ને તેની પાસે આધુનિક શોધોથી સજ્જ લશ્કરી તાકાત કેટલી છે તે પરથી પણ તેના વિકાસના માર્ક નથી મુકાતા; તેણે કેટલી નહેરો, સ્ટીમરો ને ફેક્ટરી બાંધી ને જનસંખ્યાને કેટલી ઝડપી ગતિથી વધારી, તે જોઈને પણ તે સુધારાની ટોચ પર પહોંચી છે એમ નથી કહી શકાતું. અલબત્ત, એ બધા મુદ્દા મહત્વના છે, ને કોઈ પણ પ્રજાની પ્રગતિમાં મહત્ત્વનો ભાગ ભજવે છે એ પણ ખરું; પરંતુ સૌથી મહત્ત્વની વસ્તુ પ્રજા પોતે છે. તેનું ચારિત્ર્ય, પોતાની ને બીજાની સ્વતંત્રતા, સુખાકારી ને સમૃદ્ધિ માટેનો તેનો પ્રેમ ને પુરુષાર્થ, મન ને ઇંદ્રિયોના સંયમ તરફની તેની પ્રવૃત્તિ ને તેની પ્રભુપરાયણતા, સૌ જીવો તરફની તેની અનુકંપા ને તેની માનવતા ને શાંતિપ્રિયતા તેથી પણ વધારે મહત્ત્વની છે. તેવી સદાચારી ને પ્રભુપરાયણ પ્રજા જ આદર્શ પ્રજા કહી શકાય, ને તેના હાથમાં આવેલી સત્તા, લક્ષ્મી ને સમૃદ્ધિનો જ સદુપયોગ થાય. અવકાશમાં ઊડવાના ને પર્વતો પર ચડવાના પ્રયાસ અવારનવાર થાય છે પણ આ પૃથ્વી પર આદર્શ માનવ તરીકે રહેવાના પ્રયાસ નથી થતા. તેવા પ્રયાસથી જ સંસાર સુખદ ને શાંતિમય બની શકે. તે માટે શરૂઆતમાં સર્વના હિતની ભાવનાનું સેવન કરવાની ને તે દિશામાં ડગલાં ભરવાની

જરૂર છે. ઉપનિષદના ઋષિ એ ભાવનામાં આરૂઢ થઈને જ सर्वे भवन्तु सुखिनः નો ધ્વનિ વહેતો મૂકે છે. સૌ સુખી થાઓ—મનુષ્ય જ નહિ પણ જીવજંતુ તમામ, બધા જ જીવોને સુખની પ્રાપ્તિ થાઓ એવો એનો ભાવાર્થ છે.

## [૫] ગુરુ ને શિષ્યની યોગ્યતા

મનુષ્ય જ નહિ પરંતુ જીવમાત્રના મંગલની ભાવના જેના દિલમાં પ્રકટ થઈ તેના દિલમાં પોતાની પાસે ને સાથે રહેતા મનુષ્યોને માટે તો મંગલની ભાવના હોય જ એમાં શંકા જેવું છે શું? જે સૌનું સુખ ચાહે છે તે પોતાની પાસેનાંનું તો ચાહે જ તેમાં કહેવા જેવું છે શું? આ ઉપનિષદના ત્રીજા અનુવાકમાં આપણને એ જ સત્યની પ્રતીતિ થાય છે. ઋષિ કહે છે કે જેમ મને તેમ મારા શિષ્યને પણ યશની પ્રાપ્તિ થાઓ; અમને બંનેને યશ ને બ્રહ્મતેજ સાથે જ પ્રાપ્ત થાઓ; ખરું છે. એવી ઉત્તમ ને વિશાળ ભાવનાવાળા ગુરુ જ શિષ્યના જીવનનું શ્રેય સાધી શકે. પોતાના હિત માટે તૈયાર ને પ્રયત્નશીલ ગુરુ ઘણાને મળે છે. પરંતુ બીજાના તે શું પરંતુ પોતાના શિષ્યના હિત માટે મહેનત કરનારના ગુરુ ઘણ થોડા છે. વેદાંતી ને અનુભવી કવિ અખાના શબ્દોમાં આજે પા મોટા ભાગના ગુરુ 'ધન હરે છે પણ ધોખો નથી હરતા.' સંપત્તિના ભારમાંથી મુક્તિ આપનારા ગુરુ ઘણા છે, પરંતુ મોહ અજ્ઞાનમાંથી મુક્ત કરનારા કોઈક વિરલા જ મળે છે. તે જ સદ્‌ગુ છે જે મોહમાંથી મુક્ત કરીને પોતાને ને બીજાને પરમ સત્યરૂપ પરમાત્માનો પરિચય કરાવે છે. તેવા ગુરુ જ સંસારને માટે આશીર્વાદરૂપ થઈ શકે. શુદ્ધ ને વિશાળ હૃદયના, વિવેકની જ્યોતિવાળ એવા મંગલમય પ્રભુપરાયણ ગુરુની માનવજાતિને જરૂર છે. તેવ સાધનાસંપન્ન ને શાંતિમય ગુરુની જરૂર છે. તેની પાસેથી જગતઃ વિકાસની પ્રેરણા મળી શકશે. તેવા ગુરુ થવા માટે બહારન

કોલાહલ, યશ, લૌકિક વિષયોની લાલસા ને પ્રસિદ્ધિની વાસનામાંથી મનને પાછું વાળીને શ્રદ્ધા, હિંમત ને ધીરજપૂર્વક એકાંતમાં આસન વાળીને લાંબા સમય સુધી સાધના કરવી પડશે. પોતાની અંદર વારંવાર ડૂબકી મારવી પડશે; ને પરમાત્માની સાથેની એકતાને અનુભવવી રહેશે. પછી તેવા મહામાનવનાં મન, વચન ને કર્મ જ શાસ્ત્ર ને સંહિતારૂપ બનશે. તેની હાજરી જ હજારોને માટે પ્રેરણારૂપ થઈ પડશે ને કરોડોને શક્તિ ધરશે. એવા લોકોત્તર ગુરુની જ જરૂર છે.

સાથેસાથે શિષ્યની યોગ્યતાનો પણ ખ્યાલ રાખવો જોઈએ. ગુરુ મહાન ને સાચા હોય પરંતુ શિષ્યનું કલેવર કાચું હોય તોપણ તેથી કોઈ વિશેષ હેતુ ન સરે. ગુરુના ગુણને ગ્રહણ કરવાની ને તેમના ઉપદેશ પ્રમાણે ચાલવાની શિષ્યની તૈયારી હોવી જોઈએ. પોતાની જાતના સુધાર ને વિકાસ માટે તેનામાં તમન્ના હોવી જોઈએ, તે ઉપરાંત તેનામાં ધીરજ ને અમાપ શ્રદ્ધા પણ જોઈએ. ગુરુ, ઈશ્વર, પોતાની જાત ને આત્મિક વિકાસના માર્ગમાંથી તેની શ્રદ્ધા કદી પણ ને કોઈ પણ કારણે ચલિત થવી કે ખૂટવી ન જોઈએ. ગુરુની મદદથી આગળ વધવાના વિરાટ કામમાં તેણે લાગી જવું જોઈએ. એ કામમાં જલદી કે ધારેલી સમયમર્યાદામાં સફળતા ન મળે તોપણ તેનો ઉત્સાહ ને પુરુષાર્થનો પ્રવાહ ખૂટવો ન જોઈએ. ધ્યેયની સિદ્ધિ સુધી ક્રમેક્રમે આગળ વધવાની તેની તમન્ના જોઈએ. એવા શિષ્ય કે સાધકનું યોગ્ય ગુરુના માર્ગદર્શનથી મંગલ થતાં વાર નથી લાગતી.

### [૬] અમૃતમય જીવનની ઇચ્છા

પરમાત્માની કૃપા વિના અંતરના ઊંડાણમાં ઊતરીને અનુભવનાં મોંઘાં મોતી કોણ મેળવી શકે છે? જ્ઞાનના ઉત્તમ રહસ્યની પ્રાપ્તિ પણ તેની કૃપા વિના કોણ કરી શકે છે? પરમાત્મા પોતે પરમ જ્ઞાનની મૂર્તિરૂપ છે; પરમ જ્ઞાન ને પરમાત્માને એક કહેવામાં

આવે છે. એટલે જ્ઞાનની ઉપલબ્ધિ માટે પરમાત્માની કૃપા આવશ્યક છે. ખરી રીતે તો એમ છે કે પરમાત્માની પ્રાપ્તિ થઈ એટલે પરમ જ્ઞાન મળી ગયું. કેમ કે બધી જાતના ઉત્કૃષ્ટ અધ્યાત્મજ્ઞાન કે તત્ત્વજ્ઞાનનું પર્યવસાન પરમાત્મામાં જ થાય છે. જ્ઞાન, ભક્તિ કે યોગ સૌના અધિષ્ઠાતા ને પ્રાપ્તવ્ય પરમાત્મા જ છે. તે ધારે તો મૂગાને પણ વાણી આપી શકે ને નિરક્ષરને પણ સાક્ષર બનાવી દે. સાધારણ પુરુષને પણ તે પરમ પ્રજ્ઞાવાન ને પંડિતની પદવીએ પહોંચાડી દે. તે છે જ સર્વસમર્થ; પરંતુ તે માટે, તેની કૃપાના લાભ માટે તેનું શરણ લેવું જોઈએ; તેની પ્રાર્થના ને તેનું રટણ કરવું જોઈએ; તેની પ્રસન્નતા માટે તેને પ્રિય એવા નીતિ ને સદાચારને માર્ગે ચાલવુ જોઈએ; ને તેની કૃપાના ચાતક અથવા તેના પ્રામાણિક, પ્રખર ને પ્યારા પ્રેમી થવુ જોઈએ. તે જ તેનું શરણ છે. એવી ભક્તિ ને શરણાગતિ સદાય સહાયક ને સુધાસ્વરૂપ નીવડે છે. શરણાગતિ ભાવની એ સુધામાં સ્નાન કરતાં ઋષિ ચોથા અનુવાકના આરંભમાં જ ભાવના કરે છે કે વેદોમાં જેને સર્વોત્તમ કહેવામાં આવ્યા છે, તે વિશ્વમાં બધે વ્યાપક છે, એટલું જ નહિ પણ જે વિશ્વરૂપ છે, વળી જે અનાદિ, વેદથી પણ પુરાતન ને અમૃતમય છે, તે ઇદ્રના નામથી ઓળખાતા પરમાત્મા મને શક્તિ આપો; તેમની કૃપાથી મને એવી અલૌકિક શક્તિ મળો કે હું વેદોના જ્ઞાનને સમજી ને અનુભવી શકું; વેદોમાં કહેલી ઉન્નતિની ચરમ રૂપરેખાને હું મારા જીવનમા મૂર્ત કે સાકાર કરી શકું એવી પ્રજ્ઞા અથવા વિવેકશક્તિનુ દાન તે મને આપો એવી મારી પ્રાર્થના છે. ઋષિ કહે છે કે હે પ્રભુ, હુ અમૃતને ધારણ કરનારો બનું; મતલબ કે મારું જીવન અમૃતમય બની જાય એવી કૃપા કરી દો. આ અમૃત એટલે શું ? સૌથી સર્વોત્તમ અમૃત તો પરમાત્માની પ્રત્યક્ષ અનુભૂતિ છે: તેથી જીવન મધુમય, મંગલ ને અમૃતમય બની જાય છે. તે ઉપરાંત, પરમાત્માનો પવિત્ર પ્રેમ ને પરમાત્માનું જ્ઞાન પણ અમૃતમય કહેવાય છે. એનો આસ્વાદ અલ્પ માત્રામાં મળે તોપણ કોઈનું

કલેવર બદલાઈ જાય છે; તન, મન ને અંતર અનેરાં થાય છે. બીજી રીતે વિચાર કરીએ તો સદ્‌ગુણ કે સાત્વિકતા પણ આ સંસારમાં અમૃતરૂપ છે. તે પણ માનવને સુખશાંતિ આપે છે. જરા સૂક્ષ્મ રીતે વિચારીએ તો આ ત્રણેને તદ્દન નજીકનો સંબંધ છે. સદ્‌ગુણ ને સાત્વિકતા વિના પવિત્ર પ્રેમ કે જ્ઞાન થાય નહિ, ને તે વિના પરમાત્માની અનુભૂતિ પણ અશક્ય છે. એટલે પહેલાં, બંને પ્રકારના અમૃતપાનથી પરમાત્માની પ્રાપ્તિ અથવા અનુભૂતિરૂપી અલૌકિક અમૃત સુલભ બની શકે છે. એ અમૃત ને એવા અમૃતમય જીવનની જ ઋષિ ઇચ્છા કરે છે.

### [૭] અમૃતમય જીવન

એ જીવન કેવું હોય? એવા અમૃતમય જીવનનાં લક્ષણ કેવાં હોય? તે જીવન જેને પ્રાપ્ત થાય તેનાં મન, વચન, તન તેમ જ કર્મમાં નિર્મળતા ને સરસતા આવી જાય; તેના મનમાં ઉત્તમ ને મંગલમય વિચારોનો જ ઉદય થાય; તેના વચનમાંથી જાણે મધુ ટપકે; તે મંગલમય ને મીઠાં બની જાય; તેનું તન સંયમ, સાદાઈ ને સ્વચ્છતાથી શોભી ઊઠે; ને તેનાં કર્મ અહંતા, મમતા, મદ, રાગદ્વેષ ને આસક્તિરહિત બની જાય; તેની વૃત્તિ સદા પ્રભુપરાયણ જ બની રહે. તે સંસારમાં રહે, શ્વાસ લે, પરંતુ સંસાર તેની અંદર ન રહે. તેને સંસારનો પાશ કે કાટ ન લાગે. તેની બધી જ પ્રવૃત્તિ તદ્દન અલિપ્ત ભાવથી પ્રેરાયેલી ને ભરેલી હોય. નટ જેમ બધી જાતનો આવશ્યક અભિનય કરે છે છતાં તેનું મન તેથી સર્વથા પર રહે છે તેમ જરૂરી કર્તવ્યો કરવા છતાં તેનું મન તેથી રંગાય નહિ, બદલાય નહિ, ને તેની પ્રભુમયતા મરે નહિ. એની આંખ ને એનું અંતર ને રોમેરોમ અમૃતથી પણ અદકા એવા પ્રેમરસથી પરિપ્લાવિત હોય; તેમાંથી અમૃત જ ટપકયા કરે. એવા અમૃતમય જીવનની જ સૌને ઇચ્છા છે. કોઈ જીવનમાં ઝેરની ઇચ્છા નથી રાખતું. પરંતુ કોક તે માટે મહેનત કરે છે ને

કોઈ નથી કરતા. કોઈની મહેનત સાચી દિશામાં હોય છે ને કોઈની નહિ. દરેક માણસે યાદ રાખવું જોઈએ કે જીવન અત્યંત કીમતી છે; જીવનના રૂપમાં એક અક્ષય ભંડારનું પોતાને દાન મળ્યું છે એ વાત દરેકે ગાંઠે બાંધી લેવી જોઈએ. એ જીવનરૂપી સંપત્તિનો સદુપયોગ કરવા ને તેના સત્ત્વને વધારવા તેણે બનતો પ્રયાસ કરવો જોઈએ. એ માટે સૌથી પહેલાં આ જીવનને ચાહવાની ને માનની નજરે જોવાની જરૂર છે. જીવન ને જગતને ધિક્કારવાની ફિલસૂફી રોગી મનની નિશાની છે, ને તેનો કાયમને માટે અંત આવવો જોઈએ. આ જીવન અમર જીવન ને પૂર્ણતાના પ્રવેશદ્વાર જેવું હોઈને જીવવા ને ચાહવા જેવું છે. તેની પળેપળને મધુમય કરવા ને પૂર્ણતાના પરમ પ્રવાસની પગદંડીરૂપ કરી દેવા તૈયાર થવાની જરૂર છે. જીવનના રૂપમાં ઈશ્વરની એક મોટી થાપણ આપણી પાસે પડેલી છે: અથવા કહો કે ઈશ્વરનો એક અલૌકિક આશીર્વાદ આપણને મળ્યો છે; તેનું બરાબર જતન કરવા ને તેના સ્વરૂપને બને તેટલું સ્વચ્છ, સાત્ત્વિક, સુંદર ને સુધામય કરવા આપણે પ્રયાસ કરવો જોઈએ. રાગદ્વેષ, મદ, લાલસા, સંકુચિતતા ને પૂર્વગ્રહોથી મુક્ત થઈ, પરમાત્માના પ્યારા બની આપણે આ જીવનને અમૃતમય કે પ્રભુમય કરવાના કામમાં લાગી જવું જોઈએ. દરેક માણસ આ રીતે જીવનનું મહત્ત્વ સમજે ને જીવનને મધુમય કરવા મહેનત કરે તો સંસારની સિકલ ફરી જાય. અરે, મોટા ભાગના કે થોડા માણસો પણ તેવા નીકળે તોપણ જગત વધારે મધુમય, શાંતિમય ને જીવવા જેવું થાય, પરંતુ અફસોસની વાત છે કે મોટા ભાગના લોકો હજી જીવનની શક્યતા, મહત્તા ને ગંભીરતા નથી સમજતા ને આંખ મીંચીને જેમતેમ જીવ્યે રાખે છે. અનીતિ, સ્વાર્થ, દમન, રૂપમંડૂકતા ને શોષણની જે ઝેરી પ્રવૃત્તિ આજે દેખાય છે તે આના પુરાવારૂપ છે. એક બાજુ ભૌતિક પ્રગતિના ક્ષેત્રમાં માણસ આગળ ને આગળ વધતો ને અવનવા, આશ્ચર્યચકિત કરે તેવા ચમત્કાર કરતો જાય છે, તો

બીજી બાજુ માનવના, પરમાત્મા ને આત્મિક શાંતિ, સંયમ ને સાંસારિક શાંતિથી દૂર જતો જાય છે. જીવનને સુખી ને સમૃદ્ધ કરવાના પ્રયાસ તે કરે છે, પરન્તુ જીવનમાં જાન લાવવાના, પ્રાણ પૂરવાના ને પ્રભુમયતાને પ્રકટાવવાના પ્રયાસ તરફ તેનું લક્ષ અત્યંત ઓછું છે. આજના માનવની, માનવસમાજની ને સંસારની એ ત્રુટિ છે. તેને લીધે જ આપણે હજી વર્ગવિગ્રહ, અંદરઅંદરનાં વેરઝેર ને ઘર્ષણ, સત્તા, યશ ને બાહ્ય સુખની રાક્ષસી લાલસા, ધાકધમકી ને શોષણનીતિ તથા શસ્ત્રોની હોડ ને યુદ્ધની ઘેલછામાંથી મુક્ત નથી થયા. છતાં નિરાશ થવાનું કોઈ કારણ નથી. માનવની સુષુપ્ત શક્તિ, શાંતિની ઝંખના ને ઈશ્વરની કૃપામાં આપણને વિશ્વાસ છે. તેથી જ માનવ ને માનવજાતિ અમૃતમય, પ્રેમમય, શાંતિમય ને સેવામય જીવન તરફ કૂચ કરશે ને સંસાર એક દિવસ કુટુંબ જેવો બનશે એવી આપણને શ્રદ્ધા છે. સમજુ માણસે પોતાની શક્ય સાધનસામગ્રી સાથે એવા અમૃતમય કે પ્રભુમય જીવન તરફ જાગ્યા ત્યારથી સવાર માનીને નિત્યનિરંતર ને ઉત્સાહપૂર્વક પ્રગતિ કરવી રહી.

### [૮] અમૃતમય જીવનનાં જરૂરી અંગ

એવા અમૃતમય જીવન અથવા પરમાત્માના પ્રત્યક્ષ અનુભવ માટે સૌથી પહેલાં તો સારું શરીર જોઈએ. શરીરની દૃઢતા ને નીરોગીતા આત્મિક વિકાસને માટે અત્યંત આવશ્યક છે. તે પણ જ મહત્ત્વનો ભાગ ભજવે છે તે સહેજે સમજી શકાય તેમ છે. શરીરની મહત્તા એટલા પૂરતી જ છે કે તે પરમાત્માના પરમ પ્રકાશને પ્રકટ થવાનું સાધન છે. ને તેની મારફત અથવા તો તેની મદદથી પોતાની ઉન્નતિનાં અનેક કામ કરી શકાય છે. તેથી તેના તરફ દુર્લક્ષ કરવાનું કે બેપરવા બનવાનું ન પાલવે. એટલા માટે જ આપણે ત્યાં યોગની પરંપરાગત સાધનપ્રણાલીમાં શરીરને વધારે સશક્ત, સંયમી ને નીરોગી બનાવનારા આસન ને પ્રાણાયામનો સમાવેશ કરવામાં આવ્યો છે. નેતિ, ધોતી જેવી ષટ્ક્રિયાનું મહત્ત્વ

પણ એ જ દૃષ્ટિથી સમજી શકાય છે. યોગની સાધનાની વાત બાજુએ રાખીએ તોપણ, જ્ઞાન ને ભક્તિના માર્ગમાં પણ નીરોગી શરીરનું મહત્ત્વ કાંઈ ઓછું નથી. શરીરનો મોહ નકામો છે, પરંતુ શરીરની સંભાળ, સુદૃઢતા ને માવજત તદ્દન જુદી જ વસ્તુ છે. તે તરફ બેદરકાર બનવું નકામું છે. કેટલાક સાધકો આત્મોન્નતિને નામે શરીર તરફ સૂગ કેળવે છે ને ઉપેક્ષાભાવ રાખે છે. તેમની ટેવને તંદુરસ્ત ને આદરણીય ન જ કહી શકાય; અનુકરણીય તો કદાપિ નહિ. જેમ શરીર તેમ બીજી ઇન્દ્રિયો પણ પ્રગતિમાં મદદરૂપ ને બળવાન જોઈએ. તે વિના સાધનાના માર્ગમાં આગળ ન વધી શકાય.

બીજી મહત્ત્વની વાત એ છે કે માણસ પાસે ગમે તેવું નીરોગી ને સુદૃઢ શરીર હોય ને આગળ વધવાની ઉત્કટ ને અદમ્ય ઇચ્છા તથા સમજણ પણ હોય, છતાં તેની સાંસારિક સ્થિતિ સારી ન હોય, અથવા જીવનના નિર્વાહની ચિંતા તેને સતાવ્યા કરતી હોય, તોપણ અમૃતમય પૂર્ણજીવન અથવા આત્મોન્નતિના માર્ગે તે સારી રીતે આગળ વધી ન શકે. માણસ પોતાના જીવનને ચલાવવાની ચિંતામાંથી ઊંચો જ ન આવતો હોય ને અનેક જાતની સાંસારિક સમસ્યાઓથી ઘેરાયેલો હોય તો ઝડપી ગતિથી ધારેલો વિકાસ કેવી રીતે કરી શકે? ઘણા સાધકોના જીવનમાં આ વસ્તુ દેખાઈ આવે છે. સાધનાના માર્ગમાં આગળ વધવાની તેમને ખૂબ ઝંખના હોય છે પરંતુ બીજી આર્થિક ને સાંસારિક મુશ્કેલીને લીધે તેમનો જુસ્સો શમી જાય છે ને તે હતોત્સાહ બની જાય છે. કેટલાક એવા વિદ્વાનો પણ જેવામાં આવે છે જેમની વિદ્વત્તાથી સમાજને ભારેમાં ભારે લાભ થાય, પરંતુ તેમના ને તેમના કુટુંબના પોષણની જવાબદારીમાંથી જ તે ઊંચા આવતા નથી; જીવનના નિર્વાહનાં જરૂરી સાધનો માટેના પુરુષાર્થ પાછળ જ તેમની સૌથી વધુ બહુમૂલ્ય વખત વીતી જાય છે. આત્મોન્નતિ અથવા જ્ઞાનોપાર્જન ને પરમાત્માની ઉપાસના કે

સંસારની સેવા માટે માણસ સંયમી બને, જીવનની જરૂરતોને ઓછી કરે ને બને ત્યાં સુધી એકલો રહેતાં શીખે, તો જીવનને નભાવવાની ચિંતા, પ્રવૃત્તિ ને સમસ્યા ઘણે મોટે અંશે હળવી થાય. પરંતુ મોટે ભાગે તેવું નથી બનતું. તેથી આર્થિક ને સાંસારિક રીતે તે સુદૃઢ ને સલામત હોય તે જરૂરી છે. તો જ તે સારી રીતે જીવી શકે ને પોતાનાં સંતાન તેમ જ કુટુંબીને પણ મદદરૂપ બની શકે. શિક્ષણ, દવા, અન્ન ને વસ્ત્ર જેવા પ્રશ્નો તેને માટે સરળ બને. માણસ એકલો હોય તોપણ તેની પાસે થોડી છતાં જરૂરી આર્થિક વ્યવસ્થા હોય તો તેનો માર્ગ ઘણો હળવો બની જાય છે. પોતાના જીવન માટે તેને બીજાની તરફ તાકવું કે પરાવલંબી બનવું નથી પડતું. આપણે ત્યાં ભિક્ષાની પ્રથા પ્રચલિત થવાનું મુખ્ય કારણ આ જ હતું. માણસ તેથી જીવનના નિર્વાહની ચિન્તામાંથી મુક્તિ મેળવતો, વિકાસ માટે પૂરતો વખત મેળવતો, ને પોતાના જીવનને પોતાની ને બીજાની ઉન્નતિ માટે વાપરતો. જેને તેવું ભિક્ષાનું જીવન ન જીવવું હોય તેને માટે જરૂરી અર્થવ્યવસ્થા કરવાનું કામ અત્યંત આવશ્યક છે. તે કામ જરાય ખોટું નથી. જે તદ્દન પ્રભુપરાયણ છે, ને પ્રભુ પર શ્રદ્ધા રાખીને જીવે છે, તેનું જીવન તો પ્રભુની પરમ કૃપાના પરિણામરૂપે આપોઆપ ચાલ્યા જ કરે છે. પરંતુ તેવા શ્રદ્ધાવાળા માણસો વિરલ જ હોય છે. મોટે ભાગે તો માણસ હજી સાધારણ દશામાં જ હોય છે. તેમણે જીવનના નિર્વાહની જરૂરી વ્યવસ્થા કરવી જ રહી. ઉત્તમ શ્રદ્ધાવાળા વિરલ માણસોના જીવનમાં પણ તેવી કોઈ વ્યવસ્થા પ્રભુની કૃપાથી ને સહજ રીતે થતી હોય તો તેમાં કાંઈ ખોટું નથી. તે સદા લાભકારક જ ઠરે છે. અર્થને અનર્થરૂપ માનનારા કેટલાક લોકો આપણે ત્યાં નથી એમ નહિ. શંકરાચાર્યના 'અર્થમનર્થં ભાવય નિત્યમ્'નો તે પાઠ કરે છે ને બીજા પણ તેવું માને તેમ ઇચ્છે છે. જેમ ધર્મની ગેરસમજ ને કટ્ટરતાથી સંસારમાં કેટલાક લોકોએ ખૂનામરકી કરી છે તેથી ધર્મને દોષ દઈને ધર્મની તરફ સૂગ કેળવવાનો ઉપદેશ ન

આપી શકાય, તેમ કેટલાક લોકો અર્થનો દુરુપયોગ કરીને તેથી અનર્થ કરતા હોય તેને લીધે પણ તેને દોષ દઈને તેની તરફ આંખમીંચામણાં કરવાનું ન કહી શકાય. તેવો ઉપદેશ નકામો જ જશે. અર્થની મોહિનીમાંથી કાયમ માટે મુક્તિ મેળવવા માટે કેટલાક ત્યાગી કે પરોપજીવી માણસોને માટે એવો ઉપદેશ મદદરૂપ ને બંધબેસતો હોય તે સમજી શકાય તેમ છે, બાકી જીવનના જટિલ જંગમાં ઝઝૂમનારાં ને જુદીજુદી જાતની જવાબદારીવાળાં બીજાં હજારો, કરોડો ને અબજો સ્ત્રીપુરુષોને તો અર્થ એક વિનિમયનું વિશેષ સાધન છે ત્યાં સુધી તેની જરૂર રહેશે જ. અર્થ તરફ ઉદાસીન બનવાનો કે આંખમીંચામણાં કરવાનો ઉપદેશ તેમને માટે વ્યવહારુ નથી. અર્થની પ્રાપ્તિ, વૃદ્ધિ ને સાચવણી તેમને માટે જરૂરી રહેવાની, ને જરૂરી રહે તેમાં કાંઈ જ ખોટું નથી. ફક્ત અર્થ તેમના ને બીજાના જીવનમાં અનર્થરૂપ ન થાય ને તેમને નીતિમય ને પ્રભુમય જીવનથી દૂર ન લઈ જાય તે માટે તેમને જાગ્રત રાખવાની જરૂર છે. બાકી આ બાબતમાં રૂઢિ, પરંપરાગત ઉપદેશ, પૂર્વગ્રહ કે કેવળ ભાવના ને આદર્શવાદના પ્રવાહમાં તણાઈને કોઈ ઉતાવળિયા નિર્ણય કે અભિપ્રાય પર આવવું જોઈએ નહિ. વિવેકશક્તિને સદાય કામે લગાડવી જોઈએ.

### [૯] ઋષિની ભાવના

આટલી વાત સારી પેઠે સમજાઈ ગઈ હોય તો હવે આગળની વાતને સમજતાં વાર નહિ લાગે. જીવનમાં સુદઢ ને નીરોગી શરીર તથા બીજી સંપત્તિ પોતપોતાની રીતે જરૂરી છે. તેથી જ આ ઉપનિષદના ચોથા અનુવાકમાં ઋષિએ તેની કામના કરી છે. ઋષિ કહે છે કે હે પ્રભુ, હું અમૃતને ધારણ કરનારો થાઉં; મારું શરીર નીરોગી બનો; મારી જીભ મધુરતાવાળી થાઓ; બંને કાને હું ઘણું સારી રીતે સાંભળું; તમે મારા જ્ઞાનનું રક્ષણ કરો તેમ જ મારે માટે વસ્ત્રો, ગાયો ને ખાનપાન લાવનારી —

પૂરાં પાડનારી — તેમ જ તેમાં નિરંતર વધારો કરનારી લક્ષ્મીનું મને દાન કરો; મારી સંપત્તિ બકરાંઘેટાં જેવાં વાળવાળાં પશુથી સંપન્ન બનો; મને ઉત્તમ આચિરત્વવાળા, સંયમી ને પ્રભુપરાયણ જ્ઞાની શિષ્યો મળ્યા કરો; તે વિવેકી ને જિતેન્દ્રિય શિષ્યો મનના નિગ્રહથી સદા સંપન્ન થાય; મારો યશ લોકોમાં ખૂબખૂબ વિસ્તાર પામે; હું સૌથી ઉત્તમ ને ધનવાન થાઉં; હે પ્રભુ, તમે મારામાં પ્રવેશ કરો ને હું જીવનને નિર્મળ ને પ્રેમમય કરીને તમારામાં પ્રવેશ કરું; મારા કુવિચાર ને મારાં કુકર્મને હે, અનંત રૂપવાળા પરમાત્મા, હું તમારા પ્રેમના પાણીથી ધોઈ નાખું છું; જેવી રીતે ઢોળાવ પરથી પાણી નીચે પડે છે ને જેવી રીતે મહિનાઓ દિવસોને પોતાના પેટમાં સમાવી દેનારા વરસ તરફ પ્રયાણ કરે છે, તેવી રીતે સંયમી ને પ્રભુપ્રેમી શિષ્યો મને બધી તરફથી આવી મળો જેથી તેમને હું મારા જ્ઞાન ને અનુભવનો વારસો આપી શકું; તમારી કૃપાથી બધો શ્રમ ને કલેશ દૂર થાય છે તથા મનને ઊંડી શાંતિ મળે છે. માટે તમે તમારા સુંદર સ્વરૂપને મારી સામે પ્રકટ કરો ને મને પ્રાપ્ત થાઓ.

ચોથા અનુવાકની આ ભાવનાઓ પર ખાસ વિચાર કરવા જેવો છે. બીજી બધી ભાવનાઓની સાથેસાથે ઋષિએ તેમાં ધનની, સંપત્તિની તથા યશની પણ ઇચ્છા વ્યક્ત કરી છે. પોતાને સાચા, વિવેકી, સંયમી ને જ્ઞાનનો લાભ લઈ શકે તેવા શિષ્યો મળે તેવી ભાવના પણ તે કરે છે. તે વાંચીને આપણને પ્રખ્યાત મહાત્મા શ્રી રામકૃષ્ણ પરમહંસદેવની વાત યાદ આવે છે. દક્ષિણેશ્વરના તેમના નિવાસસ્થાનમાં રહીને રોજ સાંજે આરતી વખતે, કહે છે કે તે પણ જગદંબાને પ્રાર્થના કરતા ને કહેતા કે મા, જેની પાસે હું તારી વાતો કરીને મારા હૈયાને હળવું કરી શકું તેવા થોડા ભક્તો, જિજ્ઞાસુઓ ને પ્રેમી પુરુષોને તું મારી પાસે મોકલ. કહે છે કે તે પછી જગદંબાની કૃપાથી તેમની પાસે અનેક જિજ્ઞાસુ ને પ્રેમીજનો આવવા માંડ્યા હતા. ઋષિની પ્રાર્થના પણ એ જ જાતની છે.

પરન્તુ તેમણે જે ધન ને યશની ઇચ્છા વ્યક્ત કરી છે તે થોડોક વધારે વિચાર માગી લે છે. સામાન્ય રીતે ધન ને યશની ઇચ્છા આપણે ત્યાં સારી મનાતી નથી. ધનની ને બીજી સંપત્તિની ઇચ્છાનો ખુલાસો તો આગળ આપણે કરેલી વિચારણા પરથી સહેજે થઈ રહે છે, પરન્તુ યશની ઇચ્છાની વાત કેટલાક લોકોને માટે નવી છે. મને પોતાને લાગે છે કે માણસ યશની વધારે ને વધારે ઇચ્છા રાખે તેમાં કાંઈ ખોટું નથી. યશની ઇચ્છા રાખનાર કેવળ ઇચ્છા રાખીને બેસી નહિ રહે પરન્તુ તે ઇચ્છાને સફળ કરવા કે અમલી બનાવવા સારાં ને ઉત્તમ કર્મ કરવાનો જ ખ્યાલ ને આગ્રહ રાખશે. તે રીતે તેને લાભ જ થશે. આપણે સમજી લેવું જોઈએ કે યશની ઇચ્છા ખરાબ નથી, પરંતુ યશની તૃષ્ણા, લોલુપતા ને યશ માટેનાં અવિવેકી તથા અનૈતિક સાધનો જ ખરાબ છે. માણસ જો તેમની વચ્ચે ભેદભાવ પાડી શકે અથવા વિવેક કરી શકે તો તેને માટે ડરવા જેવું કાંઈ નથી રહેતું. યશની ઇચ્છા શરૂઆતમાં સાત્ત્વિક હોય છે પરન્તુ ધીમેધીમે તેનું સ્વરૂપ ક્યારે બદલાઈ જાય છે તેની ખુદ ઇચ્છા રાખનારને પણ ખબર નથી પડતી. તેથી તે વિશે ખૂબ જાગ્રત ને સાવધાન રહેવાની જરૂર છે. યશની ઇચ્છા ને મહત્ત્વાકાંક્ષા માણસ ભલે રાખે ને તેથી પ્રેરાઈને ઉત્તમ કામ પણ કરે, પરન્તુ માનવતાનો નાશ ન થાય તે માટે તેણે સતત આત્મનિરીક્ષણ કરતા રહેવાની જરૂર છે. યશ માટેની અનૈતિક ખોટી પદ્ધતિઓ ને યશ માટેનાં ઉધામાતિયાંના શિકાર ન થવાય તેનું પરતું ધ્યાન રાખવુ જોઈએ.

ઋષિએ જે ભાવના પોતાને માટે રજૂ કરી છે તે જ ભાવના દેશ કે સમાજને પણ લાગુ પાડી શકાય છે. વ્યક્તિ, સમાજ કે દેશ કોઈનાય જીવનમાં આપણે અપયશ, અવનતિ, આળસ તેમ જ કંગાલિયતને આવકારદાયક નથી માનતા. દરિદ્રતાની ઉપાસના આપણે કોઈ પણ સંજોગોમાં કરવા નથી માગતા. દરિદ્રતા—પછી તે વિચારની હોય, કર્મની હોય, ધનની, સંપત્તિની કે શરીરની

હોય, કદી પણ વંદનીય નથી કે ન હોઈ શકે) તે વાત નક્કી છે. તે બધી જાતની દરિદ્રતાનો અંત આવવો જોઈએ ને તેનો અંત લાવવા માણસે કટિબદ્ધ થવું જોઈએ. જે માનવ કે માનવ-સમાજ સાંસારિક સુખસંપત્તિનો તિરસ્કાર કરે છે ને કંગાલિયતમાં જ આનંદ માને છે તેની કદી ઉન્નતિ થઈ શકતી નથી. પોતાના ને સમાજના જીવનને સુખી કરવા ને સમૃદ્ધ બનાવવા માણસે પોતાનાથી બનતો બધો પ્રયાસ કરવો જોઈએ. જે માણસો એમ માને છે કે ભારતના ઋષિવરો સુખસંપત્તિમાં માનતા નહિ પરંતુ કંગાલ રહીને જ જીવવાનું પસંદ કરતા. તેમની માન્યતા બરાબર નથી. ઋષિઓના વિચારો સાથે તેમનો પરિચય બહુ ઓછો છે એમ જ માનવું રહ્યું. ઋષિઓ સાદા, સાત્વિક છતાં સમૃદ્ધ જીવનના પ્રેમી હતા, ને ગમે તેવી સમૃદ્ધિમાં પણ આત્મોન્નતિને ભૂલતા નહિ. પ્રભુપરાયણ જીવનના તે ચાહક હતા. પણ દીન, હીન, કંગાલ ને ગુલામ જીવન તેમને પ્રિય ન હતું. કોઈ પણ જ્ઞાની ને વિવેકી પ્રજા તેવા જીવનની ચાહક કે પાલક ન બની શકે. ભૌતિક ને આધ્યાત્મિક ઉન્નતિનો મેળ અથવા સમન્વય જ ભારતનો સમાજમંત્ર હતો, ને દેશ તેમ જ દુનિયાને સમૃદ્ધિ અથવા વિજ્ઞાનના વિકસતા જતા યુગમાં તે જ મંત્રની જરૂર છે જેથી માનવ સુખી ને સમૃદ્ધ બને છતાં તેનો આત્મા ન મરે, તેની માનવતા ને પ્રભુમયતા ન મરે. આવી રીતે વિચાર કરવાથી ઋષિની ભાવનાને સારી પેઠે સમજી શકાશે ને તે સંબંધી કોઈ પણ જાતની ગેરસમજને સ્થાન નહિ રહે.

### [૧૦] ઉજ્જ્વળ જીવન માટેનો કાર્યક્રમ

વૈદિક કાળના ઋષિવરો એવા સાદા, સાત્વિક, સમૃદ્ધ ને પ્રભુમય જીવનમાં માનતા હતા. તેમનું જીવન એવા જ જીવનના જ્વલંત નમૂનારૂપ હતું. તેમના આશ્રમો પણ સુંદર, સુઘડ, પરમ સાત્વિક વાતાવરણથી ભરપૂર ને જીવનની જરૂરી સામગ્રીથી સંપન્ન

હતા. તે આશ્રમોમાં આંખ ને અંતરને આનંદ આપનારાં સુમનથી સુશોભિત સુંદર ઉપવન, ગૌશાળા તેમ જ વિદ્યાર્થીનાં મંડળ હતાં. ઋષિ પોતે પ્રભુપરાયણ જીવનમાં માનનારા ને તેવા જીવનના જરૂરી સિદ્ધાંતોને વફાદાર રહીને તે પ્રમાણે જાગૃતિપૂર્વક જીવનારા હતા.

એકાંતમાં રહેવાથી જીવનના વિકાસમાં ઘણી મદદ મળે છે. પરંતુ માણસને એકાંતનો ઉપયોગ કરતાં ને એકાંતને પચાવતાં આવડવું જોઈએ. નહિ તો એકાંત તેને માટે ઉપાધિરૂપ ને ક્લેશકારક થઈ પડે ને શાંતિને બદલે અશાંતિની જ લહાણ ધરે. વાતાવરણ માણસના મન પર મોટો ભાગ ભજવે છે.) મનના ઘડતર ને વિકાસમાં તેનો ફાળો ખરેખર અનોખો છે.) આત્મનિરીક્ષણ, ચિંતન ને ધ્યાનાદિ માટે યોગ્ય અથવા અનુકૂળ વાતાવરણ મળે તો માણસ ઘણું બળ મેળવે ને જલદી આગળ વધી શકે. અનુકૂળ વાતાવરણના અભાવને લીધે કેટલાંય આશાસ્પદ ને કોડીલાં હૈયાં કરમાઈને તૂટી જાય છે ને કેટલાંય ઊગતાં ને ઊછરતાં જીવન પર પાણી ફરી વળે છે. માટે એકાંત, શાંત, સાત્વિક ને અનુકૂળ વાતાવરણ પર આપણે ત્યાં આટલો બધો ભાર મૂકવામાં આવ્યો છે.

માણસોને કેટલીક વાર મનપસંદ વાતાવરણ મળે છે, પોતાની ઇચ્છા પ્રમાણેના જીવનની પણ તક મળે છે, પરંતુ પ્રમાદ, આળસ અથવા અજ્ઞાનને લીધે તે તેનો જોઈએ તેવો ને તેટલો લાભ ઉઠાવી શકતા નથી. તેને લીધે વરસો પછી પણ તેમના જીવનમાં કોઈ જાતની નવીનતા કે વિકાસની ઝલક નથી દેખાતી. પ્રભુની પરમકૃપાથી માણસને મનને ગમતું એકાંત ને વાતાવરણ તો મળ્યું, પરંતુ તેનો સદુપયોગ કરવાની તેની વૃત્તિ ને શક્તિ હોવી જોઈએ. માણસો મોટે ભાગે એમ માની લે છે કે ઘર છોડયું, કપડાં બદલ્યાં ને કોઈ એકાંત સ્થાનમાં જઈને બેઠા એટલે ગંગા નાહ્યા; કેટલાક એવું પણ માને છે કે ભગવાં પહેરી લીધાં એટલે કરવા જેવું બધું જ કામ થઈ ગયું; બીજું કાંઈ કરવાનું બાકી ન

રહ્યું; આ જીવન ને બીજા જીવનમાં શાંતિ ને મુક્તિ માટે તે લાયસન્સરૂપ થયું; પરંતુ ખરેખર તેવું નથી. તેવી મિથ્યા માન્યતાની અસરમાં ફેંસીને કેટલાય ત્યાગી ને પોતાને વૈરાગી કહેવડાવતા લોકો જીવનને વ્યર્થ વેડફી રહ્યા છે. તેમને ખબર નથી કે કેવળ બાહ્ય ત્યાગ કે વેશપલટાથી અથવા ગમે તેટલા લાંબા તીર્થ-નિવાસ કે ધર્મપુસ્તકના લાંબા પારાયણથી જ જીવનની ધન્યતા નથી મળી જતી. જીવનની ઉન્નતિ ને ધન્યતા માટે તો નિરંતર, સાચા ને ભગીરથ પ્રયાસની જરૂર પડે છે. જીવન અત્યંત કીમતી છે. હીરા, માણેક ને મોતીથી પણ વધારે મૂલ્યવાન છે. તે અત્યંત ઝડપથી વહી જાય છે. ક્ષણ, દિવસ, માસ ને વર્ષોનું ચક્ર ઉપરા-ઉપરી ને ત્વરિત ગતિથી ફરતું જાય છે. તેની પળેપળનો જે સાવધાન રહીને સદુપયોગ કરે તે જ ધાર્યું કામ કરીને જીવનની સફળતા ને ધન્યતા મેળવી શકે. કામ ઘણું મોટું ને મહત્ત્વનું છે. તેને પૂરું કરવા માણસની પાસે પોતાની જાતના વિકાસનો ચોક્કસ કાર્યક્રમ હોવો જોઈએ. પોતાના જીવનના ધ્યેયને હરદમ નજર સામે રાખીને તેણે આગળ વધવું જોઈએ. માણસો મોટે ભાગે જીવનના ધ્યેય વિનાના કે કોઈ પણ જાતના વિકાસના ચોક્કસ કાર્યક્રમ વિનાના ફરે છે તે દયાજનક ને દુઃખદ છે. જીવનની ગંભીરતા, શક્યતા ને મહત્તાની તેમને કદાચ ખબર નથી. તેવા લોકોનાં ટોળેટોળાં આપણે ત્યાં ને બીજે બધે જ જોવા મળે છે.

માણસ એકાંતમાં રહેવાનું ભાગ્ય મેળવે કે ન મેળવે ને તેને મનપસંદ વાતાવરણ મળે કે ન મળે, પ્રભુમય જીવનના ધ્યેયને તેણે બધે જ વખતે ને બધા જ સ્થળમાં યાદ રાખવો જોઈએ ને તેની પૂર્તિ કે અનુભૂતિ માટે પોતાનાથી બનતા બધા પ્રયાસો કરવા જોઈએ. અનુકૂળ વાતાવરણ માટે મહેનત જરૂર કરવી, પરંતુ તેવું વાતાવરણ ન મળે ત્યાં સુધી હાથ જોડીને રોકાતુર બનીને બેસી રહેવાની જરૂર નથી, જેટલી થાય તેટલી પ્રગતિ તો સૌએ કરવી જ જોઈએ. જેમને ઉત્તમ વાતાવરણ અથવા એકાંતનો

લાભ મળ્યો છે તેમણે તેનો પૂરતો અથવા બને તેટલો વધારે લાભ ઉઠાવવાનો પ્રયાસ કરવો જોઈએ જેથી જીવન તેમને માટે શુષ્ક ને ભારરૂપ ન બને પરંતુ નવા રસ, નવી શક્તિ, અખંડ ઉત્સાહ, પ્રેરણા ને પ્રગતિથી સંપન્ન ને સુશોભિત થાય. આશા, શ્રદ્ધા, હિંમત, ધીરજ, દૃઢતા, સિદ્ધાંતપ્રિયતા, નિયમિતતા ને સતત સમજપૂર્વકની સાધનાથી જ જીવન નિર્મળ ને ઉજ્જવળ તથા સફળ બને છે એ યાદ રાખવું જોઈએ. એવું જીવન ગંગાના પ્રવાહ જેવું નિર્મળ ને મધુમય હોય છે; પોતાની સાથેસાથે બીજાને માટે પણ તે મંગલમય થઈ પડે છે.

તેવા જીવનને માટે મુખ્યત્વે શું કરવું જોઈએ? શાંત ને એકાંત સ્થાનોમાં રહેનારા ઋષિઓ તેવા જીવનની ઉપલબ્ધિ માટે મોટે ભાગે કેવી જાતના કાર્યક્રમને અનુસરતા હતા? એકાંતવાસી ને પ્રભુપ્રેમી સાધકો ને ઋષિઓને માટે કેવી જાતના દૈનિક જીવનક્રમની વ્યવસ્થા હતી ને તેમની પાસેથી કઈ જાતની જીવન-પદ્ધતિ યા સાધનાપ્રણાલીની આશા રાખવામાં આવતી હતી? મોટે ભાગે તેમને માટે કઈ જાતના નિયમોની વ્યવસ્થા હતી? તેવા પ્રશ્નો વૈદિક કાળના ઋષિઓના જીવનનો વિચાર કરનાર ને તેમાંથી પ્રેરણા મેળવવા માગનાર માણસના મનમાં ઊઠે એ સ્વાભાવિક છે. આ ઉપનિષદના નવમા અનુવાકમાં તેનું રેખાચિત્ર દોરી બતાવવામાં આવ્યું છે, ને આપણે હવે તેનો વિચાર કરી રહ્યા છીએ. જીવનના ક્રમિક વિકાસ ને રોજના નિયમપાલનનું એ ચિત્ર અત્યંત સરળ, સાફ ને સચોટ છે, તેમ જ ઘણીઘણી પ્રેરણા પણ પૂરી પાડી શકે તેમ છે.

[૧૧] સ્વાધ્યાય ને પ્રવચન

નવમા અનુવાકમાં જીવનના સામાન્ય કાર્યક્રમનું જે રેખાચિત્ર જોવા મળે છે તેમાં સ્વાધ્યાય ને પ્રવચનનો ઉલ્લેખ વારંવાર કરવામાં આવેલો છે. સ્વાધ્યાય એટલે સદ્‌ગ્રંથોનું વાચન અથવા તો

જીવનની ઉન્નતિમાં મદદરૂપ એવા ઉત્તમ ગ્રંથોનો અભ્યાસ. એવા નિયમિત અભ્યાસથી જીવનમાં બળ મળે છે, પ્રેરણા મળે છે, ને એક જાતની જાગૃતિ રહે છે. તેને પરિણામે વિવેકની વૃત્તિને કાટ નથી ચડતો ને જીવનમાં શું કરવાનું છે તથા કેવી રીતે કરવાનું છે તેનું સતત સ્મરણ રહે છે. એ રીતે વિચાર કરતાં સ્વાધ્યાયને એક મહાન ચોકીદાર કહી શકાય. તેની ઉપયોગિતા ત્યાગી કે સંસારી ને એકાંતવાસી કે વ્યવહારમાં રત બધાને માટે ઘણી છે. ફક્ત તેની મદદથી આગળ વધવાનું બળ મળે એટલું ખાસ ધ્યાનમાં રાખવું જોઈએ. નહિ તો સ્વાધ્યાય કેવળ સ્વાધ્યાય માટે ને જડ તથા યાંત્રિક બની જશે ને પ્રાણદાયક નહિ બની શકે. સઘળા પ્રકારના સ્વાધ્યાય આખરે તો જીવનને વધારે ને વધારે શુદ્ધ, સંયમી, સદ્‌ગુણી ને સાત્વિક કરવા તથા પ્રભુના પ્રેમપ્રકાશથી પાવન કરવા માટે છે એ વાત ભુલાવી ન જોઈએ. સંસારના બધા ઉત્તમ ધર્મ-ગ્રંથો વાંચી લીધા ને કેટલાકને કંઠસ્થ પણ કરી લીધા છતાં જીવન દૈવી સંપત્તિથી સંપન્ન ન થયું, અંતરમાં જ્ઞાનનું અજવાળું ન થયું ને ઈશ્વરનો પ્રેમ ને ઈશ્વરમાં વિશ્વાસ ન પ્રકટ્યો તો શું કામનું ? શાસ્ત્રોના ચિંતનમનનમાં નિપુણતા મેળવવી એ એક વાત છે ને જીવનને પ્રભુમય કરવું એ બીજી જ વાત છે. જીવનને પ્રભુ-મય કરવાથી જ શાંતિ મળે છે. માટે વિવેકી માણસે એકલા પુસ્તકોના વાચન ને પારાયણમાં જ સંતોષ માનીને બેસી ન રહેવું પરંતુ તેમાંથી જરૂરી શક્તિ ને સામગ્રી મેળવીને ઈશ્વરના પ્રેમી બનીને ઈશ્વરની ઝાંખી કરવા આગળ વધવું.

પ્રવચન કરવાનો અર્થ આપણે વિશાળ રૂપમાં ઉપદેશ આપવો ને ધર્મગ્રંથોનો અભ્યાસ કરાવવો એવો કરીશું. ટૂંકમાં, જેને આપણે પઠન ને પાઠન કહીએ છીએ તે બંનેની જીવનને ઉજ્જ્વળ કરવા માટે જરૂર છે ને સાધકે તે બંનેમાં કુશળ થવું ને તે બંનેનું બરાબર ધ્યાન રાખવું જોઈએ એવો ઉપનિષદનો આદેશ છે. સ્વાધ્યા-યથી જેમ માણસને પોતાને મદદ મળે છે તેમ પ્રવચન, પાઠન,

ઉપદેશ કે બીજાને જ્ઞાન પૂરું પાડવાની પદ્ધતિ સમાજને માટે અત્યંત લાભકારક થઈ પડે છે. લોકોના જીવનને સત્ય, જ્ઞાન ને વિવેકની જ્યોતિથી જાગ્રત રાખવામાં ને જડતા, વહેમ, શંકા તેમ જ પૂર્વગ્રહને દૂર કરવામાં તે મહત્ત્વનો ભાગ ભજવે છે ને કીમતી ફાળો આપે છે. પરંતુ તે હેતુ સારી રીતે સિદ્ધ થાય તે માટે ઉપદેશકો, પ્રવચનકારો કે જ્ઞાન આપનારા પુરુષોએ પોતે જાગ્રત રહેવાની ને વિવેકી થવાની જરૂર છે. રૂઢિ અથવા પરંપરાની પૂજા કે ઉપેક્ષા એ બંનેમાંથી બચીને તેમણે વિવેકી થતાં ને સત્યને સમજી સત્યની પૂજા ને પ્રતિષ્ઠા કરતાં શીખવું જોઈએ. સારાસારની શક્તિ તેમનામાં પુષ્કળ પ્રમાણમાં વિકસેલી હોવી જોઈએ. પોતાને શું ગમે છે કે પસંદ છે તે વાતની વધારે પરવા કર્યા વિના લોકોને માટે શું હિતકર છે તેનું તેમણે ખાસ ધ્યાન રાખવું જોઈએ. પોતાના જમાનાના પ્રશ્નો ને પ્રજાની જરૂરતોને સમજવાની તેમનામાં શક્તિ ને રુચિ જોઈએ. તે મુજબનું માર્ગદર્શન આપવાની ને છતાં જમાનાના ક્ષણજીવી પ્રવાહોની અસરથી અલિપ્ત રહીને પરમ સત્યની સાથે અનુસંધાન સાધવાની તેમનામાં આવડત હોવી જોઈએ. એ પ્રમાણે થાય તો જ પ્રવચન, ઉપદેશ ને અભ્યાસ જડ અથવા યાંત્રિક ન બને; જીવનના રોજિંદા મૂળભૂત પ્રશ્નોને તે હલ કરે, જીવનના ચાલુ પ્રવાહ સાથે એકાકાર ને ઓતપ્રોત બને, ને જીવનને દિનપ્રતિદિન ઉપર ને ઉપર ઊઠવાની શક્તિ દે. સ્વાધ્યાય ને પ્રવચન અથવા પઠન ને પાઠન એ રીતે જીવનની કાયાપલટ કરી દે અથવા જીવનની ઉન્નતિમાં અમૂલ્ય ફાળો આપી શકે. એવા સ્વાધ્યાય ને પ્રવચનની જ ઉપનિષદે ભલામણ કરી છે. સાધનામય જીવનના એક મહત્ત્વના માપદંડ ને અગત્યના અંગ તરીકે તેની રજૂઆત કરી છે. સ્વાધ્યાય ને પ્રવચનમાં રોકાયેલા ને રસ લેનારા સૌએ આ વાત સમજી લેવાની જરૂર છે. તો જ આપણા સ્વાધ્યાય

ને પ્રવચનમાં પ્રાણ પેદા થશે, ને તેથી પોતાને ને બીજાને લાભ પણ ત્યારે જ થશે.

[૧૨] બીજો કાર્યક્રમ

જીવનની ઉન્નતિનો કાર્યક્રમ એકલા સ્વાધ્યાય ને પ્રવચનમાં જ પૂરો નથી થઈ જતો. સ્વાધ્યાય ને પ્રવચન જરૂરી છે તેની ના નહિ, પરંતુ જીવનના વિકાસ માટે બીજી કેટલીક જરૂરી વસ્તુઓનું પણ ધ્યાન રાખવાનું છે, ને નવમા અનુવાકમાં એનો પણ ઊંડતો ઉલ્લેખ કરવામાં આવેલો છે. મન ને ઇંદ્રિયોનો સંયમ જીવનના ઘડતરમાં, આત્મિક ઉન્નતિમાં ને ઈશ્વરની પ્રાપ્તિમાં મહત્ત્વનો ભાગ ભજવે છે, ને તેની ભલામણ પણ અહીં કરવામાં આવી છે. ઋષિ કહે છે કે સાધકે મન ને ઇંદ્રિયોનો કાબૂ કરતાં શીખવું જોઈએ તેમ જ આત્મોન્નતિ કરવી જોઈએ. આત્મોન્નતિ કે ઈશ્વરપ્રાપ્તિ માટેના જે નિયમો છે તેના સમજપૂર્વકના ને સંભાળ સાથેના પાલનને જ તપ કહી શકાય. તેવા તપને માટે પણ ઋષિ ભલામણ કરે છે. એમ નથી કે મન ને ઇંદ્રિયોનો કાબૂ તેમ તપ એકલા સાધકો કે આશ્રમજીવન જીવનારા વિદ્યાર્થીઓને માટે જ છે. સ્વાધ્યાયમાં લાગેલા સાધકો કે વિદ્યાર્થીઓ ને વિદ્યા અથવા ઉપદેશ આપનારા ને પ્રવચન કરનારા ગુરુઓ બધાને માટે તેની જરૂર એકસરખી છે, ને તેથી જ તેનું પાલન સૌએ કરવું એવો ઉપદેશ આપવામાં આવ્યો છે. તે ઉપરાંત, અગ્નિહોત્ર, અતિથિસત્કાર ને બીજાં વ્યાવહારિક કામ કરવાની સાથે પણ સ્વાધ્યાયના રસને જીવતો રાખવાની જરૂર તરફ સૌનું ધ્યાન ખેંચવામાં આવ્યું છે. માણસ પુત્ર ને પૌત્રવાળો થાય તોપણ તેણે પ્રમાદી ન થવું ને જીવનના વિકાસની ચર્ચાવિચારણા ને સદ્‌ગ્રંથોના મનનમાં મગ્ન રહેવું એવો ઋષિનો આદેશ છે. મતલબ કે ગમે તેવી ફરજ બજાવતાં ને ગમે તેવા લૌકિક વ્યવહાર કરતાં પણ માણસે વિવેકી થતાં ને વિચારશીલ બનતાં શીખવું જોઈએ. વિવેક અથવા

વિચારશક્તિ જીવનની મોટી-મૂડી-છે, ને તેની રક્ષા ને વૃદ્ધિ પર જીવનના વિકાસનો મોટો આધાર છે એ નક્કી છે.

### [૧૩] સ્વાધ્યાયનો વિશાળ અર્થ : તેની જરૂર

સ્વાધ્યાયનો વિશાળ અર્થ પણ કરી શકાય છે. ને તે અર્થમાં ઈશ્વરની પ્રાપ્તિ માટેના વિશાળ અંતરંગ કાર્યક્રમને પણ સ્વાધ્યાય કહી શકાય છે. જપ, ધ્યાન, પ્રાર્થના, પાઠ જેવાં સાધનોનો સમાવેશ એમાં કરી શકાય છે. ઈશ્વરને માટેના અપાર પ્રેમ કે અનુરાગને પણ સ્વાધ્યાયનું નામ આપી શકાય. સાધકે એવા અંદરના સ્વાધ્યાયનું ખાસ ધ્યાન રાખવું જોઈએ. મોટા ભાગના લોકો બહારના કાર્યક્રમ કે સ્વાધ્યાયમાં જ રત રહે છે ને આત્મવિકાસના અંદરના કાર્યક્રમ તરફ જોઈએ તેવું ને તેટલું ધ્યાન નથી આપતા. તેમનો વિકાસ જેવો જોઈએ તેવો નથી થતો. સાધનને પરિણામે તેમને જોઈએ તેટલો સંતોષ પણ નથી મળતો. આત્મવિકાસમાં અંદરનું સાધન અત્યંત અગત્યનું છે. તે વાત સદા યાદ રહેવી જોઈએ. નવરાત્રીના દિવસોમાં કેટલેક ઠેકાણે લોકોમાં રામલીલા કરવાનો રિવાજ છે. રામના જીવનની કથા લોકો અત્યંત આદર ને ભાવથી ભજવી બતાવે છે. દશેરાનો દિવસ તો રાવણ પરના રામના વિજયનો દિવસ. તે દિવસે રામલીલાવાળા રાવણની વિશાળ ને ભયાનક મૂર્તિ બનાવે છે ને સાંજે તેને બાળી નાખે છે. તે જોવા લોકોનાં ટોળેટોળાં ભેગાં થાય છે. લોકો જાણે છે કે રાવણ મરી ગયો. ઓછામાં ઓછો બીજા વરસની રામલીલા સુધી તો મરી જ ગયો. પણ ખરી રીતે તેનું મરણ ક્યાં થયું છે? તે તો બહારનો રાવણ હતો. વર્ષો પહેલાં શ્રી રામે તેનો નાશ કરેલો. પરન્તુ વાત એટલેથી જ પૂરી નથી થતી. અહંકાર, મમત્વ, અનીતિ, મદ, ચોરી, અધર્મ ને ઈશ્વરવિમુખતાના રૂપમાં રહેલો અંદરનો રાવણ હજી જીવતો છે. માનવની અંદર તે રહેલો છે ને તેની પકડ ઘણી પ્રબળ છે. તેનો નાશ કરવાનું કામ હજી બાકી છે, ને તેના નાશ

વિના માનવને કે માનવસમાજને શાંતિ મળવી મુશ્કેલ છે. આપણા વ્યક્તિગત જીવન ને આ જગતને સુખમય ને સ્વર્ગીય બનાવવાના બધા જ વિચાર ને પ્રયાસ પર તેને લીધે પાણી ફરી વળે છે. એના આતંકથી સંસાર ભયભીત છે ને અનેક રીતે આફતમાં મુકાયો છે. તેનો નાશ કરવા કોઈએ દશેરાના શુભ દિવસની કે કોઈ બીજા મુહૂર્તની રાહ જોવાની જરૂર નથી. સમજ્યા ત્યારથી સવાર સમજીને તે માટે માણસે બને તેટલી મહેનત કરવાની જરૂર છે. તે રાવણનું નાશ માટે મુખ્યત્વે માણસે રામ બનવાની, ધર્મ ને નીતિને રસ્તે ચાલવાની અથવા રામમય થવાની જરૂર છે. જે પોતાના અંતરમાં આરામનો અનુભવ કરવાની કોશિશ કરશે, આત્મારામ બનશે, અથવા તો પોતાના જીવનને પ્રભુમય બનાવી પરમાત્માનો પ્રકાશ પામવાનો પ્રયાસ કરશે, તેના જીવનમાંથી આસુરી સંપત્તિના પ્રતીક જેવો તે રાવણ જરૂર દૂર થશે. તેને માટે કોઈ મોટાં શસ્ત્રો ધારણ કરવાની કે ભયંકર લડાઈ લડવાની જરૂર નથી. જરૂરની વસ્તુ એક જ છે ને તે પોતાની અંદર અલ્પ માત્રામાં પણ રહેલી દૈવી સંપત્તિ. તે જેમજેમ વધતી જશે તેમતેમ આસુરી સંપત્તિના અવશેષ દૂર થતા જશે, ને છેવટે આસુરી સંપત્તિનો રાજા રાવણ પણ નષ્ટ થઈ જશે. ત્યારે જીવનમાં વિજયનો સાચો ઉત્સવ થશે ને લાંબા વખતથી હરાઈ ગયેલી શાંતિરૂપી સીતા પાછી આવશે.

સ્વાધ્યાય, પ્રવચન, યજ્ઞ, અતિથિસત્કાર, તપ ને સેવાના સતત કાર્યક્રમમાં જે રાતદિવસ ડૂબેલો રહે તેનું મન પછી બીજે ક્યાં જાય ? તે બધા નક્કી કાર્યક્રમમાંથી બહાર આવવાની વખત જ ક્યાં છે કે માણસનું મન નવરું રહે, બૂરાઈમાં જાય કે કુકર્મ કરે ? કર્મકાંડ ને નિત્યનિયમની દોરીથી તેને બાંધી દીધું છે. જે લોકો આંખો મીંચીને કર્મની નિંદા કરે છે તેમણે તેના આ ઉપયોગી અંગને સમજવાની જરૂર છે. આપણે એમ નથી કહેતા કે માણસ એક જ જાતનાં કર્મ કર્યા કરે. નિત્યનિયમ, વ્રત ને કર્મકાંડની પસંદગી સૌ પોતપોતાની રુચિ પ્રમાણે કરી શકે છે.

આપણે તો એટલો આગ્રહ અવશ્ય રાખીએ છીએ કે કોઈ નવરું ન રહે. પોતપોતાની પ્રગતિના મનપસંદ, કાર્યક્રમમાં સૌએ એવા ઉત્સાહપૂર્વક લાગવાની જરૂર છે કે જીવન જડ ને ભારરૂપ ન બને પરંતુ મહાન ને મંગલ યજ્ઞરૂપ બની જાય. જીવન કંટાળાભરેલું નહિ પરંતુ રસમય થઈ પડે ને વિષના પ્યાલા જેવું કડુ કે ઘાતક નહિ પરંતુ અમૃતના અનંત આગાર જેવું આશીર્વાદરૂપ લાગે તે માટે સતત ને સમજ સાથેની સાધના કરવાની જરૂર છે. ત્યાગને નામે આજે જ્યાં ત્યાં જે પ્રમાદ, જડતા ને અકર્મણ્યતા દેખાય છે તે વહેલામાં વહેલી તકે દૂર થાય ને કાયમને માટે દૂર થાય તે જરૂરી છે.

## [૧૪] પૂર્ણતા પછીનું કર્મ

જીવનના વિકાસ ને મંગલનો આવો કાર્યક્રમ પરમાત્માની પ્રાપ્તિ અથવા પૂર્ણતા પછી પણ રહી શકે છે. સાધકની જેમ સિદ્ધ પુરુષના જીવનમાં પણ તે જોઈ શકાય છે. હા, એક વાત મહત્ત્વની છે કે સાધકના જીવનમાં એ કાર્યક્રમ વિકાસની એક જરૂર તરીકે ચાલુ રહે છે, પરંતુ સિદ્ધાવસ્થાએ પહોંચેલા પરમાત્મદર્શી પુરુષના જીવનમાં તે એક સહજ સ્વભાવરૂપે જ થયા કરે છે. તેવા કાર્યક્રમની મહાપુરુષને જરૂર હોય છે જ એમ નથી; તેના વિના પણ તેને ચાલી શકે છે. કેમ કે તે દ્વારા સિદ્ધ કરવાનો હેતુ તો તેના જીવનમાં સિદ્ધ થઈ જ ચૂક્યો છે. છતાં જીવન બાકી છે ને તે સાધન પર પ્રીતિ છે—તે સાધન તેના જીવનમાં ઓતપ્રોત થઈ ગયેલાં કે વણાઈ ગયેલાં છે; માટે તેમાંનાં કેટલાંક કે તે બધાં જ તે સહજ રીતે જ કર્યા કરે છે. કેટલાક માણસો એમ માને છે કે પરમાત્મદર્શન કે પૂર્ણતાની પ્રાપ્તિ પછી મહાપુરુષો બગાસાં ખાઈને બેસી રહે છે ને ભિક્ષા ખાઈને કે ન છૂટકે કાંઈક મોં કડવું કરીને બોલીને કે કરીને જીવન પૂરું કરે છે. પરંતુ તે સમજ ખોટી છે. તેવી ખોટી સમજથી સમાજને બહુ જ નુકસાન થયું

છે. તેથી સમાજને મહાપુરુષોનો લાભ જોઈતા પ્રમાણમાં નથી મળ્યો ને મહાનતાને નામે અકર્મણ્યના ને પરાલંબન તથા તમોગુણ વધી પડ્યાં છે. પૂર્ણતા પછી સ્વાધ્યાય, ઉપદેશ, તપ, અતિથિસેવા જેવાં કર્મ તો રહે છે જ અથવા રહી શકે છે, પરંતુ કેટલીક વાર કેટલાંક જરૂરી, તદ્દન વ્યાવહારિક કે લૌકિક કામ પણ તેને કરવાં પડે છે, તો કોઈ વાર સમાજ, દેશ ને દુનિયાના હિતનાં અસાધારણ, મહાન કે લોકોત્તર કામ પણ તેને હાથે થતાં જોઈ શકાય છે. વ્યાસ ને વસિષ્ઠ, મહાવીર ને ઈસુ તેમ જ બુદ્ધ ને મહમ્મદ તથા નાનક જેવા ધર્મપ્રવર્તકો, જનક, કૃષ્ણ, સમર્થ રામદાસ ને એવા બીજા લોકોત્તર પુરુષોના જીવનનો વિચાર કરવાથી એની ખાતરી થાય છે. કોઈ વાર તેવા મહાપુરુષો પરમાત્માની ઇચ્છાને માન આપીને ધ્રુવ તથા વિભીષણની જેમ રાજસિંહાસન પર પણ બેસે છે ને જનહિતનાં અનેક અવનવાં કામ કરતા દેખાય છે, તો કોઈ વાર ગાંધીજીની જેમ પદદલિત, કંગાલ ને ગુલામ પ્રજાનાં પ્રાણ બનીને તેની આઝાદી ને ઉન્નતિને માટે મુસીબત વેઠે છે ને મહેનત કરે છે. પ્રભુની ઇચ્છાને માન આપીને તે કોઈ વાર પોતાને ફાળે આવતાં મોટાંમોટાં કલ્યાણનાં કામ કરે છે, તો કોઈ વાર એકાંતમાં રહીને કોઈ પણ વિશેષ પ્રકારની મોટી બાહ્ય પ્રવૃત્તિ વિના જીવનને તદ્દન શાંતિપૂર્વક પસાર કરે છે. કોઈ વાર વનમાં તો કોઈ વાર વસ્તીમાં, કોઈ વાર કોલાહલમાં તો કોઈ વાર એકાંતમાં, તે પોતાનું જીવન પસાર કરે છે. પરંતુ વાતાવરણ કે પ્રસંગ, સ્થળ કે કાળ તેમની સહજ પ્રસન્નતા, તટસ્થતા ને નિર્વિકારિતાનો નાશ કરી શકતા નથી. બધે સ્થળે ને બધી જાતના વાતાવરણમાં તે તટસ્થ, પ્રસન્ન ને નિર્વિકાર રહે છે. એમનો અંતરાત્મા એવો જ અલિપ્ત રહ્યા કરે છે. એ જ એમની વિશેષતા છે. એ વિશેષતામાં જ એમની શક્તિ ને સાધનાની સફળતા સમાયેલી છે. રબરનાં જુદાંજુદાં રમકડાં આવે છે. તેમાં રબરના છોકરા પણ હોય છે. તેમની બનાવટ એવી વિશેષ જાતની હોય

છે કે તે છોકરાને ઊંધો કે ગમે તે બાજુથી નાખીએ તોપણ સીધો જ પડે. તેવી જ રીતે ગમે તેવી પરિસ્થિતિમાં પડવા ને રહેવા છતાં તેવા મહાન પુરુષોનું મન પ્રભુમાં જ રહે છે ને તેની નિર્મળતા નથી મરતી. મહાપુરુષોને મૂલવતી વખતે, તેમને વિશે કોઈ પણ નિશ્ચિત અભિપ્રાય પર પહોંચતાં પહેલાં, આટલી વાતને ખાસ ધ્યાનમાં રાખવાની છે. તેવા પુરુષોની બાહ્ય પ્રવૃત્તિ ને પરિસ્થિતિ પરથી જ તેમને માટે કોઈ પણ ઉતાવળિયા નિર્ણય અથવા અભિપ્રાય પર ન પહોંચી જવું. તેવા નિર્ણય ને અભિપ્રાય મોટે ભાગે ખોટા, જોખમકારક ને તેમને વિશે કદી પણ ન સુધરનારા દૃઢ એવા પૂર્વગ્રહ પેદા કરનારા થઈ પડે છે. તેના સકંજામાં જે ભૂલેચૂકે પણ સપડાયું તેનું આવી બન્યું. તે પછી તેવા મહાપુરુષોનો લાભ ઉઠાવીને પોતાનું મંગલ નહિ કરી શકે. મહાપુરુષ શું કરે છે ને ક્યાં કરે છે તે બહુ મહત્વનું નથી પરંતુ કઈ રીતે, કઈ દૃષ્ટિ, ભાવના ને સમજથી કરે છે તે જ મહત્વનું છે. તેની થોડી કે વધારે સમજ માટે તેમના સતત સંપર્કમાં આવતાં ને તેમની વિશેષતા અથવા સ્વભાવની વિલક્ષણતાને સમજતાં શીખવું જોઈએ; તેમના અંતરના ઊંડાણમાં ઊતરતાં આવડવું જોઈએ; તો જ તેમને બરાબર ન્યાય કરી શકાય.

સ્વાધ્યાયની સહાયથી માણસ વિવેકી બની શકે છે, દૃષ્ટિને વિશાળ કરી શકે છે, વસ્તુ કે વિષયને સર્વગ્રાહી સમજશક્તિથી તેની બધી બાજુઓ સાથે જોવાની શક્તિ મેળવી શકે છે, ને પોતે પણ તટસ્થતા તેમ જ નિર્વિકારિતાની એવી ઉત્તમ ભૂમિકાએ આરૂઢ થઈને જીવનનો સાચો આનંદ કે સુખ મેળવી શકે છે. સ્વાધ્યાયની આ શક્યતા ને શક્તિ સદા નજર સામે રાખવાની જરૂર છે. સ્વાધ્યાયની ટેવ તેથી યાંત્રિક ને શુષ્ક નહિ બને પણ પ્રાણદાયક થઈ પડશે.

[૧૫] એકતા ને મહત્ત્વાકાંક્ષાની વાણી

પરમાત્માની સાથે એકતાનો અનુભવ કરનારા પણ પરમાત્મામય બની જાય છે, ને તેમની વાણીમાં પણ વારંવાર એવી એકતાની ઝલક આપણને જોવા મળે છે. ભગવાન શ્રી કૃષ્ણે ગીતામાં 'મને ભજ, મારું શરણ લે, મારું સ્મરણ કર.' એવાંએવાં અનેક ઉપદેશવાક્યોમાં પરબ્રહ્મ પરમાત્મા સાથેની પોતાની એકતા પ્રકટ કરી છે. તુલસીદાસના રામાયણમાં રામની વાણી પણ એ જ જાતની જોવા મળે છે. ભારતવર્ષના છેલ્લાં સો વરસોના મહાપ્રતાપી સંતપુરુષોમાં સ્વામી રામતીર્થનું નામ આ બાબતમાં ખાસ ઉલ્લેખનીય છે. વેદાન્તના નિષ્કર્ષસમા અદ્વૈતની નિત્યમસ્તીમાં રહેતા એ મહાન સંતના મુખમાંથી ને તેમની કલમમાંથી ઈશ્વર સાથેની એકતાના એવા જ ભાવ નિરંતર ટપકયા કરતા. તેમના લેખો ને પુસ્તકોનું પારાયણ કરનાર આજે પણ એ અભેદભાવનો અનુભવ સારી પેઠે કરી શકે છે. તે ભાવ તેમને માટે તદ્દન સહજ થઈ ગયો ને તેમના સ્વભાવમાં વણાઈ ગયો હતો. चिदानंदरूपः शिवोऽहम् शिवोऽहम्ની મંગલ પંક્તિ લખનાર ને અભેદભાવને પ્રબળપણે પ્રકટ કરનારાં એવાં જ બીજાં પદોની રચના કરનાર શંકરાચાર્ય પણ તેના ઉત્તમ ઉદાહરણરૂપ હતા. અમુક અવસ્થાએ પહોંચ્યા પછી લગભગ બધા જ સંતોના જીવનમાં એકતાનો એવો અનુભવ પ્રકટ થાય છે, ને તેમના મુખમાંથી મહત્ત્વાકાંક્ષા ને અભેદભાવવાળી વાણી ટપકવા માંડે છે. તેવી વાણીમાં અહંકાર નથી હોતો. તેમાં દંભનું દર્શન કરવું પણ નકામું છે. પોતાની પ્રશંસાના ભાવથી પ્રેરાઈને પણ તે પુરુષો તેવી વાણીની અભિવ્યક્તિ નથી કરતા. તે જાતનો વિચાર પણ ખોટો છે. વિકાસની અમુક અવસ્થાને પરિણામે તેવી વાણી તેમને માટે તદ્દન સ્વાભાવિક બની ગઈ હોય છે. એ રીતે જ તેનો વિચાર કરવાની જરૂર છે.

માણસો મોટે ભાગે દીન, હીન ને કંગાલ વિચારો સેવ્યા કરે છે. એની અસર એમના જીવન પર ઘણી ઊંડી પડે છે. વિચાર

પરથી માણુસના વર્તમાન ચારિત્ર્ય ને ભાવિ વિકાસનો ક્યાસ કાઢી શકાય છે. નબળા વિચારવાળાનું મનોબળ પણ નબળું હોય છે. વિચાર જીવનની મોટી મૂડી, શક્તિ, સંપત્તિ કે થાપણ છે. માટે તેનું જેટલું જતન કરી શકાય અથવા તેને જેટલા વધારે પ્રમાણમાં પવિત્ર ને ઉદાત્ત બનાવી શકાય તેટલું સારું છે. માણસે મહત્ત્વાકાંક્ષી બનતાં ને હમેશાં ઉત્તમ, તંદુરસ્ત તેમ જ પોતાને ને બીજાને માટે હિતકારક વિચાર કરતાં શીખવું જોઈએ. આ ઉપનિષદના દસમા અનુવાકમાં આપણને તેવા જ અભેદભાવના ઉત્તમ વિચારની ઝાંખી થાય છે. ઋષિ ભાવનાની પવિત્રતામાં પ્રતિષ્ઠિત થઈને કહે છે કે ' अहं वृक्षस्य रेरिवा । ' હું સંસારરૂપી વિશાળ વૃક્ષને પ્રેરનારો છું મારી કીર્તિ પર્વતના શિખર જેવી અડગ ને ઊંચી છે. હું પવિત્રતાથી ભરપૂર તેમ જ સર્વોત્તમ છું. હું અમૃતરૂપ ને સૂર્યસમાન તેજસ્વી છું. હું તેજોમય સંપત્તિરૂપ છું. મને પરમ પ્રકાશરૂપી સંપત્તિની અથવા પરમ પદાર્થની પ્રાપ્તિ થઈ છે. મારી બુદ્ધિ અત્યંત નિર્મળ ને સ્થિર છે, તેમ જ મારું સર્વસ્વ અમૃતથી ભરપૂર ને અલૌકિક છે. આ પ્રમાણે ત્રિશંકુનો વેદપાઠ છે. વેદમાં ત્રિશંકુનાં એવાં અનુભવયુક્ત વચન છે.

## [૧૬] સ્વાધ્યાયની ને બીજો ઉપદેશ

હવે તૈત્તિરીય ઉપનિષદના અગિયારમા અનુવાકની શરૂઆત થાય છે. આ અનુવાક એમાં ભરેલી જીવનને મંગલમય કરનારી ઉત્તમ ઉપદેશવાણી માટે પ્રસિદ્ધ છે. તેનું મહત્ત્વ તેથી ઘણું વધી પડયું છે. તેનો રોજ પાઠ ને વિચાર કરવામાં આવે તો તે કલ્યાણકારક ને પ્રેરણાપ્રદાયક થઈ પડે તેમ છે. નાનાં, સાદાં ને સરળ વાક્યોમાં તેમાં જે સાર સમાવી લેવામાં આવ્યો છે તે ખરેખર ઊંડો ને અનુપમ છે. સમગ્ર ઉપનિષદના વિશાળ સાહિત્યમાં આ ઉપદેશવચન પોતાનું વિશેષ સ્થાન ધરાવે છે ને ઊંડી છાપ પાડે છે. ઉપનિષદના કેટલાક અમર સાહિત્યની પેઠે આ વચનોનું સાહિત્ય પણ ખરેખર અમર છે.

આપણે ત્યાં પદવીદાન સમારંભોની પરિપાટી લાંબા વખતથી ચાલી આવે છે. શિક્ષણની સંસ્થાઓ તે વખતે વિદ્વાનોને બોલાવીને તેમનું સન્માન કરે છે ને તેમનો લાભ લે છે. વિદ્વાનો તે પ્રસંગે પ્રવચનો પણ કરે છે. આ ઉપનિષદના અગિયારમા અનુવાક પર દૃષ્ટિ પડતાં જ આપણને તે પદ્ધતિનું સ્મરણ થાય છે. પ્રાચીન ભારતની જીવનદૃષ્ટિ ને શિક્ષણની ફિલસૂફીના અર્કનો તેમાં સમાવેશ કરવામાં આવ્યો છે. તે દૃષ્ટિએ તેનું મહત્વ ઘણું મોટું છે. એની ઉપયોગિતા એટલી બધી છે કે તેનો નિત્યપાઠ કરવાની ને તેના ભાવાર્થને જીવનમાં ઉતારવાની જરૂર છે. વેદના અભ્યાસને અંતે ગુરુ આશ્રમના વિદ્યાર્થીને શિક્ષણનો સાર સમજાવતાં કહે છે કે 'હમેશાં સત્યનો પ્રેમી બનીને સાચું બોલજે ને ધર્મ ને નીતિને માર્ગે જ ચાલજે. કોઈ પણ કારણથી ધર્મના માર્ગને મૂકતો નહિ. તારા સ્વાધ્યાયમાં કદી આળસ ન કરીશ. તને પ્રેરણા, પ્રકાશ ને પથપ્રદર્શન પૂરું પાડે તેવા સદ્ગ્રંથોનું વાચન ને મનન સદા કર્યા કરજે. ગુરુને દક્ષિણા આપીને સંતોષ આપજે ને તારું ઋણ અદા કરજે. વંશરૂપ તાંતણાને તોડી ન નાખતો. વંશને કલંક લાગે તેવાં કામ કરવાને બદલે વંશની કીર્તિ વધે તેવાં ઉત્તમ કામ હમેશાં કરતો રહેજે. સત્યના પાલનમાં કોઈ જાતનો પ્રમાદ ન કરતો. ધર્મના પાલનમાં પણ કોઈ પણ પ્રકારનો પ્રમાદ કર્યા વિના, ગમે તેવા ભય, આકર્ષણ કે પ્રલોભનથી ડર્યા ને ડગ્યા વિના, સદા સાવધ ને દૃઢ રહેજે. ખૂબ જ જાગ્રત, વિવેકી ને હોશિયારીથી કામ કરજે ને લેશ પણ ગફલત કે ભ્રાંતિમાં પડ્યા વિના નિરંતર મક્કમતાથી આગળ વધજે. ન્યાય ને નીતિના માર્ગને વફાદાર રહીને સંપત્તિ કે ઐશ્વર્યની પ્રાપ્તિ કરવામાં પાછળ ન પડતો કે આળસ ન કરતો. દીનતા, દરિદ્રતા કે કંગાલિયત, ચાહે તનની, મનની કે ધનની હોય છતાં સારી નથી. માટે તેને સ્વીકારવામાં, સાચવવામાં કે પોષવામાં કોઈ દિવસ ગૌરવ ન માનતો. સંપત્તિ ને ધનઐશ્વર્યને માટે જરૂરી પુરુષાર્થ જરૂર કરજે પરંતુ તેના નશા ને અહંકારમાં

મત્ત બનીને માનવતાને ભૂલી ન જતો, દુરાચારી ને વિલાસી તથા તદ્દન સ્વાર્થી ન થતો, તેમ જ જીવનમાં તે જરૂરી હોવા છતાં તેને જ જીવનનું ધ્યેય ને સારસર્વસ્વ માનીને બેસી ન જતો. નહિ તો જીવનના વિકાસનાં બારણાં તારે હાથે જ બંધ કરી દેશે ને ગમે તેટલું સમૃદ્ધ હોવા છતાં સાચા અર્થમાં તારું જીવન જડ કે કંગાળ જ રહી જશે. એવી ભૂલથાપમાં ન પડાય ને એવી ભ્રાંતિમાં ફસી ન જવાય તે માટે વિવેક ને સદ્દબુદ્ધિના સંત્રીને સદા સાવધાન રાખવાની જરૂર છે. તેમ જ વિવેક ને સદ્દબુદ્ધિના સંરક્ષણ સારુ મહાપુરુષો અથવા સજ્જનોનો સમાગમ કરવાની જરૂર છે. સ્વાધ્યાય પણ સદ્દબુદ્ધિની સાચવણી ને વૃદ્ધિ માટે ખૂબ જરૂરી છે. માટે સત્સંગ કરતા રહેવું; સ્વાધ્યાય ને પ્રવચન કરવાની ને સાંભળવાની ટેવ સદા ચાલુ રાખવી.'

## [૧૭] શકિત, સદ્દબુદ્ધિ ને સદાચાર

સાચું છે. સ્વાધ્યાય, પ્રવચન કે સત્સંગમાં રસ લેનારને માટે આજે નહિ તો કાલે કે કોઈ વાર પણ સુધરવાની ને જીવનના વિકાસ માટે તેની મદદ મેળવીને પોતાની કાયાપલટ કરવાની તક છે. પરંતુ જેને તેનો રસ જ નથી ને જે તેનો લાભ લેતા જ નથી ને તેથી દૂર ને દૂર રહે છે, તેને માટે તેવી તક જ ક્યાં છે? જીવનના વિકાસને માટે બીજી જરૂરી વસ્તુ પ્રમાદનો ત્યાગ છે. પ્રમાદ બધા સંજોગોમાં ત્યાજ્ય છે ને માણસે તેથી દૂર રહેવું જોઈએ. પુરુષાર્થપ્રિયતા જીવનમાં અત્યંત આવશ્યક છે. જીવનનો તે ખૂબ મોટો ને જરૂરી ગુણ છે. જીવનને સમૃદ્ધ કરવા માણસે એદી ને આળસુ નહિ પણ પુરુષાર્થી થવાની જરૂર છે એ વાત આ અનુવાકમાં સ્પષ્ટ કરવામાં આવી છે. પુરુષાર્થી થવાની સાથે-સાથે માણસનો પુરુષાર્થ ખોટે રસ્તે ન ચડી જાય, વેડફાઈ ન જાય, તેમ જ તેને કે બીજાને નુકસાનકારક ન થાય, તેનું પણ ધ્યાન રાખવાનું છે. એ માટે શક્તિની સાથે બુદ્ધિ કે વિવેકની સમન્વય

થવાની જરૂર છે. રાક્ષસોમાં શક્તિ ને પુરુષાર્થપરતા ઘણી ભારે હતી. પરંતુ સદ્‌બુદ્ધિનો અભાવ હતો. તેથી તેમનાં જીવન સંસારને માટે આતંકરૂપ થઈ પડતાં. આજે પણ પરિસ્થિતિ એવી નથી એમ નહિ. શક્તિથી મત્ત બનેલો માનવ અંધ બને છે ને નિરીહ પ્રજા પર આક્રમણ કરી સર્વસત્તાધીશ થવાના મનોરથ કરે છે. તે નવાંનવાં લડાયક શસ્ત્રો શોધે છે ને નવાનવા વ્યૂહ ઘડે છે. એક બાજુ શક્તિ વધતી જાય છે ને બીજી બાજુ તેની સાથેસાથે ને તેને પરિણામે ભય ને અનર્થ પણ વધતા જાય છે. આજે પણ જેમની પાસે શક્તિ છે તેમનામાં સદ્‌બુદ્ધિ જાગે તે ખૂબ જ જરૂરી છે. તો જ સંસારમાં શક્તિનો સદુપયોગ થાય ને સંપ, સહકાર ને શાંતિ પણ વધે. નહિ તો સદ્‌બુદ્ધિ સિવાયની શક્તિ દાટ વાળે, ક્લેશ ને કડવાશ વધારે ને વાદવાસ્થળી ઊભી કરે; સાચી શક્તિ બીજાને નિર્ભય કરે છે ને શાંતિ આપે છે. ન્યાય, નીતિ ને ધર્મનું તેથી રક્ષણ થાય છે. બીજાને બંધનમાં સપડાવવાનું નહિ પરંતુ બંધનમાંથી મુક્તિ આપવાનું તેનું ધ્યેય હોય છે. સર્વનું સુખ, સર્વનું હિત ને સર્વની સમૃદ્ધિ, સુરક્ષા ને સમુન્નતિમાં તે રાજી રહે છે. તેના પ્રયાસ, ભેદભાવ ને વેરની દીવાલ ઊભી કરવા માટે નહિ પરંતુ પ્રેમ, સંપ, સહકાર ને મિત્રતાને વધારવા માટે હોય છે. તે વસંત ઋતુની પેઠે મંગલ, સુખમય ને શાંતિમય હોય છે. સત્યની સાથે અતૂટ સંબંધ બાંધીને પરમાત્માની પ્રીતિને વધારીને તે આગળ વધે છે, ને અનીતિ, અનાચાર, આતંક ને અધર્મની સામે થઈ તેનો નાશ કરવા કટિબદ્ધ થાય છે. રામની શક્તિ એવી જ હતી. કૃષ્ણની શક્તિ પણ એવી હતી. પરંતુ કંસ ને રાવણની શક્તિ જુદી જાતની હતી. તે શક્તિમાં ન્યાય, નીતિ, ધર્મ કે ઈશ્વરના વિચારને સ્થાન ન હતું. સ્વાર્થ, સત્તા, સંપત્તિ ને સુખની વિશાળ લોલુપતા કે લાલસા જ તેનું લક્ષ્ય હતું. બીજાનો દાટ વાળીને ને સર્વનાશ કરીને પણ પોતાના ગમે તેવા હીન હેતુની સિદ્ધિ કરવામાં જ તેનો આનંદ હતો. તેને-પરિણામે ભય વધતો, અનાચાર ને હિંસાનો

પાર ન રહેતો તેમ જ સમાજમાં દુઃખ, અશાંતિ ને અસલામતીની ભાવના ફેલાતી જતી. સ્વતંત્ર વિચારના ન્યાયપરાયણ પુરુષોને માથે ત્રાસ ને વિપત્તિનો વરસાદ વરસતો. લોકશાહી ને સામ્યવાદી પદ્ધતિની પેઠે તે બંને જાતની શક્તિપદ્ધતિમાં તફાવત હતો. સમાજની સુખાકારી એકલી શક્તિથી જ નહિ થઈ જાય; તેને માટે સદ્દબુદ્ધિની જરૂર પણ પડવાની. જે સમાજમાં સદ્દબુદ્ધિની વૃદ્ધિ થાય તે પ્રજા પ્રગતિને રાજમાર્ગે આગળ વધીને સમૃદ્ધ બની શકે છે. સદ્દબુદ્ધિ એક જાતની મહાન શક્તિ જ છે. પરંતુ તે કેવળ માનવના મસ્તકમાં જ ન રહે તેનું ધ્યાન રાખવાનું છે. સદ્દબુદ્ધિ કરતાં પણ વધારે મહત્ત્વનો શબ્દ સદાચાર છે ને તેનું જ મૂલ્ય વધારે છે. એટલે સદ્દબુદ્ધિ સદાચારમાં પરિણમે અથવા તો સદ્દબુદ્ધિ સદાચારનું સદા ને સતત સાવધાનીપૂર્વક પોષણ કરે તેનું ખાસ ધ્યાન રાખવાનું છે. જીવનને સુખી, શાંતિમય ને સમૃદ્ધ કરવા શક્તિ, સદ્દબુદ્ધિ ને સદાચાર ત્રણેયની જરૂર છે. કોઈ પણ સમાજ કે પ્રજાની પ્રગતિ ને સુખાકારી માટે તે અત્યંત આવશ્યક છે.

[૧૮] ઋષિનો આગળનો ઉપદેશ : ઈશ્વરની આરાધના

આશ્રમવાસી વિદ્યાર્થીને શિક્ષણનો સાર સમજાવી હવે પછીના જીવનનું જરૂરી ભાથું બંધાવતા હોય તેમ ગુરુ પોતાના કીમતી ઉપદેશને આગળ વધારતાં કહે છે: 'દેવ તેમ જ પિતૃનાં કાર્યોમાં જરા પણ પ્રમાદ ના કરતો. તારું ગમે તેવું કામ બાજુએ મૂકીને ને ગમે ત્યાંથી સમય કાઢીને પણ, દેવતા ને પિતૃની સેવાનાં કામ કરતો રહેજે. માતાને દેવતાતુલ્ય માનજે. પિતાને દેવતાતુલ્ય માનજે. ગુરુ ને અતિથિને પણ દેવતાતુલ્ય સમજજે. તે સૌમાં પરમ કૃપાળુ, સર્વવ્યાપક ને સર્વશક્તિમાન પરમાત્માનો પ્રકાશ પ્રકટેલો છે, ને તે પરમાત્માનાં જ પ્રતિનિધિ છે, એ વાતને યાદ રાખજે. જે કર્મો નિર્દોષ કે ન્યાયસંગત હોય તે જ તારે કરવાં; ખૂરાં ને અન્યાય – અધર્મનાં કામ ભૂલેચૂકે પણ ન કરવાં. તેવાં કામો કરવાનો વિચાર

પણ ન કરવો. અમારી પાસે રહીને અમારાં પણ ઘણાં કર્મ, ને આચરણું તેં જોયાં હશે. તે બધાંને ગાંઠે બાંધવાની ને તેમનું અનુકરણ કરવાની તારે જરૂર નથી. તે વિશેના વિના કારણ વાદવિવાદમાં પડીને વખતનો દુરુપયોગ પણ ન કરતો. અમારાં જે ઉત્તમ કર્મ ને આચરણ છે તેમાંથી જ તારે પ્રેરણા મેળવવી, ને જે કર્મોની અમે ભલામણ કરીએ તે જ કર્મોને કરતા રહેવું. બીજાં કર્મો ન કરવાં. અમારામાં જે ઉત્તમ બ્રાહ્મણો હોય, પરમાત્મપરાયણ પુરુષો હોય, તેમનો સદા સત્કાર કરવો ને તેમની સેવા પણ કરતા રહેવું. હમેશાં શ્રદ્ધાપૂર્વક દાન આપવું'–જે આપે તે શ્રદ્ધાથી આપવું; શ્રદ્ધા વિના ન આપવું; પોતાની સંપત્તિ કે યોગ્યતા અથવા સ્થિતિ પ્રમાણે આપવું; વિનયપૂર્વક આપવું; શાસ્ત્રાજ્ઞા, અપયશ તથા બીજાના દુઃખ ને વિનાશના ભયથી પણ આપવું; સમજપૂર્વક આપવું.'

ઋષિએ આપેલો આ ઉપદેશ ઘણો અગત્યનો છે. માણસો મોટે ભાગે સંસારના વ્યવહારમાં રચ્યાપચ્યા રહે છે ને ફુરસદ મળે તો ને ત્યારે પ્રભુસ્મરણ કે પ્રભુની સેવા, પૂજા ને આરાધનામાં મન લગાડે છે. કેટલીક વાર દિલ બહેલાવવાને ખાતર, પરંપરાગત રૂઢિ કે પ્રણાલિકાને માન આપવા, ધાર્મિક માણસમાં ખપવા અથવા તો કોઈ ભય કે લાલસાને લીધે પણ તે દેવદેવી કે કોઈ સંતનું શરણ લેતા દેખાય છે. તે વૃત્તિ અથવા આદતને આદર્શ ન કહી શકાય. દેવ, દેવી કે પરમાત્માની સેવાપૂજા અથવા આરાધના જીવનની એક મૂળભૂત ને મહત્ત્વની જરૂર છે, ને તે રીતે જ તેનો સ્વીકાર થાય તે જરૂરી છે. પવન, પાણી, પ્રકાશ ને ખોરાક વિના જેમ માણસને નથી ચાલતું તેમ પરમાત્માના વિચાર, અનુભવ ને પ્રેમ વિના પણ ન ચાલે તેવી તેની સ્થિતિ થઈ જવી જોઈએ. પરમાત્માની આરાધના ફુરસદના વખતમાં અથવા તો અઠવાડિયાના એક રવિવારે, એકાદશી, પૂનમ કે કોઈ વ્રતને વખતે જ કરવાની ન હોય; તે તો શક્ય એટલા બધા જ સમયે ને શ્વાસોચ્છ્વાસે થવી જોઈએ. વ્યવહારમાં ડૂબેલા લોકો વ્રતને નામે પણ પરમાત્માની

ઉપાસના તરફ વળે તે માટે વ્રત ખૂબ જ મોટો ભાગ ભજવે છે, છતાં એનો અર્થ એવો નથી કે પરમાત્માનું ચિંતન, મનન ને આરાધન વ્રતના દિવસ પૂરતું જ મર્યાદિત રાખવું. તે તો સમસ્ત જીવનને માટે જરૂરી બનવું જોઈએ. ને ગમે તેવા વ્યાવહારિક વ્યવસાયમાંથી પણ વખત કાઢીને એક જરૂરી ને કીમતી ફરજ તરીકે માણસે તેનું જાગૃતિપૂર્વક પાલન કરવું જોઈએ. પ્રભુસ્મરણ કે પરમાત્માની આરાધના માટે વખત નથી મળતો એવું જે લોકો કહ્યા કરે છે તેમનું કહેવું બરાબર નથી. વખત તો ઘણો છે પરંતુ તેનો યોગ્ય ઉપયોગ કરવાની કળામાં માણસે કુશળ થવું જોઈએ. ગમે તેવા વ્યવહારમાં ડૂબેલો માણસ પણ ખાવા માટે વખત નથી, નાહવા ને ઊંઘવા માટે વખત નથી, એવી દલીલ નથી કરતો. ગમે તેમ કરીને પણ તે તેને માટે વખત કાઢે છે. છેવટે કામ કરવાની જગ્યા પર કામ કરતાંકરતાં તે ખાઈ ને ઊંઘી લે છે. તે સમજે છે કે એના વિના જીવન નહિ ચાલે, બીજે દિવસે બેઠા નહિ થવાય ને જરૂરી કામ પણ નહિ કરી શકાય. તે પ્રમાણે પરમાત્માની ઉપાસનાને જરૂરી માનીને તેને માટે ગમે તેમ કરીને પણ વખત કાઢવો જોઈએ. જે કાઢવા માગે છે તેને માટે વખત ઘણો જ છે. પરંતુ જેને કાંઈ કરવું જ નથી તે વખત નથી એવાં બહાનાં કાઢ્યા કરે છે. તેવા લોકોને પત્તાં રમવા, કેરમબોર્ડ ને શેતરંજ પાસે બેસવા, આંટાફેરા કરવા ને સિનેમાનાટક જોવાનો પ્રસ્તાવ મળે તો વખત તરત મળી રહે છે; તે માટે તે જરૂર પડે તો રજા લે છે ને રાતના ઉજાગરા પણ કરે છે; પરંતુ કોઈ સારા કામ માટે કે ઈશ્વરની આરાધના માટે જ વખત નથી મળતો ! કારણ કે તેમને તેમાં રસ નથી ને તેની કિંમત પણ નથી સમજાઈ. માણસે સમજી લેવું જોઈએ કે સમય ઝડપી છતાં પુષ્કળ છે. તે કોઈને એમ નથી કહેતો કે આવો, હું વહી રહ્યો છું માટે મારો ઉપયોગ કરો; પરંતુ માણસે પોતે જ બુદ્ધિપૂર્વક તેનો ઉપયોગ કરવો પડે છે. ગમે તેવા ભારે કામમાંથી પણ તેણે જરૂરી ને સારા કામને માટે વખત

કાઢવો પડે છે. એવી રીતે વખત કાઢવાની વૃત્તિ હોય તો વખત ઘણો છે, ને વખત નથી મળતો એવી દલીલ કરવાનું કોઈ કારણ રહેતું નથી. વ્રતના પવિત્ર ને નક્કી કરેલા દિવસોમાં જે ઈશ્વરની આરાધના કરે છે તે સારું જ કામ કરે છે, ને તેમને ધન્યવાદ ઘટે છે; પરંતુ તેમણે બાકીના દિવસોમાં પણ ને રોજ નિયમિત રીતે તેમ કરવાની ટેવ પાડવી જોઈએ. જે લોકો કાંઈ જ નથી કરતા તેમના કરતાં તેમનું સ્થાન આદરણીય ને ઊંચું છે તેની ના નહિ; પરંતુ ત્યાં અટકી જવાને બદલે એથી પણ ઊંચા સ્થાનની પ્રાપ્તિ માટે તેમણે મહેનત કરવી જોઈએ. જે કાંઈ જ નથી કરતા તેમણે પણ પરમાત્માની આરાધનામાં રસ લઈને જીવનને નિર્મળ, સાત્વિક ને પ્રભુપરાયણ કરવાની કોશિશ કરવી જોઈએ. જરૂરી વ્રત, તપ, સંયમ, સદ્ગુણ ને આરાધનાથી જીવનને ઉજ્જવળ કરવા કટિબદ્ધ થવું જોઈએ. ખરી રીતે તો જીવન આખું એક વ્રત છે, અથવા કહો કે એક આરાધના છે. ને વિવેકી માણસે તેની તે રીતે વિચાર કરવાની જરૂર છે. જીવનને એક મહાવ્રત માની નિર્મળ, પ્રેમળ, શાંતિમય ને પ્રભુમય બનાવવા માગતાં ને મહેનત કરતાં માણસો આપણી પૃથ્વી પર જેટલાં વધારે પ્રમાણમાં પેદા થાય તેટલું સારું છે. તેવા પવિત્ર ને પ્રભુપરાયણ આત્માઓની પ્રકાશ વધારે ને વધારે પ્રમાણમાં ફેલાય તે ઇચ્છવા જેવું છે. તેમનો પ્રભાવ દેશ ને વિદેશમાં ને જીવનનાં બધાં અંગોમાં વધારે ને વધારે પડે તે જરૂરી છે. સંસારનાં સઘળાં જાહેર કે અંગત ક્ષેત્રોમાં તે સુકાની બને તે ખૂબ જરૂરી છે. નીડરતા, સત્યતા, સેવા, વિશાળતા, પ્રભુપરાયણતા, વિવેક, સંયમ, સદ્બુદ્ધિ ને સર્વહિતની ભાવનાથી સંપન્ન થયેલા એવા આત્માઓના હાથમાં રાજકારણની ગતિવિધિ રહે ને વેપાર, કેળવણી, કળા તેમ જ બીજાં બધાં ક્ષેત્રોમાં તે ફરી વળે; અરે, બીજા બ્રહ્માની બરાબરી કરનારું વિજ્ઞાન પણ તેમના હાથમાં હોય; તો સંસારમાં શાંતિનો યુગ વહેલો આવે એ નક્કી છે. એવા આત્માઓ જ કટુતા ને યુદ્ધનો ભય દૂર કરીને

વસુધાને કુટુંબવત્ બનાવી શકશે. પ્રત્યેક દેશમાં એવાં સ્ત્રીપુરુષો પાકે ને વધે તે જરૂરી છે. પ્રમાણમાં તે થોડાં હશે તોપણ તેમની હાજરી ઘણું મોટું કામ કરશે. તેવાં સ્ત્રીપુરુષો યુનિવર્સિટીના ડિગ્રીધરો જ હશે તેમ નથી. ડિગ્રી સાથે કાંઈ સંબંધ નથી; તે જીવનને યુનિવર્સિટી માનનારા તેમ જ પળેપળે આત્મનિરીક્ષણ કરીને આગળ વધનારા હશે. પરમાત્માની સાથે સનાતન સંબંધ બાંધીને તમણે જીવનને ઉજ્જ્વળ ને શાંતિમય કર્યું હશે. જગતને એવાં સ્ત્રીપુરુષોની જરૂર છે.

આશ્રમજીવનની પૂર્ણાહુતિ કે પરિસમાપ્તિ પછી પણ ઋષિ કહે છે કે કોઈએ પ્રમાદમાં પડવાનું નથી, પરંતુ નિરંતર પરમાત્માની આરાધનામાં રત રહેવાનું છે. આશ્રમ કોઈ અમુક મકાનની દીવાલ કે પરિધિ નથી; તે તો અત્યંત વિશાળ છે; આખું જગત એક આશ્રમ છે, ને તેમાં રહીને માણસે જીવનના છેલ્લા શ્વાસ સુધી ઘણુંઘણું શીખવાનું છે. આ આકાશ, ગ્રહ ને નક્ષત્ર, નદી, પર્વત, પૃથ્વી ને જીવનના વિવિધ પ્રસંગો મોટા પુસ્તકની ગરજ સારે છે ને મોટામોટા પદાર્થપાઠ પૂરા પાડે છે. ફક્ત તેને વાંચવાની શક્તિ કે દૃષ્ટિ હોવી જોઈએ. આ અવનીનું અણુએ અણુ અનંત રહસ્યથી ભરપૂર છે. સર્જનના કણેકણમાં મંત્રો ભરેલા છે. જે કાંઈ જોવાય છે ને અનુભવાય છે તે બધું પરમાત્માના પ્રતિનિધિરૂપ કે દેવતારૂપ છે, ને તેમાં ઉપદેશનાં અનેક પુસ્તકો પરોક્ષ રીતે પડેલાં છે. તેને ઉકેલવાની કળા જેને પ્રાપ્ત થઈ તે જ સાચો કલાકાર; તે પુસ્તકોને જે વાંચી કે વિચારી શકે તે જ વિદ્વાન, બુદ્ધિશાળી કે પંડિત; ચરાચરમાં રહેલી તે પરમ સત્તા ને તેના શિલાલેખને જે સમજી શકે તે જ જ્ઞાની, સાચો ભક્ત ને યોગી પણ તે જ છે.

[૧૯] માતૃદેવો ભવ

ગઈ કાલે સાંજે હું ગંગાકિનારે બેઠો હતો ત્યારે અચાનક એક કરુણ બનાવ બની ગયો. પોતાના નાના લગભગ એક વરસના

બાળકને તેડીને એક યુવાન સ્ત્રી દોડતી દોડતી ગંગાના કિનારાના એકાંત પ્રદેશમાં આવી ને ઝડપથી નીચે ઊતરતી બાળકની સાથે પાણીમાં પડવા આગળ વધી. તેની ઇચ્છા આપઘાત કરવાની હતી એ નક્કી. પરંતુ પાછળ જ તેનો પતિ પણ આવી પહોંચ્યો ને તેણે તેને પકડી લીધી. એક સેકંડનો વિલંબ થયો હોત તો બાઈ જરૂર ગંગામાં વહી જાત. ત્રિવેણીઘાટ-ઋષિકેશની ગંગાનું પાણી અત્યંત પ્રબળ વેગથી વહ્યા કરે છે. વળી કેટલીક જગ્યાના પથ્થર પણ ત્યાં લીસા છે. પગ લપસી જતાં ત્યાં વાર ન લાગે. ને તેમાંય કોઈ સ્વેચ્છાથી તેમાં ઝંપલાવે તો તો પછી પૂછવું જ શું ! તેને વહી જતાં તો જરાય વાર ન લાગે. પણ બાઈ ને બાળક બંનેનું જીવન હજી બાકી હતું. કોઈ કલેશથી કંટાળીને તે ગંગામાં વહી જવા તૈયાર તો થઈ ગઈ પરંતુ સંસારમાં શ્વાસ લેવાનું હજી તેને માટે બાકી હતું. તેનો પતિ તો તેની પાછળપાછળ આવી પહોંચ્યો પરંતુ કિનારા પર થોડે દૂર બેઠેલા માણસો પણ ત્યાં આવી ગયા ને તે બાઈને જુદીજુદી રીતે સમજાવવા માંડ્યા. બાઈ પોતાના નિશ્ચયમાં મક્કમ હતી તેથી કોઈનું માનતી ન હતી. તે ગંગા-કિનારે જ બેસી રહી ને પાણીમાં પડવાના વારંવાર પ્રયાસ કરવા માંડી. તે આવેશ ને ઉશ્કેરાટમાં હતી તેથી તેને શાંતિથી ધીરેધીરે સમજાવવાની જરૂર હતી. તેનો પતિ પણ તે બધું જોઈને ગભરાઈ ગયો હતો. તેણે તે સ્ત્રીના હાથમાંથી બાળકને લઈ લેવાનો પ્રયાસ કરતાં કહેવા માંડ્યું : 'તારે એકલીને ગંગામાં જવું હોય તો જા, પરંતુ આ છોકરાને શા માટે લઈ જાય છે ?' તે માણસે બાળકને ખેંચવાનો ને બળજબરાથી તેડી લેવાનો પ્રયાસ કર્યો, પરંતુ બધાના આશ્ચર્ય વચ્ચે બાળક રોવા જેવું થઈ ગયું ને માતાને વધારે જોરથી વળગી પડ્યું ! માતા તેને લઈને બંનેનાં જીવન સમાપ્ત કરવાના વિચારથી બેઠી હતી. સામે વિશાળ વિસ્તારવાળી અત્યંત પ્રબળ વેગથી વહી જતી ગંગા હતી. તેને કિનારે તેની માતાની કાળ સાથે રમત ચાલતી હતી. છતાં બાળકને તેની બીક

ન હતી, પરવા ન હતી, ને વધારે સારી રીતે કહીએ તો સમજ પણ ન હતી. કાળરૂપ બનેલી એવી માતાને મૂકવા પણ બાળક તૈયાર ન હતું. શું કારણ? માતાની અંદર તેને એવું તે શું દેખાતું હતું? મહામહેનતે બાળકને તેના પિતાએ તેડી લીધું. ને ભેગા થયેલા લોકોએ લાંબે વખતે અનેક પ્રકારની યુક્તિપ્રયુક્તિથી સ્ત્રીને સમજાવી પાછી વાળી. બાળક પાછું માની પાસે ગયું ત્યારે જ શાંત થયું. તેને જાણે સ્વર્ગસુખ મળ્યું. માની અંદર એવું શું હતું જે મરણના મુખની સામે પણ બાળકના પ્રાણને પકડી રાખતું ને પરવશ કરી દેતું હતું? માતાનું મમત્વ. બાળકનું જીવન જ માતામય હતું. માને આધારે જ તે ટકી ને વધી રહ્યું હતું. મા જ તેને મન બ્રહ્મા ને વિષ્ણુ તથા બીજા દેવોરૂપ હતી. એ માએ તેને માટે અનેક વ્રત ને નિયમોનું કઠોર પાલન કર્યું હતું, તેનું જતન કર્યું હતું, ને પોતાના પ્રાણની પેઠે તેની સંભાળ રાખી તે મા તેને સંસારની સઘળી મમતા, મધુરતા ને માયાની મૂર્તિ બનીને જીવનના અરુણોદયથી જ ઉછેરી રહી હતી. માની એ મમતા, મધુરતા ને શક્તિ બાળકને ખેંચી રહી હતી. સાચું છે, પ્રત્યેક બાળક આ અટપટા સંસારમાં શ્વાસ લેતા પહેલાં માના જ ઉદરમાં ઊછરે છે ને બહાર આવીને પણ સૌથી પહેલાં માની જ મંગલ મૂર્તિનું દર્શન કરે છે. માની જ ગોદમાં તે મોટું થાય છે ને માના જ પ્રથમ નામથી બોલતું બને છે. માનું નામ તેને માટે વેદપાઠથી વધારે મહિમા ધારણ કરે છે. મા તેને માટે કામધેનુ કે કલ્પવૃક્ષ બને છે. માની શકિત ને માના સમર્પણનો તેને જીવનમાં પ્રથમ વાર પરિચય મળે છે. માના પ્રેમનું પિયૂષ પીને તે ઊછરે છે. માની સતત સેવા ને સંભાળ તથા પોતાને માટેની ચિન્તાનો તેને દિવસેદિવસે પરિચય થાય છે. એવી માને દેવત્વથી ભરપૂર અથવા પરમાત્માની મહાન પ્રતિનિધિ અથવા પરમાત્મારૂપ માનવામાં કાંઈ જ ખોટું નથી. તેમાં કોઈ અતિશયોકિત નથી. તેવી મંગલ માના ઋણને યાદ કરીને તેની જીવનભર સેવા કરવામાં

પણ કાંઈ જ ખોટું નથી. બીજા ઈશ્વર, દેવ કે પરમાત્માને જોવાની શક્તિ તો માણસને જ્યારે મળશે ત્યારે મળશે, પરંતુ માના મંગલ રૂપમાં વિરાજેલા પ્રત્યક્ષ દેવનું દર્શન તો હરકોઈ હરેક સમયે કરી શકે છે. તે દર્શન તો સૌને માટે સુલભ છે. તેથી માતાને જગદંબા જેવી કે દેવતુલ્ય માનવાનો ઉપદેશ ખરેખર બંધબેસતો ને ઉત્તમ છે ને જરા પણ વધારેપડતો નથી.

એનો અર્થ એવો નથી કે માતાને દેવતુલ્ય માનીને બેસી રહેવું. માતાની સેવા કરતાં પણ સૌએ શીખવું જોઈએ. કેટલાક લોકો ગંગા ને જમના જેવી નદીઓને ફૂલ ચડાવે છે, નમે છે ને પૂજે છે, તીર્થોમાં રહે છે કે ફરે છે, તથા દેવદર્શન કરે છે, પરંતુ માતા તરફ સારો વ્યવહાર નથી રાખતા. માતાની સેવા પણ નથી કરતા. તેમની ભક્તિ અધૂરી છે. માતા પ્રત્યક્ષ ગંગા છે; તીર્થોમાં સર્વોત્તમ જંગમ તીર્થ છે; ને મહાશક્તિ કે મહાદેવી છે તે યાદ રાખવાનું છે. કેટલાક લોકો કહે છે કે નવ મહિના ગર્ભમાં રક્ષણ કર્યું ને તે દરમિયાન ને તે પછી ઘણીઘણી ચરી પાળી માટે માની સેવા કરવી. પરંતુ મને તે દલીલ કોણ જાણે કેમ પણ તદ્દન બાલિશ ને સાધારણ લાગે છે. તે બધું તો કુદરતી કાનૂન પ્રમાણે ને બીજા કારણે કરવું પડયું માટે માએ કર્યું છે. તેના વિચારથી તેની સેવા માટે નથી પ્રેરાવાનું. માના સાચા મૂલ્યાંકનને માટે તો જન્મ પછી જોવા મળતી માની સેવા, પ્રીતિ, મધુરતા ને મમતાનો વિચાર કરવાનો છે, ને એક ધર્મ કે કર્તવ્ય તરીકે માની સેવાનું કામ કરવાનું છે. કોઈ પણ જાતના ભેદભાવ વિના, કોઈએ આપણે માટે કોઈ મદદનું કામ ન કર્યું હોય તોપણ તેની કે સૌની સેવા કરવાનો મંતો ને શાસ્ત્રોનો આદેશ છે, તો આ તો મા છે. માતાની માયા ને મમતા સંસારમાં સૌથી ચડી જાય તેવી છે. તેની સેવા કરવાનો ઉપદેશ આપવો એ પણ અસ્થાને છે. તે તો સૌને સમજાય તેવી સહજ વસ્તુ છે. છતાં કેટલાય લોકો એ સહજ વાતને વીસરી ગયા છે. તે માતાને ગાળો દે છે ને જુદીજુદી

રીતે દુઃખ આપે છે. તેમણે પોતાના વર્તનમાં સુધારો કરવાની જરૂર છે.

માતાઓએ પણ સંકુચિતતા ને રૂઢિગત સંસ્કારનો ત્યાગ કરીને થોડીક વધારે વિશાળતા ધારણ કરવાની જરૂર છે. તેમ થતાં ઘણા કે મોટા ભાગના ઘરકંકાસ ને વિખવાદો શમી જશે ને પરિણામે તેમને પણ લાભ થશે.

જે વાત માતાના સંબંધમાં સાચી છે તે જ પિતાને માટે પણ સાચી છે. ઋષિએ એટલા જ માટે ' પિતાને પણ દેવતુલ્ય માનીને તેમની સેવા કરવાનો ' ઉપદેશ આપ્યો છે. ' માતૃદેવો ભવ ' પછીનું બીજું જ વાક્ય ' પિતૃદેવો ભવ ' છે.

જે પ્રજાએ આવાં સુંદર ઉપદેશવાકયોની રચના કરી, ને જે પ્રજાના મનમાં વિચાર તેમ જ ભાવનાની આવી સર્વોત્તમ સામગ્રી પેદા થઈ તે પ્રજા, કેટલાક ટૂંકી દૃષ્ટિના લોકો માને ને મનાવે છે તેમ પછાત કે જંગલી દશામાં જીવનારી ન હતી, પરંતુ સંસ્કૃતિ ને આત્મિક વિકાસના સર્વોત્તમ શિખર પર પહોંચેલી હતી, તે વાત સહેજે સમજી શકાય છે. ને પ્રજા વિચાર ને આચારની ઉત્તમતાને અખંડપણે અનુભવનારી ને સૌથી આગળ વધેલી હતી એ નક્કી છે. સંસારની સૌથી સભ્ય, સુસંસ્કૃત ને સમૃદ્ધ પ્રજા તરીકેનો તેનો દાવો ખરે જ સાચો છે. ઉપદેશ અથવા જીવનના વ્યવહારનાં આવાં સુંદર ને પ્રેરક વાક્યો જે પ્રજાએ લખ્યાં, ઉપદેશ્યાં ને આચારમાં ઉતાર્યાં તે પ્રજાને કોઈ પછાત કે સાધારણ પ્રજા ન કહી શકાય. તે પ્રજાને જંગલી માનવી તે મૂર્ખતાનું પ્રદર્શન કરવા બરાબર છે. તે પ્રજા સાચા અર્થમાં મહાન હતી, સમૃદ્ધિના સર્વોત્તમ શિખરે પહોંચેલી હતી, ને તેની જીવનપ્રણાલિકા ખરેખર ભવ્ય ને અનુકરણીય તથા અભિનંદનીય હતી, તેમાં લેશમાત્ર પણ શંકા નથી. એવી પ્રજા જ માનવજાતિ તરફની અસીમ સહાનુભૂતિ ને પ્રીતિથી પ્રેરાઈને કહી શકે કે સમસ્ત સંસારને આપણાં

જીવનદર્શન ને તત્ત્વજ્ઞાનમાંથી પ્રેરણા પૂરી પાડીને પવિત્ર તેમ જ પ્રભુપરાયણ કરીએ ને આત્મિક વિકાસની સમૃદ્ધિના સર્વોત્તમ શિખર પર પહોંચાડી દઈએ. कृण्वन्तो विश्वमार्यम् । ભારતીય પ્રજાનો એ જયઘોષ ખરેખર સાચો છે. તેમાં માનવ જ નહિ પરંતુ જીવમાત્ર ને કોઈ એક જ દેશ નહિ પરંતુ સમસ્ત સંસાર તરફનો પ્રેમ, કલ્યાણભાવ ને સર્વાત્મભાવ સમાયેલો છે.

## [૨૦] અતિથિ ને ગુરુની સેવા

એ મહાન પ્રજાના મહાન ગુરુ માત્ર માતપિતાની સેવાની શિખામણ આપીને બેસી નથી રહેતા, પરંતુ ગુરુ તેમ જ અતિથિને પણ પરમાત્માના પ્રતિનિધિ માનીને તેમની સેવા કરવાની ભલામણ કરે છે. માતા, પિતા ને ગુરુ તરફ તો થોડીઘણી ઋણ ચૂકવવાની પણ દૃષ્ટિ છે. પરંતુ અતિથિની સેવા પાછળ કોઈ પણ પ્રકારની ઋણની ભાવના નથી. જીવમાત્રમાં ઈશ્વરનો પ્રકાશ, ઈશ્વર છે, એ વાતને યાદ રાખીને જીવમાત્રને માટે કાંઈક કરી છૂટવાની ભાવના જ તેમાં સમાયેલી છે. અથવા તો આખો સંસાર એક કુટુંબ છે ને તેના જીવો એ વિશાળ કુટુંબના જુદાજુદા સભ્યો જેવા છે; માટે તેમની સેવા ને સુખાકારી સારુ બનતું બધું જ કરી છૂટવું, એ ઊંડી સમજ તેની પાછળ રહેલી છે. અતિથિસત્કાર તેના પ્રચલિત ભાવાર્થમાં મોટે ભાગે માનવનો જ માનવામાં આવે છે, પરંતુ તેમાં જીવમાત્રનો સમાવેશ થાય છે. મનુષ્ય જ નહિ પરંતુ જીવમાત્રમાં પરમાત્માનો પ્રકાશ રહેલો છે; આ વિશ્વના વિશાળ કુટુંબનું સભ્યપદ મનુષ્ય જ નહિ પણ જીવમાત્રને પ્રાપ્ત છે; એમ સમજીને સૌની સુખાકારી ને સૌના હિત માટે તત્પર રહેવાની જરૂર છે. માણસો માણસો તરફ જ બેદરકાર રહે છે તો પછી બીજા જીવો તરફ તો બેદરકાર રહે જ તેમાં નવાઈ નથી. કેટલાક લોકો બીજા જીવોનું ધ્યાન રાખે છે પણ માણસો તરફ તદ્દન ઉદાસીન રહે છે. એ બરાબર નથી. માણસોનું આપણે જેટલું ધ્યાન રાખીએ

એટલું ઓછું છે; સાથેસાથે બીજા જીવો તરફ પણ દુર્લક્ષ કરવાની, તદ્દન ઉદાસીન બનવાની ને ક્રૂર થવાની જરૂર નથી. સેવાનો મંત્ર સૌને માટે અમલી બનવો જોઈએ. સેવાને માટે અતિથિની જ રાહ જોવાની જરૂર નથી. અનિશ્ચિત રીતે જીવનના નિત્યક્રમમાં કે રોજિંદા વ્યવહારમાં જેનો પણ ભેટો થાય તે બધા અતિથિ જ છે. તેમાંથી જેને પણ જરૂર હોય તેને પોતાની શક્તિ પ્રમાણે મદદ કરવાનું માણસનું ધ્યેય હોવું જોઈએ. એવા અતિથિ જીવનમાં અનેક આવી મળે છે. તેમની સંખ્યા કાંઈ ઓછી નથી. આ સંસારમાં ભૂખ, દુઃખ, રોગ, ચિંતા ને કંગાલિયતની પીડાથી પિડાતાં ને મદદ તથા આશ્વાસનની આશા રાખતાં અનેક લોકો છે. તેમનાંમાંના થોડાક કે વધારેને એક યા બીજી રીતે મદદ કરવા બનતું કરી છૂટવાની જરૂર છે. તે અતિથિસેવાની અંતર્ગત જ આવી જાય છે. તેવાં મદદની આશા રાખતાં લોકોને બનતી મદદ કરવા સૌએ કટિબદ્ધ થવું જોઈએ. તેમ થાય તો સંસારની સિકલ સાથેસાથ ફરી જાય; નરકની ઘણીખરી નિશાની દૂર થાય ને માનવને હાથે ને માનવને માટે સંસારમાં સ્વર્ગની તૈયારી થાય; બીજા જીવોને પણ તેનો લાભ થાય; સૃષ્ટિમાં મહાપુરુષોએ સેવેલું ને કલ્પેલું ઈશ્વરનું સામ્રાજ્ય – પ્રેમ, શાંતિ ને પ્રસન્નતાનું રાજ્ય – સ્થાપિત થાય.

જે પ્રજા માતાપિતા, દીનદુઃખી ને અતિથિની સેવામાં આનંદ માને તે ગુરુની સેવાનો ઉપદેશ કેમ ન આપે ? ગુરુની સેવા કે શુશ્રૂષાથી તે કેવી રીતે વિમુખ થઈ શકે ? ગુરુ જ્ઞાન ને વિવેકના દાતા છે એટલું જ નહિ, પણ દેશ ને દુનિયાની સંસ્કૃતિના સંરક્ષક છે. જ્યારે ચારે તરફ અંધકાર ફરી વળે છે ને અન્યાય તેમ જ અધર્મનાં આવરણ ફેલાઈ જાય છે, ત્યારે ગુરુ જ જ્યોતિર્ધર બને છે ને પ્રેરણા તથા પ્રકાશ પૂરાં પાડી અન્યાય, અધર્મ ને અંધકારને દૂર કરવાનું બળ આપે છે. વ્યક્તિ ને સમષ્ટિના તે પથપ્રદર્શક બને છે. શાંતિના સમયમાં તે જીવને ભ્રાંતિમાં પડતાં અટકાવે છે ને

વધારે ને વધારે ઊર્ધ્વગામી ને ઉત્તમ કરી પ્રભુમય જીવનમાં પ્રતિષ્ઠિત કરે છે. એવા ગુરુ ખરેખર વ્યક્તિ ને સમષ્ટિને માટે આશીર્વાદરૂપ છે. તેમને બ્રહ્મા, વિષ્ણુ, મહેશ ને સાક્ષાત્ પરમાત્માતુલ્ય કહીને કૃતજ્ઞ જનોએ તેમની યોગ્ય જ પ્રશસ્તિ કરી છે. ગુરુની શક્તિ જુદીજુદી હોય છે ને તેમના પ્રકાર પણ ઘણા હોય છે. પરંતુ જેનાથી જીવનને બળ મળે, પ્રકાશ સાંપડે, ને આગળ વધવામાં મદદ મળે, તેને ગુરુ માનીને તેની યથાશક્તિ સેવા કરવામાં કશો જ દોષ નથી. જે પ્રજા પોતાના જ્ઞાનદાતા ગુરુઓ અથવા આચાર્યો તરફ ઉદાસીન બને તેમ જ ઉપેક્ષાભાવ રાખે ને તેમનું ધ્યાન ન રાખી તેમની જરૂરી સેવાથી વંચિત રહે તે પ્રજા કદી આગળ ન વધી શકે. જ્ઞાનને આપનારા ગુરુ તથા આચાર્યોનું જેટલું ધ્યાન રખાય ને સન્માન થાય એટલું ઓછું છે. ભારતમાં શિક્ષકો માટેની ભાવના ઘણી ઊંચી છે; તેમને બ્રહ્મા, વિષ્ણુ ને ઠેઠ પરબ્રહ્મ પરમાત્માના પદ સુધી પહોંચાડવામાં આવ્યા છે, પરંતુ તેમની સ્થિતિ તદ્દન કફોડી કે કંગાળ છે. તેમને વળતર અત્યંત ઓછું મળે છે ને તેમની પાસેથી મોટા બદલાની આશા રાખવામાં આવે છે. તેમની મુશ્કેલીઓ દૂર કરવા, તેમના જટિલ પ્રશ્નો હલ કરવા ને તેમના જીવનસંગ્રામને સુધારવા કે સરળ કરવા જેટલા પ્રયાસ થાય એટલા ઓછા છે.

આશ્રમના નિવાસકાળ દરમિયાન ગુરુનો એવો પણ કેટલોક વ્યવહાર વિદ્યાર્થીએ જોયો હોય છે જેને લીધે તેના મનમાં શંકા-કુશંકાનું વાતાવરણ ઊભું થાય છે. તેવા વ્યવહારની સમજ માટે તેણે ગુરુ પાસેથી શાંતિપૂર્વક ખુલાસો મેળવવો બરાબર છે. પરંતુ કોઈ કારણે કોઈ વાર ખુલાસો ન મળે તોપણ તે વિશે ભ્રાંતિમાં પડીને ગુરુ વિશે મનગમતા અભિપ્રાય પર પહોંચી જવાની ઉતાવળ કે ભૂલ તો ન જ કરવી. તેવી ભૂલ કે ઉતાવળ સામે ઋષિએ લાલ બત્તી ધરી છે. ઋષિ કહે છે કે જે અમારાં સારાં કર્મો હોય — અલબત્ત, વિદ્યાર્થીની દૃષ્ટિએ જ સારાં કર્મો — તેનું તારે આચરણ

કરવું. એ શબ્દોમાં ઋષિની સરળતા ને ભારોભાર નમ્રતાનું આપણને દર્શન થાય છે. નમ્રતાની મૂર્તિ બન્યા વિના કોઈના પણ મુખમાંથી આવાં વચન ન નીકળી શકે — ખાસ કરીને પોતાના કરતાં ઓછી વિદ્યા ને અવસ્થાના વિદ્યાર્થી પાસે. એ નમ્રતા ને નિર્મળતાને લીધે જ તે ઉત્તમતાના ઉચ્ચોચ્ચ આસન પર આસીન થઈ શક્યા હતા. એ શિશુસહજ સરળતા ને નમ્રતામાંથી બીજાએ બોધપાઠ લેવાની જરૂર છે.

[૨૧] દાનની ભાવના

દાનની ભાવનાનો સમાવેશ સેવાના વિશાળ શબ્દમાં સહેજે થઈ જાય છે. સેવાની ભાવનાના અમલને જ દાન કહી શકાય. દાનની પાછળ સેવાની ભાવના સહજ રીતે જ વણાયેલી હોવી જોઈએ. તો જ દાન સફળ ને સાર્થક થાય. દાનની ભાવના સમાજને માટે ઉપયોગી ને મંગલમય છે. એક હાથે તાળી નથી વાગી શકતી તેમ વ્યક્તિ ને સમષ્ટિની ઉન્નતિ ને સુખાકારી પણ પરસ્પરની મદદ વિના નથી થઈ શકતી. સમાજની સમૃદ્ધિ માટે સૌની સહાય, સૌના શ્રમ, સહયોગ ને સંપની આવશ્યકતા છે. સંપ ને સહયોગની એ મંગલ ભાવનામાંથી જ દાનની પરિપાટી પેદા થઈ છે. માણસને એક યા બીજી રીતે બીજાની મદદની જરૂર રહેવાની જ. પરંતુ તે મદદથી તે પરાધીન ને પરાશ્રયી ન બને તે જોવાનું છે. સાથેસાથે તે મદદ તેને આગળ વધવામાં કે વિકાસ કરવામાં મદદરૂપ થાય તે પણ જોવાનું છે. વળી જે મદદ મેળવે છે તે મદદના જીવનભરના સર્વ હક સુરક્ષિત રાખીને અથવા પોતાનો જન્મ મદદ મેળવવા માટે જ છે એમ માનીને બેસી રહેવાની વૃત્તિ ન કેળવે; પરંતુ એક યા બીજી રીતે બીજાને મદદરૂપ પણ થાય; મતલબ કે જે એક પ્રકારનું દાન લે છે તે બીજા પ્રકારનું દાન આપે પણ. દાનના સતત પ્રવાહને પરિણામે કોઈનું મન માગણ બની જાય ને વધારે ને વધારે લોલુપ થાય તો તે દોષરૂપ છે. તે દોષમાં ન પડાય તે માટે સૌએ સાવધાન

રહેવાની જરૂર છે. દાન આપનારે પણ બધી જાતના અહંકાર ને ઉપકારભાવનો ત્યાગ કરીને, પોતાને મળેલી મદદ કરવાની નાની કે મોટી તક માટે ઈશ્વરનો આભાર માની, ઈશ્વરની સેવા કરતો હોય તેવા ભાવથી, જે આપવાનું હોય તે આપવાની જરૂર છે. દાનથી અહંકાર, આળસ ને પ્રમાદને પોષણ ન મળે તેનું ખાસ ધ્યાન રાખવાનું છે.

[૨૨] ધર્માચરણના નિર્ણયની સ્વતંત્રતા

જીવનમાં એવા પ્રસંગો પણ અનેક વાર ઊભા થાય છે જ્યારે માણસનું મન શંકાશીલ થાય છે. શું કરવું ને શું ન કરવું તેની તેને સમજ નથી પડતી. શું ધર્મ ને શું અધર્મ તેનો નિર્ણય તેનાથી નથી થઈ શકતો. આચાર, વિચાર ને શાસ્ત્રના શબ્દો સંબંધી તેને કેટલીક વાર શંકા થાય છે, ને કયો નિર્ણય લેવો તથા કયા ચોક્કસ ચીલે ચાલવું તેની સમજ તેને નથી પડતી. આશ્રમ છોડીને બહારના સંસારના અટપટા પ્રવાસમાં પ્રવેશ કરનારા વિદ્યાર્થીના જીવનમાં પણ એવા પ્રસંગ આવે તો તે વખતે તેણે શું કરવું ? શંકાના સમ્યક્ સમાધાન ને કેટલીક વાતોના સ્પષ્ટીકરણ માટે તેણે કયો માર્ગ લેવો ? ઋષિ તેની પણ ચોખવટ કરે છે. ને તે ચોખવટ પછી આ ઉપનિષદની પહેલી વલ્લી પૂરી થાય છે.

ઋષિ કહે છે કે શાસ્ત્ર, આચાર કે વિચાર વિશે કોઈ વાર શંકા થાય ને માર્ગ ન મળે ત્યારે જે મહાપુરુષો વિવેકી, જિતેન્દ્રિય, ધર્મપરાયણ ને પ્રામાણિક હોય ને જેમનામાં આપણને વિશેષ શ્રદ્ધા હોય, તેમની પાસે પહોંચી જવું, તેમની પાસેથી માર્ગદર્શન મેળવવું ને તે પ્રમાણે ચાલવું. એવા અનુભવી ને તત્ત્વદર્શી પુરુષોને જીવનનાં શાસ્ત્ર જેવા તથા આદર્શ માનવા ને તેમના અનુભવ તેમ જ અભિપ્રાયને મહત્ત્વના માનીને તે પ્રમાણે ચાલવું. ઋષિ એમ પણ કહે છે કે તે પુરુષોમાં પણ એકવાક્યતા ન

દેખાય ને તેમનામાં પણ શંકા થાય તો પછી તેમના જ જેવા બીજા વિવેકી, જિતેન્દ્રિય, ધર્મપરાયણ ને અનુભવી પુરુષોનો લાભ લેવો ને તેમની સલાહ પ્રમાણે વર્તવું. એ પ્રમાણે અનુભવી મહાપુરુષોના પ્રત્યક્ષ જીવનને જ ઋષિએ સર્વોપરી માન્યું છે. મહાપુરુષોની સમાજને માટે કેટલી મોટી જવાબદારી છે, મહાપુરુષોએ કેટલા બધા જાગ્રત રહેવું જોઈએ, ને તેમના પર સામાજિક જીવનના પ્રવાહનો કેટલો મોટો આધાર છે, તેની પ્રતીતિ આપણને ઋષિના શબ્દો પરથી સહેજે થઈ રહે છે. સમાજ કે ધર્મશાસ્ત્રના અંતિમ નિર્ણય માટે મહાપુરુષો હાઈકોર્ટ જેવા છે. પરંતુ તેમના પરની એક બીજી કોર્ટ—સુપ્રિમ કોર્ટ પણ છે, ને તે માણસનું પોતાનું મન અથવા વિવેકબળ છે. મહાપુરુષોની પાસે માણસ શંકાસમાધાન સારુ પહોંચે અથવા તેમની પાસેથી પ્રેરણાની આશા રાખે તે બરાબર છે. પરંતુ કયા મહાપુરુષનું પ્રેરણાબળ ને પથપ્રદર્શન તેને ગમશે, સારું લાગશે, ને અસર કરશે, તે તેની પોતાની રુચિ, શક્તિ ને સમજ પર પણ આધાર રાખે છે. તેની પોતાની દૃષ્ટિ તે બાબતમાં ખૂબ જ મહત્ત્વનો ભાગ ભજવશે. કેમ કે પોતાને માટે શું સાચું છે ને કયા મહાપુરુષનું માર્ગદર્શન પોતાને વધારે બંધબેસતું, ઉપયોગી ને અનુકૂળ છે, તે તો તેણે પોતે જ નક્કી કરવું પડશે. આ વસ્તુ એક રીતે ઘણી સારી છે કેમ કે તેમાં માણસ પોતે સર્વોપરી બને છે, ને સત્યનું સંશોધન કરવાની વૃત્તિ કેળવે છે. કોઈ પ્રથા, પંથ, પુસ્તક કે પુરુષવિશેષના સારા કે નરસા, ગમતા કે અણગમતા વર્ચસ્વ નીચે તેને હમેશ માટે રહેવું નથી પડતું. તે સ્વતંત્રતાનો સ્વાદ કે લાભ લે છે ને પોતાના જીવનનો તારક બની શકે છે. છતાં તેવી સ્વતંત્રતા સ્વચ્છંદતા ને અંધકારમાં ન પલટાય ને તે પોતાના જીવનનો તારક બનવાને બદલે મારક ન બને તે માટે પણ તેણે અત્યંત સાવધાન રહેવાની જરૂર છે. વિચાર ને આચારની ઇચ્છાપૂર્વકની પસંદગીમાં તે ભય પણ છે જ. તોપણ આપણે તે માટે જાગ્રત

રહેવાની જરૂર છે. દાન આપનારે પણ બધી જાતના અહંકાર ને ઉપકારભાવનો ત્યાગ કરીને, પોતાને મળેલી મદદ કરવાની નાની કે મોટી તક માટે ઈશ્વરનો આભાર માની, ઈશ્વરની સેવા કરતો હોય તેવા ભાવથી, જે આપવાનું હોય તે આપવાની જરૂર છે. દાનથી અહંકાર, આળસ ને પ્રમાદને પોષણ ન મળે તેનું ખાસ ધ્યાન રાખવાનું છે.

## [૨૨] ધર્માચરણના નિર્ણયની સ્વતંત્રતા

જીવનમાં એવા પ્રસંગો પણ અનેક વાર ઊભા થાય છે જ્યારે માણસનું મન શંકાશીલ થાય છે. શું કરવું ને શું ન કરવું તેની તેને સમજ નથી પડતી. શું ધર્મ ને શું અધર્મ તેનો નિર્ણય તેનાથી નથી થઈ શકતો. આચાર, વિચાર ને શાસ્ત્રના શબ્દો સંબંધી તેને કેટલીક વાર શંકા થાય છે, ને કયો નિર્ણય લેવો તથા કયા ચોકક્સ ચીલે ચાલવું તેની સમજ તેને નથી પડતી. આશ્રમ છોડીને બહારના સંસારના અટપટા પ્રવાસમાં પ્રવેશ કરનારા વિદ્યાર્થીના જીવનમાં પણ એવા પ્રસંગ આવે તો તે વખતે તેણે શું કરવું ? શંકાના સમ્યક્ સમાધાન ને કેટલીક વાતોના સ્પષ્ટીકરણ માટે તેણે કયો માર્ગ લેવો ? ઋષિ તેની પણ ચોખવટ કરે છે. ને તે ચોખવટ પછી આ ઉપનિષદની પહેલી વલ્લી પૂરી થાય છે.

ઋષિ કહે છે કે શાસ્ત્ર, આચાર કે વિચાર વિશે કોઈ વાર શંકા થાય ને માર્ગ ન મળે ત્યારે જે મહાપુરુષો વિવેકી, જિતેન્દ્રિય, ધર્મપરાયણ ને પ્રામાણિક હોય ને જેમનામાં આપણને વિશેષ શ્રદ્ધા હોય, તેમની પાસે પહોંચી જવું, તેમની પાસેથી માર્ગદર્શન મેળવવું ને તે પ્રમાણે ચાલવું. એવા અનુભવી ને તત્ત્વદર્શી પુરુષોને જીવતાં શાસ્ત્ર જેવા તથા આદર્શ માનવા ને તેમના અનુભવ તેમ જ અભિપ્રાયને મહત્ત્વના માનીને તે પ્રમાણે ચાલવું. ઋષિ એમ પણ કહે છે કે તે પુરુષોમાં પણ એકવાક્યતા ન

દેખાય ને તેમનામાં પણ શંકા થાય તો પછી તેમના જ જેવા બીજા વિવેકી, જિતેન્દ્રિય, ધર્મપરાયણ ને અનુભવી પુરુષોનો લાભ લેવો ને તેમની સલાહ પ્રમાણે વર્તવું. એ પ્રમાણે અનુભવી મહાપુરુષોના પ્રત્યક્ષ જીવનને જ ઋષિએ સર્વોપરી માન્યું છે. મહાપુરુષોની સમાજને માટે કેટલી મોટી જવાબદારી છે, મહાપુરુષોએ કેટલા બધા જાગ્રત રહેવું જોઈએ, ને તેમના પર સામાજિક જીવનના પ્રવાહનો કેટલો મોટો આધાર છે, તેની પ્રતીતિ આપણને ઋષિના શબ્દો પરથી સહેજે થઈ રહે છે. સમાજ કે ધર્મશાસ્ત્રના અંતિમ નિર્ણય માટે મહાપુરુષો હાઈકોર્ટ જેવા છે. પરંતુ તેમના પરની એક બીજી કોર્ટ—સુપ્રિમ કોર્ટ પણ છે, ને તે માણસનું પોતાનું મન અથવા વિવેકબળ છે. મહાપુરુષોની પાસે માણસ શંકાસમાધાન સારુ પહોંચે અથવા તેમની પાસેથી પ્રેરણાની આશા રાખે તે બરાબર છે. પરંતુ કયા મહાપુરુષનું પ્રેરણાબળ ને પથપ્રદર્શન તેને ગમશે, સારું લાગશે, ને અસર કરશે, તે તેની પોતાની રુચિ, શક્તિ ને સમજ પર પણ આધાર રાખે છે. તેની પોતાની દૃષ્ટિ તે બાબતમાં ખૂબ જ મહત્ત્વનો ભાગ ભજવશે. કેમ કે પોતાને માટે શું સાચું છે ને કયા મહાપુરુષનું માર્ગદર્શન પોતાને વધારે બંધબેસતું, ઉપયોગી ને અનુકૂળ છે, તે તો તેણે પોતે જ નક્કી કરવું પડશે. આ વસ્તુ એક રીતે ઘણી સારી છે કેમ કે તેમાં માણસ પોતે સર્વોપરી બને છે, ને સત્યનું સંશોધન કરવાની વૃત્તિ કેળવે છે. કોઈ પ્રથા, પંથ, પુસ્તક કે પુરુષવિશેષના સારા કે નરસા, ગમતા કે અણગમતા વર્ચસ્વ નીચે તેને હમેશ માટે રહેવું નથી પડતું. તે સ્વતંત્રતાનો સ્વાદ કે લાભ લે છે ને પોતાના જીવનનો તારક બની શકે છે. છતાં તેવી સ્વતંત્રતા સ્વચ્છંદતા ને અંધકારમાં ન પલટાય ને તે પોતાના જીવનનો તારક બનવાને બદલે મારક ન બને તે માટે પણ તેણે અત્યંત સાવધાન રહેવાની જરૂર છે. વિચાર ને આચારની ઇચ્છાપૂર્વકની પસંદગીમાં તે ભય પણ છે જ. તોપણ આપણે તે માટે જનમત

રહેવાનું ઉત્તમ માનીશું પરંતુ માણસને મળેલી આ વિકાસની સ્વતંત્રતાનો વિરોધ નહિ જ કરીએ. તેની સ્વતંત્રતાને આપણે સદાય સારી ને આવકારદાયક માનીશું. તેને પરિણામે માણસ કોઈ વાર ભૂલ, ગફલત, ભ્રાંતિ કે જોખમમાં પડશે તોપણ જો તે પ્રામાણિક ને સત્યની શોધ માટેની અદમ્ય ઇચ્છાવાળો હશે તો ધીરેધીરે તેને માર્ગ ને સાચો માર્ગ મળતો જશે, ને છેવટે તે જીવનવિકાસના સોનેરી શિખરે પહોંચી જશે. હા, એટલું આપણે જરૂર કહીશું કે માણસે સત્યના ચાહક ને જિજ્ઞાસુ થવું જોઈએ; ગુણગ્રાહક, વિશાળ, વિવેકી ને પૂર્વગ્રહથી મુક્ત બનવું જોઈએ; તેમ જ પદેપદે જાગ્રત રહીને પોતાની બુદ્ધિને નિર્મળ કરવા પ્રાર્થના ને કોશિશ કરવી જોઈએ; જેથી તેની સમજશક્તિ તેની સહચરી બનીને સદા તેની સંભાળ રાખે ને તેને મદદરૂપ થયા કરે. તો જ તે સ્વતંત્ર રીતે આગળ વધીને જીવનનું શ્રેય સાધી શકશે. તેને સ્વતંત્રતા મળી છે તેથી ફુલાઈ જવાનું અથવા ઉન્માદમાં આવી જવાનું કોઈ કારણ નથી. તેને માથે પણ મોટી જવાબદારી છે તેનો તેણે સદા ખ્યાલ રાખવાનો છે.

ઉપનિષદના આ સુંદર ઉપદેશનો વિચાર કરતી વખતે મહાભારતનો તેવો જ સંદેશ યાદ આવ્યા વિના નથી રહેતો :

*विद्वद्भिः सेवितः सद्भिर्नित्यमरागद्वेषिभिः ।*
*हृदयेनाभ्यनुज्ञातो यो धर्मस्तं निबोधत ॥*

'વિદ્વાનોએ સેવેલો, સત્યનિષ્ઠ ને રાગદ્વેષ વિનાના વિવેકી પુરુષોએ પાળેલો ને અંતરાત્માએ નક્કી કરેલો અથવા અનુભવ દ્વારા જાણેલો જે ધર્મ છે તે જ સાચો છે ને તે ધર્મનું જ તું પાલન કર.'

ઋષિના શબ્દોમાં એ જ વાક્યોનો ધ્વનિ રહેલો છે.

આશ્રમના વિદ્યાર્થીને આપેલા આ બધા ઉપદેશની વાતોની ... કરે તો ... [illegible] ... માટે જ ફરી જાય ને

સંસારમાં સંપ, સમૃદ્ધિ, સુખ ને શાંતિ ફરી વળે. ઘરઘરમાં સેવાભાવ, સત્યતા ને તેને પરિણામે સ્વર્ગીય આનંદની લહરી છવાઈ જાય. સમાજ ને માનવ સૌને માટે ઋષિના આ શબ્દોમાં પ્રેરણા ને પ્રકાશની અખૂટ સામગ્રી પડેલી છે. તેનો લાભ લેવાની જરૂર છે. તેનો લાભ લઈને સૌ જીવનને સુખી ને સમૃદ્ધ કરે એમ આપણે ઇચ્છીશું.

ૐ શાંતિઃ શાંતિઃ શાંતિઃ

પ્રથમ વલ્લી સમાપ્ત

## બીજી વલ્લી

### [૨૩] પ્રારંભ — શરદ ઋતુ જેવું જીવન

આ ઉપનિષદની બીજી વલ્લીને બ્રહ્મવલ્લી એવું નામ આપવામાં આવ્યું છે. કઠ ઉપનિષદના જેવા જ શાંતિપાઠથી તેની શરૂઆત થાય છે. બધી જાતના શાંતિપાઠનો ભાવાર્થ તન, મન ને અંતરની શુદ્ધિ ને દૃઢતા મેળવવાનો ને જીવનને પ્રભુમય બનાવવાનો જ છે. શબ્દો બહારથી ભલે જુદા હોય, તેની અંદરનો ધ્વનિ ને મધ્યવર્તી વિચાર તો છેવટે આ જ હોય છે. પ્રભુને માટેનું ને પ્રભુમય જીવન એ જ ઉપનિષદનું ધ્યેય છે. તેની ઝાંખી આપણને શાંતિપાઠથી સહેજે ને સ્પષ્ટતાથી થઈ રહે છે.

શરદ ઋતુનું આકાશ કેટલું બધું નિર્મળ ને સુંદર હોય છે! ચોમાસાની અનેક પ્રકારની અવ્યવસ્થા પછી પોતાના હૃદયને મુક્ત રીતે તેણે ખુલ્લું કર્યું હોય છે. તે આકાશમાં સૂર્ય, ચંદ્ર ને તારા તથા ઉષા ને સંધ્યા કેટલી સુંદરતા ને સહજતાથી પ્રકટ થાય છે! આ ઋતુમાં ગંગાનું પાણી તો જુઓ! આકાશ જેમ પોતાની પરિપૂર્ણ નિર્મળતામાં પ્રકટ થાય છે, તેમ ગંગા પણ તદ્દન નિર્મળ હોય છે. ચોમાસાની ગંગામાં તો કોઈ કોઈ વાર સ્નાન કરવાનું પણ મન ન થાય તેવું ડહોળાયેલું ને મેલું પાણી હોય છે; પરંતુ શરદ ઋતુની ગંગાનું તેવું નથી. આ ઋતુમાં

ગંગાએ, આકાશનું પ્રતિબિંબ પાડતી હોય તેમ, હૃદયસ્પર્શી રંગ ધારણ કર્યો છે. તેના દર્શન, આચમન ને સ્નાનથી અપાર આનંદ મળે છે. તેના જે ભાગને જોઈએ તે ભાગમાં પારદર્શક પવિત્રતા દેખાઈ આવે છે. કોઈ ઠેકાણે ગંદકી નથી દેખાતી. માણસો તેમાં જુદીજુદી જાતની ગંદકી નાખે છે તોપણ તેનો અંતરાત્મા મેલો નથી થતો. ગંદકીને તે તરત દૂર કરે છે ને પોતાની પ્રખર પવિત્રતામાં સમાવી દે છે. જીવન પણ એવું જ પારદર્શક, પવિત્ર ને મંગલમય બની જવું જોઈએ, ત્યારે જ તે સાચા અર્થમાં સમૃદ્ધ ને સુંદર બને છે. સત્ય, પ્રેમ ને પરમાત્માના પરમ અનુભવપ્રકાશથી તે પુલકિત ને પાવન થવું જોઈએ. તે માટે સતત સાવધાની, સમજ ને સાધનાની જરૂર પડે છે. જગતમાં જીવતાંજીવતાં પોતાના જીવનની પળેપળે ચોકી કરવી પડે છે. પોતાની જાતને સુધારવાની ને ઉત્તમોત્તમ બનાવવાની ઉત્કટ ઇચ્છાને વરવું રહે છે. પ્રમાદનો સર્વથા ત્યાગ કરીને સતત ને ઊંડા આત્મનિરીક્ષણની ટેવ પાડવી પડે છે. પોતાની ભૂલ, ત્રુટી કે નબળાઈને પકડી પાડવામાં ને સત્વર સુધારવામાં કુશળ થવું પડે છે. નવા ને પ્રભુમય જીવનની એ સાધના સતત પ્રાર્થના, સત્સંગ ને શ્રમથી સફળ બને છે. સંસારનાં બાહ્ય આકર્ષણો ને સુખોથી મનને મુક્ત કરીને જે આદું ખાઈને તે માટે મહેનત કરે છે તેને વિજય જરૂર મળે છે. તેનું જીવન ધન્ય બને છે. તેવી ધન્યતા મેળવવા ઉપનિષદ આપણને સંદેશ આપે છે કે આહ્વાન કરે છે. તે ડગલે ને પગલે, જાણે પરોક્ષ રીતે સૂચના કરે છે કે, હે સત્યશોધક, સંસારના બાહ્ય ચળકાટ ને લોકોની તે માટેની આંધળી પ્રીત જેવી દ્દષ્ટિથી પ્રભાવિત ન થતો; વિલાસી, અનીતિમય, સત્યમય જીવન ને સંત કે શાસ્ત્રોની નિંદા કરનારા અનુભવ વિનાના લેભાગુ લોકોના પ્રલાપથી ડગી ન જતો; તેવા લોકોના વિવાદ, ઊલટા પ્રચાર ને અપમાનને શંકર બની સ્મિત સાથે પી જવાનો પ્રયાસ કરીને પણ મહત્ત્વ ન આપતો, પરંતુ તેને નગણ્ય માનીને ખંખેરી કાઢજે;

બીજા લોકો ને વિરોધી વાતાવરણથી પ્રભાવિત થઈને સત્ય તરફની તારી શ્રદ્ધા ને નિષ્ઠામાંથી ડગતો નહિ; આશાને અમર રાખજે ને તારા સિદ્ધાંતોના પાલનમાં હિમાલય જેવો અચળ ને દૃઢ રહેજે; હિંમત ને નીડરતાથી બધી જાતની મુસીબતોનો સામનો કરીને સદા આગળ ધપજે; ધન, વૈભવ કે યશની લાલસા ને શરીરસુખની તૃષ્ણામાં તણાઈને તારા મૂળભૂત જીવનવિકાસના આદર્શને ભૂલી ન જતો કે ગૌણ પણ ન ગણતો; અપાર ઉત્સાહ ને પ્રખર પુરુષાર્થથી પ્રભુ પર શ્રદ્ધા રાખીને સદા આગળ વધજે; નવરા ને ટીકાખોર તથા નિંદાપ્રિય લોકોની ટીકા કે નિંદાને જરાય મહત્ત્વ ન આપતો ને સંકટોનો શક્ય એટલી બધી રીતે સામનો કરીને વીરની પેઠે આગળ ને આગળ વધતો રહેજે; ઉન્નત જીવનની મહાયાત્રાના હે બડભાગી યાત્રી, હે પુણ્યશાળી પ્રભુમય જીવનના પ્રવાસી, હે પરમાત્માના અખંડ આરાધક, બહારના વિકૃત વાતાવરણથી અંજાઈને તું તારી કૂચને અધૂરી ન મૂકતો; પૂર્ણતાની પ્રાપ્તિ કે સફળતા માટેની સાધનાને અધવચ્ચે જ ન મૂકતો; સત્ય ને સાદાઈ તથા સંયમ ને શુદ્ધિને ભૂલતો નહિ; બહારના નવ્વાણુ ટકાથી વધારે ચળકાટની પાછળ પ્રાણને પાવન કરનારી ને પરમાનંદ આપનારી શાંતિ નથી પણ ઊંડી વેદના ને અસંતોષ છે; સહજતા કે સ્વાભાવિકતા નથી પણ દાંભિકતા ને કૃત્રિમતા છે; સ્વતંત્રતા ને સ્વાત્મ-સ્વામિત્વની સ્ફૂર્તિ નથી, પરંતુ પરાધીનતા, લાલસા ને અતૃપ્તિની ભયંકર ભૂતાવળ છે; તે લોકો હોઠને હસતા રાખે છે પરંતુ તેમનો આત્મા હમેશાં રડે છે; તેમના અંતરની વિષયો માટેની ભૂખ કદી પૂરી નથી થતી; એ છે બહારથી ધોળાં, ઊજળાં ને સમૃદ્ધ, સુખી તથા સુધરેલાં લાગતાં નવ્વાણું ટકા લોકોની વાસ્તવિક દશા; તેમના પ્રભાવમાં પડી જઈને તું તારા સંસ્કારધનને ખોઈ ન નાખતો ને તારા આધ્યાત્મિક વારસાને વ્યર્થ કે નગણ્ય પણ ન ગણતો; તારી જાતને તુચ્છ ને દીન તથા હીન ગણવાના ભ્રમમાં પણ ભૂલેચૂકે ન પડતો; સત્યની શોધ ને પરમાત્માની અનુભૂતિ માટેની સાધનામાં

સાદા આગળ ને આગળ વધતો જ રહેજે; પ્રભુની પરમ કૃપાથી તારો માર્ગ ક્રમેક્રમે મોકળો ને મધુમય બનતો રહેશે ને એક ધન્ય પળે તને તારા ઇપ્સિત જીવનધ્યેયના પ્રાપ્તિ પણ જરૂર થઈ જશે.

જીવનના મંગલ માટે એવા અનંત આશાવાદની ને એવી અચળ આદર્શપરતાની આવશ્યકતા છે. મનોબળની મક્કમતાની જરૂર છે. ને જરૂર છે અનંત ને અખૂટ ઉત્સાહની, અદમ્ય ઇચ્છાશક્તિની તેમ જ સતત સમજ સાથેની સાધનાની. નીડરતા, ધીરજ ને હિંમતથી પોતાની જાતનું નિરીક્ષણ કરીને આગળ વધવાની વૃત્તિની જરૂર છે. તે સૌનો સુભગ સમન્વય થઈ જાય તો જીવનને ઉજ્જવળ થતાં વાર ન લાગે. તેમાં શરદ ઋતુની ગંગા ને ગગનની શોભા જેવી શોભા પ્રકટે, તેમાં સંદેહ નહિ. તેવું જીવન પોતાને ને બીજા બધાને માટે આશીર્વાદરૂપ બને. શાંતિપાઠમાં એવા જ ઉત્તમ જીવનની કામના કરવામાં આવી છે.

## [૨૪] જ્ઞાનનો સાચો ભાવાર્થ

જુદાંજુદાં ઉપનિષદોમાં એક વાત વારંવાર કહેવામાં આવી છે કે પરમાત્મા માનવની પોતાની અંદર જ રહેલા છે. પોતાની અંદર ડોકિયું કરવાથી જ માનવને તેનું દર્શન થઈ શકે છે એ બાબતે પણ બધા એકમત છે. આ ઉપનિષદની બીજી વલ્લીના પહેલા અનુવાકમાં પણ એ જ વાતનું પુનરુચ્ચારણ કરવામાં આવ્યું છે. પરમાત્મા પોતાની અંદર જ રહેલા છે છતાં મહત્ત્વની વાત એ છે કે તેમનું દર્શન લગભગ દુર્લભ છે. માણસને તેમની ઝાંખી સહેલાઈથી નથી થતી. તેમના દર્શનને માટે તે અનેક સ્થળો ને તીર્થોમાં ફરે છે ને ગ્રંથો તથા સદ્‌ગ્રંથોનું શરણ શોધે છે, ભાતભાતની અવનવી સાધનામાં પડે છે ને કેટલીય જાતના કીમિયા કરે છે. તેનું કારણ શું ? કારણ સૌથી મોટું એ જ કે પરમાત્મા પોતાની અંદર હોવા છતાં ગૂઢરૂપે રહેલા છે. તેમનું સ્વરૂપ પ્રકટ નથી; અથવા વધારે સારા ને સાચા શબ્દોમાં કહેવું હોય તો એમ

કહી શકાય કે પરમાત્માનું જે પ્રકટ કે અપ્રકટ અથવા સ્થૂલ કે સૂક્ષ્મ સ્વરૂપ છે તેનું દર્શન કરવાની શકિત કે દૃષ્ટિનો માણસમાં અભાવ છે; કેટલીક વાર તો તેવા દર્શનની વૃત્તિ પણ તેનામાં નથી હોતી. હોય છે તોપણ આગળ જતાં આડવાતમાં પડવાથી તે મંદ પડી જાય છે ને છેવટે લુપ્ત પણ થઈ જાય છે. ઋષિ કહે છે કે પરમાત્મા હૃદયરૂપી પરમ આકાશમાં છુપાઈને રહેલા છે. તે પરમ સત્યસ્વરૂપ છે, જ્ઞાનરૂપ છે, તેમ જ અવિનાશી ને અનંત છે. તેમને જે જાણી લે છે તે પણ તેમના જેવો થઈ જાય છે.)

અહીં એક વાત ખાસ મહત્વની ને યાદ રાખવા જેવી છે. તેને ટૂંકમાં એમ કહી શકાય કે જે જાણે છે તે પામે છે.) મતલબ કે પરમાત્માને મેળવવા માગનારે સૌથી પહેલાં પરમાત્મા વિશે જાણવું જોઈએ. પરમાત્મા વિશે જાણવાના બે અર્થ થઈ શકે છે. એક અર્થ તો એવો છે કે પરમાત્માના સ્વરૂપ તેમ જ સાક્ષાત્કાર વિશેની માહિતી સંત અથવા શાસ્ત્રો મારફત મેળવવી. તેવી માહિતી મેળવવાથી પરમાત્મા વિશે તેમ જ તેમની અનુભૂતિનાં સાધન વિશે સ્પષ્ટતાથી સમજી શકાય છે. તથા તે વિશેનું અજ્ઞાન ને કપોલકલ્પિત ભ્રામક ભાવનાચ પણ દૂર થાય છે. બીજો અર્થ પરમાત્માને જ સંસારના પરમ સારરૂપ ને જીવનના પરમ પ્રાપ્તવ્ય ને આધારરૂપ જાણવા તે છે. આ જીવનમાં પરમાત્માનો સાક્ષાત્કાર કરવા જેવો છે, તે માટે બનતી બધી શક્તિને કામે લગાડવા જેવી છે; પરમાત્મા જ પરમ કલ્યાણ, અનંત શાંતિ, શક્તિ ને મુક્તિના સ્વામી છે; તેમની પ્રાપ્તિ કરવાથી જ માણસને શાંતિ, શકિત, મંગલતા, અમરતા ને બંધનોથી મુક્તિ મળી શકે છે; તે વાતને દૃઢતા ને નિશ્ચયપૂર્વક જાણી લેવી તે પણ જ્ઞાન છે. તેમાં શાસ્ત્રોના અધ્યયનની આવશ્યકતા નથી પડતી પરન્તુ સદ્‌બુદ્ધિ કે વિવેકશક્તિ જ જોઈએ છે. શાસ્ત્રોના અધ્યયન અથવા વાચનમનનને પરિણામે પણ કેટલીક વાર તેવી નિશ્ચયાત્મક બુદ્ધિ કે વિવેકશકિત પ્રકટી શકે ખરી.

પરન્તુ તેવા અધ્યયન વિના તે ન જ પ્રકટી શકે એવું માનવાની જરૂર નથી. તે માટે મુખ્યત્વે તો હૃદયની શુદ્ધિ અથવા મનની નિર્મળતાની જરૂર પડે છે. શાસ્ત્રોના અધ્યયન કે મનનદ્વારા પરમાત્માની માહિતી મેળવીને જે બેસી રહે ને પરમાત્માના પ્રત્યક્ષ અનુભવનો પ્રયાસ ન કરે તે કેટલી ભારે ભૂલ કરે છે તે આટલી વિચારણા પરથી સહેજે સમજાશે. સંસારનાં બધાં શાસ્ત્રો વાંચી લીધાં, ભાષાશાસ્ત્ર ને વાદવિવાદમાં પ્રવીણ થયા, તેમ જ તર્કવિતર્ક કરીને બીજાને આંજી પણ શક્યા, પરન્તુ મનની નિર્મળતા ને સ્થિરતા ન મેળવી ને પરમાત્માની ઝાંખી પણ ન કરી તો તેની કાંઈ જ વિશેષ કિંમત નથી; તેનાથી કાંઈ જ વિશેષ હેતુ નહિ સરે. જે કેવળ જાણીને બેસી રહે ને અનુભવવાની અથવા પામવાની કોશિશ ન કરે તેનું જાણવું અધૂરું છે; તેવા અધકચરા જ્ઞાનથી શાંતિ મળવી મુશ્કેલ છે. પરમાત્માને પરોક્ષરૂપે જાણનારે તેમને પ્રત્યક્ષ રીતે જાણવાનો પણ આગ્રહ રાખવો જોઈએ. જ્ઞાન શબ્દનો સાચો ભાવાર્થ એ જ છે.

## [૨૫] અન્નનો મહિમા

આટલી વાતને જવા દઈએ તો પહેલા ને બીજા અનુવાકમાં મુખ્યત્વે અન્નનો મહિમા કહી બતાવવામાં આવ્યો છે. ઋષિ સંસારના સર્જન સંબંધી પોતાનો અભિપ્રાય પ્રકટ કરતાં કહે છે કે આ આત્મતત્ત્વમાંથી આકાશ ઉત્પન્ન થયું; આકાશમાંથી વાયુ, વાયુમાંથી અગ્નિ, અગ્નિમાંથી પાણી, પાણીમાંથી પૃથ્વી, પૃથ્વીમાંથી ઔષધિ, ઔષધિઓમાંથી અન્ન ને અન્નમાંથી પુરુષની ઉત્પત્તિ થઈ. આ શરીર મુખ્યત્વે અન્નના રસથી જ ઘડાયું છે. તેથી તે મોટે ભાગે અન્નમય છે. અન્નને આધારે જ તે ટકે છે, વધે છે, અન્નથી જ બળવાન બને છે, ને અન્ન ન મળવાથી નિસ્તેજ તેમ જ નિર્બળ થઈ જાય છે. માણસની જ વાત શા માટે, પૃથ્વીનાં બધાં જ પ્રાણી અન્નને આધારે જ ટકી ને ઉછરી રહ્યાં છે. બધાં પ્રાણી અન્નમાંથી જ ઉત્પન્ન થયાં છે, અન્નથી જીવી રહ્યાં છે,

ને આખરે અન્નમાં જ મળી જાય છે. શરીર માટીનું બનેલું છે એમ જે કેટલાક સંતો કહી ગયા છે તેનો ભાવાર્થ એ જ છે કે અન્ન માટી અથવા ધરતીમાંથી પેદા થાય છે ને તે અન્નમાંથી શરીર ઘડાય છે, અન્ન જેમાંથી પેદા થાય છે તે ધરતીની માટીમાં જ શરીર છેવટે સમાઈ જાય છે. સંત કવિએ એટલા માટે જ ગાયું છે કે 'આખર મિટ્ટી સે મિલ જાના.' અન્નને ઋષિએ સૌનું ઔષધ કહ્યું છે તે બરાબર જ છે.

અન્નની અગત્ય આપણે બરાબર સમજી લઈએ તો આપણી જમીનોમાં અન્નને વધારે ને વધારે પ્રમાણમાં પેદા કરીએ. અન્ન વધારે ને વધારે પ્રમાણમાં પેદા કરવાની પદ્ધતિનો અભ્યાસ કરીએ ને જે અન્ન પેદા થાય તે ઉત્તમ કોટિનું હોય તેનું ધ્યાન રાખીએ. અન્નને પુષ્કળ પ્રમાણમાં પેદા કરવાનું લક્ષ્ય લઈને જ આપણે બેસી ન જઈએ, પરંતુ તેની ગુણવત્તામાં શક્ય તેટલો સુધાર પણ કરતા રહીએ. આપણી જમીનોને વધારે ને વધારે ઉપજાઉ કરવા તેમને સુધારીએ, સરસ ખાતરથી સમૃદ્ધ કરીએ, ને આપણી ખેતીના અત્યંત મહત્ત્વના અંગ જેવા આપણા પશુધન ને આપણાં પાણીનાં સાધનને સુદૃઢ કરવા તરફ જેટલું આપી શકાય એટલું વધારે ધ્યાન આપીએ. કૂવા, તળાવ, બંધ ને નહેરની યોજનાઓને આવકારીએ તેમ જ સાથ આપીએ. અન્ન સૌનું જીવન છે ને ખેડૂત તેને પેદા કરવાના સૌથી મોટા રાષ્ટ્રીય હિતના કામમાં રોકાયેલો છે, માટે તેનું કામ સરળ બને, તેની પરિસ્થિતિમાં ઉત્તરોત્તર સુધારો થાય, ને તેને બધી રીતે મદદરૂપ થઈ શકાય તેવા પ્રયાસ કરવા જોઈએ. આજે ખેડૂતની દશા જોઈએ તેટલી સારી નથી, ને તેના કામને પણ કેટલાક લોકો હલકું માને છે, તે બરાબર નથી. તેનું કામ સૌથી ઉત્તમ ને સૌને ખપનું છે માટે તે તરફ આદરભાવ કેળવવાની આવશ્યકતા છે. કૃષિશાસ્ત્રમાં રસ લેનારા ને પ્રવીણ પુરુષોએ તેમાં પડવાની જરૂર છે. શક્ય [illegible] આધુનિક સાધનોની સહાયથી

આપણી જમીનોને વધારે ને વધારે સમૃદ્ધ, ઉપજાઉ ને રસાળ કરવામાં કાંઈ જ ખોટું નથી.

અન્ન સૌને માટે પ્રાણ છે, ને જીવનને ટકાવી રાખવામાં મોટા આધારરૂપ છે; તે પરથી તેની કિંમત કેટલી બધી મોટી છે તેની કલ્પના સહેજે થઈ શકે છે. તેનો અર્થ એ થયો કે તેની પ્રાપ્તિ સૌને સહેલાઈથી થાય ને પૂરતા પ્રમાણમાં થાય તે જરૂરી છે. જીવનમાં ખોરાક સિવાયની બીજી કેટલીય સમસ્યાઓ છે તેની ના નહિ પરંતુ ખોરાકની સમસ્યા મોટી છે ને તેની જરા પણ અવગણના ન થઈ શકે તે પણ સાચું છે. અન્ન માણસોને માટે મોટા આધારરૂપ છે. એ બધી બાબતોને ધ્યાનમાં રાખીને તેની કિંમત જેટલી ઓછી થઈ શકે તેટલી ઓછી કરવાની જરૂર છે. આ દેશમાં હજી અનાજના ભાવો આસમાને ચડેલા છે. સાધારણ સ્થિતિના લોકોને બે ટંક પેટ ભરીને ખાવાનું પણ ન પરવડે, ને તેમાંય વળી પૌષ્ટિક દૂધ, ઘી ને ફળ જેવા પદાર્થો તો પોસાય જ નહિ એવી ભારે મોંઘવારી હજી પ્રવર્તે છે. એ મોંઘવારીને હળવી કરવાની જરૂર છે. તે માટે બની શકે તેટલાં બધાં પગલાં લેવાં જોઈએ. જીવનની મુખ્ય જરૂરી આ વસ્તુને વધારેમાં વધારે સોંઘી ને સર્વસુલભ કરવાની જરૂર છે. દેશમાં કોઈ અન્ન વિના મરે નહિ ને ભૂખે સૂએ નહિ તેવું કરવાની જરૂર છે અન્નમાં ભેળસેળ કરીને ને સંઘરાખોરી ને નફાખોરીથી પ્રજાના જીવન સાથે રમત કરનારા લોકો ખરેખર મોટામાં મોટો અપરાધ કરી રહ્યા છે. તેમણે તે રમતનો ત્યાગ કરવો જોઈએ. તેવા લોકોને ભારેમાં ભારે સજા કરવાની જરૂર છે. પ્રજાને ખાવા માટે ખપ લાગતી વસ્તુઓમાં ભેળસેળ કરવાની ટેવ મહાઘાતક ને પાપરૂપ છે. તે ટેવ કે પદ્ધતિ ભારે અનર્થરૂપ છે. તેની સામે જેટલી જેહાદ જગાવાય એટલી ઓછી છે. આ દેશમાં એ પદ્ધતિ મોટા પ્રમાણમાં ફાલેલી ને ફૂલેલી છે. દૂધ, ઘી, તેલ, આખણ, દહીં, લોટ ને ખાંડ તથા ગોળ જેવી બધી વસ્તુઓમાં મોટા પ્રમાણમાં ભેળસેળ થઈ રહી

છે. શું સામાન્ય સ્થળો કે શું તીર્થો બધે જ ભેળસેળના આ મોટા અસુરની બોલબાલા છે. અન્નને બ્રહ્મ માનનારા, અંજલિ આપીને પૂજનારા કે મંત્રો બોલીને ઘંટા મારીને આરોગનારા પણ આ બદીમાંથી મુક્ત નથી. અન્નનો બગાડ પણ એટલો જ થાય છે. કેટલુંય અન્ન જરૂરી સંભાળ કે કાળજીને અભાવે બગડી કે સડી જાય છે, ને કેટલાયનો દુર્વ્યય થાય છે. એ દુર્વ્યય ને સડો અટકાવવાનું અત્યંત જરૂરી છે.

ભારત જેવો મહાન દેશ અનાજ કે ખોરાકના પદાર્થોની ભેળસેળમાંથી મુક્ત થાય ને અનાજની બાબતમાં તદ્દન સ્વાવલંબી બની જાય તે ઇચ્છવા જેવું છે. જે દેશ પાસે આટલું સારું માનવ-ધન ને પશુધન હોય તથા આટલી વિશાળ જમીન ને પાણીનાં સાધન હોય, તે દેશ વરસોવરસ પરદેશથી અનાજ મંગાવ્યા કરે તે ખરેખર બરાબર નથી. અનાજની બાબતમાં કેવળ સ્વાવલંબી બનીને બેસી રહેવાનું નથી. પરંતુ અનાજને સસ્તું ને ખાદ્ય પદાર્થોને ભેળસેળ વિનાના કરવા તરફ પણ ધ્યાન આપવાનું છે.

અન્ન જીવનને માટે મોટા આધારરૂપ છે માટે તેની પસંદગીમાં પૂરતું ધ્યાન રાખવું જોઈએ. મોટા ભાગના લોકો આ મહત્ત્વની બાબતમાં જોઈએ એટલું ધ્યાન નથી આપતા ને ઊંડો વિચાર કર્યા વિના કેવળ સ્વાદ કે પરંપરાને વશ થઈને ગમે તેવો ખોરાક ખાધા કરે છે તે બરાબર નથી. આપણો ખોરાક સાદો છતાં શરીરને જોઈતું પોષણ આપે તેવો હોવો જોઈએ. કેટલાક એવી દીન દશામાં જીવે છે કે પેટ ભરવા જેટલો ખોરાક પણ મેળવી શકતા નથી; તેમને પોષક ખોરાકની ભલામણ કરીએ તે જરા વધારેપડતું કહેવાય. છતાં તેવા લોકો એક વાતનું ધ્યાન તો જરૂર રાખી શકે ને તે આરોગ્ય માટે નુકસાનકારક અથવા અનાવશ્યક ખોરાક કે પીણાંની આફતથી બચવાનું. તેટલી કાળજી રાખવામાં આવે તોપણ ઓછું નથી.

## [૨૬] પ્રાણનો મહિમા

અન્નનો મહિમા વિચાર્યા પછી ઋષિ હવે પ્રાણની શક્તિનો ઉલ્લેખ કરે છે. પ્રાણની સર્વોપરિતાની વાત પ્રશ્નોપનિષદમાં આગળ આવી ગઈ છે. મનુષ્યો ને બીજા જીવો અન્નના બળથી ટકી રહ્યા છે એ સાચું છે, પરંતુ પ્રાણ જ સૌના જીવનના મુખ્ય આધારરૂપ છે ને તેના વિના જીવન કદાપિ ન ટકી શકે એ પણ એટલું જ સાચું છે. અનાજ વિના તો માણસ કદાચ થોડા દિવસ રહી પણ શકે પરંતુ પ્રાણ વિના રહેવાનું સાધારણ માણસને માટે અત્યંત મુશ્કેલ છે—કહો કે તદ્દન અસંભવ છે. પ્રાણાયામની સાધનામાં પારંગત થઈને કેટલાક સાધકો પ્રાણને વશ કરવાની ને ઇચ્છાનુસારના સમય સુધી વશ કરવાની પદ્ધતિમાં પારંગત બને છે; પરંતુ તેમની સંખ્યા અત્યંત નજીવી, અલ્પ કે વિરલ છે. તેવા સાધકો સમાધિ અથવા તો પ્રાણના નિરોધની દશામાં થોડો કે વધારે વખત રહી શકે છે ખરા; માનવની પ્રાણમય પ્રગતિની દૃષ્ટિએ જોઈએ તો તેવી શક્તિ ને સ્થિતિ અવશ્ય આવકારદાયક ને આદરણીય કહી શકાય; પરંતુ તે ઉત્તમ નિરોધની દશામાંય પ્રાણશક્તિ સિવાય તો નથી જ ચાલતું. શરીરની અંદર, ભલે શાંત દશામાં પણ, પ્રાણ તો હોય જ છે. તેમ જ નિરોધની એ અવસ્થામાંથી જાગૃતિની બાહ્ય અવસ્થામાં આવ્યા પછી પણ, પ્રાણની જરૂર પડે છે જ; એટલે પ્રાણ વિનાના જીવનની શક્યતા જ નથી. તેવા જીવનની કલ્પના પણ નથી કરી શકાતી. પ્રાણ સાથેની સજીવ કે ચેતન અવસ્થાને જ જીવન કહે છે; પ્રાણ વિનાની દશા ને મરણ બંને એક જ છે.

કેટલાક યોગીઓ એટલા માટે જ માને છે કે પ્રાણને શરીરની બહાર ન જવા દેવાય ને તેટલા પ્રમાણમાં તેના પર પ્રભુત્વ સ્થાપિત થાય તો મૃત્યુને મારી શકાય, દૂર હઠાવી શકાય, ને જીવનને પોતાની મરજી મુજબ લંબાવી શકાય. મૃત્યુંજય થવાનું રહસ્ય

એમાં જ રહેલું છે. યોગદર્શનમાં આવી સિદ્ધિ ને તે માટેના જરૂરી સાધનનો ઉલ્લેખ કરવામાં આવેલો છે. તેની યોગના રસિક જનોને જાણ હશે જ.

પ્રાણનું બળ શરીરનું મોટું બળ છે. તેની શુદ્ધિ, વૃદ્ધિ ને સમૃદ્ધિ પર જીવનના સામર્થ્યનો મોટો આધાર છે. તે માટે જ યોગશાસ્ત્રમાં પ્રાણાયામને આટલું બધું મહત્ત્વ આપવામાં આવ્યું છે. જુદીજુદી જાતના પ્રાણાયામની સાધના એ હેતુની પૂર્તિ માટે જ છે. પ્રાણની શુદ્ધિ માટે યોગવિદ્યાના આચાર્યોએ નાડીશોધનની ક્રિયાઓને મહત્ત્વની માની છે. તેની જેટલો લાભ લેવાય એટલો ઓછો છે. પ્રાણાયામની બીજી આગળની ક્રિયાઓની પ્રારંભિક યોગ્યતા માટે તેનો અભ્યાસ અત્યંત આવશ્યક ને મદદરૂપ મનાય છે. પ્રાણાયામના સાધનથી પ્રાણની શુદ્ધિ તો થાય છે જ, સાથે-સાથે શરીરનાં બીજાં અંગોને પણ મદદ મળે છે. જીવન તેજસ્વી, સ્ફૂર્તિવાળું ને નીરોગી બને છે. પુસ્તકોનાં વર્ણન વાંચીને તેવા સાધનની શરૂઆત કરવાથી મોટે ભાગે લાભને બદલે હાનિ જ થાય છે. માટે તેવા સાધનને માટે કોઈ યોગ્ય ગુરુ અથવા માર્ગદર્શકની મદદ મેળવવાની ખાસ જરૂર છે. પોતાની મેળે ને કોઈ જાતના ખાસ માર્ગદર્શકની મદદ વિના પ્રાણાયામનું સાધન કરનાર કેટલાય સાધકો મોટા ને કેટલીક વાર અસાધ્ય રોગોના શિકાર બની ગયા છે. પોતાની ઉન્નતિ માટેનું કોઈ પણ બીજું મોટું શરીરસાધન કરવાને યોગ્ય તે નથી રહ્યા.

ઋષિ કહે છે કે પ્રાણને પરમાત્મારૂપ માનીને તેની ઉપાસના કરનારનું જીવન ઉત્તમ તેમ જ સુખમય બને છે. તે આયુષ્ય વધે છે. તે સાચું છે. અન્નમય શરીરની અંદર પ્રાણનો બનેલો આ બીજો પ્રાણમય કોશ રહેલો છે. તેનો ઉડતો ઉલ્લેખ કરીને ઋષિ હવે મનોમય કોશનું વર્ણન કરે છે. ઋષિ કહે છે કે પ્રાણમય ને મનોમય આત્માનો આકાર મનુષ્યના બાહ્ય શરીરના આકાર જેવો જ

છે. આ વસ્તુ ખૂબ મહત્ત્વની છે. સૂક્ષ્મ શરીરધારી જીવો સ્થૂલ શરીર જેવા જ રૂપના હોય છે તે અનુભવની વાત છે. હજારો વરસો પહેલાં ભારતના ઋષિઓએ અનુભવેલી ને પ્રકટ કરેલી આ હકીકત માટે તેમને ધન્યવાદ ઘટે છે. તેમના તરફ આપણને પ્રેમ ને સન્માનની ઊંડી લાગણી થયા વિના નથી રહેતી.

[૨૭] મનની શક્તિ

પ્રાણની શક્તિ અસંસ મહત્ત્વની છે એ વાત સાચી, પરંતુ તે જ જીવનની સર્વસ્વ ને સર્વસારરૂપ શક્તિ છે એમ નથી, તેનાથી જુદી છતાં તેને મદદરૂપ ને, તેની સાથે જોડાયેલી બીજી પણ શક્તિ શરીરમાં રહેલી છે, ને તે શક્તિ મનની છે. પ્રાણ વિના જીવનનું ધારણ જેમ તદ્દન અસંભવિત થઈ પડે છે, તેમ મન વિના પણ જીવન તદ્દન નિરાધાર ને પંગુ બની જાય છે. મનની મદદથી જ માનવને પોતાની હયાતીનો અનુભવ થાય છે; ને સંસારની ઓળખ કરી આપવામાં પણ તે જ મદદરૂપ થાય છે. વિચાર, ભાવ ને જુદા-જુદા સંકલ્પવિકલ્પ તેમાં જ પેદા થાય છે, ને હર્ષ ને શોક, મુક્તિ ને બંધન, સ્વતંત્રતા ને પરાધીનતા, લાભ ને હાનિ તેમ જ યશ ને અપયશનો અનુભવ કરવામાં એ જ અસરકારક ભાગ ભજવે છે. મિત્ર ને શત્રુ, વહાલું ને અળખામણું તથા પોતાનું ને પારકું એવા જુદાજુદા ભેદ તે જ પાડી બતાવે છે. અહંભાવનું મૂળ બીજ તેની જ રસાળ ધરતી પર સૌથી પહેલાં પડે છે, ને તેમાંથી જ મારા તથા તારાના અંકુર ઉત્પન્ન થઈ રાગ ને દ્વેષના વિશાળ વૃક્ષમાં ને છેવટે સુખ ને દુઃખના ફળમાં પરિણમે છે. મન પર એ પ્રમાણે જીવનની ગતિવિધિ અથવા અવસ્થાનો ઓછો આધાર નથી રહ્યો. જીવનને આગળ લઈ જનારી, જીવન બનાવનારી સન્મતિ તેમાં પ્રકટ થાય છે, ને જીવનને પાછળ પાડી જડ ને મરણતોલ બનાવનારી દુર્મતિ પણ તેને જ આધારે ઊછરે છે.

મન આટલું બધું અગત્યનું હોવાથી ભારતના પ્રાતઃસ્મરણીય ઋષિવરોએ તેના તરફ પહેલેથી જ ખાસ ધ્યાન આપ્યું છે. પ્રાણની

જેમ જ મનની શુદ્ધિ ને દઢતા માટે તેમણે નિશ્ચિત સાધના નક્કી કરી છે. મન શુદ્ધ થાય, સાત્વિક થાય, સદ્ભાવના ને સદ્-વિચારથી ભરાઈ જાય, પરમાત્માના પ્રેમ ને પ્રકાશથી રંગાઈ જાય ને ભક્તિ અથવા લયની મહાન તેમ જ સંગીન સાધનાદ્વારા પરમાત્મા સાથે ઓતપ્રોત ને એક થાય, તે માટે તેમણે ખૂબખૂબ ધ્યાન આપ્યું છે. લયની સાધનાની સિદ્ધિ પ્રાણાયામની મદદથી પણ થઈ શકે છે. પરંતુ તેવા લયના ક્રમમાં મનની શુદ્ધિ મુખ્યત્વે નથી હોતી. એટલું જ નહિ, પણ તેવા લયને પરિણામે પણ મનની નિર્મળતા કે સાત્વિકતા સિદ્ધ થવાની કોઈ ખાસ બાંયધરી નથી આપી શકાતી. પ્રાણના લયદ્વારા કેટલીક વાર માણસ કલાકો લગી સમાધિમાં રહે છે અથવા જમીનમાં દટાઈ જાય છે, પરંતુ ઉત્થાનની અવસ્થામાં આવ્યા પછી તે પહેલા જેવો જ કોરો દેખાય છે. મતલબ કે જે માનસિક સુધારણાને સર્વોત્તમ શિખરે તેણે પહોંચવું જોઈએ તે શિખર પર પહોંચવાનું હજી તેને બાકી હોય છે. મનની એ જ મમતા, અહંતા, જડતા, સંકુચિતતા ને રાગદ્વેષમયતા તેનામાં દેખાતી હોય છે. તેને લીધે તેને શાંતિ નથી મળતી, પરમાત્માની ઝાંખી નથી થતી, ને સર્વાત્મભાવની જે મહામૂલ્યવાન આશીર્વાદરૂપ અનુભૂતિ પર જીવનના આત્મિક કલ્યાણનો અંતિમ આધાર રહે છે તે અનુભૂતિથી પણ તે વંચિત રહી જાય છે. પરંતુ પ્રારંભથી તે અંત સુધીની સાધનામાં જે મનને જ મહત્ત્વનું માનીને ચાલે છે ને આગળ વધે છે, તેના જીવનમાં આત્મિક કલ્યાણના અંકુરને ફૂટતાં વાર નથી લાગતી. મનની સુધારણા તેને માટે સહજ થઈ પડે છે. તેવા પુરુષવિશેષના પરિચયમાં આવનારને તેની સ્વાભાવિક શાંતિ ને સ્થિરતાનો ઊંડો અનુભવ થાય છે, ને તેનું મનોબળ ભારે અસર પહોંચાડે છે.

માનવ ને માનવસમાજ – વ્યક્તિ કે સમષ્ટિ—ના મંગલ માટે મનની શુદ્ધિ ને દઢતા ખૂબ મહત્ત્વની છે. મનની ઉત્તમતા સૌને માટે જરૂરી છે. આપણી આસપાસની ને દૂરની દુનિયાની ઘણી-

ખરી અશાંતિ, કડવાશ ને અસમાનતા મનની ચંચળતા ને મલિનતા સંકુચિતતા ને જડતાને લીધે ઊભી થયેલી ને ફાલેલી છે. મનની વાસના, લાલસા, અહંતા ને મમતા મુખ્યત્વે તેના કારણરૂપ છે. મનની તાલીમનો અભાવ, મનની શુદ્ધિ ને સંકલ્પશક્તિની ખામી જ્યાંત્યાં દેખાઈ આવે છે. માણસ પોતે તેને પરિણામે દુઃખી થાય છે ને બીજાને પણ દુઃખી કરે છે. માણસ વિજ્ઞાનની મદદથી નવીનવી શોધો કરતો જાય છે ને સુખનાં નવાંનવાં સાધનોની આવિષ્કાર કરે છે; યુનિવર્સિટીઓ વધતી જાય છે ને પુસ્તકો ને સુંદર કળાત્મક કાર્યક્રમોનો પ્રચાર પણ ઓછો નથી થતો; ઉત્પાદન બધે પૂરજોસથી વધતું જાય છે, ને દેશ તેમ જ દુનિયાની સમૃદ્ધિ ને સુખાકારીને સારુ નવીનવી યોજનાઓ ઘડાતી જાય છે. છતાં સંસારને સ્વર્ગીય ને શાંતિમય કરવાનું મહાપુરુષોનું સ્વપ્ન હજી અધૂરું જ રહ્યું છે. તેમાં અનેક પ્રકારના અંતરાયો આવતા જાય છે. તેનું એક મોટું કારણ મનની તાલીમનો અભાવ છે. તેને લીધે જ લોકો આજે પણ એક સમજુ માનવસમાજના પ્રતિનિધિ તરીકે વર્તી નથી શકતા; આદર્શ કે સુસંસ્કૃત માનવ તરીકેનો વ્યવહાર તેમના જીવનમાં નથી દેખાતો. માનવને બધી જાતની તાલીમ મળે છે પણ આદર્શ માનવ થવાની ને માનવ તરીકે શ્વાસ લેવાની, જીવવાની ને ધરતીને સુશોભિત કરવાની તાલીમ નથી મળતી. પરિણામે તેના હાથમાં જે કાંઈ આવે છે તે—સત્તા, સંપત્તિ, ધન, યશ, સેવાનું ક્ષેત્ર, વિજ્ઞાન ને બીજું બધું—કલુષિત બની જાય છે, ને તેને તથા બીજાને ભયરૂપ ને વિનાશક થઈ પડે છે. નવી પ્રજા ને તેના પ્રતિનિધિ કે નેતાઓને મનની તાલીમ વિના નહિ ચાલે. મનની શુદ્ધિ ને સ્થિરતા તથા ઉત્તમતા તરફ તેમણે ખૂબ જ ધ્યાન રાખવું પડશે. નીતિ, ધર્મ, ઈશ્વર-પરાયણતા ને માનવતાનાં મૂલ્યોની માવજત કરીને તેમણે સાકાર મૂર્તિ બનવું પડશે. બીજી જાતની યોગ્યતા સાથે આ યોગ્યતા ખાસ જોઈશે. તેના વિના જરા પણ નહિ ચાલે.

સત્યનો પ્રેમ, ન્યાયપરાયણતા, પોતાની ને બીજાની સ્વતંત્રતા, સુખાકારી તેમ જ સમુન્નતિ માટેની સદ્ભાવના, ધ્યેયની નિષ્ઠા ને નિર્ભયતા નવી પ્રજામાં અચૂક જોઈશે. તો જ સમાજ ને સંસારમાં શાંતિ થશે, સહકાર ને સમૃદ્ધિની વૃદ્ધિ થશે, ને કડવાશ, ભય, વેર ને ઘર્ષણ દૂર થશે. કડવી ને ભ્રામક વાણી, અમંગલ ભૂરી દૃષ્ટિ ને ભેદ ને વેર વધારનારાં કુકર્મોનો અંત આવવો જોઈએ. તો જ જગત જીવવા જેવું થઈ શકશે. સમાજવાદ, ગાંધીવાદ, સામ્રાજ્યવાદ કે સામ્યવાદ ગમે તે વાદ હોય, માનવના મનની સુધારણા ને સમુન્નતિ સૌને માટે જરૂરી છે. આજે વાતાવરણ જુદું છે, ને પરિસ્થિતિ વિપરીત છે. છતાં આપણે નિરાશ નથી થતા. હતાશાની વાણી વહેતી મૂકવાનું મન આપણને નથી થતું. સંસારના ઉજ્જવળ ભાવિમાં આપણો વિશ્વાસ એવો જ અચળ છે. માનવ પોતાના મનને ઉત્તમ બનાવવાની કોશિશ કરશે ને આ સંસાર શાંતિના સૂર્યોદયનો અનુભવ કરશે એ આપણી શ્રદ્ધા છે. માનવજાતિના ઇતિહાસમાં તે સમય સોનેરી અક્ષરે લખાશે. આ સંસારમાંથી જ્યારે પારસ્પરિક ભય મટી જશે, રંગભેદ ને વર્ગભેદના આધાર પર થતું માનવનું અપમાન દૂર થશે: સ્વાર્થ-લોલુપતા ને અન્યાયનું નામનિશાન નહિ રહે, ને યુદ્ધની તૈયારી ને ભીતિ અથવા સંભાવના સદાને માટે દૂર થશે, ત્યારે માનવજાતિ સાચા અર્થમાં સુધરી ને સુધારણા તથા સંસ્કૃતિના સુવર્ણશિખરે પહોંચી એમ કહેવાશે. ત્યાં સુધી બહારની ગમે તેટલી સંપત્તિ, સમૃદ્ધિ ને શોધો પરથી પણ તે સાચેસાચ સુધારાની ટોચે પહોંચી છે એમ નહિ કહી શકાય.

[૨૮] વિજ્ઞાનમય અવસ્થાનો અનુભવ

મન તો અનેક પ્રકારના સંકલ્પવિકલ્પ, વિચાર, ભાવ, કર્મ ને સંસ્કારના બીજની પેટી છે. તેની શુદ્ધિ કરવાથી તેનું સ્વરૂપ વધારે સાત્વિક, અલૌકિક ને ઉત્તમ થઈ જાય છે. તેને પરિણામે

તેમાં સદ્દબુદ્ધિનો પ્રકાશ પ્રકટે છે. તેની મદદથી માણસ સત્ય ને અસત્ય તથા સારા ને નરસાનો નિર્ણય કરી શકે છે તેમ જ ભેદ પાડી શકે છે. મનની અંદર રહેલી તે મુખ્ય શક્તિ છે ને તેને વિજ્ઞાન કહેવામાં આવે છે. યોગદર્શનમાં તેને ઋતંભરા પ્રજ્ઞાનું સુંદર ને સરળ નામ આપવામાં આવ્યું છે. એ વિજ્ઞાનની મદદથી જીવનને મધુમય ને મહાન બનાવી શકાય છે. તેના અવતરણ માટે મહેનત કરવી પડે છે ને લાંબા વખત લગી ઉત્સાહ, ખંત ને ધીરજપૂર્વક નિયમિત સાધનાનો આધાર લેવો પડે છે. વિજ્ઞાન અથવા ઋતંભરા પ્રજ્ઞા એકલી સદ્દબુદ્ધિ કે વિવેકશક્તિ જ નથી, પરન્તુ મનને દોરનારી, શક્તિ આપનારી ને મનથી પર રહેલી વિશાળ ચેતના છે. મનની ઉપર ઊઠવાથી તેની સાથેનો સંબંધ સ્થાપી શકાય છે, ને તેને લીધે સાધકને કેટલાક અતીન્દ્રિય પદાર્થોનું, ભૂતભાવિવર્તમાનની ઘટનાઓનું ને બીજું જ્ઞાન થાય છે. પછી તો સાધક તેની મદદથી જે ચાહે તે જાણી શકે છે. વિજ્ઞાનમય આત્માના અનુભવ સુધી પહોંચેલા સાધકને ખૂબખૂબ શાંતિ મળે છે. તેનું જીવન અવનવું ને અલૌકિક શક્તિથી સંપન્ન બની જાય છે.

ઉપનિષદના ઋષિએ આત્માની આવી અલગઅલગ અવસ્થાનું વર્ણન કરીને વિકાસના વિવિધ ભેદ કહી બતાવ્યા છે. આ સંસારમાં આપણે એવા કેટલાય લોકો જોઈએ છીએ જે કેવળ શરીરને જ સર્વસ્વ માને છે, શરીરના સુખોપભોગને જ ઉત્તમ માને છે, ને શરીરમાં જ આસક્ત રહે છે. માણસે શરીરનું પૂરતું ધ્યાન રાખવું જોઈએ ને શરીર તરફ બેદરકાર કદી ન બનવું જોઈએ, પરન્તુ શરીરને જ સર્વસ્વ માની બીજું બધું ભૂલી જવાની કે બીજા વિકાસની ઉપેક્ષા કરવાની ભારે ભૂલમાંથી પણ બચવું જોઈએ. શરીરને નીરોગી ને સુદૃઢ કરવાની સાથેસાથે તેણે પ્રાણમય ને મનોમય દુનિયામાં પણ પ્રવેશ કરવો જોઈએ. પ્રાણશુદ્ધિ માટેના જરૂરી નિયમોનું પાલન કરીને જીવનને શક્તિશાળી કરવું જોઈએ,

તેમ જ મનની તાલીમ મેળવીને મનને સાત્વિક, સદ્ગુણી ને સદ્ભાવોથી ભરપૂર બનાવીને પ્રભુમય થવું જોઈએ. એકલા શરીરમાં જ કેદ થઈને પ્રાણ ને મનની તરફ આંખમીંચામણાં કરવાની વાત જેમ બરાબર નથી, તેમ પ્રાણ અથવા તો મનમાં જ મશગૂલ થઈને શરીરની નફરત અથવા ઉપેક્ષા કરવાની પદ્ધતિ પણ ઉત્તમ અથવા આદર્શ નથી. તે પદ્ધતિને પણ આપણે આવકારદાયક ન કહી શકીએ. શરીર, પ્રાણ ને મન કોઈ વિરોધી તત્ત્વો નથી પરન્તુ પૂરક છે. તે બધાં ભેગાં થવાથી જ માનવના જીવંત કલેવર કે વ્યક્તિત્વની રચના થાય છે એ વાત યાદ રહેવી જોઈએ. એનો અર્થ એ થયો કે એ ત્રણે તત્ત્વોને સરસ ને સમૃદ્ધ કરવાનું ધ્યેય માણસે સદા નજર સામે રાખવું જોઈએ ને એ ત્રણેની મદદથી, છતાં ત્રણેમાંથી એકેમાં અત્યંત આસક્ત થયા વિના, પરમાત્માની અનુભૂતિ કરવા પ્રયાસ કરવો જોઈએ. શરીર, પ્રાણ ને મન ત્રણેને પોતપોતાનું યોગ્ય સ્થાન આપનારી, ત્રણેને વિકસાવનારી, ત્રણેની મદદથી આગળ વધનારી ને છેવટે ત્રણેથી આગળના પ્રદેશનો અનુભવ કરાવનારી સમન્વયકારી સાધના જ આપણે જોઈએ. ભારતીય ઋષિવરોએ એવી જ સાધનાનો સંદેશ આપ્યો છે. પરન્તુ વખત જતાં તે વાત ભુલાઈ ગઈ છે ને સાધના કે વૈરાગ્યને નામે શરીર તરફ ઘૃણા કે બેદરકારી અથવા મનની તાલીમને ભોગે શરીર-ભોગ ને તપને નામે વિવેક વગરની દેહદમનની જ પરંપરાગત પદ્ધતિઓ સમાજમાં ફેલાઈ ને ફાલી છે. અજ્ઞાનને લીધે ઉત્પન્ન થયેલી ને અનુભવના અભાવથી તથા જડતાથી પોષાયેલી એ પદ્ધતિઓની અસર નીચે માનવને રસમય, મંગલ ને આદર્શ કરનારી સાચી સાધના દબાઈ ને ભુલાઈ ગઈ છે. સાધનાનો સ્વાદ લઈને પોતાના જીવનને ઉજ્જ્વળ ને ધન્ય કરવાની જેની ઇચ્છા છે તેણે આ વાતને યાદ રાખવી જોઈએ તેમ જ રૂઢિ, પરંપરા ને વાતાવરણનાં બધાં આવરણોથી મુક્ત રહીને વિવેકી ને સારગ્રાહી બનતાં શીખવું જોઈએ.

(મનોમય પ્રદેશથી આગળ વધીને મન ને વાણીથી અતીત એવી અવસ્થામાં જે પહોંચે છે તે આત્માના વિજ્ઞાનમય રૂપનો અનુભવ કરી શકે છે. તેવા યોગીને દિવ્યચક્ષુની પ્રાપ્તિ થાય છે. તેની દૃષ્ટિ દૈવી બને છે. પરમાત્માના પરમ પ્રકાશને જોવાનું કે અનુભવવાનું તેને માટે સહજ બને છે. [તેવા યોગીને જીવનની ધન્યતાનો અનુભવ સ્વાભાવિક રીતે જ થઈ જાય છે. છતાં તે અનુભવની અવસ્થા અત્યંત અનેરી હોવા છતાં તેમાં અહંવૃત્તિની તદ્દન નિવૃત્તિ કે શાંતિ નથી થતી. એટલે સાધકે સાધનાની સહાયથી તેની પણ પર પહોંચવાનું ધ્યાન રાખવું જોઈએ. વિજ્ઞાનમય અવસ્થાના અનુભવથી જે શક્તિ ને સિદ્ધિ મળે છે તેથી અભિમાનમાં ડૂબી ન જવાય, ધનસંગ્રહ કે યશના ચક્કરમા પડી ન જવાય, ને તેને જ સર્વસ્વ સમજીને બેસી ન જવાય, તે માટે તેણે અત્યંત સાવધ કે જાગૃત રહેવું જોઈએ, નહિ તો કેટલીક વાર સાધક ત્યાં જ અટકી જઈને આગળના ઉત્તમોત્તમ અનુભવભંડારથી વંચિત રહી જાય છે અથવા લોભ ને લાલસા વધારે થતાં તેનું બધું કર્યું-કારવ્યું ધૂળમાં મળવાનો વખત પણ આવે છે. વિજ્ઞાનની ભૂમિકાને અનુભવી ચૂકેલા યોગીને માટે એવા સર્વનાશનો ભય ઓછો કે નહિ જેવો છે કેમકે પ્રજ્ઞા તેની સહચરી થઈને સદા તેની પાસે રહે છે. છતાં તેની શક્યતા જ નથી એમ કહીને તેને ગાફેલ રહેવાનું ન કહી શકાએ. જીવનની નાની કે મોટી અથવા ઉત્તમ કે અનુત્તમ કોઈ પણ અવસ્થામાં ગાફેલ રહેવાની વૃત્તિ ખરેખર ખરાબ છે, ભયજનક છે, ને અમંગલના આરંભરૂપ છે. માટે તેનો ત્યાગ કરીને જીવનની પળેપળે સતત જાગ્રત રહેતાં શીખવું જોઈએ.

ઋષિ કહે છે કે વિજ્ઞાનમય પરમાત્માનો અનુભવ કરનાર બધી જાતનાં કુકર્મથી કાયમને માટે મુક્તિ મેળવે છે. તેની અંદર કુવિચારની ઉત્પત્તિ થવાનું લગભગ અસંભવ બની જાય છે. કદીક તેના અલ્પ જેવા અંકુર ઉત્પન્ન થાય તોપણ તેની સહજ આત્મ-શાંતિ ને નિષ્ઠાને ચલાયમાન કરવાનું તેમને માટે મુશ્કેલ બની

જાય છે. પોતાના મજબૂત મનોબળ અથવા વિવેકના પ્રભાવથી તેમને તે સહેલાઈથી શાંત કરી શકે છે.

[ ૨૯ ] આનંદમય અવસ્થાનો અનુભવ

વિજ્ઞાનમય અવસ્થાના અનુભવથી યોગી જ્યારે આગળ વધે છે ત્યારે તેને આત્માના પરમ આનંદમય સ્વરૂપનો અનુભવ થાય છે. તે દશામાં મન શાંત થાય છે ને વિજ્ઞાનમય દશામાં રહેલો રહ્યોસહ્યો અહંભાવ પણ મટી જાય છે અથવા કહો કે પોતાના મૂળ આત્મસ્વરૂપમાં વિલીન થાય છે. યોગીને તે દશામાં પરમાત્માનો સંપૂર્ણ સાક્ષાત્કાર થાય છે. તે દશા પૂરી થાય છે ને તે જ્યારે જાગૃતિ દશામાં આવે છે ત્યારે પોતાને થયેલા અલૌકિક અનુભવને પરિણામે તેને ઊંડી અથવા અચલ શાંતિ ને અગાધ આનંદનો સહજ અનુભવ થયા કરે છે. તેને જાણે નવું જીવન મળ્યું હોય તેવી તેની દશા થઈ જાય છે. તે ઊંડા આનંદનો વિચાર કરવાથી સાધારણ માણસ પણ સમજી શકે છે કે તેને કોઈ આનંદમય અવસ્થાનો અનુભવ થયો હોવો જોઈએ. ખરી રીતે યોગીને અનુભવ તો પરમાત્માનો જ થયો હોય છે, પરંતુ પરમાત્માના તો અનુભવની નિશાની તરીકે તેના જીવન ને રોમેરોમમાં અનેરો આનંદ દેખાઈ આવે છે તે પરથી અનુભવની અવસ્થાને આનંદમય અવસ્થા કહેલી છે. તેનો અર્થ આનંદની કોઈ જડ અવસ્થાનો અનુભવ થાય છે તેવો નથી કરવાનો પણ પરમાત્માનો અનુભવ થાય છે તેવો કરવાનો છે. પરમાત્માના પ્રત્યક્ષ અનુભવને પરિણામે યોગી સહજ આનંદના ભંડાર સાથે બહાર આવે છે એમ સમજવાનું છે. આ આખીય વસ્તુ પ્રત્યક્ષ અનુભવની છે, ને અનુભવ કરવાથી જ બરાબર કે સંપૂર્ણપણે સમજાય તેવી છે. છતાં વિવેકની મદદથી તેને યથાશક્તિ સમજવાનો ને સમજાવવાનો પ્રયાસ કરી શકાય ને જરૂર કરવો જોઈએ. એવા પ્રયાસ અથવા વધારે સારા શબ્દોમાં કહીએ તો પ્રમાણિક પ્રયાસના ફળ રૂપે જ શાસ્ત્રો ને મહાપુરુષોનાં જીવનવૃત્તાંતમાં આપણે આવા અનુભવોનું વર્ણન વાંચી શકીએ છીએ.

એટલે આનંદનો અર્થ પરમાત્મા જ લેવાનો છે. આનંદને વધારે સારી રીતે સમજવા સહજ પ્રસન્નતા પણ કહી શકાય. મને લાગે છે કે તેમ કહેવું વધારે સારું ને બંધબેસતું છે. પરમાત્માનો પ્રત્યક્ષ અનુભવ કરનારા યોગીના જીવનમાં આનંદ એટલો બધો ઓતપ્રોત થઈ જાય છે કે પછી તે જ્યારે જોઈએ ત્યારે પ્રસન્નતાના શાંત ને સ્વાભાવિક સ્વરૂપમાં દેખાયા કરે છે. મન ને વાણીથી પર પહોંચીને જે અલૌકિક અનુભવનો સ્વાદ યોગીએ લીધો છે તેની અસર તેની ઇન્દ્રિયો ને તેના શરીર ને તેની સમસ્ત પ્રકૃતિમાં ફરી વળે છે; તેનું આંતર ને બાહ્ય બધું જ કલેવર તેથી રંગાઈને અવનવીન બની જાય છે. સૂક્ષ્મ જગતમાં જે અનુભવાય છે તેની અસર, વત્તા અથવા ઓછા પ્રમાણમાં પણ, સ્થૂલ જગતમાં પડયા વિના રહેતી નથી. એની અસર અચૂકપણે પડે છે, ને યોગીના જીવનમાં—તેના સ્વભાવના પ્રત્યેક પાસામાં તે જોઈ શકાય છે.

એ અવસ્થાના અનુભવ પછી યોગીને જીવન દરમ્યાન પતનનો કોઈ ભય રહેતો નથી. તેનું મન ગંગાના શરદકાલીન સલિલ જેવું શુદ્ધ ને પાવન તથા મધુમય બની જાય છે. ચંદ્રમા જેવું તે ચારુ ને આહ્લાદક થાય છે. ગંગા ને ચંદ્રની અંદર તો જરીક મલિનતાને સ્થાન હોઈ શકે; પરંતુ તેના મનમાં તો લવલેશ પણ મલિનતા નથી રહેતી. ભેદભાવ, રાગ ને દ્વેષ તથા અશાંતિમાંથી તેને કાયમને માટે મુક્તિ મળી જાય છે. પરમાત્માના પ્રેમળ, સુંદર ને પ્રકાશમય સ્વરૂપનો અનુભવ તેને માટે સહજ બની જાય છે, ને તેવો અનુભવ તે સંસારમાં સર્વત્ર ને સતત કર્યા કરે છે. એવા અનેરા અનુભવને પરિણામે જીવન ખરેખર ધન્યતાથી ભરપૂર બની જાય છે. તેવા યોગીને જીવતાં જ મુક્તિનો અનુભવ થયા કરે છે. એવો જીવનને ધન્ય કરનારો ને પરમ શાંતિથી ભરી દેનારો અનુભવ કાંઈ વાતવાતમાં ને સહેલાઈથી નથી થતો. તે માટે વરસો સુધી સાધના કરવી પડે છે. પરમાત્માને માટે લગન ઉત્પન્ન કરી, તે

માટે જરૂરી ત્યાગ કરીને સંયમ પાળી નિયમિત ને સતત પુરુષાર્થના ધારાપ્રવાહમાં વરસો સુધી વહેવું પડે છે. શ્રદ્ધા, તિતિક્ષા, ધીરજ, હિંમત ને આત્મનિરીક્ષણની વૃત્તિને કેળવવી પડે છે. કોઈ અનુભવી મહાપુરુષના માર્ગદર્શનની મદદની જરૂર હોય તો તે મેળવવાની નમ્રતા ને ભૂખ જગાવવી પડે છે. ધ્યેયને માટેનો પ્રેમ ને તલસાટ જગાવવો પડે છે, ને શકય એટલી બધી શક્તિ ને વૃત્તિથી પળેપળે તેની પાછળ પડવું પડે છે. સંસારના બીજા વિષયો, પદાર્થો ને ભોગોથી મનને પાછું વાળીને એક તેમાં જ લગાવવું પડે છે. આવી તૈયારી, યોગ્યતા ને ભોગ આપવાની શક્તિ સૌમાં નથી હોતી. માટે જ મોટા ભાગના માણસો એ અનુભવથી વંચિત રહે છે. સારાસારા સાધકો પણ કેટલીક વાર અધવચ્ચે જ અટકી પડે છે ને એ અનુભવનો આનંદ નથી મેળવી શકતા. થોડા ભાગ્યશાળી ને વિરલ મનોબળથી સંપન્ન પુરુષો જ એ ઉત્તમ અવસ્થાએ પહોંચી શકે છે.

સંસારના સઘળા જીવો એ આનંદની શોધમાં છે. એ આનંદરૂપી મૂળ ઘરની પ્રાપ્તિ માટેની મહાયાત્રામાં બધા જીવો મશગૂલ બનેલા છે. માનવ તેમાં સૌથી વધુ સમજુ છે એટલે સમજપૂર્વક ને યોજનાબદ્ધ તથા શિસ્તબદ્ધ રીતે આગળ વધી શકે છે ને વધે છે એટલું જ. સંસારના નાનામોટા બધા પદાર્થોમાં એ આનંદના છાંટા પડેલા છે. પરમાનંદની મૂર્તિ જેવા પરમાત્મામાંથી સમસ્ત સંસારની ઉત્પત્તિ થઈ છે. એટલે સમસ્ત સંસાર એ આનંદથી ઓતપ્રોત છે. પરંતુ સંપૂર્ણ આનંદ કેવળ પરમાત્મામાં જ હોવાથી, પરમાત્માને મેળવ્યા વિના કોઈને સનાતન આનંદની પ્રાપ્તિ નથી થતી. તે પરમાત્માને પરમાનંદ કહો, રસસ્વરૂપ અથવા રસેશ્વર કહો, પરમશાંતિ કહો કે અમૃત અથવા પરમપદ કે સનાતન સુખનું નામ આપો, બધું એક જ છે. એ પરમાનંદરૂપ પરમાત્મા હૃદયરૂપી

આકાશમાં વિરાજે છે માટે તો જીવન ચાલી શકે છે ને માણસ શ્વાસ લે છે. ઋષિ સાચું જ કહે કે 'જો તે પરમાનંદરૂપી પરમાત્મા ન હોત તો કોણ શ્વાસ લઈ શકત ને જીવનને ધારણ પણ કોણ કરત?' એ આત્મા કે પરમાત્માને લીધે જ સૌને આનંદનો વધારે કે ઓછો અનુભવ થાય છે. જ્યારે મનુષ્ય એ સૂક્ષ્માતિસૂક્ષ્મ, શરીરરહિત, વાણીથી પરે, નિર્ભય ને પરમ સ્વતંત્ર પરમાત્મતત્ત્વનું શરણ લે છે, તેની નિષ્ઠા કેળવે છે, ને તેનો અનુભવ કરે છે, ત્યારે જ તેને શાંતિ મળે છે ને તે બધી રીતે નિર્ભય પણ ત્યારે જ બને છે. લોકો મોટે ભાગે પરિપાટીને વશ થઈને પત્રોમાં લખ્યા કરે છે કે અમે કુશળ છીએ ને આનંદમાં છીએ. પરંતુ પરમાત્માની પ્રાપ્તિ કે નિષ્ઠા વિના આ ચલાયમાન સંસારમાં સાચું સુખ, સાચો આનંદ ને સાચી કુશળતા કોને મળી શકે છે? મૃત્યુ સૌના શિર પર ભમ્યા કરે છે ને જીવનની ક્ષણભરની સલામતીની પણ કોઈ જ ખાતરી આપી શકે તેમ નથી; છતાં માનવ પોતાને કુશળ ને સલામત માને છે તે તેનું અજ્ઞાન જ બતાવે છે. આ ક્ષણભંગુર સંસારમાં માનવની મતિ કામ ન કરે તેવા રહસ્યમય ને આકસ્મિક પ્રસંગો ઉપરાઉપરી બનતા રહે છે. તેની વચ્ચે કોઈ કુશળ કે સલામત નથી. સાચી સલામતી કે કુશળતા તેને જ છે જેણે પરમાત્માને જાણી લીધા છે, પરમાત્માની સાથે સંબંધ બાંધ્યો છે, ને પરમાત્માની નિષ્ઠા, શ્રદ્ધા કે ભક્તિને વધારી છે. પરમાત્માનો અનુભવ કરવાથી જ જીવન પૂર્ણ રીતે આનંદી ને નિર્ભય બની શકે છે. પછી માનવ પ્રભુમય થઈ જાય છે. પરમાત્મા વિના બીજા કશામાં તેને આસક્તિ નથી થતી. જીવનનો વિકાસ કરીને એટલી હદે પહોંચેલા મહાપુરુષો ખરેખર વંદનીય છે. તેમની સેવા ને પૂજા કરીને તેમની તરફ પ્રેમ ને સન્માનની ભાવના પ્રકટ કરવાનું ને તેમને પરમાત્માતુલ્ય માનવાનું જરા પણ ખોટું નથી. એવા પરમાત્મદર્શી મહાપુરુષોને લોકોએ પરમાત્મા જેવા કહીને અંતરના આદરભાવની અંજલિ

આપી છે તે બરાબર જ છે. તેમની સેવાપૂજા કરીને ને તેમને મહાન, પૂર્ણ, પ્રભુમય કે અવતારી માનીને બેસી રહેવાની વૃત્તિમાંથી માણસે જરૂર ઉપર ઊઠવું જોઈએ, ને તેમની મારફત પ્રેરણા, પ્રકાશ ને પથપ્રદર્શન મેળવીને પોતાના જીવનને પણ તેમના જેવું ઉજ્જવળ ને પ્રભુમય કરવા બનતી બધી કોશિશ કરવી જોઈએ.

[૩૦] 'રામને અવતાર માનો છો?'

એ આનંદનો અનુભવ કરીને માણસ પરમાત્માતુલ્ય બની જાય છે એ સાચું છે. એક વાર એક ચર્ચાખોર છતાં જિજ્ઞાસુ પ્રેમી પુરુષ મારી પાસે આવ્યા. તેમણે વાતવાતમાં મને પૂછ્યું : 'રામને તમે ઈશ્વરતુલ્ય અથવા ઈશ્વરના અવતાર માનો છો? રામ તદ્દન સાધારણ માણસ હતા. પરંતુ લોકોએ લાગણીના અતિરેકમાં આવી જઈને તેમને છેક છાપરે ચડાવી દીધા છે. તમે આ બાબતમાં શું માનો છો?'

મેં કહ્યું : 'એ બાબત તમારી સાથે વધારે વાત કે ચર્ચામાં ઊતરવા નથી માગતો. તમે તેમને ઈશ્વરતુલ્ય કે ઈશ્વરના અવતાર માનો કે ન માનો, પરંતુ એક વાત તો સાચી છે ને તમારે માનવી જોઈશે કે ઈશ્વરી પ્રકાશ તેમનામાં વધારે પ્રમાણમાં પ્રકટ હતો; તે ઈશ્વરની વધારે પાસે હતા.'

તેમણે કહ્યું : 'કેમ?'

મેં કહ્યું : 'તેમના જીવનના એકાદબે પ્રસંગનો જ વિચાર કરો. દશરથ રાજાએ તેમના રાજ્યાભિષેકની બધી તૈયારી કરી હતી. વસિષ્ઠ ઋષિની આજ્ઞાનુસાર બધાં તીર્થોનું જળ ને બીજી સામગ્રી તૈયાર હતી. રામનો અભિષેક થવાનો છે એ સમાચાર સાંભળી પ્રજા પ્રસન્ન થઈ ગઈ હતી. શહેરને સર્વ રીતે શણગારવામાં આવ્યું હતું. પરંતુ સવાર થતાં તો બધી બાજી ફરી ગઈ. મંથરાની સમજાવટથી કૈકેયીએ રામને માટે ચૌદ વરસના વનવાસ ને ભરતને માટે રાજગાદીની માગણી કરી. લોકો બધા દુઃખી થઈ ગયા. જે

માગે તે વરદાન આપવાનું કહી ચૂકેલા દશરથ પણ આકુળવ્યાકુળ ને બેહોશ જેવા બની ગયા. બધા કહેવા લાગ્યા કે બહુ ખરાબ થયું, પરંતુ રામની દશા તો જુઓ. વનવાસની વાત સાંભળીને તે કેટલા બધા શાંત, સ્વસ્થ ને અવિચળ રહ્યા! કૈકેયીની આજ્ઞા તેમણે માથે ચડાવી, લેશ પણ બડબડાટ વિના માથે ચડાવી, ને રાજા દશરથનો ભાર પણ તેમણે હળવો કર્યો. પિતાના વચનના પાલન ખાતર તેમણે સ્મિત સાથે જે થાય છે ને થવાનું છે તેમાં મંગલ માનીને વનનો માર્ગ લીધો. તેમની જગ્યાએ કોઈ બીજો સાધારણ માણસ હોત તો? તમે જ હોત તો શું કરત? રાજાનો વિરોધ કરત? કૈકેયીને ગાળો દેત, ને વનની વાતને ઉડાવી દઈ બળજબરીથી રાજગાદી પર બેસી જાત. પરંતુ વાત જુદી હતી. તેમને રાજ્યનો લોભ ન હતો. સત્યની કિંમત તેમને મન વધારે હતી. તેથી તેમણે સત્યને જ માર્ગે પ્રયાણ કર્યું ને તે પણ ખૂબ શાંતિથી ને સ્મિતપૂર્વક. તુલસીદાસે એનું વર્ણન કરતાં રામની સ્તુતિનો સુંદર શ્લોક લખ્યો છે, તેનો ભાવાર્થ એવો છે કે રાજ્યાભિષેકથી જેમના મુખ પર અહંકારયુક્ત પ્રસન્નતાના વિકાર ન ઊઠયા ને વનવાસના સંકટથી જેમના મુખની શોભા ને શાંતિ સહેજ પણ કરમાઈ ને મરી નહિ, તે શ્રીરામની મુખશ્રી મારે માટે સદા મધુમય ને મંગલકારક હો!

બીજો પ્રસંગ લંકાનો છે. રાવણનો નાશ થઈ ગયો ને વિભીષણને રાજ્ય મળ્યું, એટલે વિભીષણે રામને કહ્યું કે નગરમાં ચાલો ને રાજ્યનો ખજાનો તથા ઘરેણાં ને બીજી બધી વસ્તુ હસ્તગત કરો. ત્યારે રામે ઉત્તર આપ્યો કે ભાઈ, મારે ખજાનાને શું કરવો છે? હીરા, મોતી, વસ્ત્ર તથા બીજી કીમતી વસ્તુ આપવાની ઇચ્છા હોય તો વરસાદ વરસાવો જેથી સેનાના વાનરો ઇચ્છાનુસાર તેમાંથી લઈને આનંદ કરે. રાવણના નાશનું ને સીતાને પાછી મેળવવાનું કામ મેં તો પૂરું કર્યું. મને તો હવે એક વિપળ પણ અહીં વધારે પસાર કરવાનું પોસાય તેમ નથી. ભરતનાં કરુણ દશા મને યાદ આવે છે. મસ્તક પર જટાનો મુકુટ કરીને તે મારા સ્મરણમાં

બેસીને તપસ્વીની પેઠે કઠોર રીતે જીવે છે. નક્કી વખત અથવા અવધિ વીતી જશે તો તે જીવી નહિ શકે. માટે મારે હવે તેની પાસે વહેલામાં વહેલી તકે પહોંચવું જોઈએ.

એ ઉપરાંત તેમની મહાનતા ને પ્રભુતાને બતાવનારા ઘણા પ્રસંગો તેમના જીવનમાં જોઈ શકાય છે. તેમાં બે પ્રસંગ વધારે સુંદર છે. એક તો કૈકેયીનો ને બીજો શબરીનો. કૈકેયીએ તેમને માટે વનવાસનું વરદાન માગ્યું છતાં તેને મળવાનો અવસર આવ્યો ત્યારે તેમણે લેશ પણ કડવાશ ન બતાવી. કડવાશ બતાવવાની વાત તો દૂર રહી, પરંતુ તેમણે તેની સાથે પ્રેમથી પરિપૂર્ણ ને મીઠો વ્યવહાર જ કર્યો. કૈકેયીને તેમણે અનેક રીતે શાંતિ આપી. કૈકેયીને માટેની તેમની લાગણી ખૂબ પ્રબળ ને પોતાની માતા તરફની લાગણીની જેટલી જ હતી.

ને શબરીની સાથેના તેમના વ્યવહારમાં કેટલી નમ્રતા, સરલતા, સહજતા ને સ્નેહભાવના ટપકી રહી છે! શબરીના શુદ્ધ સ્નેહ ને શ્રદ્ધાભાવની કદર કરીને તે તેની મઢૂલીમાં ગયા, ને તેનું સ્વાગત તેમણે સ્વીકાર્યું. તેનાં બોર તેમણે અત્યંત અનુરાગથી આરોગ્યાં. શબરીને શાંતિ મળી ગઈ. તે ધન્ય થઈ.

તેમની જગ્યાએ બીજો કોઈ સામાન્ય માણસ હોત તો કૈકેયી તરફ કેવો વ્યવહાર કરત? શબરીના સ્નેહની એવી કદર પણ તે ભાગ્યે જ કરી શકત. આ પ્રસંગો છેક સાધારણ છતાં અનોખા છે. રામની અપૂર્વ અનાસક્તિ, નિર્મમતા, ઈશ્વરપરતા ને ઉદારતા તેમાં ભરેલી છે. તેમના નિઃસ્વાર્થ ને વિરાટ પ્રેમનું તેમાં દર્શન થાય છે. તેમની લોકોત્તર વિવેકશક્તિ તેમાં પ્રગટ થાય છે. ઈશ્વરના પ્રકાશ વિના—ઈશ્વર પાસે વત્તા કે ઓછા પ્રમાણમાં પહોંચ્યા વિના અથવા જીવનને ઈશ્વરમય કર્યા વિના—સુખ ને દુઃખ તથા શુભ ને અશુભ વચ્ચેની આ સમતા ને સ્થિરતા, આ નિર્મળતા ને અનાસક્તિ તથા જીવમાત્ર પ્રત્યેની પ્રીતિ, આ સહજ પ્રસન્નતા ને

સત્યપ્રિયતા કે પ્રભુપરતાની પ્રાપ્તિ આવી પૂર્ણપણે થવી મુશ્કેલ છે. એવા વીતરાગ ને પ્રેમમૂર્તિ મહામાનવના જીવનને જોઈને કોઈ આશ્ચર્યચકિત બને, તેની પૂજા ને સેવા કે સ્તુતિ કરે, અથવા તો તેને તુલસીદાસ ને બીજાની જેમ અંજલિ આપીને ઈશ્વરાવનાર કે ઈશ્વરતુલ્ય માને ને એમના આદર્શ જીવનમાંથી બોધપાઠ લેવાનું કહે, તો તેમાં ખોટું શું છે? તેવી ભાવના ને પદ્ધતિથી જેને મદદ મળતી હોય તે તેમ કરવા સંપૂર્ણ સ્વતંત્ર છે. દરેક ધર્મ કે સંપ્રદાયમાં માણસે પોતાના હૃદયની એવી પૂજ્ય ભાવના જુદાજુદા પુરુષો પ્રત્યે જુદીજુદી રીતે ઠાલવી છે. તેવી ભાવનાને પ્રકટ કરવાની વૃત્તિ માનવસમાજને માટે સ્વાભાવિક થઈ ગઈ છે. બધાએ તેનો સ્વીકાર કરવો જ જોઈએ એવો દુરાગ્રહ કે એવી બળજબરી નથી ને ન હોવી જોઈએ. પરંતુ કોઈને તેનો સ્વીકાર કરવાનું યોગ્ય ને મદદરૂપ લાગતું હોય તો તેનો વિરોધ પણ નકામો છે. મને પોતાને તો એવા પુરુષોને ઈશ્વરતુલ્ય માનવામાં કોઈ દોષ દેખાતો નથી.

પછી તે ભાઈ કાંઈ બોલ્યા નહિ. મને લાગ્યું કે મારી વાત તેમને સમજાઈ ને તેમને ગળે ઊતરી ગઈ છે.

### [૩૧] આનંદનો મહિમા

એ આનંદ અથવા પરમાનંદરૂપી પરમાત્માની પ્રાપ્તિ જે કરી લે છે તેનું જીવન ખરેખર અનેરું બની જાય છે. દિવાળીના આ દિવસોમાં લોકોએ ઉત્સવની કેવી મોટી તૈયારી કરી છે! એ ઉત્સવ ને તેનો આનંદ કેવળ કામચલાઉ છે; દિવાળીના દિવસો પૂરા થતાં તે પણ પૂરો થશે. પરંતુ પરમાત્માને મેળવી કે અનુભવી ચૂકેલા મહાપુરુષની વાત એવી નથી. તેના જીવનમાં અખૂટ આનંદ ફેલાઈ જાય છે ને સદાનો ઉત્સવ શરૂ થાય છે. પરમાત્માના પ્રેમ ને પરમજ્ઞાનના પ્રકાશથી દૈવી બનેલી સાચી દીપાવલી તેના જીવનમાં ચાલુ થાય છે. એવા મહાપુરુષને સદાય દિવાળી હોય છે. એના અંતરનો આનંદ અનેરો ને અપરંપાર હોય છે.

આ ઉપનિષદની બીજી વલ્લીના આઠમા અનુવાકમાં એવા મહાપુરુષના આત્માનંદનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે. તેનો સાર એટલો જ છે કે પરમાત્માને જાણવાથી જેની કામના શાંત થઈ છે ને જેને શાંતિ મળી છે તેવા વિદ્વાન મહાપુરુષનો આનંદ આ જગત ને જગતની બહારના કોઈ પણ લોક કે જીવનાં આનંદ કરતાં અનેકગણો વધારે હોય છે. એના આનંદની તુલના સંસારના કોઈ પણ પ્રકારના આનંદ સાથે નથી થઈ શકતી. ઋષિના જ શબ્દોમાં તેનો વિચાર કરીએ. ઋષિ કહે છે કે કોઈ યુવાન હોય, તે વિદ્વાન હોય, ઉત્તમ ગુણ ને વિચારથી સંપન્ન હોય, આશા, શ્રદ્ધા, મજબૂત મનોબળ ને શરીરબળ તેને પ્રાપ્ત હોય, તેને માટે આ પૃથ્વી સંપૂર્ણ જાતના જરૂરી પદાર્થો ને ધનથી ભરપૂર હોય અથવા તે પૃથ્વીનો અધિપતિ હોય, તો તેનો આનંદ સર્વોત્તમ આનંદ કહી શકાય. માનવનો મોટામાં મોટો આનંદ એ જ હોય છે. માનવના એવા ઉત્તમોત્તમ આનંદથી સોગણો આનંદ મનુષ્ય-ગંધર્વોનો હોય છે. પરમાત્માને જાણી લેનાર વિદ્વાનને માટે એવા આનંદનો અનુભવ સહજ બની જાય છે. મનુષ્યગંધર્વોના તેવા સો આનંદ બરાબર દેવગંધર્વોનો એક આનંદ હોય છે. એવા આનંદનો અનુભવ પણ તેવા મહાપુરુષને માટે સહજ બને છે. દેવગંધર્વોના તેવા સો આનંદ બરાબર દીર્ઘકાળ સુધી સ્થિર રહેનારા લોકોમાં વાસ કરનારા પિતૃઓનો એક આનંદ છે. તેમના સો આનંદ બરાબર આજાનજ નામના દેવોનો એક આનંદ થાય છે. આજાનજ દેવોના સો આનંદ બરાબર કર્મદેવ નામના દેવોનો આનંદ હોય છે. તેમના સો આનંદ બરાબર દેવોનો એક આનંદ માનેલો છે. તે દેવોના આનંદથી સોગણો આનંદ ઇન્દ્રનો હોય છે. ઇન્દ્રના સો આનંદ ભેગા થાય ત્યારે એક બૃહસ્પતિનો આનંદ થાય છે. બૃહસ્પતિના સો આનંદ બરાબર એક પ્રજાપતિનો આનંદ ને પ્રજાપતિના સો આનંદ બરાબર બ્રહ્માનો એક આનંદ છે. એવા આનંદનો અનુભવ પરમાત્મદર્શી ને નિષ્કામ મહાપુરુષને માટે સહજ

બને છે. મતલબ કે માનવ, ગંધર્વ, દેવ ને બ્રહ્માથી પણ એનો આનંદ વિશેષ, અલૌકિક ને અનેરો હોય છે. પરમાત્માના પરમાનંદની તેને પ્રાપ્તિ થાય છે.

કેટલાક વિદ્વાનો ઉપનિષદના આ આઠમા અનુવાકમાં *'શ્રોત્રિયસ્ય ચાકામહતસ્ય'* એવા જે શબ્દો આવે છે એનો અર્થ વેદ જાણનાર અથવા પંડિત એવો કરે છે ને કહે છે કે એ અલૌકિક આનંદની પ્રાપ્તિ અથવા અનુભૂતિ વેદ જાણનાર નિષ્કામ વિદ્વાન પુરુષને સહેજે થઈ રહે છે એવો ઋષિનો અભિપ્રાય છે. પરંતુ આપણે એવા અર્થ સાથે સંમત નથી થઈ શકતા. તેનું કારણ આ શબ્દોનો પૂર્વાપર સંબંધ છે. મન ને વાણી જ્યાં પહોંચી શકતાં નથી ને ઉત્તમ અવસ્થાનો અનુભવ કરનાર એવા ઉત્તમોત્તમ આનંદની પ્રાપ્તિ કરી શકે છે એવો ઉલ્લેખ આગળ અત્યંત અસરકારક ને સ્પષ્ટ રીતે કરવામાં આવ્યો છે. એટલે એ આનંદની અનુભૂતિ માટે એકલું વેદનું જ્ઞાન, પારાયણ કે વિદ્વત્તાનું બાહ્ય પ્રખરપણું પૂરતું નથી. વેદના જ્ઞાન ને વિદ્વત્તાને સર્વસ્વ સમજી તેમાં જ ઇતિકર્તવ્યતા માનીને બેસી રહેવાથી પરમાત્માની અથવા પરમાત્માના પરમાનંદની પ્રાપ્તિ નથી થતી, ને માણસ બૌદ્ધિક રીતે બળવાન બને તોપણ, જીવનના શ્રેયથી વંચિત જ રહી જાય છે. વેદનું જ્ઞાન ને બીજા પ્રકારની વિદ્વત્તા જરૂરી નથી એમ નહિ, પરંતુ તે સર્વસ્વ નથી. તેની મદદથી માણસે આત્મોન્નતિને મંગલ માર્ગે આગળ વધવાનો પ્રયાસ કરવો જોઈએ એ જ આપણે કહેવાનું છે. બીજી મહત્ત્વની વાત એ છે કે પરમાત્માની પ્રાપ્તિ માટે વેદના જ્ઞાન કે બીજી જાતની પંડિતાઈની જરૂર છે જ એમ નથી. પરમાત્માની પ્રાપ્તિ માટે મુખ્ય જરૂરી વસ્તુ લગન, અવિરત શ્રમ, પ્રેમ ને ધ્યાનાદિ સાધના તથા પરમાત્મા જ સંસારમાં પ્રાપ્તવ્ય છે એવી સમજ છે. તે સમજ જ્ઞાનના સાર, અર્ક કે નીચોડરૂપ છે. તેની જરૂરી યોગ્યતાને લીધે આજ સુધી અનેક અભણ ને ઓછું ભણેલા ને શાસ્ત્રીય વિદ્વત્તાથી રહિત

એવા પુરુષો પણ પરમાત્માને પામી શક્યા છે. પંડિતાઈ વિના ચાલી શકશે, યોગની વિવિધ ક્રિયા ને અનુષ્ઠાન વિના પણ ચાલશે, પરંતુ હૃદયની નિર્મળતા, નિર્મમતા, સાંસારિક પદાર્થો પ્રત્યેની ઉપરામતા ને ઈશ્વરપરાયણતા વિના જરા પણ નહિ ચાલે. જીવનના શ્રેયનો આધાર મુખ્યત્વે એવી અંતરંગ યોગ્યતા પર રહેલો છે. તેની તરફ ઉદાસીન રહીને કે બેપરવા બનીને કોઈ જીવનનું કલ્યાણ નહિ કરી શકે, પરમશાંતિ કે જીવનમુક્તિ નહિ મેળવી શકે, ને પરમાત્માનો આનંદમય અનુભવ પણ નહિ કરી શકે. માટે જ ઋષિએ એકલા શ્રોત્રિયસ્ય અથવા વિદ્વાન શબ્દનો જ પ્રયોગ નથી કર્યો પરંતુ સાથેસાથે ચાકામહતસ્ય શબ્દ પણ વાપર્યો છે.

એનો અર્થ એ થયો, અથવા એવો શબ્દપ્રયોગ કરીને ઋષિ એમ કહેવા માગે છે, કે માણુસ એકલો વિદ્વાન ન જોઈએ પરંતુ સાથે સાથે કામનારહિત હોવો જોઈએ જેનું હૃદય નિર્મળ ને મન સંયમી તથા શાંત થયું છે, તથા જેણે પરમાત્માના પરમ પ્રકાશનું પ્રત્યક્ષ દર્શન કર્યું છે, તે જ મહાપુરુષનું મન પૂર્ણપણે પવિત્ર, ધન્ય ને મંગલમય બની શકે, ને તે જ મનમાં વાસના કે વિવિધ લૌકિક કામનાના પરપોટા અશાંતિ કે અસ્થિરતા અથવા ખળભળાટ પેદા ન કરે. વિચાર, ભાવ કે સંકલ્પ તેમાં ઊઠે ખરા; તે ન જ ઊઠે તેવી જડ કે શૂન્ય દશાને ઉત્તમ દશા કહેવાની આપણી ઇચ્છા નથી: ઋષિ પણ તેમ કહેવા નથી માગતા; પરંતુ વિચાર, ભાવ કે સંકલ્પ માનવની ચિરસહજ શાંતિને હણે નહિ, તેથી પ્રભાવિત થઈને માનવ પોતાની પરમાત્મનિષ્ઠામાંથી ડગે નહિ, એવી અવસ્થા જ ઉત્તમ અથવા આદર્શ છે, ને એની અનુભૂતિની તથા એમાં સહજ રીતે જ સ્થિત થવાની આપણે સૌને ભલામણ કરીએ છીએ. એ અવસ્થા માનવને માટે સ્વાભાવિક થઈ જવી જોઈએ. સ્થિતપ્રજ્ઞ કે ગુણાતીતની ઉત્તમ અવસ્થા એ જ છે જેમાં માણુસ ગુણવૃત્તિના, બહારના ને અંદરના પ્રવાહની અસરથી હણાતો નથી, ડગતો નથી, ચળતો નથી, કે ખળભળી ઊઠીને પોતાના સ્વરૂપને ભૂલતો પણ

નથી. એવા મહામાનવને માટે જ ઋષિએ अकामहृतस्य શબ્દનો પ્રયોગ કર્યો છે — કામનાથી હણાયેલો નહિ તેવો. એકલા વેદને જાણનારમાં કે ગમે તેવા મોટા પંડિતમાં આવી ઉત્તમ પ્રકારની યોગ્યતા ન હોઈ શકે. તેવી યોગ્યતા માટે તો જ્ઞાન કે વિદ્વત્તાની સાથે આત્માના અનુભવની સાધનાનો સમાવેશ થવો જોઈએ. તેવા સમન્વય કે સુમેળથી જ જીવનને સદાને માટે ધન્ય કરનારી એ ઉત્તમોત્તમ અવસ્થાની પ્રાપ્તિ સહેજે થઈ શકે. આગળ આ ઉત્તમ અવસ્થાના ઉલ્લેખ માટે બ્રહ્મનિષ્ઠ શબ્દનો પ્રયોગ પણ કરવામાં આવ્યો. તેનો ભાવાર્થ પણ આ જ રીતે સમજવાની જરૂર છે. માટે જ શંકરાચાર્યે પરમાત્માની બુદ્ધિયુક્ત નિશ્ચય કરી ચૂકેલા વિદ્વાન પુરુષને માટે, ધન્યતાના આખરી અનુભવ માટે, ધ્યાનની અંતરંગ સાધના કરીને પોતાની અંદર ને બહાર રહેલા પરબ્રહ્મ પરમાત્માની પ્રત્યક્ષ અથવા એમના શબ્દોમાં કહીએ તો અપરોક્ષ અનુભૂતિ કરવાનું અત્યંત આવશ્યક માન્યું છે. વિદ્વત્તા ને અનુભવ અથવા વિચાર ને આચાર એક બને એટલે સોનામાં સુગંધ ભળે; સુકાતી જતી નદીને નીર મળે, ને ફૂલને સુવાસ જડે.

### [૩૨] આનંદનો વિવેક

એવા અનુભવી પુરુષના આનંદનું જ ઋષિએ ઉત્તમોત્તમ આનંદરૂપે વર્ણન કર્યું છે. એ આનંદ સંસારના સઘળા પદાર્થોમાં વત્તે કે ઓછે અંશે રહેલો છે. એ આનંદના અનુભવથી જ સૌ સુખી છે. એના જ વધારે ને વધારે અનુભવની સૌ ઇચ્છા કરે છે. એના બ્રહ્માનંદ ને વિષયાનંદ જેવા બે પ્રકાર પણ કોઈએ પાડ્યા છે. પરંતુ આનંદ એક જ છે ને જે જુદાજુદા આનંદ છે તે તેના જ પ્રતિરૂપ જેવા છે. મહાપુરુષોની વાત જવા દઈને ને સાધારણ માણસની વાત કરીએ તોપણ, આનંદના એ અનુભવ વિના કોણ સુખ ને શાંતિ માણી શકે ને કોનું જીવન ટકી શકે? આનંદને લીધે જ આ જગત ગતિ કરે છે, ને જુદાજુદા જીવો પોતપોતાની પ્રવૃત્તિમાં મશગૂલ રહે છે. કેટલીક જાતના આનંદ

પોતાની શક્તિનો ક્ષય કરનારા, પોતાને ને બીજાને પીડા અથવા નુકસાન કરનારા ને ન્યાય, નીતિ, ધર્મ ને સદાચારના નિયમોની વિરુદ્ધ હોય છે. એવા આનંદ ટકે છે પણ થોડો વખત ને હાનિ વધારે કરે છે. એમાં ફસાઈ ન જવાય, સમય ને શક્તિનો દુર્વ્યય ન થાય, ને એના નશામાં ભાન ન ભૂલી જવાય, તે માટે માણસે જાગ્રત રહેવું જોઈએ. માણસ વિવેકી ને બુદ્ધિશાળી હોવાથી તેની પાસેથી એટલી આશા જરૂર રાખવામાં આવે છે. એવા આનંદની ઉપરવટ થઈને તેણે ધીરેધીરે પરંતુ મક્કમ ને ચોક્કસ ચાલે સંયમ ને શુદ્ધિને માર્ગે આગળ વધવું જોઈએ ને પરમાત્માના અનુભવના ઉત્તમોત્તમ આનંદશિખરને સર કરવું જોઈએ. આ સંસારમાં કોઈ વસ્તુ મુશ્કેલ નથી. કદાચ મુશ્કેલ લાગે તોપણ અસંભવ તો નથી જ. નિશ્ચય, હિંમત, દૃઢ ઇચ્છાશક્તિ ને સતત શ્રમથી કોઈ વસ્તુ દુર્લભ અથવા અશક્ય નથી રહેતી. પ્રભુની કૃપા ગમે તેવી વિષમ વસ્તુને પણ સરળ બનાવી દે છે. આ સંસારમાં નાનામોટા અનેક જાતના આનંદ છે. તેમાંના કેટલાક સમાજની સુખાકારી સારુ ભયજનક છે. કેટલાક લોકો કોઈને મારવામાં, લૂંટવામાં, કોઈનું શોષણ કરવામાં ને કોઈને પરાધીન કે પદદલિત રાખવામાં આનંદ માને છે. એવો આનંદ વ્યક્તિ કે સમષ્ટિને ખરેખર ભારે પડી જાય. એવા આનંદને અમંગલ માનીને એથી દૂર રહેવું જ સારું છે. સ્થૂળ ને ઘાતક આનંદના પ્રકારમાંથી મુક્તિ મેળવીને માણસે સૂક્ષ્મ, સાત્વિક, વિવેકી ને પોતાને તથા બીજાને માટે આશીર્વાદરૂપ આનંદનો અનુભવ કરતાં શીખવું જોઈએ. જીવનમાં આનંદ અત્યંત આવશ્યક છે ને આનંદનું સ્થાન ખૂબખૂબ મહત્ત્વનું છે એ સાચું છે, પરંતુ એ આનંદ વિવેકયુક્ત હોવો જોઈએ એ પણ એટલું જ સાચું છે એ યાદ રાખવું જોઈએ.

[૩૩] દુઃખવાદની વિચારસરણી

કેટલાક વિચારકો માને છે કે જીવન તો વિષનો પ્યાલો છે. એમાં દુઃખ જ દુઃખ ભરેલું છે. શ્રી શંકરાચાર્યે ને તે પછીના

મધ્ય યુગના અનેક સંતોએ ગાયું છે તેમ જગતમાં જન્મનું દુઃખ છે, ઘડપણનું દુઃખ છે, મૃત્યુનું દુઃખ છે. ને એવાં બીજાં અનેક દુઃખ ભરેલાં છે, સુખ તો ક્યાંય છે જ નહિ. ક્ષણનું સુખ ક્યાંક ને કોઈ વાર દેખાય છે તો તેની આગળપાછળ મહિના ને વરસોનું દુઃખ હોય છે. એવા સંસારમાં આનંદની આશા જ કેવી રીતે રાખી શકાય? જગતમાં ચારે તરફ જ્યાં જુઓ ત્યાં દુઃખનો દાવાનળ જ સળગી રહ્યો છે. એવા જગતમાં જન્મવું ને જીવવું તે જ બધાં દુઃખોનું કારણ છે. માટે દુઃખને દૂર કરવાનો ઉત્તમમાં ઉત્તમ ઉપાય શરીરનો નાશ કરવો તે જ છે. બીજા કોઈ કોઈ વિચારક કહે છે કે ભારતના સંતસાહિત્યમાં તેમ જ શાસ્ત્રોમાં મોટે ભાગે દુઃખવાદ ને સંસારની અસારતાનું જ દર્શન થાય છે. એટલે ભારતીય સંસ્કૃતિ, ધર્મ ને તત્ત્વજ્ઞાન મુખ્યત્વે દુઃખવાદનો જ ઉપદેશ કરે છે. મોટા ભાગના પંડિતો ને સંતસમાજની પણ એવી જ માન્યતા છે, ને તેથી જ જીવનના સહજ આનંદથી પણ દૂર રહીને મોંને આખો વખત કડવું, નીરસ ને ગંભીર રાખવામાં તે ગૌરવ ગણે છે. તેમાં ઊંચી જાતનો વિવેક ને વૈરાગ્ય સમાયેલો છે એમ તે માને છે ને મનાવે છે. એમાં આનંદ કે આનંદમય જીવનની વાત જ ક્યાં આવે છે?

એવા વિચારકોની વાત તદ્દન ખોટી ને ઉપેક્ષા કરવા જેવી છે એમ નથી. તેમાં સત્ય ને સારનો કેટલોક અંશ પણ છે. પરંતુ તેને છેવટની અથવા પ્રમાણભૂત માની લેવાની અથવા તેની ભળતી અસરથી દોરવાઈ જઈને ભારતીય ધર્મ તત્ત્વજ્ઞાન અથવા સંસ્કૃતિ વિશે ભળતા નિર્ણયો બાંધી લઈને કોઈ પ્રકારના પૂર્વગ્રહમાં પડી જવાની જરૂર નથી. તેમની વાત વસ્તુની એક જ બાજુ ને તે પણ છેક જ સાધારણ ને નાની બાજુ રજૂ કરે છે. તેની બીજી સારી ને મોટી બાજુ પણ છે, ને તેને જોવાની પણ જરૂર છે. તેમણે તેને જોવાનો પ્રયાસ નથી કર્યો, ને તેને લીધે જ ભારતીય સંસ્કૃતિ ને જીવનપદ્ધતિ વિશે તે ભળતા વિચાર કરી બેઠા છે. આવાં

વિચાર તે પોતાની માન્યતા પૂરતા જ મર્યાદિત રાખીને બેસી રહે છે એમ નહિ; તેમને વાણી ને કલમદ્વારા તે વહેતા પણ મૂકે છે. હજારો લોકો જે તેમને માને છે ને પ્રમાણભૂત ગણે છે તે તેમનાથી તરત ને પ્રબળપણે પ્રભાવિત થાય છે. એમની અસર એ બધા પર અત્યંત ગાઢ પડે છે. એ અસર કે પ્રભાવમાંથી મુક્તિ મેળવવી તેમને માટે મુશ્કેલ બની જાય છે. એક તો વિચારની દુનિયામાં તે ડૂબકાં ખાતા હોય છે ને હોય છે જ અધકચરી દશામાં, ને તેમાં તેમને આવા વડીલ, વિદ્વાન ને પ્રખ્યાત પુરુષોનું પથપ્રદર્શન કે પીઠબળ મળે છે, એટલે ભારતીય ધર્મ, તત્ત્વજ્ઞાન, સંસ્કૃતિ ને સાધુસમાજ સંબંધી તે ભળતા જ અભિપ્રાયે જઈ પહોંચે છે, ને પોતાના વિચાર તે બીજે બધે ફેલાવે છે. ભળતા ખ્યાલો, અભિપ્રાયો કે કુવિચારોનું વિષચક્ર એ પ્રમાણે સમાજમાં ચાલ્યા કરે છે, ને તેથી સમાજની મોટી કુસેવા થાય છે. એવા વિચારકો ને એકપક્ષીય પ્રચારકો સમાજને માટે અત્યંત અમંગલ ને આપત્તિકારક છે એ નક્કી. તે પોતે પોતાની જાતને ભલે ગમે તેટલી સાચી ને વિચારપટુ માનતા હોય, પરંતુ સમાજની માનસિક શક્ત ને તંદુરસ્તીની દૃષ્ટિએ તે ખરેખર ભયજનક છે. તેમણે પોતાનો દૃષ્ટિકોણ સુધારવાની કે વધારે વિશાળ બનાવવાની જરૂર છે.

### [૩૪] વિચારક કે લેખકની જવાબદારી

વિચારક કે લેખકની જવાબદારી નાની નથી. વિચારક કે લેખક થયા એટલે ગંગા નાહ્યા એમ માનવાની જરૂર નથી. એમ માનીને વાણી કે કલમને જેમતેમ ચલાવવાની જરૂર નથી. લેખક કે વિચારકે સમજી લેવું જોઈએ કે તેનામાંથી લાખો લોકોને પ્રેરણા મળે છે ને દર્શન જડે છે. લાખો તેના પથપ્રદર્શન માટે ઉત્સુક છે. તેની પ્રવૃત્તિ કેવળ તેના પોતાના પૂરતી મર્યાદિત હોત તો વધારે હરકત ન હતી, પણ તે જાહેર છે, ને તેને જાહેર રૂપ આપવાની

તેની ઇચ્છા છે. એની અસર હજારો, લાખો ને કરોડો પર થાય છે તે વાતનો તેને બરાબર ખ્યાલ હોવો જોઈએ. હજારોનાં મન, દર્શન, આચારવિચાર ને હજારોની જીવનદૃષ્ટિ એને લીધે ઘડાય છે. હજારોની જીવનદુનિયાની તે શિલ્પી છે. હજારોના મનને તે ઘડે છે. એ દૃષ્ટિએ તે બ્રહ્મા છે; વિચાર ને વર્તનની દુનિયાનો પ્રેરક ને પોષક વિષ્ણુ છે; ને વિઘાતક જુનવાણી, જડતા ને વિપરીતતાનો વિનાશક મહાદેવ શંકર છે. માત્ર વિનાશ કરીને તે બેસી નથી રહેતો, પરંતુ નવીનતા ને મંગલતાની ગંગાધારા વહાવીને નૂતન સર્જનની સામગ્રી પણ પૂરી પાડે છે. માટે જ તે કલ્યાણકારક દેવ શંકર છે. ઈશ્વરનાં ત્રણે રૂપ એ રીતે તેનામાં વસી રહ્યાં છે. ત્રિમૂર્તિનો તે પ્રતિનિધિ છે. સર્જન કરવાની, પોષવાની ને વિસર્જન, વિરોધ, વિગ્રહ કે વિનાશ કરવાની વિવિધ શક્તિ તેનામાં રહેલી છે. તે શક્તિ તેની વાણી ને કલમમાંથી બહાર આવે છે ને આજુબાજુ જ નહિ પરંતુ માઈલોના માઈલો લગી બધે ફરી વળે છે. તે શક્તિ સારી ને સત્યપરાયણ હોય તો મંગલ કરે, પરંતુ ખોટી દિશામાં વળે ને અસત્યનો સાથ કરે તો અમંગલનું કારણ પણ થઈ પડે. માટે જ પોતાની શક્તિને તેણે સંયમી, વિવેકી ને શુદ્ધ કરવાની જરૂર છે. પોતાનો જ નહિ પણ લાખોનો વિચાર કરીને લખવાનું ને બોલવાનું છે. એનો અર્થ એમ નથી કે તેણે લોકોના હાથમાં વિનાકારણ વેચાઈ જવાનું છે ને લોકોને રાજી કરવા જ લખવાનું ને બોલવાનું છે. તેણે સદા સત્યને વફાદાર રહેવાનું છે, ને રાજ્ય, સત્તા, ધન, શાસ્ત્ર કે બીજા કોઈની પણ શેહમાં તણાયા વિના પોતાની જાતને તદ્દન નીડરતાથી ને પ્રામાણિકપણે પ્રકટ કરતાં શીખવાનું છે. સાચું કેટલીક વાર મોટા ભાગના લોકોને પસંદ નથી પડતું ને લોકો તેનો વિરોધ કરીને તેની સામે ઊહાપોહ જગાવે છે માટે જ તે કાયર કે ડરપોક બનીને તેને મૂકી નહિ દે તેમ જ લકવાદી બનીને સસ્તી લોકપ્રિયતાને માટે તેમની ચાલતી વિનાસિદ્ધાંતની ગાડીમાં બેસી નહિ જાય. બધા સંજોગોમાં સત્યને,

તે દૃઢતાથી વળગી રહેશે. કેવળ દિલ બહેલાવવા, લોકોનું રંજન કરવા, કમાવા કે વખત કાઢવા કે શોખની વૃત્તિને શાંત કરવા નહિ, પણ સત્યને સ્થાપિત કરવા ને જીવનને ઘડવા તથા બીજાની ને પોતાની વિશિષ્ટ રીતે સેવા કરવા તેણે લખવાનું ને બોલવાનું છે. ત્યારે જ પ્રાણવાન, ઉપયોગી ને અમર સાહિત્ય પેદા થઈ શકે ને સમાજને સારા, સાચા ને ઉત્તમ વિચારોનો વારસો મળી શકે.

[૩૫] દુઃખવાદનો વિચાર

જે લોકો એમ માને છે કે ભારતીય ધર્મ કે સંસ્કૃતિ ને ભારતનો સંતસમાજ દુઃખવાદમાં જ માને છે, ને જીવન તથા જગત દુઃખમય ને અસાર છે એવો ઉપદેશ આપે છે, તેમનું કહેવું તદ્દન ખોટું નથી. પરન્તુ તે સંપૂર્ણ સાચું પણ નથી એટલું આપણે કહેવાનું છે. ભારતીય ધર્મ ને સંસ્કૃતિની મૂળ જનેતા માતા ઉપનિષદની વાણી છે જેના અમૃતનો અત્યારે આપણે આસ્વાદ લઈ રહ્યા છીએ. એ ઉપનિષદમાં જીવન ને જગત દુઃખમય કે ઝેરી ને કોઈ પણ જાતના સાર અથવા હેતુ વિનાનું, બોજા કે કલેશ અથવા અભિશાપરૂપ છે, એવો ઉલ્લેખ કોઈ પણ ઠેકાણે કરવામાં નથી આવ્યો. એથી ઊલટું, જગત પરમાત્માનું પ્રતિરૂપ છે, મંગલમય ને આનંદદાયક છે; તથા જીવન પણ ઈશ્વરની મહાન ભેટરૂપ, મંગલમય ને મુક્તિ અથવા આત્મોન્નતિની પરમ કેડીરૂપ હોઈને ચાહવા ને પ્રેમથી જીવવા જેવું છે; તેને શુદ્ધ ને સુંદર તથા સુદૃઢ કરી તથા બને તેટલું વધારીને તે દ્વારા પોતાના ને બીજાના હિતમાં કામ કરવાની જરૂર છે; એવો ધ્વનિ શાંતિપાઠમાં ને ઉપનિષદના બીજા વિશાળ સાહિત્યમાં ઠેરઠેર જેવા મળે છે. જીવન પ્રત્યેના અત્યંત આદરભાવ ને અનુરાગથી પ્રેરાઈને જ ઉપનિષદના પ્રાતઃસ્મરણીય ઋષિવરોએ સો વરસથી પણ વધારે જીવવાની ઇચ્છા ને પ્રાર્થના કરી છે. शतं जीवेम शरदः એ વેદમંત્રમાં એ પ્રાર્થનાનો પડઘો અત્યંત અસરકારક રીતે પડી રહ્યો છે. ગીતામાં પણ

જીવનને ઉત્તમ માનીને પ્રેમ કરવાની ફિલસૂફીનો સમાવેશ સારી પેઠે થયેલો છે. ભગવાન શ્રી કૃષ્ણનું સમસ્ત જીવન જ તેમના જીવનદર્શનના પૂર્ણ પ્રતીકરૂપ ને તેમના ગીતામાં આપેલા ઉપદેશનાં સારરૂપ હતું. તે જીવનને દુઃખવાદના નમૂનારૂપ, કડવું કે બોજારૂપ કદી ન કહી શકાય. નીરસ પણ ન જ ગણી શકાય. મહર્ષિ વ્યાસનું જીવન પણ તેવું ન હતું. ગીતામાં असुखं लोकम् તથા दुःखालयम् ને अशाश्वतम् જેવા શબ્દોના પ્રયોગો આવે છે, પરંતુ તેનો ભાવાર્થ એવો નથી કે શ્રીકૃષ્ણે સંસારને દુઃખમય જ માન્યો છે. જે કેટલાંક દુઃખો આ દુનિયામાં છે તેની તરફ અંગુલિનિર્દેશ કરવાની જ તેમની ઇચ્છા છે. એ અંગુલિનિર્દેશ જીવન કે જગત તરફ ધિક્કાર જગાવવા માટે ને તેને બોજારૂપ ને અમંગલ માની તેના તરફ સૂગ કેળવવા માટે નહિ,-પરન્તુ વાસ્તવિકતાનો વિચાર કરી, તેના કેવળ બહારના મનને આંજી ને ભરમાવી નાખે તેવા રૂપથી મોહિત થયા વિના, જીવનને ઉન્નત કરવાની શક્તિ પેદા કરવા માટે જ છે. ભગવાન શ્રી કૃષ્ણ દુઃખવાદમાં માનતા ન હતા; જીવનને ને જગતને ઝેરી ગણતા ને ધિક્કારતાય ન હતા. તેથી તો તેમણે ક્ષણિક વૈરાગ્યના નશામાં આવીને રણમેદાનમાં નાસી જવા તૈયાર થયેલા અર્જુનને કર્તવ્યનો સાચો સંદેશો ધર્યો ને જીવન ને ધર્મનો અનુરાગી કર્યો. ગીતાનો મુખ્ય ધ્વનિ એ જ છે — જીવનને શુદ્ધ ને સેવામય તથા પ્રભુપરાયણ કરી મુક્ત, આનંદમય, શાંતિમય ને ધન્ય કરવાનો. યોગવાસિષ્ઠ જેવા પ્રાચીન ગ્રંથોમાં દુઃખવાદની ઘેરી છાયા દેખાય છે ખરી, પરન્તુ ભારતીય ધર્મ ને સંસ્કૃતિના મુખ્ય પ્રતિનિધિરૂપ વેદ, ઉપનિષદ કે ગીતામાં તેનું દર્શન નથી થતું; એટલું જ નહિ, પરંતુ તેથી જુદા જ વાદનું દર્શન થાય છે. ભારતીય ધર્મ ને સંસ્કૃતિને નામે ગમે તેવા વિચારો રજૂ કરનાર લેખક કે વિચારકોએ આ વાત ખાસ સમજવાની, યાદ રાખવાની ને પોતાની દૃષ્ટિ સુધારવાની જરૂર છે.

વેદ, ઉપનિષદ ને ગીતા ભારતીય ધર્મ ને સંસ્કૃતિના માપદંડ જેવાં છે. ભારતીય ધર્મ, તત્ત્વજ્ઞાન તેમ જ સંસ્કૃતિની તે પારાશીશી છે. તે માટેની તેમની માહિતી પ્રમાણભૂત મનાય છે. તેથી જ ભારતીય ધર્મ, તત્ત્વજ્ઞાન કે સંસ્કૃતિ વિશે કોઈ પણ નિશ્ચિત નિર્ણય પર પહોંચતાં પહેલાં તેમના તરફ દૃષ્ટિપાત કરવો જરૂરી છે. તો જ ભારત ને ભારતની જીવનધારાને ન્યાય કરી શકાય.

ભારતની આ ભવ્ય ને જીવન તથા જગતને મંગલ ને મધુમય માનનારી વિચારધારા વખત વીતતાં ધીરેધીરે ભુલાઈ ને ભૂંસાઈ ગઈ, ને તેને ઠેકાણે જીવન, જગત ને જગતની બધી જ પ્રવૃત્તિને બંધન ને ક્લેશનું કારણ માનનારી વિચારધારા વધતી ગઈ. ધીરે ધીરે તેનું વર્ચસ્વ વધતું ગયું ને છેવટે સમાજમાં તે સર્વોપરી બનીને બેસી ગઈ. તેને દુઃખવાદ, અકર્મણ્યતા ને અલગતાવાદની વિચારધારા પણ કહી શકાય. ભારતવર્ષમાં, ખાસ કરીને મધ્ય-યુગમાં આ દુઃખવાદની વિકૃત વિચારધારા ઉત્પન્ન થઈ કે આગળ વધી ને બધે સ્થળે ફેલાવા લાગી. સમાજમાં એની અસર એટલી બધી ઊંડી થઈ કે આજે પણ તેનું જોર ઓછું નથી. શંકર જેવા મહાન યોગી, જ્ઞાની ને કર્મઠ પુરુષની તત્ત્વદૃષ્ટિને સારી પેઠે સમજી ને પચાવી ન શકવાથી તત્ત્વજ્ઞાનના ક્ષેત્રમાં મિથ્યાવાદ કે અસારતાવાદ ને ધર્મ કે કર્મના ક્ષેત્રમાં નસીબવાદ ને દુઃખવાદનું જોર વધતું ગયું. આજે બધાં પ્રગતિનાં ક્ષેત્રોમાં ઝડપી પ્રગતિ થઈ રહી છે તોપણ પ્રજા જળોની જેમ વળગેલા એ વિચારવાયુની પકડમાંથી નથી છૂટી શકી. એ તો ઠીક, પરન્તુ જેમની બુદ્ધિ ને વિચારણા પંકાય છે, પ્રમાણભૂત મનાય છે, ને લાખો લોકોને માટે ગૌરવ, પ્રેરણા ને પથપ્રદર્શનનું કારણ થઈ પડે છે. તેવા ઉત્તમ કોટિના મનાતા વિદ્વાનો ને વિચારકો પણ એની અસરમાંથી ઊંચા નથી આવતા,

ને ભારતીય ધર્મ ને સંસ્કૃતિ કેવળ દુઃખવાદમાં જ માને છે એવું કહે છે, લખે છે, ને મનાવે છે, એ ખરેખર મોટામાં મોટી કરુણતા છે. એનાથી વધારે વિઘાતક ને દુઃખદ વસ્તુ બીજી કઈ હોઈ શકે ? એમના ઉદ્ગાર ને વિચાર ભારતીય સંસ્કૃતિને અન્યાય કરનારા છે. તેથી આ દેશની સંસ્કૃતિનું અપમાન થાય છે એ નક્કી.

[ ૩૬ ] દુઃખવાદનું કારણ

આગળ આપણે કહ્યું છે તેમ દુઃખવાદનું જોર આ દેશમાં મધ્યયુગમાં વધ્યું છે. મધ્યયુગના બધા જ નહિ પરંતુ મોટા ભાગના સંતોના સાહિત્યમાં તેના પડઘા અત્યંત પ્રબળપણે પડેલા છે. અભ્યાસી પુરુષો આ વાતને સહેલાઈથી સમજી શકશે. મધ્યયુગના સંતોમાં ભક્તિનું બળ ઘણું ભારે દેખાય છે. પરંતુ તે ભક્તિની સાથેસાથે દુઃખવાદના સૂર પણ સંભળાયા કરે છે. પરંતુ તેમના સાહિત્યને સમસ્ત દેશનું પ્રતિનિધિત્વ કરનારું સાહિત્ય માની લઈને ને એકમાત્ર એનો જ વિચાર કરીને આ દેશની સંસ્કૃતિ વિશે અંતિમ અભિપ્રાયો રજૂ કરવાની પદ્ધતિ પ્રામાણિક ને પૂરી નથી. ભારતીય સંસ્કૃતિનો વિચાર કરતી વખતે ભારતની પ્રાચીન, પુરાણકાલીન અથવા વૈદિક વિચારપરંપરાનો વિચાર પણ કરવો રહેશે. તો જ તે વિચારદર્શન સાચું ને સંપૂર્ણ બની શકશે.

મધ્યયુગના સંતો અનુભવી ને જ્ઞાની હતા. છતાં તેમના સાહિત્યમાં દુઃખવાદની ઘેરી છાયા શા માટે ફરી વળી છે તે - એક પ્રશ્ન છે, ને તેનો ઉત્તર બહુ અઘરો નથી. આપણે જાણીએ છીએ કે પ્રત્યેક લેખક કે વિચારક પર બે જાતની અસર સૌથી મોટી હોય છે. એક તો તેનું પોતાનું જીવન સારી કે નરસી, પ્રતિકૂળ કે અનુકૂળ જે પ્રકારની પરિસ્થિતિમાંથી પસાર થયું હોય છે તે પરિસ્થિતિની નાની કે મોટી અસર તેના સ્વભાવ ને વિચારમાં અચૂકપણે રહી જાય છે તે. તેને તેના પોતાના જીવનની તેના પરની

અસર કહી શકાય. ને બીજી અસર તેના જીવનકાળ દરમિયાનના સમાજની. જે સમાજમાં તે શ્વાસ લે છે, ફરે છે ને ઊછરે છે તેની પરિસ્થિતિ પણ તેના પર વત્તી અથવા ઓછી અમીટ છાપ મૂકી જાય છે, ને તે તેના સ્વભાવ, વિચાર ને કલમને અસર કરે છે. એ અસરને સામાજિક પરિસ્થિતિની વિશાળ અસર કહી શકાય. એ અસરમાં ફેરફાર નથી થતા એમ નહિ, પરંતુ મુખ્ય વાત એ છે કે એ અસરથી તે પ્રભાવિત થાય છે ને એ અસરના પડછંદા તેના સાહિત્યમાં પણ પડે છે જ. આ દૃષ્ટિથી વિચાર કરી જોઈએ તો મધ્યયુગના મોટા ભાગના સંતસાહિત્યમાં જે દુઃખવાદની અસર દેખાય છે તેનું કારણ મળી આવે છે.

મધ્યયુગના મોટા ભાગના સંતોનાં જીવન તપાસીએ તો એક વસ્તુ જણાયા વિના રહેતી નથી કે તેમનાં શરૂઆતનાં ને વચગાળાનાં જીવન મોટે ભાગે દુઃખી હતાં. કોઈના પિતાનું મૃત્યુ તેમના જન્મની પહેલાં જ થઈ ગયું, તો કોઈને માતાનું અથવા માતા ને પિતા બંનેનું સુખ ન મળ્યું. કોઈનો જન્મ વિધવા માતાને ત્યાં થયો ને માતાએ લોકલાજથી ડરીને પુત્રને બંધ પેટીમાં રાખીને નદીના નીરમાં કોઈ અજ્ઞાત સ્થળ માટે વહેવડાવ્યો, તો કોઈ મહાપુરુષ ત્યાગી પુરુષને ત્યાં અથવા કંગાળ માબાપને ત્યાં જન્મ્યા, ને તેને લીધે શરૂઆતથી જ લોકોનાં કઠોર ટીકા, નિંદા, લોકોના ભયંકર ઉપહાસ, નિર્ધનતા, ભૂખમરા ને અન્યાયનો શિકાર બન્યા. જન્મ્યા પછી પણ માણસને સુખ સાંપડે ને વાતાવરણ સારું મળે તો તેને સારું લાગે ને તેની જીવન તરફની દૃષ્ટિમાં પણ ફેર પડે; પરંતુ મોટા ભાગના સંતોને તેથી પણ વંચિત રહેવું પડ્યું. તેમનું ગૃહજીવન તદ્દન કઠોર ને ક્લેશમય ગયું. તેમને રહેવા માટે સારું ઘર, પહેરવા માટે પૂરતાં વસ્ત્રો ને પેટને શાંત કરવા પૂરતું અન્ન પણ ન મળી શકે તેવા વિપરીત વાતાવરણમાં તેમને રહેવું પડ્યું. પરંપરાગત માન્યતા કે વિશાળ પ્રભુપરાયણતાની સમજને લીધે તેમણે તેવા વાતાવરણને ને સંજોગોને પણ આશીર્વાદરૂપ

માની, તેમાં ઈશ્વરની મંગલમય ઇચ્છાનું દર્શન કરી, બનતી શાંતિ રાખી ને પોતાની પ્રભુપરાયણતા તથા નિષ્ઠાને પણ સાચવી રાખી; પરંતુ તે સંજોગો ને વાતાવરણની વચ્ચે રહીને તેમનું જીવન ઘડાયું ને આગળ વધ્યું. કેટલાકને પોતાની સાધના ને પ્રભુપરાયણતા માટે માતાપિતા ને કુટુંબ તરફથી સૌથી વધુ પડયું—તેમના ઉગ્ર વિરોધના ભોગ બનવું પડયું, ને કેટલાકને વઢકણી કે વિરોધી વહુ મળી. કોઈ સ્ત્રીભક્તને પ્રતિકૂળ પતિ મળ્યા. સમાજે પણ મોટા ભાગના ભક્તો કે સંતોને સતાવવામાં બાકી નથી રાખી. સમાજ તરફથી તેમને ભયંકર અપમાન, વિરોધ ને ત્રાસનો સામનો કરવો પડયો છે. સમાજે તેમને બહુ જ મોડેમોડે સાચા ને પૂરા અથવા ઓછા કે અધૂરા સ્વરૂપમાં પણ ઓળખ્યા, માન્યા કે સન્માન્યા. બાકી મોટે ભાગે તો તેમનો આખર સુધી વિરોધ જ થયો. તેમાંના કોઈને જાતિભેદના આધાર પર તિરસ્કારવામાં ને હલકા ગણવામાં આવ્યા તો કોઈને જાતિભેદનો વિરોધ કરવા માટે અથવા એવાં જ બીજાં ભળતાં કારણને લીધે નાતબહાર મૂકવામાં આવ્યા; સામાજિક અનાદરને લીધે વિવશ થઈને કોઈને ગામ ને શહેરનો ત્યાગ પણ કરવો પડ્યો. એવી રીતે મોટા ભાગના જીવનમાં તેમણે મુસીબત તેમ જ પ્રતિકૂળતામાં જ શ્વાસ લીધો. તેમની પાસેથી કઈ જાતના ઉદ્‌ગારની આશા રાખી શકાય? તેમનું જીવન જે પ્રવાહમાંથી પસાર થયું તેની અસર તેમના અંતર પર વધારે કે ઓછી પણ અચૂક થઈ, ને તેણે તેમના દૃષ્ટિકોણ પર ભારે મોટી અસર કરી. જીવન ને જગત તથા પ્રારબ્ધ તરફના અમુક ચોક્કસ વિચારો તેમનામાં પેદા થયા ને પ્રબળ બન્યા. તે વિચારોમાં 'જીવન ને જગત દુઃખમય છે, સાર વિનાનું છે, બધું માયાવી ને સ્વપ્નની જેમ મિથ્યા છે; સગાં બધાં સ્વાર્થનાં જ સગાં છે; કોઈ કોઈનું નથી; આ સંસારમાં ઈશ્વર વિના ક્યાંય છાંટાભાર પણ શાંતિ નથી; શરીર નરકરૂપ કે ગંદકીનું ઘર છે; ખાસ કરીને સ્ત્રીનું શરીર વધારે ઘૃણા કરવા જેવું છે; પોતે

પોતાનું સંભાળી લેવું એ જ સાચું છે; જન્મ બધાં દુઃખનું કારણ છે માટે જન્મમાંથી છૂટવાની જ ઇચ્છા રાખવી; જ્યાં સુધી શરીર હોય ત્યાં સુધી તેના તરફ વધારે ને વધારે ઉદાસીન રહેવું, બેદરકાર બનવું, તેના પતનની પ્રતીક્ષા કરવી, ને બનતા બધા જ બાહ્ય રસ, વિષય ને સંબંધનો ત્યાગ કરીને તદ્દન એકાંતમાં ને એકલા રહીને જીવન પસાર કરવું; આ સંસાર સાચો નથી ને ત્રણે કાળમાં કદી થયો જ નથી માટે તેનાથી તદ્દન ઉદાસીન રહેવું; ધન, સ્ત્રી, ઘર ને કુટુંબ બધી બુરાઈઓ, બંધન ને માયાનાં કારણ છે તેથી તેનો ત્યાગ કરવો ' એવી ને બીજી એવી જ જાતની દુઃખવાદ, અલગતાવાદ ને મિથ્યાવાદની વિચારસરણી તેમનામાં ફાલીફૂલી ને તેમના સાહિત્યમાં વધારે પ્રમાણમાં પ્રકટ થઈ. તેવી વિચારધારા તેમની વાણી કે કલમમાંથી બહાર આવે તેમાં શું આશ્ચર્ય છે ? આ દૃષ્ટિબિન્દુથી જોઈએ તો મધ્યયુગના મોટા ભાગના સંતસાહિત્યમાં જે દુઃખવાદ દેખાય છે તેનું નિરાકરણ સહેજે થઈ જાય છે.

સંતોની એ વિચારસરણી તેમના આત્મિક વિકાસને અટકાવનારી નથી થઈ એ નક્કી છે. તેમની ઈશ્વરપ્રાપ્તિની લગન અવિરત ચાલુ રહી ને તેમની મારફત સમાજને મહામૂલા ભક્તિસાહિત્યની પ્રાપ્તિ થઈ. મધ્યયુગ આજે પૂરો થયો છે, પરંતુ ભારતીય સાહિત્યમાં એનું સ્થાન ખરેખર અજોડ છે. એ યુગના સંતોએ સમાજની તે વખતની લોકભાષામાં જ્ઞાન, ભક્તિ ને પ્રેમના મહિમાનાં મંગલ પદો વહેતાં કર્યાં તે તેમનો મોટામાં મોટો ઉપકાર. તે માટે તેમને ખરેખર યશ ને ધન્યવાદ ઘટે છે. પંડિતોના જ હાથમાં રહેનારી શાસ્ત્રોની ફિલસૂફી તેમને લીધે આમજનતા ને સંસ્કૃત ન સમજનારી પ્રજામાં પ્રચલિત થઈ ને લોકભોગ્ય તેમ જ લોકપ્રિય પણ બની. આજે પણ વિદ્વાનો જ નહિ પરંતુ નિરક્ષર ને ઓછું ભણેલા ફેરિયા, મજૂર ને બીજાં સાધારણ સ્ત્રીપુરુષો તેમનાં પદોનો આનંદ લે છે ને તેમની રચનામાંથી પ્રેરણા મેળવે છે. દુઃખવાદ ને અસારતાવાદના તેમના ઉપદેશો શરીર ને

સમાજ તથા સાંસારિક આકર્ષણ ને આસક્તિમાંથી માણસને મુક્ત કરવાની શક્તિ ધરાવે છે, ને તેમાંથી પ્રેરણા મેળવીને માણસ આત્મોન્નતિ કે પરમાત્માની પ્રાપ્તિને પંથે આગળ પ્રયાણ કરી શકે છે. પરંતુ સમાજમાં મોટે ભાગે તેવું નથી બન્યું. લોકોએ મોટે ભાગે તે ઉપદેશવચનમાંથી જરૂરી વિકાસ માટેની પ્રેરણા મેળવવાને બદલે તેની નબળી બાજુનું જ વધારે ધ્યાન રાખ્યું છે. જીવનને વધારે ને વધારે નીરસ, જડ, અકર્મણ્ય ને ઉદાસીન બનાવવાની પદ્ધતિ પ્રમાણમાં વધારે ને વધારે જોર પકડતી ગઈ છે. જે સુંદર વિચારપ્રણાલીના જરૂરી સારને જીવનમાં ઉતારવાથી જીવન વધારે ને વધારે રસમય, મધુમય, વિવેકી, પ્રભુપરાયણ, નિર્ભય ને આનંદી બની શક્યું હોત તે વિચારસરણી ધારેલી અસર નથી ઉપજાવી શકી. તટસ્થ રીતે વિચાર કરનારને આ વસ્તુ સમજાયા વિના નહિ રહે.

## [૩૭] દુઃખવાદની દવા

આપણને જ્યાં સુધી લાગેવળગે છે ત્યાં સુધી આપણે દુઃખવાદની વિચારસરણીને પ્રોત્સાહન આપવાની ઇચ્છા નથી રાખતા. માણસને દુઃખથી ડરાવીને પ્રભુપરાયણ કરવાનો પ્રયાસ બહુ ઉતમ ને આવકારદાયક નથી લાગતો. પ્રભુપરાયણતાના પ્રવાહની પાછળ નાની કે મોટી કોઈ બીક, ધમકી અથવા પ્રલોભનવૃત્તિ કે લાલસા ન હોવી જોઈએ પરંતુ જરૂરી સમજ અથવા વિવેકશક્તિનું પીઠબળ રહેવું જોઈએ. તેવા પીઠબળવાળી ધાર્મિકતા કે પ્રભુપરાયણતા જ સાચી થાય છે, શક્તિશાળી બને છે, ને વિરોધી વાતાવરણનો સામનો કરીને ટકી શકે છે. જન્મને લીધે વધારે કે ઓછા દુઃખનો અનુભવ થતો હોય તોપણ શું? તેથી જ કાંઈ આ શરીર ને સંસારને દુઃખનું મૂળ માનીને ઘૃણાની નજરે જોવાની જરૂર નથી. આ સંસારમાં શરીર ધારણ કરવું ને શ્વાસ લેવાનો લહાવો લેવો એ એક મહામૂલ્યવાન મહોત્સવમાં સામેલ થવા જેવું છે; એ એક મોટું સૌભાગ્ય ને મોટો અધિકાર છે. તે દ્વારા પોતાની ને બીજાની

સેવા ને ઉન્નતિ કરવાની માણુસને કીમતી તક મળે છે. તેનો લાભ લઈને તે પોતાનાં ને બીજાનાં દુઃખદર્દ ને બંધન દૂર કરી શકે છે, ને પરમાત્માનો પરિચય પણ કરી શકે છે. સંસારમાં વધારે કે ઓછાં, સારાં કે નરસાં, જે પણ કામ થયાં છે તે બધાં શરીરની સહાયથી જ થયાં છે. જન્મ લઈને જ માણુસ મુક્ત બની શકે છે ને બીજાને મુક્તિ આપે છે. એટલે જન્મને લીધે કેટલાંક દુઃખો ભોગવવાં પડતાં હોય તોપણ તે દુઃખોને દૂર કરવાનો જરૂરી અવસર પણ તેમાં જ પ્રાપ્ત થતો હોઈને, જન્મને તિરસ્કારવાની પદ્ધતિ તંદુરસ્ત નથી. ઘડપણનું દુઃખ પણ શરીરધારીને માટે સહજ છે. મૃત્યુ કદાચ દુઃખદાયક થતું હોય તોપણ, નવા જીવનને માટે તે પ્રવેશદ્વારનું જ કામ કરે છે માટે સામાન્ય રીતે તિરસ્કરણીય નથી જ. આ રીતે વિચાર કરીએ તો 'જન્મદુઃખ' નહિ પણ જન્મ સુખનું શક્ય સાધન હોવાથી 'જન્મસુખ' કહેવું જ બરાબર લાગે છે.

દુઃખવાદને માનવના દિલમાંથી દૂર કરવા માટે વિવેકનો પ્રકાશ તેમાં પાથરવાની જરૂર છે સત્ય ને વિશાળ જ્ઞાનના જગતમાં તેને જાગ્રત કરવાની જરૂર છે. તેની સાથેસાથે બીજું જરૂરી કામ માનવના જીવનની પદ્ધતિને તેમ જ તે જેમાં જીવે છે તે સમાજની પરિસ્થિતિને સુધારવાની છે. સામાજિક પરિસ્થિતિને સુધારવામાં આવે, માનવના જીવનને વધારે ને વધારે ન્યાયપરાયણ, સાત્વિક ને સુખી કરવામાં આવે, તેમ જ સમાજમાંથી અન્યાય, શોષણ, અપ્રામાણિકતા, અનીતિ, ભેદભાવ ને છળકપટને દૂર કરવાનો પ્રયાસ કરવામાં આવે, ને તે પ્રયાસમાં પ્રત્યેક વ્યક્તિ શક્ય એટલો બધો સહકાર આપે, તો સંસારનું રેખાચિત્ર જડમૂળથી ને ઘણા મોટા પ્રમાણમાં ફરી જાય, ને દુઃખવાદના દૃષ્ટિકોણમાં પણ ફેર પડે. આ બાબતમાં લેખકો ને વિચારકોની જવાબદારી પણ ઓછી નથી. તે ધારે તો આ બાબતમાં ઘણો મોટો ને કીમતી ફાળો આપી શકે, ઉપદેશકો પણ તેમાં ઘણુંઘણું કરી શકે. પરંતુ તે માટે

તેમણે સૌથી પહેલાં તો પોતાની જાતના ગુરુ થવાની, પોતાની જાતની ક્રાંતિ કરવાની ને દુઃખવાદને પોષનારા કેટલાક વિચારો ને પૂર્વગ્રહોમાંથી મુક્તિ મેળવવાની જરૂર છે.

દુઃખવાદી કે નિરાશાવાદી વિચારસરણી નકામી છે. ઝેર જેવી છે. જીવન કે જગત પ્રત્યે કંટાળો ને સૂગ પેદા કરે, જીવનને કડવું કરે ને ભારરૂપ ગણાવે એવું જ્ઞાન આપણને નથી જોઈતું. એવા જ્ઞાનના પોષક આચાર્યો, ઉપદેશકો, લેખકો કે વિચારકો પણ આપણને ઉત્તમ કોટિના ને અનુકરણીય નથી લાગતા. આપણે તો જીવનને પોષક જ્ઞાન ને જીવન ને જગત પ્રત્યે પ્રામાણિક પ્રેમ પેદા કરી તેને તટસ્થ અથવા તો અનાસક્ત રીતે ચાહવાનું શીખવનારી વિચારધારા જોઈએ છે. તે વિચારધારાને વરેલા ને અનુભવી ચૂકેલા આચાર્યો, ઉપદેશકો, લેખકો તેમ જ વિચારકોની આપણને પુષ્કળ પ્રમાણમાં જરૂર છે. આપણે એવા, પ્રેમમૂર્તિ વિશાળ હૃદયના જ્યોતિર્ધરોને જોવા માગીએ છીએ, જે જીવનમાં સાધારણ દુઃખ કે ઝેરથી ડગે કે ડરે નહિ ને પોતાની નિષ્ઠામાં અચળ રહીને બીજાને પણ તેવા અચળ રહેવાનો પાઠ આપે; જેમની વાણી ને કલમ ને જેમની આંખ ને રક્તવાહિનીમાંથી અનંત આશા, અભય, અખૂટ ઉત્સાહ ને પ્રેમના પરમાણુ ટપક્યા કરતા હોય; જેમનો પ્રચંડ પુરુષાર્થ જીવનનાં દર્દ, ભયસ્થાન, પ્રલોભન ને લોકોની નિંદા તેમ જ લોકોના ત્રાસથી હાર્યા વિના પ્રગતિની દિશામાં પ્રભુપરાયણ થઈને આગળ ને આગળ વધ્યે જવામાં માનતો હોય; એવા નવજીવનના સંદેશવાહકોની આપણને જરૂર છે. તેમનો સંદેશ રોતાંનાં આંસુ લૂછશે, પિડાતાંની પીડા હરશે, ઘાયલને માટે મલમપટ્ટીનું કાર્ય કરશે, ને મૂંઝાતાં, તિરસ્કારાતાં તેમ જ પદદલિતમાં નવો પ્રાણ ભરી, શક્તિસંચાર કરી, તેમને જીવનનો સાચો સ્વાદ ને આનંદ આપશે. તેવા સંદેશથી જ સંસારની સિકલ ફરી જશે, સંસારને મદદ મળશે, ને સંસાર તથા માનવના વ્યક્તિગત જીવનને જોમવંતું ને સ્વર્ગીય

કરવાનું સ્વપ્ન પણ ત્યારે જ સિદ્ધ થઈ શકશે. જોઈએ છે જીવનમાં રસ રેલાવનારી, પ્રાણ પૂરનારી, જીવન જેવું છે તેવું, પણ તેને ને જગતને સ્વીકારી લઈને તેને વધારે ને વધારે સારું ને જીવવા જેવું બનાવવાની પ્રેરણામંત્ર આપનારી ફિલસૂફી—ખંડનાત્મક નહિ પણ મંડનાત્મક ને રચનાત્મક; શોષણાત્મક નહિ પણ પોષણાત્મક ફિલસૂફી ને તેમાં માનનારા માનવો સંસારને સુખમય: કરવા માટે તેમની ખૂબ જ જરૂર છે.

લેખકો ને વિચારકોની પાસે વિચાર, ભાવના ને શક્તિનો મોટો ભંડાર છે. વર્તમાનની ને ભવિષ્યની પ્રજા માટે તેમણે પોતાની વિશિષ્ટ મૂડી મૂકી જવાની છે. પ્રજાને નિર્વીર્ય, નિરાશ, નીરસ, કંગાળ ને કટુ કરે કે બનવાનું શીખવે તેવી નિરાશાવાદી ને કંગાળ વિચારધારા પોતાના તરફથી વહેતી ન મુકાય તેનું તેમણે બને તેટલું વધારે ધ્યાન રાખવું જોઈએ; (જીવનમાં તાપની સાથે છાયા, અંધકારની સાથે પ્રકાશ, રાતની પાછળ દિવસ, વિષાદની સાથે હર્ષ, પતનની પાછળ ઉત્થાન ને દુઃખની સાથે સુખ પણ છે જ.) મહાચિંતક મણિલાલ નભુભાઈ દ્વિવેદી કહે છે તેમ લાખો નિરાશાની પાછળ એક અમર આશા પણ રહે છે. નરસાની જેમ સારું પણ સંસારમાં છે. માટે જે નરસું છે તેનું જ ચિત્રણ કરીને સારાને ભૂલવું બરાબર નથી. સારામાં ડૂબી જઈને નરસાનો જરૂરી વિચાર જ ન કરવો તે પણ ઠીક નથી. (માણસે વાસ્તવદર્શી થવું જોઈએ ને મધમાખીની પેઠે પોતાને કે બીજાને પોષક એવા સારતત્ત્વનો કે મધુનો જ સંચય કરતાં શીખવું જોઈએ.) વિષને પોતાની પાસે રાખી શંકર બની બીજાને સુધાનું જ પાન કરાવવું જોઈએ. એમાં ભારે સહનશક્તિ, સદ્ભાવના ને વિશાળતાની જરૂર પડે છે. લેખક કે વિચારકમાં તે હોય ને વધારે ને વધારે પ્રમાણમાં હોય એવી આપણે આશા રાખીએ છીએ. એ આશા અસ્થાને નથી જ.

છે. એવા જ્ઞાની પુરુષનું સમસ્ત જીવન જ પુણ્યમય ને પવિત્ર બની જાય છે. પાપ ને પુણ્યની ચિંતા તેને નથી રહેતી. એનો અર્થ એવો નથી કરવાનો કે તે સ્વચ્છંદી બની જાય છે ને ભ્રમિતની જેમ ફાવે તેમ આચરણ કરે છે. તેનો સ્વભાવ જ એવો નિર્મળ ને પ્રભુમય થઈ જાય છે કે ખૂરાં કામ તેનાથી થતાં જ નથી. તેથી કુકર્મને કરવાનો ને તેને માટે પશ્ચાતાપ કરવાનો અવસર તેના જીવનમાં નથી આવતો. તેના જીવનમાં સહજ રીતે જ સત્કર્મ થયા કરે છે. સત્કર્મ કરીને તેને સ્વર્ગ જેવા લોક કે બીજા ભોગ મેળવવાની ઇચ્છા નથી હોતી; પરંતુ સત્કર્મ તેનો સ્વભાવ બની જાય છે. સત્કર્મ વિના તેના સ્વભાવ ને જીવનમાં કાંઈ જ રહેતું નથી. વાણી, વિચાર ને વર્તનની નાનીમોટી બધી જ ગંદકી તેના જીવનમાંથી કાયમને માટે દૂર થાય છે. સાધકોએ આ વાત યાદ રાખવાની છે ને જ્ઞાનને નામે મિથ્યાચાર ને અનીતિ ન થાય ને ન પોષાય તેનું બારીકાઈથી ને ડગલે ને પગલે ધ્યાન રાખવાનું છે. પ્રજાએ પણ જ્ઞાનની આ ઉપયોગી જીવનસુધારણાની વાતને સમજી લઈ વ્યવહારની શુદ્ધિનો સતત આગ્રહ રાખતાં શીખવું જોઈએ.

બધી જાતની નિર્ભયતા એ રીતે જ્ઞાનથી કેળવાય છે ને જ્ઞાનમાં અભિવૃદ્ધિ થતાં સહજ બને છે. જ્યાં ભય છે ત્યાં વેર પણ છે. ભય નથી ત્યાં વેરભાવને પણ સ્થાન નથી. પ્રેમ ને સાર્વત્રિક પ્રેમની પુણ્યવંતી પાવની ગંગા ત્યાં વહ્યા કરે છે. જે તેને જુએ છે, સ્પર્શે છે કે અનુભવે છે તે ધન્ય બને છે.

તૈત્તિરીય ઉપનિષદની બીજી વલ્લી હવે પૂરી થાય છે.

## ત્રીજી વલ્લી : ભૃગુવલ્લી

### [૪૦] જાગૃતિની જરૂર

પરીક્ષિતને તો ખબર હતી કે તેનું મૃત્યુ સાત દિવસમાં થવાનું છે. તેથી સાત દિવસની તેને નિરાંત હતી. સાત દિવસ જે વચ્ચે મળ્યા તેનો લાભ તેણે સારી પેઠે લઈ લીધો, ને આ સંસારમાંથી

બીજા સંસાર માટેની સફર શરૂ કરતાં પહેલાં જરૂરી એવી બધી તૈયારી કરી લીધી. પરન્તુ સંસારના મોટા ભાગના કે લગભગ બધા જ લોકોને પોતાની સફરના છેલ્લા સમયની ખબર નથી. સાત દિવસ તો શું પણ સાત ઘડીની પણ ખબર નથી. અરે, ઘડીના છઠ્ઠા ભાગમાં શું થવાનું છે તેની પણ તેમને જાણ નથી. એક ક્ષણની પણ સલામતી કે ખાતરી નથી. મૃત્યુ તેમને માટે અનિશ્ચિત છે ને કઈ પળે શરીર છોડીને તેમને આગળ સફર કરવી પડશે તેની ખબર નથી. છતાં પણ તે તદ્દન ટાઢક વાળીને, વંશપરંપરાનો પટ્ટો લખાવીને આવ્યા હોય તેમ અવિવેકી બનીને, બેસી રહ્યા છે એ આશ્ચર્યજનક છે. જેમને મૃત્યુની નક્કી માહિતી નથી તેમણે તો તે પહેલાંની જરૂરી તૈયારી વધારે ને વધારે ત્વરા ને ચોકસાઈથી કરવી જોઈએ. જીવનને નિર્મળ ને પ્રભુમય કરવા તેમણે બનતા બધા પ્રયાસો કરવા જોઈએ. એવા પ્રયાસમાં બીજી કેટલીક સાધનાની સાથે જ્ઞાનનો પણ સમાવેશ થાય છે ને ઉપનિષદની વિચારણાથી તેમાં મોટી મદદ મળે છે. ઉપનિષદમાં માણસની કાયાપલટ કરવાની, તેને વધારે ને વધારે આગળ લઈ જવાની, પ્રભુપરાયણ બનાવવાની ને પરમાત્માની પાસે પહોંચાડી જીવનની સફળતા ને ધન્યતાનો લહાવો આપવાની શક્તિ છે. જીવનને ઉજ્જવળ ને પ્રભુમય બનાવવામાં તે ભારે મદદરૂપ થઈ શકે છે. આ જીવન ઘણું કીમતી છે. જરૂરી વિકાસને માટે પુરુષાર્થ કરવાનો એક મોટામાં મોટો અવસર તેના રૂપમાં આવી મળ્યો છે. માટે તેની પ્રત્યેક પળે જાગ્રત ને સાવધાન રહેવાની તેમ જ આગળ વધવાની જરૂર છે. પ્રમાદ ને ગફલતમાં પડીને સમયને બરબાદ કરવાનું બુદ્ધિમાન કે વિવેકી પુરુષને જરા પણ પરવડે તેમ નથી.

[૪૧] બ્રહ્મનો વિચાર

આ ઉપનિષદની ત્રીજી વલ્લીને ભૃગુવલ્લીનું નામ આપવામાં આવ્યું છે. તેનું મુખ્ય કારણ એ છે કે તેમાં ભૃગુના ક્રમિક તપની ને તેને થયેલા જ્ઞાનના અનુભવની વાત આવે છે. વાતની શરૂઆત

## [૩૮] એકતાનો સંદેશ

ઋષિ કહે છે કે મનુષ્યની અંદર રહેલો ને સૂર્યની અંદર રહેલો આત્મા એક જ છે. એ વાક્ય અત્યંત અગત્યનું છે. એને એકતાનું વાક્ય કહી શકાય. તે દ્વારા ઋષિ મનુષ્ય ને મનુષ્યેતર જગતની અભિન્નતા અથવા આંતરિક એકતાનો ઉચ્ચ સંદેશ રજૂ કરે છે. જગતમાં જે બહારની ભિન્નતા દેખાય છે તે પરથી આ જગત ખરેખર વિરોધી ને ભિન્ન છે એમ માની લેવાની જરૂર નથી. બહારથી વિરોધી દેખાતા જુદાજુદા રૂપરંગના પદાર્થોની અંદર પરમાત્માનો પરમ પ્રકાશ પથરાઈ રહ્યો છે, ને તે પ્રકાશ અથવા ચેતનાને લીધે જ પદાર્થો પ્રાણ પામે છે તેમ જ ક્રિયા કરે છે. આટલી વાત જેને સમજાઈ જશે તેને માટે પરમાત્માનું દર્શન દૂર નહિ રહે. પરમાત્માની અનુભૂતિ તેને માટે સહજ ને સહેલી બનશે, ને તેને લીધે તેનું સમસ્ત જીવન પલટાઈ જશે. ઉપનિષદના ઋષિએ બે મહાન તેમ જ સનાતન સત્યોને પ્રકટ કર્યાં છે: એક સત્ય તો એ કે (સૃષ્ટિના બધા પદાર્થોમાં પરમાત્માનો પ્રકાશ વ્યાપી રહ્યો છે, ને બીજું સત્ય એ કે સૃષ્ટિના સઘળા પદાર્થો પરમાત્માના પ્રતિરૂપ જેવા છે; પરમાત્મામાંથી જ પ્રકટેલા હોઈને પરમાત્માના જ સ્વરૂપ જેવા છે.) બીજું સત્ય પહેલા કરતાં આગળનું ને આગળની અવસ્થામાં અનુભવાતું સત્ય છે. વિવેકી પુરુષ એ બંને સત્યનો સાક્ષાત્કાર – અથવા વધારે સારા શબ્દોમાં કહીએ તો સત્યનાં એ બંને પાસાંનો સાક્ષાત્કાર – ક્રમેક્રમે કરી શકે છે. અભેદભાવની એવી અનુભૂતિ પછી જીવન ધન્ય બને છે ને જ્ઞાન પણ સફળ થાય છે. જ્ઞાનમાર્ગમાં એ અંતિમ અનુભૂતિ કહેવાય છે. (‘ઈશ્વરમાંથી જગત’ એ પહેલી વિચારણાથી શરૂ કરીને ‘ઈશ્વર જ જગત’ અથવા ‘જગત ઈશ્વર જ છે’) એ બીજી વિચારધારાએ પહોંચીને તત્વજ્ઞાનના બધા ઉપદેશો પૂરા થાય છે. ગીતામાં પણ ‘વાસુદેવઃ સર્વમિતિ’ જેવાં અનેક વાક્યોમાં તેના પડછંદા પડેલા છે. આધુનિક વિજ્ઞાન પણ હવે પદાર્થોની અંતરંગ એકતામાં

તેના પોતાના સિદ્ધાંતો પ્રમાણે માનવું થયું છે. ત્યારે હજારો વરસો પહેલાં એકતાની આ મહાન શોધ કરનારા ભારતના પ્રાતઃ સ્મરણીય તપઃપૂત ઋષિવરો માટે આપણને અત્યંત આદર ને ગૌરવની લાગણી થયા વિના નથી રહેતી. જીવમાત્રમાં પરમાત્મા છે એ એકતાના સુવર્ણસિદ્ધાંતને જો આપણે સમજીએ ને જીવનમાં ઉતારતાં કે પચાવતાં શીખીએ તો આપણા વ્યવહારમાં મોટો ફેર પડી જાય. જીવમાત્ર પ્રત્યેનું આપણું વર્તન નિર્મળ ને પ્રેમમય બની જાય. એટલે આપણા ઋષિઓ તરફ આદર ને ગૌરવની લાગણીનું પ્રદર્શન કરીને જ આપણે બેસી નથી રહેવાનું; પરંતુ તેમને પ્રિય સિદ્ધાંતોને જીવનમાં સાકાર કરીને તેમનું બહુમાન કરવાનું છે ને તેમને ન્યાય આપવાનો છે.

## [૩૯] નિર્ભયતાની દશા

ઋષિ એક બીજી મહત્ત્વની વાત કહે છે કે (પરમાત્માને જાણી લેનાર સદા નિર્ભય બની જાય છે.) સાચું છે. (જીવમાત્રમાં તે પરમાત્માના પરમ પ્રકાશનું દર્શન કરે છે તેથી તેને કોઈનો પણ ભય નથી રહેતો.) જંગલી કે હિંસક પ્રાણીનો જ ભય નથી રહેતો એમ નહિ, પરંતુ મૃત્યુનો ભય, નરક જેવા લોકોનો ભય, કુકર્મો થવાનો કે દુર્ગતિનો કશાનો ભય તેને નથી રહેતો. પરીક્ષિતને પરમાત્માનું જ્ઞાન થયું તેથી સાત જ દિવસમાં નિર્ભયતા મળી ગઈ. શુકદેવે તેને પૂછ્યું કે હવે તને મૃત્યુનો ભય છે, તો તેણે તરત જ ઉત્તર આપ્યો કે ના. હવે મને મૃત્યુનો લેશ પણ ભય નથી. પરમાત્માની મારા પર કૃપા છે. હું પરમાત્મરૂપ જ છું. મૃત્યુ મને કાંઈ જ કરી શકે તેમ નથી. એક નહિ પણ હજારો તક્ષક નાગ આવે તોપણ મને ભય નથી. સાત દિવસ પહેલાં મૃત્યુથી ડરીને રાજ્યનો ત્યાગ કરી શાંતિની શોધમાં નીકળેલા પરીક્ષિતની આવી નીડરતાનું કારણ શુકદેવ જેવા સદ્‌ગુરુ ને તેમની પાસેથી પ્રાપ્ત થયેલું જ્ઞાન હતું. આત્મજ્ઞાનનો પ્રભાવ એવો અનેરો

છે. એવા જ્ઞાની પુરુષનું સમસ્ત જીવન જ પુણ્યમય ને પવિત્ર બની જાય છે. પાપ ને પુણ્યની ચિંતા તેને નથી રહેતી. એનો અર્થ એવો નથી કરવાનો કે તે સ્વચ્છંદી બની જાય છે ને ભ્રમિતની જેમ ફાવે તેમ આચરણ કરે છે. તેનો સ્વભાવ જ એવો નિર્મળ ને પ્રભુમય થઈ જાય છે કે ખૂરાં કામ તેનાથી થતાં જ નથી. તેથી કુકર્મને કરવાનો ને તેને માટે પશ્ચાત્તાપ કરવાનો અવસર તેના જીવનમાં નથી આવતો. તેના જીવનમાં સહજ રીતે જ સત્કર્મ થયા કરે છે. સત્કર્મ કરીને તેને સ્વર્ગ જેવા લોક કે બીજા ભોગ મેળવવાની ઇચ્છા નથી હોતી; પરંતુ સત્કર્મ તેનો સ્વભાવ બની જાય છે. સત્કર્મ વિના તેના સ્વભાવ ને જીવનમાં કાંઈ જ રહેતું નથી. વાણી, વિચાર ને વર્તનની નાનીમોટી બધી જ ગંદકી તેના જીવનમાંથી કાયમને માટે દૂર થાય છે. સાધકોએ આ વાત યાદ રાખવાની છે ને જ્ઞાનને નામે મિથ્યાચાર ને અનીતિ ન થાય ને ન પોષાય તેનું બારીકાઈથી ને ડગલે ને પગલે ધ્યાન રાખવાનું છે. પ્રજાએ પણ જ્ઞાનની આ ઉપયોગી જીવનસુધારણાની વાતને સમજી લઈ વ્યવહારની શુદ્ધિનો સતત આગ્રહ રાખતાં શીખવું જોઈએ.

બધી જાતની નિર્ભયતા એ રીતે જ્ઞાનથી કેળવાય છે ને જ્ઞાનમાં અભિવૃદ્ધિ થતાં સહજ બને છે. જ્યાં ભય છે ત્યાં વેર પણ છે. ભય નથી ત્યાં વેરભાવને પણ સ્થાન નથી. પ્રેમ ને સાર્વત્રિક પ્રેમની પુણ્યવંતી પાવની ગંગા ત્યાં વહ્યા કરે છે. જે તેને જુએ છે, સ્પર્શે છે કે અનુભવે છે તે ધન્ય બને છે.

તૈત્તિરીય ઉપનિષદની બીજી વલ્લી હવે પૂરી થાય છે.

## ત્રીજી વલ્લી : ભૃગુવલ્લી

### [૪૦] જાગૃતિની જરૂર

પરીક્ષિતને તો ખબર હતી કે તેનું મૃત્યુ સાત દિવસમાં થવાનું છે. તેથી સાત દિવસની તેને નિરાંત હતી. સાત દિવસ જે વચ્ચે મળ્યા તેનો લાભ તેણે સારી પેઠે લઈ લીધો, ને આ સંસારમાંથી

બીજા સંસાર માટેની સફર શરૂ કરતાં પહેલાં જરૂરી એવી બધી તૈયારી કરી લીધી. પરન્તુ સંસારના મોટા ભાગના કે લગભગ બધા જ લોકોને પોતાની સફરના છેલ્લા સમયની ખબર નથી. સાત દિવસ તો શું પણ સાત ઘડીની પણ ખબર નથી. અરે, ઘડીના છઠ્ઠા ભાગમાં શું થવાનું છે તેની પણ તેમને જાણ નથી. એક ક્ષણની પણ સલામતી કે ખાતરી નથી. મૃત્યુ તેમને માટે અનિશ્ચિત છે ને કઈ પળે શરીર છોડીને તેમને આગળ સફર કરવી પડશે તેની ખબર નથી. છતાં પણ તે તદ્દન ટાઢક વાળીને, વંશપરંપરાનો પટ્ટો લખાવીને આવ્યા હોય તેમ અવિવેકી બનીને, બેસી રહ્યા છે એ આશ્ચર્યજનક છે. જેમને મૃત્યુની નક્કી માહિતી નથી તેમણે તો તે પહેલાંની જરૂરી તૈયારી વધારે ને વધારે ત્વરા ને ચોકસાઈથી કરવી જોઈએ. જીવનને નિર્મળ ને પ્રભુમય કરવા તેમણે બનતા બધા પ્રયાસો કરવા જોઈએ. એવા પ્રયાસમાં બીજી કેટલીક સાધનાની સાથે જ્ઞાનનો પણ સમાવેશ થાય છે ને ઉપનિષદની વિચારણાથી તેમાં મોટી મદદ મળે છે. ઉપનિષદમાં માણસની કાયાપલટ કરવાની, તેને વધારે ને વધારે આગળ લઈ જવાની, પ્રભુપરાયણ બનાવવાની ને પરમાત્માની પાસે પહોંચાડી જીવનની સફળતા ને ધન્યતાનો લહાવો આપવાની શક્તિ છે. જીવનને ઉજ્જવળ ને પ્રભુમય બનાવવામાં તે ભારે મદદરૂપ થઈ શકે છે. આ જીવન ઘણું કીમતી છે. જરૂરી વિકાસને માટે પુરુષાર્થ કરવાનો એક મોટામાં મોટો અવસર તેના રૂપમાં આવી મળ્યો છે. માટે તેની પ્રત્યેક પળે જાગ્રત ને સાવધાન રહેવાની તેમ જ આગળ વધવાની જરૂર છે. પ્રમાદ ને ગફલતમાં પડીને સમયને બરબાદ કરવાનું બુદ્ધિમાન કે વિવેકી પુરુષને જરા પણ પરવડે તેમ નથી.

[૪૧] બ્રહ્મનો વિચાર

આ ઉપનિષદની ત્રીજી વલ્લીને ભૃગુવલ્લીનું નામ આપવામાં આવ્યું છે. તેનું મુખ્ય કારણ એ છે કે તેમાં ભૃગુના ક્રમિક તપની ને તેને થયેલા જ્ઞાનના અનુભવની વાત આવે છે. વાતની શરૂઆત

એવી રીતે થાય છે કે ભૃગુએ પોતાના પિતા વરુણ પાસે જઈને કહ્યું કે ભગવન્, મને બ્રહ્મનો ઉપદેશ આપો અથવા પરમાત્મા વિશે કાંઈક કહો.

વરુણે તેને કહ્યું કે અન્ન અથવા શરીર, પ્રાણ, આંખ, કાન, મન ને વાણી તે બ્રહ્મને જાણવાનાં સાધન છે તથા બ્રહ્મમય છે. બ્રહ્મ કે પરમાત્મા વિશે વધારે ઉલ્લેખ કરતાં તેમણે ખુલાસો કર્યો : 'બ્રહ્મ અથવા પરમાત્મામાંથી જ બધાં પ્રાણી પેદા થાય છે; પેદા થયેલાં બધાં તેના શક્તિથી જ જીવે છે, ને છેવટે બધાં તેમાં જ મળી જાય છે. જીવમાત્રનું મૂળ ઉત્પત્તિસ્થાન, પ્રેરણા ને શક્તિનું આધારસ્થાન તથા આખરી વિશ્રામસ્થાન તે જ છે. તે બ્રહ્મને જાણવાની તું ઇચ્છા કર.'

પિતાની વાતને ધ્યાનપૂર્વક સાંભળીને ભૃગુએ તપ કર્યું. તપ ને વિચારની શક્તિથી તેને સમજાયું કે અન્ન બ્રહ્મ છે. કેમ કે પિતાએ કહેલી બધી જ શરતો અન્નમાં સમાઈ જતી હતી. અન્નમાંથી જ પ્રાણીઓનો જન્મ થાય છે એ તેને દેખીતી રીતે જ સમજાયું. અન્નની મદદથી જન્મેલાં પ્રાણી જીવી શકે છે એ વાત પણ તેની બુદ્ધિમાં સહેલાઈથી ઊતરી ગઈ. છેવટે તેને એ પણ સમજાયું કે અન્નની આધારરૂપ માતા ધરતીમાં જ બધાં પ્રાણી મળી જાય છે. તેથી તેણે નક્કી કર્યું કે અન્ન જ બ્રહ્મરૂપ છે; અન્નમાં પરમાત્માની બધી જરૂરી લાયકાત આવી જતી હોવાથી અન્ન જ પરમાત્મા છે એવી તેને ખાતરી થઈ.

એવી પ્રતીતિ પછી ભૃગુએ પિતાની પાસે જઈને પોતાનો અનુભવ કહી બતાવ્યો ને બ્રહ્મ સંબંધી વધારે ઉપદેશ આપવાની માગણી કરી. પિતાએ તેને સૂચના કરી કે તપ કરવાથી બ્રહ્મને જાણી શકાય છે, માટે તું હજી વધારે તપ કર, ને બ્રહ્મને જાણવા માટે તારી મેળે જ પ્રયાસ કર.

ભૃગુના પિતા વરુણની જ્ઞાન આપવાની પદ્ધતિ ઘણી લાક્ષણિક ને સુંદર હતી. કેળવણીના ક્ષેત્રમાં કેટલાંક જરૂરી સૂચન પૂરાં પાડીને વિદ્યાર્થી પાસેથી આગળની વધારે માહિતી ક્રમેક્રમે ને આપોઆપ કઢાવી લેવાની પદ્ધતિ ઘણે ઠેકાણે શરૂ થઈ છે. વિદ્યાર્થી પોતે બધું વાંચી જાય, ગોખી લે, ને શિક્ષક તેને બધું જ સમજાવી દે તે પદ્ધતિ કરતાં આ પદ્ધતિથી વિદ્યાર્થીની જિજ્ઞાસા ને સંશોધનવૃત્તિ સુધરે છે ને તે સ્વાશ્રયી બનતાં શીખે છે. તેનું શિક્ષણ રસમય બને છે. વરુણની પદ્ધતિ પણ તેવી જ હતી. તે ધારત તો બ્રહ્મ વિશેની બધી માહિતી પહેલેથી જ પૂરી પાડી શકત. પરંતુ ભૃગુ પોતે વિચાર ને તપ કરતાં શીખે ને જરૂરી જ્ઞાન મેળવે તેવી તેમની ઇચ્છા હતી. તેવું જ્ઞાન ભૃગુને માટે અત્યંત કીમતી ને વિશ્વસનીય થઈ રહેશે તેની તેમને ખાતરી હતી. બળજબરીથી લાદેલા જ્ઞાનમાં તેમને રસ ન હતો. માણસો આજે પુસ્તકપારાયણ કરીને જ બ્રહ્મજ્ઞાની બની જાય છે. પરંતુ સ્વતંત્ર વિચાર ને તપ અથવા જરૂરી સાધનામાં વધારે ને વધારે રસ લેવાની જરૂર છે. તેવા રસને પરિણામે જે અનુભવસિદ્ધ જ્ઞાન મળશે તેની ચમક, સુવાસ ને મસ્તી કોઈ ઓર જ હશે.

પિતાની સૂચના પ્રમાણે ભૃગુએ વિચાર ને તપનો ફરી આધાર લીધો ને નક્કી કર્યું કે પ્રાણ બ્રહ્મ છે. તેને સમજાયું કે પ્રાણી પ્રાણમાંથી જ પેદા થાય છે, પ્રાણની મદદથી જ જીવી શકે છે, ને છેવટે પ્રાણમાં જ લય પામે છે. મૃત્યુ આવે છે ત્યારે પ્રાણ શરીરની બહાર ચાલ્યો જાય છે. એટલે પ્રાણીની ચેતના પ્રાણમાં જ રહેલી છે ને પ્રાણમાં મળી જાય છે તેવી તેને ખાતરી થઈ.

પોતાનો એ નિર્ણય તેણે પિતા વરુણને કહી સંભળાવ્યો ને બ્રહ્મ વિશે કાંઈ બાકી હોય તો વધારે કહેવા કે સમજાવવા પ્રાર્થના કરી.

ભૃગુ નામના બીજા બાળકનો આ ઉપનિષદમાં ઉલ્લેખ કરવામાં આવ્યો છે. તેનો બરાબર વિચાર કરવા જેવો છે. જે દેશ ને સંસ્કૃતિમાં આવા પરમાત્મપ્રેમી બાળકો પેદા થયાં તે દેશ ને સંસ્કૃતિને સાચેસાચ ધન્યવાદ ઘટે છે. તેના તરફ આપણને માન ઉત્પન્ન થયા વિના નથી રહેતું. તે પ્રજા ને સંસ્કૃતિ સભ્યતા ને સર્વોત્તમતાના સર્વશ્રેષ્ઠ શિખરે પહોંચેલી હતી એમાં કોઈ પ્રકારનો સંદેહ નથી. તે પ્રજાને પછાત, જંગલી કે અજ્ઞાન કહેવી તે પોતાના અજ્ઞાનનું પ્રદર્શન કરવા બરાબર છે.

ભૃગુને વરુણ મળ્યા ને નચિકેતાને યમ; તેમ જેનામાં જિજ્ઞાસા ને પરમાત્માની લગની છે તેને જરૂરી પથપ્રદર્શક ગુરુ જરૂર મળશે. જેના દિલમાં ઈશ્વરદર્શનની ભૂખ લાગી ગઈ તેણે ગુરુને માટે ચિંતા કરવાની કે ભટકવાની જરૂર નથી. ગુરુ તેને માટે જરૂરી હશે તો આપોઆપ આવી મળશે ને મદદ કરશે. પરમાત્મા પોતે તેની સંભાળ રાખશે ને તેના પ્રેરક, સંચાલક ને તારક થશે. જરૂર છે સૌથી પહેલાં તીવ્ર તલસાટ ને સાચી લગનની; પ્રામાણિક વિકાસ માટેની પ્યાસ ને આગળ ને આગળ વધવાની અદમ્ય નમ્ર ઇચ્છાની. બીજી જરૂર પછી આપોઆપ આવી મળશે ને જીવન ધન્ય બનશે. જે પોતાના જીવનને ઉજ્જ્વળ કરવા કટિબદ્ધ બને છે તેણે સાધન અથવા સહાયની ચિન્તા કરવાની જરૂર નથી. મદદ ને માર્ગ તેને આપોઆપ મળ્યા કરશે. નદી ને ઝરણાં ગમે તેવા પ્રતિકૂળ પ્રદેશમાંથી પણ આપોઆપ આગળ વધે છે તેમ તેની સફર પણ સફળતાપૂર્વક સતત રીતે થયા કરશે.

## [૪૩] પૂર્ણાહુતિ

ઋષિ કહે છે કે ભૃગુએ જાણેલી આ વિદ્યાને જે જાણી લે છે તે સ્થિરતાને ધારણ કરે છે ને પરમાત્માને પ્રાપ્ત કરીને પરમાનંદનો ભાગી બને છે. એ પછી તેમણે અન્ન વિશે બેચાર મહત્ત્વની વાતોનો ઉલ્લેખ કર્યો છે. આજે હજારો વરસો પછી પણ

તે વાતો એટલી જ ઉપયોગી ને અનુકરણીય છે. એ વાતોનું બરાબર ધ્યાન રાખવાથી આજે પણ લાભ થાય એમ છે. પહેલી વાત તો એ છે કે અન્નનો ત્યાગ કરવો નહિ. કેટલાંક ઘરોમાં અન્ન એટલું બધું છાંડવામાં આવે છે કે લાંબે વખતે તેનો સરવાળો ઘણો મોટો થાય. એને અન્નનો બગાડ જ કહી શકાય ને બગાડની એ કુટેવમાંથી બધાએ બચવું જોઈએ. રાંધનારે જરૂર જેટલું જ રાંધવાની, પીરસનારે વધારે બળજબરી કે દુરાગ્રહ કર્યા વિના જરૂર — જમનારાની જરૂર પૂરતું જ પીરસવાની ને ખાનારે ખપ પૂરતું જ લેવાની ને ખાવાની ટેવ પાડવી જોઈએ. મોટા ને ભણેલા માણસો પણ એ પ્રમાણે નથી કરતા. તેને લીધે ઘણુંઘણું નુકસાન થાય છે.

બીજી વાત એ કહેવામાં આવી છે કે અન્નને પુષ્કળ પ્રમાણમાં પેદા કરવું. એ પણ સાચું છે. અન્નની સમસ્યા માનવની પ્રાણ-સમસ્યા છે, ને તેની ઉપેક્ષા કરવાનું કોઈ કાળે પાલવે તેમ નથી. એક બાજુ વસ્તીવધારાનો પ્રશ્ન છે ને બીજી બાજુ જરૂરી અન્ન પેદા કરવાનો કે મેળવવાનો. તે બન્ને પ્રશ્નોનું યોગ્ય નિરાકરણ કરવાની જરૂર છે. અન્ન વધારે ને વધારે પ્રમાણમાં પેદા કરવાના પ્રયાસની સાથે, અન્ન પર જીવનનો મોટો આધાર હોવાથી, અન્નની ગુણવત્તામાં સુધારો થાય તેવા પ્રયાસ પણ કરવા જોઈએ.

ત્રીજી વાત અતિથિના સત્કારની વાતમાં સમાઈ જાય છે. ઋષિ કહે છે કે કોઈ પણ અતિથિનો અનાદર ન કરવો. અતિથિનો અન્ન ને બીજા આવશ્યક પદાર્થોથી સારી રીતે સત્કાર કરી શકાય તે માટે પોતાની સ્થિતિ સુધારવી.

પરમાત્માની પ્રાપ્તિ કરનાર મહાપુરુષ આખા જગતની સાથે એકતાનો અનુભવ કરે છે. મૃત્યુ પછી તે ઇચ્છાનુસારના સ્વરૂપવાળો થઈ શકે છે અથવા ઇચ્છા પ્રમાણે પરબ્રહ્મ પરમાત્મામાં મળી

[૪૨] ગુરુ ને શિષ્ય

પિતાએ તેને ફરી તપ તેમ જ વિચારની આધાર લેવાન આજ્ઞા કરી, ને તેને પરિણામે તેણે ક્રમેક્રમે 'મન બ્રહ્મ છે' 'વિજ્ઞાન બ્રહ્મ છે' ને છેવટે 'આનંદ બ્રહ્મ છે' એમ જાણ્યું આનંદમય બ્રહ્મને જાણવાથી પરમાત્મા સંબંધી જાણવાની તેન વૃત્તિ શાંત થઈ, તેનું તપ તેમ જ ચિન્તન પણ પૂરું થયું. એ માટે તેના પિતા વરુણને જેટલો ધન્યવાદ આપીએ એટલો ઓછે છે. તેના પિતા તેની જિજ્ઞાસાવૃત્તિને પહેલેથી જ સહકાર ન આપત ને તેના પર ઠંડું પાણી નાખી દેત તો તેનો આટલો ઉત્તમ વિકાસ ભાગ્યે જ થઈ શકત. તેણે પ્રાપ્ત કરેલા અનુભવજ્ઞાનથી તેના પિતાએ પ્રત્યેક વખતે સંતોષની ભાવના વ્યક્ત કરી ને તેને ઉત્સાહ આપ્યો; પરંતુ મેળવેલા અધૂરા જ્ઞાનના નશામાં મત્ત બનીને પોતાને સર્વજ્ઞ ને કૃતકૃત્ય માનીને તે બેસી ન રહે ને પૂર્ણ જ્ઞાનના રાજમાર્ગ પર ક્રમેક્રમે આગળ ને આગળ વધતો જાય તેની પણ તેમણે તકેદારી રાખી. એવા પિતા ને ગુરુ સંસારમાં ઘણા ઓછા મળે છે. કેટલાક વડીલો ને ગુરુવરો તો પ્રશ્નોને સાંભળવાની ને તેમના સહાનુભૂતિપૂર્વકના ઉત્તરો આપવાની રસવૃત્તિ જ નથી બતાવતા. કોઈ જિજ્ઞાસુ તેમના પાસે જાય ને શંકાનું સમાધાન ચાહે તે તેમને બિલકુલ ગમતું નથી. તેથી કોઈ જિજ્ઞાસુને મળવાનું ને તેની જિજ્ઞાસા સંતોષવાનું કામ તે નછૂટકે જ કરે છે. બીજા કેટલાક જ્ઞાની પુરુષો શંકાના સમાધાનમાં રસ લે છે પરંતુ તદ્દન સાધારણ રૂપમાં. પ્રશ્નો ને વિષયોને જલદી પતાવવાની ને બની શકે તો ટાળવાની તેમની ટેવ હોય છે. બહુ જ ઓછા જ્ઞાની પુરુષો જિજ્ઞાસુને શાંતિ ને સહાનુભૂતિપૂર્વક સમજવા કે સાંભળવાની ને જરૂરી પથપ્રદર્શન કરવાની વૃત્તિવાળા હોય છે. પોતાના વિચારોને બીજાના પર બળજબરીથી લાદવાને બદલે, બીજાનો બને તેટલો સ્વતંત્ર વિકાસ થાય તેવી ઇચ્છાવાળા જ્ઞાની પુરુષો એથી પણ ઓછા મળે છે. ભૃગુના પિતા એવા વિરલ મહાપુરુષોમાંના

એક હતા. તેને લીધે જ ભૃગુનો સ્વતંત્ર ને સંપૂર્ણ વિકાસ શક્ય બની શક્યો.

તે માટેનો યશ ભૃગુને પોતાને પણ નથી ઘટતો એમ નહિ: તેની પોતાની જિજ્ઞાસાવૃત્તિ, જ્ઞાનની લગની, શ્રદ્ધા, શાંતિ, ધ્યેયની નિષ્ઠા ને તપપ્રિયતાની આપણે કદર કરવી ઘટે છે. તે બધાનો વિચાર કરવાથી તેને માટે આપણને માન થયા વિના નથી રહેતું. તે બધી જરૂરી યોગ્યતા તેનામાં ન હોત તો તે પૂર્ણજ્ઞાનનો સફળ પ્રવાસી બનીને પરમાત્માની આખરી અનુભૂતિ સુધી પહોંચવાને બદલે, આળસ, અધકચરા જ્ઞાનના અભિમાન ને મિથ્યા સંતોષ કે અશ્રદ્ધાના સકંજામાં સપડાઈને જીવનની ધન્યતાની પ્રાપ્તિ ન કરી શકત. જરૂરી ગુરુ મળવા ખરેખર મુશ્કેલ છે — અત્યંત દુર્લભ છે એ સાચું છે. પરંતુ જરૂરી યોગ્યતાવાળા જિજ્ઞાસુ કે શિષ્ય પણ છેક જ દુર્લભ છે એ પણ એટલું જ — બલકે એથી પણ વધારે સાચું છે. ઉત્તમ ગુરુ હોય પરંતુ ઉત્તમ જિજ્ઞાસુ શિષ્ય ન હોય તો વિશેષ હેતુ નથી સરતો. સાચી જિજ્ઞાસા કોઈ બડભાગીના દિલમાં જ ઉત્પન્ન થાય છે. કોઈક ભાગ્યશાળીને જ પરમાત્માને મેળવવાની કે જાણવાની ઇચ્છા થાય છે. પરમાત્માના પ્રત્યક્ષ અનુભવની લગની એવા ભાગ્યશાળી માણસોમાંથી પણ ભાગ્યે જ કોઈકને લાગે છે. જેમને લગની લાગે છે તેમાંના બહુ ઓછા માણસોની લગની ટકે છે. તેમાંના પણ બહુ થોડા સાધકો વચગાળાના પડાવને પાર કરીને કોઈ સદ્‌ગુરુની સહાયથી કે પોતાના મનોબળના પ્રભાવથી પરમાત્માના સાક્ષાત્કારનો મહાસ્વાદ માણી શકે છે. એવા વિરલ, આંગળીને વેઢે ગણી શકાય એવા, સાધક કે જિજ્ઞાસુમાં ભૃગુની ગણના સહેલાઈથી કરી શકાય તેમ છે. આગળ કઠ ઉપનિષદમાં એવા જ એક બીજા સત્યની જિજ્ઞાસાવાળા પ્રતાપી બાળક નચિકેતાનો ઉલ્લેખ આવી ગયો છે. યમની મદદથી એને અમૃતપદની પ્રાપ્તિ થઈ હતી. ઉપનિષદકાળના એવા જ પ્રતાપી

ભૃગુ નામના બીજા બાળકનો આ ઉપનિષદમાં ઉલ્લેખ કરવામાં આવ્યો છે. તેનો બરાબર વિચાર કરવા જેવો છે. જે દેશ ને સંસ્કૃતિમાં આવા પરમાત્મપ્રેમી બાળકો પેદા થયાં તે દેશ ને સંસ્કૃતિને સાચેસાચ ધન્યવાદ ઘટે છે. તેના તરફ આપણને માન ઉત્પન્ન થયા વિના નથી રહેતું. તે પ્રજા ને સંસ્કૃતિ સભ્યતા ને સર્વોત્તમતાના સર્વશ્રેષ્ઠ શિખરે પહોંચેલી હતી એમાં કોઈ પ્રકારનો સંદેહ નથી. તે પ્રજાને પછાત, જંગલી કે અજ્ઞાન કહેવી તે પોતાના અજ્ઞાનનું પ્રદર્શન કરવા બરાબર છે.

ભૃગુને વરુણ મળ્યા ને નચિકેતાને યમ; તેમ જેનામાં જિજ્ઞાસા ને પરમાત્માની લગની છે તેને જરૂરી પથપ્રદર્શક ગુરુ જરૂર મળશે. જેના દિલમાં ઈશ્વરદર્શનની ભૂખ લાગી ગઈ તેણે ગુરુને માટે ચિંતા કરવાની કે ભટકવાની જરૂર નથી. ગુરુ તેને માટે જરૂરી હશે તો આપોઆપ આવી મળશે ને મદદ કરશે. પરમાત્મા પોતે તેની સંભાળ રાખશે ને તેના પ્રેરક, સંચાલક ને તારક થશે. જરૂર છે સૌથી પહેલાં તીવ્ર તલસાટ ને સાચી લગનની; પ્રામાણિક વિકાસ માટેની પ્યાસ ને આગળ ને આગળ વધવાની અદમ્ય નમ્ર ઇચ્છાની. બીજી જરૂર પછી આપોઆપ આવી મળશે ને જીવન ધન્ય બનશે. જે પોતાના જીવનને ઉજ્જ્વળ કરવા કટિબદ્ધ બને છે તેણે સાધન અથવા સહાયની ચિન્તા કરવાની જરૂર નથી. મદદ ને માર્ગ તેને આપોઆપ મળ્યા કરશે. નદી ને ઝરણાં ગમે તેવા પ્રતિકૂળ પ્રદેશમાંથી પણ આપોઆપ આગળ વધે છે તેમ તેની સફર પણ સફળતાપૂર્વક સતત રીતે થયા કરશે.

### [૪૩] પૂર્ણાહુતિ

ઋષિ કહે છે કે ભૃગુએ જાણેલી આ વિદ્યાને જે જાણી લે છે તે સ્થિરતાને ધારણ કરે છે ને પરમાત્માને પ્રાપ્ત કરીને પરમાનંદનો ભાગી બને છે. એ પછી તેમણે અન્ન વિશે બેચાર મહત્ત્વની વાતોનો ઉલ્લેખ કર્યો છે. આજે હજારો વરસો પછી પણ

તે વાતો એટલી જ ઉપયોગી ને અનુકરણીય છે. એ વાતોનું બરાબર ધ્યાન રાખવાથી આજે પણ લાભ થાય એમ છે. પહેલી વાત તો એ છે કે અન્નનો ત્યાગ કરવો નહિ. કેટલાંક ઘરોમાં અન્ન એટલું બધું છાંડવામાં આવે છે કે લાંબે વખતે તેનો સરવાળો ઘણો મોટો થાય. એને અન્નનો બગાડ જ કહી શકાય ને બગાડની એ કુટેવમાંથી બધાએ બચવું જોઈએ. રાંધનારે જરૂર જેટલું જ રાંધવાની, પીરસનારે વધારે બળજબરી કે દુરાગ્રહ કર્યા વિના જરૂર—જમનારાની જરૂર પૂરતું જ પીરસવાની ને ખાનારે ખપ પૂરતું જ લેવાની ને ખાવાની ટેવ પાડવી જોઈએ. મોટા ને ભણેલા માણસો પણ એ પ્રમાણે નથી કરતા. તેને લીધે ઘણુંઘણું નુકસાન થાય છે.

બીજી વાત એ કહેવામાં આવી છે કે અન્નને પુષ્કળ પ્રમાણમાં પેદા કરવું. એ પણ સાચું છે. અન્નની સમસ્યા માનવની પ્રાણ-સમસ્યા છે, ને તેની ઉપેક્ષા કરવાનું કોઈ કાળે પાલવે તેમ નથી. એક બાજુ વસ્તીવધારાનો પ્રશ્ન છે ને બીજી બાજુ જરૂરી અન્ન પેદા કરવાનો કે મેળવવાનો. તે બન્ને પ્રશ્નોનું યોગ્ય નિરાકરણ કરવાની જરૂર છે. અન્ન વધારે ને વધારે પ્રમાણમાં પેદા કરવાના પ્રયાસની સાથે, અન્ન પર જીવનનો મોટો આધાર હોવાથી, અન્નની ગુણવત્તામાં સુધારો થાય તેવા પ્રયાસ પણ કરવા જોઈએ.

ત્રીજી વાત અતિથિના સત્કારની વાતમાં સમાઈ જાય છે. ઋષિ કહે છે કે કોઈ પણ અતિથિનો અનાદર ન કરવો. અતિથિનો અન્ન ને બીજા આવશ્યક પદાર્થોથી સારી રીતે સત્કાર કરી શકાય તે માટે પોતાની સ્થિતિ સુધારવી.

પરમાત્માની પ્રાપ્તિ કરનાર મહાપુરુષ આખા જગતની સાથે એકતાનો અનુભવ કરે છે. મૃત્યુ પછી તે ઇચ્છાનુસારના સ્વરૂપવાળો થઈ શકે છે અથવા ઇચ્છા પ્રમાણે પરબ્રહ્મ પરમાત્મામાં મળી

જાય છે. એવા પુરુષનું જીવન ધન્ય બને છે. એમ કહીને ઋષિ સૂચવે છે કે પરમાત્માને જાણ્યા વિના કોઈને પણ જીવનની ધન્યતા, મુક્તિ કે પરમ શાંતિ નથી મળી શકતી. તે માટે શાંતિપાઠના રૂપમાં પરમાત્માની પ્રાર્થના કરીને ને સર્વદેવરૂપ પરમાત્માને નમસ્કાર કરીને ઋષિ આપણા અંતરમાં ભક્તિભાવનો પવિત્ર પ્રવાહ પેદા કરે છે, ને આ ઉપનિષદની પૂર્ણાહુતિ કરે છે.

## શ્વેતાશ્વતર ઉપનિષદ

### મહત્ત્વના મુદ્દા

[૧] પ્રારંભ

[૨] પ્રશ્નોની પરંપરા

[૩] જગતનું મૂળ કારણ

[૪] ચક્ર ને નદીની ઉપમા

[૫] દુઃખ, દર્દ ને બંધનમાંથી છૂટવાનો ઉપાય

[૬] ચાંગદેવની વાતનો સાર

[૭] તટસ્થતાની સર્વોત્તમ શક્તિ

[૮] જીવન : એક આશીર્વાદ

[૯] ત્યાગ ને તટસ્થતા

[૧૦] સત્ય ને તપની જરૂર

[૧૧] પરમાત્માનું દર્શન જ નહિ પણ પરમાત્મમયતા : એ જાતની ચેલછા.

[૨૯] જન્મનો ઉલ્લેખ કેમ નહિ?

[૩૦] ધ્યાનથી અખંડ યૌવન મળે ખરું?

[૩૧] સિદ્ધિની કઠિનતા

[૩૨] ધર્મની મુખ્ય સાધના : સૃષ્ટિનું રૂપાંતર

[૩૩] સાધનાની શરૂઆતનાં લક્ષણો

[૩૪] જીવનની ધન્યતા

[૩૫] અંદરનાં ને બહારનાં વિઘ્નો

[૩૬] દૈવી શક્તિઓ નડતરરૂપ નથી

[૩૭] અનુભવનો અમર શ્લોક

[૩૮] પરમાત્માના મહિમાના શ્લોકો

[૩૯] સાંસારિક સુખાકારીની કામના

[૪૦] જ્ઞાનની પ્રાપ્તિ

[૪૧] પૂર્ણાહુતિ

## શ્વેતાશ્વતર ઉપનિષદ

### [૧] પ્રારંભ

પ્રત્યેક ઉપનિષદનો પ્રારંભ શાંતિપાઠથી જ થાય છે. શાંતિપાઠ એક પ્રકારની પ્રાર્થના જ છે. તેમાં માનવહૃદયમાં ઉત્પન્ન થતા ઊંચામાં ઊંચા જીવનના મંગલ માટેના ભાવો ને વિચારોનો સમાવેશ થાય છે. સાંભળનાર કે વાંચનારને તે ભાવો સ્પર્શે છે, જાગ્રત કરે છે, ને જીવનના મંગલ માટે તૈયાર કરે છે. માનવના મનમાં તે અત્યંત અસરકારક રીતે ઊતરી જાય છે ને ભાવના, મહત્ત્વાકાંક્ષા ને પ્રસન્નતાની નવી લહર પેદા કરે છે. એ વેદકાલીન સમયને યાદ કરીએ છીએ ત્યારે આપણા અંતરમાં અનેરો આનંદ ઉત્પન્ન થાય છે. નદીના તટપ્રદેશમાં શાંત ને એકાંત ઋષિઓના આનંદદાયક સુંદર આશ્રમ હતા. પ્રભુપરાયણ, પવિત્ર ને તપસ્વી મહાત્માઓ તેમાં નિવાસ કરતા. વિદ્યાર્થીઓ ત્યાં વિદ્યાપ્રાપ્તિ પણ કરતા, ને જ્ઞાનવિજ્ઞાનની જરૂરી ચર્ચાવિચારણા પણ ત્યાં ચાલ્યા કરતી. એ આશ્રમ નહિ પરન્તુ આધ્યાત્મિકતાના આગાર હતા; સંસ્કૃતિનું પ્રતિનિધિત્વ કરનારાં પાવરહાઉસ હતાં. ત્યાં શક્તિ પેદા થતી ને પછી વાયુમંડળમાં બધે ફેલાતી. સમાજને એ શક્તિથી મદદ મળતી. એ મહાન ઋષિવરોના આપણે ખૂબ જ ઋણી છીએ. તેમના જ પુરુષાર્થના પ્રતાપથી અધ્યાત્મજ્ઞાનના આ મહાન મંત્રોનો પરિચય આપણને થઈ રહ્યો છે. માનવજાતિનું મંગલ કરનારી ઉપનિષદની આ આર્ષવાણીનો બધો યશ તેમને જ ઘટે છે.

જ્ઞાનની ચર્ચાવિચારણાના પ્રારંભ પહેલાં વિદ્યાર્થી ને જિજ્ઞાસુના સમૂહ સાથે ઋષિ શાંતિપાઠની શરૂઆત કરતા હશે ને તેના

પ્રેરક મંગલ ભાવ વાતાવરણમાં બધે જ ફરી વળતા હશે તે વખતનું રેખાચિત્ર દૃષ્ટિપટ પાસે રજૂ કરો જોઈએ. કેવો અવનવો અનુભવ થાય છે! શાંતિપાઠ એક પ્રકારની પ્રાર્થના જ છે તે વાત આપણે આગળ કરી ગયા જ છીએ. કોઈ શુભ અવસર હોય ત્યારે ને વિદ્યાલયો તથા આશ્રમોમાં આજે પણ પ્રાર્થનાની પરિપાટી ચાલે છે ને તેની વાતાવરણ પર સારી અસર થાય છે તે નક્કી છે. પ્રાર્થનાના બીજા ઘણા લાભ છે. પરંતુ સૌથી મહત્ત્વનો ને તાત્કાલિક દેખીતો લાભ સદ્‌વિચારો ને સદ્‌ભાવનાથી થતી અંદરના ને બહારના વાતાવરણની શુદ્ધિનો છે. તેવી શુદ્ધિ ભલે કામચલાઉ હોય ને બહુ થોડો વખત ટકતી હોય તોપણ કીમતી થઈ પડે છે. તેની સાથે શાંતિનો બીજો લાભ પણ થઈ જાય છે. તત્ત્વજ્ઞાનના ગહનતમ વિષયોની વિચારણા માટે જે શરૂઆતની થોડીક જરૂરી શાંતિ જોઈએ તે તેથી સહેજે મળી જાય છે. તેને લીધે વ્યવસ્થિત ઈશ્વરસ્મરણ થવાથી મનની વૃત્તિ ઈશ્વરપરાયણ પણ થઈ જાય છે. આમ બધી રીતે વિચારતાં શાંતિપાઠ ખૂબખૂબ મહત્ત્વનો ભાગ ભજવે છે. આપણે ત્યાં પણ ઉત્તમ કે સાધારણ બધા પ્રસંગોમાં ને ખાસ કરીને જ્ઞાનોપાર્જન જેવા પ્રસંગ પર શાંતિપાઠ અથવા પ્રાર્થનાનો લાભ લેવાય તે જરૂરી છે. તેની સાથેસાથે અંગત કે જાહેર બધાં કામ ને સ્થાનોમાં આપણે શાંતિ જાળવવાની ને શાંતિપૂર્વક વર્તન કરવાની ખાસ જરૂર છે. આ વાત સમજાઈ જાય તો આપણી પ્રાર્થનાસભા, જાહેરસભા ને સંસ્થાઓમાં જે કોલાહલ ને અશાંતિ દેખાય છે તેનો સહેલાઈથી અંત આવી જાય. નાનાં ગામોમાં નહિ પરંતુ મોટાં શહેરોમાં જ્યાં લોકો વધારે પ્રમાણમાં શિક્ષિત છે ને તેથી તેમની પાસેથી વધારે ને વધારે શિસ્તની આશા રાખવામાં આવે છે ત્યાં પણ નાના ને મોટા જાહેર કાર્યક્રમોમાં શિષ્ટાચાર ને શાંતિનો અભાવ દેખાય છે. તે એક મોટી નબળાઈ જ છે એમ સહેલાઈથી કહી શકાય. તે નબળાઈ દૂર કરીને બધાં કામ ખૂબ વિવેકથી ને તદ્દન શાંતિપૂર્વક કરતાં શીખવાની જરૂર છે.

શાંતિપાઠનો એકલો પાઠ કરીને જ બેસી રહેવાની જરૂર નથી પરંતુ તેની ભાવનાને સમજવાની, જીવનમાં ઉતારવાની કે વર્તનમાં વણી લેવાની ને સ્વભાવને વધારે ને વધારે શુદ્ધ ને શાંતિમય કરવાની જરૂર છે.

'ૐ સહનાવવતુ'ના પ્રસિદ્ધ શાંતિપાઠથી આ ઉપનિષદ પણ શરૂ થાય છે. આ શાંતિપાઠ ઉપનિષદમાં વારંવાર આવે છે. [માણસને જે વિચાર કે ભાવ વધારે પ્રિય લાગે છે તેનું પારાયણ ને પુનરાવર્તન તે વારંવાર કર્યા કરે છે.] ઋષિને શાંતિપાઠની આ ભાવના અત્યંત ગમી ગઈ છે. તેના પરથી તેમના પોતાના હૃદયની નિઃસ્વાર્થતા ને ઉત્તમતાનો આપણને પરિચય મળે છે. તેમની વિશાળતા ને સર્વહિતની મંગલ કામનાની આપણને પ્રતીતિ થાય છે. 'સહનાવવતુ'ની ભાવના કોઈ સ્વાર્થની ભાવના નથી. તે ભાવનાદ્વારા ઋષિ પોતાની, શિષ્યની ને બીજા બધા જ જીવોના મંગલની કામના કરે છે. 'બધા ભેગા થઈને ઉત્તમ કામને માટે પુરુષાર્થ કરીએ; પુરુષાર્થથી જે પ્રાપ્ત થાય તેનો ઉપયોગ એકલપેટા થઈને કરવાને બદલે બધા સાથે મળીને કરીએ; અમારા અંગત મતભેદો ભૂલી જઈને અમે સૌના મંગલ માટે શક્તિને કામે લગાડીએ; અમે અત્યંત તેજસ્વી ને બુદ્ધિશાળી કે વિવેકી થઈએ; તેમ જ કોઈ પણ કારણથી એકમેકનો દ્વેષ ન કરીએ પરંતુ સૌના પર પ્રીતિ રાખીને સૌની સાથે પ્રેમમય વ્યવહાર રાખીએ.' એ ભાવનાનો ધ્વનિ છે, ને તેની જરૂર આપણે માટે ઘણી છે. એ ભાવનાને જીવનમાં ઉતારવામાં આવે તો કેટલો બધો લાભ થાય! અંદરઅંદરના કુસંપ ને ભેદભાવનો અંત આવે, સ્વાર્થ ને શોષણ દૂર થાય, ને સૌની સુખાકારી, સમૃદ્ધિ ને સર્વહિતની આપણી ભાવના સફળ થાય. આવી ઉદાત્ત ભાવનાઓને જીવન કે વર્તનમાં વધારે ને વધારે પ્રમાણમાં વણી લેવાની જરૂર છે.

[૨] પ્રશ્નોની પરંપરા

આ ઉપનિષદનો આરંભ તદ્દન જુદી રીતે જ થાય છે. તેના પર દૃષ્ટિપાત કરવાથી કેન ઉપનિષદની શરૂઆતની સ્મૃતિ થયા

વિના નથી રહેતી. કેન ઉપનિષદનો આરંભ પણ ઊંડી જિજ્ઞાસાથી જ થાય છે. આ ઉપનિષદના આરંભની પદ્ધતિ પણ એવી જ છે. તેનો વિચાર કરવાથી આપણને એક વાતની ખાતરી થાય છે કે ઋષિઓ ભારે ચિંતનપરાયણ હતા. સંસારની વધારે કે ઓછી સમૃદ્ધિ ને સુખસાહ્યબીની વચ્ચે વસવા છતાં તેમનાં મન સંસારમાં બંધાતાં કે કેદ થતાં નહિ. જીવન ને જગતનું રહસ્ય જાણવા ને આત્માના અદૃષ્ટપૂર્વ ગહનતમ પ્રદેશમાં ડૂબકી મારવા તે તૈયાર રહેતા. સંસારની ગમે તેટલી વિશાળ સંપત્તિ ને સુખસાહ્યબી માનવનાં મનને સુધારી ને સાત્ત્વિક કરી શાંતિ ને મુક્તિનો આસ્વાદ નહિ આપી શકે તેની તેમને ખાતરી હતી. જીવનને વધારે ને વધારે પવિત્ર ને ઉન્નત કરવામાં તે માનતા હતા. તેથી જ તે તત્ત્વજ્ઞાન તથા આત્મોન્નતિની અંતરંગ સાધના તરફ વળ્યા હતા. સાધનાનો અર્થ તેમને મન અમુક માહિતી કે વિચારોનો સંગ્રહ ને બુદ્ધિનો વિકાસ નહિ પરંતુ જીવનની કાયાપલટ હતો. તન, મન ને અંતર ત્રણેનો જરૂરી વિકાસ કરીને, પોતાની પ્રકૃતિ પર પ્રભુત્વ મેળવીને, પોતાની અંદર રહેલી ચેતનાશક્તિનો પ્રત્યક્ષ પરિચય કરવાની તેમની ઇચ્છા હતી. તે ઇચ્છાને પરિણામે તેમણે વિચાર ને વર્તનનાં ક્ષેત્રમાં પ્રવેશ કર્યો ને તેના ફળરૂપે જે પ્રાપ્ત થયું તે સમસ્ત માનવજાતિને માટે રજૂ કર્યું. તેને જ આપણે સાધના, યોગ કે તત્ત્વજ્ઞાનને નામે ઓળખીએ છીએ. માનવજાતિની તે મોટામાં મોટી મૂડી છે.

આ ઉપનિષદનો આરંભ પણ કેટલીક જિજ્ઞાસાથી જ થાય છે. એકાંત આશ્રમમાં પરમાત્મામાં રસ લેનારા વિચારકો બેઠા છે. તેઓ અંદરઅંદર વિચાર કરે છે તેને પરિણામે કેટલાક પ્રશ્નો ઊભા થાય છે. તે પ્રશ્નોના ઉત્તર સહેલાઈથી ને સાધારણ બુદ્ધિથી આપી શકાય તેવા નથી. ઉપનિષદના આરંભમાં જ તે પ્રશ્નોની પરંપરા આપણી સામે આવીને ઊભી રહે છે.

શાંતિપાઠનો એકલો પાઠ કરીને જ બેસી રહેવાની જરૂર નથી પરંતુ તેની ભાવનાને સમજવાની, જીવનમાં ઉતારવાની કે વર્તનમાં વણી લેવાની ને સ્વભાવને વધારે ને વધારે શુદ્ધ ને શાંતિમય કરવાની જરૂર છે.

'ૐ સહનાવવતુ'ના પ્રસિદ્ધ શાંતિપાઠથી આ ઉપનિષદ પણ શરૂ થાય છે. આ શાંતિપાઠ ઉપનિષદમાં વારંવાર આવે છે. માણસને જે વિચાર કે ભાવ વધારે પ્રિય લાગે છે તેનું પારાયણ ને પુનરાવર્તન તે વારંવાર કર્યા કરે છે. ઋષિને શાંતિપાઠની આ ભાવના અત્યંત ગમી ગઈ છે. તેના પરથી તેમના પોતાના હૃદયની નિઃસ્વાર્થતા ને ઉત્તમતાનો આપણને પરિચય મળે છે. તેમની વિશાળતા ને સર્વહિતની મંગલ કામનાની આપણને પ્રતીતિ થાય છે. 'સહનાવવતુ'ની ભાવના કોઈ સ્વાર્થની ભાવના નથી. તે ભાવનાદ્વારા ઋષિ પોતાની, શિષ્યની ને બીજા બધા જ જીવોના મંગલની કામના કરે છે. 'બધા ભેગા થઈને ઉત્તમ કામને માટે પુરુષાર્થ કરીએ; પુરુષાર્થથી જે પ્રાપ્ત થાય તેનો ઉપયોગ એકલપેટા થઈને કરવાને બદલે બધા સાથે મળીને કરીએ; અમારા અંગત મતભેદો ભૂલી જઈને અમે સૌના મંગલ માટે શક્તિને કામે લગાડીએ; અમે અત્યંત તેજસ્વી ને બુદ્ધિશાળી કે વિવેકી થઈએ; તેમ જ કોઈ પણ કારણથી એકમેકનો દ્વેષ ન કરીએ પરંતુ સૌના પર પ્રીતિ રાખીને સૌની સાથે પ્રેમમય વ્યવહાર રાખીએ.' એ ભાવનાનો ધ્વનિ છે, ને તેની જરૂર આપણે માટે ઘણી છે. એ ભાવનાને જીવનમાં ઉતારવામાં આવે તો કેટલો બધો લાભ થાય! અંદરઅંદરના કુસંપ ને ભેદભાવનો અંત આવે, સ્વાર્થ ને શોષણ દૂર થાય, ને સૌની સુખાકારી, સમૃદ્ધિ ને સર્વહિતની આપણી ભાવના સફળ થાય. આવી ઉદાત્ત ભાવનાઓને જીવન કે વર્તનમાં વધારે ને વધારે પ્રમાણમાં વણી લેવાની જરૂર છે.

[૨] પ્રશ્નોની પરંપરા

આ ઉપનિષદનો આરંભ તદ્દન જુદી રીતે જ થાય છે. તેના પર દૃષ્ટિપાત કરવાથી કેન ઉપનિષદની શરૂઆતની સ્મૃતિ થયા

વિના નથી રહેતી. કેન ઉપનિષદનો આરંભ પણ ઊંડી જિજ્ઞાસાથી જ થાય છે. આ ઉપનિષદના આરંભની પદ્ધતિ પણ એવી જ છે. તેનો વિચાર કરવાથી આપણને એક વાતની ખાતરી થાય છે કે ઋષિઓ ભારે ચિંતનપરાયણ હતા. સંસારની વધારે કે ઓછી સમૃદ્ધિ ને સુખસાહ્યબીની વચ્ચે વસવા છતાં તેમનાં મન સંસારમાં બંધાતાં કે કેદ થતાં નહિ. જીવન ને જગતનું રહસ્ય જાણવા ને આત્માના અદષ્ટપૂર્વ ગહનતમ પ્રદેશમાં ડૂબકી મારવા તે તૈયાર રહેતા. સંસારની ગમે તેટલી વિશાળ સંપત્તિ ને સુખસાહ્યબી માનવનાં મનને સુધારી ને સાત્ત્વિક કરી શાંતિ ને મુક્તિનો આસ્વાદ નહિ આપી શકે તેની તેમને ખાતરી હતી. જીવનને વધારે ને વધારે પવિત્ર ને ઉન્નત કરવામાં તે માનતા હતા. તેથી જ તે તત્ત્વજ્ઞાન તથા આત્મોન્નતિની અંતરંગ સાધના તરફ વળ્યા હતા. સાધનાનો અર્થ તેમને મન અમુક માહિતી કે વિચારોનો સંગ્રહ ને બુદ્ધિનો વિકાસ નહિ પરંતુ જીવનની કાયાપલટ હતો. તન, મન ને અંતર ત્રણેનો જરૂરી વિકાસ કરીને, પોતાની પ્રકૃતિ પર પ્રભુત્વ મેળવીને, પોતાની અંદર રહેલી ચેતનાશક્તિનો પ્રત્યક્ષ પરિચય કરવાની તેમની ઇચ્છા હતી. તે ઇચ્છાને પરિણામે તેમણે વિચાર ને વર્તનનાં ક્ષેત્રમાં પ્રવેશ કર્યો ને તેના ફળરૂપે જે પ્રાપ્ત થયું તે સમસ્ત માનવજાતિને માટે રજૂ કર્યું. તેને જ આપણે સાધના, યોગ કે તત્ત્વજ્ઞાનને નામે ઓળખીએ છીએ. માનવજાતિની તે મોટામાં મોટી મૂડી છે.

આ ઉપનિષદનો આરંભ પણ કેટલીક જિજ્ઞાસાથી જ થાય છે. એકાંત આશ્રમમાં પરમાત્મામાં રસ લેનારા વિચારકો બેઠા છે. તેઓ અંદરઅંદર વિચાર કરે છે તેને પરિણામે કેટલાક પ્રશ્નો ઊભા થાય છે. તે પ્રશ્નોના ઉત્તર સહેલાઈથી ને સાધારણ બુદ્ધિથી આપી શકાય તેવા નથી. ઉપનિષદના આરંભમાં જ તે પ્રશ્નોની પરંપરા આપણી સામે આવીને ઊભી રહે છે.

પરમાત્મા વિશે વિચાર કરનારા જિજ્ઞાસુજનોને મોટે ભાગે જે વિચારોનો સામનો કરવો પડે છે ને જે પ્રશ્નો ને વિચારોનો આપણને અહીં પરિચય થાય છે તે પ્રશ્નો મુખ્યત્વે આ પ્રમાણે છે:

(૧) જગતનું મૂળ કારણ શું છે ?

(૨) આપણી ઉત્પત્તિ શામાંથી થયેલી છે ?

(૩) આપણે શેનાથી જીવીએ છીએ અથવા આપણને જીવન પ્રદાન કરનારી શક્તિ કઈ છે ?

(૪) આપણી સ્થિતિ શેમાં છે ?

(૫) કોના નિયમનમાં રહીને આપણે સુખ ને દુઃખરૂપી વ્યવસ્થાનું ઇચ્છા કે અનિચ્છાએ પણ પાલન કરીએ છીએ ?

[૩] જગતનું મૂળ કારણ

એ પ્રશ્નોનો વિચાર કરવાથી તે જિજ્ઞાસુ ઋષિવરોને લાગે છે કે જગતનું મૂળ કારણ શું છે તેને વિશે જુદાજુદા અભિપ્રાયો જોવા મળે છે. કોઈ કહે છે કે કાળ જગતનું કારણ છે, કોઈ બીજા કહે છે કે દૈવના નિયમને લીધે જગતની ઉત્પત્તિ થાય છે. કોઈ વળી એમ પણ કહે છે કે જગતની ઉત્પત્તિ સ્વાભાવિક રીતે જ – તેના સ્વભાવ પ્રમાણે—થયા કરે છે. કોઈ બીજા વિદ્વાનો જગતને અકસ્માત અથવા કોઈ પણ જાતના કારણ વિના ઉત્પન્ન થયેલું માને છે. કોઈ પંચમહાભૂતને જગતનું કારણ માને છે, કોઈ પ્રકૃતિને તો કોઈ પુરુષને; તો કોઈ તે બધાના સંયોગને લીધે જગત થાય છે એમ માને છે. પરંતુ એ બધાથી આત્મા જુદો છે ને સંપૂર્ણ સત્યસ્વરૂપ છે. તેથી ઋષિઓ એવા નિર્ણય પર આવે છે કે તેમાંથી એકેને જગતના કારણ તરીકે માની શકાય નહિ. જીવાત્મા પણ સુખદુઃખના જેવાં દ્વંદ્વોથી ઘેરાયેલો હોવાથી જગતને ઉત્પન્ન કરી શકે નહિ.

સાચું છે. (એક સાધારણ જડ વસ્તુની ઉત્પત્તિ કે રચના પણ કોઈ ચેતન વ્યક્તિની મદદ વિના નથી થતી.) ઘર જેવી સાધારણ વસ્તુને તૈયાર કરવા માટે પણ કોઈ કારીગર જોઈએ છે. તો પછી આવા વિશાળ સંસારનું સર્જન કોઈ પણ ચેતન શક્તિની સહાય વિના પોતાની મેળે કે આપોઆપ કેવી રીતે થાય ? કાળ તો જડ છે. તે જગતની ઉત્પત્તિ કેવી રીતે કરી શકે ? આટલું મોટું જગત એકદમ અકસ્માત અથવા પોતાની મેળે જ ઉત્પન્ન થઈ જાય અથવા તો પંચમહાભૂતો જ તેને પેદા કરે તે વાત પણ માનવા જેવી નથી લાગતી. જીવાત્મા પણ આવી મહાન રચનાનો સૂત્રધાર બની શકે નહિ કારણકે એની શક્તિ સીમિત છે, ને એ હર્ષ ને શોક તથા સુખદુઃખ ને બંધનનો અનુભવ કરે છે.

તો પછી જગતનું મૂળ કારણ કોને કહેવું ? તર્કનો આધાર લઈને આગળ વધનારા ઋષિઓને લાગ્યું કે આ વાતનો નિર્ણય એકલા તર્કથી થઈ શકે તેમ નથી. તર્કનું મહત્ત્વ ખરેખર ઘણું છે પણ તેનીય મર્યાદા છે. તે મર્યાદા પછી તર્કની ગતિ થંભી જાય છે અથવા તો કહો કે તર્ક લાચાર બની જાય છે. તે વખતે પ્રશ્નો કે સમસ્યાઓના ઉકેલ ને નિરાકરણ માટે માણસો કોઈ બીજી જ બળવાન ને અનોખી વસ્તુનો આધાર લેવો પડે છે. તે વસ્તુ છે અનુભૂતિ. કેન ઉપનિષદમાં આપણે એનો ઉલ્લેખ કરી ગયા છીએ. એવી કેટલીય વસ્તુઓ છે જેમની સમજ માટે બુદ્ધિ અથવા તર્કના પ્રયોગ નિષ્ફળ નીવડે છે. તર્કની પકડમાંથી છૂટા થઈને સ્વાનુભવના પ્રદેશમાં તે વખતે પ્રવેશ કરવો પડે છે. તેવા પ્રવેશથી ઘણા પ્રશ્નોના ઉત્તર આપોઆપ આવી મળે છે ને ઘણી ગૂંચો ઊકલી જાય છે. સ્વાનુભાવનો મહિમા જ્ઞાનના ગ્રંથોમાં ને સાધનાના ક્ષેત્રમાં એટલા માટે જ આટલો બધો ગાવામાં આવ્યો છે.

ઋષિઓએ પણ સ્વાનુભવની એ અનેરી દુનિયામાં પ્રવેશ કર્યો. જગતના કારણરૂપ કોઈ શક્તિ હશે તો આ જગતમાં જ

હશે, ને શરીર એ જગતના એક અગત્યના અંગ જેવું અથવા તો એક નાના જગત જેવું જ હોઈ તેમાં પણ તેનો પ્રકાશ અથવા તેનું અસ્તિત્વ હશે જ એવા વિચારથી પ્રેરાઈને તેમણે તે શક્તિના સાક્ષાત્કાર કે સ્વાનુભવ માટે પોતાની અંદરની, શરીરની નાનકડી છતાં મહત્ત્વની ને નિરાળી દુનિયામાં પ્રવેશ કર્યો. એમ કહો કે ધ્યાનયોગનો આધાર લઈને તેમણે એ પરમસત્યના સાક્ષાત્કારનો પ્રયાસ શરૂ કર્યો. આ ધ્યાનયોગ શું છે? સાધક તેની મદદથી બહારની દુનિયામાં વિહાર કરનારી મનની વૃત્તિઓને શુદ્ધ ને શાંત અથવા સ્થિર કરવાનો પ્રયાસ કરે છે, ને છેવટે મનને પણ શાંત કરી દે છે. એ અભ્યાસ કાંઈ સહેલાઈથી નથી થતો. તે કાંઈ એકાદ બે દિવસનો ખેલ નથી. તેમાં તો દિવસો, મહિના ને વરસો વીતી જાય છે. પૂરતા માર્ગદર્શન, જરૂરી શ્રદ્ધા, હિંમત, ધીરજ, મક્કમતા ને પુરુષાર્થ સાથે તેમાં અખંડ ને એકધારા ઉત્સાહથી ને નિત્યનિરંતર આગળ વધવું પડે છે. અમુક અવસ્થાએ આવી પહોંચ્યા પછી બીજા બધા જ વિષયો ને બીજી બધી વસ્તુઓમાંથી મનને પાછું વાળીને કેવળ સાધનાપરાયણ થઈને એકલે હાથે આગેકૂચ કરવી પડે છે. વખત વધારે લાગે તોપણ નિરાશ થયા વિના ને વિજયની શ્રદ્ધાને આશા વિના આગળ ને આગળ વધવું પડે છે. તે માટે દૃઢ નિશ્ચય, આદર્શપરાયણતા ને મજબૂત મનોબળ જોઈએ છે. સંસારનાં બીજાં કામ કરવાં સહેલાં છે; બીજા વિષયોમાં સફળતા મેળવવાનું સહેલું છે. પરંતુ પોતાની જ અંદર રહેલા મન પર કાબૂ મેળવવાનું કપરું છે. રણમેદાનને જીતી જનારા મોટામોટા મહારથી ને સેનાપતિ પણ તેમાં નાસીપાસ થાય છે ને પાછા પડે છે. જંગલી જનાવરોને વશ કરનારા ને બહારની દુનિયા પર વિજય મેળવવા રોકેટ વિમાનોમાં ચંદ્ર ને મંગળ જેવા ગ્રહોની દિશામાં આકાશમાં ઊડનારા, સાગરને તળિયે ડૂબકી મારનારા ને પર્વતોને પાર કરનારા પણ આ અંદરની દિલની દુનિયાને જીતવામાં ને જાણવામાં નિષ્ફળ નીવડે છે; પોતાના સ્વભાવ

પર તે કાબૂ નથી મેળવી શકતા. માણસ આખી દુનિયાને જીતે ને જાણે પણ પોતાના સ્વભાવને કે પોતાની અંદરની દુનિયાને ન જાણે ને ન જીતે તો શું કામનું ? તે અંદરની દુનિયાને જાણવા ને જીતવા માટેનું એક અગત્યનું સાધન ધ્યાનયોગ છે. ઋષિઓને તેના પર વિશેષ પ્રીતિ છે. તેના પર ખૂબ ભાર મૂકવામાં આવ્યો છે. ધ્યાનયોગને તત્ત્વજ્ઞાનની પ્રયોગશાળા કહી શકાય. જ્ઞાનના સિદ્ધાંતોનું સંશોધન ઋષિઓએ તે જ પ્રયોગશાળામાં કરેલું છે. ધ્યાનના નિરંતર સાધનની સહાયતાથી તેમણે પરમાત્માની પરમ શક્તિનું દર્શન કર્યું, પોતાના અનુભવના આધાર પર બની શકે તેટલું તેનું નિરૂપણ ને વર્ણન કર્યું. એ પ્રયોગશાળા સૌને માટે ખુલ્લી છે, ને સૌ કોઈ તેમાં પ્રવેશ કરીને પરમાત્માનો પ્રત્યક્ષ અનુભવ કરી શકે છે. આજ સુધી એવો અનુભવ અનેકે કર્યો છે ને ભવિષ્યમાં પણ એ અનુભવને કરનારા સત્યના શોધક સાધકો અનેક નીકળશે. સત્યના શોધકને કેવળ વિચાર, તર્ક કે દલીલથી સંતોષ નથી થતો. તેને તો અનુભવ ને તેની મારફત થતી સત્યની પ્રતીતિની જરૂર પડે છે. વિચાર, તર્ક કે દલીલથી સંતોષ માનીને જે બેસી રહે છે તે પોતાના આત્મવિકાસનાં મંદિરદ્વાર હાથે કરીને ને કવખતે વાસી દે છે.

પરમાત્માની એ પરમ શક્તિનું દર્શન કરવાથી એ ઋષિવરોને ખાતરી થઈ કે એ પરમાત્મા જ સૌથી પર છે, ને દૈવ, કાળ, જગત, પ્રકૃતિ કે જીવાત્મા પર તેમનું જ શાસન ચાલી રહ્યું છે. તેમને સમજાયું કે એ પરમાત્મા જ જગતના કારણ છે, તેમાંથી જ બધું ઉત્પન્ન થયું છે, તેને લીધે જ સૌ જીવે છે, ને કર્મ ને કર્મના ફળની વ્યવસ્થાને તેના નિયમનમાં રહીને જ બધા જીવો અનુસરે છે. આટલું સ્પષ્ટીકરણ થવાથી તેમના બધા પ્રશ્નો ઊકલી ગયા ને તેમની સઘળી શંકાઓનું સંતોષકારક સમાધાન થઈ ગયું. તેમણે શાંતિપૂર્વક પોતાની અપાર પ્રસન્નતાને વ્યક્ત કરતાં જાહેર કર્યું કે તે પરમાત્માને અમે જાણીએ છીએ અથવા તો તે

પરમાત્માને જોવાનું સૌભાગ્ય અમને પ્રાપ્ત થયું છે. પરમાત્માનો પ્રત્યક્ષ અનુભવ કરી ચૂકેલા મહાપુરુષોની એ વાણી સંસ્કૃતિની સર્વોત્તમ ને અમર વાણી હતી, છે, ને સદાને માટે રહેશે એમાં લેશ પણ શંકા નથી.

[૪] ચક્ર ને નદીની ઉપમા

ઋષિઓએ તે બ્રહ્મ કે પરમાત્માને એક વિશાળ ચક્રની ઉપમા આપી છે. તેવી ઉપમા આપીને બ્રહ્મનું વર્ણન કરતાં તે કહે છે કે તે બ્રહ્મરૂપ ચક્ર એક નેમિ અથવા પરિધિવાળું, ત્રણ પાટાવાળું, સોળ છેડાવાળું, પચાસ આરાવાળું, વીસ નાના આરાવાળું, છ અષ્ટકોવાળું, વિશ્વરૂપ એક પાશવાળું ને ત્રણ જુદાજુદા માર્ગવાળું છે. વળી તે બે નિમિત્તથી ઉત્પન્ન થયેલા એક મોહવાળું છે. છેવટના શ્લોકોમાં તે બ્રહ્મને એક નદીની સાથે સરખાવતાં તે કહે છે કે બ્રહ્મરૂપી એ નદી પાંચ ઝરણાંના પાણીવાળી, પાંચ યોનિ અથવા મૂળવાળી, ભયંકર ને વાંકીચૂકી, પાંચ પ્રાણરૂપી તરંગોવાળી, પાંચ જ્ઞાનેન્દ્રિયથી ઉત્પન્ન થનારા જ્ઞાનના પ્રથમ મૂળરૂપ, પાંચ ધૂમરીઓવાળી, પાંચ ક્લેશરૂપી વેગવાન પ્રવાહવાળી — એ પ્રમાણે બધાં મળીને ૭ પંચકોથી સંપન્ન છે. તે ચક્ર તથા નદીના જુદાજુદા શબ્દો સાધારણ જ નહિ પરંતુ અસાધારણ બુદ્ધિવાળાને પણ સહેલાઈથી ન સમજાય તેવા છે. તેમને સમજવાની ખાસ જરૂર જ છે એમ પણ નથી. શબ્દો ને ભાવોની લાંબી કસરત કરવાની બધાને માટે જરૂર નથી. પરમાત્માની પ્રત્યક્ષ અનુભૂતિ અથવા સરળ, શુદ્ધ ને પ્રભુમય જીવન જીવવા માટે તેની કસરતની જરૂર જરા પણ નથી. તેના વિના સહેલાઈથી ચાલી શકે છે ને જીવનની ધન્યતા પણ મળી રહે છે. વળી જુદાજુદા અનુભવી પુરુષો પોતપોતાના અનુભવ ને પોતપોતાની આગવી દૃષ્ટિના આધાર પર જુદીજુદી ઉપમા આપ્યા કરે છે. તેને સમજવા માટે વિદ્વાનો જુદીજુદી જાતના ખુલાસા કરે છે. એટલે એક સાધારણ વાતને

કેવળ વિદ્વાનો જ સમજી શકે તેવી વર્ણનની કઠિન પદ્ધતિથી કહેવાની રીત જ મને તો પસંદ કરવાલાયક નથી લાગતી છતાં વિદ્વાનોએ એ ઉપમાના મોટે ભાગે જે અર્થ કર્યા છે તેનો ઊડતો ઉલ્લેખ આપણે કરી લઈએ. અભ્યાસ અથવા ઉપમાને સમજવાની દૃષ્ટિએ તે ઉપયોગી થઈ પડશે.

એક નેમિ એટલે અવ્યય પુરુષતત્ત્વ.

ત્રણ પાટા એટલે અવ્યય, અક્ષર ને ક્ષર પુરુષના ત્રણ વિભાગ.

સોળ છેડા એટલે પાંચ જ્ઞાનેન્દ્રિય, પાંચ કર્મેન્દ્રિય, પાંચ મહાભૂત ને મન અથવા તો પ્રશ્નોપનિષદમાં જેનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે તે સોળ કળાઓ – પ્રાણ, શ્રદ્ધા, આકાશ, વાયુ, જ્યોતિ, જળ, પૃથ્વી, મન, ઇન્દ્રિય, અન્ન, વીર્ય, તપ, મંત્ર, કર્મ, લોક ને નામ.

પચાસ આરા એટલે પાંચ વિપર્યય, અઠ્ઠાવીસ અશક્તિ, નવ તુષ્ટિ ને આઠ સિદ્ધિ.

પાંચ વિપર્યય = તમ, મોહ, મહામોહ, તામિસ્ત્ર, અંધતામિસ્ત્ર.

૨૮ અશક્તિ = ૧૧ ઇન્દ્રિયોની અશક્તિ બહેરાપણું, મૂંગાપણું વગેરે, નવ તુષ્ટિના પ્રતિબંધરૂપી નવ અશક્તિઓ ને અષ્ટ સિદ્ધિના પ્રતિબંધરૂપ આઠ અશક્તિઓ.

નવ તુષ્ટિઓ = પ્રકૃતિ તુષ્ટિ, ઉપાદાન તુષ્ટિ, કાળ તુષ્ટિ, ભાગ્ય તુષ્ટિ, અર્જન તુષ્ટિ, રક્ષણ તુષ્ટિ, ક્ષય તુષ્ટિ, ભોગ તુષ્ટિ ને હિંસા તુષ્ટિ.

આઠ સિદ્ધિ = અણિમા, મહિમા, લઘિમા, ગરિમા, પ્રાપ્તિ, પ્રાકામ્ય, ઇશિત્વ ને વશિત્વ.

વીસ નાના આરા એટલે દસ ઇન્દ્રિયો ને તેના દસ વિષયો.

૭ અષ્ટકો એટલે આઠઆઠ વસ્તુના ૭ સમુદાયો.

૧. પ્રકૃતિ અષ્ટક = પૃથ્વી, પાણી, તેજ, વાયુ, આકાશ, મન, બુદ્ધિ ને અહંકાર.

૨. ધાતુ અષ્ટક = ત્વચા, ચામડી, માંસ, લોહી, ચરબી, હાડકાં, મજ્જા ને વીર્ય.

૩. ઐશ્વર્ય અષ્ટક = આઠ જુદીજુદી સિદ્ધિઓ.

૪. ભાવ અષ્ટક = ધર્મ, જ્ઞાન, વૈરાગ્ય, ઐશ્વર્ય, અભિનિવેશ, મોહ, આસક્તિ ને અસ્મિતા.

૫. દેવ અષ્ટક = બ્રહ્મા, પ્રજાપતિ, દેવ, ગંધર્વ, યક્ષ, રાક્ષસ, પિતૃ ને પિશાચ.

૬. ગુણ અષ્ટક = દયા, શાંતિ, શૌચ, અનાયાસ, મંગલ, અકાર્પણ્ય, અનસૂયા, અસ્પૃહા.

વિશ્વરૂપ એક પાશ એટલે ક્ષરપશુને બાંધવા માટે અક્ષરબ્રહ્મરૂપ પાશ.

ત્રણ જુદાજુદા માર્ગ એટલે કર્મ, ઉપાસના ને જ્ઞાન.

બે નિમિત્ત એટલે અવિદ્યા ને સંકલ્પવિકલ્પવાળું મન.

એક મોહ એટલે અજ્ઞાનરૂપી મોહ.

પાંચ ઝરણાં એટલે આનંદ, વિજ્ઞાન, મન, પ્રાણ ને વાણી.

પાંચ યોનિ એટલે બ્રહ્મા, વિષ્ણુ, ઇન્દ્ર, અગ્નિ ને સોમ.

પાંચ પ્રાણ એટલે પ્રાણ, અપાન, વ્યાન, સમાન ને ઉદાન.

પાંચ ઘૂમરીઓ એટલે શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, ગંધ એ પાંચ વિષયો.

પાંચ ક્લેશ એટલે યોગદર્શનમાં કહેલાં અવિદ્યા, અસ્મિતા, રાગ, દ્વેષ ને અભિનિવેશ.

એ પ્રમાણે વિદ્વાનોએ ચક્ર ને નદીની ઉપમાનો ખુલાસો કરેલો છે. તેની ઉપલક માહિતી આપણે મેળવી લીધી. હવે આપણે ઉપનિષદના મૂળ ને ચાલુ વિષય પર આવી પહોંચીએ.

[૫] દુઃખ, દર્દ ને બંધનમાંથી છૂટવાનો ઉપાય

દુઃખ જેમ આજે છે તેમ ભૂતકાળમાં પણ હતાં જ. બંધન ને ક્લેશનો અનુભવ માણસને આજની જેમ વધારે કે ઓછા પ્રમાણમાં ભૂતકાળમાં પણ કરવો પડતો. તાપ ને છાયા તેમ જ દિવસ ને રાતની જેમ સુખ ને દુઃખ, પતન ને ઉત્થાન, બંધન ને મુક્તિ તથા પરિતાપ ને પ્રસન્નતા માનવને માટે આ સંસારમાં શરૂઆતથી જ સહજ હતાં. માણસ વિવેકી થયો ત્યારથી જ તે વિશે વિચારતો થયો છે. સુખની પ્રાપ્તિ, પ્રાપ્ત થયેલા અથવા સંપાદિત કરેલા સુખની સાચવણી ને સદાને માટેની સાચવણીની તેને હમેશાં ઇચ્છા રહી છે. તે માટે બની શકે તેટલો વિચાર ને પ્રયાસ તેણે કર્યા કર્યો છે. તેની સાથેસાથે બીજી બાજુ દુઃખની નિવૃત્તિ ને કાયમની નિવૃત્તિ માટે પણ તેણે બનતી મહેનત કરી છે. ઊંડાણથી વિચાર કરીએ તો સુખની પ્રાપ્તિ ને દુઃખની નિવૃત્તિની વાત પરસ્પર સંકળાયેલી જ છે. એટલે તેમાંથી કોઈ પણ એક હેતુને માટે મહેનત કરવાથી બીજો હેતુ આપોઆપ કે સહજ રીતે જ સિદ્ધ થઈ જાય છે.

દુઃખમાંથી મુક્તિ મેળવવા માટે શું કરવું જોઈએ તેવા પ્રશ્નો આજે પણ અવારનવાર પૂછવામાં આવે છે. ઉપનિષદકાળમાં ઠેઠ સંસ્કૃતિની સમૃદ્ધિના સમયમાં પણ એ પ્રશ્નની વિચારણા કરવામાં આવી હતી, ને તે વિશેના ચોક્કસ વિચારો રજૂ કરવામાં આવ્યા હતા. તેની પ્રતીતિ આપણને આ ઉપનિષદ પરથી સહેલાઈથી થઈ રહે છે. સંસારની વિશાળ સરિતાને સહીસલામત રીતે કોણ તરી શકે અથવા તો સંસારના જે મહાન ચક્રનું વર્ણન આગળ વિસ્તારથી કરવામાં આવ્યું છે તે ચક્રની પાર કોણ પહોંચી શકે ? આ વિશાળ ને

ગહન સંસારમાં જે ભાતભાતનાં દુઃખ, બંધન ને અપરંપાર અશાંતિનાં દર્શન થાય છે તેમાંથી મુક્તિ મેળવીને માણસ સનાતન સુખ, શાંતિ ને સ્વતંત્રતાની અનુભૂતિ કેવી રીતે કરી શકે ? એ પ્રશ્નોના ઉત્તર આપતાં ઋષિ આપણને ફરી એક વાર કહી દે છે કે ભાઈઓ, સંસારના આ મહામુસીબત ભરેલા ભારે ચક્રમાંથી મુક્તિ મેળવવી હોય, આ મહાભય કર મોહ નદીની પાર પહોંચવું હોય, ને દુઃખ-દર્દ તથા અશાંતિમાંથી સદાને માટે છૂટીને પરમ શાંતિનો સ્વાદ લેવો હોય, તો સંસારમાં બધે જ વ્યાપીને રહેલા ને શરીરમાં વિરાજેલા પરમાત્માને જાણી લેવાની જરૂર છે. માણસ જુદાજુદા દેવોને ભજે છે ને માને છે. પરંતુ તેને ખબર નથી કે પરમાત્મા દેવોના પણ દેવ છે ને બીજે ક્યાંય દૂર નહિ પણ તેની અંદર જ—પ્રાણની પણ વધારે પાસે રહેલા છે. તે પરમાત્માને જાણી લેવાની જરૂર છે. પરંતુ આશ્ચર્યની વાત તો એ છે કે માણસ બીજું બધું જ જાણે છે ને જાણવાનો આગ્રહ રાખે છે, પરંતુ તેના પોતાના જ સ્વરૂપ જેવા સૌથી સમીપ રહેલા પરમાત્માને નથી જાણતો ને જાણવાનો ખાસ આગ્રહ પણ નથી રાખતો. માણસ જમીનને ને જમીનની અંદર રહેલા ખનીજ પદાર્થોને જાણે છે, દરિયાની અંદર ડુબકી મારી તેની ગૂઢ ને ગુપ્ત દુનિયાની માહિતી મેળવે છે, શરીરના અવયવ ને સંચાલનની માહિતી માટે શરીર-શાસ્ત્રને સમજે ને સમજાવે છે; તારા, ચંદ્ર ને ગ્રહોના જ્ઞાનનો રસ કેળવે છે, બધું જ કરે છે ને બહારના બધા જ પદાર્થોની માહિતી મેળવે છે; પરંતુ પોતાની તદ્દન નજીકની ને પોતાની અંદરની દુનિયાની માહિતી માટે મહેનત નથી કરતો તે નવાઈ જેવું છે. તેને લીધે તે સંસારની બધી વસ્તુઓના શબ્દકોષ જેવો બની જાય છે તોપણ, પોતાના સંબંધમાં તદ્દન કોરો, માહિતી વિનાનો અથવા અજ્ઞાન રહે છે. ચાંગદેવ પાસે બહારની દુનિયાની સંપૂર્ણ માહિતી મળી શકે તેવી શક્તિ હતી. પ્રકૃતિ પર તેનો કાબૂ હતો, ને તેને પરિણામે તે મોટામોટા સાધકોને નવાઈમાં નાખી દે તેવાં કામ

કરી શકતો. વાઘ ને સિંહ પર સવારી કરવાનું, સાપને ચાબુકની જેમ ચલાવવાનું, કલાકો લગી ધરતીમાં દટાઈ જઈને સમાધિની ગહન દશામાં ડૂબી જવાનું, ભૂત ને ભાવિ કહી શકવાનું ને એવું અનેક પ્રકારનું સામર્થ્ય તેનામાં સહજ હતું. ટૂંકમાં કહીએ તો અષ્ટ સિદ્ધિ ને નવ નિધિનો તે સ્વામી હતો. છતાં તેને આત્માનું જ્ઞાન અથવા વધારે સારા શબ્દોમાં કહીએ તો આત્માનું ભાન ન હતું. પરમાત્માની અનુભૂતિ એને નહોતી થઈ. તેથી તેને શાંતિ પણ ન હતી. અહંકાર જેવા દુર્ગુણ ને બીજી મલિન વૃત્તિના બંધનમાંથી પણ તે મુક્ત ન હતો. તેથી તો તેનું જીવન નબળાઈથી ભરેલું હતું. આદર્શના પરમપદની પ્રાપ્તિ તેને નહોતી થઈ. શાંતિની પ્રાપ્તિ માટે તેણે મહારાષ્ટ્રના મહાન સંત શ્રી જ્ઞાનેશ્વરને મળવાનો વિચાર કર્યો પરંતુ પ્રત્યક્ષ મુલાકાત પહેલાં એક પત્ર લખવાની તેને ઇચ્છા થઈ. પત્ર લખવા માટે કાગળ તો હાથમાં લીધો પરંતુ તેની શરૂઆત કેમ કરવી તેની સમજ તેને ન પડી. જ્ઞાનેશ્વર મહારાજને સંબોધન શું કરવું તે સમસ્યાનો ઉકેલ તે ન કરી શક્યો. તેને થયું કે જો પત્રમાં પૂજ્ય લખું તો મારે માટે તે વાત સારી ન કહેવાય કેમ કે હું તો ચૌદસો વરસનો હોવાથી જ્ઞાનેશ્વરથી ઘણો મોટો છું; વળી તેને થયું કે પ્રિય જેવા શબ્દથી સંબોધન કરવાનું પણ સારું તો ન જ કહેવાય કેમકે પ્રિય તો પોતાની બરાબરના અથવા પોતાનાથી નાના માણસો માટે જ લખી શકાય. જ્ઞાનેશ્વર તો પરમ જ્ઞાની છે ને મારા ગુરુ થવાને લાયક હોય તો તેમને માટે પ્રિય શબ્દનું સંબોધન લખવું તદ્દન અનુચિત ગણાય. એ બધા વિચારોને લીધે પત્રમાં શું સંબોધન કરવું તે તેને સમજાયું નહિ. તેથી કોઈ પણ પ્રકારના સંબોધન ને લખાણ વિનાનો કોરો કાગળ જ તેણે રવાના કર્યો. ચાંગદેવની સિદ્ધિ ઘણી મોટી હતી, પરંતુ અભિમાનનો ત્યાગ કરવાથી નમ્રતા અથવા શિશુસહજ સરળતાની જે મહામૂલ્યવાન સિદ્ધિ મળે છે તે તેની પાસે ન હતી તે આથી સાબિત થાય છે. જ્ઞાનેશ્વર મહારાજની પાસે તેના દૂતે

પત્ર પહોંચાડ્યો ત્યારે જ્ઞાનેશ્વરને કોરો કાગળ જોઈને કાંઈ નવાઈ ન લાગી. તેમણે દૂતને તરત કહી દીધું કે ચાંગદેવને કહેજો કે આ કાગળની જેમ ચૌદસો વરસનો હોવા છતાં તું હજી કોરો ને કોરો જ રહ્યો છે; તારે કોઈ સદ્‌ગુરુનું શરણ લેવાની જરૂર છે.

[૬] ચાંગદેવની વાતનો સાર

દૂતે ચાંગદેવને જ્ઞાનેશ્વર મહારાજની મુલાકાતની વાત કહી સંભળાવી ત્યારે તેને ખાતરી થઈ કે જ્ઞાનેશ્વર ખરેખર કોઈ મહાપુરુષ છે. સદ્‌ગુરુ થવાની તે સંપૂર્ણ યોગ્યતા ધરાવે છે તેવું તેને લાગ્યા વિના રહ્યું નહિ. તેવા મહામાનવની મુલાકાતથી શાંતિ મળી શકે ને વિકાસની નવી પ્રેરણા ને નવા પ્રકાશની પ્રાપ્તિ થાય તેવું પણ તેને સમજાયું. તેથી તેણે તેમની પ્રત્યક્ષ મુલાકાત લેવાનો વિચાર કર્યો. પરન્તુ તેનામાં પોતાની વય ને પોતાની સિદ્ધિનું અભિમાન હતું. તેને લીધે જ્ઞાનેશ્વરની પાસે જવામાં પણ તેણે મોટો આડંબર ઊભો કર્યો. સિંહ પર સવારી કરીને હાથમાં સાપની ચાબુક લઈને ભક્તો ને સેવકોની મોટી સેના સાથે ભારે ધામધૂમથી જ્ઞાનેશ્વરને મળવા માટે તે ચાલી નીકળ્યો. દીવાલ પર પોતાનાં ભાઈબહેન સાથે બેઠેલા સંત જ્ઞાનેશ્વરે દીવાલ ચલાવીને તેનો સત્કાર કર્યો ને તેને પરિણામે તેનો મદ કેવી રીતે જડમૂળથી દૂર થયો તે વાત સારી પેઠે જાણીતી છે. જ્ઞાનેશ્વર મહારાજના દર્શનથી ચાંગદેવ ખૂબ જ પ્રભાવિત થયો ને તેણે તેમને ગુરુ બનીને ઉપદેશ આપવાની પ્રાર્થના કરી. જ્ઞાનેશ્વરે તેને ઉત્તર આપ્યો કે તેની નાની બહેન મુક્તાબહેન જ તેના ગુરુનું કામ કરી શકે તેમ છે. જ્ઞાનેશ્વરનો એ ઉત્તર ચાંગદેવને માટે મોટા પદાર્થપાઠરૂપ હતો. તે ઉત્તરમાં તેનું અભિમાન સંપૂર્ણપણે દૂર કરવાની શક્તિ હતી. મુક્તાબહેનની ઉંમર તે વખતે લગભગ નવ વરસની જ હતી. તેની પાસે ચાંગદેવ જેવો સિદ્ધ યોગી જ્ઞાનનો ઉપદેશ લેવા જિજ્ઞાસુભાવે જાય તેમાં કેટલી બધી નમ્રતા ને સરલતા તથા ગુણગ્રાહકતાની જરૂર પડે!

મુક્તાબાઈની ઉંમર અત્યંત નાની પરન્તુ યોગ્યતા ઘણી મોટી હતી ચાંગદેવ તેની પાસે જિજ્ઞાસુ બનીને ગયો ત્યારે તે બાલસહજ સ્વભાવ પ્રમાણે નગ્ન સ્વરૂપે સ્નાન કરતી હતી. તેને તે અવસ્થામાં જોઈને કહે છે કે ચાંગદેવને તેની પાસે જવામાં સંકોચ થયો ને તે તરત જ પાછો વળ્યો. મુક્તાબાઈ તેના સંકોચનું કારણ સમજી ગઈ ને તરત બોલી ઊઠી કે ચાંગદેવ, તું નગુરો છે. તને હજી સાચા પરમાત્મદર્શી ગુરુની પ્રાપ્તિ નથી થઈ. તેવા મહાન ગુરુના ચરણોનું સેવન કરવાનું સૌભાગ્ય તને પ્રાપ્ત થયું હોત તો તારી દશા આવી અધકચરી ન હોત. તેવા ગુરુના સમાગમ ને તેમની કૃપાના પ્રભાવથી તને બધે પરમાત્માનો પ્રકાશ દેખાત ને અજ્ઞાનનાં બધાં જ આવરણ દૂર થાત. તેમની કૃપાથી તને સમજાત કે શરીરમાં આસક્ત થવા જેવું ને શરીરમાં અહંતા કરવા જેવું કંઈ જ નથી. ઘરમાં જેવી રીતે જુદાંજુદાં બારીબારણાં તૈયાર કરવામાં આવે છે તેવી રીતે આ શરીર પણ જુદાજુદા પદાર્થો ને આકારોનું બનેલું છે. તેમાં રહેલા પરમાત્માના પ્રકાશની ઝાંખી કરવામાં આવે તો શોક ને મોહનું કારણ દૂર થાય છે. પછી જીવન તટસ્થ, નિર્વિકાર, આનંદમય ને મુક્ત બની જાય છે.

મુક્તાબાઈના એ ઉપદેશવચનથી કહે છે કે ચાંગદેવનો મોહ દૂર થયો. તેને નવા ને પ્રેરક પ્રકાશની પ્રાપ્તિ થઈ. પછી તો કહે છે કે મુક્તાબાઈએ તેને જ્ઞાનનો અનેકવિધ ઉપદેશ આપ્યો. ચાંગદેવે લાંબા સમય સુધી આલંદીના એ પુણ્યક્ષેત્રમાં જ્ઞાનેશ્વર, મુક્તાબાઈ, નિવૃત્તિનાથ ને સોપાનસરખાં સમર્થ સંતજનોના સાન્નિધ્યમાં વાસ કર્યો, ને એ જ્ઞાનપ્રકાશનો અનુભવ કર્યો જેને પરિણામે તેને પરમ શાંતિની પ્રાપ્તિ થઈ. તેનું જીવન બધી રીતે ધન્ય બની ગયું. યોગની યમુના નદી તો તેના અંતરમાં વહેતી જ હતી. જ્ઞાનની ગંગા તેમ જ સ્વાનુભવની સરસ્વતીનો પણ તેની સાથે સુભગ સંગમ થયો. પરિણામે પરમ શાંતિનું સુંદર તીર્થ ત્યાં તૈયાર થયું.

ચાંગદેવની એ વાત ખૂબ જ પ્રસિદ્ધ છે. તેના પ્રતીકરૂપે આલંદીમાં આજે પણ તેનું સ્મારક છે. લોકો તેનું દર્શન કરે છે ને તેને પોતાની અંજલિ આપે છે. એ વાતમાં ઘણો ઊંડો સાર સમાયેલો છે. સામાન્ય રીતે માણસ ચાંગદેવ અથવા તો એમ કહો કે અંગદેવ જેવો છે. અંગની આરાધના, અંગનો આસ્વાદ ને અંગની આસક્તિમાં તે બંધાયેલો છે. શરીરથી ઉપર ઊઠીને પરમાત્માના પરમ પ્રકાશનો અનુભવ એ નથી કરી શકતો. તેને લીધે તેનું જ્ઞાન સીમિત બને છે, એનો અનુભવ અધૂરો રહી જાય છે, ને દુઃખદર્દ ને અશાંતિમાં એ અટવાયા કરે છે. ભેદભાવ ને તેને લીધે ઉત્પન્ન થનારાં અનેક જાતનાં બંધનો ને દોષદર્શનનો તે શિકાર બને છે. તેનાથી સંપૂર્ણપણે છૂટી જવાય ને પરમાનંદ ને પરમ સુખના ભાગી થવાય તે માટે તેણે શું કરવું જોઈએ ? તેણે જ્ઞાનદેવનું શરણ લેવું જોઈએ. અંગદેવ ને જ્ઞાનદેવ બે જુદાજુદા છે. અંગદેવ એ ચાંગદેવ ને જ્ઞાનદેવ એ આત્મદેવ છે. જ્ઞાનેશ્વર પરમાત્માનું જ બીજું નામ છે. તેમની સાથે સંબંધ બાંધવાથી ને સ્નેહ કરવાથી માણસનું જીવન ધન્ય બની જાય છે. જ્ઞાનેશ્વરરૂપી પરમાત્માની કૃપાથી જ તેને મુક્તાબાઈના દર્શનનો અથવા તો મુક્તિના અનુભવનો આસ્વાદ મળે છે. જ્યાં જ્ઞાનેશ્વર છે ત્યાં મુક્તાબાઈ રૂપી મુક્તિ, નિવૃત્તિ એટલે ચિત્તવૃત્તિની શાંતિ ને સોપાન એટલે જીવનની ઉન્નતિ ને જીવનના ઉદ્ધારની પગદંડી કે પગથી છે. પરમાત્મા જ્ઞાનના સ્વામી ને દેવોના દેવ છે, ને તેમને જાણવાથી કે તેમની પાસે પહોંચવાથી મુક્તિ, શાંતિ, બંધનની નિવૃત્તિ બધું શક્ય બને છે. આ ઉપનિષદમાં ઋષિ એ જ વાતનું પુનરુચ્ચારણ કરે છે. આ ઉપનિષદ બધું સંસ્કૃત છંદમાં જ લખાયેલું છે. તેના શ્લોકો અત્યંત સરળ ને સુંદર તથા સારગ્રાહી છે. તે શ્લોકોમાં મનને ગમી જાય ને હૈયામાં વસી જાય તેવા જે કેટલાક શબ્દપ્રયોગો છે તેમાં આ સારને સમાવી લેનારો એક પ્રયોગ પણ ખૂબ સરસ ને યાદગાર છે. 'ज्ञात्वा देवं सर्वपाशापहानिः ।'

ઋષિ પોતાના અનુભવના આધાર પર ભાર દઈને ભારે નિશ્ચયાત્મક વાણીમાં કહે છે કે દેવોના દેવ પરમાત્માને જાણવાથી બધી જાતનાં દુઃખ, દર્દ ને બંધનમાંથી છૂટી શકાય છે. તેમાંથી છૂટવાનો તે સિવાયનો બીજો કોઈ અસરકારક રામબાણ ઉપાય કે માર્ગ નથી જ નથી.

## [૭] તટસ્થતાની સર્વોત્તમ શક્તિ

'*ज्ञात्वा देवं सर्वपाशापहानिः*' વાકયમાં ઋષિએ જ્ઞાનનો ગહન સારભાગ સમાવી લીધો છે. દેવને જાણ્યા વિના કોઈને શાંતિ નથી મળતી; દેવોના દેવ પરમાત્માનો સાક્ષાત્કાર કર્યા વિના કોઈને મુક્તિ કે સુખની પ્રાપ્તિ નથી થતી ને કોઈની દીનતા પણ નથી જતી. એ વાતમાં ઋષિને કોઈ જાતની શંકા નથી ને તેને તે અત્યંત અસરકારક રીતે કહી દે છે. વાત સંપૂર્ણપણે સાચી છે. પરમાત્માના જ્ઞાનથી સૌની એકતાનું જ્ઞાન થાય છે, જગતના જુદાજુદા પદાર્થોમાં રહેલા ચેતન તત્ત્વનું દર્શન થાય છે, ને ભિન્નભિન્ન નામ ને રૂપવાળા બહારથી વિભિન્ન દેખાતા સંસારમાં આંતરિક રીતે ખરેખર એકતા જ વ્યાપી રહી છે તેની ખાતરી થાય છે. વિભિન્નતામાં અભિન્નતા ને ભેદમાં અભેદનું દર્શન તેથી સહજ બને છે. એવા દર્શનને પરિણામે સમદૃષ્ટિની પ્રાપ્તિ થાય છે, ને જીવમાત્ર પ્રત્યે પ્રેમ પ્રકટે છે. માનસિક કે આત્મિક શાંતિ તેથી સહજ બને છે. પરમાત્માનું દર્શન અથવા અનુભવજન્ય જ્ઞાન એ રીતે કેવળ માનસિક લાભ નથી રહેતું. માનવના તન, મન ને અંતર અથવા તો સંપૂર્ણ સ્વભાવ, દૃષ્ટિકોણ ને જીવનમાં તે ક્રાંતિ કરે છે. માનવમનના અણુએ અણુને તે નૂતન કરે છે ને દૈવી પ્રકાશથી ભરી દે છે. મલિનતા ને વાસનાને માટે તે મનમાં સ્થાન નથી રહેતું. પરમાત્માના જ્ઞાનનો પ્રકાશ તેમાં ફરી વળે છે, ને પ્રેમનો પ્રબળ છતાં શાંત ને અસીમ અર્ણવ તેમાં ઉછાળા મારે છે. પરમાત્માનું પ્રત્યક્ષ જ્ઞાન જેને થઈ જાય છે તેનું જીવન સદાને માટે

ઉત્સવ જેવું બની જાય છે. તેનું જીવન મહામંગલમય તીર્થરૂપ બની જાય છે. તે જીવનમાં કાયમની દિવાળી પ્રકટી ઊઠે છે. તે જીવન અમૃતમય બની જાય છે. એ પરમાત્માનો પરિચય પ્રાપ્ત કરનાર બધી રીતે ધન્ય બની જાય છે. (અવિદ્યા, અસ્મિતા, રાગ ને દ્વેષ તથા અનેક પ્રકારના સારાનરસા સંકલ્પોને લીધે જ જીવને સુખીદુઃખી થવું પડે છે ને જન્મમરણના ચક્રમાં ફરવું પડે છે.) પરમાત્માના પ્રત્યક્ષ પરિચયથી માનવનું મન તેના સકંજામાંથી સંપૂર્ણપણે છૂટી જાય છે, ને તેને લીધે સુખદુઃખની સારીનરસી અસર તેમ જ બીજાં બંધનોમાંથી તેને મુક્તિ મળે છે. પછી તેને માટે જન્મ રહે અથવા તે જન્મના મહોત્સવમાં વારંવાર સામેલ થવાનું પસંદ કરે તોપણ, જન્મ ને મરણ તેને માટે મિથ્યા મોહ, આસક્તિ કે દ્વેષ ને ભયનું કારણ નહિ થાય. જીવનમાં જન્મ ને મરણ અથવા એવી બીજી કોઈ વસ્તુનો રાગ કે દ્વેષ અથવા ભય ને મોહ રહે તેને આપણે ઉત્તમ દશા નથી માનતા. જન્મને ભારરૂપ માનવાની તેમ જ કડવું ને ક્લેશરૂપ સમજી ઉદાસીનતા, ધિક્કાર કે શુષ્કતાની દૃષ્ટિથી જોવાની પદ્ધતિ આપણને પસંદ નથી. તેવી પદ્ધતિ કે વિચારસરણીને આપણે આદર્શ નહિ કહી શકીએ. તેવી રીતે મરણને નફરતની નજરે જોવાની ને છે તેથી વધારે ભયંકર માનવાની પદ્ધતિ પણ આપણને પ્રામાણિક લાગતી નથી. જન્મ ને મરણ તરફની દૃષ્ટિ વધારે વિવેકી બને ને પરમાત્માનું દર્શન જીવનની પ્રત્યેક પળે સહજ બને તો જન્મ ને મરણ અથવા વર્તમાન ને ભાવિ જીવનથી ડરવાની વૃત્તિ ચાલી જશે, ને જીવનમાં સઘળાં સ્થળોમાં ને પ્રત્યેક પરિસ્થિતિમાં શાંતિ ને તટસ્થતાની પ્રાપ્તિ થશે. બહારની પરિસ્થિતિથી ચલિત થવાનું કોઈ કારણ પછી રહેશે નહિ. એ તટસ્થતા અથવા બીજા સારા શબ્દમાં કહીએ તો નિર્વિકારિતા જ જીવનની મોટામાં મોટી મૂડી છે. (પરમાત્માનું જ્ઞાન થયા પછી માણસે તેની પ્રાપ્તિ કરવાની રહે છે. કેટલીક વાર તેની પ્રાપ્તિ સહજ રીતે જ થઈ જાય છે, તો કેટલીક વાર તેને માટે જાગ્રત

રહીને માણુસે નિરંતર ને સતત પુરુષાર્થ કરવો પડે છે.) પરંતુ ગમે તે રીતે પણ જીવનમાં તે પ્રાપ્તિ થાય છે ને છેવટે સહજ બને છે એ નક્કી છે. તેની પ્રાપ્તિ પછી સાધકને કોઈ ભય નથી રહેતો. તે ગમે ત્યાં રહે ને ગમે તે કરે, તેનું મન કે તેનો અંતરાત્મા સદાય અલિપ્ત જ રહે છે. સંસારના વિવિધ વાતાવરણુ ને વ્યવહારમાં રહીને પણ તેનું હૃદય પરમાત્માના રંગે જ રંગાયેલું રહે છે. જે કર્મ કે વ્યવહાર થાય છે તે તેના જીવનમાં તદ્દન તટસ્થ રીતે જ, સહેજ પણ આસક્તિનો પાસ લાગ્યા વિના જ, થયા કરે છે. એ અવસ્થા ઉત્તમ, આદર્શ ને અનુકરણીય છે. તેની પ્રાપ્તિ અથવા અનુભૂતિ સહજ થઈ જાય તો મુક્તિના આનંદમય આસ્વાદ માટે કોઈને રાહ જોવી નહિ પડે. મુક્તિ તો પછી હાથમાં આવી જશે. જીવનની પ્રત્યેક પળે તેને મુક્તિનો મહાસ્વાદ મળ્યા કરશે.

એ તટસ્થતા, નિર્વિકારિતા અથવા અનાસક્તિ જ જીવનની મોટી મૂડી છે; તે જ મુખ્ય શક્તિ છે; સિદ્ધિ ને જ્યોતિ છે; ને તેની પ્રાપ્તિ તરફ જેટલું ધ્યાન આપવામાં આવે, તેને મેળવવા માટે જેટલું કામ કરવામાં આવે, એટલું ઓછું છે. (માણુસમાં કેટલી બુદ્ધિ ને શક્તિ છે કે કેટલું જ્ઞાન છે ને તેની પાસે જમા પાસે કેટલું તપ છે તે બહુ મહત્ત્વનું નથી; પરંતુ મહત્ત્વની વાત તો જીવનના આ વિશાળ નાટકમાં, જટિલ જંગમાં, તે કેટલો તટસ્થ રહી શકે છે તે છે.) તેના પરથી જ તેની મહત્તા માપી શકાય છે ને કિંમત અંકાય છે. જીવનની સંસિદ્ધિ ને શાંતિમાં તેને તે જ વસ્તુ વધારે કામ લાગે તેમ છે. કેટલાક લોકો માને છે તેમ તે તટસ્થતા કે નિર્લેપતા કોઈ નિષ્ક્રિયતા નથી. સર્જન ને જીવનના જરૂરી વ્યવહારનો ઇનકાર કરવાની કે આળસુ થવાની કોઈ શિક્ષાપત્રી કે સામગ્રીય નથી. કર્મ કરતાં કરતાં સંસારનો સ્વાદ લેવાની ને જીવનની લહાણી લૂંટવાની તે તો કળા છે, વિદ્યા છે, ને શક્તિશાળી સાધના છે. કર્મથી તે કેળવાય છે;

કર્મથી તેની પ્રાપ્તિ થાય છે ને કર્મથી તે જળવાય કે પોષાય છે. તપ, જ્ઞાન ને ભક્તિ કે કર્મની તે સહચરી છે. તટસ્થતા કોઈ નીરસતા પણ નથી; તે તો રસાસ્વાદ ને રસસિદ્ધિની સર્વોત્તમ સાધના છે. કોઈ નીરસ કે જડ મનુષ્યની નહિ પરંતુ રસરૂપ પરમાત્માની પાસે પહોંચેલા રસેશ્વરોની તે સ્વાભાવિક વૃત્તિ ને જીવનદૃષ્ટિ છે. તેની પ્રાપ્તિ માટે નાના ને મોટા, સાધક ને સિદ્ધ કોટિના સૌએ પ્રયાસ કરવાની જરૂર છે. એટલું જ નહિ, પરંતુ આત્મોન્નતિ ને પરમાત્માની પ્રાપ્તિની વાતમાં જેમને રસ ન હોય તેવા સાધારણ માણસોએ પણ તેને કેળવવાની ને તે માટે બનતું બધું કરી છૂટવાની જરૂર છે. (માણસ આજે કર્મ કરે છે ને જીવે છે, પરંતુ જીવન ને જગતની સારીનરસી અસરમાંથી મુક્ત રહી શકતો નથી. તે જ તેના બંધનનું કારણ છે. તેને લીધે તે જીવનમાં ડૂબી જાય છે ને જગતમાં બધી રીતે બંધાય છે.) કોઈ કુશળ કળાકાર કે અભિનેતાની જેમ તે પોતાને ફાળે આવેલો જીવનનાટકનો અભિનય સ્થિરતા, શાંતિ ને અલિપ્તતાથી નથી કરી શકતો. તે સંજોગોનો શિકાર બને છે, સંજોગો પર તેના હર્ષ ને શોક તથા સુખ ને દુઃખનો આધાર રહે છે, ને પ્રકૃતિ, પ્રવૃત્તિ ને પરિસ્થિતિથી પ્રભાવિત થઈને પરાધીનતાનો નિરંતર અનુભવ કર્યા કરે છે. બાહ્ય રીતે તે ગમે તેટલો સ્વતંત્ર, સુખી, સમૃદ્ધ ને વૈભવી હોય તોપણ જીવનમાં તે ડૂબી ને ભાન ભૂલી જાય છે. (પ્રવાહના પ્રબળ વેગની સાથે તે તદ્દન નિર્બળ બનીને વહ્યા કરે છે.) હજારો, લાખો કે કરોડો ને અબજો નહિ પરંતુ લગભગ બધા લોકોની આ દશા છે. તેથી જીવન ને જગત વધારે ને વધારે દુઃખમય, ઝેરી, મોહમય ને ભારરૂપ થઈ જાય છે. જીવન ને જગતનો સમ્યક્ ઉપયોગ કરીને માણસ વધારે ને વધારે શાંતિમય ને મુક્ત નથી થઈ શકતો, પરંતુ રાગ ને દ્વેષ, હર્ષ ને શોક, મોહ ને ધિક્કાર, મમતા ને તિરસ્કાર ને ગમા ને અણગમાના બંધનમાં બંધાતો જાય છે. તેનાથી છૂટવા ને જીવનનો સાચો સ્વાદ લેવા ને આ જ જગતમાં જીવનમુક્તિનો

આનંદ અનુભવવા તટસ્થતાના ઉપાસક થવાની ને તટસ્થતાની કળામાં કુશળ થવાની જરૂર છે.)

## [૮] જીવન : એક આશીર્વાદ

સાચું છે. સંસારના મોટા ભાગના લોકોને જોઈને આપણને ખરેખર લાગે છે કે તે જીવે છે પરંતુ જે રીતે જીવવું જોઈએ તે રીતે નથી જીવતા. કોઈ બળજબરીથી લાદેલો બોજો હોય, નછૂટકે ખેંચવાનો ભાર હોય, પરંપરાથી પ્રાપ્ત થયેલી અનિવાર્ય વસ્તુ હોય કે આંખ મીંચીને બને તેટલા ભોગો ભોગવવાની ક્રીડાભૂમિ હોય, તેમ મોં બગાડીને, દુઃખી થઈને, ને બીજી બાજુ તદ્દન અવિવેકી થઈને મોટા ભાગના લોકો જીવન જીવી રહ્યા છે. જીવન પ્રત્યેની સાચી દૃષ્ટિનો અભાવ ને જીવવાની કળાના અજ્ઞાનને લીધે જીવનનો સાચો સ્વાદ તે નથી લઈ શકતા ને સંપૂર્ણ લાભ પણ નથી ઉઠાવી શકતા. માણસે સમજી લેવું જોઈએ કે જીવન કોઈ ભાર, અનિવાર્ય બોજો, પરંપરાગત અભિશાપ, બલા કે સ્વચ્છંદભૂમિ નથી. જીવનના રૂપમાં વિકાસની એક નવી તક ને અત્યંત મહાન તક આપણને આવી મળી છે. વિકાસના એક સુંદર સંમેલનમાં આપણે સામેલ થયા છીએ. (જે થઈ ગયું છે તેને ફરી વાર વિચારીને સુધારવાનો ને જે થવાનું છે તેને ઉત્તમમાં ઉત્તમ ને મંગલમય આકાર આપવાનો એક અભૂતપૂર્વ અવસર જીવનના રૂપમાં આપણને આવી મળ્યો છે. તેનો લાભ ઉઠાવીને આપણે વધારે ને વધારે વિકાસ કરી શકીએ એનું ધ્યાન રાખવાનું છે.) તે માટે પ્રસન્નતાની સાથેસાથે જરૂરી વિવેક સાથે જીવવાનું છે. જીવનના આ મહામેળામાં—આ મધુમય મંગલ મહોત્સવમાં આપણે સામેલ થયા છીએ. એ ઉત્સવનો આપણે પૂરેપૂરો લાભ લઈએ ને આપણા મૂળ સ્વરૂપને જાણી લઈએ તે જરૂરી છે. એ રીતે આ જીવનને આપણે અત્યંત આદર ને અનુરાગની નજરે જોવાની જરૂર છે. તે કોઈ બલા કે બોજો નથી પણ આશીર્વાદ છે; અભિશાપ નથી પરંતુ

આશીર્વાદ છે, એ સમજી લેવાની જરૂર છે.) આ જીવન એક મહાન બક્ષીસ છે; સહજ રીતે પ્રાપ્ત થયેલી મહામોંઘી થાપણું છે. તેનો સદુપયોગ કરી તેના સત્ત્વને જેટલું વધારી શકાય તેટલું વધારવાની જરૂર છે.

[૯] ત્યાગ ને તટસ્થતા

થોડા દિવસ પહેલાં એક જિજ્ઞાસુ ભાઈએ મારી મુલાકાત લીધી હતી. તેમણે મને પ્રશ્ન કર્યો કે આ જીવન છેલ્લું જ જીવન છે? મનુષ્યશરીર પછી હવે બીજું કોઈ શરીર નહિ મળે તે સાચું છે ને? મેં તેમને ખુલાસો કરતાં કહ્યું કે ના, તેવું નથી. મનુષ્યશરીર પછી મનુષ્યનું જ શરીર મળશે ને બીજું શરીર નહિ મળે તેમ આપણે નથી માનતા. આ શરીર પછી મનુષ્યશરીર અથવા મનુષ્ય સિવાયનાં બીજાં શરીર પણ મળી શકે છે. તેનો આધાર મનુષ્યનાં કર્મો ને મનુષ્યના સંકલ્પવિકલ્પ અથવા તો મનુષ્યની વાસના પર છે. બીજી વાત એ છે કે આ જીવન છેલ્લું જ જીવન છે, ને હવે પછી કોઈ બીજું જીવન જ નથી એમ પણ ન કહી શકાય. હા, એક વાત નક્કી છે કે આ જીવનને છેલ્લું અથવા અંતિમ બનાવી શકાય છે, ને તે માણસના પોતાના હાથમાં છે. માણસ જો જાગ્રત થાય, વિવેકી બને ને સાવધાન થઈને સંભાળપૂર્વક પુરુષાર્થ કરી પરમાત્માને જાણી લે ને તેવી રીતે આખરે કર્મનાં બંધન ને સંકલ્પવિકલ્પથી મુક્તિ મેળવે તો આ જીવન તેને માટે અંતિમ બની શકે. પરંતુ જો તેમ ન કરે, ને તેથી ઊલટું અનેક જાતના સંકલ્પવિકલ્પ, વાસનાવિકાર, રાગદ્વેષ તેમ જ અહંતામમતા ને કૂડકપટથી યુક્ત જીવન જીવે તો તેને માટે જીવનનું ચક્ર ચાલુ જ રહે. તે છૂટવા માગે તોપણ જીવનમાંથી છૂટી શકે નહિ. તેની ઇચ્છા ન હોય તોપણ તેને જીવનના આ અનાદિ ને રહસ્યમય રંગમંચ પર બળજબરીથી લાવવામાં આવે ને બાકી રહેલો અથવા તેને માટે નક્કી થયેલો અભિનય તેણે કરવો જ પડે. એટલે જીવનને અંતિમ અથવા છેલ્લું બનાવવું છે

કે કેમ તેનો નિર્ણય આજથી જ કરી લો. નિર્ણય કરીને બેસી ન રહો; પરંતુ જરૂરી દિશામાં મુસાફરી શરૂ કરો. આ જીવન ખૂબ ઝડપી છે. કાળ કોઈને માટે બેસી રહેતો કે રોકાતો નથી. તેનો બને તેટલો વધારે લાભ લઈ શકાય તે માટે તમે પણ જાગ્રત ને ઝડપી બનો ને બધા પ્રકારના પ્રમાદનો ત્યાગ કરીને જીવનની પળેપળને ઉન્નતિના મહાયજ્ઞની આહુતિ જેવી કરી દો.

ત્યારે તે ભાઈએ પ્રેમપૂર્વક પૂછ્યું કે તે માટે બાહ્ય ત્યાગની જરૂર ખરી ?

મેં કહ્યું : 'જરૂર. પણ તે માટે કોઈ નક્કી નિયમની સ્થાપના થઈ શકે તેમ નથી. સમજવા પૂરતું એમ જરૂર કહી શકાય કે કેટલાકને બાહ્ય ત્યાગની જરૂર પડે છે પણ ખરી. નવા વાતાવરણમાં પોતાની સઘળી શક્તિ ને સઘળા સમયને કામે લગાડીને મેલગાડી જેવી ઝડપી ગતિથી મનની આગળ કેવળ એક જ આદર્શ, લગન ને ધૂનને રાખીને તે આગળ વધી શકે છે, ને પરિણામે બહુ થોડા વખતમાં પોતાના નિશ્ચિત ધ્યેયની પ્રાપ્તિ કરી લે છે. પરમાત્માની પ્રાપ્તિ તો જીવનના આત્મિક વિકાસની જેને લગન લાગે છે, ભૂખ જાગે છે, ને તેને માટે જેનું અંતર આતુર ને આકુળવ્યાકુળ બને છે, તેનાથી બાહ્ય ત્યાગ સહજ બની જાય છે. તે ત્યાગને દીપાવી કે શોભાવી ને સમૃદ્ધ પણ કરી શકે છે. સાધનાની પોતાની મનપસંદ પ્રવૃત્તિ સિવાયનાં બીજાં લૌકિક કામોમાં તેનું મન લાગતું નથી. પરંતુ એટલી અનેરી અવસ્થાએ ન પહોંચેલા સાધકો લૌકિક કામ કરતાં કરતાં પણ ક્રમેક્રમે જરૂરી વિકાસ સાધી શકે છે. એટલે બાહ્ય ત્યાગ પોતાને માટે જરૂરી છે કે કેમ તે માણસે પોતે નક્કી કરી લેવાનું છે. કેટલાક માણસોને માટે તે જરૂરી જરૂર છે એમ આપણે અવશ્ય કહી શકીએ. એટલું સાચું છે કે બાહ્ય ત્યાગ કરી ચૂકેલાં ને ન કરી ચૂકેલા અથવા કરવા માગનારા ને કરવા ન માગનારા બંને

સાધકોએ અંદરના ત્યાગ તરફ ખૂબ ધ્યાન આપવું જોઈએ. અંદરનો ત્યાગ—કુવિચાર, કુકર્મ, કામક્રોધ જેવી કુવૃત્તિઓ, રાગદ્વેષ ને અહંતામમતાનો ત્યાગ—સૌએ કરવો જ જોઈએ ને તેવા ત્યાગ વિના આત્મોન્નતિની વાતો વાતો જ રહી જાય એ નક્કી છે. આત્મવિકાસની કોઈ પણ સાધના અંદરના આવા અનેરા ત્યાગ વિના અધૂરી જ રહી જાય એ વાતમાં કોઈ સંદેહ નથી. કોઈને બાહ્ય ત્યાગ વિના ચાલે તોપણ ત્યાગભાવ વિના તો ન જ ચાલે.

એને માટે વિવેકની જરૂર પડે છે. તેવા વિવેકથી જીવનનો જરૂરી વિકાસ સહજ બનતાં છેવટે સાધકને તટસ્થતાની પ્રાપ્તિ થાય છે. પરમાત્માના પરમ પ્રકાશનો અનુભવ તેને માટે સ્વાભાવિક બની રહે છે, ને જીવનનો સંપૂર્ણ ને જરૂરી સ્વાદ લેવા છતાં તે તદ્દન અલિપ્ત રહી શકે છે. અનેક જાતના પ્રદેશમાં રહેવાનું ને ફરવાનું થાય ને વિવિધ પ્રકારના વાતાવરણ ને વિષયોથી વીંટળાઈ જાય તોપણ તેની તટસ્થતા ને પ્રભુમયતા નથી તૂટતી; એની અલિપ્તતા એવી ને એવી જ અખંડ રહે છે. એ અલિપ્તતા જીવનના નવનીત જેવી છે.

એવી અલિપ્તતા અથવા તટસ્થતા કાંઈ સહેલાઈથી ન મળે. તેનો વિકાસ ક્રમેક્રમે કે કાળાંતરે જ થઈ શકે. તે માટે બને તેટલા જાગ્રત રહેવાની જરૂર છે. તે ઉપરાંત પળેપળે આત્મનિરીક્ષણની ટેવ પાડવાની પણ જરૂર છે. તેવી ટેવથી હૃદયશુદ્ધિ સહજ બનશે ને લૌકિક લાલસા તેમ જ પાર્થિવ ભોગેચ્છાનો અંત આવશે. બીજી જરૂર પ્રભુપરાયણતા કેળવવાની છે. પ્રભુપરાયણતા જેમજેમ વધતી જાય તેમતેમ મન બીજા વિષયોમાંથી ઉપરામ થતું જાય છે ને અલિપ્ત પણ બની રહે છે. આ બધું ખરેખર કષ્ટસાધ્ય છે. તેમાં ભારે મહેનતની જરૂર પડે છે એ સાચું છે. પરંતુ તેનું મૂલ્ય એટલું બધું મોટું છે કે તેવી મહેનતનો વિચાર કરીને ડરી જવાની કે બેસી રહેવાની જરૂર નથી. જીવનને ઉજ્જ્વળ કરવા તેમ જ

શક્તિશાળી બનાવવા ગમે તેવી મહેનતને પણ વધાવી લેવી ને બનતું બધું કરી છૂટવું જોઈએ. આત્મવિકાસ વિનાની બીજી કેટલીય પ્રવૃત્તિ કષ્ટસાધ્ય હોય છે તોપણ તેની સિદ્ધિ માટે માણસ મહેનત કરીને મરી જાય છે. તો આવી અત્યંત ઉપયોગી પ્રવૃત્તિ તરફ આંખમીંચામણાં કર્યે કે ઉદાસીન બન્યે ન જ ચાલે. ગમે તે ભોગે પણ તેની સિદ્ધિ કરવી જ જોઈએ.

[૧૦] સત્ય ને તપની જરૂરત

પરમાત્મા સૌની અંદર રહેલા છે છતાં સૌ કોઈને સુલભ નથી — તેમનું દર્શન લગભગ દુર્લભ જેવું થઈ પડયું છે. તેમના દર્શનને માટે માણસ ભારેમાં ભારે મહેનત કરે છે, તન ને મનને તપાવે છે, ને મોટે ભાગે નાસીપાસ પણ થાય છે. પરમાત્મા પોતાની તદ્દન પાસે રહેલા છે તેવું જ્ઞાન તો લગભગ બધા ધરાવે છે, પરન્તુ પરમાત્માના સાક્ષાત્કાર અથવા પ્રત્યક્ષ પરિચયને માટે એકલું જ્ઞાન પૂરતું નથી થતું. તે માટે તો થોડીક દૃષ્ટિ પણ જોઈએ. તે માટે એક અનોખી સાધનપદ્ધતિનો આધાર લેવાની જરૂર છે. પરમાત્મા પોતાની અંદર જ છે ને તેમની શક્તિથી જ બધું થઈ રહ્યું છે તેવો અનુભવ કરવાની જરૂર છે. પરમાત્માની શક્તિથી જ બધું કામ થઈ રહ્યું છે એમ માનીને પોતાના વિચાર, ભાવ ને પોતાની વાણીમાં તેમની ઝાંખી કરવાની ટેવ પાડવામાં આવે તો માણસને મોટામાં મોટો લાભ થાય. તે દૈવી શક્તિ પોતાના જીવનની પળેપળે રક્ષા કરી રહી છે ને પોતાને દૈવી શક્તિનું દાન દઈ રહી છે એવા સતત અનુભવમાં ઓતપ્રોત થવાની જરૂર છે. તે ઉપરાંત, જે દેખાય છે તે પરમાત્માનું જ પ્રતિરૂપ છે એ યાદ રાખીને સૌની અંદર તેનું દર્શન કરવાની ટેવ પાડવી જોઈએ. જગતમાં જે કાંઈ સુંદર, પ્રેમળ, મધુમય ને મંગલ દેખાય છે તેને તેનું જ સ્વરૂપ સમજીને જોવાની તથા અનુભવવાની ટેવ પાડવામાં આવે તો

શરૂઆતમાં એ કામ અત્યંત સહેલું થઈ પડે.) તે પછી ધીરેધીરે આગળ વધીને સારા ને નરસા, સુંદર ને અસુંદર, પ્રેમળ ને અપ્રેમળ બધાની અંદર તેના પ્રકાશની ઝાંખી કરતાં શીખવું જોઈએ. પછી તો જે છે તે બધું પરમાત્માનું સ્વરૂપ જ છે એવું અનુભવદર્શન સ્વાભાવિક બની રહેશે ને તેને પરિણામે જીવન શાંતિમય, પ્રેમમય, ભેદભાવથી રહિત ને ધન્ય બનશે.) મને લાગે છે કે માણસ આવી રીતે વિવેકી બને ને આત્મનિરીક્ષણનો આધાર લે તોપણ, બીજી કોઈ અંતરંગ સાધના વિના પરમાત્માનો આનંદદાયક અનુભવ કરી શકે. મારે માટે તો બાલપણથી એવો અનુભવ સહજ હતો. પૂર્વજન્મના પ્રબળ આધ્યાત્મિક સંસ્કારને લીધે પરમાત્મારૂપી માના તરફ અંતર આપોઆપ એંચાયા કરતું ને તેને માટે તલસતું. બાલપણના એ દિવસો ખૂબ અનેરા હતા. ચૌદેક વરસની નાની વયમાં તો એ સંસ્કાર અત્યંત વેગવાન બન્યા ને તન, મન ને અંતર તથા રોમેરોમમાં બધે ફરી વળ્યા. સાગરના તરંગો ને ઝરણાના જળમાં, ટમકતા તારલિયા ને ચારુ ચંદ્રમામાં, વિવિધરંગી પુષ્પો ને પંખીમાં ને માનવમાત્રમાં મને તેનું જ દર્શન થયા કરતું. ઉષા ને સંધ્યાના સુંદર રંગોમાં પણ તેની જ ઝાંખી થતી, ને પ્રકૃતિમાં બધે જ તેની હાજરી જણાતી. જગતમાં તેના વિના કશું દેખાતું જ નહિ એમ કહીએ તો ચાલે. વિશ્વરૂપનું દર્શન એ રીતે મારે માટે સહજ થઈ ગયું હતું. એનું દર્શન મને તો જો કે સહજ રીતે જ થયા કરતું હતું, પરન્તુ તેને પ્રયત્નસાધ્ય પણ બનાવી શકાય. તેવા દર્શનની ટેવ પાડવાથી, ધીરેધીરે તેને વિચારપૂર્વક કેળવવાથી, આખરે તે સ્વાભાવિક થઈ શકે છે.

તેમાં મદદ મળે તે માટે મનને નિર્મળ કરવાની, સ્વભાવને સુધારવાની ને જીવનને શુદ્ધ, સંયમી ને સાત્વિક કરવાની જરૂર છે. (મન જેટલું વધારે શુદ્ધ ને સાત્વિક તેટલા જ પ્રમાણમાં વિશ્વરૂપનું એવું દર્શન સહેલું થઈ શકે.) માટે સાધકે મનની શુદ્ધિને અત્યંત મહત્વની માનવાની ને સાધવાની જરૂર છે. જીવનને સત્યમય

કરવાની જરૂર છે. તેના બે અર્થ થઈ શકે છે: એક તો એ કે સત્યસ્વરૂપ પરમાત્માને મેળવવાનું વ્રત લેવું—જીવન પરમાત્મામય કરી દેવું ને બીજો અર્થ એ કે પરમાત્માને મેળવવા માટે તદ્દન જરૂરી એવા ધર્મ, નીતિ કે સદાચારના સિદ્ધાંતોનું પાલન કરવું. પરમાત્મા પરમ સત્યસ્વરૂપ છે. તેમની આરાધના ને તેમને મેળવવામાં મદદરૂપ ગુણ, જ્ઞાન કે સાચા સિદ્ધાંતોની સાધના એ બંનેને સત્યની સાધના જ કહી શકાય. એ રીતે જોઈએ તો સત્યની સાધના મોટા ભાગના માણસો માને છે તેમ સાચું બોલવાની જ સાધના નથી પણ સમસ્ત જીવનને સત્યમય—પરમાત્મામય કરવાની કળા છે. તેને મોટા ભાગના માણસો માને છે તેમ એકલી વાણીની સાથે જ સંબંધ નથી, પરંતુ મન, વચન ને કાયા ત્રણેની સાથે અતૂટ સંબંધ છે, ને ત્રણેમાં ક્રાંતિ કરી તેમ જ પ્રાણ પૂરી ત્રણેને તે અલૌકિક કરે છે. મનથી પરમાત્માના જ વિચાર, પરમાત્માનું જ ચિંતન, મનન ને ધ્યાન; તનથી પરમાત્માની જ સેવાશુશ્રૂષા ને આરાધના તથા વાણીથી પરમાત્માના મહિમાનું જયગાન, પરમાત્માનો જ વાર્તાલાપ; એ રીતે સમસ્ત જીવનને પરમાત્મામય કરવાની સાધના સત્યની સાધના છે. એવી સાધનામાં મન પરમાત્માનું જ નિરંતર મનન કરે છે, આંખ બધે તેનું જ સ્વરૂપ જુએ છે, કાન તેના જ સ્વરને સારા ને નરસા બધા સ્વરમાં સાંભળે છે, પગ વિશ્વમાં વ્યાપક થઈને વિરાજેલા તે જ પરમાત્માની પ્રદક્ષિણા કરે છે, હાથ તેને જ સ્પર્શે છે ને સેવે છે, હૃદય તેના જ પ્રેમરસથી રંગાઈને રસમય બને છે ને દ્રવે છે તથા રોમેરોમ તેના અનુભવથી પુલકિત ને પાવન બનીને ધન્ય બની રહે છે. એવા ધન્ય માનવને પરમાત્માનું જ પ્રતિરૂપ કહી શકાય. તે પરમાત્માનો મહાન પ્રતિનિધિ છે ને પરમાત્માનો પ્રકાશ તેની દ્વારા વિશેષ પ્રમાણમાં પ્રકટી રહ્યો છે એમ માનીને તેને વિશેષ સન્માનની નજરે જોવામાં ને પૂજનીય ગણવામાં કશું ખોટું નથી. ઋષિ, મહાપુરુષ, પયગંબર ને અવતારી પુરુષ કહીને તેવા જ મહામાનવની પ્રશસ્તિ કરવામાં આવી છે.

તેના સંપર્કથી કેટલાયને પ્રેરણા મળે છે ને કેટલાય જીવન ઉજ્જવળ શક્તિશાળી, શાંતિમય ને ધન્ય બને છે. તેનો પ્રભાવ તેવો પ્રબ હોય છે. સંસારને માટે તે ખરેખર આશીર્વાદરૂપ થઈ પડે : અહંતા, મમતા, દંભ ને આડંબરમાંથી તેવા પુરુષોએ મુક્તિ મેળવી હોય છે. સત્યની ઉપાસના એ રીતે કેવળ જીભ સાથે સંબંધ રાખનારી વસ્તુ નથી પરંતુ તન, મન ને અંતરને આલોકિત કરનારી પતિતપાવની ગંગા છે; મલિનતા, તાપ ને ક્લેશમાંથી કાયમને માટે મુક્તિ આપી અંતરને આનંદમય ને અલૌકિક કરનારી ત્રિવેણી છે; પ્રભુમય જીવનની દીક્ષા છે; મુક્ત ને મંગલ તથા પૂર્ણ જીવનની કેડી ને શાંતિ, સુખ ને મુક્તિની વિચારભૂમિ છે

તેવા પ્રભુમય, સત્યમય કે પૂર્ણ પ્રકાશમય જીવનની પ્રાપ્તિ માટેના પુરુષાર્થને તપ કહી શકાય. તપનો મૂળ અર્થ એ જ છે ને એ જ અર્થ કામનો છે. માણસો તપના સાચા ભાવને નથી સમજતા. તેથી તપને નામે અનેક જાતના આડંબર, દંભ ને ભાતભાતનાં બાહ્ય કષ્ટો વધી પડયાં છે. માણસે યાદ રાખવું જોઈએ કે કેવળ કષ્ટસહન એ તપ નથી; તન, મન ને અંતરને જરૂર વિના ને અવિવેકી બનીને અતિરેક પર પહોંચીને તપાવવાનો સમાવેશ પણ તેમાં નથી થતો; શરીરને વધારે ને વધારે કષ્ટ દેવું, કૃશ કરવું ને મલિન રાખીને તેના પ્રત્યે તદ્દન ઉદાસીન રહેવું તે પણ તપ નથી; જટા વધારવી, નખ વધારવા, કાન કપાવવા, રાખ ચોળવી ને ભાંગ તથા ગાંજાથી આંખ લાલ કરીને ઉન્માદી બનવું તેને પણ તપની સાથે કોઈ સંબંધ નથી; તપ કેટલીક વિશેષ સિદ્ધિઓ મેળવી, ચમત્કાર કરી, લોકોને આંજી દઈ કે પ્રભાવિત કરી પૈસા, પ્રતિષ્ઠા ને પદની પ્રાપ્તિ કરવા માટે પણ નથી. તપના મુખ્ય હેતુ બે છે ને તે બે હેતુ માટે જે કરવામાં આવે છે તે તપ જ ઉત્તમ, આદર્શ ને આવકારદાયક છે. તપનો સૌથી પહેલો ને મહત્ત્વનો હેતુ જીવનને નિર્મળ કરવાનો છે. તે દ્વારા જીવનની ગંદકી – તન, મન, વાણી, વિચાર ને વર્તનની ગંદકી–દૂર થાય છે, ને માનવ વધારે ને વધારે

વિશુદ્ધ, પ્રેમમય ને સંયમી બને છે. તે હેતુની સિદ્ધિ સાથે એક બીજો તેવો જ મહત્ત્વનો હેતુ શરૂ થાય છે ને તે હેતુ પરમાત્માની પ્રાપ્તિ કરી જીવનને વધારે ને વધારે શાંત, સંપૂર્ણ ને શક્તિશાળી બનાવવાનો છે. એ બે હેતુને ગૌણ ગણનારું ને તેમના પ્રત્યે ઉદાસીન બનનારું તપ માનવનું મંગલ ને હિત નહિ કરી શકે. બીજી જાતના તપથી તેનો ઉદ્ધાર ન થઈ શકે. એનાથી એ આદર્શ માનવ પણ ન બની શકે. એ રીતે વિચારીને તપની પદ્ધતિમાં જે દોષો પ્રવેશી ચૂક્યા છે તેમને દૂર કરવાની ને આખી પદ્ધતિને સરળ, વિવેકી ને ઉપયોગી બનાવવાની જરૂર છે. પરંપરા, રૂઢિ કે આદત ને ધર્મગ્રંથોની આજ્ઞાને નામે કોઈ પણ પદ્ધતિને આંખો મીંચીને તપાસવાની ને સમય તેમ જ જીવનની જરૂરત પ્રમાણે સુધારવાની ના પાડીને જળોની જેમ વળગી ન જ રહેવાય. તેવી યાંત્રિક રીતે વળગી રહેવાથી જીવન જડ, નીરસ ને નિરર્થક જ બની જાય. તેવું જીવન શા કામનું ને ગમે પણ કોને? વિચાર કરવા ટેવાયેલા માણસને તો ન જ ગમે.

પરમાત્માની અનુભૂતિ માટે સત્ય ને તપનો આધાર લેવાની જરૂર છે એમ ઋષિએ કહ્યું છે એ આ જ અર્થમાં સમજવાનું છે.

### [૧૧] પરમાત્માનું દર્શન નહિ પણ પરમાત્મમયતા : એ જાતની ઘેલછા

કેટલાક લોકો માને છે કે ભારતની ભૂતકાલીન સંસ્કૃતિ કેવળ પરમાત્મદર્શનમાં જ માનતી હતી ને પરમાત્માની પ્રાપ્તિ કે મુક્તિનો ઉપદેશ આપીને જ પૂરી થતી હતી. તેમણે સમજી લેવું જોઈએ કે વાત ખરેખર તેવી નથી પણ જુદી જ છે. ભારતીય તત્ત્વજ્ઞાન કેવળ વ્યક્તિગત મુક્તિનો ઉપદેશ આપીને જ બેસી રહેવામાં માનતું ન હતું. ભારતીય સંસ્કૃતિ પણ પરમાત્માની પ્રાપ્તિમાં જ ઇતિકર્તવ્યતા માનીને બેસી ન રહેતી. ભારતની આધ્યાત્મિક સાધના પરમાત્માની પ્રાપ્તિના લક્ષ્યવાળી તો હતી જ; પરંતુ તેટલા

લક્ષ્યને પ્રાપ્ત કરીને તે બેસી ન રહેતી. પરમાત્માને પ્રાપ્ત કરવાની સાથેસાથે પરમાત્માની કૃપા, શક્તિ ને પરમાત્માનો પ્રકાશ સમસ્ત જીવનમાં ને જીવનની પ્રત્યેક પળ ને પ્રવૃત્તિમાં ઉતારવાનું, અનુભવવાનું અથવા ફેલાવવાનું પણ તેનું લક્ષ્ય હતું. (ફૂલની પ્રાપ્તિથી ને ફૂલને સૂંઘવાથી ફૂલની સુવાસ તન, મન તેમ જ અંતરમાં જેમ આપોઆપ ફરી વળે છે તેમ પરમાત્માની પ્રાપ્તિ થવાથી જીવન પરમાત્મપરાયણ ને પરમાત્મમય બને છે,) ને જીવનને તેવી રીતે ચિન્મય, દિવ્ય કે પરમાત્મમય બનાવવાની વાતનો સમાવેશ પરમાત્માની પ્રાપ્તિના આદર્શમાં આપોઆપ જ થઈ જતો હતો. એટલે જ આપણે જોઈએ છીએ કે શાસ્ત્રો ને સંતોની વાણીમાં જેમ પરમાત્માને ઓળખવાની વાત આવે છે તેમ પરમાત્માને ઓળખવા માટેની જરૂરી યોગ્યતાનું ને પરમાત્માને ઓળખ્યા પછીની જીવનની દશાનું–પરમાત્મદર્શી જીવનની અલૌકિકતા ને વિશેષતાનું—વર્ણન પણ વિસ્તારથી કરવામાં આવ્યું છે. એટલે પરમાત્માનું દર્શન કોઈ એવી અવસ્થા નથી જેની અનુભૂતિ કરીને સાધક તેનાથી છૂટો પડી જાય ને સદાને માટે સંબંધવિચ્છેદ કરીને સાધારણ માનવીની જેમ જીવવા માંડે. જો તેમ જ હોત તો જીવનના લાભ કે વિકાસ ને ઊર્ધ્વીકરણની દૃષ્ટિએ તેવા દર્શનની કિંમત ઘણી ઓછી હોત. તેની પાછળ આટલા મોટા પ્રમાણમાં સમય ને શક્તિનો વ્યય કરવાનું કામ પણ બહુ જરૂરી, ઉપયોગી ને મંગલકારક ન મનાત. પરંતુ ખરેખર તેવું નથી ને પરિસ્થિતિ એથી ઊલટી જ છે. તે રીતે જોતાં (પરમાત્મદર્શનને એક અમૃતપ્યાલીની સાથે સરખાવી શકાય. પ્યાલી વિષની હોય તો તેનું પાન કરવાથી અંગેઅંગમાં વિષ ફરી વળે છે ને એની અમંગલ અસર આખા અંગમાં તરત જ જણાઈ આવે છે. તેવી રીતે અમૃતની પ્યાલીના પ્રભાવથી રોમેરોમમાં ચેતન, રસ ને ઉલ્લાસ તેમ જ નવજીવનના ફુવારા ફૂટે છે ને તન, મન તેમ જ અંતર અલૌકિક બને છે.) પરમાત્માની પ્રાપ્તિની અસર પણ એની જ ઉત્તમ, મંગલ, આનંદકારક ને સર્વવ્યાપક સમજવાની છે.) એની

અલૌકિકતા માનવના અણુએ અણુમાં ને સ્વભાવના-પ્રકૃતિના પ્રત્યેક પાસામાં ફરી વળે છે; સમસ્ત જીવનમાં તે ક્રાંતિ કરે છે. આ રીતે વિચારીએ તો એક વસ્તુ જરૂર સમજાય કે પરમાત્માની પ્રાપ્તિમાં જ સાધનાની પરિસમાપ્તિ નથી થતી, પરંતુ તેથી પણ આગળ સાધનાનો માર્ગ છે, ને સાધના તે પછી પણ આગળ ચાલી શકે છે. સમસ્ત જીવનને પરમાત્મમય કરવાની વાત ને પરમાત્મા સાથે બધી રીતે એકત્વનો અનુભવ કરવાની વાત તે પછી પણ બાકી રહે છે, અથવા રહી શકે છે, ને સાધનાની એ વિશાળ સફરનો વિચાર ભારતીય સંસ્કૃતિ ને સાધનાએ શરૂઆતથી જ કરેલો છે. માણસો તેને કોઈ કારણે ભૂલી ગયા હોય ને કોઈ વાર કોઈ સંપ્રદાય, પંથ, પુસ્તક કે મહાપુરુષે તેનો પ્રકાશ નવેસરથી ને વધારે અસરકારક રીતે લોકોની આગળ રજૂ કર્યો હોય એટલું જ. કોઈ પણ પંથ, પુસ્તક કે મહાપુરુષની પ્રતિષ્ઠા વધારવા ને તેમની મહત્તા બીજા બધા કરતાં વધારે સિદ્ધ કરી બતાવવા તે જે માને છે, કહે છે કે શીખવે છે તે તદ્દન નવું, અદ્યતન ને અભૂતપૂર્વ છે એમ માનવાની ને મનાવવાની એના અનુયાયીઓને ટેવ પડી હોય છે. તે કહે છે તે તદ્દન નવું જ છે એવું માનવામનાવવાથી જ તેમને સંતોષ વળે છે. પરંતુ એવી વૃત્તિ તંદુરસ્ત નથી ને લાંબે વખતે દુરાગ્રહ, જડતા, અવિવેક ને ઘેલછાનું રૂપ ધારણ કરે છે. તેમના પૂજ્ય પંથ, પુસ્તક કે પુરુષનો ઉપદેશ મોટે ભાગે પરંપરાગત વિચારપ્રણાલિકાની સુધારેલીવધારેલી નવી આવૃત્તિ જ હોય છે. પરંતુ વિચારશક્તિના અભાવને લીધે તેમને તે વાત સમજાતી નથી ને સમજાય છે તો એક પ્રકારના ખોટા મમત્વ ને પૂજ્યભાવની પકડને લીધે તેનો સ્વીકાર કરવા તે તૈયાર થતા નથી. તેવા માણસો આપણે ત્યાં અનેક છે. તેમણે વધારે વિવેકી બનીને સમજી લેવું જોઈએ કે કોઈ પણ ધર્મ, પંથ, પુસ્તક કે મહાપુરુષની કારકિર્દી ખૂબ જૂની છે ને તેને જે કહેવાનું છે તે તદ્દન નવું જ ને કોઈએ ન કહેલું હોય તેવું છે તેથી જ તે મહાન છે, સત્ય ને આદર્શ છે,

અથવા અનુકરણીય છે એવું નથી; ધર્મ, પંથ, પુસ્તક કે પુરુષની મહત્તા તેની પુરાતનતા કે અદ્યતનતા પરથી નથી મપાતી; તે જૂના વખતથી ચાલે છે કે તદ્દન નવા વખતથી, તેનો વિચાર કરવાથી પણ એની ઉત્તમતા નથી અંકાતી; તેની ઉત્તમતા ને મહત્તા નક્કી કરવા માટે તો તેના સત્ત્વનો વિચાર કરવો પડે છે ને તેનાં જીવનોપયોગી તત્ત્વોને તપાસવાં રહે છે. તેની અંદર ભલે ને નવીનતા ન હોય કે તે તદ્દન નવીન હોય પરંતુ એની અંદર અસરકારકતા છે કે કેમ તે જ જોવાનું છે ને તેનો વિચાર જ મહત્ત્વનો છે. તેવો વિચાર કરીને જ, તેની ગુણવત્તાના આધાર પર જ, તેને વધારે અથવા ઓછા માર્ક આપવાના રહે છે. એટલે કોઈ નવીનતાનો દાવો કરીને ફાવી નથી જતું, ને કેવળ જૂનું છે માટે જ કોઈને નિરર્થક અન્યાય નથી થતો. તે જ પ્રમાણે પ્રાચીનતાની દલીલ કે પુરાતનતાના અધિકાર કે શોરબકોરના આધાર પર જ કોઈ સૌથી આગળ આવી, જીતી, ફાવી કે સન્માનને પાત્ર નથી બની જતું, ને તદ્દન આધુનિક હોવાથી જ કોઈના તરફ આંખમીંચામણાં કરવામાં નથી આવતાં કે ઉદાસીનતા પણ નથી કેળવાતી. જૂના ને નવાના લેબલને મહત્ત્વ આપ્યા વિના વ્યક્તિ કે વસ્તુની અંદર જે સારભાગ છે અથવા જે અનુકરણીય તત્ત્વનું દર્શન થાય છે તેને જ આપણે મહત્ત્વ આપવાની વૃત્તિ કેળવવાની છે. આ વાત સમજાઈ જાય તો દરેક સારી વાત નવી જ છે અથવા તદ્દન જૂની છે એમ માનવા-મનાવવાની બેવડી ઘેલછાનો અંત આવે ને માણસ સત્યનો જ પૂજારી બને ને સત્યને જ પ્રતિષ્ઠા આપે. કેટલાક માણસો બધું લખાઈ ગયું છે, કહેવાઈ ગયું છે, હવે નવું કહેવાનું કાંઈ શક્ય જ નથી, નવું કહેવાની જરૂરે નથી, ને આપણું ને બીજાનું કામ કેવળ જૂનાનું ચર્વણ કે પારાયણ જ કરવાનું છે, એમ માને છે, તેમની માન્યતા પણ બરાબર નથી. માનવના વિકાસ ને માનવની સ્વતંત્ર બુદ્ધિનું તેમાં અપમાન રહેલું છે. તેવા લોકો દરેક નવી વસ્તુ જૂનાની સાથે મેળ ખાય છે કે કેમ તે પહેલાં જુએ છે, ને

નવી વાત ને નવા ઉપદેશનું મૂળ જૂના ગ્રંથોમાં દેખાય તો જ તેને માનવા ને સાચો માનવા તૈયાર થાય છે. નહિ તો તે ગમે તેટલો ઉત્તમ ને ઉપકારક હોય તોપણ, જૂનામાં તેનું મૂળ જડતું નથી માટે જ તેને નકામો સમજે છે, પ્રમાણભૂત નથી માનતા, ને તેની તરફ વિરોધ, નિંદા, સૂગ કે તિરસ્કારના ભાવ કેળવે છે. એ વૃત્તિ તો વળી વધારે વિઘાતક ને ભયંકર છે ને તેમાં માનવની આઝાદીનું ભારે અપમાન રહેલું છે. તેવી વૃત્તિને સામ્યવાદી વૃત્તિ જ કહી શકાય ને માનવ તથા માનવસમાજના મંગલને માટે તેનો જેટલો વહેલો અંત આવે એટલું સારું છે. બેચાર પંથ, પુસ્તક કે પુરુષોએ વંશપરંપરા ને સર્જનના અંત સુધી બધી જ જાતના જ્ઞાન ને અનુભવનો ઇજારો લઈ લીધો છે ને નવા વિચાર ને અનુભવને હવે આવકાશ જ નથી એમ માનવુંમનાવવું ખરેખર ભૂલભરેલું છે. એ બીજી જાતની જડતા, કટ્ટરતા ને ઘેલછા છે ને તેનો પણ વહેલામાં વહેલી તકે અંત આવવો જોઈએ. વિકાસનું વિશાળ ક્ષેત્ર માનવને માટે કાયમને માટે ખુલ્લું છે. અનુભવની મહામૂલ્યવાન ને અનંત મૂડી પણ તેની પાસે પડેલી છે. શક્તિ ને સમયની વિશાળ સામગ્રી તેની સામે તેની સાધનાની રાહ જોતી હાજર છે. તેનો ઉપયોગ કરવા ને પોતાના આગવા અનુભવના આધાર પર જુદા વિચારો કરવા ને રજૂ કરવા તે સ્વતંત્ર છે. તે સ્વતંત્રતાની હાંસી ઉડાવી, તેના હાથપગ બાંધી દઈને તેને પંગુ કરી પરાધીનતાના પિંજરામાં પૂરવાની પ્રવૃત્તિને પ્રામાણિક અથવા આવકારદાયક નહિ માની શકાય. પછી તે પરાધીનતા પ્રાચીનતાની હોય કે કોઈ બીજી હોય.

### [૧૨] સ્વતંત્રતાની હવા

નવા વિકાસની તક સૌને મળવી જોઈએ. નવા ને સ્વતંત્ર વિચારની સ્વતંત્રતા સૌને સુલભ થવી જોઈએ. પોતાની પસંદગીની નવી ને આગવી રીતે પ્રગતિ કરવાની છૂટ સૌને મળવી જોઈએ. સ્વતંત્ર વિકાસ માટેના પ્રોત્સાહનથી નવા લાભ થશે, નવી ને સારી શોધો

મળશે, જૂનાનું સંવર્ધન થશે, ને એ રીતે સંસ્કૃતિ ને માનવજાતની વિકાસની મૂડીમાં નોંધપાત્ર વધારો થશે. સ્વતંત્ર વિચાર, વિકાસ ને પદ્ધતિ પ્રત્યે સૂગ ધરાવનારા ને નાપસંદગીનો સૂર રજૂ કરનારા લોકોએ સમજી લેવું જોઈએ કે માનવસંસ્કૃતિનો મૂળભૂત વિકાસ એવી સ્વતંત્રતાને લીધે જ થઈ શક્યો છે, ને એવી સ્વતંત્રતાના પ્રોત્સાહનને પરિણામે જ નવાનવા સંપ્રદાય, યુગપુરુષો ને આચાર્યો તેમ જ નવાનવા સાધનામાર્ગો અસ્તિત્વમાં આવી શક્યા છે. માનવની વિચારશક્તિ ને વિચારને વ્યક્ત કરવાની કળા પર નિરર્થક અંકુશ મૂકીને માનવના ઊગતા અંતરને મારી નાખવાની પ્રવૃત્તિને આપણે પસંદ નહિ કરીએ. જ્યાં જ્યાં એવી પ્રવૃત્તિ ચાલી રહી છે ત્યાં ત્યાં માનવનું મન મરી ગયું છે, માનવની વાણી અકાળે રુંધાઈ ને કરમાઈ ગઈ છે, ને માનવનું જીવન યાંત્રિક ને જડ બની ગયું છે. ભારતમાં એવી વિઘાતક પ્રવૃત્તિનો પહેલેથી જ અભાવ રહ્યો છે. તેથી જ આટલા બધા સંપ્રદાયો, જુદાજુદા સંતો ને ધર્મ, સાધના તેમ જ તત્ત્વજ્ઞાનની વિવિધ વિચારધારાનું દર્શન થાય છે. ચાર્વાકથી માંડીને શંકર સુધીના બધા જ આચાર્યોને અહીં સન્માનની નજરે જોવામાં આવે છે. આધુનિક સમયમાં પણ મહર્ષિ દયાનંદ, શ્રી રામકૃષ્ણ પરમહંસ, ગાંધીજી, રમણ મહર્ષિ ને યોગી શ્રી અરવિંદ જેવા યુગપુરુષો પોતાની સ્વતંત્ર વિચારસરણી કે વાણીને વહેતી કરી શક્યા છે તે આ જ કારણે. સ્વતંત્રતાની એવી શક્તિસંચારક હવા આ દેશના વાયુમંડળમાં પુરાણકાળથી આજ સુધી એક સરખી, ઉત્સાહ ને પ્રેરણાનું પિયૂષપાન કરાવતી, પ્રસરી રહી છે. તેનો લાભ લઈને નવાનવા યુગપુરુષો પેદા થતા જાય છે ને હજી પણ પેદા થતા જશે. ઝૂંપડીમાં જન્મેલો ને તદ્દન ઓછું ભણેલો બાળક પણ એ સ્વતંત્રતાની પરંપરાગત હવાને લીધે એક દિવસ વિકાસની દુનિયામાં પ્રવેશ કરીને ઋષિપદની પ્રાપ્તિ કરી શકે છે ને તેનો સંદેશ સાંભળવા સત્ય ને પ્રકાશની ઝંખના કરનારાં હજારો સ્ત્રીપુરુષો તેની પાસે ટોળે વળે છે.

આઝાદીની આવી પરંપરામાં માનનારો આ દેશ વરસો સુધી પરાધીન કેમ રહ્યો તે પ્રશ્ન ઘણાના મનમાં ઊઠે એ સ્વાભાવિક છે. પરંતુ તેની ચર્ચામાં આપણે અહીં નહિ ઊતરીએ. આપણે તો એટલું જ કહીશું કે અંદરઅંદરના કુસંપ, દેશની એકતા કે રાષ્ટ્રવાદની ભાવનાનો ને તે ભાવનાને જાળવવાની દૃષ્ટિ ને શક્તિનો અભાવ, એ ને એવાં બીજાં કેટલાંક કારણોને લીધે તેની પરાધીનતા ચાલુ રહી. સંતો ને મહાપુરુષોમાં પણ તેવી દૃષ્ટિ ન હતી. તેથી તેમને માનવની આત્મિક અવનતિ ને ગુલામી સાલી, પરંતુ તેની ભૌતિક, નૈતિક કે માનસિક ને આર્થિક તથા રાજકીય ગુલામીનો ડંખ ન લાગ્યો. તેથી તેમણે તેને દૂર કરવા કમર પણ ન કસી. તે ગુલામી એક ગાંધીજીને સાલી, ને તે મહાપુરુષે તેને દૂર કરવાનો સંતોષકારક ને સફળ પ્રયાસ કર્યો. રાજકીય ગુલામીના એ અંધકારમય ને આપત્તિથી ભરેલા કાળમાં પણ આ દેશમાં મહાપુરુષો ને સંતોની પરંપરા લગભગ ચારે દિશામાં એકસરખી રીતે ચાલુ રહી છે તે ખરેખર ઓછા મહત્ત્વની ને આનંદની વાત નથી. સંસ્કૃતિનો પરંપરાગત પ્રાણવાયુ એક અથવા બીજા રૂપમાં હંમેશાં પ્રકટ થતો જ રહ્યો છે. તેનું કદી મૃત્યુ નથી થયું. દેશના સ્વતંત્ર ને સબળ સાંસ્કૃતિક પરમાણુની શક્તિનો તેથી આપણને પરિચય થાય છે. સંસ્કૃતિની પ્રાણપ્રદાયક હવાનો તેના પરથી ખ્યાલ આવે છે. એ હવાને લીધે જ આ દેશે બહારના ને અંદરના અનેક આઘાતો સહન કર્યા છે ને લાંબી ગુલામી પણ જોઈ છે, તોપણ તેનું સાંસ્કૃતિક ધન કદી નાશ નથી પામ્યું. દેશની સંસ્કૃતિને માથે મરણતોલ ફટકા પડ્યા છે તોપણ તેનો સર્વનાશ નથી થયો. તેનો આત્મા સદા અમર જ રહ્યો છે ને અમર જ રહેશે. તેનો સર્વનાશ કદી પણ નહિ થઈ શકે એ નક્કી છે. તેની પાસેની સંરક્ષક શક્તિ ઘણી મોટી છે. બહારના આક્રમણ ને અંદરના આઘાતોની સામે તેનું રક્ષણ કરવાની તેનામાં પૂરતી શક્તિ છે. કોઈ પણ જાતના સંજોગોની સામે સ્મિત સાથે ઊભા રહેવાનું

ને વિરોધી વાતાવરણની વચ્ચે પણ ટકી રહેવાનું તે તેને બળ આપે છે.

[૧૩] સાધના કે સંસ્કૃતિ સ્વાર્થી નથી

ભારતીય સંસ્કૃતિનો પ્રધાન સૂર કેવળ વ્યક્તિગત મોક્ષનો જ છે ને તેની બધી જાતની સાધનાનું મૂળ સંગમસ્થાન તે જ છે એમ જે માને છે તે ભારતીય સંસ્કૃતિ ને સાધનાને સારી રીતે નથી સમજતા એ નક્કી છે. ભારતીય સાધના ને સંસ્કૃતિને તે ખરેખર અન્યાય જ કરી રહ્યા છે. વ્યક્તિગત મોક્ષ ને પૂર્ણતાની સાધનાનો ક્રમ ભારતીય સંસ્કૃતિમાં જરૂર જોવા મળે છે પરન્તુ તેનો અર્થ તેવો નથી કે તેનું હાર્દ તેમાં જ સમાઈ જાય છે ને તેનો સાર તેટલો જ છે. પરમાત્મદર્શન ને પૂર્ણતાના ધ્યેયની સાથેસાથે સર્વહિત ને સૌના મંગલ ને તેને માટે જીવનના આદર્શની રજૂઆત પણ તેમાં કરાયેલી છે તે વાત યાદ રાખીએ તો તેને મૂલવવામાં ઘણી મોટી ને મહત્ત્વની મદદ મળી શકે ને તેને માટેના ખોટા ખ્યાલો દૂર થાય. ટૂંકમાં એમ સમજાઈ જાય કે આધુનિક અર્થમાં જેને સમાજસેવા કહેવામાં આવે છે તેનો ઉપદેશ સર્વહિત માટેના સત્કર્મના રૂપમાં તે સંસ્કૃતિના ઉદયકાળમાં જ આપવામાં આવ્યો હતો. ઉપનિષદનાં કેટલાંક વાક્યોનો ને ખાસ કરીને ઈશાવાસ્યોપનિષદનો વિચાર કરવાથી આ વાત સહેલાઈથી સમજી શકાય છે. એટલે ભારતીય સાધનાને જે લોકો કેવળ સ્વાર્થની સાધના, દોડ કે પ્રવૃત્તિ માને છે તે લોકો ભારે ભૂલ કરી રહ્યા છે એમ જ આપણે કહેવું પડે છે. એથી પણ આગળ વધીને જે લોકો કર્મયોગની વાત નીકળતાં મોં કડવું કરે છે ને કર્મ કે સેવાભાવનો સદા ઉપહાસ કરે છે ને કર્મ તથા સંસારને મિથ્યા માને છે તે બધા એથી પણ વધારે મોટી ભૂલ કરે છે એ નક્કી છે. ભારતીય સંસ્કૃતિના આત્માને તે ઓળખી નથી શક્યા. આ સંસ્કૃતિમાં જે અવતારવાદની ફિલસૂફીનો સમાવેશ કરવામાં આવ્યો છે તે શું બતાવે છે? ઈશ્વરનો અવતાર મુખ્યત્વે ભક્તોના રક્ષણ માટે, ધર્મની

સ્થાપના ને અધર્મના ઉન્મૂલન માટે ને દુર્જનોને દંડ દેવા માટે હોય છે એમ ગીતાના ચોથા અધ્યાયમાં સ્પષ્ટ કર્યું છે. એનો અર્થ એટલો જ છે કે ઈશ્વરે પણ સેવા કે વિશ્વહિતનું મહાન વ્રત ધારણ કર્યું છે: તે વ્રત હમેશાં તેમની નજર સામે રમ્યા કરે છે, ને તે મહાવ્રતના પાલન માટે તે ખાસ કાળજી રાખીને નિયમિત ને વ્યવસ્થિત રીતે પ્રકટ થાય છે, તે માટે તે સંપૂર્ણ સાવધ રહે છે. તે વ્રતની પૂર્તિ માટે તે કલેશ, કષ્ટ કે વિપત્તિને પણ નથી ગણકારતા ને માનવશરીરને ધારણ કરવામાં પણ તેમને સંકોચ નથી થતો. અવતારવાદની એ ભાવના કહી બતાવે છે કે ઈશ્વરની સાધના કે કારકિર્દી પણ સ્વાર્થી નથી; કર્મ ને સંસારની સેવાના વ્રતને તેમણે પણ ધારણ કર્યું છે ને સંસારના મંગલના મહાયજ્ઞમાં એ પણ અધ્વર્યુ બનીને આહુતિ આપવા હમેશાં તૈયાર રહે છે. ઈશ્વરને માટે પણ સર્વહિતની આવી અસરકારક સાધનાનું નિર્માણ કરનારી સંસ્કૃતિ એ ઈશ્વરની દુનિયાના માનવોને માટે સર્વહિતથી તદ્દન ઊલટી એવી કેવળ સ્વહિતની સ્વાર્થી સાધનાનો ઉપદેશ કદી આપી શકે ખરી ? તેવા ઉપદેશની કલ્પના પણ તે ન કરી શકે.

એટલે ભારતીય સંસ્કૃતિ ને સાધના સંબંધી જે ભળતા, આધાર વિનાના ને અપ્રામાણિક વિચારો લોકોમાં પેસી ગયા છે ને તેનો જે જોરશોરથી પ્રચાર કરવામાં આવી રહ્યો છે તેનો સત્વર અંત આવવો જોઈએ. ભારતમાં વસનારા, પોતાને આ સંસ્કૃતિના અનુયાયી કહેવડાવનારા ને આ સંસ્કૃતિમાં ગૌરવ લેનારા લોકો પણ એવા પ્રચારના ઉપરચોટિયા ને તદ્દન આધાર વિનાના પ્રવાહમાં તણાઈ જાય છે એ ખરેખર વધારે દુઃખદ છે. આ દેશના લોકો ને આ સંસ્કૃતિના રસિકો તો આ સંસ્કૃતિ ને એની સાધનાને સારી પેઠે સમજે જ એવી આશા તો આપણે જરૂર રાખી શકીએ. એ આશા અસ્થાને નથી જ.

## [૧૪] છંદોનું ઉપનિષદ

ઉપનિષદના પ્રાચીન ને વિશાળ સાહિત્યમાં આ ઉપનિષદ પોતાનું આગવું સ્થાન ધરાવે છે. બધાં ઉપનિષદોમાં તે અનોખી ભાત પાડે છે. એક મહત્વનું કારણ તેનું બાહ્ય કલેવર પણ છે. આ આખું ઉપનિષદ પહેલેથી છેવટ સુધી છંદોમાં જ લખાયેલું ઉપનિષદ છે, ને તેથી તેની મધુરતા, સુંદરતા, અસરકારકતા ને કર્ણપ્રિયતામાં ખૂબ જ વધારો થયો છે. છંદોના પ્રયોગો ને સુંદર પ્રયોગોનું દર્શન બીજે નથી થતું એમ નહિ; પરંતુ તેવું દર્શન સળંગ નહિ પણ ટુકડેટુકડે થાય છે. પરંતુ આ ઉપનિષદમાં એમાં અપવાદરૂપ છે. છંદો પરનું પ્રભુત્વ ને છંદોની વિવિધતાનું એમાં દર્શન થાય છે. તેના પરથી એમ માનવાને કારણ મળે છે કે બીજા ઉપનિષદો કરતાં તદ્દન જુદા જ વખતમાં, છંદોના વિકાસ ને લોકપ્રિયતાના કાળમાં આ ઉપનિષદ તૈયાર થયું હશે. ગમે તેમ હોય તોપણ શબ્દો ને ભાવોની સચોટતા, મધુરતા, ભાવમયતા ને વિચારોની ઉદાત્તતાની દૃષ્ટિએ આ ઉપનિષદ સૌથી અલગ તરી આવે છે ને એ બધી વિશેષતાને લીધે હૃદયમાં ઘર કરી જાય છે. આ ઉપનિષદમાં વિષયનું નિરૂપણ ખૂબ વૈજ્ઞાનિક ને ક્રમબદ્ધ રીતે કરવામાં આવ્યું છે તે વાત પણ આપણું ધ્યાન ખેંચ્યા વિના રહી શકતી નથી. માટે જ આ ઉપનિષદ પહેલી દૃષ્ટિએ ગમી જાય છે.

## [૧૫] સૂર્ય માટેનો પ્રેમ

વૈદિક કાળમાં સૂર્યની ઉપાસના ને પૂજાની પરિપાટી સારી પેઠે પ્રચલિત હતી. સૂર્યની ઉપાસનાના મંત્રો વેદોમાં સારા પ્રમાણમાં જોવા મળે છે. તેના પરથી એ વાતની ખાતરી થાય છે, કે સૂર્યને કોઈ અસગ પ્રકાશના ગોળા કે જ્યોતિના સમૂહરૂપે નહિ પરંતુ પરમાત્માના પ્રત્યક્ષ પ્રતિનિધિરૂપે ને જગતના આત્મા તરીકે માનવામાં આવતો; તેની અંદર ઈશ્વરત્વની ભાવના કરવામાં આવતી. તેવી ભાવના કરીને ને તેની તૃપ્તિ માટે સૂર્યને પાણી ને પુષ્પની અંજલિ આપીને બેસી રહેવામાં જ કોઈ ઇતિકર્તવ્યતા કે ધન્યતા

નહોતું માનતું. સૂર્યની પૂજા ને ઉપાસના એટલામાં જ સમાઈ જતી ન હતી. તેવી જડ ને ભાવના ને પ્રેરણા વિનાની પૂજામાં વિવેકી ઋષિઓને રસ પણ ન હોઈ શકે. સૂર્યને તે પરમાત્માના પ્રત્યક્ષ પ્રતિનિધિરૂપે માનતા હોવાથી તેમની આરાધના એથી આગળ વધતી ને આત્મોન્નતિની મહાન સાધનાનું સ્વરૂપ ધારણ કરતી. સૂર્યની સામે બેસીને તે પોતાની ત્રુટિઓને તપાસતા, દોષોને દૂર કરવાનું વ્રત લેતા, આત્મનિરીક્ષણ કરતા, અમર ને ઉચ્ચ આધ્યાત્મિક જીવનનું સૂચિપત્ર બનાવતા, ઉત્તમોત્તમ ભાવનામાં સ્નાન કરતા, નવજીવનના સંકલ્પો સેવતા ને ઊંડા ધ્યાનમાં ડૂબી જતા. સૂર્યનો વિચાર કરીને તે પરમાત્માના પરમ મહિમા ને શક્તિ-સામર્થ્યનો વિચાર કરતા ને તેમના ધ્યાનમાં ડૂબીને પરમાત્માની સાથે એકતાનો અનુભવ કરતા. વેદોમાં આ વાતની પુષ્ટિના મંત્રો અનેક મળે છે. સંધ્યોપાસના ને ગાયત્રી જેવી નિત્યવ્યવહારની ક્રિયા કે સાધનાઓમાં પણ સૂર્યની ઉપાસનાને વણી લેવામાં આવી છે તે વાત જાણીતી છે. કોઈ આપણને પૂછે કે વૈદિક ઋષિઓને સૌથી વધારે પ્રેમ કોને માટે હતો તો આપણે સહેજ પણ સંકોચ સિવાય કહી શકીએ કે સૂર્યને માટે – સૂર્યના સ્વરૂપમાં સાકાર એવા પરમાત્માને માટે. તે પ્રેમ ઉપનિષદમાં પણ વ્યક્ત થયો છે, ને આ ઉપનિષદ તેની સબળ સાક્ષી પૂરે છે.

### [૧૬] સૂર્યની સહાયથી સાધના

ઋષિ શ્વેતાશ્વતર ઉપનિષદના બીજા અધ્યાયમાં કહે છે કે પહેલાં સૂર્યદેવ અમારી બુદ્ધિ ને અમારા મનને પોતાની પ્રબળ શક્તિની મદદથી પરમ તત્ત્વ અથવા પરમાત્મામાં જોડે છે ને પછી જ્ઞાનની ઉત્તમ જ્યોતિને પ્રકટ કરીને મનમાંથી સ્થૂળ શરીરના પ્રત્યેક પરમાણુમાં ઉતારે છે. સૂર્યદેવની મદદથી પરમાત્મામાં જોડાયેલા મનથી અમે પરમાત્માની પ્રાપ્તિ માટે ધ્યાનની સાધનાનો સાચા દિલથી સફળ પ્રયાસ કરીએ. સૂર્યદેવ જ્ઞાનરૂપી મહાન જ્યોતિના

પ્રકાશને પ્રકટ કરવાની ઇચ્છાવાળા તેમ જ મન ને બુદ્ધિને જોડીને અંતઃકરણરૂપી આકાશને પ્રકાશિત કરવાની ઇચ્છાવાળા ઇંદ્રિયોરૂપી દેવોને પ્રેરણા આપે છે. મન ને ઇંદ્રિયોને પરમાત્મામાં જોડીને એકતાના અલૌકિક આનંદનો અનુભવ કરનારા સાધકો પણ તે સૂર્ય-દેવને આદરની નજરે જુએ છે. તે એક જ દેવ બધી ક્રિયાઓનો વિધાતા ને સૌને જાણનાર તથા સૌના સાક્ષીરૂપ છે. હે મારા મન ને હે મારી બુદ્ધિ! હું તમને તે પરમાત્મામાં જ જોડું છું. તે સૂર્યરૂપી પરમાત્માની હું અત્યંત પ્રેમથી સ્તુતિ કરું છું. અવિનાશી પરમાત્માના બધા પુત્રો કોઈ પણ જાતના ભેદભાવ વિના એ સ્તુતિને સાંભળે એવી મારી ઇચ્છા છે. સૂર્યદેવની મદદથી સૃષ્ટિના મૂળરૂપ પરમાત્માનું સેવન કરવું જોઈએ. એ (પરમાત્મામાં સમાધિ કરવાથી અથવા મનને શાંત કરી દેવાથી કર્મના બંધનમાંથી છૂટી શકાય છે.) પરમાત્માની સાથે એકતાનો અનુભવ કરીને કર્મ કરવાથી કર્મો બંધનકારક નથી થતાં.)

સૂર્યને પરમાત્માના પ્રતિનિધિ તરીકે તેમ જ સાધના માટેના મદદરૂપ મહાન બળ તરીકે જે સ્થાન આપવામાં આવતું એનો ઊંડો ઉલ્લેખ બીજા અધ્યાયના પહેલા સાત શ્લોકોમાં ઋષિએ આ રીતે કરેલો છે. ઋષિએ સૂર્ય સામે ધ્યાન ધરીને સમાધિનો આનંદ અનુભવવાનો ઉલ્લેખ પણ કર્યો છે તે ખાસ યાદ રાખવા ને વિચારવા જેવું છે. સૂર્ય સામેનું ધ્યાન ખરેખર આનંદદાયક થઈ પડે છે. જેમને એવા ધ્યાનનો અનુભવ હશે તેમને આ વાત સહેલાઈથી સમજાઈ જશે. ખાસ કરીને ઊગતા સૂરજ સંબંધમાં આ વાત સાચી છે. સૂર્યોદય પહેલાંના આકાશનું દર્શન કર્યું ન હોય તો એક વાર કરી જોજો. તે માટે તમને મારી ખાસ ભલામણ છે. તે વખતનું આકાશ કેટલું સુંદર ને અલૌકિક હોય છે! તેની હૃદયંગમતા ને મધુરતા પણ એટલી જ અનેરી હોય છે. પૂર્વ દિશામાં જ્યાં જોઈએ ત્યાં બધે જ ઉષાના આહ્લાદક રંગો ફરી વળ્યા હોય છે: એ

રંગો કાંઈ કાયમને માટે એકસરખા નથી રહેતા. તેમાં ત્વરિત પણ ચોક્કસ ફેરફારો થયા કરે છે. તે ફેરફારોને ઝીણવટથી જોવાથી ખૂબ આનંદ થાય છે. અનેક જાતના રસમય રંગો ઉપરાઉપરી પલટાયા કરે છે. ને છેવટે રંગોની એ લાંબી ક્રાંતિ પછી સૂર્યનું દર્શન થાય છે. નાનપણમાં તો મને એવા ઉષા ને સૂર્યના દર્શનની લગની લાગી હતી. તે દર્શનને લીધે ઊંડી શાંતિ મળતી ને ખૂબ ખૂબ લાભ થતો. પ્રાતઃકાળના એ પ્રસન્ન ને પુલકિત વાતાવરણમાં કલાકો લગી નિયમિત ધ્યાન કરવાની પણ મેં ટેવ પાડી હતી. ને તેવા ધ્યાનને પરિણામે મન જલદી શાંત ને સ્થિર થઈ જતું. મનને રોજરોજ નિયમિત રીતે સવારના નાસ્તાની જેમ સુંદર ખોરાક મળતો. એની અસર આખો દિવસ ચાલતી. આખો દિવસ એથી સ્ફૂર્તિ, પ્રસન્નતા ને શાંતિનો અનુભવ થયા કરતો. પ્રાતઃકાળમાં સૂર્યોદય થતો ને સૂર્યનાં પ્રથમ કે શરૂઆતનાં કોમળ કિરણો મારી આંખને અડતાં ને રોમેરોમમાં ફરી વળતાં ત્યારે કેટલો આનંદ થતો ને કેવો અલૌકિક ભાવ અનુભવાતો તે કેમ કરીને કહી બતાવું! સૂર્યનાં એ કોમળ કિરણોની મદદથી પરમાત્માના પરમ પ્રકાશની સાથે એકતાનો અનુભવ કરવાનું કામ મારે માટે સહજ થઈ ગયું. મારો અંતરાત્મા એ વખતે પરમાત્મા સાથે વાતો કરતો ને પરમાત્માની સ્તુતિ ગાતો. તે વખતે ઉત્તમ પ્રકારના ભાવો આપોઆપ ને એકધારા ઊઠયા કરતા. આજે પણ જ્યારે અનુકૂળતા મળે છે ત્યારે સૂર્યની સામે આંખ મીંચીને શાંતિથી બેસવાનો ને ઉત્તમ ભાવોથી ઓતપ્રોત થવાનો લહાવો હું લીધા કરું છું. મંગલતાના કોઈ મહામૂલા મહોત્સવમાં સામેલ થયો હોઉં એવું મને તે વખતે લાગ્યા કરે છે. એવી અનુકૂળતા લગભગ રોજ મળતી હોય છે ને તેનો લાભ હું અત્યંત પ્રેમથી લેતો રહું છું. તે પળો ખરેખર દૈવી હોય છે. એ અનુભવના આધાર પર એટલું જરૂર કહી શકું કે જેમનું મન સહેલાઈથી એકાગ્ર ન થતું હોય તેમણે બની

શકે તો (ઊગતા સૂર્યની સામે બેસીને ધ્યાન કરવાનો પ્રયાસ કરવો) સાધકો ને સ્વાસ્થ્યના રસિકોને તે માટે મારી ખાસ ભલામણ છે. તેમને તેથી ખરેખર ને ખૂબ લાભ થશે એ નક્કી છે. ઊગતા સૂર્યની સામે બેસતી વખતે અથવા ઊભા રહેતી વખતે એમ માનવું કે આપણે પ્રત્યક્ષ પરમાત્માની પાસે જ ઊભા છીએ. તેવા જ ભાવથી તેનું દર્શન કરવું. ધ્યાનમાં શાંતિપૂર્વક બેસવાનું ન જ ગમે તો ઉઘાડી કે બંધ આંખે પ્રાર્થના કે ભાવના કરવી અથવા કોઈ સ્તુતિનો પાઠ કરવો. એથી મનને શાંતિ તો મળશે જ પરંતુ સાથેસાથે એક પ્રકારનો કીમતી ને ઉપયોગી આધ્યાત્મિક ખોરાક પણ મળી રહેશે. પછી તો મન લાંબે વખતે સંકલ્પ ને વિકલ્પથી આપોઆપ રહિત બનશે તેમ જ કલાકો લગી શાંતિના અક્ષય ભંડાર જેવી નિર્વિકલ્પ દશામાં ડૂબી જશે. સૂર્યની મદદથી એ રીતે સમાધિની અલૌકિક અવસ્થાનો અનુભવ સહજ બનશે. સૂર્ય એ રીતે આપણો સાચેસાચો મિત્ર બનશે ને આપણે માટે મુક્તિ ને સ્વરૂપના સાક્ષાત્કારના પ્રકાશમય પ્રદેશનાં દ્વાર ઉઘાડનાર દેવ પણ બની રહેશે.

### [૧૭] ધ્યાનની જરૂર

જે વાત સૂર્યના સંબંધમાં સાચી છે તે ચંદ્રના સંબંધમાં પણ એટલી જ સાચી છે. ચંદ્રનો પ્રકાશ વધારે શાંત, આહ્લાદક ને સહન કરી શકાય તેવો છે. તેથી ચંદ્રની સામે ગમે ત્યારે બેસી શકાય છે. પથારી કે પૃથ્વી પર પડયાપડયા ખુલ્લી આંખે ચંદ્રના ધ્યાનનો આનંદ માણી શકાય છે. તેનું ધ્યાન અત્યંત આનંદકારક થઈ પડે છે. વાદળાંની વિવિધ દુનિયામાંથી ચોક્કસ રીતે પસાર થતો ચંદ્ર મનને અખૂટ રસથી ભરી દે છે. ચન્દ્રને જોઈને સાગર ઉછાળા મારે છે. તેનામાં ભાવની ભરતી આવે છે ને તેનું હૈયું હિલોળે ચડે છે એમ કહેવાય છે તે સાધનાના સંબંધમાં ,સંપૂર્ણ સાચું છે. રસથી રંગાયેલા સાધકનું અંતર રસના સમ્રાટ એવા ચંદ્રને જોઈને ને ચંદ્રની સામે ધ્યાન કરતી વખતે ઉછાળા મારે

છે, ભાવથી ભરાઈ જાય છે ને હિલોળે ચડે છે. એ અંતરમાં આનંદના ફુવારા ફૂટે છે. ચંદ્રની શક્તિ પણ એવી અપાર છે, ને તેના ધ્યાનથી પણ સાધક સહેજે સમાધિની સહજ અવસ્થાનો અનુભવ કરી શકે છે. તોપણ વૈદિક કાળના ઋષિઓએ સૂર્યની જેમ ચંદ્રના મહિમાનાં સ્તુતિગીત નથી ગાયાં એ હકીકત છે. કદાચ સૂર્યદેવ દ્વારા અત્યંત પ્રમાણમાં પ્રભાવિત થવાને લીધે ચંદ્ર તરફ તેમનું ધ્યાન નહિ દોરાયું હોય. ગમે તેમ પણ ચંદ્રને જોઈને પણ આપણને પરમાત્માની પરમ સત્તાનું દર્શન કર્યા જેટલો જ સંતોષ થાય છે ને થવો જોઈએ એ નક્કી છે.

આ સંસારમાં જે કાંઈ છે તે પરમાત્માનું પ્રતિનિધિ જ છે. તેને જોઈને આપણે પરમાત્માના મહિમાની ઝાંખી કરીએ ને ધન્ય થઈએ તે જરૂરી છે. એ ઝાંખી સહજ બને ને પરમાત્માના અખંડ અનુભવમાં આપણે પ્રતિષ્ઠિત થઈએ તે માટે મનની શુદ્ધિની તેમ જ ધ્યાનની સાધના અત્યંત આવશ્યક છે. પરમાત્માનો પરમ પ્રકાશ માનવની પોતાની અંદર પણ છે. તે પ્રકાશની ઝાંખી કરવા માનવે પોતાની અંદર ડોકિયું કરવું જોઈએ, પોતાની જાતનું મંથન કરવું જોઈએ, ને પોતાની અંદર વધારે ને વધારે ઊંડા ઊતરવું જોઈએ. ધ્યાનની સાધનાનો હેતુ તે જ છે, તે હેતુની પૂર્તિ માટે જ ધ્યાનની સુંદર સાધનાની શોધ થઈ છે. પરમાત્માની પ્રત્યક્ષ અનુભૂતિ કરવાની ઇચ્છાવાળા સાધકે તે સાધનાની સહાય લેવી જોઈએ ને તે સાધનામાં આગળ ને આગળ વધી આત્માના અનંત ઊંડાણમાં પ્રવેશવું જોઈએ એવો ઋષિનો ચોક્કસ અભિપ્રાય છે. એવી રીતે અંતરના ઊંડાણમાં જે દિનપ્રતિદિન ઊંડે ઊતરે છે તે જ આત્મિક જગતનાં મહામૂલાં મોતી મેળવી શકે છે, એકેકથી વિલક્ષણ એવા અનેરા અનુભવોની પ્રાપ્તિ કરી શકે છે, ને શાંતિ પણ તેને જ મળે છે. દિલની દુનિયામાં ડૂબકી મારવાની દરકાર જે નથી કરતા, તે આત્માના અમૂલખ અનુભવભંડારથી વંચિત રહી જાય છે. જે ઉપર ઉપર જ રમ્યા કરે છે, તર્ક, દલીલ કે

વાદવિવાદમાં જ કેદ બને છે, ને ઊંડી તથા શાંતિમય સાધનાનો આધાર નથી લેતા, તે આત્માના અમૂલ્ય આનંદનો આસ્વાદ નથી લઈ શકતા. આધ્યાત્મિક ઉન્નતિનાં રહસ્યોની પ્રાપ્તિ તેમને નથી થઈ શકતી. જ્ઞાન જરૂરી છે તેની ના નહિ. પરંતુ ધ્યાનની અવગણના પણ નકામી છે. જ્ઞાનને સફળ ને સાચું કરવા તેમ જ સ્વાનુભવની મદદથી વધારે ને વધારે પુષ્ટ ને બળવાન બનાવવા ધ્યાનના રસને કેળવવાની જરૂર પણ ખૂબ છે. તે સદા યાદ રાખવાની જરૂર છે. તેથી જ, જે સાધકો જીવનને સાચેસાચ શાંતિમય ને પ્રકાશમય કરવા ચાહતા હોય ને તેને કેવળ જુદીજુદી જાતની માહિતીનું સંગ્રહસ્થાન બનાવવાને બદલે અનુભવથી આલોકિત ને અનેરું કરવાની ઇચ્છા રાખતા હોય તેમણે ધ્યાનની પ્રયોગશાળામાં પ્રેમપૂર્વક પ્રવેશ કરવાની જરૂર છે. આપણે એને પ્રયોગશાળા કહીએ છીએ કેમકે તેની મદદથી જ અંદર ને બહાર વ્યાપેલી પરમાત્માની પરમ સત્તાનો સાક્ષાત્કાર સહેલાઈથી કરી શકાય છે. એવા અલૌકિક અનુભવની પાસે પહોંચાડવાની શક્તિ ધ્યાનમાં જ છે. એટલે જ ઉપનિષદના અનુભવી મહાન ઋષિ ધ્યાનની સાધનાની ભલામણ કરે છે.

## [૧૮] ધ્યાનની સાધના

પરંતુ ધ્યાનની સાધના કરવી કેવી રીતે ? ધ્યાન કોને કહેવાય, ધ્યાનમાં કેવી રીતે બેસાય, કેવી રીતે આગળ વધાય, ધ્યાનમાં કેવાકેવા અનુભવો થાય ને ધ્યાનની મદદથી આખરે ક્યાં પહોંચાય અથવા તો ધ્યાનથી શો લાભ થાય, તે પ્રશ્નો સાધારણ રીતે માનવના મનમાં સહેજે ઊઠશે. એના ઉત્તરની ઇચ્છા પણ સ્વાભાવિક રીતે જ થશે. તેનો વિચાર આપણે સંક્ષેપમાં કરી લઈએ.

ધ્યાન કોને કહેવાય એ પ્રશ્નના ઉત્તરમાં આપણે એટલું કહી શકીએ કે મનની બધીયે વૃત્તિઓ એક સાથે એકાગ્ર થઈને આપણી અંદર રહેલી પરમાત્માની ચેતનામાં મધુર ને સતત પ્રવાહના રૂપમાં

વહેવા માંડે તે દશાને ધ્યાનનું નામ આપી શકાય છે. મન સાધારણ રીતે અનેક પ્રકારના બાહ્ય વિષયો ને વ્યવસાયોમાં ફર્યા કરે છે; તેની અંદર અનેક જાતના સંકલ્પો ને વિકલ્પોના પરપોટા ઉત્પન્ન થાય છે, ફેલાય છે ને ફૂટયા કરે છે. તેને લીધે સુખદુઃખ, હર્ષ શોક ને શાંતિ ને અશાંતિનો સતત અનુભવ થયા કરે છે. મનનું સ્વરૂપ વધારે ને વધારે મલિન, અસ્થિર ને ચંચળ થતું રહે છે. તે મનને સંકલ્પવિકલ્પથી રહિત કરી અથવા તો પરમાત્માની પ્રાપ્તિના તીવ્ર સંકલ્પથી ભરી દઈને પરમાત્માના પરમ પ્રેમથી પરિપ્લાવિત કરવાની જરૂર છે. પછી તેને પરમાત્મામાં જોડવાનો અથવા એકાગ્ર કરવાનો અભ્યાસ શરૂ કરવાનો છે. એ અભ્યાસ આગળ વધે ને મન પોતાની બધી શક્તિ ને ચેતના સાથે પરમાત્મા તરફ એકાકાર કે એકરૂપ થઈને વહેવા માંડે ત્યારે ધ્યાન થયું એમ કહી શકાય. ધ્યાનની એ અવસ્થાને સરખાવવી હોય તો સાગરની પાસે પહોંચવા માગતી સરિતાની સાથે સરખાવી શકાય. એ સરિતા સાગરને મળવા માટે જેમ મક્કમ ગતિએ આગળ વધે છે, ને પૂરા ઉમંગ, રસ ને વેગ સાથે આગળ વધે છે, તેમ ધ્યાનની એ અવસ્થામાં મન પૂરા પ્રેમ ને ઉત્સાહથી આનંદપૂર્વક ને ઊંડા ઉમળકા સાથે, એકરસ બનીને ને બીજું બધું ભૂલી જઈને, પરમાત્માની પરમ ચેતના તરફ વહેવા માંડે છે.

પરંતુ એવી રીતે સતતતાથી વહેવાનું ને તદ્દન શાંતિપૂર્વક વહેવાનું બહુ સહેલાઈથી નથી બનતું. ધ્યાનની એ અવસ્થાના અનુભવ પહેલાં તો વંટોળિયાની જેમ મન બળવો કરે છે, તોફાને ચડે છે, ને સાધકને પોતાની વિરોધી ને અનંત શક્તિથી કેટલીક વાર મૂંઝવણ, ભય ને અશાંતિમાં મૂકી દે છે. તેવે વખતે મોટે ભાગે સાધક નિરાશ થાય છે, અશ્રદ્ધાનો અનુભવ કરે છે, ને માર્ગ મૂકી દેવાની ભૂલ પણ કરી બેસે છે. એવે વખતે અત્યંત સાવધ ને જાગ્રત રહેવાની ને પોતાની અંદરની શ્રદ્ધાને ટકાવી રાખવાની તેમ જ હિમાલય જેટલી અચળ કરવાની જરૂર છે. એ અવસ્થા સારામાં

સારા સાધકને માટે પણ ભારે ભયસ્થાનરૂપ તેમ જ આકરામાં આકરી કસોટી કરનારી હોય છે. તેમાંથી પાર ઊતરવાનું કામ નબળા ને તદ્દન સાધારણ મનોબળના માનવને માટે મુશ્કેલ હોય છે. એ વિરોધી વંટોળમાંથી સહીસલામત રીતે પસાર થવા માટે સાધક પાસે પોતાની જાતની ને પરમાત્માની અંદર અખૂટ શ્રદ્ધાનું બળ જોઈએ, સઘળા સંજોગોમાં ટકી રહે એવો અદમ્ય અપરંપાર ઉત્સાહ જોઈએ, ને અચળ શાંતિ, હિંમત તથા ઊંડી ધીરજ જોઈએ. તેવા મોટા પીઠબળ વિના તેનો પ્રવાસ ભાગ્યે જ સફળ થશે, ને તેનો સાધનાનો પુરુષાર્થ અધૂરો જ રહી જશે.

ધ્યાનની અવસ્થામાં મન પૂરેપૂરું જોડાય, રસ લેતું થાય ને, એકરસ બનીને વહેવા માંડે તે માટે મનનું સ્વરૂપ પલટાય તે જરૂરી છે. મન જેવું છે તેવું, પોતાની પારાવાર અશુદ્ધિ ને ચંચળતા સાથે, ધ્યાનમાં સફળતાપૂર્વક નહિ જ લાગી શકે. તેના સ્વરૂપમાં સુધારા કરવાની ને તેને વધારે ને વધારે સાત્ત્વિક, સદ્‌ગુણ, સદ્‌વિચાર ને સદ્‌ભાવનાથી સંપન્ન કરવાની તેમ જ સંયમી બનાવવાની જરૂર છે. તેની સાથેસાથે તેને પરમાત્માની પ્રાપ્તિ માટે તૈયાર કરવાની, તેવી પ્રાપ્તિ જરૂરી ને ઉપયોગી છે એમ જણાવવાની, તે માટેની લગન લગાડવાની ને પરમાત્માના પ્રેમરસથી તેને રંગી દેવાની જરૂર છે. હિમાલયના પ્રદેશમાં ગંગાકિનારે રહેતાં ભાવિક સ્ત્રીપુરુષો સાંજે ગંગામાં દીવા મૂકે છે. તેમાંના લગભગ બધા જ દીવા ક્ષણજીવી નીવડે છે. પોતાની સફર શરૂ કરીને આગળ વધે તે પહેલાં જ તે ગંગાના પ્રચંડ પ્રવાહમાં ઊંધા વળે છે. મોટા ભાગના સાધકોનું પણ તેમ જ સમજવાનું છે. મનોબળનું મજબૂત ભાથું ન હોવાને લીધે તે ધ્યાનમાં એકાગ્રતાનો આનંદ નથી મેળવી શકતા, અંતરના અનંત ઊંડાણમાં પણ સફળતાપૂર્વક નથી પ્રવેશી શકતા, ને સપાટીની ઉપર ઉપર જ તર્યા કે રમ્યા કરે છે. તે પરિસ્થિતિનો અંત આવે ને અંતરમાં ડૂબકી મારવાનું મનને માટે સહજ બને ત્યારે જ ધ્યાનનો સાચો આનંદ મળી શકે. તેમાં

મદદ મળે તે માટે મનના સ્વરૂપને સુધારી તેનાં પરમાણુને વધારે ને વધારે પવિત્ર, પ્રેમળ ને પ્રભુમય કરવાની જરૂર છે.

[૧૯] ધ્યાનમાં બેસવાની રીત

ધ્યાનમાં કેવી રીતે બેસાય એ બીજો પ્રશ્ન છે. એની ઉપયોગિતા ઘણી છે, ને તે વિશે આ ઉપનિષદના બીજા અધ્યાયમાં થોડોઘણો ખુલાસો કરવામાં આવ્યો છે. ગીતાના છઠ્ઠા અધ્યાયમાં પણ ધ્યાનનો વિસ્તારથી વિચાર કરવામાં આવ્યો છે ત્યાં, તેના પર પ્રકાશ ફેંકાયો છે. ધ્યાનમાં બેસનારા સાધકે છાતી, ગરદન ને મસ્તકને ટટ્ટાર રાખીને બેસવું એવી સૂચના કરવાનું મુખ્ય કારણ એ છે કે શરીર અક્કડ રહેવાથી આળસ ન થાય, બીજે ક્યાંય જલદી ધ્યાન ન જાય, ને ઊંઘના શિકાર ન થવાય. યોગની સાધનામાં આસનની વિધિ આવી જ બતાવી છે. તેથી કરોડરજ્જુ ટટ્ટાર રહે છે ને માનસિક એકાગ્રતામાં મદદ મળે છે. એવી રીતે આસનમાં લાંબા વખત લગી બેસવાની ટેવ પાડવી જોઈએ. એવી રીતે આસનમાં બેસીને મનને પોતાની અંદર એકાગ્ર કે શાંત કરવાનો પ્રયાસ કરવાની સાધના શરૂ કરવી. એવી સાધના માટે વચગાળાના સાધન તરીકે જરૂર લાગે તો પરમાત્માના કે બીજા કોઈ બાહ્ય પ્રતીકનો અથવા પોતાના શરીરના જ કોઈ અંગનો આધાર લેવો ને મનને તેની અંદર સ્થિર કરવા માટે મહેનત કરવી.

[૨૦] પોતાની જાતનો સુધાર

ધ્યાનની સાધનાની સફળતા માટે આહારવિહારના નિયમોનું પણ ખૂબ બારીકાઈથી પાલન કરવું પડે છે. જીભને વશ રાખીને સાત્વિક ને પોષક આહાર લેવાની ને તે પણ જરૂરી માત્રામાં જ લેવાની ટેવ પાડવી પડે છે. આળસનો ત્યાગ કરીને સાધનામાં મનને લગાડવું જોઈએ તેમ જ ઊંઘ પણ યોગ્ય માત્રામાં જ લેવી જોઈએ. ધ્યાનમાં આગળ વધવા માગનારા સાધકે નિદ્રાનો ધીરેધીરે સંયમ ને વિજય કરવો જોઈએ. રાતે લોકો

મોટે ભાગે ઊંઘે છે ને ઊંઘીને જ રાત પસાર કરે છે. પરંતુ સાધકે સદા યાદ રાખવું જોઈએ કે રાતનો શાંત સમય કેવળ ઊંઘવા માટે નહિ પરન્તુ સાધના માટે પણ છે. રાતની અસીમ શાંતિ મનને શાંત કરવામાં ને ધ્યાનપરાયણ બનાવવામાં મોટી મદદ કરે છે. માટે ઊંઘમાં ક્રમેક્રમે ને થોડાઘણો કાપ મૂકીને તે દરમિયાન ધ્યાનમાં બેસવાની ટેવ પાડવી જોઈએ. એ માટે પોતાની જાતનું બારીક નિરીક્ષણ કરવાની જરૂર પડે છે. એવા સતત નિરીક્ષણની મદદથી સાધક પોતાની જાતનો પરીક્ષક ને સુધારક બની શકે છે. માણસો બીજાને સુધારવા માટે સુધારકનું આકર્ષક નામ ધારણ કરીને બહાર આવે છે ને આમતેમ ફર્યા કરે છે. તેમની પ્રવૃત્તિ ઠીક છે. પરન્તુ આપણે પોતાની જાતથી જ સુધારાની શરૂઆત કરનારા પોતાની અંદરની દુનિયાના જ સુધારકો જોઈએ છીએ. એવા સુધારની જરૂર ઘણી મોટી છે. માટે જ આપણે કહીએ છીએ કે ભાઈઓ, તમારી અંદરનો સુધાર પહેલાં કરો. તમારી જાતને સુધારવાની તેમ જ ઉત્તમ બનાવવાની વિશાળ તકો તમારી પાસે પડેલી છે. તેનો અસંત કુશળતાથી સદુપયોગ કરો ને જીવનને આત્મિક સુધારણાના ઉચ્ચોચ્ચ શિખરે પહોંચાડી દો. ત્યારે જ તમે સાચેસાચા ને સર્વોત્તમ સુધારક કહેવાશો. બહારની દુનિયાને સુધારવા માગનારા, સુધારવામાં માનનારા ને સુધારવા નીકળતા લોકો ઘણા છે. આપણી આજુબાજુ જોઈએ તો તેમના રાફડા ફાટેલા દેખાય છે પરન્તુ પોતાની અંદરની દુનિયાને સુધારવામાં માનનારા ને સુધારવા માટે મહેનત કરનારા માણસો તદ્દન ઓછા કે નજીવા છે. એમ કહો કે તેવા માણસો ભાગ્યે જ મળે છે. તેને લીધે સંસારમાં સુધારાનો પ્રવાહ સાચી દિશામાં નથી ચાલતો ને સુધારનો પુરુષાર્થ સફળ પણ નથી થતો. બહારના સુધારની લગામ અંદરના સુધારના પ્રયોગો ન કરનારા સાધારણ માણસોના હાથમાં હોવાથી તેવા માણસોના પ્રયોગો મોટે ભાગે અહંકારયુક્ત, રાગ ને દ્વેષવાળા ને જડ થાય છે. વળી તે

નિષ્ફળ પણ બને છે. આખી દુનિયામાં ધારો કે બાહ્ય સુધારનું વિશાળ મોજું ફરી વળે ને આખી દુનિયાની પ્રજા બાહ્ય રીતે જોતાં અદ્યતન સુખસાધનોથી સુસજ્જ થઈને સુધારાની સર્વોચ્ચ સીમાએ જઈ પહોંચે તોપણ તેવા બાહ્ય સુધારમાત્રથી જ શું માનવનું જીવન ધન્ય બની રહેશે, ઉજ્જ્વળ બનશે, ને સંસારમાં શાંતિનું સુવર્ણપ્રભાત પણ ખીલી ઊઠશે? નહિ જ. જીવન ને જગતને સુખી ને શાંતિમય કરવા માટે એવી પરિસ્થિતિ તો એક સાધારણ સાધનમાત્ર થશે, ને જીવન તેમ જ જગતને સંપૂર્ણપણે સુખી ને શાંતિમય કરવા બીજા મહત્ત્વના સાધનની જરૂર રહેશે. એ સાધન માનવના મન ને અંતરને ઊંચે લાવવાનું છે; મન ને ઇન્દ્રિયોનો કાબૂ કરવાનું શીખવી, ઉત્તમ ને આદર્શ માનવ બનીને પોતાની અંદર પરમાત્માના પરમ પ્રકાશનું પ્રાકટ્ય કરવાનું છે. એ રીતે માનવ પોતાની પ્રકૃતિ પર નિયંત્રણ કરી શકે છે, પોતાની જાતનો સ્વામી બને છે, ને સમસ્ત સંસાર સાથે સદ્‌ભાવ, પ્રેમ ને પરમાત્માની અનુભૂતિની મદદથી એકતાનો અનુભવ કરી શકે છે. જીવનનો એવો વિકાસ અસંત આવશ્યક છે; એવો સુધાર અત્યંત આવકારદાયક, પ્રશંસનીય ને ઉપયોગી છે; તે વિના જીવનની ધન્યતા નથી, શાંતિ નથી, સિદ્ધિ નથી, ને જગતને સ્વર્ગીય કરવાનું મહાપુરુષોનું સ્વપ્ન પણ તે વિના સાકાર થઈ શકે તેમ નથી. અંદરની દુનિયાના એવા સુધાર, વિકાસ ને વિજય માટે જ ધ્યાનની સાધના છે.

[૨૧] વાતાવરણની પસંદગી

એ સાધના માટે ઋષિએ કોલાહલ વિનાના શાંત ને એકાંત સ્થાનની ભલામણ કરી છે. વાતાવરણ અથવા તો સ્થાન પર ચિત્તની એકાગ્રતા અથવા સ્થિરતાનો મોટો આધાર રહે છે માટે તેની પસંદગીમાં અત્યંત વિવેકી થવાની જરૂર છે. નદીના તટના ને પર્વતની તળેટીના કે ઉપરના પ્રદેશ, સમુદ્રનો કિનારો, શાંત વન, ઉદ્યાન, દેવમંદિર કે હૃદયંગમ કુદરતી સૌન્દર્યથી સુશોભિત પ્રદેશ,

મનની સ્થિરતા તેમ જ શાંતિ માટે અત્યંત અનુકૂળ મનાય છે. એવા અથવા પોતાને ગમતા કોઈ બીજા અનુકૂળ વાતાવરણમાં રહીને ધ્યાન કરવામાં આવે તો મનની ચંચળતા સહેજે દૂર થાય ને એકાગ્રતાની અટપટી સમસ્યાનો ઉકેલ પણ સહેલાઈથી આવી જાય. આત્મોન્નતિની સાધનામાં અનુકૂળ વાતાવરણ એક મહાન આશીર્વાદ જેવું બની જાય છે, બધી રીતે મદદરૂપ થાય છે, ને સમય તેમ જ શક્તિને વેડફાઈ જતી અટકાવે છે. વાતાવરણની પ્રતિકૂળતાને લીધે કેટલાય કોડીલા, કુમળા ને ઊછરતા સાધકો અકાળે કરમાઈ, સુકાઈ ને ખરી ગયા છે તે સાચું છે. અનુકૂળ વાતાવરણે કેટલાયના માર્ગ સરળ કર્યા છે ને અનેક સાધારણ સાધકોને બહુ જ ઓછા વખતમાં મહાન બનાવી દીધા છે. એનો અર્થ કોઈએ એવો નથી સમજવાનો કે પ્રતિકૂળ કે વિરોધી વાતાવરણમાં કોઈ આગળ વધી જ ન શકે. માણસે પ્રત્યેક પ્રકારના વાતાવરણનો બનતો બધો ઉપયોગ કરીને આગળ વધવાનું છે, ને પોતાને ફાળે આવેલા વાતાવરણને વધારે ને વધારે સુધારવા અથવા અનુકૂળ કરવા મહેનત કરવાની છે. કોઈ પણ હિસાબે ને કોઈ પણ સંજોગોમાં કોઈએ વાતાવરણને દોષ દઈને બેસી રહેવાનું, નાહિંમત ને નિરાશ થવાનું ને જીવનના મૂળભૂત વિકાસમાંથી અથવા તો પોતાની જાતમાંથી શ્રદ્ધા ખોવાનું ને તદ્દન અશ્રદ્ધાળુ બનવાનું નથી જ. વિરોધી વાતાવરણ કાયમને માટે સારું ને આવકારદાયક નથી. પરંતુ તેનો ઉપયોગ કરતાં આવડે તો કેટલીક વાર તે મદદરૂપ પણ થઈ પડે છે. મમતા ને અહંતાને દૂર કરવામાં, જીવન ને જગત પ્રત્યેની તટસ્થતા કેળવવામાં, પ્રભુપરાયણતાને વધારવામાં ને પોતાની સત્ત્વસંશુદ્ધિને વધારવામાં તેમ જ કસવામાં તેનો ફાળો કેટલીક વાર અત્યંત મૂલ્યવાન ને અનોખો હોય છે. ધ્રુવ, પ્રહ્લાદ, મીરાં, ઈશુ, સોક્રેટીસ ને બીજા મહાપુરુષોના જીવનનો વિચાર કરવાથી આ વાત સહેલાઈથી ને સારી રીતે સમજી શકાય છે. તોપણ આપણે વિરોધી વાતાવરણની માગણી નહિ કરીએ ને

કોઈને તેવું વાતાવરણ મળે તેવું ઇચ્છીશું પણ નહિ. કેમકે સાધારણ માણસનું મનોબળ અત્યંત નબળું હોય છે ને પરિસ્થિતિની પ્રતિકૂળતાનો પ્રભાવ તેના પર સારો નહિ પરંતુ ખરાબ ને પ્રાણ-ઘાતક જ પડે. ફક્ત તેવા વાતાવરણ ને તેવી પ્રતિકૂળ પરિસ્થિતિથી ડરવાનો ને દીન ને હીનની પેઠે પુરુષાર્થના પરમમંગલ પંથમાંથી પીછેહઠ કે પાછી પાની કરવાનો નિર્માલ્ય ઉપદેશ આપણે નહિ આપી શકીએ. માનવ સંજોગોનો શિકાર બનીને એવો લાચાર, કંગાળ કે ગુલામ બની જાય એવું આપણે નથી ઇચ્છતા. આખરે એ પરમાત્માનો પરમ પ્રતિનિધિ છે, પરમાત્માનો પ્રકાશ એની અંદર પ્રસરેલો છે, ને પરમાત્માની પ્રત્યક્ષ અનુભૂતિના પંથનો પ્રવાસી બનીને એ અહર્નિશ આગળ ને આગળ વધવા માગે છે. એનું મનોબળ અત્યંત મજબૂત બને એવું આપણે હંમેશાં ઇચ્છીશું.

અનુકૂળ વાતાવરણની પસંદગી ધ્યાનની સાધનાની શરૂઆતમાં ને મધ્યકાળમાં ખુબખૂબ જરૂરી છે. પરંતુ ધ્યાનની સાધના સહજ થતાં ને તેમાં અમુક ચોક્કસ અવસ્થાએ આવી પહોંચતાં તેની જરૂર રહે છે જ એમ નથી. પછી તો સાધક બધા પ્રકારની પરિસ્થિતિમાં મનની સ્થિરતા, એકાગ્રતા ને શાંતિ અનુભવી શકે છે, ને સહજ રીતે જ આગળ વધે છે. એ અવસ્થા બહુ મોડી મળે છે ને બહુ સહેલાઈથી પ્રાપ્ત થતી નથી. એનો ઉદય અત્યંત આખરે થાય છે. પરંતુ એ અવસ્થા સાચી છે ને સાધનાના વિકાસક્રમમાં આપોઆપ આવી મળે છે એ યાદ રાખવાની જરૂર છે. એ અવસ્થાનો આવિર્ભાવ થતાં સાધક સદાને સારુ સલામત બની જાય છે. બહારની પરિસ્થિતિ તેને પ્રભાવિત નથી કરી શકતી; તેને પથભ્રષ્ટ પણ નથી કરતી; તેના પ્રગતિના પંથ યા પ્રવાસને અધવચ્ચે અટકાવતી નથી. નિંદા ને સ્તુતિ, હર્ષ કે શોક, અનુકૂળ કે પ્રતિકૂળ તેમ જ માન ને અપમાનમાં અડગ રહેવાની ને સમતાને જાળવી રાખવાની તાકાત તેને મળી ગઈ હોય છે. બહારના આઘાતોને તે ઝીલી ને સહેલાઈથી

પચાવી શકે છે. હવે તેને બહારની પરિસ્થિતિને દોષ દેવાનું કોઈ કારણ નથી રહેતું. તેની સાથે ઝઘડવાનું કારણ પણ નથી રહેતું. કેટલીક વાર એવું પણ બને છે કે બહારની પરિસ્થિતિ તેની ઇચ્છા ને જરૂરત પ્રમાણે સમય પર આપોઆપ પલટાયા કરે છે. એ પ્રમાણે બધી રીતે જીવનમાં આનંદઆનંદ થઈ જાય છે.

એ અનેરા આનંદની પ્રાપ્તિ માટે અત્યારથી જ, સમજ્યા ત્યારથી સવાર સમજીને, ધ્યાનમાં બેસવાની ટેવ પાડો. ગમે તેવી પ્રવૃત્તિ ને ગમે તેવા વિરોધી વાતાવરણમાંથી પણ વખત કાઢીને ધ્યાનની સાધનાની શરૂઆત કરો. સુંદર, સરસ ને શાંત સ્થાનમાં બેસતાં શીખો. એવું કોઈ અનુકૂળ સ્થાન ન જ મળે તોપણ જ્યાં રહેતા હો ત્યાં જ થોડુંક એકાંત મેળવી લો, ને ધ્યાનનો આરંભ કરો. એક વાર રસ લાગે, આનંદ આવે, પછી જુઓ કે મન કેવું સુંદર રીતે ને સત્વર લાગી જાય છે ને પ્રસન્નતાનો કેવો અનુભવ થાય છે! એકાગ્રતા ને સ્થિરતા જલદી ન મળે તોપણ તે માટે વધારેપડતી ચિંતા ન કરો, નિરાશ ન બનો ને ભગ્નહૃદય થઈને તમારી જાતને દોષ દઈને હલકી ને અભિશાપરૂપ ન માનો. ના. તેવી ભયંકર ભૂલ કદાપિ ન કરો. તમારા અંતરનો ઉત્સાહ હંમેશાં ટકાવી રાખો, ને બધી જ દશામાં અત્યંત ધીરજ, ઉત્સાહ ને હિંમતથી આગળ વધો. ગોટલો આજે વાવીએ તેનું આજે ને આજે ઝાડ થઈ જાય ને આજે ને આજે જ તેની પાકેલી કેરી પણ હાથમાં આવી જાય તેવી બધી વસ્તુઓ શીઘ્રાતિશીઘ્ર ને મહેનત વિના મેળવી લેવાની આતુરતાથી જે યોગની મહાન સાધનાનો આધાર લે છે તેને ખરેખર નિરાશ થવું પડે છે. સાધના હંમેશાં શ્રમ કે તપની માગણી કરે છે ને તેને માટે સાધકે તૈયાર થવું જોઈએ. તપ અથવા પુરુષાર્થ બધું એક જ છે ને એના આશ્રય માટે સાધનાનાં સુંદર ફળ ચાખવાં હોય તો પ્રત્યેક પળે તૈયાર રહો. પ્રમાદ, આળસ ને વિલંબની આદતનો કાયમને માટે ત્યાગ કરો. તેની સાથેસાથે તમારી અંદરની શ્રદ્ધાને બળવાન

ને હિમાલયના ઉત્તુંગ શિખર જેવી અચળ બનાવો. તમારી જાતમાં, ગુરુમાં, ઈશ્વરની વિરાટ શક્તિમાં ને તમારી મનપસંદ સાધનામાં પ્રચંડ, અતૂટ ને હલાવી ન હાલે તેવી મજબૂત શ્રદ્ધા રાખો. શંકાની રહીસહી છાયાને પણ દૂર કરી દો ને નિશ્ચયની દ્રઢતાને વધારી સંકલ્પને વધારે ને વધારે બળવાન બનાવો. તમને વિજય મળશે જ, સાધનાની સફળતા મળશે જ, તમારો પરિશ્રમ ને સંકલ્પ આજે કે કાલે જરૂર ફળશે જ, ને સાધનાની ઇપ્સિત સિદ્ધિથી તમારું જીવન ધન્ય ને સફળ બનશે જ, તે માટે જ તમારો જન્મ છે, એવી લોખંડી શ્રદ્ધાને તમારી અંદર પેદા થવા દો ને તમારી સદાની સહચરી બનવા દો. એ દઢ શ્રદ્ધાને ગમે તેવા સંજોગોમાં પણ અડગ રહેવા દો, પોષો, ને તેને મદદ કે પોષણ મળે તે માટે તેની પાછળ સાધના અથવા પુરુષાર્થનું પીઠબળ પેદા કરી દો. હતાશા ને અશ્રદ્ધાનો શબ્દ તમારા શબ્દકોશમાં ભૂલેચૂકે પણ પેસી ન જાય તેનું ધ્યાન રાખો. બીજા બધા દુન્યવી રસોને ગૌણ ગણીને, તમારી જાતને સાધના માટે જ સમર્પિત કરી દો, સાધના સારુ જ સુરક્ષિત કરી દો, ને સાધનાના રસને જીવનનો પ્રધાનરસ કરી દો. એ પ્રમાણે કરો ને પછી જુઓ કે સફળતા સહેલાઈથી આવી મળે છે કે નહિ.

[ ૨૨ ] ધ્યાનમાં આલંબનની જરૂર

જ્ઞાનના સિદ્ધાંતોમાં માનનારા કેટલાક સાધકો એમ માને છે કે આત્મા પોતે જ અનંત શક્તિશાળી છે ને તે પોતાનો માર્ગ પોતાની મેળે જ કરી લે છે, તેથી ધ્યાનમાં બેસનારા સાધકે કોઈ બહારના આલંબનનો આધાર લેવાની જરૂર નથી. તેણે તો પોતાના આત્માનો જ આધાર લઈને તદ્દન શાંત ને નિર્વિકલ્પ દશામાં જ બેસી રહેવું ને એ રીતે ધ્યાનમાં વધારે ને વધારે ઊંડા ઊતરવું. તેવા સાધકોના શબ્દો કેટલીક વાર બીજા સાધકોના મનમાં ખળભળાટ પેદા કરે છે ને તેમને શંકાશીલ બનાવે છે. તેવા કેટલાય સાધકો પૂછે છે કે ધ્યાનમાં તદ્દન શૂન્ય થઈને શાંત બેસી રહેવું

કે કોઈ વસ્તુનું આલંબન લેવું ! આપણે એમને એક જ ઉત્તર આપીએ છીએ કે તેની પસંદગી તમારે કરવાની છે. (તમારું મન સહેલાઈથી ધ્યાનની શૂન્ય દશામાં બેસવાથી શાંત થઈ શકતું હોય, તેમાં સંકલ્પવિકલ્પના પરપોટા પેદા થતા ન હોય, ને તે દશામાં તમને સહજ શાંતિ ને આનંદનો અનુભવ થતો હોય, તો તમારી ગાડી બરાબર ચાલી રહી છે એમ સમજી લેવું. તમારે માટે તે દશામાં કોઈ બહારના આલંબનની જરૂર નથી. પરંતુ તમારી સ્થિતિ તેટલી સારી ન હોય ને ધ્યાનમાં બેસતી વખતે તમારું મન શાંત થવાને બદલે અનેક પ્રકારના સંકલ્પ ને વિકલ્પથી ભરાઈ જતું હોય તેમ જ દોડાદોડ કરતું હોય, તો તમે તમારી ધ્યાનની સાધનામાં મદદ મળે તે માટે, કોઈ બહારના આલંબનનો આધાર લો તે જરૂરી ને લાભકારક છે. તેવી દશામાં તમે તમારા ગુરુ, કોઈ સંત, દેવદેવી કે અવતારી પુરુષ અથવા પ્રકાશ, જ્યોતિ કે મંત્રને પસંદ કરી શકો છો ને ધ્યાનની સાધના કરતી વખતે મનને તેમાં લગાડી શકો છો. તેમ કરવાથી મનની વધારેપડતી દોડાદોડ ને ચંચળતા મટી જશે, ને ધ્યાન સહેલું બનશે.)

જેનામાં આપણને શ્રદ્ધા ને પ્રેમ હોય તેવી શક્તિ યા વ્યક્તિના સ્વરૂપને એ રીતે પસંદ કરવાથી એક મોટો લાભ એ થાય છે કે તેનાં ચરણોમાં સર્વસમર્પણ કરવાનો રસ્તો ખુલ્લો થાય છે. તેનું સ્મરણ, મનન ને ચિંતન આપણે માટે શક્ય બને છે, ને તે મહાશક્તિ આપણા પર નિયમિત ને નિરંતર નજર રાખીને આપણા સમસ્ત જીવનને પ્રેરે છે, પોષે છે, ઘડે છે, સંભાળે છે ને દોરે છે, એવી ઊંડી શ્રદ્ધા ને તેને પરિણામે એક જાતની ઊંડી સલામતીની ભાવના આપણામાં પેદા થાય છે. આપણને ખાતરી થાય છે કે તેના હાથમાં આપણે સદા સલામત છીએ. આપણી ઇચ્છા, આશા કે આકાંક્ષા આપણે એની આગળ રજૂ કરીએ છીએ, પળેપળે આપણી નાનીમોટી પ્રવૃત્તિમાં એના અનંત આશીર્વાદનું પીઠબળ મેળવીએ છીએ, ને તેને ચરણે આપણા અનુરાગ-

ભરેલા અંતરને ખાલી કરીએ છીએ. પ્રેમનાં જુદાંજુદાં ગીતો ને સ્તવનો દ્વારા હૃદયને એની આગળ ખુલ્લું કરીએ છીએ, ને પૂજા તેમ જ સેવાના બીજા પ્રકારોથી એ મહાશક્તિની સાથે અતૂટ સંબંધસૂત્રથી બંધાઈ જઈએ છીએ. બાળકને પોતાની મેળે ચાલવામાં ને પંથ કાપવામાં પડવાનો ને પંથ ભૂલવાનો ભય હોય છે, પરંતુ માની આંગળી પકડ્યા પછી તેને તેવો ભય નથી રહેતો. પછી તો તે બધી રીતે નિર્ભય બની જાય છે ને તેની બધી સંભાળ મા જ રાખે છે. મા તેને નવડાવે છે, ખવડાવે છે, પહેરાવે છે, સુવાડે ને જગાડે છે, ને તેના ગંતવ્યસ્થાને લઈ જાય છે. તે ચાલી ન શકે તો મા તેને ઊંચકીને પોતાની કેડે પણ બેસાડી દે છે. માને માટે એ બધું સહજ હોય છે. તેવી રીતે જે સાધક ઈશ્વર કે ઈશ્વરના પ્રતીક જેવી કોઈ મહાશક્તિ કે વિશેષ વ્યક્તિને ચરણે પોતાનું સર્વસ્વ ધરી દે છે તે કાયમને માટે નિર્ભય બની જાય છે. તે શક્તિની મદદથી તેનું જીવન સદા ચાલ્યા કરે છે ને આગળ વધે છે. તેને પછી પોતાની વિશેષ ચિંતા નથી રહેતી. આલંબનનો એ એક મોટો લાભ છે.

બીજો લાભ શક્તિની પ્રાપ્તિનો છે. તે મહાશક્તિની પાસે સાધક પોતાના દોષોને દૂર કરવાની ને નિર્બળતાનો નાશ કરી પોતાને વધારે ને વધારે શુદ્ધ, સાત્ત્વિક ને શક્તિશાળી બનાવવાની નિરંતર પ્રાર્થના કરે છે. તેથી તેને લાભ થાય છે જ. મુશ્કેલી, મૂંઝવણ ને મુસીબતના કપરા કાળમાં સાધક તેની મદદ માગે છે ને અનેક રીતે રાહત મેળવે છે. એ શક્તિ કે વ્યક્તિને તે પરમાત્મા તુલ્ય જ માને છે ને પરમાત્માની પરમ ભાવનાથી જ સેવે છે એ યાદ રાખવાનું છે. ધ્યાનમાં બેસતી વખતે તેના સ્વરૂપને તે યાદ કરે છે, વારંવાર નેહથી નિહાળ્યા કરે છે, ને તેમાં મનને લગાડીને તન્મય કરી દે છે. કોઈ વાર તેનાં પદ ગાય છે તો કોઈ વાર તેની સાથે વાતો ને તેના જપ કરે છે. એમ કરતાં કરતાં તે શાંતિની અંતિમ અવસ્થાએ પહોંચી જાય છે ને ધન્ય બને છે.

સાધક ભક્ત હોય તો ધ્યાનમાં તેણે પોતાના મનપસંદ રૂપનો આધાર લેવો જોઈએ. તેને છેવટે ઈશ્વરની ઇચ્છા પ્રમાણેના સાકાર સ્વરૂપનું દર્શન થઈ જાય છે.

એટલે મનને શાંત કરવા માટે, વચગાળાના કામચલાઉ સાધન તરીકે, સાધક જ્ઞાની હોય તોપણ, કોઈ અવલંબનનો આધાર લે તેમાં કાંઈ ખોટું નથી. તેથી તેને બધી રીતે મદદ જ મળે છે.

## [ ૨૩ ] ગુરુની જરૂર

ગુરુના સંબંધમાં પણ એ જ વાત સમજી લેવાની છે. ગુરુ પણ આત્મિક વિકાસના માર્ગમાં એક અગત્યના અવલંબનનું કામ કરે છે ને તેની જરૂર પણ પડે છે. માણસો તરફથી કોઈ વાર પૂછવામાં આવે છે કે ગુરુની જરૂર છે કે કેમ ને ગુરુની મદદ વિના જ કોઈનાથી આગળ વધી શકાય કે નહિ. તેમને એ જાતના પ્રશ્નના ખુલાસા માટે અથવા પોતાની શંકાના સંતોષકારક સમાધાન માટે બીજાની સલાહ ને સહાયની જરૂર પડે તે જ બતાવે છે કે ગુરુ અથવા માર્ગદર્શકની જરૂર છે જ. જ્ઞાન કે સાધનાના માર્ગમાં માણસને વારંવાર શંકા, નિરાશા, અંધકાર ને મૂંઝવણનો અનુભવ થાય છે. તે વખતે તે બીજાના આધારની આશા રાખે છે ને બીજાના પથપ્રદર્શન માટે આતુર બને છે. ગુરુની જરૂરતનો સ્વીકાર એ વખતે થઈ જ જાય છે. માણસ જ્યાં સુધી અપૂર્ણ છે, અજ્ઞાત છે, ને અપંગતાનો અનુભવ કરે છે ને જ્યાં સુધી પોતાની જીવનસાધનામાં કોઈની મદદની તેને ઇચ્છા છે, ત્યાં સુધી ગુરુની જરૂર જગતમાં રહેવાની જ છે, ગુરુની સંસ્થા પણ ચાલુ રહેવાની છે, ને ગુરુ થવાની ને કરવાની પરિપાટી પણ બંધ નથી થવાની. આત્મિક વિકાસની સાધના જેટલી માનવામાં આવે છે તેટલી સરળ ને સહેલી નથી. તે અત્યંત અટપટી, ગહન ને લાંબી છે. તેનો સફળ પ્રવાસ સાધારણ કક્ષાના સાધકો પોતાની મેળે કરી શકે એ અસંભવ છે. અસાધારણ બુદ્ધિ,

શક્તિ કે યોગ્યતાવાળા સાધકોને પણ બીજાની પ્રેરણા, મદદ ને દોરવણીની જરૂર પડે છે તો પછી સાધારણ શક્તિ ને બુદ્ધિવાળા સાધકોનું તો કહેવું જ શું! જેમના જન્માંતર સંસ્કાર અત્યંત પ્રબળ હોય તેવા જન્મથી જ કેટલીક વિશેષ પ્રકારની યોગ્યતા સાથે જન્મેલા સાધકો પોતાની મેળે જ આગળ વધી શકે છે ને તેઓ કોઈ બાહ્ય મહાપુરુષની મદદ વિના જ પૂર્ણતાએ પહોંચી શકે છે. પરંતુ તેવા લોકોત્તર સાધકો આ સંસારમાં કેટલા? આંગળીને વેઢે ગણી શકાય તેટલા અથવા એથી પણ અત્યંત ઓછા. એવા સાધકોને પોતાના અંતરાત્મામાંથી અથવા પરમાત્મામાંથી પ્રેરણા ને માર્ગદર્શન મળી રહે છે. તે પોતાની જાતને અથવા પરમાત્માને જ પોતાના ગુરુ તરીકે માને છે. પણ ગુરુભાવથી તે સર્વથા મુક્ત નથી હોતા. માણસ અપૂર્ણ છે ત્યાં સુધી આગળ વધવા માટે કોઈનો ને કોઈનો આશ્રય લે છે જ...પોતાના ગુરુભાવની પ્રતિષ્ઠા ક્યાંક ને ક્યાંક કરે છે જ; પછી તે ભાવની પ્રતિષ્ઠા માટે તે કોઈ પુસ્તકને પસંદ કરે, દેવ, દેવી કે ગ્રંથ અથવા પ્રતિમાને પસંદ કરે કે કોઈ શક્તિને ચરણે તે ભાવનું આરોપણ કરે, પરંતુ તે ભાવ પ્રકટ થઈને પૂજ્યભાવ ધારણ કરીને ક્યાંક ને ક્યાંક બેસે છે તો ખરો જ. સાધનાના ક્ષેત્રમાં બરાબર આગળ વધીને અમુક અવસ્થાએ પહોંચી ચૂક્યા પછી સાધક નિશ્ચિંત બની જાય છે; તેને પોતાની અંદરથી જ દોરવણી મળ્યા કરે છે; અથવા તો પરમાત્માની સાથે તેનો સંબંધ એવો ગાઢ બને છે કે તેમની દ્વારા જ તેને માર્ગદર્શન મળી રહે છે.) છતાં એવી પરિસ્થિતિએ પહોંચ્યા પછી પણ, કોઈ બીજાને અથવા સાધકોને સામાન્ય રીતે ગુરુની જરૂર નથી એવો મિથ્યા પ્રચાર તેનાથી ન કરી શકાય. તેને પોતાને કોઈક કારણને લીધે ગુરુ અથવા બાહ્ય પથપ્રદર્શકની જરૂર નથી માટે બીજાને પણ નથી જ એવી માન્યતાનો આધાર તેનાથી ન લઈ શકાય. તેવી માન્યતા સર્વગ્રાહી તેમ જ

વ્યવહારુ નથી જ. તે માન્યતા તો એવા માણસની વિચિત્ર માન્યતા જેવી છે જે પોતે તો નીસરણીની મદદથી ઉપર ચડીને અગાસીમાં પહોંચે છે ને પછી નીચે ઊભેલાં ને ઉપર અગાસીમાં આવવા માગનારાં બીજાં અનેક માણસોને કહેવા માંડે છે કે ભાઈઓ, નીસરણીની બિલકુલ જરૂર નથી ને તેની મદદ વિના તમે તમારી મેળે જ અગાસીમાં આવી શકો છો. તેવા પુરુષો સાધનાકાળમાં કોઈનું ને કોઈનું માર્ગદર્શન મેળવીને જ આગળ વધ્યા હોય છે; અથવા એમ કહો કે થડ પરથી ઝાડ પર ચડ્યા હતા. પણ હવે તે નીચે ઊભેલાને કહે છે કે થડ પર પગ ન મૂકશો કેમ કે તેના પર પગ મૂક્યા વિના જ ડાળી પર પહોંચી શકાય છે. એ રીતે જેમ ફાવે તેમ બોલીને આપણે જે સાધારણ શ્રેણીનાં સલાહની ઇચ્છા રાખનારાં લોકો છે તેમના મનમાં અવિશ્વાસ ને ભ્રમને પેદા કરવાની જરૂર નથી. ગુરુની ઉપયોગિતા ઘણી છે. ગુરુ મોટા ભાગનાં માણસોને માટે એક અનિવાર્ય આવશ્યકતા હતી, છે ને રહેવાની છે. તેથી તેનો સ્વીકાર કરવો જ રહ્યો. હા, ગુરુભાવને શુદ્ધ કરવાની જરૂર છે ને તે માટેની સૂચના આપી શકાય. ગુરુવાદને નામે જે દંભ, કપટ, અહંતા ને અધર્મનો ફેલાવો થયો છે ને થઈ રહ્યો છે તેની સામે લાલબત્તી ધરી શકાય ને અવાજ ઉઠાવી શકાય. પરન્તુ તેમ કરવાને બદલે ગુરુભાવ ને ગુરુનું જ નિકંદન કાઢવા નીકળી પડવું ને ગુરુવાદની પદ્ધતિનો જ, તેના ગુણદોષનો ઊંડો વિચાર કર્યા વિના, માત્ર કરવા ખાતર જ વિરોધ કરવો ઠીક નથી; પ્રામાણિક ને આવકારદાયક પણ નથી.

કેટલાક મોટા મનાતા માણસો શીખવે છે કે આત્મોન્નતિ માટે કોઈ ગ્રંથ કે ગુરુની જરૂર નથી ને માણસ પોતાની મેળે જ આગળ વધી શકે છે. તેવા માણસોની તેવી વ્યક્તિગત માન્યતા હોય તો તેમાં હરકત જેવું કશું નથી. પરન્તુ એક સનાતન ને સર્વસામાન્ય સત્ય કે સિદ્ધાંત —તરીકે તે તેનો પ્રચાર કરે તેમાં સામાજિક તંદુરસ્તીની દૃષ્ટિએ ભારે જોખમ રહેલું છે. ભારે વિરોધા-

ભારી ને નવાઈની વાત તો એ છે કે તેમના અનેક શિષ્યો ને અનુયાયીઓ હોય છે, તે ગ્રંથો પણ પ્રકટ કરે છે, ને શિષ્યો ને અનુયાયીઓ વધે એવું ઇચ્છે છે. તેવા પુરુષો ઠેકઠેકાણે ફરે છે, પ્રવચનોનો કાર્યક્રમ રાખે છે, ને સલાહસૂચના અથવા શંકાસમાધાન માટે મુલાકાત આપે છે, તેમ જ દર્શન તથા સત્સંગનો નિશ્ચિત સમય રાખે છે. જો તે એમ જ માનતા હોય કે કોઈને કોઈની મદદની જરૂર નથી ને સૌ પોતાની મેળે જ આગળ વધીને આત્મોન્નતિ કરી શકે છે, તો તે પોતે સત્સંગ શા માટે રાખે છે, શંકાસમાધાન શા માટે કરે છે, ને પ્રવચનો ને વાર્તાલાપોમાં પણ શા માટે ભાગ લે છે? તેમની તેવી પ્રવૃત્તિ જ સાક્ષી પૂરે છે કે તેમને પોતાની માન્યતામાં સંપૂર્ણ શ્રદ્ધા નથી અથવા તો તે જે કહ્યા કરે છે તે બરાબર સમજ્યા વિના જ, કોઈ આવેશમાં આવી જઈને, પોતાના જીવનના કોઈક કડવા અનુભવને લીધે ઉત્પન્ન થયેલા કોઈ પૂર્વગ્રહની અસર નીચે આવીને અથવા તો અવ્યવહારુ દૃષ્ટિકોણને લીધે જ કહ્યા કરે છે. ગ્રંથોની જરૂર આત્મોન્નતિ માટે નથી એવું તે ખરેખર સૌને માટે માનતા ને ઉપદેશતા હોય તો તે પોતે જ નવા ગ્રંથો શા માટે લખે છે ને પ્રકટ કરે છે? કદાચ તે કહેશે કે અમારી વિશેષ વિચારધારાને પ્રકટ કરવા માટે જ અમે સત્સંગ ને પ્રવચન કરીએ છીએ ને પુસ્તક પણ લખીએ છીએ. તો તે દલીલ વજૂદ વિનાની છે. કેમ કે તે રીતે જોતાં પણ એક વાત તો દીવા જેવી સાફ છે કે કેટલાક લોકોને શંકાઓ છે, કેટલાક લોકો મુશ્કેલી, મૂંઝવણ, અશાંતિ ને અજ્ઞાનનો અનુભવ કરે છે, તેમને માર્ગદર્શન ને મદદ જોઈએ છે, ને તેવી મદદનો લાભ આપવા તે એવી પ્રવૃત્તિ કરી રહ્યા છે, એમ તે માને છે. એટલે કે કેટલાક લોકોને આલંબનની જરૂર છે ને પોતે એવું આલંબન પૂરું પાડી શકે તેમ છે એવી વાતનો તે સ્વીકાર કરે છે. પછી ભલેને એ આલંબન એ મિત્રભાવે આપવા માગતા હોય કે ગમે તેવા બીજા ભાવે આપતા હોય. ગુરુ ને શિષ્યની પદ્ધતિમાં જે મદદ

કરનાર ને મદદ લેનારનો ભાવ છે તે ભાવ તેમની પદ્ધતિ ને પ્રવૃત્તિમાં છે જ. એટલે તેમના તરફથી જ જે એવો પ્રચાર થઈ રહ્યો છે કે ગુરુની જરૂર નથી તે પ્રચાર નિરર્થક છે ને તેમના પોતાના જ જીવન ને તેમની પોતાની જ માન્યતા ને પ્રવૃત્તિ સાથે મેળ નથી ખાતો. માટે જ આપણે કહીએ છીએ કે તેવો પ્રચાર નકામો ને ગેરરસ્તે દોરનારો છે. માનવના સત્ય ને સર્વસાધારણ સ્વભાવનું તેમાં પ્રતિબિંબ નથી પડતું. તેના પ્રચારમાં તેમને સાચેસાચી શ્રદ્ધા હોય તો તેમણે પુસ્તકો ને લેખો લખવાનું, પ્રવચન ને સત્સંગ કરવાનું, દર્શન ને મુલાકાત આપવાનું ને સત્ય જ્ઞાનના પ્રચાર માટે બધું પરિભ્રમણ કરવાનું છોડી દેવું જોઈએ. પરંતુ તેમને તો જે કહેવું છે તે પ્રમાણે કરવું નથી. તેમણે સારી પેઠે સમજી લેવું જોઈએ કે આ સંસારના લાખો લોકોને પ્રેરણા, માર્ગદર્શન, પ્રકાશ ને પરમ શાંતિ જોઈએ છે ને તેની પ્રાપ્તિ કરવામાં મદદરૂપ થનારા મહાપુરુષો પણ જોઈશે જ. પરમ સત્યની પ્રાપ્તિ અથવા પરમાત્માની અનુભૂતિ માણસે પોતે જ કરવાની છે એ સાચું છે. પરંતુ એનો અર્થ એવો નથી જ કે તે માટે કોઈની મદદ તદ્દન બિનજરૂરી છે. સાધનાની સમ્યક્ સમજ માટે, પ્રગતિનાં વચગાળાનાં પ્રલોભનો ને ભયસ્થાનોમાં ફસાઈ ન જવાય તે માટે, ને આદર્શની સત્વર ને સહીસલામત સિદ્ધિ માટે, મહાપુરુષોની અથવા બહારની એવી જ બીજી મદદ સદા કામની ને ઉપયોગી થઈ પડવાની.

ધ્યાનની સાધનાની સમ્યક્ સમજ ને પ્રગતિ માટે પણ તેવી મદદની જરૂર હોઈ શકે છે, ને હોય તો મેળવવામાં કશું જ નુકસાન નથી. ખોટું પણ કાંઈ નથી. તે મદદકર્તાને તમે ગુરુનું નામ આપો કે બીજા ગમે તે શબ્દથી સંબોધો, તેની ઉપયોગિતાનો ઇનકાર કરી શકાય તેમ નથી જ. ને તેવો ઇનકાર કરવાની જરૂરે નથી. ધ્યાનની સાધના પણ કોઈ અનુભવી મહાપુરુષની મદદથી સરળ ને શક્તિશાળી બની શકે છે. મહાપુરુષોની કૃપાદૃષ્ટિ, શુભાશિષ ને શક્તિસંચાર કરીને આપણી અંદર રહેલી સુષુપ્ત શક્તિને

જાગ્રત કરવાની શક્તિ સાધનાના જટિલ પ્રવાસને ઘણો સરળ ને શાંતિમય કરી દે છે, ને તેની મદદથી આપણે ધાર્યા કરતાં ઘણા થોડા સમયમાં તે પ્રવાસને પૂરો કરી શકીએ છીએ. એ રીતે જોતાં ઉત્તમ ગુરુ એક મહાન આશીર્વાદ સમાન થઈ પડે છે.

## [૨૪] શક્તિસંચારની શક્તિ

સદ્‌ગુરુની મદદ મેળવીને સાધકોએ બહુ જ થોડી વારમાં શાંતિ, સમાધિ અથવા દેહાતીત દુનિયાના એવા જ બીજા ઊંચી જાતના અનુભવોને મેળવ્યા હોય એવાં ઉદાહરણ આધ્યાત્મિક ઇતિહાસમાં ઓછાં નથી. ગુરુની મહાન શક્તિનો તેથી પરિચય થાય છે, તેમ જ એક સાધારણ માણસ બીજા અસાધારણ મહાપુરુષની મદદથી કેવી ઉત્તમ અવસ્થાએ પહોંચી શકે છે તેની પ્રતીતિ પણ તેના પરથી સહેજે થઈ રહે છે. ગુરુ પોતાની વિશેષ શક્તિથી શિષ્ય અથવા સાધકની અંદર શક્તિપાત કરે છે, ને તેના પ્રભાવથી સાધક તરત જ ને સહેલાઈથી કેટલાક વિશેષ અનુભવોને પ્રાપ્ત કરે છે. એ ક્રિયાને યોગના ગ્રન્થોમાં શક્તિસંચારના નામથી ઓળખવામાં આવે છે. બધા મહાપુરુષોમાં એવી શક્તિસંચારની શક્તિ નથી હોતી. તેવી વિશેષ શક્તિ તો કોઈક વિરલ વિભૂતિમાં જ હોય છે. તે શક્તિનો પ્રયોગ કરીને ગુરુ સ્પર્શથી, વાણીથી, સંકલ્પથી અથવા તો દૃષ્ટિપાત માત્રથી શિષ્યની સુષુપ્ત શક્તિને જાગ્રત કરે છે ને તેને વિશેષ અનુભવોથી સંપન્ન બનાવે છે. શ્રી રામકૃષ્ણ પરમહંસ, તેમના ગુરુ તોતાપુરી, શ્રી ચૈતન્ય મહાપ્રભુ ને એવા બીજા મહાપુરુષોમાં તે શક્તિ વધારે પ્રમાણમાં પ્રકટ હતી ને તેની મદદથી તેમણે કેટલાય સાધકોને સહાય કરી એ વાત જાણીતી છે.

એ શક્તિ ખૂબ જ લોકોત્તર ને ઉત્તમ છે. પરંતુ તેના સંબંધમાં બેત્રણ વાતો ખૂબ જ સાવધાનીથી યાદ રાખવાની છે. પહેલી વાત તો એ છે કે તે શક્તિની અસર એકધારી, ઓચિંતી

ને તાત્કાલિક હોય છે, ને સાધકનું મન તેને જીરવવા અથવા ગ્રહણ કરવા તૈયાર હોવું જોઈએ. એ શક્તિની અસરથી સાધકની આગળ સમાધિના ને બીજા અણધાર્યા અનુભવો એકાએક ઊભા થાય છે, તેમને ગ્રહણ કરવા માટે તે બરાબર તૈયાર ન હોય તો કેટલીક વાર પરિણામ ઘણું ખરાબ આવે છે. તે શક્તિનો તે સંજોગોમાં તે લાભ તો નથી જ લઈ શકતો, પણ બદલામાં તેના તન ને મન પર ઊલટા પ્રત્યાઘાતો પડે છે. કોઈ વાર તેનું મગજ ખસી જાય છે, ભ્રમિત બની જાય છે, તો કોઈ વાર તે ભારે અથવા અસાધ્ય રોગોનો ભોગ બની જાય છે. કોઈ વાર તે ખૂબ જ ગભરાઈ જાય છે, ડરી જાય છે, બૂમ પાડી ઊઠે છે, તો કોઈ વાર આકુળવ્યાકુળ પણ બની જાય છે. શરીરથી ઉપર ઊઠવાની ને એકાએક કોઈ પણ જાતની વિશેષ પ્રાથમિક તૈયારી વિના ઉપર ઊઠવાની અવસ્થા એવી અસાધારણ હોય છે. મોટા ભાગના સાધકો એ અવસ્થામાં પ્રવેશ કરતી વખતે જ ગભરાઈ જાય છે. મથુરબાબુના સંબંધમાં એવું જ થયું હતું. રામકૃષ્ણદેવે તેમની વારંવારની વિનતિને લીધે તેમને સમાધિનો અનુભવ કરાવવા તેમને માથે હાથ મૂક્યો. પરંતુ બાહ્યભાવ ભૂલવાની શરૂઆતમાં જ તે ગભરાઈ ગયા ને બૂમ પાડીને બોલી ઊઠ્યા કે તમે શું કરી રહ્યા છો ? તમે મને ક્યાં લઈ જાઓ છો ? મારે તો ઘરબાર, સ્ત્રીસંતાન બધું જ છે. મહેરબાની કરીને તમારો વિશેષ શક્તિપ્રયોગ બંધ કરો ને મને જે દશામાં છું તે જ દશામાં ચાલુ રહેવા દો. તેમનો ગભરાટ જોઈને રામકૃષ્ણદેવે તેમના મસ્તક પરથી પોતાનો હાથ લઈ લીધો. તેને પરિણામે તેમને તરત જ પહેલાંની અવસ્થાની પ્રાપ્તિ થઈ ને શાંતિ પણ ત્યારે જ થઈ. એવા પ્રસંગો બને છે એ સાચું છે. સાધકમાં એવા અનુભવને જીરવવાનું બળ ન હોય ને પચાવવાની પૂર્વતૈયારી પણ ન હોય તો તેને માટે એવા અનુભવની પ્રાપ્તિ નિરર્થક થઈ પડે છે. સાધક પોતે આત્મોન્નતિનો અનુરાગી ને ધ્યાનનો નિયમિત અભ્યાસી હોવો જોઈએ; સંસારના બીજા સાધારણ

વિષયોમાંથી મનને પાછું વાળીને પ્રભુમય કરવાની પ્રવૃત્તિમાં તેને સૌથી વધારે રસ હોવો જોઈએ. પરમાત્માના અપૂર્વ પ્રેમથી તેનું તન, મન ને અંતર ભરપૂર હોવું જોઈએ. આત્મોન્નતિ એના જીવનનો એક માત્ર આદર્શ હોવો જોઈએ ને એ આદર્શની સિદ્ધિ માટે હિંમત, ધીરજ ને દૃઢતાથી સતત રીતે સાધનામાં મન પરોવીને પોતાની જાતને તેણે વિશેષ અવસ્થાના અનુભવ માટે તૈયાર કરવી જોઈએ. તો જ તેનું મન એ પ્રમાણે બળવો ન કરે ને ઓચિંતા આવી મળતા અવનવા અનુભવોને પણ સહેલાઈથી સમજી, સ્વીકારી, અપનાવી ને પચાવી શકે.

## [૨૫] અવસ્થાનો ભેદ

બીજી મહત્ત્વની ને યાદ રાખવા જેવી વાત એ છે કે શક્તિ-સંચારની વિશેષ ક્રિયાને લીધે આવી મળેલી અવસ્થા અથવા અનુભૂતિઓ સ્થાયી કે કાયમી નથી પણ કામચલાઉ છે. તે લાંબા વખત લગી ટકતી નથી. સાધક તેમાં લાંબા વખત લગી રહી શકતો નથી. એવા વિશેષ શક્તિવાળા મહાપુરુષની અસરનો અનુભવ અથવા લાભ મળે ત્યાં સુધી તે કેટલીક ઉત્તમ અનુભૂતિઓનો આનંદ લૂંટી શકે; પરન્તુ મહાપુરુષની એવી બહારની અસરનો અંત આવતાં તે પાછો લાચાર બની જાય ને નિર્બળતા તેમ જ નિરાધારતા ને પરવશતાનો અનુભવ પણ કરવા માંડે. તેની વિશેષ અનુભૂતિના મૂળ પ્રેરણાસ્થાનની પરિસમાપ્તિ થતાં તેની ઉત્તમ અવસ્થાનો પણ અંત આવે ને તે મોટે ભાગે પંગુતાનો અનુભવ કરવા માંડે એમ બને છે. વળી તેવી લોકોત્તર શક્તિના પ્રયોગથી સાધક સટોડિયાને મળતા ધનની પેઠે એકાએક ને સારા પ્રમાણમાં કેટલાક લોકોત્તર અનુભવો મેળવે તો પણ, તેવા પ્રયોગથી તેની સંપૂર્ણ ક્રાંતિ નથી થતી. તેનું આમૂલ પરિવર્તન નથી થતું. તેના તન, મન ને અંતર—અથવા સ્વભાવની—સુધારણા કે શુદ્ધિ થાય છે જ ને તે એક આદર્શ સાધક બની જાય છે જ એમ નથી.

તેથી તેવી અવસ્થાને ઉત્તમ, આદર્શ ને આદરણીય ન કહી શકાય. કોઈ ચમત્કાર, સિદ્ધિ કે વિશેષ શક્તિના બળથી કેટલાક ઉત્તમ લાગતા અનુભવોનો આસ્વાદ લઈને જ બેસી રહેવાની પદ્ધતિને આપણે બહુ ઊંચી પદ્ધતિ નથી માનતા. ઊંચી પદ્ધતિ ને સાધના તો એ છે જે માનવને આદર્શ માનવ કરે; તેના તન, મન, અંતરમાં ક્રાંતિ કરી તેના સ્વભાવને સાત્ત્વિક કરે; મન ને ઇન્દ્રિયોનો સંયમ કરવાની કળા શીખવીને તેના વિચાર ને ભાવની સપાટીને ઉચ્ચ કરે; તેને તટસ્થતા, નમ્રતા, નિર્વૈરતા ને પ્રભુમયતાથી સંપન્ન કરે; ને તેને પરમાત્માની પાસે પહોંચાડી પરમાત્મપરાયણ જીવન જીવવાની કળામાં કુશળ કરે; જેના પડઘા તેના શ્વાસોચ્છ્વાસમાં ને જીવનની નાનીમોટી પ્રત્યેક પ્રવૃત્તિમાં પ્રકટી ઊઠે. સાધના કોઈ ચપલાના ચંચળ ને ક્ષણજીવી ચમકારા જેવી નથી જેનો અનુભવ એકાદ વાર કોઈ ધન્ય ક્ષણે થાય ને પછી અદૃશ્ય થઈ જાય; તે તો એક કાયમી કે સ્થાયી વસ્તુ છે. લોહીના કણેકણમાં એની અસર ઊતરી જાય છે ને સ્વભાવના નાના ને મોટા, સ્થૂળ કે સૂક્ષ્મ પ્રત્યેક પાસામાં તેનો પ્રભાવ પ્રકટ થાય છે. એવી સાધના ને સાધનાની એવી સ્થાયી તેમ જ સર્વવ્યાપક અસરથી જ માણસને સાચા અર્થમાં લાભ થાય ને તેનું જીવન ધન્ય ને જાજ્વલ્યમાન બની ઊઠે. એવી જ સાધનાની હિમાયત આપણે ત્યાં કરવામાં આવી છે. શક્તિસંચારની પ્રક્રિયા પણ એવી જ સાધનામાં માનનારા ને આગળ વધેલા ઉત્તમ કોટિના સાધકને માટે જ નક્કી કરવામાં આવી હતી. એ પ્રક્રિયાના પ્રયોગથી આગળ વધેલા સાધકનો આત્માનુભવ અથવા સમાધિની સિદ્ધિનો રહ્યોસહ્યો અંતરાય દૂર થતો ને સાધક બધી રીતે સંપૂર્ણતાએ પહોંચી જતો. જેમજેમ વખત વીતતો ગયો તેમતેમ, જેમ બીજી વસ્તુઓના સંબંધમાં બન્યું છે તેમ આમાં પણ થયું ને શક્તિપાતના પ્રયોગો ગમે તેવા માણસો તરફથી ને ગમે તેવા માણસો માટે થવા માંડ્યા. તેનું આદર્શ ધોરણ અખંડ ન રહી શક્યું. આ ને એવાં કેટલાંક

બીજા કારણોને લીધે તેની મહત્તા ઓછી થતી ગઈ. આજે એનો ઉલ્લેખ કોઈ જાદુગરી વિદ્યાની જેમ કેટલેક ઠેકાણે થઈ રહ્યો છે તેનું કારણ આ જ છે.

શક્તિસંચારની એ શક્તિ અત્યંત ઉત્તમ, આદર્શ ને આવકારદાયક છે એમાં જરાય સંદેહ નથી. માનવ પોતાની સુષુપ્ત શક્તિનો વિકાસ કરીને એવી અસાધારણતા પ્રાપ્ત કરી લે ને બીજાને મદદરૂપ થવા માટે તે શક્તિનો પ્રયોગ અથવા સદુપયોગ કરે. તે વાત તેના આત્મિક વિકાસની દૃષ્ટિથી જોઈએ તો ઓછી ગૌરવ લેવા જેવી નથી. પોતાનો વિકાસ કરીને તે એવી ઉત્તમ અવસ્થાને મેળવી શકે છે તે ખરેખર અભિનંદનીય છે. આધ્યાત્મિકતાના ઇતિહાસનું એ એક અત્યંત સુંદર, મૂલ્યવાન ને ઉજ્જવળ પાનું છે.

છતાં આપણે કહીશું કે તેવી શક્તિનો મોહ નકામો છે. સાધનાના વિકાસમાં તે સહજ રીતે જ આવી મળે તેની હરકત નહિ પરન્તુ તે માટે ફાંફાં મારવાની ને તેને છે તેથી વધારે મહત્ત્વ આપીને તેના મોહમાં પડીને જીવનના ધ્યેયને ભૂલવાની વાત બરાબર નથી. મોહ એક પરમાત્માનો જ હોવો જોઈએ. પરમાત્માની વધારે ને વધારે પાસે પહોંચવા માટે જ સાધકનો સતત પ્રયાસ હોવો જોઈએ. તેની સાથેસાથે સાધનાની મદદથી જીવનના આમૂલ પરિવર્તનને સિદ્ધ કરવા તરફ તેનું ધ્યાન હોવું જોઈએ. જે વિકાસ થાય તે સહજ થઈ જવો જોઈએ ને જીવનમાં તદ્દન ભળી જવો જોઈએ. સાધનાની અસર ફુલાવેલા ફુગ્ગા જેવી ન હોવી જોઈએ. તેવી અસર માત્ર કામચલાઉ હોય છે ને થોડા વખત પછી દૂર થાય છે. તે અસર કાયમની હોય તે જરૂરી છે. તો જ જીવન કાયમને માટે આનંદમય બની શકે. સાધનાનો વિકાસ ધીરે થાય તો ભલે, પણ તે વિકાસ કામનો, કાયમી ને ચોક્કસ હોવો જોઈએ. ધ્યાનની પ્રગતિમાં પણ ભલે ધીમેધીમે ને ક્રમેક્રમે આગળ વધાય. તેમાં એકદમ ઉતાવળ કરીને આખું ફળ એકી સાથે ગળી જવાના

મનોરથ કરવાની જરૂર નથી. તેવા મનોરથની વૃત્તિ કેટલીક વાર નુકસાનકારક નીવડે છે.

[૨૬] ધ્યાનના અનુભવ વિશે

ધ્યાનની સાધનામાં આગળ વધનારા સાધકને કેવાકેવા અનુભવો થાય છે? ઋષિ કહે છે કે ધ્યાનના એ યોગની શરૂઆતમાં ઝાકળ, ધુમાડો, સૂર્ય, વાયુ, અગ્નિ, વીજળી, આગિયો, સ્ફટિકમણિ ને ચંદ્ર જેવાં રૂપો દેખાય છે. એનો અર્થ એવો નથી કે ધ્યાનના દરેક સાધકને એ જ જાતના અનુભવો થતા હોય છે. અહીં તો ઋષિએ પોતાનો અનુભવ કહી બતાવ્યો છે ને પોતાના જેવા અનુભવમાંથી પસાર થયેલા સાધકોની વાતને વાચા આપી છે. બાકી પોતપોતાની વિશિષ્ટ પદ્ધતિ પ્રમાણે દરેકને એવા અથવા તો એવાં જ બીજાં રૂપોના દર્શનના અનુભવ થયા કરે છે. કોઈને ધ્યાનની અવસ્થામાં દૈવી મંત્રોનો લાભ મળે છે તો કોઈને કોઈ મહાપુરુષોના દર્શનનો આનંદ. ભૂતભાવિના જ્ઞાનની પ્રાપ્તિ પણ કોઈને થતી હોય છે. કોઈ જ્યોતિનું દર્શન કરે છે તો કોઈ સાધક કોઈયે પણ પ્રકારના વિશેષ દર્શનના લાભ વિના એ વખતે કોઈ અવર્ણનીય અનેરા આનંદ ને અસીમ શાંતિનો અનુભવ કરે છે. ધ્યાનમાં થનારા અનુભવો એ રીતે અનેક જાતના હોઈ શકે છે. પરંતુ એક વાત સાચી છે કે સાધકે એવા રૂપદર્શનના અથવા બીજા અનુભવોના પ્રવાહમાં તણાઈને તેમાં જ ડૂબી જવું ન જોઈએ ને તેમને સર્વસ્વ માનીને તેટલાથી જ સંતોષ માનીને અટકી જવું પણ ન જોઈએ. ધ્યાનનો અભ્યાસ તેણે ચાલુ જ રાખવો જોઈએ. તેમ કરતાંકરતાં તેનું શરીરભાન ચાલ્યું જશે ને પૂર્ણ શાંતિથી સંપન્ન થઈને પરમાત્માનો પોતાની અંદર અનુભવ કરીને પોતાની બહાર પણ બધે જ પરમાત્માના પરમ પ્રકાશની ઝાંખી કરશે. એ રીતે તેનું જીવન ધન્ય થશે. પરમાત્માની એવી અનુભૂતિનો ને એને પરિણામે ઉત્પન્ન થનારા અભેદભાવથી મળતી જીવનની ધન્યતા જ મહત્ત્વની છે. કોઈ સાધક તેના તરફ આંખમીંચામણાં કરે કે ઉદાસીન બને તે સારું

ન કહી શકાય. સાધક કેટલા કલાક ધ્યાનમાં બેસે છે કે કેટલા દિવસ જમીનમાં દટાઈને કે જમીનની ઉપર સમાધિ લે છે તે વાતને વધારેપડતું મહત્ત્વ આપવાની જરૂર નથી; તેના પરથી તેની સાધનાની સફળતા ને જીવનની ધન્યતાનું માપ નથી કાઢી શકાતું. તે ધ્યાન અથવા તો સાધનાની દશામાં કેટલાં બધાં રૂપોને જોયા કરે છે તેના પરથી પણ તેની સાધનાની ઉત્તમતા નથી અંકાતી. તેને માટે તો તેના જીવનને જોવું પડે છે, મનને તપાસવું પડે છે, ને તેના દિલની દુનિયામાં ડોકિયું કરવું પડે છે. સાધનાની અસર તેના તન, મન ને અંતર પર કેવી થાય છે તે જોવાની જરૂર પડે છે અથવા તેનો વિચાર પણ કરવો પડે છે. ને તેવો વિચાર જ વધારે મહત્ત્વનો છે. ધ્યાન કરતી વખતે તો સાધકનું મન બાહ્ય રીતે કામ કરતું અટકી જાય છે ને તેની ઇન્દ્રિયો પણ શાંત થાય છે પણ ધ્યાન સિવાયના બીજા સમયમાં પણ તેની શાંતિ, સ્થિરતા, તટસ્થતા, નિર્વિકારિતા ને પ્રસન્નતા તથા પ્રભુમયતા ટકી રહેવી જોઈએ. એ બધું અત્યંત અગત્યનું છે, ને સાધકના વિકાસ વિશે ચોક્કસ અભિપ્રાય આપતાં પહેલાં એનો વિચાર કરવો તદ્દન જરૂરી થઈ પડે છે.

## [૨૭] દિવ્યતાની પ્રાપ્તિ

ઋષિ એક બીજી મહત્ત્વની વાતનો ઉલ્લેખ કરે છે. તેનો ઊંડો વિચાર પણ આપણે કરી લઈએ. તે કહે છે કે ધ્યાનમાં આગળ વધવાથી પંચમહાભૂતોનો વિજય થાય છે. પૃથ્વી, પાણી, પ્રકાશ, પવન ને આકાશ પર યોગીનું પ્રભુત્વ થઈ જાય છે. તેમના પર યોગીની ઇચ્છાનો અમલ થાય છે. તેનો બીજો કામચલાઉ ને સાધારણ અર્થ એવો પણ લઈ શકાય કે પંચમહાભૂતથી બનેલા શરીર પર યોગીનો કાબૂ થાય છે. તે શરીર શુદ્ધ થાય છે, સુદૃઢ થાય છે, શક્તિશાળી બને છે ને યોગીના માર્ગમાં કદી અંતરાયરૂપ નથી થતું. સાધનાની સફરમાં સફળતાપૂર્વક આગળ વધેલા યોગીના શરીરમાં એક જાતની સુવાસ પ્રકટ થાય છે; તેના રોમેરોમમાંથી

જાણે કે સુવાસ છૂટે છે; તેના પ્રત્યેક પરમાણુમાંથી અલૌકિક અમૃત-રસ ઉત્પન્ન થાય છે. તે રસ તેની આંખમાં ને તેના શબ્દમાં – તેના સ્પર્શમાં ને સંકલ્પમાં ફરી વળે છે. તેથી જ તેવા ઉત્તમ કોટિના યોગીની દૃષ્ટિ અનેકને શાંતિ ને પ્રેરણાની સામગ્રી પૂરી પાડે છે ને મંત્રમુગ્ધ કરે છે; તેના સ્પર્શની સુધામયતાથી અનેકના તન, મન ને અંતરમાં પલટા થાય છે તેમ જ તાજગી, શાંતિ, શક્તિ ને પ્રસન્નતા ફરી વળે છે; ને તેના સુમધુર ને રહસ્યમય સ્વરનો લાભ લઈને અનેક મુરઝાયેલાં મન ને કરમાયેલાં કાળજાં કોમળ બને છે; અનેકને તેની મારફત મદદ ને તાકાત મળે છે. તેની દૃષ્ટિ કેટલી બધી નિર્મળ, ગહન ને પ્રેમમય હોય છે તે યથાર્થ રીતે કોણ કહી શકે? તે દૃષ્ટિ, તે સ્પર્શની પદ્ધતિ ને તે સુધામય સુરાવલિમાં જાદુ હોય છે; જે પરિચયમાં આવે તેને તે પ્રભાવિત કરે છે, મુગ્ધ કરે છે, ને તેના પર કામણ કરે છે. પોતાની પ્રાકૃત ને તદ્દન સાધારણ ભૂમિકામાંથી ઉપર ઉઠાવીને માણસ જ નહિ પરંતુ જીવમાત્રને તે મંગલ, ઉત્તમ ને અસાધારણ કરે છે, એટલું જ નહિ, પરમાત્માની પાસે પહોંચાડીને જીવનની ધન્યતા ને મુક્તિનો આનંદ આપે છે. મહાપુરુષો ને સમર્થ યોગીવરોની શક્તિ એવી લોકોત્તર, અનેરી ને આશીર્વાદરૂપ હોય છે. તેવા પુરુષો પછી બાહ્ય રીતે શાંત બનીને બેસી રહે તોપણ, પોતાની કોલાહલરહિત, શાંત ને એકાંત જગામાં બેસીને પણ, પોતાની આગવી રીતનો આધાર લઈને, પોતાના સત્ય સંકલ્પ ને વચન વગેરેની મદદથી અનેકને મદદ કરે છે ને કરોડોના જીવનમાં ક્રાંતિ કરે છે. તેવા મહાયોગી દેશ ને દુનિયાની બધા મોટી ને સર્વોપયોગી સમસ્યાઓમાં સક્રિય રસ લે, દેશ ને દુનિયાના રાજકારણ, ધર્મ તેમ જ સામાજિક સેવાના ક્ષેત્રને પોતાની દોરવણી ને શક્તિનો લાભ આપે, તો સંસારને ઘણી મોટી મદદ મળે; તે પ્રશ્નોને સરળતા ને સફળતાથી ઉકેલવામાં તે મોટામાં મોટા આશીર્વાદરૂપ બની શકે, ને પૃથ્વીમાં પ્રગતિના એક નવા પ્રભાતને પ્રકટાવી દે. ભગવાન

શ્રીકૃષ્ણનું જીવન એવા જ એક પૂર્ણ પુરુષની સેવાનું આદર્શ જીવન હતું. તે પછી સંસારને કોઈ એવું બીજું ઉદાહરણ જોવા નથી મળ્યું. ગાંધીજીએ એક મહાન ને સફળ પ્રયોગ કર્યો ખરો; માનવજાતિના ઇતિહાસમાં તેનું મૂલ્ય ઘણું મોટું કહેવાય; પરંતુ કૃષ્ણની જેમ તે પૂર્ણ પુરુષ ન હતા. તેમનું કર્મ પૂર્ણતા પછીનું નહિ પણ પરમાત્મા અથવા પૂર્ણતાના અનુભવ માટેનું હતું. અરવિન્દે તે ભાવનાની રજૂઆત જરૂર કરી; તેની સિદ્ધિ માટે પ્રયાસ પણ કર્યો; પરંતુ પૂર્ણ યોગના સફળ સ્વામી તરીકે તેમની ભાવનાઓને સાકાર કરનારા સક્રિય નેતા તરીકે તેમના ને બીજાના માનેલા રૂપમાં આપણે તેમને જોઈ શક્યા નહિ. એટલે એક પૂર્ણ યોગી દેશ ને દુનિયાના પ્રશ્નોમાં જાહેર રીતે સક્રિય રસ લે ને મદદ કરે એ વાત ઘણી સુંદર ને આવકારદાયક હોવા છતાં હજી અમલ વિનાની એમ ને એમ જ રહી છે. માનવજાતિ તેની સફળતા બતાવનારા મહાપુરુષને હજી જોઈ શકી નથી. પણ જોશે ને તેનો યશ કોઈ ને કોઈ મહાપુરુષને મળશે જ એ નક્કી છે. કેમ કે સંકલ્પ થઈ ચૂક્યો છે; યોજના થઈ ચૂકી છે; તેની પાછળ કોઈ સાધારણ કે અસાધારણ માનવનો નહિ પણ ઈશ્વરનો જ હાથ છે. માનવ તો તેના હાથમાં હથિયાર માત્ર છે. ને તેવાં તો હજારો હથિયાર ઘડીના છઠ્ઠા ભાગમાં ઈશ્વરની ઇચ્છાથી ઉત્પન્ન થઈ શકે છે. તે જરૂર તેની યોજનાને પરિપૂર્ણ કરશે. ને યોગ્ય સમયે ને યોગ્ય — તેની પસંદગીની યોગ્ય વ્યક્તિ દ્વારા સફળ કરશે. સંસારના મંગલને માટે તેની જરૂર છે.

[૨૮] અખંડ યૌવન, નીરોગીતા ને મૃત્યુંજયતાની સિદ્ધિ

સાધનાની સફળતાનું વધારે વિગતવાર વર્ણન કરતાં ઉપનિષદના અનુભવસંપન્ન ઋષિ કહે છે કે સાધનાની મદદથી યોગીનું શરીર યોગાગ્નિથી પ્રદીપ્ત બની જાય છે. તેવો મહાન યોગી ઘડપણ, રોગ ને મૃત્યુ પર સંપૂર્ણ વિજય પ્રાપ્ત કરી લે છે. મતલબ કે તેવા યોગીને પછી વૃદ્ધાવસ્થા નથી આવતી. તે

અખંડ યૌવનવાળો બની જાય છે. રોગ તેને સતાવતા નથી. એટલે કે તેને કાયમી નીરોગિતાની પ્રાપ્તિ થાય છે ને તે અમૃતમય બની જાય છે. તેની ઇચ્છા ન હોય ત્યાં સુધી મૃત્યુ તેના શરીરને સ્પર્શી શકતું નથી. તે ઇચ્છામૃત્યુની શક્તિવાળો ને મહામૃત્યુંજય બની જાય છે. જેટલા વખત સુધી ઇચ્છે ત્યાં સુધી તે વર્તમાન શરીરથી રહી શકે છે. અમર અથવા મૃત્યુંજય થવાના એ આદર્શની સિદ્ધિ ભારતના મહાન ઋષિવરોએ કરી હતી. જેમ ઉપનિષદમાં તેમ પાતંજલ યોગદર્શન ને હઠયોગપ્રદીપિકા જેવા ગ્રંથોમાં તેના પુરાવારૂપ સામગ્રી આપણને આજે પણ મળી આવે છે. હઠયોગમાં ને તેના પ્રમુખ પ્રતિનિધિ જેવા નાથ સંપ્રદાયમાં એને માટે ખાસ સાધનાની પ્રક્રિયાઓનો વિસ્તારથી સમાવેશ કરવામાં આવે છે. એ સાધનામાં સંપૂર્ણપણે સફળ થયેલા ગોરખનાથ, પતંજલિ ને જ્ઞાનેશ્વર જેવા બીજા અનેકાનેક યોગી પણ આ દેશમાં થઈ ગયા છે. કેટલાક લોકો કહે છે કે શરીર છે જ ક્ષણભંગુર; તેને જરા, વ્યાધિ કે મૃત્યુ આવે તોપણ શું ? આપણે આપણી આત્મનિષ્ઠામાં અડગ રહીએ એટલે થયું. તેવા વિચારના સાધકો જરા, વ્યાધિ ને મૃત્યુથી રહિત શરીરની ઇચ્છા નથી કરતા. તેમની વિચારધારા ને પદ્ધતિ પ્રમાણે તે બરાબર છે. માણસ શરીરને વશ કરવાનું ધ્યેય રાખે ને તેને માટેની સાધનામાં મશગૂલ બનીને પરમાત્માના સાક્ષાત્કારના મહત્ત્વના કામને ભૂલી જાય તો તેને શાંતિ કે સિદ્ધિ અથવા મુક્તિ ને જીવનની ધન્યતા ન મળી શકે. (પરમાત્માની પ્રાપ્તિ ને નિષ્ઠા જીવનમાં અત્યંત આવશ્યક છે.) પરંતુ તેને માટેનો જરૂરી આગ્રહ રાખીને જે સાધકો શરીરને પણ જરા, મૃત્યુ ને વ્યાધિથી રહિત કરવા માગે છે તેમની પદ્ધતિ પણ ઓછી ઉત્તમ ને આવકારદાયક નથી. માનવના સાધનાત્મક વિકાસની દૃષ્ટિએ તેનું મૂલ્ય ધાર્યા કરતાં ઘણું મોટું છે. તે માટેની સાધનાનું આપણે બધાં જ સ્થળે ને સઘળાં સંજોગોમાં સ્વાગત કરીશું. એને અભિનંદન આપીશું; એટલું જ નહિ, એને માનવતાના આધ્યાત્મિક

વિકાસની મહામૂડી માનીને એને માટે ગૌરવ પણ લઈશું. આ સંસારમાં મૃત્યુ, વ્યાધિ ને ઘડપણનું સ્થાન તદ્દન સ્વાભાવિક તેમ જ સદાનું માની લેવામાં આવ્યું છે. માનવ તેની પાસે પરવશતાનો અનુભવ કરે છે. તેનું બળ, તેની બુદ્ધિ, લાગવગ ને સંપત્તિ એમની સામે અસરકારક રીતે કામ નથી કરતી. તે બધાની આગળ તે લાચાર બની જાય છે. માણસોએ મોટે ભાગે તેમને ટાળ્યાં ન ટળે તેવાં માની લીધાં છે. તેનાથી તેમનાં શક્તિ હણાઈ જાય છે છતાં તેમને અનિવાર્ય માનીને બધા વધાવે છે. વરસોથી–કહો કે અનાદિકાળથી એ પરંપરા ચાલી આવે છે. તેમાં જે દિવસે વિરોધનો વંટોળ ઊભો થયો તે દિવસ માનવજાતિના આત્મિક સિદ્ધિના ઇતિહાસમાં ખરેખર ધન્ય ને મૂલ્યવાન હતો. એ પરંપરાની સામે સાશંક ઊભા રહીને માણસે સૌથી પહેલાં પ્રશ્ન કર્યો કે 'આ બધું શું સ્વાભાવિક ને સનાતન છે? જરા, વ્યાધિ ને મૃત્યુની પાર શું ખરેખર પહોંચી શકાય તેમ નથી?' તે જિજ્ઞાસાની શાંતિ માટે તેણે પોતાને ઠીક લાગી તેવી સાધનાનું નિર્માણ કર્યું. તેમાં વખત વીતતાં પોતાના અનુભવના આધાર પર સંશોધન કર્યું. તે સાધનામાં મનને લગાડી દઈને ક્રમેક્રમે આગળ ને આગળ પ્રસ્થાન કર્યું. ને એક બીજા ધન્ય દિવસે પોતાના ધ્યેયનું શિખર સર કર્યું. તે દિવસ તેના ને સમસ્ત માનવજાતિના ઇતિહાસમાં અમૂલ્ય ને ઉત્તમ હતો. તે દિવસે પોતાની સાધનાનું સરવૈયું શિષ્યો, સાધકો ને તેમની મારફત સમસ્ત સંસારની સામે રજૂ કરતાં તેણે દૃઢ ને નિર્ભીક શબ્દોમાં જાહેર કર્યું કે 'ભાઈઓ, ડરવાની જરૂર નથી. મૃત્યુ, વ્યાધિ ને જરાને સહજ સ્વાભાવિક માની, તેમની આગળ અપંગતા ને પરવશતાનો અનુભવ કરીને, તેમને મૂંગે મોઢે, પસંદ ન હોય તોપણ, સ્વીકારી લેવાની જરૂર નથી. તેનો ઈલાજ છે. તે ઈલાજ મેં શોધી કાઢ્યો છે. તમે પણ તેનો લાભ લઈ શકો છો. ને જે ધારે તે બધા તેનો લાભ લઈને ધન્ય બની શકે છે. જરા, વ્યાધિ ને મૃત્યુના શાસનમાંથી માનવ છૂટી શકે છે.

એની અસરમાંથી મુક્તિ મેળવી શકે છે. ને પ્રકૃતિ ને તેમાંથી ઉત્પન્ન થયેલા શરીરનો સ્વામી બની શકે છે,' એ ધન્ય દિવસ ને તે ધન્ય પળે, ધન્ય ઘડીએ, માનવે ઉચ્ચારેલી ધન્યતાની એ મહાન વાણીને આપણે ઓછા મહત્ત્વની ન માની શકીએ. શરીરની ક્ષણભંગુરતાનો વિચાર કરવા છતાં માનવે શરીર પર મેળવેલા વિજયની એ મહાકથાને આપણે નગણ્ય ન ગણી શકીએ. દરેક વિચારધારાને પોતાનું મહત્ત્વ તેમ જ પોતાનો ઇતિહાસ હોય છે. ને તેને સહાનુભૂતિથી જોતાં શીખવાની જરૂર છે. માનવપ્રગતિનાં બધાં લક્ષ્યોનું પોતપોતાના સ્થાનમાં નિરાળું મહત્ત્વ છે એ વાત આપણે ભૂલવી ન જોઈએ.

એટલે જ હું કહું છું કે નીરોગી, મૃત્યુંજય ને અખંડ યૌવનવાળા થવાની ભારતીય સાધનાની દૃષ્ટિ અત્યંત ઊંચી છે, ને તેને માટે આપણે ગૌરવ લઈ આપણા પ્રાતઃસ્મરણીય ઋષિવરોને ધન્યવાદ આપવા જોઈએ. તે દૃષ્ટિ શરીરની મમતા અથવા આસક્તિના ભાવમાંથી ઉત્પન્ન થયેલી ન હતી, પરંતુ શરીરની સુદૃઢતા ને ઉત્તમ કામોને માટે શરીરને વધારે ને વધારે વખત સુધી ટકાવી રાખવાની તથા પ્રકૃતિની પરવશતામાંથી બધી રીતે મુક્તિ મેળવવાની મજબૂત વૃત્તિ, ભાવના કે વિચારધારામાંથી જન્મેલી હતી. તેને મોટેની સાધનામાં ગળાબૂડ ડૂબીને પરમાત્માની અનુભૂતિ અથવા નિષ્ઠાને ભૂલવાનો પણ તે મહાન ઋષિવરોનો આશય નહોતો; પરંતુ પરમાત્માની પ્રાપ્તિની સાથેસાથે તે શરીરના એવા વિજયને મહત્ત્વનો માનતા હતા. સાધનાના વિકાસકાળ દરમિયાન તેમને કેટલીક વાર સ્વાભાવિક રીતે જ, ને કોઈ જાતની વિશેષ મહેનત વિના જ, શરીરની તેવી સિદ્ધિની પ્રાપ્તિ થતી હતી.

ગમેતેમ પણ અખંડ યૌવન, નીરોગીતા ને મૃત્યુંજયતાની આ સિદ્ધિ ઘણી મોટી છે; તેને ભારતીય સંસ્કૃતિની એક મહાન વિશેષતા ને તેજસ્વી સિદ્ધિ કહી શકાય તેમાં શંકા નથી. જે લોકો

એમ માને છે કે ભારતવર્ષમાં એને માટેના સફળ સાધનાત્મક પ્રયોગો નહોતા થયા, તેવી સાધનાનો વિચાર જ કોઈને સૂઝેલો નહિ, ને સૂઝેલો તો તે અધૂરો રહેલો; તે માટે નવેસરથી જ વિચાર કરવામાં આવ્યો છે ને અમારી સાધના કે ફિલસૂફીની એ એક મહાન અભૂતપૂર્વ વિશેષતા છે, તેમની વાત સાથે આપણે સંમત થઈ શકતા નથી. ભારતીય સાધના ને તેની ઉજ્જ્વળ સિદ્ધિ કે કારકીર્દિ વિશેની તેમની માહિતી અધૂરી છે અથવા પોતાની વિશેષ પ્રતિષ્ઠા અથવા બીજા કોઈ હેતુ માટે તે માહિતીને તે બીજા રૂપે રજૂ કરી રહ્યા છે એમ માનવું જોઈએ. આ દેશની પ્રાચીન સંસ્કૃતિ ને સાધનાને એથી અન્યાય થાય છે. એ સાધના ભુલાઈ ગઈ છે ને લુપ્ત થઈ ગઈ છે એ સાચું છે. પણ તેનો આત્મા અમર છે. એની આસપાસ આપણે કોઈ નવા વિચાર કે સાધનાશરીરની રચના કરીએ તે ભલે, પરંતુ મૃત્યુંજય થવાની એ ફિલસૂફી તો એવી જ પ્રાચીન રહેવાની. શ્વેતાશ્વતર ઉપનિષદમાં બીજા અધ્યાયનો બારમો શ્લોક એ મહાન ફિલસૂફી, એને માટેની માનવીની મહાન સાધના, એ સાધનાને છેવટે સાંપડેલી સફળતા ને તે મહાન સફળતાની તેવી જ મહાન સરળ, નીડર ને પ્રામાણિકપણે કરવામાં આવેલી જાહેરાતનો એક મહાન નમૂનો અથવા દસ્તાવેજી પુરાવો છે. ભારતીય સાધનાનું જયગાન કરતો એ શ્લોક હજારો વરસોથી એક મહાન મૂડી અથવા પ્રાચીન પેઢીએ અર્વાચીન પેઢીને આપેલી એક મહાન થાપણના રૂપમાં એવો ને એવો જ અખંડ રીતે ચાલ્યો આવે છે. આ રહ્યો એ શ્લોક ને એનો ભાવાર્થ—

पृथ्व्यप्रेजोनिलखे समुत्यिते
पंचात्मके योगमुणे प्रवृत्ते ।
न तस्य रोगो न जरा न मृत्युः
प्राप्तस्य योगाग्निमयं शरीरम् ।।

ઉ. અ. ૨૫

'જ્યારે યોગની સાધનાની મદદથી અથવા તો ધ્યાનની મદદથી પૃથ્વી, પાણી, પ્રકાશ, પવન ને આકાશ એ પંચમહાભૂતો વશ થાય છે, ને શરીરની અંદર ગંધ, રસ, રૂપ, સ્પર્શ ને શબ્દરૂપ પાંચ દિવ્ય ગુણો પ્રકટ થાય છે, ત્યારે યોગીનું શરીર યોગાગ્નિના પ્રભાવથી પ્રકાશિત બની જાય છે. તેવા મહાન યોગીને રોગ, ઘડપણ કે મરણનો સ્પર્શ નથી થઈ શકતો. તેવો યોગી અખંડ યૌવન, અમરતા ને નિરોગીતાથી સંપન્ન થઈ જાય છે.' એ આખોયે શ્લોક ને એમાંયે ખાસ કરીને બીજી લીટી યોગ ને તેની સાધના વિશે ઘણીઘણી નવી ને મહત્ત્વની વાતો કહી જાય છે. બીજી લીટી તો એક સનાતન સિદ્ધાંત જેવી થઈ પડી છે, તે ખાસ યાદ રાખવા જેવી છે. ઉપનિષદના સુંદર ને વિશાળ સાહિત્યની કેટલીક વિરલ ચિરસ્મરણીય પંક્તિઓમાં તેનું આગવું સ્થાન છે તેમાં સંદેહ નહિ.

## [૨૯] જન્મનો ઉલ્લેખ કેમ નહિ ?

એકાદ બે અગત્યના મુદ્દા આ મહત્ત્વના શ્લોકમાંથી ઊભા થાય છે. તેનો વિચાર પણ એના અનુસંધાનમાં જ કરી લઈએ. વાત એ છે કે એ શ્લોકની પેલી સનાતન સૂત્ર જેવી છેલ્લી લીટીમાં ક્યાંય જન્મનો ઉલ્લેખ નથી. યોગીને ઘડપણ નથી આવી શકતું, રોગની અસર ને રોગ નથી આવતા, તેમ જ મૃત્યુથી પણ તે મુક્તિ મેળવે છે. પરંતુ તે જન્મથી પણ મુક્તિ મેળવે છે એ વાતનો ઉલ્લેખ કે નિર્દેશ પણ એ પંક્તિમાં ક્યાંય કરવામાં નથી આવ્યો. કોઈ કહેશે કે મૃત્યુમાંથી માણસ મુક્તિ મેળવે એટલે જન્મમાંથી પણ મેળવે જ છે. જન્મ ને મૃત્યુ પરસ્પર સંકળાયેલાં ને સાપેક્ષ છે તેથી બંનેનો ઉલ્લેખ તેમાંથી એકાદના ઉલ્લેખમાં આવી જ જાય છે. તેમની વાત સાથે કંઈક અંશે સંમત થવા છતાં તેનો વિચાર આપણે જરા જુદી રીતે જ કરીશું. મને લાગે છે કે એ શ્લોકપંક્તિમાં જરા, વ્યાધિ ને મૃત્યુની સાથે જન્મનો ઉલ્લેખ નથી થયો તેમાં એક નોંધપાત્ર કારણ છે. વૈદિક કાળના ભારતીય ઋષિ-

વરો આ જગતને છેક ઝેર જેવું ને આ મહાન જગતમાંના જન્મને બધાં જ દુ:ખ તેમ જ બંધનનું કારણ ને ધિક્કારપાત્ર નહોતા સમજતા. આ જીવન ને જન્મ ઝેરી છે માટે તેનાથી કાયમને માટે છૂટવા જેવું છે એવી નિરાશાવાદી તિરસ્કારવાળી ફિલસૂફીમાં તે માનતા નહિ. તે તો જીવન ને જગતને પૂર્ણરૂપે પ્રેમ કરતા; તેને પરમાત્માની પરમ અભિવ્યક્તિ માનીને આવકારતા ને ચાહતા તેમ જ તેનો લેવાય તેટલો રસ તદ્દન તટસ્થ રીતે લેવામાં પણ માનતા. જીવન તેમને મન એક મહામૂલી ને અલૌકિક વસ્તુ હતી; પૂર્ણ ને મુક્ત જીવનની પ્રાપ્તિની એક મહાન તક હતી; તે માટેની જરૂરી સાધનાની અધિષ્ઠાત્રી હતી; પરમાત્માની અનુભૂતિ માટે તેને ને અત્યંત આવશ્યક માનતા. બીજાની ઉન્નતિ કે સુખાકારીનાં કામ કરવા માટે પણ તે દીર્ઘાયુની કામના કરતા. અપૂર્ણતાની અવસ્થામાં પૂર્ણતાની પ્રાપ્તિ માટે જીવનની જરૂર હતી, ને પૂર્ણતાના પૂરા આસ્વાદ માટે તેમ જ પૂર્ણતા પછીના લોકસેવાના સત્કર્મરૂપી યજ્ઞ માટે તે જ જીવન એક જરૂરી સાધન હતું. તેથી પૂર્ણ કે અપૂર્ણ અશાંત કે શાંત કોઈ પણ અવસ્થામાં જીવનને નફરત, ભાર અથવા અભિશાપની નજરે જોવાની ને તેને પરિણામે તેનાથી દૂર ભાગવાની ને તેને ધિક્કારવાની વાત તેમને પસંદ ન હતી. તેવી પદ્ધતિના તે પુરસ્કર્તા કે હિમાયતી ન હતા. તેને લીધે જ તે જન્મનો વિરોધ કરતા નહિ ને જીવનનો અંત આણવાની વાતમાં પણ નહોતા માનતા. મૃત્યુ, વ્યાધિ, તેમ જ વૃદ્ધાવસ્થાના સ્વામી થઈને લાંબામાં લાંબા સમય સુધી પૂર્ણ, શાંત, સુખી, પ્રભુમય, સેવામય ને મુક્ત જીવન જીવવાનું તેમને પસંદ હતું. એકલા દીર્ઘ જીવનની નહિં પણ સત્ત્વથી ભરેલા મુક્ત ને દીર્ઘ જીવનના તેમને ઝંખના હતી. મૃત્યુથી તે ડરતા નહિ પણ તેને વશ કરવામાં માનતા; જીવનની તેમને મમતા અથવા આસક્તિ પણ ન હતી; પરંતુ તેની મહાન શક્યતાઓને લીધે તેને તે સહજ સ્નેહની નજરે જોતા ને તેનો વધારે ને વધારે લહાવો લૂંટીને તે દ્વારા પોતાની જાતને ને બીજાને વધારે ને વધારે મદદરૂપ થવામાં માનતા. એટલા માટે જ તેમણે

જન્મનો કદી વિરોધ નથી કર્યો; જન્મને ભૂલેચૂકે પણ અભિશાપરૂપ, દુઃખમય ને ઝેરી નથી માન્યો. ને જીવનને નડતરરૂપ માનીને તેમાંથી છૂટવાના વિચારને પણ પ્રમુખ નથી માન્યો. આપણે જે શ્લોક-પંક્તિની વાત કરીએ છીએ તેમાં તેટલા માટે જ, જન્મ અથવા તો જીવનથી અલગ થવાનો ઉલ્લેખ નથી કરવામાં આવ્યો. તેની પાછળ ઉપનિષદકાળની આ મહાન ભારતીય જીવનદષ્ટિ કામ કરી રહી છે. તેને સારી પેઠે સમજી લેવાની જરૂર છે. ભારતની જીવન-દષ્ટિ આ જ છે. એની આ મહત્ત્વની ખૂબી છે. તેને જે સમજી શકશે તે આ શ્લોકપંક્તિના ભાવને બરાબર સમજી લેશે.

આવી મહાન ને ઉત્તમ જીવનદષ્ટિ વખતના વીતવા સાથે ધીરેધીરે ફેરવાતી ગઈ. કેટલાંક કારણોને લીધે તેમાં જુદી જાતના ને નિરાશાજનક વિચારો પ્રવેશવા લાગ્યા ને છેવટે દુઃખવાદ, જીવન પ્રત્યેની ઉદાસીનતાના વાદ ને તિરસ્કારવાદે તેનું સ્થાન લીધું. પરિણામે તેનું સ્વરૂપ અત્યંત વિપરીત ને તેનું માળખું મલિન બની ગયું. બુદ્ધ ને શંકરના સમયથી એની શરૂઆત થઈ ને મધ્યયુગમાં તો તેની પરિસીમા આવી ગઈ એમ કહીએ તો ચાલે. બાહ્ય ત્યાગ, જીવન ને જગત તરફ ઉદાસીનતા ને ઘૃણા તેમ જ જન્મને બધાં જ દુઃખદર્દનું એકમાત્ર કારણ માનીને જન્મનો અંત આણવાની વિચારધારા દેશમાં બધે ફેલાઈ ગઈ. એની અસરમાંથી સમાજને હજી પણ મુક્તિ નથી મળી. પરિણામે ધર્મ ને તત્ત્વજ્ઞાનની દષ્ટિએ દેશને પારાવાર નુકસાન થયું છે. દેશની ચિંતન — આધ્યાત્મિક ચિંતનની કરોડ તૂટી ગઈ છે એમ કહીએ તો ચાલે. જીવનનો આનંદ ઓસરી ગયો છે, ને જન્મની મહત્તા ને અસાધારણતા ભુલાઈ રહી છે. આ દુઃખદ પરિસ્થિતિનો અંત લાવવાની ને જીવનને વધારે ને વધારે આનંદમય ને મહોત્સવસમું માનીને શાંતિ, ઉત્સાહ ને પ્રસન્નતાથી ઉત્તમ હેતુ માટે જીવવાની જરૂર છે.

[૩૦] ધ્યાનથી અખંડ યૌવન મળે ખરું?

બીજી વાત પણ વિચારી લઈએ. આપણે વર્ણવેલા શ્લોકનો વિચાર કરવાથી કોઈને એવો પ્રશ્ન પણ થઈ શકે છે કે એ શ્લોકમાં યોગીને મળતી જે સિદ્ધિઓનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે તે સિદ્ધિઓ એકલા ધ્યાનથી મળે ખરી કે તેને માટે કોઈ બીજી અંતરંગ ને આનુષંગિક સાધનાનો આધાર પણ લેવો પડે? ધ્યાનની સાધનાથી શરીર નીરોગી બની શકે, આત્મદર્શન જેવા અનુભવને લીધે અમરતા પણ મળી શકે કે ઇચ્છામૃત્યુ પણ થઈ શકે, પરંતુ અખંડ યૌવન કેવી રીતે મળી શકે? કેટલાક લોકો શરીરે યુવાન હોય છે પણ મનથી વૃદ્ધ. કેમ કે તેમના વિચાર ને ભાવ તેવા જ કરમાઈ ગયેલા ને નિર્બળ હોય છે. જ્યારે બીજા કેટલાકનું શરીર વૃદ્ધ દેખાય છે પરંતુ તેમનું મન ને અંતર તપાસીએ તો તેમને માટે આપણને માન ઉત્પન્ન થાય ને તે ખરેખરા યુવાન છે એમ જ લાગે. તેમનો ઉત્સાહ, તેમની સ્ફૂર્તિ, કામ કરવાની ધગશ, હિંમત, મહત્ત્વાકાંક્ષા ને તેમના વિચાર યુવાવસ્થાને છાજે તેવા જ હોય. તેમની રસિકતા પણ એવી જ અનેરી ને અભિનવ કહી શકાય તેવી હોય છે. તેવા માણસોને જોઈને આપણને જરૂર થાય કે તેમને અખંડ યૌવન મળ્યું છે. સાધનાની મારફત તેવું યૌવન મેળવવાની ઇચ્છા હોય તો તે ધ્યાનની મદદથી જરૂર મળે. ઉપનિષદ એ જ જાતના અખંડ યૌવનમાં માનતું હોય તો જુદી વાત છે. પરંતુ મને લાગે છે કે ઉપનિષદના ઋષિએ માનેલું, ચાહેલું, ઇચ્છેલું ને સાધેલું યૌવન તેવું નથી. તે મનનું જ નહિ, તનનુંય છે. તેને માટે ધ્યાન સિવાયની બીજી અંતરંગ સાધનાનો આધાર લેવો પડે—કોઈ બીજી વિશેષ પ્રક્રિયા કરવી પડે, એ દેખીતું છે. મુખ્ય સાધના ધ્યાનની હોય તે તો સાચું જ, પરંતુ ગૌણ તરીકે બીજી હોઈ શકે. આપણે એવી યુવાનીને જ ચાહીશું, આવકારીશું ને આદર્શ માનીશું. મન તો તેમાં યુવાન બન્યું જ હશે; મનની સ્ફૂર્તિ, પ્રસન્નતા, શાંતિ ને આનંદમયતા તેમાં ઉચ્ચોચ્ચ

સીમાએ પહોંચી જ હશે, પરંતુ તનની ક્રાંતિ પણ તેમાં સહજ બની હશે. વૃદ્ધાવસ્થાની અસરથી શરીર પણ સંપૂર્ણપણે છૂટી ગયું હશે. શરીર પરનો એવો વિજય મન ને ઇન્દ્રિયોના વિજય અથવા સંયમથી સંપન્ન બને તો જીવન ખરેખર જીવવા જેવું, અભિનંદનીય ને આદર્શ બને. એવું જીવન કોઈ અનોખું જ હોય. એવા ઉત્તમ જીવનની પ્રાપ્તિ માટે જ ભારતના ઋષિઓએ ભારે સંશોધન કર્યું છે, તપ કર્યું છે, ને છેવટે તેને માટેની ચોક્કસ ને સફળ સાધનાનું રેખાચિત્ર પણ દોરી બતાવ્યું છે. એમની એ લોકોત્તર સાધના ને સિદ્ધિ માટે આપણે એમના ખરેખર ઋણી છીએ — સમસ્ત સંસાર એ માટે એમનો ઋણી છે તેની ના નહિ. યોગની સાધનાની સાથે આ દેશમાં જે આયુર્વેદની પદ્ધતિ પ્રચલિત થઈ હતી તેમાં પણ ચિરયૌવનની પ્રાપ્તિને માટે વિચાર ને પ્રયાસ કરવામાં આવ્યો હતો તે કોઈએ ભૂલવું ન જોઈએ. તે પ્રયાસ સફળ થયો કે નહિ ને થયો તો કેટલે અંશે તેનો ખ્યાલ જૂના આયુર્વેદના ગ્રંથો પરથી આવી શકે છે. રોગ ને વૃદ્ધાવસ્થા બન્ને પર વિજય મેળવવાના સફળ પ્રયોગો આયુર્વેદના મહાન આચાર્યોએ કર્યા હતા. યોગની સાધનામાં તે મદદરૂપ થઈ શકે તેમ હતા; આજે પણ મદદરૂપ થઈ શકે. ફક્ત તે માટે જિજ્ઞાસા, ઉત્સાહ, લગન ને પુરુષાર્થ જોઈએ. યોગ ને આયુર્વેદની સાધનાનો અમુક ચોક્કસ હેતુ માટે, અમુક ખાસ અવસ્થા સુધી સમન્વય કરવામાં આવે તેમાં કાંઈ ખોટું નથી. જેને તેવા સમન્વયમાં રસ હોય તેને માટે તે અત્યંત આવકારદાયક ને આશીર્વાદરૂપ જ થઈ પડશે. સાધનાના એક સહાયક અંગ અથવા તો સાથી તરીકે આયુર્વેદનો સ્વીકાર થાય ને જરૂરી લાભ લેવાય એ ઇચ્છવા જેવું છે. એમ થાય તો સંસારને બહુ મોટો લાભ થાય ને એક વિશેષ વિચારધારા કે વિકાસ માટેની એક મોટી સાધનાનો લાભ મળે.

[૩૧] સિદ્ધિની કઠિનતા

જરા, રોગ, મૃત્યુ ને જડતાને જીતવાની વિચારધારા અત્યંત આકર્ષક ને ઉત્તમ છે; માણસ સ્વાભાવિક રીતે જ તેની પરવશતાથી

પર થવા માગે છે; પરંતુ તેથી મુક્તિ મેળવવાનું કે પર થવાનું કામ ધાર્યા જેટલું સહેલું નથી. આ સંસારમાં હજારો માણસો છે. પરંતુ તેમનામાંના કોઈ વિરલ જ જરા, વ્યાધિ ને મૃત્યુની પરવશતાનો અનુભવ કરે છે; તેમાંના પણ કોઈ વિરલ જ તે પરવશતામાંથી મુક્તિ મેળવવાની ઇચ્છા કરે છે; ને તેવી ઇચ્છાવાળા વિરલમાંથી કોઈ અતિવિરલ તે ઇચ્છાને અમલી બનાવવાના અવસર મેળવે છે, રસ્તા મેળવે છે ને તે માટે બનતી સાધના કરે છે. તેવા સાધના કરનારા કોઈક ગણ્યાંગાંઠ્યાં વિરલ સાધકોમાંથી ભાગ્યે જ કોઈ એકાદ ભાગ્યશાળી સાધક તે સાધનામાં સફળ થાય છે. એ રીતે મૃત્યુંજય થવાની તેમ જ નીરોગીતા ને અખંડ યૌવન મેળવવાની સાધનામાં કોઈક જ સાધક સિદ્ધિ મેળવે છે. એમ કહો કે હજારો વરસોમાં હજારો સાધકોમાંથી કોઈ એકાદ ધન્ય સાધક જ એ પંથનો સફળ પ્રવાસી બની શકે છે. એ હકીકતથી નવાઈ પામવા જેવું નથી. તેનાં કારણો ઘણાં ને તદ્દન સાદાં છે. એક કારણ તો એ કે આ સંસારમાં માણસોનો મોટો ભાગ બહારના વિષયો ને જીવનધારણ ને પોષણની પ્રવૃત્તિઓમાં એવો તો ગળાબૂડ ડૂબેલો છે કે તેને એવી સાધનાની ઇચ્છા, સમજ, ભૂખ ને ખબર કે જરૂર જ નથી. મન, શરીર ને ઇન્દ્રિયોના રસાસ્વાદને સર્વકાંઈ માનીને જીવનારો માનવ તેથી ઉપર ઊઠીને તેના વિનાની કોઈ ઉત્તમ વસ્તુમાં અથવા આત્મોન્નતિમાં મનને લગાડવા જ નથી પ્રેરાતો. બીજું કારણ સાધનાની શક્તિનું છે. આત્મોન્નતિની ઇચ્છાવાળા સાધકોમાંના પણ કેટલાય સાધકો જરૂરી પુરુષાર્થ, હિંમત, ધીરજ, વિવેક ને તપ પ્રત્યેના પ્રેમથી જોઈએ તેવા ને તેટલા સંપન્ન નથી હોતા. તેથી તેમની ગાડી અધવચ્ચે જ અટકી જાય છે ને આખરી આદર્શ સુધી પહોંચી શકતી નથી. એવાંએવાં અનેકાનેક નાનાં ને મોટાં કારણોને લીધે એવી ઉત્તમ સાધનાની સિદ્ધિ જોવાનું બહુ મુશ્કેલ થઈ ગયું છે. સંસારને એવા પ્રયોગવીરો જ નથી મળતા; અથવા મળે છે તોપણ અત્યંત ઓછી સંખ્યામાં. એને માટે જે

જરૂરી તપ, શ્રદ્ધા, વિવેક, મહત્ત્વાકાંક્ષા ને બલિદાનની ભાવના જોઈએ તે સાધકોમાં તો શું પણ ઉત્તમ મનાતા સંતો ને મહાપુરુષોમાં પણ ભાગ્યે જ જોવા મળે છે. ઊગતા સાધકો ને આવતી કાલના સંતપુરુષોને મારી ભલામણ કે સૂચના છે કે તમારા વિકાસના વર્તુલને હાથે કરીને ટૂંકું, સીમિત કે સંકુચિત ન કરી નાખતા. તમારી નાનકડી ને છીછરી દુનિયામાં હાથે કરીને કેદ ન થઈ જતા. પરંપરાના પ્રભાવથી પ્રભાવિત થઈને કૂપમંડુક જેવું જીવન ન જીવતા. મનને તમારે હાથે જ મારી નાખીને ખોટા સંતોષના નશામાં આવી જઈને હતપ્રભ ન બનતા. તમારા વિકાસના વર્તુલને ખૂબ મોટું, હિમાલય જેટલું મોટું ને ભવ્ય તેમ જ વિશાળ રાખજો. તમારી કલ્પના, વિચારધારા, દૃષ્ટિ ને વૃત્તિ તથા જીવનસૃષ્ટિને બનતી વિરાટ ને ઉદાત્ત બનાવવા બનતું બધું જ કરી છૂટજો. ધ્યેય હંમેશાં મહાન રાખજો. તેને સાકાર કરવા સાચો સંકલ્પ કરજો. સાચી યોજના ઘડજો. ને તન, મન ને અંતરથી તેને અમલી બનાવવાના મહાકાર્યમાં લાગી જજો. તો તમારી કાયાપલટ થઈ જશે; તમારામાંથી જે મળશે તે ભારે મૂલ્યવાન મળશે; માનવતા તમારી ઋણી બનશે, ને ઋષિમુનિઓની પ્રાચીન સાધના પણ તમારા જેવા સફળ સંદેશવાહકોને પામીને વધારે ને વધારે ગૌરવવંતી બની જશે. આપણા ઊગતા ને નવલોહિયા સાધકો પાસેથી આપણે આટલી આશા જરૂર રાખીશું. તેમને લીધે દેશ ને દુનિયા ઉજ્જવળ બનશે.

### [૩૨] ધર્મની મુખ્ય સાધના : સૃષ્ટિનું રૂપાંતર

કેટલાક વિચારકો માને છે કે બધા ધર્મો વ્યક્તિને ઉચ્ચ બનાવવાનો ને મુક્ત કરવાનો ઉપદેશ આપે છે પરંતુ કોઈ ધર્મે સમસ્ત સંસારને દૈવી કરવાનો મંત્ર નથી આપ્યો. તેમની વાત આપણને બરાબર નથી લાગતી. બધા ધર્મોએ વ્યક્તિગત ઉન્નતિ ને મુક્તિના ઉપદેશ જરૂર આપ્યા છે. પરંતુ તે ઉપદેશની પાછળ સમસ્ત સંસારના હિતની ભાવના રહેલી છે. વ્યક્તિ પોતાની

જાતની શુદ્ધિ ને ઉન્નતિ કરે તો સમષ્ટિની ઉન્નતિ આપોઆપ થાય જ. ધર્મોપદેશક મહાપુરુષોએ તેને માટેના ઉપદેશ પણ આપેલા છે. સમસ્ત સંસારમાં પ્રભુનું રાજ્ય સ્થાપિત કરવાની ને સર્વત્ર સુખ, શાંતિ ને મંગલતાનો પ્રસાર કરવાની ભાવના તેમણે વહેતી મૂકી જ છે, ને તે ભાવનાને મૂર્ત કરવા માટેનો પુરુષાર્થ પણ પોતપોતાની પદ્ધતિ ને શક્તિ પ્રમાણે કરેલો છે. ધર્મની વ્યવસ્થિત રચનાની પાછળ ને ધર્મના પ્રસારની પાછળ મુખ્ય હેતુ એ જ હતો છે, ને રહેશે, કે આ પૃથ્વી તેના પ્રભાવથી પલટાઈ જાય ને વધારે ને વધારે દૈવી, પવિત્ર, શાંત ને પ્રભુમય બને. વેદે કહ્યું છે તેમ સમુદ્રની અંદરની ને બહારની બધી દુનિયા પરમાત્માના એકછત્ર શાસનની નીચે આવી જાય કે પરમાત્માના મહિમાથી ભરાઈ જાય, ને પ્રત્યેક માનવ એનો અનુભવ કરીને ધન્ય બને ને બીજાને ધન્ય કરે, એ ભાવ એમાં ઓતપ્રોત હતો. એ રીતે જોઈએ તો ધર્મ એ બીજું કાંઈ નહિ પણ સંસારને અલૌકિક, વધારે સુન્દર ને સ્વર્ગસુખદ કરવાની ને માનવજીવન ને તેની મારફત વિશ્વજીવનની ધરમૂળથી ક્રાંતિ કરી તેની અંદર પરમાત્માના દૈવી પ્રકાશનું અવતરણ કરવાની એક વિશેષ ચોક્કસ સાધના, પ્રક્રિયા કે પદ્ધતિ જ હતી. તે જ રીતે તેને મૂલવવાની, સમજવાની, વિચારવાની, જાણવાની ને જીવવાની જરૂર છે. આ દેશના પ્રાચીન વેદસાહિત્યમાં એ માટેના સદેશ જેવો એક મહામંત્ર લખાયેલો છે. कृण्वन्तो विश्वमार्यम्। સમસ્ત વિશ્વને સુધારો એટલે કે શુદ્ધિ, સંયમ, સંસ્કૃતિ ને પ્રભુમયતાના સર્વોચ્ચ શિખર પર પહોંચાડી દઈએ. તે મહામંત્રમાં બહારના ક્ષણિક કે ભૌતિક વિજયની ઇચ્છા નથી; જૂના સામ્રાજ્યવાદીઓની જેમ હથિયારોથી દેશવિદેશ જીતવાની તમન્ના પણ તેમાં નથી; સામ્રાજ્યશાહીનાં સ્વપ્ન નથી; તેના પડઘા નથી; સરમુખત્યારશાહી ને આપખુદીના ઓળા નથી; તેમાં તો પ્રેમથી થનારું પરિવર્તન છે; સૌના કલ્યાણની કામનાથી થયેલો અલૌકિક અહાલેક કે ઉદ્‌ઘોષ છે. વિશ્વના અખંડ એકતાના

અનુભવનો પડઘો છે. માનવની મૂળભૂત ક્રાંતિ કરીને તેની અંદરની દાનવતાને દૂર કરીને તેને પ્રભુતાના પ્રકાશથી ભરી દેવાની વાત છે; જીવમાત્રના મંગલમય વિકાસની વાત છે. એવા અનેરા આધ્યાત્મિક રાજ્યની ને વિજયની તેમણે વાત કરી છે. પોતાની જાતને જીતવાની તેમાં સૂચના છે. એ મહામંત્રની ભાષા સત્તા, લાલસા અથવા અહંકારની નહિ, પરંતુ પ્રેમ, કરુણા ને સેવાની ભાષા છે. જે દેશમાં આ મહામંત્રની રચના થઈ તે દેશને ખરેખર ધન્યવાદ ઘટે છે. જે પ્રજા ને સંસ્કૃતિ નિઃસ્વાર્થ સેવાના આવા સર્વોચ્ચ શિખરે પહોંચી શકી તે પ્રજા ને સંસ્કૃતિને પણ ધન્યવાદ. આપણા આદર ને અભિનંદનની એ સાચે જ અધિકારી છે.

પરંતુ એ દેશ ને એ સંસ્કૃતિમાં માનનારી પ્રજાની જવાબદારી પણ કાંઈ ઓછી નથી. એ સંસ્કૃતિની વિશાળ ભાવનાને બંધબેસતું થાય એવું જીવન જીવવાની તેની ફરજ છે. પોતાની જવાબદારી સમજીને, દેશની સાંસ્કૃતિક વિશેષતાનો સદા ખ્યાલ રાખીને, તેણે જીવનની પ્રત્યેક પળે આગળ વધવાનું છે. વાણી, વિચાર ને વ્યવહારમાં સતત સાવધાની રાખીને તે સંસ્કૃતિને છાજે ને શોભે તથા વધારે ને વધારે ગૌરવાન્વિત કરે તેવું જીવનદર્શન તેણે તૈયાર કરવાનું ને તેને હંમેશાં વફાદાર રહેવાનું છે.

### [૩૩] સાધનાની શરૂઆતનાં લક્ષણો

યોગની સાધનામાં જે સાધક આગળ વધે છે તેનામાં સાધનાની શરૂઆતમાં કેટલાંક ખાસ લક્ષણો જોવા મળે છે. તેવાં મુખ્ય-મુખ્ય લક્ષણોનું વર્ણન પણ આ ઉપનિષદમાં કરવામાં આવેલું છે. ઋષિ આ બાબતમાં કેટલીક ખાસ ધ્યાનમાં રાખવા જેવી વાતોનો ઊડતો ઉલ્લેખ કરી જાય છે. યોગ ને ધ્યાનમાર્ગના સાધકોના શરીરની સ્થૂલતાનો અંત આવે છે. તેમનું શરીર હલકું બની જાય છે. નીરોગીપણું પણ તેમનામાં આપોઆપ આવી જાય છે. તે બંનેના સંબંધમાં આહાર ને વિહારની નિયમિતતા ને ચોકસાઈ·

ખૂબ જ આગળપડતો ને મહત્ત્વનો ભાગ ભજવે છે. શરીર ને બીજા બહારના પદાર્થોમાં અથવા કહો કે સમસ્ત સંસારના કોઈ પણ વિષયમાં, તેને આસક્તિ નથી રહેતી. તે જાણે છે કે સંસારના બધા જ પદાર્થો પરિવર્તનશીલ અથવા અસ્થાયી છે ને તેમાં મમતા રાખી ડૂબી જઈને ભાન ભૂલવું નકામું છે. જીવનમાં પૂર્ણતા, પરમાત્મા ને તેમને માટેની સાધના જ સર્વકાંઈ છે. તેને માટે બની શકે તેટલા બધા સમય ને બનતી બધી શક્તિનો સદુપયોગ કરવાની જરૂર છે. એ રીતે તેને માટે બીજે ક્યાંય આસક્ત થવાપણું રહેતું નથી; પરમાત્મા સિવાયની બીજી કોઈ વસ્તુમાં એ આસક્તિ કરતો નથી; એવી આસક્તિ એને ગમતી નથી; ને એનો વિચાર પણ એને આવતો નથી. એવી આસક્તિ કરીને દૂર કરવાનો તેને માટે પ્રશ્ન જ નથી કેમ કે તેનું મન જ એવી બીજી આસક્તિ કરવા પ્રેરાતું નથી.

એવા સાધકનું શરીર વધારે ને વધારે સુન્દર બની જાય છે. તેના શરીરના રૂપરંગમાં એક જાતની ચમક ને દીપ્તિ તથા આકર્ષકતા આવી જાય છે. જોનારને તે આશ્ચર્યચકિત ને મંત્રમુગ્ધ કરી દે છે ને આનંદ આપે છે. એવા સાધકના દર્શનથી બીજાને શાંતિ ને ઉન્નતિ માટેની વધારે ને વધારે પ્રેરણા મળે છે. મધુરતા એવા યોગીમાં આપોઆપ ઉત્પન્ન થાય છે. તે મધુરતા તેના રોમેરોમમાં ને પ્રત્યેક પરમાણુમાં ફરી વળે છે. તેની દૃષ્ટિમાં તે ઓતપ્રોત થઈને અંજાઈ જાય છે ને તેની વાણીમાં તે વ્યાપી રહે છે. તેની દૃષ્ટિ ને વાણી અનેકની અશાંતિ દૂર કરે છે, ને સૌને શાંતિ પૂરી પાડે છે. માનવના જ નહિ પરંતુ પ્રત્યેક પ્રાણીના અંતરતલમાં તે ઊંડે ને ઊંડે ઊતરી જાય છે, તેના આત્માને અડે છે તથા જાગ્રત કરે છે, ને તેની કાયાપલટ કરી દે છે. એની દૃષ્ટિ ને વાણીમાં મહાન શક્તિ હોય છે. તેને પયગંબરી દૃષ્ટિ ને પયગંબરી વાણી કહી શકાય. એ યોગીને એક રીતે મધુરતાની મૂર્તિ પણ કહી શકાય. નીરસતા, જડતા ને શુષ્કતાનો તેણે કાયમને માટે

અંત આણ્યો હોય છે. તેમાં નવાઈ પામવા જેવું નથી. કેમ કે પરમાત્મા રસેશ્વર, પરમ રસસ્વરૂપ છે. તે રસેશ્વરને મેળવવાની ને જીવનના પ્રત્યેક પાસામાં ને તન, મન ને અંતરના પ્રત્યેક પરમાણુમાં પ્રકટ કરવાની તેની પ્રવૃત્તિ છે. તે રસેશ્વર સાથે તેણે સંબંધ બાંધ્યો હોય છે. એટલે તેનું જીવન સહજ રીતે જ રસમય બની રહે છે ને તે રસના પરમ ધામરૂપ, ભંડારરૂપ કે રસેશ્વર બની જાય છે.

યોગની સાધનાના પ્રભાવથી એ બધાં લક્ષણો તો પ્રકટ થાય છે જ, પરંતુ તેની સાથેસાથે ઋષિ એક બીજા મોટા લક્ષણનો ઉલ્લેખ કરે છે. તે લક્ષણ શરીરની સુગંધનું છે. તે કહે છે કે યોગીનું શરીર સુવાસિત બની જાય છે. એ વસ્તુ જરા શાંતિથી સમજવા જેવી છે. આપણે કેટલાક એવા લોકોને જોઈએ છીએ જેમનાં મોં ગંધાય છે. તેમની પાસે ઊભા રહેવાનું ને બેસવાનું પણ નથી ગમતું. તેમની હોજરી ખરાબ હોય છે, શ્વાસની ક્રિયામાં પણ ત્રુટિ હોય છે, તેને લીધે તેમનું મો એટલું બધું બદબોવાળું થયું હોય છે. નાનપણમાં અમારી સંસ્થામાં એક વિદ્યાર્થી અભ્યાસ કરતો. તેનું મોં એટલું બધું ગંધાતું કે કોઈને તેની પાસે ઊભા રહેવાનું પણ ન ગમતું. તે વિદ્યાર્થી કપડાં, પથારી જેવી વસ્તુની સ્વચ્છતા બહુ જ સારી રીતે સાચવતો, પરંતુ તેની અંદર જે મલિનતા ઉત્પન્ન થયેલી એની આગળ લાચાર હતો. તેને પણ તે સાલતું ને તેને દૂર કરવા તે બનતા પ્રયાસ કર્યા કરતો. કેટલાક લોકોના પરસેવામાં ને કપડાંમાં પણ ભયંકર દુર્ગંધ આવતી હોય છે. તેમના આહારવિહાર, શરીરના બંધારણ ને નિયમપાલન પર એનો આધાર રહે છે. એના પરથી ઋષિએ કહેલી સુવાસની વાત સમજી શકાય તેમ છે. ખરી રીતે જોઈએ તો આ શરીર ગંદકીનું ઘર છે. તેની અંદર એવી વસ્તુઓ ભરેલી છે કે તેમનો વિચાર કરતાં જ માથું ફરી જાય. એવા શરીરમાં સુવાસની સાચી કલ્પના પણ નકામી છે. જ્યાં સુધી ચામડીનું ઢાંકણ છે ત્યાં સુધી જ તે સુંદર ને આકર્ષક લાગે છે ને

સુવાસની તેની પાસેથી આશા રહે છે. યોગી તેના સ્વરૂપને જુદીજુદી સાધનાનો આધાર લઈને બને તેટલું શુદ્ધ ને સુદૃઢ કરવાની કોશિશ કરે છે. તેને લીધે તેના શરીરમાં એક જાતની ખાસ ચમક ને સુવાસ પેદા થાય છે. તે ઉપરાંત, સાધનામાં આગળ વધેતાં, ખેચરી મુદ્રા ને સમાધિ જેવા સાધનનો અનુભવ થવાથી, તેને દિવ્ય રસની પ્રાપ્તિ થાય છે. તે રસ તેના રોમેરોમમાં ફરી વળીને તેના વ્યક્તિત્વની સાથે તદાકાર થઈ જાય છે. તેને લીધે તેના શરીરમાં એક પ્રકારની સુવાસ પ્રકટે છે. ઋષિએ એ જ સુવાસનો ઉલ્લેખ કર્યો છે.

આગળ વધેલા યોગીપુરુષોના શરીરમાં એવી સુવાસ અનુભવી શકાય છે. કાશીમાં રહેતા વિશુદ્ધાનંદ નામે યોગીના શરીરમાં એવી સુવાસ હતી. તેને લીધે આશ્રમના તેમની નજીકના અમુક ભાગ પણ સુવાસિત થઈ જતા. તેથી તેમને ગંધબાબાનું ખાસ નામ પણ આપવામાં આવેલું. વિદ્યાર્થીદશા દરમિયાન મને પણ ગુજરાતમાં એવા એક મહાત્માની મુલાકાત થયેલી. તેમના શરીરમાંથી પણ સુવાસ આવતી હતી. તે પ્રાણાયામના સારા અભ્યાસી ને ધ્યાની હતા. લોકો તેલ, અત્તર, ક્રીમ ને પાવડર જેવા પદાર્થોની મદદથી શરીરને તથા વસ્ત્રોને સુવાસિત કરવાના પ્રયાસ કરે છે. પરન્તુ સાધનાની સુવાસ એવી કૃત્રિમ ને ઉપરછલી નથી. તે તો સહજ હોય છે. બહારનાં સાધનથી શરીરને સુવાસિત બનાવવા માગતાં માણસોનાં શરીર નીરોગી ને ચોખ્ખાં જ હોય છે તેવું નથી. તે સ્વાસ્થ્યરહિત પણ હોય છે. તેવી સ્વાસ્થ્યરહિતતાને દૂર કરીને સાચા અર્થમાં સુંદર બનવાને બદલે, તેને કૃત્રિમ રીતે છુપાવીને શણગારવાથી શું વળે ? તેથી કોઈ વિશેષ હેતુ નથી સરતો. શરીરની સાચી ને સદાની સુંદરતા ને કાંતિ પણ તેથી નથી પ્રકટતી. છતાં હજારો માણસો દેશ ને વિદેશમાં સૌન્દર્યનાં એવાં પ્રસાધનોનો ઉપયોગ રાત ને દિવસ કરી રહ્યાં છે. હજારો ને લાખો રૂપિયા તેની પાછળ ખરચાઈ રહ્યા છે. તેમાંનાં કેટલાંક સાધનો તો લાંબે

વખતે પોતાના નિયમિત વપરાશથી માણસને ગુલામ બનાવી દે છે, આર્થિક રીતે મોટી આફતમાં ઉતારી દે છે, ને શરીરની કુદરતી મુલાયમતાને મારી નાખીને શરીરને કદરૂપું ને કર્કશ કરે છે. શરીરના સ્વાસ્થ્યને હાનિ પણ પહોંચાડે છે. છતાં માણસો તેનો મોહ છોડી નથી શકતા. એ વસ્તુ ખરે જ ખેદજનક છે. યોગીના શરીરની સુવાસ એવી હાનિકારક, ઉછીની લીધેલી ને ક્ષણિક નથી. વિકાસના સહજ નિયમને પરિણામે પોતાની અંદરથી એનો આવિર્ભાવ સહજ રીતે જ થયો હોય છે. માણસે પફ ને પાવડર તથા બીજાં પ્રસાધનની સુવાસને બદલે સ્વાસ્થ્યની સુવાસ, ઉત્તમ વિચાર ને વર્તનની સુવાસ તેમ જ શુદ્ધ ચારિત્ર્ય ને પ્રભુના ને પ્રભુની પૃથ્વી પ્રત્યેના પવિત્ર પ્રેમની સુવાસની જ ઇચ્છા રાખવી જોઈએ. યોગની લોકોત્તર સુવાસ ન મળે તોપણ ચારિત્ર્યની એવી સુવાસ તો બધાં જ મેળવી શકે. એક બીજી વાત પણ ખાસ યાદ રાખવા જેવી છે કે યોગીની શરીરસુવાસ ગમે તેટલી ઉત્તમ ને આકર્ષક હોય તોપણ, તેનો મોહ નકામો છે. તેના મોહમાં પડીને યોગીએ જીવનના મુખ્ય કામને ભૂલવાનું નથી. એ સુવાસ જેના સહસ્રાંશ બરાબર પણ નથી તે પરમાત્માની પાછળ જ તેણે મુગ્ધ થવાનું છે. વળી તે સુવાસ જેનામાં ન મળે તે યોગી કે ઉત્તમ સાધક ન જ કહી શકાય એમ પણ માનવાની જરૂર નથી. એના આધાર પર કોઈને ઉત્તમતાના વધારે કે ઓછા માર્ક આપવાનું સાહસ કરવાની જરૂર નથી. તેથી ભ્રાંતિમાં પડી જવાનો ભય છે. તેવી સુવાસ સિવાય પણ માણસ સાચો યોગી થઈ શકે છે, હોઈ શકે છે, ને પૂર્ણતા ને પરમાત્માનો અનુભવ કરી શકે છે એ ખાસ યાદ રાખવા જેવું છે. તે ઉપરાંત, શરીરની એવી સુવાસ હોય છતાં માણસનું મન મલિન ને નબળું હોય, તેને પોતાના મન ને પોતાની ઇંદ્રિયો પર કાબૂ ન હોય, તેનું ચારિત્ર્ય સારું ન હોય, તેનામાં સદ્ગુણ ને સદ્વિચારની સુવાસ ન હોય, તો તે આદર્શ અથવા ઉત્તમ યોગી નથી, ને નથી થઈ શકતો,

એ પણ એટલું જ અગત્યનું ને યાદ રાખવા જેવું છે. એવી અંતરંગ સુવાસ મેળવવાની જરૂર છે. મહત્ત્વ પણ એવી જ અંદરની સુવાસ આપતાં શીખવાનું છે. એવી સુવાસથી જ યોગીની કિંમત કરી શકાય છે. તેની-મહત્તા પણ એથી જ અંકાય છે.

યોગમાર્ગમાં આગળ વધનારા સાધકનું એક બીજું મહત્ત્વનું લક્ષણ કહી બતાવીને ઋષિ આ પ્રકરણની પૂર્ણાહુતિ કરે છે. તે લક્ષણ મળમૂત્રની અલ્પતાનું છે. યોગીનો ખોરાક સાદો ને થોડો હોય છે એટલે તેનાં મળમૂત્ર પણ પ્રમાણમાં ઓછાં હોય છે એમ તેમનું કહેવું છે. આ બધાં શરૂઆતનાં લક્ષણો છે, ને તેની રજૂઆત ઋષિએ પોતાના અનુભવના આધાર પર કરેલી છે. બીજાને પણ એવાં ને એ પ્રકારનાં બીજાં લક્ષણોનો અનુભવ થઈ શકે છે. આ વિષયના અનુસંધાનમાં ઋષિએ બધાં મળીને સાત લક્ષણો કહી બતાવ્યાં છે: (૧) શરીરનુ હલકાપણું (૨) નીરોગીપણું (૩) આસક્તિરહિતપણું (૪) શરીરની દીપ્તિ ને સુંદરતા (૫) અવાજની મધુરતા (૬) શરીરની સુગંધ ને (૭) મળમૂત્રની અલ્પતા.

[૩૪] જીવનની ધન્યતા

ધ્યાનની સાધનામાં ક્રમેક્રમે ને ધીરેધીરે આગળ વધનારા સાધકનું મન તદ્દન નિર્મળ ને સ્થિર બની જાય છે. ઋષિએ તેવા મનને અરીસાની સાથે સરખાવ્યું છે. સ્વચ્છ અરીસો જેમ તેજસ્વી થઈને પ્રકાશે છે ને પ્રત્યેક પદાર્થનું બરાબર પ્રતિબિંબ પાડે છે, તેમ તેવું નિર્મળ મન પરમાત્માના પ્રકાશને ઝીલી શકે છે ને પરમાત્માની સાથે એકાકાર ને એકરૂપ બને છે. તેવા નિર્મળ મનવાળો યોગી પુરુષ જ પરમાત્માને જાણી અથવા અનુભવી શકે છે. પરમાત્માને જાણનારા એ યોગીને બંધન, શોક તેમ જ ભેદભાવથી કાયમને માટે મુક્તિ મળે છે. પરમાત્માને જાણી લેવાથી એ રીતે જીવનની પરમ ધન્યતાની પ્રાપ્તિ થાય છે. જેમને લીધે જીવન અનેક જાતની ભૂલભુલામણીમાંથી મુક્તિ મેળવીને સફળ ને ધન્ય

બને છે તે પરમાત્માને વંદન કરવાનું મન કોને ન થાય? સંસારમાં સર્વત્ર વ્યાપીને રહેલા, જડ ને ચેતનમાં બધે જ છવાઈ રહેલા, તે પરમાત્માને આપણે પણ નમસ્કાર કરીએ છીએ, વારંવાર નમસ્કાર કરીએ છીએ. તેમની કૃપાથી આપણે જીવનની એવી ધન્યતાને મેળવી લઈએ ને સંસારના બધા જ જીવો તેને મેળવી લે એવી આપણે ભાવના કરીએ છીએ. જીવન ચંચળ ને ઝડપી છે. છતાં માણસ ધારે, તો તેનો સદુપયોગ કરીને કૃતાર્થ થઈ શકે છે. ફક્ત તે જાગે, "વેળાસર" જાગે, ને યોગ્ય દિશામાં મન લગાડીને પુરુષાર્થ કરે એટલું જ જરૂરી છે. એવી રીતે જાગી ને પુરુષાર્થ કરીને આજ સુધીમાં અનેક સાધકો જીવનના પરમ શ્રેયની પ્રાપ્તિ કરી ગયા છે, ને હજી પણ કરી રહ્યા છે. શ્રેયની સાધનાનો એ મંગલ માર્ગ કોઈ પણ જાતના ભેદભાવ વિના સૌને સારુ ખુલ્લો છે ને સદાને માટે ખુલ્લો રહેશે.

આ રીતે સંસારના મૂળમાં રહેલી મહાશક્તિ માટેની જિજ્ઞાસામાંથી ધ્યાનની અંતરંગ સાધનાની શરૂઆત થઈ, ધ્યાનની મહાન પ્રયોગશાળામાં પ્રવેશ થયો, ને તેની મદદથી પરમાત્માની પરમશકિતની પ્રત્યક્ષ અનુભૂતિ થતાં જીવન ધન્ય બની ગયું. સાધનાની એટલી ચોક્કસ પ્રક્રિયાનો આ ઉપનિષદના બીજા અધ્યાયની સમાપ્તિ સુધી ઊડતો ઉલ્લેખ આવી ગયો.

ઋષિઓ કેવા વિવેકી, ચોક્કસ ને વૈજ્ઞાનિક હતા, પ્રત્યક્ષ પ્રમાણ ને અનુભવમાં માનનારા હતા, તેની સમજ ઉપનિષદની આટલી વિચારણા પરથી સહેજે મળી રહે છે. તેમને માટે આપણને ખરેખર માન થાય છે. તે મહાન પ્રયોગવીર હતા. સંશોધનમાં તેમને ઊંડો રસ હતો. તેને પરિણામે સાધનાના વિશાળ ક્ષેત્રમાં જુદાજુદા ને પ્રામાણિક પ્રયોગો કરી શક્યા ને માનવજાતિને માટે પરમ ઉપયોગી ને મંગલકારક સાધનાની પદ્ધતિનું દાન દઈ શક્યા. ઉપનિષદોમાં તેમના જીવનની સાધના ને તેમના ઉત્તમ અનુભવપૂર્ણ પ્રેરક વિચારોનો પડઘો પડે છે.

## [૩૫] અંદરનાં ને બહારનાં વિઘ્નો

બીજા અધ્યાયમાં ધ્યાનની અંતરંગ સાધનાનો ઉલ્લેખ આવી ગયો. તે વિશેના કેટલાક મહત્ત્વના મુદ્દાની ઊડતી ચર્ચા પણ આપણે કરી લીધી. હવે એક બીજા મુદ્દાનો વિચાર કરી લઈએ. કેટલાક ભાઈઓ પૂછે છે કે ધ્યાનની સાધનાનો આધાર લઈને સાધક પૂર્ણતાની પ્રાપ્તિ માટે પ્રયાસ કરે તો તેના માર્ગમાં અંતરાય આવે છે ખરા ? તેને અંદરના ને બહારના શત્રુએ તરફથી ભય રહે છે ખરો ? તેને પૂર્ણતાની પ્રાપ્તિ કરતો અટકાવવા બહારની કોઈ ચોક્કસ શક્તિએ પ્રયાસ કરે છે ખરી ?

તેમની જિજ્ઞાસાના જવાબમાં આપણે કહી શકીએ કે સાધનાને માર્ગે પ્રગતિ કરનારા સાધકના માર્ગમાં અંતરાયો આવી શકે છે. તેના માર્ગમાં વિઘ્નો આવે છે, ને મુસીબતો ઊભી થાય છે. તે બે જાતનાં હોય છે. એક તો તેની અંદરનાં વિઘ્નો ને બીજાં બહારનાં. અંદરનાં વિઘ્નો તેની પોતાની જ નિર્બળતાને લીધે ઊભાં થાય છે. તેના પોતાના સ્વભાવના દોષો, તેની ત્રુટિઓ ને તેના અવિવેકને લીધે સાધનાના માર્ગને સહીસલામત રીતે પસાર કરવાનું તેને માટે મુશ્કેલ થઈ જાય છે ને કોઈ વાર તે ભળતા જ માર્ગે વળી જાય છે કે કેદ થાય છે. બુદ્ધ ને ઈશુએ પણ એવાં આંતરિક વિઘ્નોનું વર્ણન કર્યું છે ને તેને માર તથા શૈતાનનું નામ આપ્યું છે. શંકરાચાર્યે તેને માટે માયા શબ્દ વાપર્યો છે. તે બધાનો ભાવાર્થ એક જ છે. પરંતુ એનો અર્થ એવો નથી જ કે સાધકે તેનાથી સદા ડરતા જ રહેવું પડે છે ને એની આગળ તે લાચાર બની જાય છે. તેણે કોઈ પણ સંજોગોમાં નિરાશ થવાનું કે ડરપોક બનીને બેસી રહેવાનું કારણ નથી. તેણે વધારે ને વધારે વિવેકી, જાગ્રત, શુદ્ધ, સંયમી, પ્રભુપરાયણ ને સાવધાન બનવાનું છે. પોતાની સ્વભાવગત નબળાઈ દૂર કરવાની

છે. પછી તે શરીરની હોય, પ્રાણની હોય કે મનની હોય. બધી રીતે બળવાન બનીને તેણે સાત્વિકતાની મૂર્તિ થવાનું છે. આત્મનિરીક્ષણની આદતનો આધાર લઈને વધારે ને વધારે વિશુદ્ધ થવાનું છે. તેને લીધે તેને જે મનોબળની પ્રાપ્તિ થશે તે તેને અંદરનાં ને બહારનાં બધાં જ વિઘ્નો સામે ટકાવી રાખશે ને નિર્ભય બનાવશે. તેને જોઈતી જરૂરી સહનશક્તિ પણ તેમાંથી મળી રહેશે. માર, શેતાન કે માયાનું જોર તેની પાસે પછી જરા પણ નહિ ચાલે.

બીજી જાતનાં વિઘ્નો મુખ્યત્વે બહારનાં છે. કોઈ કુદરતી આફત, સાંસારિક તકલીફ, પ્રતિકૂળ વાતાવરણ, વ્યાધિ અથવા એવા જ કોઈ બીજા રૂપમાં તે હાજર થાય છે ને સાધકની કસોટી કરે છે. પણ તેનાથીય સાધકે ડરવાની ને પોતાનો માર્ગ મૂકી દેવાની જરૂર નથી. તેણે પોતાના સંકલ્પમાં વધારે ને વધારે મક્કમ બનવાનું છે, ધ્યેયની નિષ્ઠા ને વફાદારીને વધારે ને વધારે કેળવવાની છે, વધારે ને વધારે પ્રભુપરાયણ થવાનું છે, શ્રદ્ધાને વધારે ને વધારે બલવત્તર બનાવીને વધારે ને વધારે હિંમતવાન થવાનું છે, ને સત્ત્વસંશુદ્ધિને વધારવાની છે. એ બધી તૈયારી તેને બહારનાં વિઘ્નો ને બહારની પ્રતિકૂળતાની સામે પણ અડગ રાખશે ને છેવટે વિજયી બનાવશે. જરૂર.

[૩૬] દૈવી શક્તિઓ નડતરરૂપ નથી

ગમે તેમ, પણ કોઈએ એમ ન માની લેવું કે સાધકના માર્ગમાં કાયમને માટે અંતરાયો નાખનારી ને તેને આગળ વધતો અટકાવનારી તેમ જ તેને પૂર્ણતાની પ્રાપ્તિ કરતાં અટકાવવામાં આનંદ માનનારી ને તે જ હેતુને માટે જીવનારી કેટલીક સારી કે નરગી શક્તિઓ આ સંસારમાં હયાતી ધરાવે છે. તેવી માન્યતા તદ્દન નિરાશાજનક છે, ને તેમાં માનનારને તેમ જ બીજાને કોઈ જાતનો લાભ પહોંચાડે તેમ નથી. ઊલટું, તેનાથી લાભને બદલે હાનિ જ વધારે થાય છે. જે પ્રતિકૂળ ને મલિન શક્તિઓ છે તે

સાધકની અંદરની છે; જે પ્રતિકૂળ બાહ્ય પરિસ્થિતિ છે તે પણ સાધકના પોતાના પ્રારબ્ધકર્મને પરિણામે ઉત્પન્ન થયેલી છે; તેનું નિવારણ અશક્ય નથી; તેમની સામનો કરીને સફળ થવાનું મુશ્કેલ હોય તોપણ અસંભવ નથી; ને તે સનાતન નથી. એ શ્રદ્ધા નરી વાસ્તવિકતા ને અનુભવના આધાર પર રચાયેલી છે ને સાધકે તેને સદાય વળગી રહેવાનું છે. નરસી શક્તિઓ, સાધકને હંમેશાં અંતરાયરૂપ થાય છે એમ નથી. કર્મના સંબંધ પ્રમાણે કેટલાક સાધકોને તે નડતરરૂપ થાય છે, તો કેટલાકના માર્ગમાં તે આવતી નથી. કેટલાકને તે મદદરૂપ પણ થઈ પડે છે. તુલસીદાસને શ્રીરામના દર્શન માટે ચિત્રકૂટ જઈને તપસ્યા કરવાની સૂચના કરનાર હનુમાનજીની મુલાકાત એવી જ એક મલિન શક્તિ — એક પ્રેતાત્માની મદદથી થઈ શકી હતી. તેમના જીવનમાં એ વાત આવે છે. સારી અથવા દૈવી શક્તિઓ પણ સાધકના માર્ગમાં સદાને માટે અંતરાયરૂપ જ થાય છે એમ નથી. ભૂતકાળમાં કે વર્તમાનમાં અંતરાયરૂપ થવાના એવા એક કે વધારે પ્રસંગો બન્યા હોય, બનતા હોય કે ભવિષ્યમાં પણ એવા એકાદ બે પ્રસંગો બનવાના હોય તેથી કાંઈ બધા જ સાધકોને માટે તે વાતને એક સર્વસામાન્ય સિદ્ધાંતના સ્વરૂપમાં સ્વીકારી ન શકાય. દૈવી શક્તિઓ સાધકના માર્ગમાં કાયમને માટે અંતરાયરૂપ થાય છે એમ માની લઈએ તો તેવી માન્યતા સાધકોના હાથપગ ઢીલા કરનારી ને તેમને નિરાશ કરનારી જ નીવડશે. દૈવી શક્તિના અનંત બળ અથવા સામર્થ્યનો સામનો કરીને પૂર્ણતાની પ્રાપ્તિ કરનારા સાધકો આંગળીને વેઢે ગણી શકાય એટલા પણ નહિ નીકળે. સાધકોને માથે આપણે લટકતી તલવારની પેઠે એક કાયમી ભય જીવનની પ્રત્યેક પળે ઊભો રાખીશું. તેવા ભયનું સમર્થન કરવાનું કોઈ કારણ નથી. તેવો ભય કોઈ કારણથી પોતાના માર્ગમાં આવે તોપણ સાધકે તેને સર્વસામાન્ય માનવાની જરૂર નથી; સાધનાના માર્ગમાં તે અનિવાર્ય ને ચોક્કસ છે એમ માનવાની પણ જરૂર નથી.

આપણે તો એક બીજી જ રીતે વિચાર કરીએ છીએ ને કહીએ છીએ કે સાધક પૂર્ણતા ને પરમાત્માની પ્રાપ્તિનું ઉત્તમ કામ કરે છે, તે કામ માટે તૈયાર થઈને મહેનત કરે છે, તે જોઈને દૈવી શક્તિઓ તો ઊલટી રાજી થાય છે. તેમને પ્રસન્નતા થાય છે કે આ સંસારની ભયંકર ભૂલભુલામણીમાંથી મુક્તિ મેળવીને આ સાધક સાધનાને સાચે રસ્તે વળ્યો ખરો. તેને જોઈ તે વધારે ને વધારે ખુશ થાય છે. તેને અવારનવાર મદદ કરે છે. સ્વપ્ન, ધ્યાન કે જાગૃતિમાં તેની પાસે પ્રકટ થઈને વારંવાર માર્ગદર્શન આપે છે, ઉત્સાહ પૂરો પાડે છે, ને તેને હિંમત આપે છે. સિદ્ધ પુરુષો ને દૈવી શક્તિઓ આવો ભાગ ભજવે છે, ને તેમની એ રીતે કદર કરવાની જરૂર છે. તેમને સાધકોના શત્રુ કે વિરોધી માનીને ધિક્કારવાની, વગોવવાની ને સ્વાર્થી સમજવાની પદ્ધતિ ગમે તેટલી પુરાણી ને પ્રિય હોય તોપણ તંદુરસ્ત ને વાસ્તવિક નથી. માટે તેનો અંત આવવો જોઈએ.

આપણે તો પરમાત્માની અથવા પૂર્ણતાની પ્રાપ્તિની ઇચ્છા રાખતા આ પંથના પ્રામાણિક પ્રવાસીને પ્રેમપૂર્વક કહીશું કે ભાઈ, આવો ને હિંમતપૂર્વક આગળ વધો. પૂર્ણતાના આ પ્રવાસમાં તમે અટૂલા અથવા એકલવાયા નથી. તમારી અનેરી આગેકૂચમાં તમે એકલા છો એમ માનીને કદી અસહાયપણાનો અનુભવ ન કરશો. તેવો વિચાર પણ મનમાં આવવા ન દેશો. આ માર્ગમાં તમે એકલા નથી. દૈવી શક્તિઓ ને મહાપુરુષો તમને મદદ કરવા હંમેશાં તૈયાર છે. તેમની મદદથી તમારી સફર સરળ થઈ શકે તેમ છે. તેમની ચોક્કસ ને સતત સહાયથી તમારો બોજો ઘણોઘણો હળવો કરી શકશો. એમ માનીને હંમેશાં હિંમત રાખજો, અખૂટ ઉત્સાહ ને ધીરજથી આગળ વધજો, ને શ્રદ્ધાને વધારે ને વધારે બળવાન બનાવજો. તમારો માર્ગ સદાને સારુ સલામત છે. કદાચ તેમાં થોડાક અંતરાયો આવે ને થોડીક મુસીબતો ઊભી થાય તોપણ શું ? તે બધું ક્ષણચલાઉ છે ને સ્થાયી નથી. તમારા દૃઢ સંકલ્પ ને અખૂટ ઉત્સાહ સાથેના પુરુષાર્થથી આગેકૂચ કરશો તો

મુસીબતો ને અંતરાગો હટી જશે. તે તમારા રસ્તાને રોકી શકશે નહિ.

[૩૭] અનુભવનો અમર શ્લોક

શ્વેતાશ્વતર ઉપનિષદના બીજા અધ્યાય સુધીનો ઊડતો વિચાર આપણે આ રીતે કરી લીધો. બીજા અધ્યાયના અંતમાં ઋષિ પરમાત્માની પ્રાર્થનાનો પ્રારંભ કરે છે તે ત્રીજા અધ્યાયમાં પણ ચાલુ રહે છે. તે પરમાત્માની પ્રાર્થના કરીને ઋષિ કહે છે કે તે પરમાત્મા જ આ જગતરૂપી જાળને ઉત્પન્ન કરે છે, તે જ બધાં પ્રાણીની અંદર વાસ કરે છે, બધાંને પાળે છે, ને સૌને સંકેલી લે છે. તે પરમાત્મા સમસ્ત વિશ્વમાં વ્યાપક છે. સર્વ તરફ મુખવાળા, સર્વ તરફ હાથવાળા, સર્વ તરફ પગવાળા ને સર્વ તરફ આંખવાળા છે. મનુષ્યને બે હાથથી ને પંખીને પાંખથી સંપન્ન કરનાર તે જ છે. તે પરમાત્મા સૌના અધિપતિ, રુદ્ર ને મહર્ષિ છે. તે પરમાત્મા અમને સદ્બુદ્ધિથી સદાને માટે સંપન્ન કરો.

એ પછી સંસારના આધ્યાત્મિક અથવા ધાર્મિક સાહિત્યમાં અમર એવાં વચનોને સમાવી લેતો એક અત્યંત સુંદર, સરળ છતાં આત્માનુભવના દસ્તાવેજી પુરાવા જેવો પેલો મહાન શ્લોક આવે છે, જે કોઈ ધન્ય ક્ષણે પ્રકટ થયો છે, ને જેની કિંમત ઘણી મોટી છે. તે શ્લોક ઉપનિષદના સમૃદ્ધ સાહિત્યનો અત્યંત સમૃદ્ધ શ્લોક છે. તેની ભાષા, રજૂઆત કરવાની શૈલી, ભાવવાહિતા, સરળતા, સચોટતા ને પ્રાસાદિકતા બધું જ અનેરું છે. વિઘ્નો ને મુસીબતોને પાર કરીને અત્યંત કઠોર સાધનાને અંતે ઋષિએ પરમાત્માના જે પરમપ્રકાશની સાથે સંપર્ક સાધ્યો છે, તે વિશે તે ચોક્કસ, નિર્ભીક તેમ જ સચોટ શબ્દોમાં પોતાના અંતઃસ્થ ભાવોને વહેતા મૂકે છે. કોઈ પરમાત્મદર્શી પુરુષને આપણે પૂછીએ કે તમે પરમાત્માને જોયા છે ને તે છાતી ઠોકીને, તેની ઇચ્છા હોય તો, લેશ પણ સંકોચ વિના, તરત જ હા કહી દે, તેમ ઋષિ છેક જ સચોટ શબ્દોમાં

પોતાની અનુભૂતિની ચોખવટ કરે છે. તે જાહેર કરે છે કે તે મહાન પુરુષ પરમાત્માને હું જાણું છું. મને તે પરમ પુરુષનો પ્રત્યક્ષ અનુભવ થઈ ચૂક્યો છે. તે અંધકારથી પર ને પરમ પ્રકાશસ્વરૂપ છે. તે પરમાત્માને જે જાણી લે છે તે જ અમર બને છે. દુઃખ, દર્દ ને બંધનથી છૂટીને પરમ શાંતિ ને મુક્તિ મેળવવાનો તેના વિના બીજો કોઈ જ રસ્તો નથી. 'वेदाहमेतं पुरुषं महान्तं' 'એ મહાન પુરુષ પરમાત્માને હું જાણું છું.' એ શોધ સંસારના સાંસ્કૃતિક ઇતિહાસમાં ખરેખર અસાધારણ ને અદ્વિતીય હતી. 'શાંતિ કે મુક્તિને માટેનો બીજો કોઈ માર્ગ નથી.' 'नान्यः पन्था विद्यतेऽयनाय' એ સંદેશ માનવજાતિને યુગોયુગ સુધી પ્રેરણા પૂરી પાડવા માટે પૂરતો છે. ઋષિ કહે છે કે જેમને પરમશાંતિની ઇચ્છા હોય તેમણે તે પરમાત્માની ઉપાસનાનો આરંભ કરવો ને તે પરમાત્માની સાથે સંબંધ બાંધવો. તેમ ન કરવાથી જ જીવ દુઃખી થાય છે. પરમાત્માની સાથે સંબંધવિચ્છેદ કરનાર ને પરમાત્માથી વિમુખ થનાર કોઈ જીવ સુખ, શાંતિ, મુક્તિ ને જીવનની ધન્યતાની આશા રાખે તો તેની તે આશા નિરર્થક જ થાય છે. ઋષિ કહે છે કે તે પરમાત્મા જીવોના હૃદયમાં રહેલા છે. તે અંગૂઠાના માપના છે. હૃદય, મન તેમ જ બુદ્ધિની મદદથી તેમને જાણી શકાય છે. તેમને જે જાણી લે છે તે ખરેખર મૃત્યુંજય બની જાય છે.

### [૩૮] પરમાત્માના મહિમાના શ્લોકો

ત્રીજા અધ્યાયના ૧૩ થી માંડીને ૨૧ સુધીના બધા જ શ્લોકો એ પરમાત્માના મહિમાના શ્લોકો છે એમ સહેલાઈથી કહી શકાય. તે બધા શ્લોકો ભાવ ને ભાષાની દૃષ્ટિએ ઉત્તમ છે, યાદ રાખવા જેવા ને નિત્યપાઠ કરવા જેવા છે. તેમાંના લગભગ બધા જ શ્લોકો ગીતામાં ખૂબ જ થોડા ફેરફાર સાથે એવા ને એવા જ લઈ લેવામાં આવ્યા છે એ જ તેમની ઉત્તમતા, મધુરતા ને ઉપયોગિતા બતાવી આપે છે. ઉપનિષદ ગીતાની માતા હોઈને તેમાંના ઘણા શ્લોકો ગીતામાં બહુ થોડા ફેરફાર સાથે રજૂ કરવામાં આવેલા છે. એ રીતે

ગીતા તથા ઉપનિષદમાં અનેક ઠેકાણે મહત્ત્વનો મેળ ને તદ્દન નજીકનો સંબંધ છે. ગીતા ને ઉપનિષદના તુલનાત્મક અભ્યાસીને એ વાતની ખાતરી તદ્દન સહેલાઈથી થઈ શકશે. ત્રીજા અધ્યાયના ૧૩ થી ૨૧ સુધીના એ શ્લોકોનો ભાવાર્થ આપણે ટૂંકમાં જોઈ જઈએ :

'એ પરમાત્મા હજાર મસ્તિષ્ક, હજાર આંખ ને હજાર પગવાળા છે. સૃષ્ટિને બધાં બાજુથી વીંટળાઈ વળીને તે તેનાથી પણ પર ને અનંતરૂપે પર રહેલા છે. મતલબ કે તેમનું સ્વરૂપ સૃષ્ટિના રૂપે દેખાય છે તેટલું જ મર્યાદિત નથી. જે થયું છે, થઈ રહ્યું છે, ને હવે પછી થવાનું છે, તેમ જ જે અન્નમાંથી ઉત્પન્ન થાય છે, તે સર્વ પરમાત્મારૂપ જ છે. તે પરમાત્મા પરમ અમરતાના અધિપતિ છે ને તેમની સાથે સંબંધ બાંધવાથી જ અમરતાની પ્રાપ્તિ થાય છે. તે બધી તરફ હાથ ને પગવાળા છે; પોતાની અનંત આંખે તે બધે સ્થળે ને બધાંને જોયા કરે છે; તેમનાથી કોઈ કશું છાનું રાખી શકતું નથી. તે બધી તરફ મસ્તક, મુખ ને કાનવાળા છે ને સૌને વ્યાપીને સૌની અંદર તેમ જ સૌના રૂપમાં રહેલા છે. ઇંદ્રિયોના ગુણોને પ્રકટ કરનારા હોવા છતાં તે બધા ઇંદ્રિયોથી પર છે. તે સૌના સ્વામી, સંચાલક ને ઈશ્વર તથા સૌના શરણરૂપ છે. નવ દરવાજાવાળું શરીરરૂપી શહેર છે. તેમાં રહેલો જીવાત્મા બહારના વિષયોમાં વિચરણ કરે છે. તે પરમાત્માનું જ સ્વરૂપ છે. સ્થાવર ને જંગમ, જડ ને ચેતન, સમગ્ર જગતને તે કાબૂમાં રાખે છે. તે પરમાત્મા હાથ ને પગ વિનાના છે. છતાં અત્યંત ઝડપથી બધે પહોંચી જાય છે ને બધું ગ્રહણ કરે છે. તેમને આંખ નથી છતાં તે જુએ છે ને કાન નથી તોપણ સાંભળે છે. તે બધું જ જાણે છે એટલે કે સર્વજ્ઞ છે; જાણવા જેવા છે; તેમને કોઈ સહેલાઈથી ને સંપૂર્ણ રીતે જાણી શકતું નથી. તે સૌના આદિ ને સૌથી મહાન તેમ જ સર્વોત્તમ છે. તે અણુથી પણ નાના ને મહાનથી મહાન છે. હૃદયરૂપી ગુફામાં તે રહેલા છે. તે સમર્થ

પરમાત્માને તેમની કૃપાથી જોઈ શકાય છે ને તેમને જોનાર દુઃખ ને શોકથી કાયમી મુક્તિ મેળવી લે છે. તે પરમાત્માને હું જાણું છું. તે પુરાતન છે, સનાતન છે, સૌના આત્મા છે, સર્વત્ર રહેલા ને સર્વવ્યાપક છે, વૃદ્ધાવસ્થા ને વ્યાધિ વિનાના છે. તેમને વિદ્વાનો ને તત્ત્વજ્ઞો નિત્ય તરીકે કહી બતાવે છે ને કહે છે કે તેમને જાણવાથી જન્મને ઇચ્છા પ્રમાણે, ઇચ્છા હોય તો, અટકાવી શકાય છે.'

ચોથા અધ્યાયમાં પણ એના એ જ ભાવો પણ જરા જુદા રૂપમાં ને જુદી ભાષામાં રજૂ કરવામાં આવ્યા છે. પરમાત્માના મહિમાનું વર્ણન કરતાં પહેલાં ઋષિ પ્રાર્થના કરે છે કે જે પરમદેવ—દેવોના દેવ પરમાત્મા પોતાની અનંત શક્તિની મદદથી અનેકવિધ રૂપરંગવાળા વિશ્વને ઉત્પન્ન કરે છે ને છેવટે જેનામાં વિશ્વનો લય થાય છે, તે પરમાત્મા અમને સદ્‌બુદ્ધિથી સંપન્ન કરી દો. તે જ અગ્નિના રૂપમાં પ્રકાશે છે, તે જ સૂર્ય ને ચંદ્ર છે, વાયુ પણ તે જ છે, તે જ જલ ને પ્રજાપતિનું રૂપ ધારણ કરે છે. પરમાત્માની સાથે પ્રત્યક્ષ વાર્તાલાપ કરતા હોય તેમ ઋષિ કહે છે કે તું સ્ત્રીના સુંદર ને રમણીય રૂપમાં રમે છે; તું જ પુરુષ થાય છે, કુમાર ને કુમારીના રૂપમાં તું જ ફરે છે, ને લાકડીને આધારે ચાલતા વૃદ્ધ પુરુષના રૂપમાં તારો જ વાસ છે. તું એક છે તે જન્મીને વિવિધ સ્વરૂપે ને સર્વ રૂપે થાય છે. તું જ મોર છે. ભમરો, પોપટ, ને લાલ આંખવાળી મેના પણ તું જ છે. સમુદ્રના વિશાળ સ્વરૂપમાં તું જ ગર્જના કરે છે. તું જ ઋતુના રૂપમાં પ્રકટે છે, ને વીજળીનો સખા મેઘ પણ તું જ છે. તું અનાદિ ને સર્વવ્યાપક છે, ને લોકો બધા તારામાંથી જ ઉત્પન્ન થયા છે.

ઋષિ કહે છે કે અજન્મા એવી પ્રકૃતિ છે. તે સત્ત્વગુણ, રજોગુણ ને તમોગુણવાળી છે. તે પોતાના જેવી જ અનેક જાતની પ્રજાને ઉત્પન્ન કરે છે. જીવાત્મા તે પ્રકૃતિને ભોગવે છે. એ

પછી આગળ મુંડક ઉપનિષદમાં આવી ગયેલા જીવ ને શિવની બે પંખી સાથે સરખામણી કરતા શ્લેકો ઋષિએ અહીં પણ ફરી વાર વર્ણવ્યા છે.

એ પરમાત્મા જ મહેશ્વર છે. તેનાથી આ આખું જગત વ્યાપ્ત છે. પરમાત્મા જ જગતમાં જાણવા જેવા છે. તે પરમાત્માને જાણી લેવાથી જ પરમ શાંતિ મળી શકે છે. તે સૌને નિયમનમાં રાખે છે; તેમાં જગત લય પામે છે ને તેમાંથી પાછું ઉત્પન્ન થાય છે. તે પરમાત્મા વરદાન આપનાર તેમ જ સ્તુતિ કરવા યોગ્ય છે. તે પરમાત્મા અમારી બુદ્ધિને નિર્મળ કરો એવી ઋષિની પ્રાર્થના છે. નિર્મળ બુદ્ધિ ને વિવેકશક્તિની પ્રાપ્તિ થાય તો જ તે પરમાત્માને જાણી, પામી અથવા તો અનુભવી શકાય.

[૩૯] સાંસારિક સુખાકારીની કામના

સૃષ્ટિની પહેલાં જ્યારે અંધકાર જ હતો ત્યારે દિવસ કે રાત કાંઈ જ ન હતું. તે વખતે પરમાત્મા એકલા જ હતા. જ્ઞાનનો પ્રકાશ તેમાંથી જ પ્રકટેલો છે. યજ્ઞ અથવા હવનની આહુતિ આપીને ઋષિ તે પરમાત્માની પ્રાર્થના કરે છે ને કહે છે કે હે પરમાત્મા, તમે મારું હંમેશાં રક્ષણ કરો. અમારા પુત્રોનો, પૌત્રોનો, અમારા આયુષ્યનો, અમારી ગાયો ને અમારા અશ્વોનો તમે નાશ ન કરશો. ક્રોધે ભરાઈને અમારા વીર સૈનિકોને હણશો નહિ.

સાંસારિક સમૃદ્ધિ ને સલામતી ઉપનિષદના કાળમાં સારી મનાતી. તેની અંદર આસક્ત થઈને અથવા અટવાઈ જઈને માણસ જીવનના ધ્યેયને ભૂલી ન જાય ને આત્મોન્નતિ તરફ આંખમીંચામણાં ન કરે તેટલું ધ્યાન જરૂર રખાતું. પરંતુ ધર્મ, તત્ત્વજ્ઞાન, સાધના કે ઈશ્વરને નામે માણસ ભૌતિક સુખ, સમૃદ્ધિ ને વિકાસનો ઉપહાસ કરે એ વાતને આદરભાવથી જોવામાં નહોતી આવતી; તેવી વાતને ઉત્તમ માનવામાં નહોતી આવતી. ભારતીય સંસ્કૃતિની આ એક વિશિષ્ટ વિચારસરણી છે. તેને સારી પેઠે સમજવાથી ભૌતિક

પદાર્થોની રક્ષા માટે ઋષિએ કરેલી પ્રાર્થના પણ સહેલાઈથી સમજી શકાશે. તેમાં કાંઈ દોષ નહિ દેખાય. લૌકિક વિકાસ ને સાંસારિક સુખાકારીનો અનાદર ને અતિમોહ બંનેને આદર્શ વસ્તુ ન કહી શકાય. તેની સાથેસાથે આત્મિક વિકાસની અવગણના પણ એવી જ ઘાતક છે એ યાદ રાખવાનું છે. આત્મોન્નતિ ને સાંસારિક સુખાકારી બંનેનો સમન્વય જ વ્યક્તિ તથા સમષ્ટિના જીવન-વિકાસનો મૂળ મંત્ર હોવો જોઈએ. આત્મિક ને સાંસારિક બંને જાતના વિકાસ પંખીની બે પાંખ ને માનવની બે આંખ જેવા છે. તે બંનેની સિદ્ધિ માટેનાં સાધન સૌએ શોધવાં જોઈએ. ઋષિએ કરેલી પ્રાર્થનામાં એવો ધ્વનિ રહેલો છે.

## [૪૦] જ્ઞાનની પ્રાપ્તિ

આત્મોન્નતિમાં જ્ઞાનની જરૂર ઘણી મોટી છે. જ્ઞાનથી જ જીવનના આદર્શનો વિચાર થાય છે, જ્ઞાનથી જ એ આદર્શની સિદ્ધિનાં સાધન શોધી શકાય છે, જ્ઞાનથી જ એ સાધનોને દઢતાથી વળગી રહીને આગળ વધી શકાય છે, જ્ઞાનથી જ પ્રલોભનો ને ભયસ્થાનોની પાર પહોંચી શકાય છે, ને વિજયી પણ જ્ઞાનથી જ થવાય છે. જ્ઞાન એક મોટા ચોકીદારનું કામ કરે છે. તેનો સાથ શોધનાર ને આધાર લેનારને તે સદા સલામત રાખે છે. માટે જ તેને અમૃતની ઉપમા આપવામાં આવી છે ને તેને મેળવવાની શાસ્ત્રોએ સૂચના કરી છે. સાધક જ્ઞાનની મિત્રતા રાખે પણ જ્ઞાનના મોહમાં ન પડે તે જરૂરી છે. જ્ઞાનના મોહમાં પડવાથી જ્ઞાનમાં જ રહી જવાશે ને જ્ઞાનદ્વારા જે મેળવવાનું છે તે ભુલાઈ ને રહી જશે. સાધકે જેમ જ્ઞાનની પ્રીતિ કરતાં શીખવું જોઈએ તેમ અજ્ઞાનના શિકાર ન થવાય તેનું પણ ધ્યાન રાખવું જોઈએ. અજ્ઞાન અથવા અવિદ્યા જ સંસારનું ને સુખદુઃખ તથા મુક્તિ ને બંધનનું કારણ થાય છે. તેને સાવધાનીથી દૂર કરીને જ્ઞાનના પ્રકાશમાં પ્રતિષ્ઠિત થવું ખૂબ જરૂરી છે.

(અહંતા, મમતા, રાગ ને દ્વેષ, ભેદભાવ તેમ જ પરમાત્માની વિસ્મૃતિ એ અજ્ઞાનનું જ પરિણામ છે. તેનાથી પર થતાં સાધક નમ્ર, સરળ ને નિરભિમાની બને છે, મમતાથી મુક્તિ મેળવે છે, બધે જ પરમાત્માના પ્રકાશનું દર્શન કરીને અભેદભાવમાં સ્થિત બને છે, ને પરમાત્માનો સાક્ષાત્કાર કરીને જીવનને પ્રભુમય કરી પ્રભુના મહિમાને પ્રેમથી પ્રકાશિત કરે છે. જ્ઞાન એટલે ગ્રંથોનો અભ્યાસ ને વિશ્વવિદ્યાલયની ડિગ્રી નહિ; જ્ઞાન એટલે જુદાજુદા વિષયોની વિગતવાર માહિતી ને ભાષાજ્ઞાન પણ નહિ; જ્ઞાન એટલે લેખન ને પ્રવચનની કળા પણ નહિ; તર્કપટુ થવું તે પણ જ્ઞાન નથી; જ્ઞાન તો એક જાતની વિવેકશક્તિ, સદ્બુદ્ધિ કે પ્રજ્ઞા છે; સત્યનો સાક્ષાત્કાર કરાવી દેનારી એક જાતની અમૂલખ અંતર્દષ્ટિ છે; મનની નિર્મળતા, સાત્ત્વિકતા ને સ્થિરતાને પરિણામે તે પ્રાપ્ત થાય છે, શાંતિ આપે છે, ને પદાર્થોના બાહ્ય રૂપરંગની અંદર રહેલા પરમાત્મા પરમ પ્રકાશની સાથે આત્માની ઓળખાણ કરાવી પરમાત્માના વિશ્વરૂપના અભેદદર્શનમાં મદદ કરે છે. મગજને માહિતીનું મ્યુઝિયમ બનાવી દેવું એ એક વાત છે ને સારાસારને સમજી શકનારી સદ્બુદ્ધિ મેળવવી તે બીજી જ વાત છે. આપણે જેની વાત કરીએ છીએ તે જ્ઞાનને એવી સદ્બુદ્ધિ સાથે જ સંબંધ છે. તેનું જ આપણે ગૌરવગાન કરીએ છીએ ને તેની સૌને જરૂર છે. શંકરનું ત્રીજું નેત્ર ને દિવ્યચક્ષુ તે જ છે. તેને મેળવનારો સાધક સંસારના રૂપરંગ, આઘાતપ્રત્યાઘાત ને પ્રવાહની સામે સદાય સલામત બની જાય છે ને સામી છાતીએ સ્મિતપૂર્વક ઊભો રહે છે. તે દિવ્યચક્ષુની પ્રાપ્તિ માટે જ તપ છે, નિયમ છે, સાધન છે, ને ધર્માચરણ પણ તેને માટે જ છે. તેની પ્રાપ્તિ થતાં પરમાત્માની પ્રાપ્તિ દૂર નથી રહેતી.

### [૪૧] પૂર્ણાહુતિ

એ પ્રમાણે પરમાત્માના મહિમાનું વર્ણન કરીને આ ઉપનિષદના આરંભમાં જે જિજ્ઞાસા — જગતના મૂળ કારણને જાણવાની

ઇચ્છાનો ચિતાર આપવામાં આવ્યો છે તેનો ચોક્કસ ઉત્તર અથવા ખુલાસો ઋષિ આપણને આપી દે છે. આ ઉપનિષદની પૂર્ણાહૂતિ કરતાં છેલ્લા છઠ્ઠા અધ્યાયમાં તે એ જ વાતનો ફરી ઉલ્લેખ કરીને કહે છે કે કેટલાક વિદ્વાનો સ્વભાવથી જ જગત ઉત્પન્ન થાય છે એમ કહીને સ્વભાવને જગતનું કારણ કહે છે, તો કેટલાક મોહમાં ડૂબેલા માનવો કાળને કારણ માને છે. પરંતુ તેમાંથી એકને આ જગતના કારણ રૂપે માની શકાય તેમ નથી. જગતનું મૂળ ને એકમાત્ર કારણ બ્રહ્મ અથવા પરમાત્મા પોતે જ છે, જગત તેનો જ મહિમા છે, તેનાથી જ જગત વ્યાપ્ત થઈ રહેલું છે. તે પરમાત્મા સર્વજ્ઞ ને કાળના પણ કાળરૂપ છે. તે ઈશ્વરોના પણ મહેશ્વર છે; દેવતાઓના પરમ દેવ, પતિના પણ અધિપતિ અથવા સ્વામી ને સર્વોત્તમ છે. તેમના જેવો તેમ જ તેમનાથી અધિક આ સંસારમાં બીજો કોઈ જ નથી. આ જગતમાં તેમનો કોઈ સ્વામી કે નિયંતા નથી. તે જ સર્વના કારણરૂપ છે. તે પરમાત્મા સૌમાં રહેલા છે, સર્વવ્યાપક છે, સૌના અંતરાત્મા છે, કર્મોના અધિપતિ છે, સૌના આધારરૂપ, સાક્ષી, ચેતનસ્વરૂપ, એકાકી તેમ જ અનન્ય ને નિર્ગુણ છે. જે વિવેકી પુરુષો તે પરમાત્માને પોતાની અંદર જુએ છે તેમને શાંતિ મળે છે; બીજાને નહિ. બધાયે અનિત્ય વસ્તુઓમાં તે જ નિત્ય છે; ચેતન પદાર્થોમાં ચેતન રેલાવનાર પણ તે જ છે. તે એક છે છતાં અનેકની અનેક પ્રકારની ઇચ્છાઓને પૂરી કરે છે. જ્ઞાન ને યોગ અથવા તો વિવેક ને ધ્યાનની મદદથી તે જાણી શકાય છે. તેમને જાણીને માણસ બધી જાતનાં બંધનોમાંથી મુક્તિ મેળવે છે.

તે પરમાત્મા સૂર્યના પ્રકાશથી પ્રકાશિત થતા ને જોઈ શકાતા નથી, તેમ જ ચંદ્ર ને તારાનું તેજ પણ તેમને પ્રકાશિત નથી કરી શકતું અથવા તેમની પાસે નથી પહોંચતું. તો પછી અગ્નિનો પ્રકાશ તો ત્યાં પહોંચી શકે જ કેવી રીતે? તેમના પ્રકાશથી જ બધું પ્રકાશે છે; તે પ્રકાશે છે તેથી જ સૌને પ્રકાશ મળે છે.

પાણીમાં જેમ અગ્નિનો પ્રવેશ થાય ને તે તેના અણુપરમાણુમાં પ્રસરી જાય, તેમ તે પરમાત્મા સંસારમાં સર્વત્ર છવાયેલા છે. તેમને જાણીને જ મનુષ્ય મૃત્યુથી પર થઈ શકે છે. મૃત્યુંજય થવાનો બીજો કોઈ માર્ગ નથી. તે વિશ્વના કર્તા ને જ્ઞાતા છે. પોતે જ પોતાનું કારણ છે. તે સૌનું કારણ છે પણ તેમનું કારણ કોઈ જ નથી. તે પોતે પોતાના સ્વરૂપમાં રહેલા છે, અમર છે, સૌના નિયંતા, જ્ઞાતા ને ભર્તા છે.

એ પ્રમાણે વર્ણન કરીને ઋષિ તે પરમાત્માનું ફરી શરણ લે છે ને બે સુંદર શ્લોકની રચના કરતાં કહે છે કે સૃષ્ટિની રચના માટે જે સૌથી પહેલાં બ્રહ્માના રૂપમાં પ્રકટ થાય છે ને સૃષ્ટિના મંગલ માટે પરમ જ્ઞાનને પ્રકટ કરે છે, તે મન તેમ જ બુદ્ધિને પ્રકાશ ને પ્રેરણાનું દાન દેનારા દેવોના દેવનું હું મુક્તિની ઇચ્છાથી શરણ લઉં છું. જે અવયવ વિનાના, ક્રિયારહિત, શાંત, નિર્દોષ, નિર્લેપ, અમરતાના પુલ જેવા ને બળી ગયેલા લાકડાના અગ્નિ જેવા શાંત ને પરમ પ્રકાશવાન છે, તે દેવોના દેવ પરમાત્માનું હું મુક્તિની ઇચ્છાથી શરણ લઉં છું. શરીર પર ચામડીનું આવરણ છે તેમ આખા આકાશને કોઈ શરીરની આસપાસ વીંટી શકે તોપણ, તે પરમાત્માને જાણ્યા વિના કદી દુઃખનો અંત ન આવી શકે.

પરમાત્માના મહિમાને આવી રીતે જાણનાર ને કહી બતાવનાર ઋષિ કોણ છે તે જાણો છો ? તેમનું નામ શ્વેતાશ્વતર ઋષિ છે, ને તેમના નામ પરથી આ ઉપનિષદ શ્વેતાશ્વતર ઉપનિષદના નામથી ઓળખાય છે. પરમાત્માનું તે જ્ઞાન તેમણે તેમની પાસે આવેલા જિજ્ઞાસુ ને એકાંતપ્રેમી પુરુષોને પૂરું પાડ્યું.

એ પછીના છેલ્લા બે શ્લોક ક્ષેપક લાગે છે. તેમાં કહ્યું છે કે પરમાત્મા ને ગુરુમાં જેને સાચી ને ઊંડી ભક્તિ હોય, તેવો મહાપુરુષ પરમાત્માના મહિમાનો અનુભવ યથાર્થ રીતે કરી શકે છે.

તેની સાથેસાથે શ્લોકમાં સૂચના આપી છે કે આ જ્ઞાન અર્થાત્
મનુષ્યને તેમ જ જે પોતાનો પુત્ર કે શિષ્ય ન હોય તેને ન આપવું.
હવે તો સમય બદલાયો છે ને આપણે માનીએ છીએ કે જ્ઞાનની
ઇચ્છા હોય તે સૌને જ્ઞાન આપવું. પછી તે ભલેને પોતાનો
પુત્ર કે શિષ્ય ન હોય તોપણ હરકત નથી. પુત્ર ને શિષ્ય પણ
જિજ્ઞાસુ ન હોય તો તેને જ્ઞાન આપવાનો કોઈ અર્થ નથી. જ્ઞાન
સમસ્ત સંસારનું છે ને સંસારના બધા જીવોને માટે તેનો ભંડાર
કોઈ પણ જાતના બાહ્ય ભેદભાવ વિના ખુલ્લો મૂકવો જોઈએ.
જ્ઞાનીઓ તેવા વિશાળ હૃદયના ને કરુણામૂર્તિ બને એવું આપણે
ઇચ્છીશું.

ૐ શાંતિઃ શાંતિઃ શાંતિઃ

## કૈવલ્ય ઉપનિષદ

### મહત્ત્વના મુદ્દા

[૧] પુત્ર ને શિષ્યને જ્ઞાન

[૨] ધર્મ : અંતરંગ એકતા

[૩] અદ્વિયારનાં એકતાસૂચક વૃક્ષો

[૪] 'મૂળભૂત એકતા'

[૫] એકતાનાં પ્રેરકબળ

[૬] એકતાનાં બે અમર વાક્યો

[૭] અશાંત મનુષ્યને જ્ઞાન કેમ નહિ ?

[૮] ઉપનિષદનું અમર ને ઉપકારક સાહિત્ય

[૯] જીવનની મહાયાત્રા

[૧૦] 'સહ'નો શાંતિપાઠ

[૧૧] 'સહ'ની મહત્તા

[૧૨] ખિસકોલીનો પાઠ

[૧૩] બનાવટી સુખડની વાત

[૧૪] આશ્વલાયનનો પ્રશ્ન

[૧૫] સાચો ગુરુ

## કૈવલ્ય ઉપનિષદ

### [૧] પુત્ર ને શિષ્યને જ્ઞાન

શ્વેતાશ્વતર ઉપનિષદના છેલ્લા શ્લોકોમાં કહેવામાં આવ્યું છે કે પોતાના પુત્ર કે શિષ્યને જ્ઞાન આપવું. તે સૂચનામા તે જમાનાની પરિપાટીનું પ્રતિબિંબ પડે છે. અલબત્ત, એનો અર્થ એવો નથી કે જ્ઞાન કોઈ બીજાને અપાતું જ નહિ ને પુત્રો તથા શિષ્યો પૂરતું જ મર્યાદિત રાખવામાં આવતું. અધિકારી કે જિજ્ઞાસુને જ્ઞાનનો સંદેશ સંભળાવવા ઋષિઓ ને મહાપુરુષો સદાય તૈયાર હતા. જુદાં જુદાં ઉપનિષદ પર દૃષ્ટિપાત કરવાથી આ વાત સહેલાઈથી સમજી શકાય છે. જે જિજ્ઞાસુ હતા તેવા પુરુષો ઋષિઓની પાસે નમ્રતાની મૂર્તિ બનીને શિષ્યભાવે જરૂર ગયા હતા. છતાં જે કેવળ જિજ્ઞાસુ ને શંકાશીલ હતા તેમને પણ જ્ઞાન આપવામાં આવતું જ. શિષ્ય ને પુત્રને જ્ઞાન આપવાની વાત શ્વેતાશ્વતર ઋષિની ખાસ ભલામણ તરીકે માની લઈએ તોપણ, એનો વિચાર કરતાં એટલું તો જરૂર સમજી શકાય છે કે પુત્ર ને શિષ્ય પિતા તેમ જ ગુરુના આપેલા જ્ઞાનને જીવની જેમ જતન કરીને જાળવી રાખે; તે જ્ઞાનની મહત્તાને તે સારી રીતે સમજી શકે; ને તે જ્ઞાનના ગૌરવને સાચવી રાખે. તે ઉપરાંત, તે રીતે જ્ઞાનનો પ્રચાર થવાથી જ્ઞાનનો પ્રવાહ અત્યંત ચોક્કસ રીતે ને વંશપરંપરા ચાલ્યા કરે; તેનો પ્રવાહ કદી પણ મંદ પડે અથવા અટકે નહિ. ગમે તેમ, પણ શિષ્ય ને પુત્રની

મારફત વંશપરંપરા વહેતોવહેતો જ્ઞાનનો એ અનેરો ને આશીર્વાદરૂપ પ્રવાહ પુરાણકાળથી ચાલુ થઈને છેક વર્તમાનકાળ સુધી એકસરખો ને અખંડ રીતે વહી રહ્યો છે તેનો મોટા ભાગનો યશ ગુરુદ્વારા શિષ્યને આપવામાં આવતા જ્ઞાનની આ પુરાણી પરંપરાને જ ઘટે છે. તે પરંપરાના પ્રતાપથી જ જ્ઞાનનાં સૂત્રો વ્યવસ્થિત રીતે જીવતાં રહી શક્યાં છે ને ઉપનિષદ જેવા ઉપયોગી ગ્રંથોનો લાભ આજે સૌને મળી રહ્યો છે. ભારતની સંસ્કૃતિ, ભારતના ધર્મ ને તત્ત્વજ્ઞાનને જીવંત રાખવામાં તેમણે કાંઈ નાનોસૂનો ભાગ નથી ભજવ્યો.

### [૨] ધર્મથી અતરંગ એકતા

બીજો ને મહત્ત્વનો લાભ એકતાનો છે. દેશના ભિન્નભિન્ન ભાગોમાં વસનારા લોકો ઉપનિષદના વાચન ને શ્રવણ તથા મનનમાં એકસરખો રસ ધરાવે છે. ગીતા ને ઉપનિષદ જેવા ગ્રંથો તેમનામાં વિચાર, ભાવ, લાગણી ને જીવનની ઉન્નતિના આદર્શની એકતા ઊભી કરે છે ને પ્રભુતાની નવી લહર પેદા કરે છે. એ રીતે તેમનાં બાહ્ય રૂપરંગ ગમે તેવાં હોય તોપણ, તેમની માનસિક ને આત્મિક એકતા સિદ્ધ કરવામાં તે ઘણો મહત્ત્વનો ભાગ ભજવે છે. જેમ રાષ્ટ્રીયતાના આદર્શ પર સમસ્ત દેશનું સંગઠન શક્ય બને છે તેમ ધાર્મિકતા અથવા ધાર્મિક સિદ્ધાંતોની એકવાક્યતાના આધાર પર પણ બની શકે છે. રાષ્ટ્રીયતાની આટલી પ્રબળ હવા તો હમણાંહમણાં પેદા થઈ, પરંતુ તેના કેટલાય વખત પહેલાં, કહો કે છેક પુરાતન કાળથી, આ દેશમાં ધર્મ ને તત્ત્વજ્ઞાને જ દેશની એકતાના સંદેશવાહક તરીકે ને તે એકતાને સાકાર ને સુદૃઢ બનાવનારા મહાન બળ તરીકે કામ કર્યું છે. તેની તે કીમતી સેવા કદી પણ ભૂલી શકાય તેવી નથી. ઉપનિષદકાળ પછી લાંબે વખતે થયેલા શંકરાચાર્યે પોતાના પ્રચંડ પુરુષાર્થથી એકતાના એ મંત્રને પ્રત્યક્ષ કર્યો ને દેશને ચાર ખૂણે ચાર દિશામાં ચાર પીઠની સ્થાપના કરી. એ પીઠ કેવળ વિદ્વત્તાની વ્યાસપીઠ ન હતી પરંતુ

દેશની સાંસ્કૃતિક ને ભૌગોલિક એક્તાની પરિચારક હતી. દેશના ધાર્મિક પ્રવાહને આપણે એ દૃષ્ટિથી જોવાની ને ધર્મ તેમ જ તત્ત્વજ્ઞાનને એ રીતે નવા ને વધારે સારા દૃષ્ટિબિન્દુથી મૂલવવાની જરૂર છે. કેવળ ભારતવર્ષમાં જ નહિ પરંતુ સંસારભરમાં જ્યાં જ્યાં ધર્મ ને તત્ત્વજ્ઞાનનો આ પ્રવાહ ફેલાયો છે ને હજી પણ ફેલાઈ રહ્યો છે ત્યાં તે માનવજાતિની અંતરંગ એકતાને સિદ્ધ કરવાનું કામ કરે છે.

માનવજાતિની એવી અંતરંગ એકતા જેટલી વધારે પ્રમાણમાં સિદ્ધ થાય તેટલું સારું છે, ને ધર્મ ને તત્ત્વજ્ઞાન તે દિશામાં અત્યંત મહત્ત્વનો ફાળો આપી શકે તેમ છે. માનવજાતિ બાહ્ય રીતે ભલે જુદાજુદા રૂપરંગની બનેલી હોય, જુદીજુદી ભાષા બોલતી હોય, જુદાજુદા રીતરિવાજોમાં માનતી હોય ને જુદીજુદી સમાજ-વ્યવસ્થામાં વિશ્વાસ રાખતી હોય, પરંતુ અંતરંગ રીતે એક જ છે. ઈશ્વરનું એક જ લોહી એનામાં વહી રહ્યું છે; એક જ ધરતી પર એક જ રીતે તે જીવે છે, ને તે માનવજાતિ હોવાથી મૂળભૂત રીતે એક જ છે એ વાતને આપણે નથી ભૂલવાની. પ્રજાની ભાવના, ઊર્મિ, લાગણી ને આદતો બધે લગભગ સરખી જ છે. જુદીજુદી પ્રજા એક જ વિશાળ વિશ્વવૃક્ષની જુદીજુદી શાખા જેવી છે. માનવજાતિ જ નહિ પરંતુ સંસારની સઘળી જીવસૃષ્ટિ એક છે. સૌની અંદર એક જ પ્રકારનો ઈશ્વરી પ્રકાશ પ્રકટી ને પ્રસરી રહ્યો છે. આ વાતને સમજી લેવાની ને જીવનમાં વણી લેવાની જરૂર છે. સાંસારિક ભ્રાતૃભાવની ભાવનાને ઉત્પન્ન થતાં પછી વાર નહિ લાગે. વસુધા એક કુટુંબ છે એ ભાવના પછી જીવનનાં બધાં જ ક્ષેત્રોમાં સાકાર બનશે. રંગભેદ ને વર્ગભેદની નીતિનો પછી અંત આવશે, બીજા દેશોને પદદલિત રાખવાની પુરાણી પ્રથાનો નાશ થશે, તે માટે હિંસાનાં ભયંકર સાધન ને તેની પાછળ ખરચાતી અખૂટ સંપત્તિની કૂચ કાયમ માટે બંધ થશે, ને ધર્મ તથા વિચારભેદ ને વાદને નામે ચાલતી અશાંતિ, ચડસાચડસી,

ખૂનામરકી ને ભેદભાવનાનો અંત આવશે. માનવજાતિની અંદર એવી અંતરંગ, સમજપૂર્વકની ને સાચી એકતા થાય ને સૌ એકમેકની સેવા, સહાયતા ને ઉન્નતિ તથા સુખાકારીના કલ્યાણકારક કામમાં લાગી જાય એવું આપણે અવશ્ય ઇચ્છીએ છીએ. સંસ્કૃતિમાં માનનારા, પોતાને સુધરેલો કહેવડાવનારા ને પ્રગતિની પરિસીમાએ પહોંચવાનો ઉત્તરોત્તર પ્રયાસ કરનારા માનવને માટે તે જરૂરી છે. તેની પાસે એટલી આશા રાખવામાં આવે તે વધારેપડતું નથી. સમય હવે બદલાયો છે. જમાનો ઝડપથી બદલાતો જાય છે એમ લોકો કહે છે. ને આપણે પણ જોઈએ છીએ કે જમાનો અત્યંત ઝડપથી બદલાતો જાય છે. માનવીની ઇચ્છા ને મહત્ત્વાકાંક્ષા આગળ ને આગળ ને અત્યંત વેગથી – વાયુવેગથી માર્ગ કરી રહી છે. લોકો કહે છે કે જમાનો રૉકેટોનો છે, ત્યાં તો નવો જમાનો શરૂ થાય છે. નવા ચંદ્રને અવકાશમાં વહેતા મૂકવાની ને ચંદ્ર જેવા ગ્રહોમાં પહોંચવાની ને વસવાની તથા વસાવવાની સાધના થઈ રહી છે. પૃથ્વી પર અથવા નીચે જમીન પર જેમનાં રાજ્ય ચાલે છે તે હવે અવકાશના એ પ્રદેશોમાં પ્રભુત્વ જમાવવાની હરીફાઈ કરી રહ્યા છે. પૃથ્વી પરનાં રાજ્યો તો હજી બરાબર ચાલતાં નથી ત્યાં હવે નવા રાજ્યની ઇચ્છાથી નવા પ્રયોગો શરૂ થયા છે. આ પ્રયોગો આપણને નાપસંદ છે એમ નથી. માનવીની મહત્ત્વાકાંક્ષા ને પુરુષાર્થ-શક્તિના સફળ કે નિષ્ફળ પ્રયોગ તરીકે તેનું મૂલ્ય ઘણું મોટું છે એ નિર્વિવાદ છે. પરંતુ તેની સાથે એક બીજી વાત પણ યાદ રાખવાની છે. તે એ છે કે નવીનવી શોધો થાય છે તેની સાથે જમાનો બદલાતો નથી. જમાનો બદલાવો જોઈએ, પણ બદલાતો નથી એ હકીકત છે. માનવને માટે જમાનો એક જ છે ને તેમાં કોઈ મોટો સુધારો નથી થયો. માનવનું મન હજી એવું જ દગાખોર, ઈર્ષાળુ, સ્વાર્થી, લાલસાવાળું ને અહંકારી રહ્યું છે. તેનું પરિવર્તન ન થાય તો જમાનો નહિ બદલાય પણ એનો એ જ રહેશે. માનવ જમીન પરથી આગળ વધીને અવકાશમાં રાજ્ય કરશે તોપણ એ જ

સ્વાર્થી નીતિ અપનાવશે; ત્યાં પણ લડાઈની તૈયારીઓ ને લશ્કરી કરારો કે પેક્ટ કરશે, ને પરિણામે વિશ્વનું વાતાવરણ આજે છે તેથીય વધારે અશાંતિમય ને ભયાનક થઈ પડશે. અત્યારે તો જમીનને જ સાચવવાની છે પણ પછી, હવેનાં વરસોમાં અંતરીક્ષને પણ સાચવવું પડશે. માણસ બદલાશે નહિ ત્યાં સુધી આ બધા પ્રયોગો ને તેનાં પરિણામો તેને ને સંસારને માટે આશીર્વાદરૂપ નહિ જ થઈ શકે. આ વસ્તુને આપણે આ દૃષ્ટિબિંદુથી જોઈએ છીએ. ને તેથી જ માનવમનને સુધારવા ને માનવજાતિની એકતાની ભાવનાને વધારવા પ્રયાસ કરવા તરફ વધારે ધ્યાન આપવાનું કહીએ છીએ. તેવા પ્રયાસ અત્યંત આવશ્યક છે ને ગમે તે તરફથી કરવામાં આવે તોપણ ટેકો આપવા જેવા છે. ધર્મ ને તત્ત્વજ્ઞાન આ દિશામાં અત્યંત મહત્ત્વનો ફાળો આપી શકે એમ છે. એની સમજણ, એના આચરણ ને અમલથી માનવ સાચા અર્થમાં માનવ બને છે, સાત્વિક થાય છે, દયાળુ, પ્રેમાળ, ઉદાર, વિશાળ, પવિત્ર ને સહાનુભૂતિવાળો થાય છે. એના વધારે ને વધારે આચરણ ને પ્રસારણથી માનવજાતિને લાભ જ થશે. અંદરઅંદરના વેરભાવ ને ભેદભાવનો અંત આવશે, તેમ જ માનવનું જીવન વધારે ને વધારે સાત્વિક થતાં સંસારનું સ્વરૂપ પણ પલટાઈ ને વધારે શાંતિમય, સુખમય ને સ્વર્ગીય થઈ જશે.

## [૩] અડિયારનાં એકતાસૂચક વૃક્ષો

બે દિવસ પહેલાં મેં અહીંની થિયોસોફીકલ સોસાયટીની મુલાકાત લીધી. મદ્રાસના અડિયાર નામના શાંત ને સુંદર સ્થળમાં એ સોસાયટીનું મુખ્ય કેન્દ્ર છે. બાજુમાં જ અડિયાર નદી ને સમુદ્રનો સુંદર સંગમ થાય છે. વાતાવરણ એટલું સુંદર છે કે વાત નહિ, જે અસાધારણ આત્માએ આ સ્થાન પસંદ કર્યું ને આધ્યાત્મિક પ્રવૃત્તિના મુખ્ય કેન્દ્ર તરીકે શરૂ કર્યું તેને ખરેખર ધન્યવાદ ઘટે છે. ત્યાંની સુંદરતા, શાંતિ તેમ જ ત્યાંનું વિશુદ્ધ વાયુમંડળ એટલું

બધું અસરકારક ને હૃદયસ્પર્શી છે કે વાત નહિ. સર્વધર્મસમભાવ ને વિશ્વબન્ધુત્વ થિયોસૉફીકલ સોસાયટીના મુખ્ય સિદ્ધાંત છે, ને એને અનુલક્ષીને તે પોતાની પ્રવૃત્તિ કરે છે. જુદાજુદા ધર્મોનાં ત્યાં મંદિર છે. દેશવિદેશના અનેક પ્રવાસી ત્યાં દર્શન કરવા ને રહેવા માટે આવે છે. તેમને માટે ત્યાં સારામાં સારી વ્યવસ્થા છે. માંસાહારને માટે ત્યાં બિલકુલ રજા નથી, ને બીજા દેશોમાંથી આવનાર તેમ જ માંસાહારથી ટેવાયેલા માણસોને માટે પણ શાકાહારની જ વ્યવસ્થા ને શાકાહારનો જ નિયમ છે. એ જાણીને મને ખૂબ જ આનંદ થયો. ત્યાં રહેનારા એક ભાઈએ એક બીજી વિશેષ નોંધપાત્ર વસ્તુ બતાવી. થિયોસૉફીકલ સોસાયટીની શાખાઓ સંસારના કેટલાય દેશોમાં છે. તે બધા જ દેશોના પ્રતિનિધિ અડિયારના આ સ્થળમાં પોતપોતાના દેશની માટી લઈને ભેગા થયા હતા. તેમણે એક જ દિવસે ને એક જ વખતે પોતપોતાના દેશનાં વિશેષ વૃક્ષો વાવ્યાં ને તેના પર પોતાના દેશની ખાસ માટી પાથરી દીધી. ઘણું ભગીરથ કામ કહેવાય. એક સ્થળે એકસાથે ને એક સમયે આ બધી સામગ્રી ભેગી કરવી તે કાંઈ ઓછી મહેનતનું કામ નથી. મહેનત કરતાંય વધારે તો તેમાં દિલચસ્પી કે રસ જોઈએ. રસ ન હોય તો એ માટેની મહેનત કરવાની પ્રેરણા મળે જ નહિ. આજે તો એ દિલચસ્પીએ વિશાળ ને અસંખ્ય વૃક્ષનું રૂપ ધારણ કરી લીધું છે. દરેક વૃક્ષની પાસે એકેક પથ્થર રાખેલો છે ને તેના પર તે વૃક્ષને રોપનારા દેશનું નામ લખેલું છે. એવાં વૃક્ષો ને તેમની પાસેના પથ્થરોનો એક મોટો વિભાગ કે રાજમાર્ગ જ તૈયાર થઈ ગયો છે. આ વસ્તુ ખરેખર નવી છે. તેની પાછળની પ્રેરણા, કલ્પના, ભાવના કે દૃષ્ટિ ખરેખર મૌલિક છે. સોસાયટીના વિશ્વબન્ધુત્વના આદર્શના મૂર્ત સ્વરૂપ તરીકે એ વૃક્ષો આજે પણ ગૌરવપૂર્વક ઊભાં રહ્યાં છે ને અનંતકાળ લગી ઊભાં રહેશે.

એ વૃક્ષોને જોઈને મને થયું કે આવાં વૃક્ષો વિશ્વબંધુત્વની ભાવનાને રજૂ કરતાં જો માનવના અંતરની ધરતીમાં ઊગી નીકળે

તો ? જે ભાવનાએ જમીન પરનાં વૃક્ષોને તૈયાર કર્યાં છે તે ભાવના માનવના મનમાં પણ સામૂહિક રૂપે તૈયાર થઈ જાય તો ? એકતાની ભાવનાને બહારની ધરતી પર મૂર્તરૂપે રજૂ કરવી અઘરી છે. તેમાં ઓછા પરિશ્રમની જરૂર નથી પડતી. પરંતુ બહારની ધરતી કરતાં પણ માનવના જટિલ, અસ્થિર ને મલિન મનની અંદરની ધરતી પર તેને સાકાર કરવાનું કામ વધારે કપરું કે અઘરું છે તે નક્કી છે. વાણી, વર્તન ને વિચારની સમજપૂર્વકની એકતા ને એકવાકયતા એથીય અઘરી છે. છતાં આવશ્યક ને આશીર્વાદરૂપ છે. માનવના અંતરની અંદરની ધરતીમાં તેનાં મૂળ જામે ને ઊગી નીકળે તો ? મને થયું કે એકતાનો મંત્ર ને સંદેશ આપનારાં આ વૃક્ષોની પાસેથી માનવજીવનના પરિવર્તન ને ઘડતરનો આટલો પાઠ શીખી લે તો તેને માટે તે કેટલો બધો લાભકારક થઈ પડે ! બધા જ સાચા સંતોએ ને ધર્મોએ વિશ્વબંધુત્વ ને એકતાની આવી ઉપયોગી વાણી વિશ્વના વાયુમંડળમાં વહેતી મૂકી છે. પરંતુ તે વિશ્વના વાયુ-મંડળમાં જ મોટે ભાગે વ્યાપી ને ફરી રહી છે. માનવના મન ને અંતરને એણે અસર નથી કરી, અથવા કહો કે અત્યંત ઓછી અસર કરી છે ને જોઈએ એટલી ને એવી અસર નથી કરી. તે સંતો, ધર્મો ને ધર્મગ્રંથોને માનનારામાંના મોટા ભાગના માણસો પણ એ અસરથી ઓતપ્રોત નથી થયા. તેને લીધે ભ્રાતૃભાવ ને એકતાની વાતો હવામાં જ રહી છે ને સંસારમાં ધર્મને નામે પરિવર્તનની દોટ ને હોડ, તે માટેનાં છળકપટ ને તે માટેની અનીતિ-મય પ્રવૃત્તિ ને અહંતા જ વધી પડી છે. માનવ ધર્મનો આધાર લઈને સહાનુભૂતિથી સંપન્ન બનવાને બદલે અહંકારી ને આવેશવાળો બની ગયો છે. એને લીધે પણ ધર્મ કે સંપ્રદાયે તેમ જ ધાર્મિક પ્રવૃત્તિએ પોતાનું આકર્ષણ ખોઈ નાખ્યું છે. તેને ફરી વાર જમા-વવા ને ધાર્મિક પ્રવૃત્તિને સફળ ને મંગલમય બનાવવા એકતા ને વિશ્વબંધુત્વની પ્રવૃત્તિને વધારે ને વધારે વેગ આપવો જોઈએ. તેવી પ્રવૃત્તિને કોઈ પણ પ્રકારના પૂર્વગ્રહ ને ભેદભાવ વિના શકય

તેટલું બધું ઉત્તેજન આપવાની જરૂર છે. એકતાને સૂચવનારાં એ વિવિધ ને વિશાળ વૃક્ષોને જોઈને મારા મનમાં એવાએવા અનેક વિચાર ને ભાવ ઉત્પન્ન થઈ રહ્યા. અડિયારની એ ધરતી માનવજાતિની મૂળભૂત એકતાને રજૂ કરનારી એક મંગલ ધરતી છે, ને તેનું મહત્ત્વ એક તીર્થ કરતાં જરાય ઓછું નથી, એમ મને લાગ્યું. માનવજાતિની મૂળભૂત એકતા તેમ જ સર્વધર્મસમભાવ ને વિશ્વબંધુત્વનો સંદેશ આપનારાં આવાં સાંસ્કૃતિક સંગમસ્થાનો – તીર્થસ્થાનો જેટલાં વધારે થાય ને તેમની કલ્યાણકારી પ્રવૃત્તિઓ જેટલી ફાલે ને ફૂલે તેટલું સારું છે.

### [૪] 'મૂળભૂત એકતા'

આગળ મેં 'માનવજાતિની મૂળભૂત એકતા' એવો શબ્દપ્રયોગ કર્યો છે. તે સહેતુક છે. એકતાનો અર્થ કેટલાક માને છે તેમ એવો નથી કે સંસારમાં બધું એકરૂપ જ થઈ જાય ને વિરોધી વિચાર, બળ, સંસ્કાર તેમ જ પદ્ધતિઓનો અંત આવે. વિરોધી વિચારસરણી ને સિદ્ધાંતોનો નાશ કરવો ને પોતાને પ્રતિકૂળ કે નાપસંદ એવાં બધાં જ તત્ત્વોને દબાવી દેવાં ને નષ્ટ કરવાં એ પણ એકતાની સાચી દિશા નથી. એકતાની એવી આંધળી પ્રવૃત્તિ અનર્થ જ ફેલાવે ને અસંતોષ જ ઉત્પન્ન કરે. તેવી પ્રવૃત્તિ કૃત્રિમ છે ને આદરણીય નથી જ નથી. તેની બધી રીતે ઉપેક્ષા જ કરવી જોઈએ. એકતાની એવી કૃત્રિમ પ્રવૃત્તિઓ જ્યાં જ્યાં કરવામાં આવી છે ત્યાં વિરોધના વંટોળ ઊઠયા છે, અશાંતિ જાગી છે, ઘર્ષણો પણ થયાં છે, ને બળવા પણ જાગ્યા છે. કોઈ કારણથી થોડા વખત માટે બળજબરીથી દબાઈ રહેલી માનવની ચેતના વધારે પ્રબળ બનીને સંજોગો સાનુકૂળ થતાં વધારે પ્રમાણમાં બંડખોર બનીને જાગી ઊઠી છે ને ચાલુ પદ્ધતિ સામે યુદ્ધે ચડી છે. એવી પદ્ધતિને આપણે આદર્શ નથી કહી શકતા. એવી બળજબરી, ત્રાસવાદ, ધાકધમકી ને જોરજુલમથી સ્થપાનારી કૃત્રિમ

એકતાનું આપણે સમર્થન નથી કરતા. તેના પક્ષકાર પણ નથી થતા. આપણે સમજી લેવું જોઈએ કે આ સંસારનું સ્વરૂપ વિવિધ પ્રકારનું જ રહેવાનું છે. તે વિવિધ પ્રકારનું જ છે, ને રહે તેમાં કાંઈ જ ખોટું નથી. આ સંસારમાં ભાવો, વિચાર, સિદ્ધાંત, રીતરિવાજ, ધર્મ, પોશાક વગેરે અલગઅલગ જ રહેશે. રુચિ ને રસ પણ જુદાં જ રહેશે. એ બહારથી દેખાતી ભિન્નતા સંસારની વિશેષતા છે. એનો આપણે સ્વીકાર કરવાનો છે. એના પ્રત્યે સહાનુભૂતિ રાખતાં શીખવાનું છે. ને એની અંદરની અંતરંગ એકતાને પકડી પાડી તેના તરફ માનવનું ધ્યાન દોરી, તેને વિકસાવવાના પ્રયાસ કરવાના છે. બહારના વિરોધાભાસી માળખાને તોડી પાડવાની જરૂર નથી. જરૂર છે તેના પર જે હદ ઉપરાંતનો ભાર મૂકવામાં આવે છે ને તેને જ સર્વસ્વ માનીને જે નીતિ નક્કી કરવામાં આવે છે તે પદ્ધતિનો ત્યાગ કરવાની; એકતાને નામે જે વિરોધી ભાવો, વિચારો ને સિદ્ધાંતો છે તેમને ન સહી શકવાની ને દુશ્મન બનીને દફનાવી દેવાની પદ્ધતિનો ત્યાગ કરવાની. માનવનાં મન જુદાં હોય, તન જુદાં હોય, વેશ ને રીતરિવાજ જુદા હોય, તોપણ તે બધા માનવ છે. એક જ ધરતી પર તે ફરે છે ને શ્વાસ લે છે. તેથી તેમણે એક થઈને જીવતાં શીખવું જ જોઈએ. તે તેમનું સહજ કર્તવ્ય થઈ પડે છે. તેમ કરતાં કરતાં વધારે ઉત્તમ વિચાર, સિદ્ધાંત ને જીવનપદ્ધતિનો વ્યાપક પ્રચાર આપોઆપ થશે, ને જે વધારે સારું ને સર્વોત્તમ હશે તેને મોટા ભાગના માણસો આપોઆપ ગ્રહણ કરશે ને ઝીલશે. પણ તે માટેનો માર્ગ પ્રેમનો ને વિવેકનો હોય. બળજબરી, ઘર્ષણ, ધમકી, ત્રાસ, અત્યાચાર અથવા જોરજુલમ ને હિંસાનો કદી પણ ન હોય તેનું ખાસ ધ્યાન રાખવાનું છે. તો જ જે એકતાની સ્થાપના થશે તે ઉપરછલી કે કૃત્રિમ ને કામચલાઉ નહિ હોય, પરંતુ મૂળભૂત હશે, તેનો પાયો પ્રબળ ને નક્કર થશે, ને લાંબા વખત સુધી તે માનવ તેમ જ માનવસમાજને માટે આશીર્વાદરૂપ થઈ પડશે

## [૫] એકતાનાં પ્રેરક બળ

સમભાવ, સહજીવનનો ભાવ અથવા સહભાવ ને પરસ્પરની મૈત્રીભાવ આખરે ક્યાંથી આવે છે? તેનો જન્મ અથવા તો આવિર્ભાવ ક્યાંથી થાય છે? તેનો ઉત્તર આપણે એવો આપીશું કે વિવેકમાંથી. અથવા બીજા વધારે સરળ શબ્દોમાં કહેવું હોય તો એમ કહી શકાય કે સદ્‌બુદ્ધિમાંથી. સદ્‌બુદ્ધિ અથવા વિવેકને લીધે જ વિશાળતા આવે છે, ને બીજાની તરફ લાગણી ને સહાનુભૂતિ પણ તેને પરિણામે જ પેદા થાય છે. 'મને મારું ગમે છે તેમ બીજાને તેનું ગમે છે.' 'મને મારું પસંદ કરવાનો અબાધિત અધિકાર છે તેમ બીજાને તેનું પસંદ કરવાનો તેવો ને તેટલો જ અખંડ અધિકાર છે; ને મને મારી પસંદગી પ્રમાણે જીવવાનું ગમે છે તેમ બીજાને પણ ગમે છે. જીવનની પસંદગી પ્રમાણેની પદ્ધતિમાં મને રસ છે, તે પદ્ધતિની સામે કોઈ અંતરાય ઊભા થાય તે મને પસંદ નથી; તેમ બીજાને પણ પોતાની મનપસંદ પદ્ધતિ ગમે છે ને તેનો વિરોધ નથી ગમતો.' એવા વિવેકમાંથી તટસ્થતાની તાલીમ મળે છે. એવી સમજ કે સદ્‌બુદ્ધિમાંથી બીજાની જીવન-પદ્ધતિ પ્રત્યે સમભાવ જાગે છે, બીજા પ્રત્યે પ્રેમ પેદા થાય છે, ને વિસંવાદ દૂર થાય છે. એવા વિવેકપૂર્વકના જીવનદર્શનથી જ એકતાનું સાચું, સદ્ધર ને અમર અથવા સનાતન વૃક્ષ તૈયાર થાય છે.

બીજી રીત છે ધર્મ ને તત્ત્વજ્ઞાનની. તે શીખવે છે કે માનવ-માત્ર મૂળભૂત રીતે એક છે. માનવ જ નહિ પરંતુ જીવમાત્રની અંતરંગ એકતા અખંડ છે. કેમકે પરમાત્માનો પરમ પ્રકાશ સૌની અંદર રેલાઈ રહ્યો છે. આ બધી બહારથી વિસંવાદી ને વિરોધાભાસી દેખાતી દુનિયાની અંદર એક પરમાત્માની પ્રેમવીણા વાગી રહી છે; બહારથી બેડોળ દેખાતી સૃષ્ટિમાં અંદરખાને એક પરમાત્માની સનાતન સુંદરતા વ્યાપી રહી છે; જડ ને ચેતનમાં બધે જ

એક પરમાત્માની મહાજ્યોતિ જાગી રહી છે, ને પૃથ્વીના અણુ તેમ જ પરમાણુમાં એની જ સુવાસ છવાઈ રહી છે. મધુરતા, દયા, કરુણા ને આનંદ તથા જીવનરૂપે તેની જ સનાતન શક્તિ બધે વ્યાપી ને રસ આપી રહી છે. જે પોતાનાં અંદર છે તે જ બીજાની અંદર. તે જ પરમ જ્યોતિનો પ્રકાશ જ્યાં જ્યાં નજર પડે ને ન પડે, જે જે કલ્પનામાં આવે ને ન આવે ત્યાં ને તે સ્વરૂપે બધે જ પડી, પ્રકટી ને પથરાઈ રહ્યો છે. સંસાર તેનું જ વ્યક્ત રૂપ છે. તેથી જ ભક્તકવિ નરસૈંયાએ ગાયું છે કે 'જાગીને જોઉં તો જગત દીસે નહીં.' અલબત્ત, જ્ઞાનની દુનિયામાં જાગવાથી, અનુભવનો આધાર લેવાથી અથવા વિવેકી થવાથી જ આવો અનેરો અનુભવ થઈ શકે છે. અજ્ઞાનની ઊંઘ જેની આંખમાં છે તેને આવો અલૌકિક અનુભવ નથી થઈ શકતો. પરમાત્માના પ્રેમનું અંજન આંજવાથી પણ એવું દર્શન સહેલું બને છે. એવા દર્શનના સહજ આનંદની અભિવ્યક્તિ કરતાં જ પ્રેમી ને જ્ઞાની કવિ ધીરાએ ગાયું છે :

'દાસ ધીરો કહે છે રે
જ્યાં જોઉં ત્યાં તુંહી તુંહી.'

સાચું છે. ધર્મ ને તત્ત્વજ્ઞાનનું એ સારવાક્ય છે. અત્યંત સચોટ ને સહેલી ભાષામાં તે રજૂ કરવામાં આવ્યું છે. ને એનો અનુભવ જે ધારે તે કોઈ પણ કરી શકે છે. સંસારમાં સર્વત્ર પરમાત્મા છે, ને જે છે તે બધું પરમાત્માનું જ પ્રતિરૂપ છે. એ બે વાક્યોમાં ધર્મ ને તત્ત્વજ્ઞાનનો સાર સમાઈ જાય છે ને સંસારની મૂળભૂત એકતાનો સંદેશ પણ આવી જાય છે. સૌ પ્રત્યે સદ્‌ભાવ ને પ્રેમ રાખવો જોઈએ, મીઠાશથી વર્તવું જોઈએ, ને સૌને મદદરૂપ થવું જોઈએ, કેમકે સૌમાં રહેલો પ્રકાશ એક જ છે. એ એનો ધ્વનિ છે. માનવની સંસારના એક મહત્ત્વના સભ્ય તરીકે બીજા જીવો સાથેની સગાઈ સહજ છે, ને સૌની સાથેનો તેનો વ્યવહાર

સ્નેહમય હોવો જોઈએ એ વાત એમાંથી આપોઆપ જ ફલિત થાય છે. એ દૃષ્ટિથી જોતાં એકતાનો બોધપાઠ તેને માટે સહજ થઈ જાય છે ને એકતાનો મંત્ર તેને વારસામાં મળે છે એ દેખીતું છે. ધર્મ ને તત્ત્વજ્ઞાન એ રીતે માનવની જ નહિ પરંતુ જીવમાત્રની એકતાની પ્રેરણા આપે છે. તે પ્રેરણા ઝીલવામાં ને જીવનમાં અનુવાદિત કરવામાં આવે તો માનવ ને માનવસમાજનું સ્વરૂપ સાચેસાચ ફરી જાય ને વધારે ને વધારે મંગલમય થાય એમાં શંકા નથી.

[ ૬ ] એકતાનાં બે અમર વાક્યો

ધર્મ ને તત્વજ્ઞાનના નીચોડરૂપ ને જીવનના ઉચ્ચોચ્ચ વિકાસના સારરૂપ બે મહાવાક્યો ભારતીય ઋષિવરોએ સમસ્ત સંસારની સામે રજૂ કર્યાં છે. તેમાંનું એક વાક્ય છે वसुधैव कुटुम्बकम् । વસુધા અથવા સમસ્ત સૃષ્ટિ એક કુટુંબ છે. તે વાક્ય ઘણું સુંદર છે ને વિશ્વબંધુત્વનો પડઘો પાડે છે એમાં શંકા નહિ. પરંતુ તેની સાથે બીજા વાક્યનો વિચાર પણ કરવા જેવો છે. તે વાક્યમાં ઋષિ કહે છે કે *आत्मवत् सर्वभूतेषु ।* સૌ જીવોમાં આત્મદર્શન કરવું ને સૌ જીવો પોતાના આત્મા જેવા છે એમ જાણીને સૌની સાથે વધારે ને વધારે મધુર, પ્રેમાળ ને નિષ્કપટ થવું. ગીતાએ એ જ ભાવનાનો પડઘો પાડતાં જરા જુદા શબ્દોમાં કહ્યું છે કે वासुदेवः सर्वमिति । જે કાંઈ છે તે બધું પરમાત્મા જ છે. એ બંને વિશ્વની— માનવની જ નહિ પણ સમસ્ત સંસારની એકતાનો સંદેશ આપનારાં મહાવાક્યો છે. પરંતુ પહેલા કરતાં બીજું વાક્ય વધારે શક્તિશાળી ને આગળ પડતું છે એની ના નહિ. પહેલા વાક્ય કરતાં બીજા વાક્યમાં વિકાસનું એક કદમ આગળ ભરવામાં આવ્યું છે. સમસ્ત સૃષ્ટિ તરફ કેવળ કુટુંબનો ભાવ નહિ પરંતુ આત્મીયતાનો અથવા તો પરમાત્માનો ભાવ એ તેની ખૂબી છે. ચિંતન ને અનુભવ એમાં બે ડગલાં આગળ વધે છે ને એક આગળના મહાન સત્યની રજૂઆત કરે છે. કુટુંબ તરફના ભાવ કરતાં પોતાના આત્મા

માટેનો ભાવ માનવના દિલમાં વધારે પ્રબળ ને ચોક્કસ હોય છે. કુટુંબ કરતાં પોતાને માટે તે સર્વકાંઈ કરવા તૈયાર થાય છે. કુટુંબની પાસે તો તે કદીક પડદો પણ રાખે છે, પરંતુ પોતાની જાત પાસે પડદો રાખવાની તેને જરૂર જણાતી નથી. તેની ટેવ તેને હોતી જ નથી. પોતાની પાસે ને પોતાને માટે તે પોતાનું સર્વસ્વ ખુલ્લું મૂકી દે છે. તેવી જ રીતે બીજાની સેવામાં બધું પ્રેમથી હોમી દે તેવો તેનો સંદેશ છે. વળી બીજા વાક્યમાં પહેલા કરતાં તત્ત્વજ્ઞાનનો અર્થ વધારે પ્રમાણમાં છે. પહેલા વાક્યમાં સામાજિક નીતિનો પડઘો છે. બીજામાં ફિલસૂફીનો—આત્મજ્ઞાનનો સૂર સમાયેલો છે. તે વધારે બળવાન છે. છતાં આજની દુનિયામાં માણસ પહેલા વાક્યના સંદેશને સમજે ને પચાવે તોપણ ઘણું છે. સંસારના બધા જીવો કુટુંબ જેવા છે એ માનવાનું મુશ્કેલ લાગે તોપણ, સંસારના બધા મનુષ્યો વિશાળ વિશ્વકુટુંબના સમાન સભ્યો છે એ વાતને તે સારી પેઠે સમજી જાય ને તેવી સમાનતાની સમજ પ્રમાણે જીવનને સ્નેહમય, સેવાભાવથી ભરપૂર ને ભેદભાવથી રહિત કરવાનો પ્રયાસ કરે તોપણ સંસારની સૂરત ઘણે મોટે અંશે સુધરી જાય એ નક્કી છે. એવી સમજને લીધે જે એકતાની ભાવના પેદા થાય તે ખરે-ખર ચમત્કારી ને કાયમી થઈ પડે. રાજકીય કે સામાજિક હેતુસર એકતા કરવાના નવાનવા પ્રયાસો કરવામાં આવે છે. પરંતુ તેવી એકતા કરતાં પણ વિવેકના પાયા પર રચાયેલી ધાર્મિક એકતા વધારે બળવાન ઠરે છે. તે ટકે છે પણ વધારે.

ઉપનિષદકાળનો ધર્મ એવો જ વિવેકી ને વિશાળ છે. જીવમાત્રમાં પરમાત્માના પરમ પ્રકાશનું દર્શન કરવાની તાલીમ આપીને તે વિશ્વની મૂળભૂત એકતાનો આદેશ આપે છે, ને પોતાની વિશેષ સાધનાપદ્ધતિથી તેવા દર્શન ને એવી એકતાનો માર્ગ ખુલ્લો કરે છે. જુદાજુદા ધર્મોના મહાન પયગંબરો, સ્થાપકો ને આચાર્યોએ પોતપોતાની રીતે સમસ્ત માનવજાતિની એવી મૂળભૂત અથવા અંતરંગ એકતાનો જ ઉપદેશ આપેલો છે. તેમનો

ઉદ્દેશ માનવના વિશાળ સમૂહ વચ્ચે ભેદભાવની કૃત્રિમ દીવાલ ઊભી કરવાનો ને એ રીતે નિરર્થક કડવાશ ઊભી કરવાનો તેમ જ નાના ને મોટા ને ઊંચા ને નીચાના ભેદ પાડી, તેમને પોષીને, માનવના મહાન આત્માને અપમાનિત કરવાનો નહોતો. તે તો કૃત્રિમ દીવાલોને દૂર કરવા ને કૃત્રિમ પડદાને કાઢી નાખવા માગતા હતા. આત્માના આધાર પર માનવમાત્રને એક કરવાની એમની અભિલાષા હતી.

### [૭] અશાંત મનુષ્યને જ્ઞાન કેમ નહિ ?

આગલા ઉપનિષદના અંત ભાગમાં શિષ્ય ને પુત્રને જ જ્ઞાનનો ઉપદેશ આપવાનું કહ્યું છે તેમ એક બીજી સૂચના એ પણ આપી છે કે અશાંત મનુષ્યને પણ જ્ઞાનનું આ ગૂઢ રહસ્ય ન બતાવવું. તેનું કારણ શું ? સામાન્ય રીતે તો એવું માનવામાં ને કહેવામાં આવે છે કે જ્ઞાન ચિત્તની ચંચળતાનો અંત લાવે છે, વિવેકનો પ્રકાશ પ્રકટાવવામાં મોટામાં મોટી મદદ કરે છે, ને મનની જ નહિ પરંતુ અંતરની ઊંડી અશાંતિ પણ દૂર કરે છે. પરમ શાંતિનું દાન દેવામાં એનો ફાળો ખરેખર અનોખો છે. તો પછી તેના લાભ વિના માનવનું મન ને અંતર અસીમ શાંતિનો અનુભવ કેવી રીતે કરી શકશે ? અશાંત મનવાળાં માનવો તો લગભગ બધે જ રહેવાનાં ને વધારેમાં વધારે માત્રા કે સંખ્યામાં પણ રહેવાનાં. પોતાની શાંતિ ને મુક્તિ માટે તે જ્ઞાનની આશા પણ રાખવાનાં. તેમને જ્ઞાનનો લાભ આપવાનો ઇનકાર કરવાથી તેમને માટે શાંતિની પ્રાપ્તિ અથવા તો જીવનના વિકાસની કોઈ આશા રહેશે ખરી ? તેમને માટે પછી જીવનના પરમ મંગલની તક જ ક્યાં રહેશે ? સાંસારિક સમસ્યાઓ ને સંસારની પરિસ્થિતિ જ એવી વિચિત્ર ને વિપરીત હોય છે કે મોટા માણસનું મન પણ તેની અસરથી અશાંત રહ્યા કરે. જેમની બાહ્ય પરિસ્થિતિ સારી છે તેમને અંદરની માનસિક સમસ્યાઓ સતાવે છે. તૃષ્ણા, અહંતા, મમતા ને વાસના તેમને ઝુલાવ્યા કરે

છે ને બેચેન બનાવે છે. એ રીતે જોતાં અશાંતિથી મુક્ત માનવ આ પૃથ્વી પર ભાગ્યે જ કોઈ દેખાય છે. જ્ઞાનને પંથે પ્રયાણ કરનારા પુરુષો પણ શાંતિથી સંપન્ન જ હોય છે એમ નથી. જ્ઞાનને માટે, પરમાત્માને માટે અથવા તો કોઈ બીજા કારણસર, તેમની અંદર અશાંતિની આગ જાગી ઊઠી હોય છે. એટલે જો આ જ ધોરણે વિચાર કરીએ ને ઉપનિષદની આ દૃષ્ટિને સ્વીકારીએ તો જ્ઞાનનો અધિકારી ને સાચો અધિકારી મેળવવાનું આ જમાનામાં સાચે જ મુશ્કેલ થઈ પડે ને આપણી શોધમાં આપણે નિરાશ પણ થવું પડે. આપણે એમ નથી કહેતા કે શાંત મનના સાધક કે જિજ્ઞાસુ સંસારમાં છે જ નહિ. આપણે તો એક નક્કર હકીકતના રૂપમાં એટલું જ કહેવા માગીએ છીએ કે તેમની સંખ્યા અત્યંત અલ્પ કે સ્વલ્પ છે. ને આત્મજ્ઞાન મેળવવાની, જીવનને સાચા અર્થમાં સુખી, શાંતિમય, મધુમય, મુક્ત ને ધન્ય કરવાની ઇચ્છા બીજા અનેકને છે. જ્ઞાનને માટેના નિયમ ને જ્ઞાનની પ્રાપ્તિની પ્રારંભિક પરીક્ષા, કસોટી કે નિયમાવલિ આટલી કડક રાખીશું ને માનવને શાંતિ ને અશાંતિના આધાર પર જ જ્ઞાનને માટેનો અધિકારી અથવા અનધિકારી માનીશું તો જીવનસંગ્રામમાં કઠિનાઈ ને વિરોધી વાતાવરણની વચ્ચે જીવનારાં ને ઝઝૂમનારાં બહુ મોટા ભાગનાં અથવા લગભગ બધાં જ માણસોને નિરાશ થવું પડશે. તેમને લાંબા ને અનિશ્ચિત કાળ સુધી જ્ઞાનના મહાન લાભથી તેમ જ જીવનના સાફલ્યથી વંચિત રહેવું પડશે. માટે સમયની વિચાર કરીને, પરિસ્થિતિની ઘોર વાસ્તવિકતાને ઓળખીને, આપણે થોડા વધારે ઉદાર, વિશાળ ને સેવાભાવની ભાવનાથી સંપન્ન બનવું પડશે, ને જ્ઞાનના ઉમેદવારીપત્રકની શરતોને જરા હળવી કરવાની રહેશે. જ્ઞાન આખરે માનવના લાભ માટે છે, ને માનવ તેનો બને તેટલી સહેલાઈથી, સ્વાભાવિકતાથી ને વધારેમાં વધારે લાભ લઈ શકે એ જોવાની તેમ જ તેવી પરિસ્થિતિ પેદા કરવાની આપણી ફરજ છે. આ પહેલાંના મુંડક ઉપનિષદમાં પણ *प्रशांतचित्ताय*

शमान्विताय। કહીને જ્ઞાનનો ઉપદેશ શાંત મનવાળા ને મનના સંયમવાળા સાધકને આપવો એમ કહેલું છે.

અશાંત મનના માનવને આત્મજ્ઞાનનો ઉપદેશ આપવાથી કોઈ નુકસાન થાય ખરું ? મન અશાંત ને ચંચળ તેમ જ અસ્થિર હોવાથી તે ઉપદેશ જામે નહિ, પચે નહિ ને ધારેલી અસર પણ ન ઉપજાવે એ વાત સમજી શકાય છે. તેવા માનવનું મન જ્ઞાનમાં લાગે પણ ભાગ્યે જ. છતાં કેટલીક વાર જ્ઞાનની મદદથી જ મન મજબૂત બને છે, સ્થિરતા તરફ આગેકદમ કરવા તૈયાર થાય છે, ને શાંતિનો અનુભવ પણ કરી લે છે. ઘણા સાધકોના જીવનમાં એવું બનેલું છે. તેથી મને લાગે છે કે મનની શાંતિની શરત તરફ સૌનું ધ્યાન દોરવું ખરું; તે શરતના પાલન માટે પ્રોત્સાહન પણ આપવું; પરંતુ તે શરતની પૂર્ણતાની પ્રતીક્ષામાં બેસી ન રહેવું ને તે શરતનું પૂરું પાલન ન થયું હોય તેથી જ કોઈને શોષવું પડે, જ્ઞાનના મહાન ભંડારથી વંચિત રહેવું પડે, ને જ્ઞાનોપાર્જનનો વિચાર પડતો મૂકવો પડે, તેમ ન થાય તેનું ખાસ ધ્યાન રાખવું.

મને લાગે છે કે જ્ઞાનની પ્રાપ્તિ માટે મહત્ત્વનો પ્રશ્ન એ નથી ને ન હોવો જોઈએ કે માણસ શાંત ને માનસિક સંયમથી સંપન્ન છે કે નહિ. તે પ્રશ્નની ઉપયોગિતા જરૂર છે. ને તેના તરફ સૌનું ધ્યાન પણ દોરવાનું છે. પરંતુ સૌથી મહત્ત્વનો મુદ્દો તો એ છે ને હોવો જોઈએ કે (માણસ જિજ્ઞાસુ છે કે નહિ, માણસને જ્ઞાનની ભૂખ છે કે નહિ, જ્ઞાન મેળવવાની તેને આતુરતા, ઝંખના, લગન ને ઉત્કટ ઇચ્છા છે કે નહિ, ને તે જ્ઞાનને પોતાના જીવનની એક અનિવાર્ય આવશ્યકતા માનીને તેને મેળવવા તૈયાર થયો છે કે નહિ. એ અદમ્ય ઇચ્છા કે જિજ્ઞાસા જ જ્ઞાનને માટેની મુખ્ય જરૂર છે.) તે ઉત્પન્ન થતાં બીજી યોગ્યતા તો ક્રમેક્રમે ને આપોઆપ આવવા માંડશે. મનની શાંતિ ને મનનો સંયમ પણ શરૂઆતમાં તદ્દન થોડા પ્રમાણમાં હશે તોપણ, આગળ વધારે ને વધારે પ્રમાણમાં.

આપોઆપ જ સિદ્ધ થયા કરશે ને છેવટે આત્મજ્ઞાનના પ્રભાવથી આત્માનુભૂતિ કરીને પરમાત્માને ઓળખી માનવ પરમશાંતિની મૂર્તિ બની રહેશે. એટલે શાંત ને અશાંત સૌને માટે આપણે જ્ઞાનના મંગલ મંદિરનાં દ્વાર ઉઘાડાં રાખીએ છીએ. સંયમી ને અસંયમી અથવા ઓછા સંયમી સૌને આપણે જ્ઞાનની આ મહેફિલમાં સામેલ થવાનું ને તેનો સ્વાદ માણવાનું આમંત્રણ આપીએ છીએ. મનની શુદ્ધિ ને મન તથા ઇન્દ્રિયોના સંયમ તરફ ધ્યાન દોરવાની સાથેસાથે જ્ઞાનના અનુભવ ને જ્ઞાનની પ્રાપ્તિ માટે સૌનો અધિકાર જાહેર કરીએ છીએ. અશાંત મનુષ્યોને પણ એ અધિકારથી વંચિત રાખીને આપણે નિરાશ કરવા નથી માગતા. અશાંત હોય તે પણ ભલે જ્ઞાનનો લાભ લેવા આવી જાય. કેમકે જ્ઞાનના લાભથી તેમની અશાંતિ ધીરેધીરે દૂર થઈ જશે. બીજી બધી જ જાતની શક્તિ ને શક્યતાની સાથેસાથે અશાંતિનો અંત લાવવાની શક્તિ ને શક્યતા પણ જ્ઞાનમાં રહેલી છે. માટે અશાંતને પણ તે મદદ કરશે, ને જે શાંત હશે તેને વધારે ને વધારે શાંતિ પૂરી પાડીને છેવટે અસીમ ને સનાતન શાંતિથી સંપન્ન બનાવશે.

### [૮] ઉપનિષદનું અમર ને ઉપકારક સાહિત્ય

ઉપનિષદની વિચારણાના મહાન તેમ જ ઉપકારક કામમાં આપણે જેમજેમ આગળ વધીએ છીએ તેમ તેમ વધારે ને વધારે આનંદ આવે છે ને શાંતિનો અનુભવ થાય છે. ઉપનિષદની એ વિશેષતા છે. સાહિત્ય, કથા, વાર્તા કે ઉપદેશ કેવળ દિલબહેલાવ કે મનોરંજન નથી. તે કોઈ હેતુ વિનાની સમય પસાર કરવા કરાતી પ્રવૃત્તિ નથી. પ્રતિષ્ઠા ને ધનની પ્રાપ્તિનું સાધન સમજીને જ તેની તરફ જોવાની ને એનો આધાર લેવાની પણ જરૂર નથી. તે તો એક મહાન બળ છે, સાધના છે ને કળા છે. પોતાની ને બીજા અનેકની શાંતિ ને ઉન્નતિનો યજ્ઞ છે. માનવના મન ને અંતરને તે સ્પર્શ

છે, જાગ્રત કરે છે, ઢંઢોળે છે, ને પ્રેરણાની નવી ને અખૂટ સામગ્રી પૂરી પાડે છે. માનવની સુષુપ્ત ચેતનાને તે જગાડે છે, જાગેલી ચેતનાને વધારીને બળવાન બનાવે છે, ને જીવનને તેને ને બીજાને માટે મંગલમય ને આશીર્વાદરૂપ કરે છે. કેટલુંક સાહિત્ય એવું હોય છે જે માનવના મનના મલિન ભાવ, વિચાર ને વાસનાના અંકુરને પોષે છે ને પાણી પાઈને વધારે ને વધારે પ્રબળ કરે છે. માનવ તેમાંથી પ્રેરણા મેળવીને નીતિ, સદાચાર, સત્ય, શુદ્ધિ ને પરમાત્માની અનુભૂતિ તરફ જઈ નથી શકતો, પરંતુ એથી ઊલટી જ દિશામાં ગતિ કરે છે. પોતાની જાતને ઓળખવાને બદલે તે પોતાની જાતથી વધારે ને વધારે દૂર જતો જાય છે. તેવા સાહિત્યને આપણે આદર્શ ન કહી શકીએ. એવા ઉપદેશ કે કથાનકને ઉપયોગી ને આશીર્વાદરૂપ પણ ન કહી શકાય. સાહિત્ય તો એક યજ્ઞ છે, ને પોતાની આહુતિથી એનો આધાર લેનારને સમૃદ્ધ કરીને શાંતિ આપે છે. માનવતાના વિકાસમાં તે મદદરૂપ થાય છે. એ દૃષ્ટિથી જોઈએ તો ઉપનિષદનું સાહિત્ય ઉત્તમોત્તમ ને આદર્શ ઠરે છે. માનવના મનને શુદ્ધ, સાત્વિક ને ઉત્તમ કરવાની સાથેસાથે તે જીવન શું છે, શા માટે છે, કેવું હોઈ શકે કે થઈ શકે ને આ જીવનમાં શી શક્યતા છે તેનો ખ્યાલ આપે છે. આપણા સત્ય સ્વરૂપનું ભાન કરાવે છે, સંસારના રહસ્યને સ્પષ્ટ કરી, આપણા તેની સાથેનો સંબંધ સ્પષ્ટ કરી, એકતાના પરમ પ્રદેશમાં આપણને પ્રતિષ્ઠિત કરે છે. એટલે તે આટલાં બધાં અનંત વરસોથી અમર રહી શક્યું છે, ને અનેકને માટે આશીર્વાદરૂપ થયું છે. તે તો એક ગંગાનો જ્ઞાનમય પ્રવાહ છે. પોતાના સુમધુર ધ્વનિથી, સ્પર્શથી, આચમનથી, સ્નાનથી, પાનથી ને દર્શનથી અંતરને આનંદ આપે છે. અનંત વરસોથી એની અસર એકધારી ચાલ્યા કરે છે ને બીજાં અનંત વરસો સુધી હજી પણ ચાલુ રહેશે. એની શક્તિ એવી અનંત ને આશીર્વાદરૂપ છે.

· કેટલાક લોકો કહે છે કે સમય હવે જુદો છે. વખત વાયુવેગથી બદલાતો જાય છે. આવા બદલાતા જતા વખતમાં વરસો પહેલાંના ઉપનિષદસાહિત્યનું શું કામ ? આપણે તો ચાલુ જમાના સાથે મેળ ખાનારા ને ચાલુ પ્રશ્નો ને સમસ્યાઓને હલ કરનારા સાહિત્યની જ જરૂર છે. તે જ આપણે માટે ઉપનિષદની ગરજ સારી શકશે. તેમની વાત સાંભળવા જેવી જરૂર છે, પરંતુ સાચી નથી. તેવી વાતોથી ભ્રમિત થઈ જવાનું કોઈ કારણ નથી. ચાલુ જમાનાના ચાલુ કામચલાઉ પ્રશ્નોની ચર્ચાવિચારણા કરનારું સાહિત્ય જરૂરી છે તે સાચું છે. તેનું સ્વાગત જરૂર કરવું જોઈએ. તેની ઉપયોગિતા વિશે પણ બેમત નથી. પરંતુ ઉન્નતિ, શાંતિ, મુક્તિ, પોતાની જાતનો સુધાર, સંસારના રહસ્યની શોધ, કર્મ ને જ્ઞાનશક્તિની ફિલસૂફી ને એવા બીજા પ્રશ્નો માનવને માટે કાયમના છે ને કાયમ માટે કામ લાગે તેવા છે. તે પ્રશ્નો કામચલાઉ નહિ પણ સનાતન છે. તેમના ઉકેલની તે ઇચ્છા રાખે છે ને તે માટે મહેનત પણ કરે છે. તે પ્રશ્નોની ઉપેક્ષા કરવાનું ને તેમની તરફ બેદરકાર બનવાનું સમજુ, સુસંસ્કૃત ને પોતાના તથા બીજાના જીવનની ઉન્નતિ કરવાની ઇચ્છા રાખનારા વિવેકી માનવને પરવડી શકે તેમ નથી. તે પ્રશ્નો તરફ આંખમીંચામણાં કરવાથી તેને નુકસાન જ થશે. તે પ્રશ્નોની વિચારણા, ચર્ચા ને તે પ્રશ્નોનો સમ્યક્ ઉકેલ તેના માનસિક સમાધાન માટે જરૂરી છે. તેવા સમાધાનથી તેને બળ મળશે. તેવું સમાધાન તેના રોજિંદા ને ચાલુ પ્રશ્નોના નિરાકરણમાં પણ મદદ કરશે. તે સમાધાન અથવા સમજને પરિણામે તેનામાં જે શક્તિ ને દૃષ્ટિ આવશે તે તેને વીતરાગ, સત્યપરાયણ, નિર્મમ ને નિર્લેપ રાખશે, ને તેને લીધે તે જીવનનો સાચો સ્વાદ માણી શકશે. ચાલુ પ્રશ્નો, સમસ્યાઓ ને પ્રવૃત્તિઓમાં ગળાબૂડ ડૂબેલો ને ચાલુ વાતાવરણથી વીંટળાયેલો રહેવા છતાં એની અસરથી તે ભાન નહિ ભૂલી જાય, જીવનના કાયમી પ્રશ્નો ને જીવનના મૂળભૂત વિકાસને તે સદા નજર સામે રાખશે ને તેવો વિકાસ

સાધીને જીવનને પૂર્ણ ને ધન્ય કરવાની દિશામાં દિનપ્રતિદિન આગળ વધશે. ચાલુ પ્રશ્નોને વધારે સફળતાથી, સરળતાથી ને શાંતિમય રીતે ઉકેલવાની તાકાત તેને તેમાંથી મળી રહેશે. જીવનના ચાલુ પ્રશ્નોની આપણે ઉપેક્ષા કરવા માગતા નથી. તેવી ઉપેક્ષા કોઈ તરફથી કરવામાં આવે એવું ઇચ્છતાય નથી. ફક્ત તેમની મર્યાદા નક્કી કરવા માગીએ છીએ. તેના પ્રવાહમાં ખેંચાઈને બેભાન બનવાની ના પાડીએ છીએ. તેમના વિના જીવનમાં બીજા પ્રશ્નોનું મહત્ત્વ જ નથી એવા હઠાગ્રહ ને એવી જડ માન્યતા સાથે આપણે સંમત નથી થતા એટલું જ. માનવમનની જે સનાતન સમસ્યાઓ છે, જે આકરી આંટીઘૂંટીઓ ને ભારે ભૂલભુલામણીઓ છે, તેમની પણ તે ખ્યાલ રાખે, વિચાર કરી લે, ને ઉકેલ પામે, એ આવશ્યક છે એમ આપણે માનીએ છીએ. તે માટે મદદરૂપ થનારા સાહિત્યને પણ સત્કારીએ છીએ. તેવું સાહિત્ય સંસારમાં સદાય રહેવાનું ને બધા જ કાળ ને બધા જ દેશોને માટે ઉપયોગી થવાનું. તેની કિંમત કદી ઓછી નહિ થઈ શકે. વ્યાસ, વાલ્મીકિ, શેકસપીઅર, મિલ્ટન, કાલિદાસ ને ભવભૂતિ જેવા મહાપુરુષોના સાહિત્યને આજે વરસો થઈ ગયાં છે. તે મહાપુરુષો આજે હયાત નથી. છતાં પણ તેમનું સાહિત્ય એવું જ આશીર્વાદરૂપ છે. માનવના મન ને અંતરમાં તેનું સ્થાન કે આસન અમર છે. કારણ કે તેમાં જે સત્યોનો વિચાર કરવામાં આવ્યો છે તે અમર છે ને આજે પણ એટલાં જ કામનાં છે. દરેક જમાનાને માટે તેમનું મહત્ત્વ એવું જ અબાધિત રહેવાનું. કોઈ એમ નથી કહેતું ને નથી કહેવાનું કે જમાનો બદલાયો છે તેથી તેની જરૂર નથી, ને તેનું શું કામ! એ જ વાત ઉપનિષદના સાહિત્ય સંબંધમાં સમજી લેવાની છે. સંસારના બધા જ સનાતન સાહિત્યનું એવું જ છે. તે સદાય કામનું હોય છે ને કામનું ઠરે છે. તે કદી કટાતું નથી, કરમાતું નથી, ને જૂનું નથી થતું. એની અસરકારકતા ને

ઉપયોગિતા કદી ઓછી નથી થતી. ઉપનિષદ વિશે શંકા કરનારા માણસોએ આ વાતને સારી રીતે સમજી લેવાની જરૂર છે.

સાચું ને કીમતી સાહિત્ય કયું? તે જ કે જે માનવને માનવ બનવાનું બળ આપે; ભુલાયેલી માનવતાને યાદ કરાવીને જે તેને દાનવતામાંથી મુક્તિ આપે; જીવનના મહિમા ને વિકાસની જરૂરી સમજ પૂરી પાડીને જીવનને મધુમય, પ્રેમમય ને પવિત્ર કરવાની પ્રેરણા જે પૂરી પાડે; તેમાં નીતિનાં મૂળ તત્ત્વોની પ્રતિષ્ઠા કરી તેને વધારે ને વધારે પ્રભુપરાયણ બનાવે; તે જ સાહિત્યને સર્વોત્તમ ને સુંદર સાહિત્ય કહી શકાય. ઉપનિષદનું વિશાળ સાહિત્ય એવું જ છે. વિશ્વના વિવિધ પ્રકારના ધાર્મિક સાહિત્યમાં પણ એવી જ શક્તિ છે. તે સાહિત્ય કાયમને માટે જરૂરી, ઉપયોગી ને આશીર્વાદરૂપ રહેવાનું. ધમ્મપદ, અવસ્તા, બાઇબલ, કુરાન, ગુરુગ્રંથસાહેબ, ભાગવત, રામાયણ ને ગીતા જેવા સુંદર સાહિત્યનું એવું જ સમજવાનું છે. કરોડો હૈયાંને અનંત વરસો સુધી તેણે પ્રકાશ ને પ્રેરણાનું દાન દીધું છે, ને હજી પણ દેશે. એ સાહિત્યના વાચન ને વિચારથી માનવને સદાય શાંતિ મળવાની; તેની સામગ્રી તેને માટે હંમેશાં પ્રેરક ને દીવાદાંડી જેવી થવાની; જીવન ને જગતની અટપટી સમસ્યાઓને ઉકેલવામાં તેનો ફાળો હંમેશાં મોટો ને મૂલ્યવાન રહેવાનો.

### [૯] જીવનની મહાયાત્રા

આ જીવન અત્યંત મૂલ્યવાન છે. જીવનના રૂપમાં માનવને એક મહાન ભેટ કે તક મળી છે. તેનો ઉપયોગ કરીને તે જીવનનો ધારે તેવો વિકાસ કરી શકે છે. માનવજીવન એક એવી ચોક્કસ સીમા પર ઊભું રહ્યું છે જ્યાંથી વિકાસના સુંદર ને સર્વોચ્ચ શિખર પર પણ પહોંચી શકાય ને પતનના પાતાળપ્રદેશમાં પણ પડી શકાય. જીવન કઈ રીતે જિવાય છે ને તેના વિકાસની કેવીક યોજના બને છે તથા તે યોજનાને અમલી બનાવવા ને સફળ

કરવા કેવાં પગલાં ભરવામાં આવે છે તેના પર તેનો આધાર છે. એટલું સાચું છે કે જીવનની ગતિવિધિ નક્કી કરનારાં ને તેને આગળ કે પાછળ લઈ જનારાં જે કેટલાંક પરિબળો આ સંસારમાં છે તેમાં સાહિત્યનું બળ પણ છે ને તે બળ ઘણું મોટું છે. જીવનનો ઘાટ ઘડવામાં તે ઘણો મોટો ભાગ ભજવે છે તેની ના પાડી શકાય તેમ નથી. માણસ શિષ્ટ સાહિત્યને પસંદ કરે ને તેમાંથી જીવનના વિકાસનું બળ મેળવે તે ખૂબ જરૂરી છે. તે દૃષ્ટિએ ઉપનિષદની ચર્ચાવિચારણા અત્યંત ઉપયોગી ઠરે છે ને તેને માટે આપણે નાના ને મોટા, જ્ઞાની ને અજ્ઞાની, સાક્ષર ને નિરક્ષર તેમ જ અશાંત ને શાંત સૌને ભલામણ કરીએ છીએ.

આ જીવન અત્યંત ઝડપી છે, પ્રવાહી છે. વહેતી નદીની જેમ તે અત્યંત વેગથી છતાં ચોક્કસ ગતિથી વહ્યા કરે છે. તે કોઈને માટે ઊભું રહેતું કે રોકાતું નથી. તેનો લાભ લઈને તેને વધારેમાં વધારે સમૃદ્ધ કરવાનો પ્રયાસ કરવાની જરૂર છે. તેને માટે અત્યંત જાગ્રત, સચેત ને સાવધાન રહેવાની જરૂર છે. બે દિવસ પહેલાં અમે એક નાનીસરખી પર્વતમાળા પર ચડ્યા. વળાંક પર વળાંકમાંથી પસાર થતી, ચક્કર ખાતી, મોટર આગળ ને આગળ વધતી હતી. પર્વતો લીલાછમ હતા. કુદરતી સુંદરતા પણ સારી. છતાં માણસોનું મન તેમાં લાગતું નહોતું. મોટા ભાગના મુસાફરો મોટરમાં બાંધી રાખેલા ચામડાના પટ્ટાને પકડી રાખી આંખો બંધ કરીને બેઠા હતા. કોઈને ચક્કર આવતાં હતાં તો કોઈને ઊલટી થશે તેમ લાગતું હતું. મોટર પોતાના ધ્રુવપદે વહેલામાં વહેલી તકે પહોંચી જાય એવી સૌની ઇચ્છા હતી. કેવું અજબનું દૃશ્ય હતું! જીવનની કેડી પણ પર્વત પરના એ મોટરમાર્ગ જેવી જ અટપટી ને કપરી છે ને! તે કેડી પર કદમ મૂકતાં ને તેના પરથી પસાર થતાં માણસે જરાય ગફલતમાં ન રહેવું જોઈએ; જરાય પ્રમાદી ન થવું જોઈએ. બીજા બધા રસાસ્વાદ ને પદાર્થોમાંથી મનને પાછું વાળીને પોતાની જાત તરફ કેન્દ્રિત કરવું જોઈએ; પોતાની પ્રગતિના પુરુષાર્થમાં જ

પરોવી દેવું જોઈએ; પોતાના ધ્રુવપદે પહોંચવાનો મક્કમ નિર્ણય કરીને તે દિશામાં દિનરાત આગળ ને આગળ ધપવું ને વધવું જોઈએ. વિકાસની એવી આતુરતા, ઇચ્છા ને ચોક્કસ યોજનાથી પર્વતમાળાની મુસાફરી કરતાં પણ વધારે કઠિન એવી આ જીવનની મુસાફરીને સહેલાઈથી ને ચોક્કસ રીતે પરિપૂર્ણ કરી શકાય. જીવનની આ યાત્રામાં કોઈ યાત્રીએ નિરાશ થવાની જરૂર નથી. તેની અટપટી ને કઠિન કેડીની કલ્પના કરીને નાહિંમત થવાનીય જરૂર નથી. તેનાં ભયસ્થાનો ને તેની ભૂલભુલામણીથી ભયભીત થવાની પણ જરૂર નથી. યાત્રા ગમે તેટલી અટપટી ને કપરી હોય તોપણ આપણે તેનો આરંભ કર્યો છે ને એની દિશામાં ડગ ભર્યાં છે. ભરેલાં ડગલાં હવે પાછાં લઈ લેવાય તેવી સ્થિતિ નથી. હવે તો આરંભેલી યાત્રાને પરિપૂર્ણ કરવાનું જ કામ બાકી રહે છે. તેને માટે ધીરજ, મક્કમતા, હિંમત, અડગતા ને ચોક્કસ ને સતત સાધના જોઈએ. તેને માટે વધારે ને વધારે તૈયારી કરવાની જરૂર છે. તો પછી તેના ધ્રુવપદને પામી લેતાં વાર નહિ લાગે.

જીવનની આ યાત્રાને છે તેથી વધારે જટિલ, અટપટી, ભારેખમ ને ભયંકર માની લેવાની જરૂર નથી. તેને પાર કરવાનું કામ છે તેથી અત્યંત વધારે કપરું છે એમ સમજીને છાતી બેસાડી દેવાની જરૂર નથી. તેની કલ્પના કરીને કંપવાની કે બીજાને કંપતા કરવાની જરૂર નથી. તે બધી પદ્ધતિઓથી કોઈ જાતનો લાભ નહિ થાય, પરંતુ બદલામાં હાનિ જ થશે. તેથી યાત્રીના પગ પહેલેથી જ ઢીલા થઈ જશે ને રહ્યોસહ્યો ઉત્સાહ પણ ઓસરી જશે. આ યાત્રાને સરળ કરવી કે કઠિન, લાંબી કરવી કે ટૂંકી ને સુખમય કરવી કે દુઃખમય તે યાત્રીના પોતાના હાથની વાત છે. વિવેકી, સંયમી ને ઉત્સાહપૂર્વકના પુરુષાર્થવાળો યાત્રી જીવનની આ મહાયાત્રાને મહોત્સવસમી મંગલ બનાવી દેશે એ નક્કી છે.

## [૧૦] 'સહ'નો શાંતિપાઠ

આ ઉપનિષદનો શરૂઆતનો શાંતિપાઠ પણ આ પહેલાંના શ્વેતાશ્વર ઉપનિષદના શાંતિપાઠ જેવો જ છે. ॐ सहनाववतु । सह नौ भुनक्तु ।ની સાદી ને સુંદર શબ્દાવલિથી શરૂ થતો એ શાંતિપાઠ કેટલો બધો મધુર લાગે છે ને આનંદ આપે છે! કુદરતી સૌન્દર્યથી ભરેલા એકાંત ને શાંત પ્રદેશમાં, પર્વત ને નદીથી રમણીય લાગતા વાતાવરણમાં, ઋષિઓના આશ્રમોમાં એ શાંતિપાઠના સ્વર ચારેકોર ફેલાઈ જતા હશે તે વખતે કેવી શાંતિ, કેવી પ્રસન્નતા ને પ્રેરણાની કેવી મંગલ ને પ્રાણવાન હવા પેદા થતી હશે તેની કલ્પના તો કરી જુઓ. ભારતના વૈદિક કાળની એ ભવ્યતા ને ઉત્તમતાને જરા વિચારી તો જુઓ. એ વખતનું રેખાચિત્ર તમારા મનની સામે અંકિત તો કરી લો. એ સ્વર, એ ભાવના, તેને વ્યક્ત કરવાની એ પદ્ધતિ, એ સમૂહજીવન ને સમૂહગાન, એ ગુરુ ને શિષ્યો બધુંય ખરેખર અનુપમ ને અજબ હતું. તેમની પાસેથી માનવ ને માનવસમાજને આજે પણ પુષ્કળ પ્રેરણા મળી શકે છે.

માનવ સૌથી પહેલાં એકલો હતો ને એકલો રહેતો ને મનસ્વી રીતે વર્તતો હતો. પરંતુ વખતના વીતવા સાથે તે બીજાની સાથે જીવતો ને સમૂહમાં રહેતો થયો; તેણે સમાજની ને સમૂહજીવનની સ્થાપના કરી તેમ જ તેની સુખાકારી ને વ્યવસ્થા માટે નિયમો નક્કી કર્યા તેની સાથે તેનું સ્વરૂપ બદલાયું ને તે કેવળ માનવ મટીને એક વિશાળ સમાજનો સભ્ય બન્યો. ત્યારથી તેની જીવનની દૃષ્ટિ ને પદ્ધતિ પલટાઈ ને પોતાને માટે જ વિચારવાને બદલે તે બીજાને માટે ને સમસ્ત સમાજને માટે વિચારતો થયો. સ્વાર્થમાંથી પરમાર્થમાં ને સંકુચિતતામાંથી વિશાળતામાં તેણે પ્રવેશ કર્યો. તે વાત તેના સાંસ્કૃતિક ઈતિહાસમાં ખરેખર મહત્ત્વની ને સુવર્ણાક્ષરે લખવા જેવી હતી. ત્યારથી તેણે પોતાની સાથે બીજાના

વિકાસની વિચારણા પણ કરી છે ને તે માટે યોજના ઘડી ને અમલમાં ઉતારી છે. આજે એ વાતને વરસો વહી ગયાં છે, પરંતુ સહજીવનની એ ભાવના નથી મરી. ઊલટી તે વધારે ને વધારે જોર પકડતી ગઈ છે. ચારે દિશામાં ને દુનિયાના બધા દેશોમાં બધી પ્રજાઓ તરફથી તેનો સ્વીકાર થતો જાય છે. વિજ્ઞાને પણ એને બળવાન બનાવવામાં અત્યંત મહત્ત્વનો ને નિર્ણાયક ભાગ ભજવ્યો છે. વિશ્વના અથવા કહો કે આપણી આ પૃથ્વીના વિશાળ ક્ષેત્રને તેણે ટૂંકું કર્યું છે, ને એવી પરિસ્થિતિ ઊભી કરી છે કે પૃથ્વીની બધી પ્રજાએ એકત્ર થઈને સામૂહિક રીતે આગળ વધવું ને જીવવું જ પડે. એટલે જ, આપણે ત્યાં ને બીજે બધે, આજે એક્તા ને સમાજસેવાની અસંખ્ય સંસ્થાઓનું નિર્માણ થયું છે, થતું જાય છે, ને તેમની મારફત માનવમંગલની નાનીમોટી અનેક પ્રવૃત્તિઓ વિકસતી જાય છે. સંગઠન, સહકાર, સંપ, શાંતિ તેમ જ સેવાની ભાવનાને વધારે ને વધારે મહત્ત્વ મળતું જાય છે; ને દેશની દૃઢતા તથા માનવજાતિની એકતા માટે વિચારવિનિમય થતા રહે છે. આ પરિસ્થિતિમાં આજે પણ, શાંતિપાઠની આ ભાવના એવી જ અસરકારક ને ઉપયોગી ઠરે છે.

[૧૧] 'સહ'ની મહત્તા

શાંતિપાઠની આ ભાવનાનું ધ્રુવપદ 'સહ' છે. સહ તેનો મૂળ મંત્ર છે. સહ તેનું મુખ્ય બળ, તેની મુખ્ય પ્રેરણા ને મુખ્ય શક્તિ છે. સહની આસપાસ જ તે ફરે છે ને રમે છે. તેથી જ મેં તેને સહનો શાંતિપાઠ કહ્યો છે.

'સહ'ની મહત્તા આ શાંતિપાઠમાં સારી રીતે ગાવામાં આવી છે. તેની મારફત સંપ, સહકાર ને સમાનતા પર ભાર મૂકવામાં આવ્યો છે. 'અમે સાથે રહીને પ્રગતિ કરીએ; જે મેળવીએ તે સાથે રહીને, સાથે મળીને ભોગવીએ. સાથે મળીને બુદ્ધિ ને શક્તિને કામે લગાડીને સૌના હિતને માટે પુરુષાર્થ કરીએ. અમારું

અધ્યયન ને અમારી બુદ્ધિ નિર્મળ ને તેજસ્વી બને. કોઈ પણ સંજોગોમાં, કોઈ પણ કારણે, અમે એકમેકનો દ્વેષ ન કરીએ; પરસ્પર ખૂબ જ પ્રેમભાવથી જીવીએ. ૐ શાંતિઃ શાંતિઃ શાંતિઃ સૌને શાંતિની પ્રાપ્તિ થાઓ; શારીરિક, માનસિક ને આત્મિક; આધિભૌતિક, આધિદૈવિક ને આધ્યાત્મિક ત્રણે પ્રકારની શાંતિની પ્રાપ્તિ થાઓ. પરસ્પરના પ્રેમ, સહકાર ને સમાજવાદની આથી વિશેષ વિશાળ ને પ્રબળ ભાવના બીજી કઈ હોઈ શકે? માણસ જે કાંઈ કરે, મેળવે, ખાય ને સેવું કરે તે બધું સહની એ ભાવનાથી જ કરતો થાય તે જરૂરી છે. પોતાની પાસે જે કાંઈ છે ને થવાનું છે તેના પર તે ઈશ્વરનો અબાધિત અધિકાર સ્વીકારી લે ને ઈશ્વરની વિશાળ સૃષ્ટિના સભ્ય તરીકે પોતાની જેમ જ બીજાની ઉન્નતિ ને સુખાકારી માટે તેનો ઉપયોગ કરે તે ખૂબ જરૂરી છે. એ ભાવનાને સહના આ શાંતિપાઠમાં સમાવી ને વણી લેવામાં આવી છે. એ ભાવના જીવન ને જગતને મધુમય ને મંગલ કરવા માટે ખાસ જરૂરી છે. સંસારમાં દેખાતી વ્યાપક ગરીબાઈ, અનીતિ, શોષણખોરી, ગુલામી ને ભેદભાવનાને દૂર કરવામાં તે અત્યંત અસરકારક ને મહત્ત્વનો ફાળો આપી શકશે. એ ભાવના ઊડી જાય તો જીવન બરબાદ થાય, સ્વાર્થી ને બોજારૂપ બની જાય ને નકામું થાય. એ ભાવના આજે, કાલે ને બીજા બધા જ કાળને માટે અત્યંત જરૂરી રહેવાની છે. માનવની વ્યક્તિગત સ્વતંત્રતા ને તેની સમાજ પ્રત્યેની ફરજના ખ્યાલો આપણામાંના કેટલાક લોકો માને બેઠા છે તેમ આ રીતે નવા નથી; લોકશાહી ને સમાજવાદી ઢબની સમાજરચનાના વિચાર પણ નવા નથી; ભારતીય સંસ્કૃતિમાં તેનાં મૂળ અત્યંત ઊંડાં ને પુરાણાં છે. તે મૂળના પર કેટલાક અંકુરો ઊગ્યા હોય ને સમયના પરિવર્તન સાથે આપણે તેમને અનુકૂળતા પ્રમાણેના નવા રૂપરંગ આપ્યા હોય તે ભલે, પરંતુ તે તદ્દન નવા નથી; તેમની પાછળની ફિલસૂફી તદ્દન આધુનિક કે અદ્યતન નથી; તે તો પહેલાંની સુધારાવધારાવાળી નવી આવૃત્તિ જ

છે. એ આવૃત્તિ પહેલાંની ફિલસૂફી અથવા વિચારપદ્ધતિના જ્ઞાન ને ભાન સાથે પ્રકટ થઈ છે એમ કહેવાનો આપણો આશય નથી; આપણે તો એ જ કહેવા માગીએ છીએ, ને એ ધ્રુવ સત્ય તરફ સૌનું ધ્યાન ખેંચીએ છીએ કે માનવનું મન આજથી વરસો પહેલાંના વૈદિક કાળમાં પણ અસંસ્કૃત ને અવિવેકી નહોતું; સદ્‌ભાવના, સદ્‌વિચાર ને સત્કર્મની પરિસીમાએ પહોંચીને તે ધન્ય થયું હતું. ભારતના એ કાળને જે લોકો પછાત ને જંગલી તરીકે ઓળખાવે છે તે લોકો ભારે ભ્રમમાં છે ને ભૂલ કરી રહ્યા છે એ વાત આના પરથી સહેજે સમજાઈ જશે. તેવા લોકો ભારતને ને ભારતીય સંસ્કૃતિને ભારે અન્યાય કરી રહ્યા છે. તેમના અભિપ્રાય અત્યંત ઉતાવળિયા ને અસ્થાને છે. ભારતના પ્રાચીન ને સાંસ્કૃતિક સાહિત્યનો સારી પેઠે ને સહાનુભૂતિપૂર્વક અભ્યાસ કરીને તેમણે પોતાના દૃષ્ટિકોણને સુધારવાની અથવા તો અજુગતા અભિપ્રાયો આપવાની આદતમાંથી મુક્તિ મેળવવાની જરૂર છે.

### [૧૨] ખિસકોલીનો પાઠ

એટલું સાચું છે કે 'સહ'ની આ શાંતિપાઠ આપણો જીવનપાઠ બની જવો જોઈએ. સૌએ શાંતિપાઠના આ જ શબ્દોનું પારાયણ કરવું એમ નથી; પરંતુ તેમાં જે જાતની ભાવના છે તે ભાવનાનું પારાયણ તો સૌએ કરવું જ જોઈએ. તેનું પોપટપારાયણ કરીને બેસી રહેવાને બદલે તેને જીવનમાં વણી લેવાય ને બને તેટલા વધારે ને વધારે પ્રમાણમાં સફળ કરાય તેનું ધ્યાન રાખવાનું છે. તેમ થાય તો જીવન ને જગતનું રૂપ સાચે જ ફરી જાય. આપણી પાઠશાળાઓ ને આપણાં વિશ્વવિદ્યાલયોમાં બધે જ તે ભાવનાનું પારાયણ થાય તે જરૂરી છે. જીવનનાં બધાં જ કર્મક્ષેત્રોમાં તે વણાઈ જાય તે જરૂરી છે. વિદ્યાર્થી ને શિક્ષક, વેપારી ને ગુમાસ્તા, શેઠ ને નોકર, વકીલ ને ન્યાયાધીશ તથા ડૉક્ટર, રાજપુરુષ, અમલદાર, નેતા ને સમાજસેવક, ઇજનેર ને વૈજ્ઞાનિક તથા સાધારણ માણસ, બધાનું જીવન આ ભાવના સાથે સંવાદ સાધે એ જરૂરી

છે. મંદિરો ને મિલકતો, મિલો, દુકાનો ને કારખાનાં એ મંત્રના મંગલ ધ્વનિથી ભરાઈ જાય તે જરૂરી છે. એ ભાવના જીવનની પ્રવૃત્તિની મુખ્ય ભાવના બનવી જોઈએ. સાધના ને તપમાં પણ એ ભાવનાની લહરી ફરી વળવી જોઈએ. માનવ પોતાના જીવનમાં જે કાંઈ કરે તે વિચારીને કરે, પોતાની બધી જ શક્તિ ને આવડતને કામે લગાડીને વધારે ને વધારે સુંદર ને ઉત્તમ રીતે કરે; તેના વિચાર, તેની વાણી ને તેનું વર્તન વધારે ને વધારે પવિત્ર, પ્રાણવાન, પ્રેરક ને પ્રગતિકારક બનાવે; જીવનમાંથી રાગ ને દ્વેષને દૂર કરી, તટસ્થતાની મૂર્તિ બને ને વિશાળ વિશ્વપ્રેમમાં સ્નાન કરે; ને પોતાની પાસે જે કાંઈ છે ને થવાનું છે તે બધું જ પરમાત્માને ચરણે ધરીને પોતાની સુખાકારી સાથે બીજાના હિત માટે પણ વાપરવાનો સંકલ્પ કરે એવી આપણી ઇચ્છા છે. એવું ભાવનાપ્રધાન ને મંગલ પ્રભાત આ પૃથ્વી પર પ્રકટે એવી આપણી ને બીજા અનેકની ઇચ્છા છે. તે માટે કેટલાય મહામાનવોએ પ્રામાણિકપણે પુરુષાર્થ કર્યો છે, ને આજે પણ બીજા કેટલાક કરી રહ્યા છે. તેમનો પુરુષાર્થ પાંગરે કે ફળે ને તેમને સત્વરાતિસત્વર સિદ્ધિ સાંપડે એવું આપણે અંતરના ઊંડાણમાંથી ઇચ્છીએ છીએ. પરંતુ તેને માટે કોઈ એક કે બે મહામાનવો પર આધાર રાખ્યે નહિ ચાલે. તેની સિદ્ધિ ને સફળતા માટે તો સૌએ તે ભાવનાનું રહસ્ય ને મૂલ્ય સમજીને સાથે પુરુષાર્થ કરવો પડશે. સામાજિક જીવનની યજ્ઞવેદીમાં પોતપોતાના ગજા ને પોતપોતાની રુચિ પ્રમાણે વિવેકપૂર્વકની નાની કે મોટી આહુતિ આપવી પડશે. પ્રશ્ન નાની કે મોટી આહુતિનો નથી; આહુતિના પ્રમાણની મહત્તા નથી, મહત્તા તેની પાછળની સર્વહિતની ભાવનાની છે. નલ ને નીલ સાગર પર સેતુની રચના કરવાના વિરાટ કામમાં પડ્યા હતા, ત્યારે કહે છે કે એક ખિસકોલી પોતાના ગજા પ્રમાણે ધૂળ લાવીને ઠાલવતી હતી. નલ ને નીલ તથા બીજા વાનરોના પ્રચંડ પુરુષાર્થ આગળ તેનો પુરુષાર્થ

અત્યંત નજીવો હતો છતાં કોઈએ તેનો ઉપહાસ ન કર્યો તથા તેને અટકાવી પણ નહિ. ઊલટું, કથામાં કહેલી વાત સાચી હોય તો શ્રીરામે તેને પોતાની પ્રસન્નતાના પરિણામરૂપ આશીર્વાદ આપ્યો. તેની પીઠ પર પોતાનો હાથ મૂકયો. ખિસકોલીનો પુરુષાર્થ કાંઈ વિસાતમાં નહોતો પણ તેની ભાવના એટલી પ્રામાણિક ને પ્રબળ હતી કે તેણે રામના હૃદયને પણ જીતી લીધું. પ્રત્યેક વખતે તે વિચાર કરતી કે આ રેતી હું શ્રીરામના કામની સફળતા સારુ લાવી રહી છું. રામનું કામ અધર્મ સામે ધર્મના ને અનીતિની સામે નીતિના વિજયનું છે. તે કામ સફળ થાય તે જરૂરી છે. રાવણનું રાજ્ય સંસારને માટે આફતરૂપ છે. તેને બદલે શ્રીરામનું રાજ્ય થાય તે જરૂરી છે. એ મહાન ને મંગલ કામમાં આ સેતુ મુખ્ય મદદરૂપ છે. એની અગત્ય ઓછી નથી. એનું મૂલ્ય ધાર્યા કરતાં અનેકગણું વધારે છે. સીતા સામે કાંઠે છે. રામ આ કાંઠે. સેતુ કેવળ સાગરના બે તટને જ નહિ પણ એ બંનેના દિલને જોડનારો પુલ છે. રાવણના પરાજયના પગરણરૂપ છે. એ રીતે એ અત્યંત આશીર્વાદરૂપ છે. એની રચનાનું કામ મંગલ છે. એમાં સાથ ને સહકાર આપવો જ જોઈએ. વિવેકીનું એ કર્તવ્ય છે. એ ભાવના ને વિચારધારા ખિસકોલીના નાના-સરખા પુરુષાર્થની પાછળ પ્રકટેલી હતી. તે તેને પ્રેરણા પાતી હતી. ને તેને લીધે જ તેનો પુરુષાર્થ નાનો છતાં મોટા ને મહત્ત્વનો હતો. કવિ તેનાં ગુણગાન ગાય તેમાં કાંઈ જ ખોટું નથી. અતિશયોક્તિભરેલું પણ નથી. કવિના એ ગુણગાનમાં ખિસકોલીના અંતરને ઓળખવામાં આવ્યું છે ને તેને થોડોઘણો ન્યાય થયો છે. એવી ભાવના ને પ્રેમથી ભરેલી ખિસકોલીને આશીર્વાદ ન આપે તો રામ રામ ન કહેવાય; મોટા મનના ન મનાય; હૃદયને જાણનારા કે સમજનારા ન ગણાય.

ખિસકોલીનો એ પ્રસંગ સૌને માટે પ્રેરક છે. આ પૃથ્વી પરમાત્માની છે. તેની સુખાકારી ને પ્રગતિનો પુરુષાર્થ થયા કરે

છે. મહાપુરુષોએ તેમાં પોતપોતાની અનોખી આહુતિ આપી છે. તેમનું કામ સર્વના હિતનું છે. સર્વહિતના એ કામમાં બધાએ પોતપોતાના પુરુષાર્થની રેત ઠાલવવાની છે. એવી રેત નાના ને મોટા, સશક્ત ને અશક્ત અથવા ઓછી શક્તિવાળા સૌ તરફથી ઠલવાય તો આ પૃથ્વી પર જે પ્રેમ ને ઐક્ય તથા સુખાકારી ને સમૃદ્ધિનો મહાસેતુ બંધાઈ રહ્યો છે તેમાં બહુ મોટી મદદ મળે ને તે પૂરઝડપથી તૈયાર થાય. આપણો પુરુષાર્થ ભલે ખિસકોલી જેવો સ્વલ્પ હોય પરંતુ ચોક્કસ ને સમજપૂર્વકનો હોય તે જરૂરી છે. જ્યાં હોઈએ ત્યાં રહીને ને આપણે ફાળે જે કર્તવ્ય આવ્યું હોય તે કરતા રહીને આપણે એવી ખાતરી ને એવા સંતોષ સાથે જીવવું જોઈએ કે આપણે એક વિશાળ વિશ્વકુટુંબના સભ્ય છીએ. એ કુટુંબની સમૃદ્ધિ, શાંતિ ને સુખાકારીના મહાન યજ્ઞમાં આપણે સામેલ થયા છીએ, ને આપણી રીતે પેલી ખિસકોલીની જેમ, ભલે અત્યંત અલ્પ પ્રમાણમાં પણ, આપણો ફાળો આપીને વિશ્વના એ વિરાટ કલ્યાણકામમાં મદદરૂપ થઈ રહ્યા છીએ. એવી દૃષ્ટિ કેળવવાની ને એવી ભાવનાથી ભરપૂર થવાની જરૂર છે. એક કીડી પણ એ ભાવનાથી સંપન્ન થઈ શકે છે તેમ જ ખિસકોલી પણ, તો પછી માણસ તો વધારે વિવેકી ને બુદ્ધિમાન મનાય છે. તેની પાસેથી એવા ભાવનામય સમજપૂર્વકના જીવનની આશા રાખવી વધારેપડતી નથી. તેવી ભાવનાથી તેનામાં ખોટી અહંતા ન જાગે તેનું ધ્યાન રાખવાનું છે. 'મારા વિના કોઈ કામ થઈ શકે તેમ જ નથી; મારે લીધે જ આ થયું ને હું ન હોત તો ન થાત; તેમ જ સમાજ કે દેશને મારા વિના ચાલે તેમ જ નથી.' એ પ્રકારના મિથ્યાભિમાનને પ્રકટવાની ને પોષાવાની જરાય તક ન મળે તે માટે સૌએ સાવધ રહેવાનું છે. સંસારનું કોઈ કામ પોતાના વિના અટકતું નથી ને તેને માટે ઈશ્વર પોતાના જેવાં ને પોતાનાથી પણ બળવાન બીજાં હજારો હથિયાર ઉત્પન્ન કરી શકે છે, એમ સમજીને સૌએ શાંત રહેવાનું છે, નમ્ર થવાનું છે, ને

નિરહંકારી બનવાનું છે. છતાં જીવનના રૂપમાં એક કીમતી તક આવી મળી છે તો તેનો લાભ લઈને પ્રેમ, સહકાર ને સેવાની ભાવનાને બનતી સાકાર કરવા તૈયાર રહેવાનું છે. એવી તૈયારીપૂર્વકના પુરુષાર્થથી જીવન સફળ બનશે ને ઉત્તમ જીવન જીવ્યાનો સંતોષ મળશે. જીવન એક પરંપરા, ઘરેડ કે રૂઢિનું નહિ પરંતુ સાધનાનું સ્વરૂપ ધારણ કરશે. જીવન એક કળા બનશે, ને તેમાંથી આજે મળે છે તેથી વધારે આનંદ મળશે. સંસારમાં કરોડો લોકો જીવી રહ્યાં છે ખરાં, પરન્તુ તે એવું ભાવનાપૂર્ણ કતું યત્નમય જીવન નથી જીવતાં. તેને લીધે પણ, જીવન તેમને ભારરૂપ ને નીરસ લાગે છે, જીવનની મહત્તા તે સમજી નથી શકતાં ને જીવનનો સદુપયોગ કરીને ધન્ય પણ નથી બની શકતાં. એ હજારો, લાખો ને કરોડો લોકો પોતાનું દૃષ્ટિબિંદુ બદલે ને તેને વધારે વિશાળ કરે તે ખૂબ જરૂરી છે. તો સંસારનું સ્વરૂપ સાથેસાથ બદલાઈ જાય ને જે જાતની ઉત્તમ દૈવી માનવજાતિને જોવાની આપણી ભાવના છે તેવી માનવજાતિનું દર્શન આપણે જરૂર કરી શકીએ.

### [૧૩] બનાવટી સુખની વાત

આજે તો હજી પરિસ્થિતિ કફોડી છે. સંસારમાં જે દેખાય છે તે ચિત્ર હજી બેહૂદું છે. સ્વાર્થ, છળ ને કપટ તથા પ્રપંચ ને અજ્ઞાનનું જોર બધે જામેલું છે ને જામતું જાય છે. એનો અંત આણવાની જરૂર છે. સાધારણ સ્થાનોની વાત તો ઠીક, પરંતુ તીર્થનાં સ્થાનોમાં પણ પરિસ્થિતિ એવી જ કફોડી છે. તીર્થનાં સ્થાનો પાસેથી આપણે વધારે પ્રમાણમાં સ્વચ્છતા, પ્રેમભાવના ને પ્રામાણિક જીવનવ્યવહારની આશા રાખીએ, પરંતુ માનવમન બધે સરખું જ છે. શું સાધારણ સ્થાનમાં કે શું તીર્થમાં ને શું મહેલ, મંદિર કે મઢૂલીમાં, બધે જ તેના પરની અસર એકસરખી જ દેખાતી હોય છે. છળ ને કપટમાંથી માનવ ઊંચો નથી આવતો. હજી ગઈ કાલની જ વાત છે. દક્ષિણ ભારતના પ્રસિદ્ધ ધામ બાલાજીની મુલાકાત લઈને ગઈ કાલે જ અમે પાછાં ફર્યાં ને નીચે

તિરૂપતિ ગામમાં ઊતર્યાં. મોટર-સ્ટેન્ડ પાસેની ઊતરવાની વ્યવસ્થા એટલી તો સ્વચ્છ ને સારી છે કે તેનાથી કોઈ પણ પ્રભાવિત ને પ્રસન્ન થઈ જાય. તે જોઈને અમે તિરૂપતિના મોટા મંદિરમાં ગયાં. મંદિર અત્યંત વિશાળ ને ઊંચું છે. ઘુમ્મટ પરનું શિલ્પકામ પણ બાલાજીના મંદિરના શિલ્પકામ જેવું જ સુંદર ને નમૂનેદાર છે. તે જોઈને અમે પાછાં ફરતાં હતાં ત્યાં મંદિરના ચોકમાં જ એક માણસ મળ્યો. તેની પાસે નાની થેલી હતી. તેમાંથી લાકડાના બે ટુકડા કાઢીને તે પૂછવા માંડ્યો કે તમારે ચંદન જોઈએ છે?

અમે તેના ટુકડા જોયા ને સૂંઘી જોયા. તે સારા હતા ને સુવાસિત પણ. અમારે સુખડની જરૂર તો હતી જ. તેથી અમે તેનો ભાવ પૂછ્યો. તે માણસે બે ટુકડાનો એક રૂપિયો કહ્યો. માતાજીએ સાંભળ્યું હતું કે આ બાજુ ખોટી સુખડ પણ વેચાય છે. લોકો લાકડા પર ચંદનની સુવાસ લગાડે છે ને વેચે છે. તેથી સાધારણ લોકો ને મોટામોટા માણસો પણ કેટલીક વાર ભરમાઈ જાય છે. તેમણે તેને પૂછ્યું કે સુખડ સાચી છે? અમે બીજા ત્રણ-ચાર જણને પૂછી જોયું પણ તેમણે બરાબર જવાબ ન આપ્યો. મંદિરના પૂજારીને પણ પૂછી જોયું પરંતુ તેણે પણ ચોખ્ખો જવાબ ન આપ્યો. પેલા માણસની સાથે તે મળી ગયા હોય અથવા તો તે માણસની સાચી હકીકત પ્રકટ કરવા ન માગતા હોય તેવું તેમનું વલણ હતું. માતાજીને શંકા તો હતી જ પરંતુ તેની સાબિતી કે સત્યતા માટે કોઈ સાધન નહોતું. અમારામાંથી કોઈ સુખડની પસંદગીમાં પાવરધું નહોતું તે મોટી મુસીબત હતી. પેલો વેચનારો તો ઉતાવળમાં હતો ને દેખીતી રીતે જ પોતાનું કામ જલદી આટોપી લેવા આતુર હતો. વખત રાતના લગભગ સાડા આઠનો હતો. થોડુંક અંધારું પણ હતું. અમારે પણ ઉતાવળ હતી. તેથી છેવટે લાકડાના ચાર ટુકડા એક રૂપિયામાં લઈને અમે બહાર નીકળ્યાં. બહાર નીકળીને જે દુકાન પાસે ચંપલ મૂક્યાં હતાં તે દુકાનવાળાને તે ટુકડા બતાવીને અમે પૂછ્યું કે આ સુખડ છે?

તો તેણે તરત જ જવાબ દીધો કે એ તો લાકડાના ટુકડા છે. તેના પર સુવાસિત પદાર્થ લગાડયો છે તેને લીધે તે સુખડ જેવું લાગે છે. પણ તે સાધારણ લાકડું છે ને બે પૈસે બજારમાં વેચાય છે. તે બાળવાના કામમાં આવે છે. અહીં આવા લોકોની ટોળી જ ફરે છે. તે આવાં બનાવટી લાકડાં વેચીને મુસાફરોને છેતરે છે.

આટલા બધા માણસોને પૂછી જોયું ત્યારે આ જ માણસે અમને સો ટકા સાચી વાત કહી દીધી. પણ હવે શું થાય ? અમને થયું કે એ માણસનું કપટ ચલાવી તો ન જ લેવાય. પહેલાં તો તેની ખબર જ નહોતી. પણ હવે ખબર પડી છે તો તેનો ઉકેલ લાવવા બનતો પ્રયાસ કરવો જોઈએ.

અમે તે માણસની તપાસ કરવા ફરી મંદિરમાં ગયાં. મંદિરમાં બધે જોઈ વળ્યાં પણ કયાંય તેની મુલાકાત ન થઈ. એકબે બીજા પૂજારીઓને પૂછી જોયું તો જાણવા મળ્યું કે તે માણસ રોજ સાંજે આવે છે. કોઈએ કહ્યું કે તે સવારે પણ આવે છે. છેવટે બીજે દિવસે વહેલી સવારે તેની તપાસ માટે આવવાનો નિર્ણય કરીને અમે પાછાં ફર્યાં.

સવારે લગભગ સાડા દસ વાગ્યે અમે મંદિરની ફરી મુલાકાત લીધી. તે વખતે પણ અંદર ને બહાર બધે બરાબર તપાસ કરી પરંતુ તેનો પત્તો ન જ લાગ્યો. સવારે આઠેક વાગ્યે એવો જ એક સુખડને નામે લાકડાં વેચનારો અમે ઊતરેલા ત્યાં આવેલો. પરંતુ તે તો બીજો માણસ હતો. એવા વ્યવસ્થિત રીતે કામ કરનારા માણસો તો એ સ્થળમાં કોણ જાણે કેટલાય હશે ! અમારાથી બનતો પ્રયાસ તો અમે કરી જોયો પરંતુ તેમાં અમને ધાર્યા જેટલી સફળતા ન મળી. પ્રશ્ન એક રૂપિયાનો કે એક રૂપિયો પાછો મેળવવાનો નહિ પણ જૂઠને જવાબ આપવાનો હતો. તેને માટે જ અમારો પ્રયાસ હતો.

છેવટે બપોરે મોટરમાં બેઠાં ત્યારે પણ તિરૂપતિથી મદ્રાસની એ મોટરમાં એવો જ એક માણસ પાછો આવી પહોંચ્યો. તેની ઊલટતપાસ કરી પણ ખાસ પરિણામ ન આવ્યું. એ રીતે એ વાત અધૂરી જ રહી ગઈ.

બનાવટી સુખડની આ વાતમાંથી સૌએ સાવધાનીનો પાઠ લેવાનો છે. આ પ્રદેશમાં અથવા બીજે કોઈક વાર આવા સુખડ વેચનારાના સમાગમમાં આવવાનું બને ત્યારે ભૂલથાપ ન ખવાય તેનું ધ્યાન રાખવાનુ છે. ભેળસેળ, નકલ ને છેતરપિંડીની પ્રવૃત્તિ દેશમાં ઠેરઠેર વધી ગઈ છે. તે બંધ થાય ને સફળ ન થાય તે માટે પ્રજાએ, જાહેર સેવાની જુદીજુદી સંસ્થાઓએ ને સરકારે બનતું બધું જ કરી છૂટવું જોઈએ. છેતરપિંડીની આવી વૃત્તિ લાકડાના ટુકડાને સુવાસિત કરીને સુખડને નામે ખપાવવા પાછળ જ પ્રકટ થાય છે એમ નથી; તે તો લગભગ સર્વવ્યાપક છે. તેલ ને ઘી તથા ખોરાકની બીજી ચીજોમાં ભેળસેળ કરવાની આદત ને એક વસ્તુને બદલે બીજી મળતી જ વસ્તુ વેચવાની આદતમાં તે જ વૃત્તિ દેખાઈ આવે છે. પ્રજાના આરોગ્ય ને આર્થિક જીવન સાથે રમત કરનારી તે વૃત્તિ ખરેખર ખરાબ છે, ભયંકર છે, ને તેનો અંત લાવવાની જરૂર છે. બનાવટી સુખડ વેચનારા ફેરિયાને આપણે દોષિત માનીએ ને સજા કરવાની તરફેણ કરીએ તો સાચાને નામે ભેળસેળ કરીને ખરાબ વેચનારા મોટામોટા વેપારીઓને ને રુશવતખોર અમલદારોને સજાપાત્ર કેમ ન સમજીએ ? તેમની સામે અત્યંત કડક હાથે કામ લેવાની ને અત્યંત જલદ ને અસરકારક પગલાં ભરવાની જરૂર છે. પ્રશ્ન એક બનાવટી સુખડવાળાનો નહિ પરંતુ પ્રજાની કથળી ગયેલી ને કથળતી જતી નૈતિક પરિસ્થિતિનો છે, ને તેનો ઉપાય કરવો જ જોઈએ. એ નૈતિક શિથિલતા કોઈ એક શહેર, ગામ, જિલ્લા કે રાજ્યમાં દેખાય છે એમ નથી; તે તો સમસ્ત દેશમાં ફેલાયેલી છે. દેશના ચારે ખૂણાનો પ્રવાસ કરનાર આ વાતને સહેલાઈથી સમજી શકશે. એક સમૃદ્ધ, સુખી ને આદર્શ

પ્રજાએ નૈતિક રીતે મજબૂત બનવું જ જોઈએ. કોઈ દેશ એકલી નહેરો, કારખાનાં, ઉદ્યોગો ને સંશોધનકેન્દ્રોથી જ સુખી નથી થઈ શકતો. તેમાં રહેનારા માનવે પણ પોતાની જાતને નિર્મળ, સંયમી, સેવાભાવથી સંપન્ન ને પ્રામાણિક કરવી પડે છે. તેના પર જ તેની સ્વતંત્રતા, સ્થિરતા ને સર્વોત્તમતાનો આધાર રહેલો છે એ વાત સદા યાદ રહેવી જોઈએ. તે એક આદર્શ જ ન બની બેસે ને તેનું પોપટપારાયણ જ ન થયા કરે પરંતુ વાસ્તવિકતાનું સ્વરૂપ ધારણ કરે તેનું ધ્યાન રાખવાનું ને તેને માટે બનતું બધું કરી છૂટવાનું છે.

તિરૂપતિથી મોટર મદ્રાસ જવા રવાના થઈ ત્યારે મારા મનમાં આવી જાતના વિચાર રમી રહ્યા હતા. મને થયું કે માનવની દશા આજે આવી છે. તેવી હીન ને દીન દશાનું દર્શન ઠેકઠેકાણે થઈ રહ્યું છે. તેને દૂર કરીને સુખી, સમૃદ્ધ ને દૈવી માનવનું સર્જન કરવાનું છે, ને તેમાંથી એક દૈવી માનવજાતિનું નિર્માણ કરવાનું છે. સત્યમય, પ્રામાણિક તથા નીતિમય જીવન જીવનારા માનવો પેદા કરવા છે. કોઈ એકાંત આશ્રમ અથવા નદી ને પર્વતના પ્રદેશમાં રહીને ભાવનાવાદી બનીને એની વાતો કરવી ને એવી હવા ફેલાવવી એ એક વાત છે, ને તે વાતોને વાસ્તવિક કરવી તે જુદી જ વાત. પ્રજાની નાડની જેને પરખ છે, સમાજની પરિસ્થિતિની જેને જાણ છે, તે જાણે છે કે કામ વાતો ને ઠરાવો કરવા જેટલું કે લેખો લખવા જેટલું સહેલું નથી. દેશ ને દુનિયાનું ચારે કોરથી નિરીક્ષણ કરનાર એ વાતને સહેલાઈથી સમજી શકશે. છતાં આપણે નિરાશ કે હતાશ થવામાં નથી માનતા. એવી વાતો, એ માટેના ઠરાવો ને લેખો ને એવી દૈવી માનવજાતિના સંકલ્પોને નકામા નથી ગણતા. તે સૌની સાથે જે વાસ્તવિકતા છે તેની તરફ અંગુલિ-નિર્દેશ કરીને સંસારને પલટાવવાનું ને દૈવી બનાવવાનું કામ કેટલું કપરું છે તેનો આપણે ખ્યાલ આપવા માગીએ છીએ. હું પોતે તેવા સંકલ્પ કે આદર્શને વરેલો છું. તેથી તેના પર વારંવાર વિચાર

કેરું છું. સંભવ એવો કથળતો જાય છે કે સમસ્ત સંસાર, દેશ કે સમાજ તો શું પણ એક ગામ ને શહેરને પલટાવવાનું પણ અઘરું છે. છતાં આદર્શ ઉત્તમ છે, એ જ છે, રહેશે ને રહેવો જોઈએ. એ આદર્શમાં માનનારા સૌએ સાથે મળીને એની સિદ્ધિ માટે પ્રયાસ કરવો જોઈએ. માનવને એ ઉત્તમ આદર્શ સઝ્યો છે એ જ એની સિદ્ધિની સૂચના છે. એ દિશામાં ધીરાં છતાં મક્કમ પગલાં ભરાવાં જોઈએ. ધીરજ ને હિંમત તથા મજબૂત પ્રચ્છાશક્તિથી આગળ ધપાવું જોઈએ. તો એક દિવસ એની સિદ્ધિ જરૂર થઈ રહેશે ને જગત જીવવા જેવું ને દૈવી થઈ જશે એમાં શંકા નથી. માનવ સાચા અર્થમાં માનવ બનશે. સત્ય ને પ્રેમ, નિર્ભયતા, નિર્વૈરતા ને ક્ષમા બધે વ્યાપક બનશે, ને કટુતા તેમ જ અશાંતિનો અંત આવશે.

[ ૧૪ ] આશ્વલાયનનો પ્રશ્ન

બીજાં કેટલાંક ઉપનિષદોની પેઠે કૈવલ્ય ઉપનિષદની શરૂઆત પણ એક જિજ્ઞાસુ અથવા સત્યના શોધકના એક નાનાસરખા પ્રશ્નથી જ થાય છે. શરૂઆતમાં જ કહેવામાં આવે છે કે મુનિ આશ્વલાયન એક વાર ભગવાન બ્રહ્મદેવ પાસે જઈને પૂછવા માંડ્યા કે પ્રભુ, સત્પુરુષો જેનું સેવન કરે છે, જે ગૂઢ તેમ જ સર્વોત્તમ છે, તેમ જ જેની મદદથી બધી જાતનાં કુકર્મો ને પાપમાંથી મુક્તિ મેળવીને જ્ઞાની પુરુષ પરમ પુરુષની પ્રાપ્તિ કરે છે, તે બ્રહ્મવિદ્યાનો મને ઉપદેશ આપો. તે બ્રહ્મવિદ્યા કેવી છે?

આશ્વલાયન મુનિનો એ પ્રશ્ન તદ્દન સીધો, સાદો ને ચોટ હતો. એના ઉત્તરમાં આજના કોઈ બીજા તત્ત્વજ્ઞાનીએ એ શાસ્ત્રોમાંથી ઉતારા ટાંકીને તેમના સમાધાન માટે તરત જ પ્રયાસ કર્યો હોત. પરંતુ બ્રહ્માજીની જવાબ આપવાની પદ્ધતિ તદ્દન નિરાળી છે. તદ્દન સીધો ને પોતાના ચિંતનમનનને પરિણામે પ્રકટેલો ઉત્તર આપવાને બદલે તેમણે આશ્વલાયનને બ્રહ્મવિદ્યાની

પ્રાપ્તિ કેવી રીતે કરી શકાય તેનો ખુલાસો કરી બતાવ્યો છે. તે કહે છે કે આશ્વલાયન, તે વિદ્યાને તું શ્રદ્ધા, ભક્તિ, ધ્યાન ને યોગની મદદથી જાણી લે.

બ્રહ્માજીનો એ ઉત્તર જરા શાંતિથી સમજવા જેવો છે. એ ઉત્તરમાં કેવળ બ્રહ્મવિદ્યાને જાણવાની વાત નથી પરંતુ એ વિદ્યાની મદદથી પરમાત્માને — જેમનો આ ઉપનિષદની શરૂઆતમાં પરમ પુરુષના નામથી નિર્દેશ કરવામાં આવ્યો છે તેમને—જાણવાની વાત પણ સમાયેલી છે. જેમ બ્રહ્મવિદ્યાને તેમ પરમાત્માને પણ ઋષિ શ્રદ્ધા, ભક્તિ ને ધ્યાનયોગની મદદથી જાણી લેવાની ભલામણ કરે છે. કેટલાક વિચારકો બ્રહ્મદેવે કહેલા 'श्रद्धाभक्तिध्यानयोगादवेहि' શબ્દોનો અર્થ શ્રદ્ધા, ભક્તિ, ધ્યાન ને યોગની મદદથી તે વિદ્યા અથવા પરમાત્માને જાણ તેવો કરે છે, તો કોઈ બીજા વિચારકો તે વિદ્યા અથવા પરમાત્માને શ્રદ્ધા, ભક્તિ ને ધ્યાનયોગની મદદથી જાણવાના અર્થમાં એને ઘટાવે છે. તેમાંથી ગમે તે અર્થને સ્વીકારવામાં આવે તોપણ, તેથી તેના મૂળ ભાવાર્થમાં ખાસ ફેર નથી પડતો. તે બંનેને અપનાવવામાં કાંઈ ખોટું નથી. બંને પ્રકારના અર્થો બંધબેસતા ને સારા છે.

## [૧૫] સાચો ગુરૂ

સાચો ગુરુ પોતાનો અનુભવ શિષ્ય આગળ રજૂ કરે છે ખરો, તેની શંકાનું સમાધાન પણ કરે છે, પરંતુ પોતાના વિચાર શિષ્યના પર અથવા બીજા કોઈનાય પર લાદવાની ઇચ્છામાંથી સદા મુક્ત હોય છે. તે બળજબરીમાં માનતો નથી. પ્રેમપૂર્વક સમજાવવામાં ને સ્વતંત્ર અનુભવ તેમ જ ચિંતનમનનના આધાર પર બીજાને આગળ વધવાની તક આપવામાં એનો આનંદ હોય છે. 'મારું કહેલું જ બધું સાચું ને તે વિનાનું બીજું બધું જ ખોટું; મારી માન્યતા જ સારી ને બીજી બધી ખરાબ; મારા કહ્યા પ્રમાણે ચાલવાથી જ કલ્યાણ, બાકી બીજી કોઈ પણ રીતે અકલ્યાણ.' એવા

જડ્ડી વિચારોનું સેવન તે નથી કરતો. સ્વતંત્ર વિકાસ ને એ માટેના અવસરમાં તે માને છે. આ વાત ખાસ યાદ રાખવા જેવી છે. શિષ્ય જેમ બધી જાતના પૂર્વગ્રહથી મુક્તિ મેળવે, ગમા ને અણગમાથી પર થાય, ને સત્યની પ્રાપ્તિ તેમ જ સાધના માટે મગજને સાફ રાખે એમ આપણે ઇચ્છીએ છીએ, તેમ જ્ઞાન આપનાર ગુરુ પણ પોતાના વ્યક્તિગત ગમા ને અણગમાથી પર થઈ, બધા પ્રકારના પૂર્વગ્રહોથી મુક્તિ મેળવી, પોતાની અહંતા, મમતા તથા વ્યક્તિગત લાભાલાભની એકતરફી ગણતરીને બાજુ પર રાખી, કેવળ સત્યપરાયણ બને ને સત્યને વળગી રહીને સત્યની પ્રતિષ્ઠા માટે જ પ્રયાસ કરે તે જરૂરી છે. શિષ્યની ઊગતી શક્તિને દાબી દેવાની ઇચ્છા તેના દિલમાં ઉત્પન્ન ન થવી જોઈએ. તે શક્તિને પ્રેરણાનું પાણી પાઈને પોષવાની ને પુષ્ટ બનાવવાની તેની નેમ હોવી જોઈએ. પોતે શાસક છે ને શિષ્ય શાસિત છે, પોતે ઉચ્ચ ને શિષ્ય નીચ છે, તેમ જ પોતે આજ્ઞા કરવા ને શિષ્ય કાયમને માટે આજ્ઞા ઉઠાવવા જ જન્મેલો છે, એવી ભાવનાનું સેવન ગુરુ કે શિષ્ય કોઈના હિતની દૃષ્ટિએ સારું નથી. શિષ્ય પોતાના જેવો જ મનુષ્ય છે, તેનામાં પણ પોતાની અંદર છે તેવો જ પરમાત્માનો પ્રકાશ પ્રકટેલો છે; ફક્ત અધિકારભેદને લીધે આજે તેને જ્ઞાનની ને વિકાસની ઇચ્છા છે ને પોતે તે જ્ઞાન ને વિકાસનો પંથ બતાવી શકે તેવી સ્થિતિમાં છે; માટે તેને પણ પ્રેમથી જોવાની જરૂર છે; એક વાર પોતે પણ તેના જેવી જ જિજ્ઞાસુની દશામાં હતો, ને તે દશામાંથી પોતાના પ્રત્યે પ્રેમ, મીઠાશ ને સહાનુભૂતિ રાખી કોઈ તેને મુક્તિ આપે તેવી તેની ઇચ્છા હતી; તેવી રીતે બીજાને પણ ઇચ્છા હોઈ શકે છે; એમ માનીને તેના તરફ સહાનુભૂતિ, મીઠાશ તેમ જ નમ્રતા રાખવાની જરૂર છે. પોતે પ્રશાંત ને મુક્ત તથા પરમાત્મદર્શી બનીને જીવનને કૃતાર્થ કર્યું છે તેવી રીતે જીવનને કૃતાર્થ કરવાની કામનાવાળો સાધક પોતાની પાસે આવ્યો છે. ઈશ્વરે તે રીતે એક જીવની અથવા વધારે જીવોની સેવા કરવાની

તેને તક આપી છે; પૃથ્વીમાં પરમાત્માના પ્રેમ, પ્રકાશ ને મહિમાને પ્રકટાવવાનો ને પાથરવાનો અવસર પૂરો પાડ્યો છે; એ અવસરનો પોતે પ્રામાણિકપણે ને પૂરેપૂરો લાભ ઉઠાવવો જોઈએ; એવી સમજ તેણે જીવતી રાખવી જોઈએ. તો જ તે શિષ્યને માટે અથવા બીજા સાધકોને માટે આશીર્વાદરૂપ થઈ શકશે. એનો અર્થ એવો નથી કે ગુરુને પોતાનો કોઈ નક્કી આદર્શ ન હોય, તે આદર્શને તે વળગી ન રહે, બાંધછોડની નીતિ અપનાવે ને ખુશામતખોર બને. ના ના. તેવા બનવાનો ને તેવું કરવાનો તેને માટે કોઈ પ્રશ્ન જ નથી. પોતાના વિચાર, સિદ્ધાંત ને આદર્શને તે જરૂર માનની નજરે જુએ ને વળગી રહે, પરંતુ તેને માટે બળજબરી ન કરે તે જ કહેવાનો આપણો આશય છે. ગુરુવાદને નામે આપણે ત્યાં જે અહંતા, દંભ ને દબાણ દેખાય છે એનો અંત ત્યારે જ આવી શકશે.

## [ ૧૬ ] બ્રહ્મદેવનો ઉત્તર

બ્રહ્મદેવે આશ્વલાયન મુનિને જે ઉત્તર આપ્યો છે એ આટલો જ નથી. ત્રીજાથી શરૂ કરીને છેક અઠ્ઠાવીસમા શ્લોક સુધી તેમણે આપેલા જ્ઞાનનો જ સમાવેશ થઈ જાય છે. પરંતુ એ શ્લોકો સુધડસર ને વ્યવસ્થિત હોય તેવી છાપ નથી પડતી. શરૂઆતના કેટલાક શ્લોકો વિશે એવું ખાસ કરીને કહી શકાય. છતાં તેમાંના કેટલાક શ્લોકો પૂરક કે પાછળથી જોડેલા હોય તોપણ, તે શ્લોકો નકામા નથી. તેમાં પણ ઘણો ઊંડો સાર સમાયેલો છે, ને એમની એકવાક્યતા થોડા ઝીણવટભર્યા વિચાર પછી આપણે સિદ્ધ કરી શકીએ છીએ. એ કામ આપણા પર છોડી દેવામાં આવ્યું છે ને આપણે કરવાનું છે, ક્રમેક્રમે એનો વિચાર આપણે અવશ્ય કરીશું; પરંતુ હાલ તો બ્રહ્મદેવે મુનિને આપેલા આરંભના ઉત્તરનો જ વિચાર કરી લઈએ.

બ્રહ્મદેવ કહે છે કે બ્રહ્મજ્ઞાનને અથવા તો પરમાત્માને શ્રદ્ધા, ભક્તિ ને ધ્યાનયોગ અથવા તો શ્રદ્ધા, ભક્તિ, ધ્યાન ને યોગથી

જાણુ. એ વાક્ય ઘણું મહત્ત્વનું છે ને ઊગતા સાધકોએ તેના પર પૂરતો વિચાર કરીને તેમાંથી જરૂરી પ્રેરણા પ્રાપ્ત કરવાની છે. જ્ઞાન અથવા તો જીવનના વિકાસના મહામાર્ગમાં આગળ વધવા સૌથી પહેલાં શ્રદ્ધાની જરૂર છે એમ બ્રહ્મદેવે કહ્યું છે-ને તે તદ્દન સાચું છે. શ્રદ્ધા વિના એ પંથમાં પ્રવેશ પણ ન થાય, પ્રવેશ થયો હોય તો આગળ પણ ન વધાય, ને કદાચ કોઈ સંજોગોમાં આગળ વધાયું હોય તો તેની પાર પણ ન પહોંચાય. શરૂઆતમાં, વચગાળામાં ને છેવટે; આદિ, મધ્ય ને અંત ભાગમાં બધે જ વખતે, શ્રદ્ધાની જરૂર પડે જ છે.

એ શ્રદ્ધા કઈ જાતની છે? અથવા એનું સ્વરૂપ કયું છે? સૌથી પહેલી ને અત્યંત આવશ્યક એવી શ્રદ્ધા પોતાની જાત પરની શ્રદ્ધા છે. આત્મવિશ્વાસ એનું જ બીજું નામ છે, ને એના વિના આગળ વધવાનું કામ ખરેખર મુશ્કેલ જ થઈ પડે. જે પંથ પોતે લીધો છે તે સમજપૂર્વકનો ને સાચો છે, ને તે પંથે પોતે પ્રગતિ કરી શકશે તેમ જ એક દિવસ પોતાના ધ્યેયની સંપૂર્ણ સિદ્ધિ પણ કરી લેશે, એ વાતની અંદરનો એનો વિશ્વાસ અખંડ ને અટલ હોવો જોઈએ. તે વિશ્વાસની મદદથી એણે નિરંતર આગળ વધવું જોઈએ. એ બાબતમાં બીજાના અભિપ્રાયોને વધારે પડતું મહત્ત્વ આપવાની ને તે પ્રમાણે ચાલવાની અથવા પોતાના નિશ્ચિત કરેલા ક્રમને ફેરવવાની નબળી વૃત્તિનો તેણે કાયમને માટે ત્યાગ કરવો જોઈએ. બીજા શું કહે છે ને બીજાને શું પસંદ પડે છે તે વાત વધારે મહત્ત્વની નથી ને વધારેપડતું મહત્ત્વ મેળવી જાય તે પણ બરાબર નથી. પોતાને શું પસંદ છે તેમ જ પોતાનો અંતરાત્મા શું કહે છે તેનું મહત્ત્વ જ સૌથી વધારે છે એમ સમજીને સાધનાની સફરે નીકળેલા સાધકે બીજાના સારા કે નરસા, અનુકૂળ કે પ્રતિકૂળ વિચાર કે અભિપ્રાયથી પ્રભાવિત થયા વિના પોતાની પસંદગી ને રુચિને માર્ગે આગળ ને આગળ વધવાની જરૂર છે. પોતે જેની ઝંખના કરે છે તે ધ્યેયની સિદ્ધિ જરૂર

કરી લેશે, એ માટે તેના મનમાં કોઈ પણ પ્રકારની શંકા કે ભ્રમણા અથવા ગડમથલ હોવી જોઈએ નહિ. એવી જાતની શ્રદ્ધાની કમીને લીધે કેટલાય ઊગતા સાધકોની સાધના અધવચ્ચે જ અટકી ને કરમાઈ ગઈ છે, ને તેમની જીવનની નાવડી જુદે જ માર્ગે વળી ગઈ છે. એવી લોખંડી ને અડગ અસીમ શ્રદ્ધામાંથી જ પુરુષાર્થની પ્રચંડ જ્યોતિ જાગ્રત થાય છે, ને સિદ્ધિનાં અવનવાં શિખરોને સર કરવાની શક્તિ પણ એમાંથી જ મળી રહે છે.

## [૧૭] સાધનાની શ્રદ્ધા

(પોતાની જાત પરની શ્રદ્ધાની જેમ જ પોતે પસંદ કરેલી સાધના પરની શ્રદ્ધા પણ ખૂબ ખૂબ મહત્ત્વની છે. પોતે જે સાધના પસંદ કરી છે તે પોતાને ઇપ્સિત ધ્રુવપદે જરૂર પહોંચાડશે એવી શ્રદ્ધા અંતરમાં પ્રકટી જાય ને વધારે ને વધારે બળવાન બનતી જાય તે જરૂરી છે.) એવી શ્રદ્ધા સાધનાની ઊંડી ને ચોખ્ખી સમજમાંથી જ આવી શકે, ને તેના જાગ્યા પછી જ સાધક ખંત ને ઉત્સાહથી મન લગાડીને સાધના કરી શકે. એ શ્રદ્ધાને ક્રમેક્રમે કેળવવાની જરૂર છે. કેટલાક સાધકો દલીલ કરે છે કે (સાધનાના માર્ગમાં અમુક વિલક્ષણ અનુભવો થાય તો શ્રદ્ધા આપોઆપ આવી જાય. એવા અનુભવો વિના સાધનામાં રસ ને શ્રદ્ધા ન જાગે.) પરંતુ તેવી દલીલોને વધારેપડતું મહત્ત્વ આપીને પગને ઢીલા કરી દેવાની ને બેસી રહેવાની જરૂર નથી. (વિલક્ષણ અથવા અલૌકિક અનુભવો થાય કે ન થાય, સાધનામાં કદી પ્રમાદ ન જ થવો જોઈએ.) સાધના જીવનના શ્રેય સારુ જરૂરી છે એમ સમજીને સાધનાદ્વારા જીવનનું શ્રેય કરવા સાધકે પ્રયાસ કરતા રહેવાની જરૂર છે. બીજી વાત એ પણ યાદ રાખવા જેવી ને સાચી છે કે અનુભવો સામાન્ય રીતે ને મોટે ભાગે શરૂઆતમાં નથી થતા. સાધનાની શરૂઆત કરી કે તેમાં બેચાર ડગલાં આગળ ચાલ્યા એટલે રાહ જોઈને બેસી રહેલા અનુભવો એકદમ ને મોટી સંખ્યામાં

સામે આવશે એમ પણ નથી. અનુભવો સાધનાની પરિપકવતા થતાં, અમુક ચોક્કસ અવસ્થાએ પહોંચતાં, લાંબે ગાળે ને આપોઆપ થાય છે તથા કેટલાક સંજોગોમાં છેવટ સુધી નથી પણ થતા એ યાદ રાખવાની જરૂર છે. તેથી વધારે ધ્યાન અનુભવોનું નહિ પરંતુ સાધનાનું રાખવાનું છે; મનને ગમતા અમુક અનુભવોની ચિંતા કરવાને બદલે, સાધનાના એકધારા નિયમિત અમલની ને તેની મદદથી મળનારા જીવનના શ્રેયની કરવાની છે. અનુભવો, જોઈતા હશે તોપણ, નિયમિત ને શ્રદ્ધાપૂર્વકની સતત સાધનાથી જ મળશે તે ભૂલવાનું નથી. આ માર્ગમાં શ્રદ્ધાના અખૂટ ભાથા સાથે ને આત્મોન્નતિ માટેના પુષ્કળ પ્રેમ સાથે આવવાનું છે. અમુક જ પ્રકારના લાભને મેળવવાની અમુક વ્યાપારી ગણતરી સાથે અથવા કોઈ ચોક્કસ પ્રકારના પૂર્વગ્રહ સાથે એમાં પ્રવેશ નથી કરવાનો. મન તથા અંતરને ખુલ્લું રાખીને એમાં નિરંતર આગળ વધવાનું છે, ને જે જાતની નવી હવા મળે તેને અનુભવતાં, આવકારતાં, હજમ કરતાં ને આત્મસાત્ કરતાં શીખવાનું છે. એવી નિર્મળતા, ગ્રહણશીલતા ને તૈયારી સાથે વિકાસની અદમ્ય ને વિશાળ ઇચ્છા, ઝંખના કે મહત્ત્વાકાંક્ષા પેદા કરીને આ માર્ગના મુસાફર બનો તો તમને ખૂબ જ સંતોષ થશે, અનેરો આનંદ મળશે, ને જીવનની ઉજ્જવળતા તેમ જ ધન્યતાની લહાવો મળશે. સાધનાનો આ માર્ગ ખોટો નથી; સો ટકા સાચો છે. પણ એની અનુભૂતિ માટે ઉતાવળા થયે નહિં ચાલે; પોતાની વ્યક્તિગત ગણતરી પ્રમાણે એના વિશ્વાસને વધાર્યે ને ઘટાડ્યે કોઈ મહત્ત્વનો હેતુ નહિ સરે. એ માટે તો પ્રચંડ શ્રદ્ધા ને મજબૂત મનોબળ જોઈશે; અખૂટ ધીરજ ને અનંત હિંમત જોઈશે; ને જોઈશે અપાર પરિશ્રમ; સાધના અથવા આત્મોન્નતિ જીવનની એક અનિવાર્ય ને અટલ આવશ્યકતા છે એવું ભાન થવું જોઈશે, ને એવા ભાન સાથે એક ધર્મ, ફરજ કે કર્તવ્ય તરીકે જ નહિ પરંતુ સ્વભાવની ખાસિયત રૂપે સાધનાને વરવું જોઈશે. ત્યારે જ શાંતિ,

આનંદ, અનુભવ કે સાક્ષાત્કાર જે જોઈશે તે મળી શકશે. એ વાતને અંતરના અંતરતમમાં લખી રાખવાની જરૂર છે. એ રીતે જે સાધનાને વર્યા છે ને એવી તૈયારી સાથે જે આગળ વધ્યા છે તે કદી નિરાશ નથી થયા; તેમને નિષ્ફળતા નથી મળી. તેમના બધા મનોરથ પૂરા થયા છે; ને આત્મિક જગતનાં મહામૂલાં રહસ્યમોતી મેળવીને તે કાયમને માટે ધન્ય થયા છે. એવી ધન્યતા કોઈ પણ કાળે ને કોઈ પણ માનવ મેળવી શકે છે.

## [૧૮] ગુરુ ને પરમાત્માની શ્રદ્ધા

પોતાની જાતની શ્રદ્ધા ને સાધનાની શ્રદ્ધા સાથે બીજું બે જરૂરી શ્રદ્ધા પણ છે, ને તે ગુરુની તથા પરમાત્માની શ્રદ્ધા છે. પોતાના માર્ગદર્શક ગુરુમાં અખંડ શ્રદ્ધા રાખવી ને રાખેલી શ્રદ્ધાને ટકાવી રાખવી અત્યંત આવશ્યક છે. એવી અખંડ શ્રદ્ધા મોટામોટા ચમત્કારોને સિદ્ધ કરવાનું કામ કરી દે છે ને સાધકની પુરુષાર્થ-સિદ્ધિને સરળ ને ચોક્કસ બનાવે છે. એવી શ્રદ્ધા કેવી રીતે ને ક્યાંથી પ્રકટે છે એ જુદી વાત છે પરંતુ પ્રકટે છે એ ચોક્કસ છે, ને જેનામાં પણ પ્રકટે છે તેને માટે અનેરા આશીર્વાદરૂપ ઠરે છે. માનવમનની એ એક મોટામાં મોટી ખૂબી છે ને તેને જોઈને આપણે ઘણી વાર ઊંડા આશ્ચર્યનો અનુભવ કરીએ છીએ. કેટલાક માણસોમાં એ શ્રદ્ધા કલ્પી ન શકાય તેટલી પ્રબળ હોય છે ને બધા જ સંજોગોમાં એકસરખી ટકી રહે છે, તો કેટલાક માણસોમાં તેનાં મૂળ જામતાં જ નથી ને જામ્યાં હોય તો ટકતાં નથી; તેવા માણસો મોટે ભાગે ચંચળ, ચમત્કારપ્રેમી, સ્વાર્થી ધોરણ પર ચાલનારા ને પોતાના વિચારો ને પોતાની નીતિ વારંવાર બદલનારા તથા તેજોદ્વેષી ને બધામાં દોષો જોવા જ ટેવાયેલા હોય છે. તેવા માણસો કોઈ આશાતૃષ્ણાથી, કોઈ લહરમાં આવી જઈને કોઈ વાર કોઈના ફોટા પડાવે છે, કોઈનાં વખાણ કરે છે, કોઈને પૂજે છે, ને પરમાત્માના પદ પર પહોંચાડી દે છે, તો કોઈ વાર તે જ

મહાપુરુષોની ઠેકડી ઉડાવે છે, લીધેલા ફોટા કાઢી લે છે, ને તેમના નિંદક બને છે; કોઈ ગેરસમજૂતી થતાં, ધારેલા સ્વાર્થમાં સફળતા મળતાં કે ન મળતાં તે જ મહાપુરુષોનું મહત્વ તેમની નજરમાંથી ઓછું થઈ જાય છે; તેમને માટે તે પૂજ્ય, મહાન ને પરમાત્માતુલ્ય મટી જાય છે ને તેમની દ્વારા તેમની ટીકા થાય છે. સંસારમાં જ્યાં સુધી સંકુચિતતા, સ્વાર્થ ને અજ્ઞાન છે ત્યાં સુધી એવું બધું થયા જ કરવાનું.

એક જાણીતા મહાત્માની જ વાત છે. ભક્તોમાં તે અત્યંત મહાન ને સિદ્ધ મનાતા. તેમના જન્મદિવસે જુદાજુદા ભક્તો તેમને બોલાવતા ને ઉત્સવ કરતા. તે તેમને પરમાત્માતુલ્ય જ માનતા. જન્મદિવસે ને બીજા મંગળ દિવસે તેમને દૂધ, દહીં ને મધ તથા ફળથી સ્નાન કરાવવી ને આરતી ઉતારી તેમની પૂજા કરતા. કોઈ કારણથી શ્રદ્ધા ને સેવાનો સૌને નવાઈમાં નાખી દેનારો એ પ્રવાહ કે ક્રમ સાતથી આઠ વરસો સુધી ચાલ્યો ને પછી બીજા કોઈ કારણથી આપોઆપ બંધ પણ પડી ગયો. તે એવો કે દર વરસે મહોત્સવ કરતા એક પ્રખ્યાત કુટુંબના માણસો તે મહાપુરુષને બોલાવતા જ બંધ થઈ ગયા. તેમના સ્વાર્થની સિદ્ધિમાં કાંઈ ખામી આવી કે પેલા મહાપુરુષ વિશે તેમનામાં કોઈક ગેરસમજ પેદા થઈ, તેનું પરિણામ એવું કરુણ આવ્યું. એ મહાપુરુષના જીવનને ને વિચારોને તે લોકો વધારે કે ઓછે અંશે સમજતા હોત ને તેને પરિણામે તેમની તરફ ખેંચાઈને તેમને પ્રેમ ને શ્રદ્ધાની નજરે જોતા થયા હોત તો એવું નિરાશાજનક પરિણામ ભાગ્યે જ આવત. પરંતુ વસ્તુસ્થિતિ તેવી નહોતી. આ દેશમાં એવું છાશવારે બનતું હોય છે. લોકો જેને પૂજે છે તેનું જ અપમાન પણ કરે છે, ને જેની પ્રશંસા કરે છે તેની નિંદા કરતાં પણ નથી અચકાતા. એવી મનોવૃત્તિના માણસો શું કરી શકે? પોતાની શ્રદ્ધાને તે ક્યાંય જમાવી ન શકે, જોડી પણ ન શકે, ને કોઈના

ચરણોમાં સર્વસમર્પણ કરીને કાર્યમને માટે કોઈનું માર્ગદર્શન મેળવીને ધન્ય પણ ન બની શકે.

ગુરુમાં અત્યંત લોખંડી, અડગ ને કોઈ પણ સંજોગોમાં, કોઈ પણ કારણે ન ચળે તેવી શ્રદ્ધા હોય તે સાધનાના અથવા આત્મોન્નતિના માર્ગમાં અત્યંત આવશ્યક છે. તેવી શ્રદ્ધાથી સાધકનું કામ ઘણે અંશે સરળ બની જાય છે. માણસોમાં એવી અડગ ને અખૂટ શ્રદ્ધાની મૂડી જોઈને કેટલીક વાર તો આપણને નવાઈ પણ લાગે છે કે આવી અપાર ને અતૂટ શ્રદ્ધાની જ્યોતિ જાગી ક્યાંથી, છતાં એ સદાય આશીર્વાદરૂપ ને કલ્યાણકારક છે એથી આપણને આનંદ પણ થાય છે.

ગુરુમાં અખૂટ શ્રદ્ધાની પેઠે પરમાત્મામાં પરમ ને પાર વિનાની શ્રદ્ધા હોય તે પણ જરૂરી છે. ભારતીય સંસ્કૃતિ તો ગુરુને પરમાત્માતુલ્ય કહી બતાવે છે ને ગુરુમાં સર્વે દેવોનો સુભગ સમન્વય થયો છે એમ જણાવે છે. ગુરુની પ્રશંસાના પેલા પ્રસિદ્ધ શ્લોકમાં ગુરુનો મહિમા કેટલો બધો સુંદર ને અસરકારક રીતે કહી બતાવ્યો છે! 'ગુરુ બ્રહ્મા છે, ગુરુ વિષ્ણુ છે, ગુરુ મહાદેવ શંકર છે, ગુરુ પોતે જ સાક્ષાત્ પરમાત્મા છે; તેવા મહિમાવંતા મહાન ગુરુને મારા નમસ્કાર છે.' એ શ્લોકમા કોઈ અતિશયોક્તિ નથી, પરંતુ સ્વાનુભાવમાંથી ઉત્પન્ન થયેલી હૃદયની સાચી લાગણીનો પડઘો છે. જે પ્રજાએ સૂર્યને પ્રત્યક્ષ પરમાત્મારૂપ માનીને તેની સ્તુતિ ને અર્ચના કરી, શિશુની દૃષ્ટિએ માના મહિમાનો વિચાર કરીને માતાને પરમાત્માની પદવી આપી, ને અતિથિને દેવતુલ્ય માનવાનો આદેશ આપ્યો, તે જ પ્રજાએ અજ્ઞાનનો અંધકાર દૂર કરી જ્ઞાનનો પ્રકાશ પ્રકટાવી જીવનની મુક્તિ, શાંતિ ને ધન્યતાનું દાન દેનાર ગુરુને પ્રત્યક્ષ પરમાત્મા અથવા પરમાત્માતુલ્ય માન્યા છે. તેમાં કાંઈ જ ખોટું નથી. પોતાના અંતરમાં ઉત્પન્ન થયેલા ઉમળકા કે પ્રેમ ને શ્રદ્ધાભાવને પ્રકટ કરવા એ પ્રજાએ એવા શ્લોકની રચના કરી છે એમાં અતિશયોક્તિ જેવું કાંઈ જ નથી.

પણ એનો અર્થ એવો નથી કે શ્રદ્ધા ગુરુમાં જ હોય ને પરમાત્મામાં ન હોય; અથવા તો એમ પણ નથી સમજવાનું કે ગુરુમાં શ્રદ્ધા હોય એટલે પરમાત્માની શ્રદ્ધાની જરૂર નથી જ. શ્રદ્ધા ગુરુમાં ને પરમાત્મામાં બંનેમાં હોઈ શકે છે, ને હોય તેમાં કાંઈ ખોટું નથી. ગુરુની શ્રદ્ધા પણ પરમાત્મભાવથી જ થયેલી છે. એટલે એ બંને પ્રકારની શ્રદ્ધા પરસ્પર વિરોધી નથી પણ પૂરક કે મદદરૂપ ને એક જ સિક્કાનાં બે પાસાં જેવી અભિન્ન છે.

[ ૧૯ ] પરમાત્માની શ્રદ્ધા

પરમાત્માની એ શ્રદ્ધા જીવનની પ્રત્યેક પળે જાગ્રત રહે તે જરૂરી છે. પ્રાચીન કાળમાં જેમ દરેક ઘરમાં ને ઋષિના આશ્રમમાં અગ્નિને પ્રજ્વલિત રાખવામાં આવતો, તેમ શ્રદ્ધાનો એ અમૂલખ અગ્નિ અંતરમાં પ્રકટેલો રહે તે ખાસ ધ્યાનમાં રાખવાનું છે. એ શ્રદ્ધાનું સ્વરૂપ કેવું હોય અથવા એવી શ્રદ્ધાથી સંપન્ન થયેલા સાધકની દશા કેવી હોય ? તેણે પોતાના મનમાં મજબૂત રીતે ગાંઠ વાળી લીધી હોય કે પરમાત્માની કૃપાથી તે સાધનાની સિદ્ધિ ને જીવનની ધન્યતાએ પહોંચશે જ. પરમાત્માની કૃપાથી સાધનાના કપરા ને કલેશભરેલા માર્ગને તે સહેલાઈથી ને સ્મિત સાથે પાર કરી શકશે, ને વચગાળાનાં ભયસ્થાનો પણ તેના વિકાસમાં અંતરાયરૂપ નહિ બની શકે. પરમાત્માની સાથે પોતે સંબંધ બાંધ્યો છે, ને પરમાત્માનો અપાર પ્રેમવરસાદ તેના પર નિરંતર વરસી રહ્યો છે, પછી તેને માટે ડરવાનું, ચિંતિત થવાનું કે નાહિંમત બનવાનું કોઈ કારણ નથી. પરમાત્માની છત્રછાયામાં તે સદાને સારુ સલામત છે એ વાતની તેને ખાતરી હોય છે. બીજી વાત એ છે કે તેવો સાધક સમજે છે કે પરમાત્મા તેને પ્રત્યેક પળે ને ગમે તે સ્થળે સંભાળે છે. તે તેની રક્ષા કરે છે, સંભાળ રાખે છે, ને તેને દોરે છે. તેના લાડકોડ ને તેની કલ્યાણકારક ઇચ્છાઓને પૂરી કરવા તે સદા તૈયાર છે. તેની પ્રત્યેક ઇચ્છા ને યોજના વિચારપૂર્વકની ને પોતાના મંગલને માટે જ છે. પોતાનું અમંગલ

થાય ને પોતાની પ્રગતિ અટકી જાય ને પોતે પદચ્યુત થાય તેવું તે કદી કરતા નથી ને કરશે પણ નહિ.) પ્રત્યેક પરિસ્થિતિમાંથી તે તેને કાંઈ ને કાંઈ પદાર્થપાઠ પૂરો પાડીને આગળ ને આગળ જ લઈ જવા માગે છે. તે મંગલમય છે ને તેનું બધી રીતે મંગલ જ કરે તેમ છે. તે તેના મોટા ને સાચામાં સાચા સુહૃદ, સખા ને શુભેચ્છક છે. તેના ગુરુ છે. માતા, પિતા ને ગુરુ કરતાં પણ તેની વધારે સભાળ રાખનાર નિયંતા છે. પ્રાણની પણ પાસે ને બધે જ વખતે સાથે રહીને તે તેનું હિત કર્યા કરે છે. તેથી તેણે ડરવાનું કે ગભરાવાનું કોઈ કારણ નથી. જીવનની આ જટિલ યાત્રામાં ને સાધનાની લાંબી સફરમાં પોતે એકલો નથી. ના. તે કદી એકલો હતો નહિ, છે નહિ, ને એકલો પડવાનો પણ નથી. તે પ્રિયતમ પરમાત્મા સદા તેની સાથે જ છે, હતા ને સાથે રહેવાના છે. હજાર આંખે તે તેને જુએ છે, તેની ગતિવિધિનું નિરીક્ષણ કરે છે, હજાર હાથે તેને રક્ષે છે, ને હજારો કાને તેની કથા, પ્રવૃત્તિ ને પ્રાર્થના તથા તેના સંકલ્પવિકલ્પ સાંભળે છે. તે પરમાત્માની કૃપા ને પ્રેમવૃષ્ટિ તેના પર કાયમ માટે વરસી રહી છે. (ફક્ત તેણે તેનો અનુભવ કરવો જોઈએ ને જીવનની પ્રત્યેક પળે પરમાત્માની વધારે ને વધારે પાસે પહોંચવું જોઈએ.) સુખમાં ને દુઃખમાં, સંપત્તિ ને વિપત્તિમાં, માન તેમ જ અપમાનમાં, આનંદ ને શોકમાં ને પતન ને ઉત્થાનમાં સાધક એવી અચળ શ્રદ્ધાના બળથી જ હિમાલય જેવો ધીર, ગંભીર, પ્રસન્ન ને અડગ રહી શકે છે, ને બધી જ જાતની પરિસ્થિતિ ને બધી જાતના વાતાવરણનો પોતાના વિકાસના વિરાટ કામમાં સદુપયોગ કરીને નિરંતર આગેકૂચ કરે છે. શ્રદ્ધાનું એ સ્વરૂપ જેના દિલમાં પ્રકટી જાય તેનું જીવન જ્યોતિર્મય ને સફળ બને છે તેમાં શંકા નથી. એ શ્રદ્ધા કોઈ સાંસારિક લાભાલાભ અથવા પ્રાપ્તિ-અપ્રાપ્તિની ગણતરી પર પ્રકટેલી નથી હોતી; એના પર આધાર પણ નથી રાખતી; એ તો શુદ્ધ વિવેકમાંથી ને પરમાત્માના મહિમાના ભાન

તથા પરમાત્માના પરમપવિત્ર પ્રબળ પ્રેમમાંથી જ જાગી હોય છે તેથી તે કદી પણ ઘટતી ને મરતી નથી. એવી અનેરી શ્રદ્ધાનું દર્શન આપણી દુનિયામાં બહુ ઓછું ને જવલ્લે જ થાય છે, ને થાય છે ત્યારે લોકોને વિચાર કરતા કરી મૂકે છે. લોકો તેના એકાદ પાસાનું દર્શન કરીને અચરજમાં પડી જાય છે ને તેને કોઈ અલૌકિક ચમત્કારમાં વાત માની લે છે. પરંતુ તેને ચમત્કાર માનીને તેનાથી અચરજ પામવા જેવું કાંઈ નથી. શ્રદ્ધાની એ જ્યોતિ માનવહૃદયમાં સહજ રીતે જ રહેલી છે. કોઈએ એને જાગ્રત કરી છે, કોઈનામાં એ ચિનગારીરૂપે જ પ્રકટ થઈને પડી રહી છે, તો બીજા કોઈના અંદર એ એકદમ સુષુપ્ત દશામાં, શાંતિપૂર્વક, તદ્દન ન જ હોય એવો આભાસ આપતી, સૂઈ રહી છે એટલું જ. તેને પ્રકટ કરી, તેની જરૂરી માવજત કરી, તેને વધારવામાં આવે તો તે તદ્દન સહજ બની જાય એ નક્કી છે.

## [ ૨૦ ] ભક્તિની સમજ

શ્રદ્ધા પછીનો બીજો મુદ્દો ભક્તિનો આવે છે. મુનિ આશ્વલાયનને બ્રહ્મદેવ કહે છે કે બ્રહ્મજ્ઞાનની અથવા તો (પરમાત્માની પ્રાપ્તિ માટે જે સાધનો જરૂરી છે તેમાં ભક્તિનો પણ સમાવેશ થાય છે.) દેખીતી રીતે આ વિધાન તદ્દન સાધારણ ને અર્થ વિનાનું લાગે, પરંતુ તે અત્યંત અર્થભરેલું ને સહેતુક છે. સામાન્ય રીતે એમ મનાય છે કે જ્ઞાન ને ભક્તિ બે વિરોધી વસ્તુઓ છે ને તેમની વચ્ચે કોઈ ખાસ મેળ નથી. પરંતુ (જ્ઞાનને માટે ભક્તિ પણ જરૂરી છે) એમ કહીને ઉપનિષદે અહીં કીમતી સમન્વયનું કામ કરી બતાવ્યું છે, ને બંને વચ્ચે અવિરોધ ને અભિન્નતાનું દર્શન કરાવ્યું છે. જ્ઞાન ને ભક્તિને પરસ્પર કશો ખાસ સંબંધ નથી એમ માનનારા માણસોએ આ વાત સારી પેઠે સમજી લેવાની ને જ્ઞાન તથા ભક્તિને નામે જે ઘર્ષણ ને ઝઘડા ચાલે છે તે બંધ કરવાની જરૂર છે. ભક્તિના પ્રભાવથી અંતર નિર્મળ થાય એટલે તેમાં જ્ઞાનનો પવિત્ર

અનુભવ અત્યંત અસરકારક રીતે ને સહેલાઈથી થઈ શકે છે. એ રીતે જ્ઞાનની પ્રાપ્તિમાં જ નહિ પણ પરમાત્માના પ્રત્યક્ષ અનુભવમાં પણ ભક્તિનો ફાળો ઘણો મોટો છે.

એ ભક્તિ બંને જાતની છે. નવધા ભક્તિમાં જેનું વર્ણન કરવામાં આવ્યું છે તે સેવાપૂજા, કથાકીર્તન, દેવદર્શન તેમ જ તીર્થયાત્રાની બધી પદ્ધતિઓનો સમાવેશ એમાં થઈ જાય છે, ને પરમાત્મા માટેનો પરમ પ્રેમ પણ એમાં આવી જાય છે. બંને જાતની ભક્તિ અથવા ભક્તિના એ બંને પ્રકાર કામના છે. યાદ રાખવાનું માત્ર એટલું જ છે કે એ બંને પ્રકાર પરસ્પર વિરોધી નથી ને વિરોધી ન થવા જોઈએ. સેવાપૂજા જેવા ભક્તિના પ્રકારનો આધાર લેનારા કેટલાય ભક્તો એમાં જ ઇતિકર્તવ્યતા માનીને બેસી જાય છે ને એટલી હદે આસક્ત થાય છે કે એના સિવાયના બીજા અનુભવો પણ અગત્યના છે ને કરવા જેવા છે એ વાતને ભૂલી જાય છે. સેવાપૂજા, દેવદર્શન, કથાકીર્તન તેમ જ તીર્થાટનની પદ્ધતિ ગમે તેટલી ઉત્તમ ને આદર્શ અથવા આનંદદાયક હોય તોપણ, અંતિમ આદર્શરૂપ નથી; તે તો એક અગત્યના સાધનરૂપ જ છે. તેનું સાધ્ય તો પરમાત્મા માટેનો તીવ્ર ને પરમ પ્રેમ છે. તે પ્રેમને પ્રકટાવવા તરફ જેટલું ધ્યાન આપવામાં આવે એટલુ ઓછુ છે. એટલે ભક્તિના પેલા પ્રારંભિક પ્રકારોને જીવનભર પકડીને બેસી રહેવાની જરૂર નથી; ભક્તિનું સાચું ને છેવટનું સારતત્ત્વ તે જ છે એમ માનીને પોતાના જીવનવિકાસને પોતાની મેળે જ અટકાવી દેવાની પણ જરૂર નથી. એવી અધકચરી માન્યતાથી આગળ વધીને પરમાત્માનો પ્રબળ પ્રેમ પેદા કરીને પરમાત્માને મેળવવા માટે આતુર થવાનું છે. ભક્તિનો સાચો સ્વાદ ત્યારે જ મળી શકે છે.)

પરમાત્માના પ્રેમનું સાચું સ્વરૂપ શું? તે જ્યારે પ્રકટે છે ત્યારે ભક્તનું અંતર પરમાત્માના દર્શનને માટે અત્યંત આતુર

બને છે; અંતરના અંતરતમમાંથી ભક્ત પરમાત્માના દર્શનને માટે તલસે છે, ઝંખે છે, પ્રાર્થે છે ને રડે છે. સંસારના બીજા બધા જ પદાર્થોની મમતા, આસક્તિ, રસવૃત્તિ ને ઇચ્છા તેના મનમાંથી દૂર થાય છે, ને આઠે પહોર એ એક ઈશ્વરમાં જ આસક્ત રહે છે. પરમાત્માના જ પ્રેમરસમાં તે ડૂબેલો રહે છે ને પરમાત્માની વધારે ને વધારે કૃપા પામવાની ને પરમાત્માની વધારે ને વધારે પાસે પહોંચવાની ઇચ્છા જ તેના દિલમાં સર્વોપરિ બને છે. પરમાત્માના સ્મરણ, મનન ને ગુણગાન વિના તેને બીજું કાંઈ નથી ગમતું ને તેનું મન બીજે ક્યાંય નથી લાગતું. માણસો કેટલીક વાર પૂછે છે કે પરમાત્માનું દર્શન કેમ નથી થતું? અમે તો કેટલીય માળા ફેરવીએ છીએ, જપ કરીએ છીએ ને નિયમિત રીતે કેટલાંય સ્તોત્રો બોલી જઈએ છીએ. પરમાત્માની ઝાંખી અમને કેમ નથી થતી? તેમને આપણે એક જ વાત કહેવાની છે ને એક જ ઉત્તર આપવાનો છે કે માળા, જપ ને સ્તોત્રપાઠ કરો છો તે જાણીને આનંદ થાય છે. પરંતુ તેટલાથી જ કાંઈ જરૂરી હેતુ નહિ સરે ને તમારી ભીડ નહિ ભાગે. એ બધાની સાથેસાથે હૃદયની શુદ્ધિ અથવા સ્વભાવની સાત્વિકતા ને પરમાત્માના પ્રેમને પ્રકટ કરવાની જરૂર છે. તે શુદ્ધિ, સાત્વિકતા ને પ્રેમનું પ્રાકટ્ય થયું છે ખરું? એના વિનાની ભક્તિ અધૂરી છે ને એના વિના પરમાત્માના દર્શનની પણ કોઈ બાંયધરી આપી શકાય એમ નથી. માટે એ સૌની સાથે સ્વભાવની શુદ્ધિ, સાત્વિકતા ને પ્રેમને જગાવવા તરફ પૂરતું ધ્યાન આપવાની જરૂર છે. એથી જ જીવન ઉજ્જવળ, સફળ ને ધન્ય બની શકે છે.

### [૨૧] ધ્યાન ને યોગ

શ્રદ્ધા ને ભક્તિની સાથે ત્રીજી જરૂરી વસ્તુ ધ્યાન છે ને તેનો રસ પણ સાધકે કેળવવો જોઈએ. શ્રદ્ધા ને ભક્તિ બંને વસ્તુ એવી છે જેની મદદથી મન નિર્મળ, સ્થિર ને એકાગ્ર થાય છે. એટલે ધ્યાન માટેની જરૂરી ભૂમિકા તો તેને પરિણામે તૈયાર થાય છે જ.

(ભક્તિની મદદથી પરમાત્મા માટેના પરમ પ્રેમનો ઉદય થતાં, એક પ્રકારનું માનસિક ધ્યાન સહજ બને છે. કેમકે મન સદા પરમાત્મામાં જ જોડાયેલું ને લાગેલું રહે છે ને પરમાત્માનું જ ચિંતન, મનન ને સ્મરણ કર્યા કરે છે. એટલે એવા સાધકને ધ્યાન ધાર્યા કરતાં ઘણું સહેલું પડે છે. ધ્યાનમાં મન એકાગ્ર નથી થતું ને એને એકાગ્ર કેમ કરી શકાય એ સમસ્યા તેને સતાવતી નથી. પ્રશ્ન એ ઊઠે છે કે 'પ્રેમનું પ્રાકટ્ય થયા પછી ધ્યાનની જરૂર ખરી, અથવા આંખો મીંચીને લાંબા વખત લગી એક આસને બેસીને ધ્યાન કર્યા વિના કેવળ પ્રેમની પ્રબળતાને પરિણામે જ સાધકને પરમાત્માનો સાક્ષાત્કાર ન થઈ શકે?' એ પ્રશ્ન ઘણો મુદ્દાસરનો ને મહત્ત્વનો છે, ને એના ઉત્તરમાં આપણે એટલું જ કહીશું કે પ્રેમની પ્રબળતાથી જ પરમાત્માનું દર્શન જરૂર થઈ શકે છે, ને પ્રેમની પ્રબળતાએ પહોંચેલા સાધકે નિયમિત ધ્યાન ધરવા બેસવું જ જોઈએ એવો કોઈ નક્કી નિયમ નથી; સાધક પરમાત્મા માટે તલસે છે, ઝંખે છે ને રડે છે, એટલે પરમાત્માનું દર્શન તેને થશે જ. પરંતુ પરમાત્માનું દર્શન બે પ્રકારનું છે: એક તો પોતાની અંદરનું ને બીજું બહારનું. જેની ઇચ્છા ઉઘાડી આંખે પરમાત્માનું દર્શન કરવાની હોય તેને આંખ મીંચીને ધ્યાન ધરવાની જરૂર નથી; પરંતુ જે પરમાત્માને પોતાની અંદર જોવા માગે છે તેમણે ધ્યાનની સાધનાનો આધાર લેવો જોઈએ ને ધ્યાનનો પ્રેમ કેળવવો જ જોઈએ. કેમકે પરમાત્માનું દર્શન પોતાની અંદર કરવા માટે ધ્યાનમાં જોડાયેલા સૂક્ષ્મ મન વિના માનવની પાસે બીજું કોઈ સાધન નથી.)

(ધ્યાનમાં બેસો ત્યારે કોઈ નવા જ પ્રદેશમાં પ્રવેશ કરતા હો ને આત્મોન્નતિની કોઈ નવી જ સફરની શરૂઆત કરતા હો એવા ભાવથી બેસો. જીવનની ધન્યતાના કોઈ દૈવી મહોત્સવમાં સામેલ થતા હો તેવા ભાવ, ઉલ્લાસ ને પ્રેમથી ધ્યાનની શરૂઆત કરો.

ધીરજ, હિંમત ને સાવધાનીથી ક્રમેક્રમે આગળ વધો. મનને શાંત કરવાના કીમતી કામમાં લાગી જાઓ. ધ્યાનમાં થનારા અમુક અનુભવો ગમે તેટલા અનેરા ને આનંદદાયક હોય તોપણ તેમને કાયમને માટે વળગી કે પકડીને બેસી ન રહેશો. મનને એ અનુભવોની ઉપર લઈ જવા તરફ ખાસ ધ્યાન આપજો ને અંદરના અનંત ઊંડાણમાં વધારે ને વધારે ઊંડા ઊતરતા રહેજો. એમ કરતાં કરતાં એક અવસ્થા એવી આવશે કે જ્યારે મન તદ્દન શાંત થઈ જશે. પોતાની અંદર રહેલી પરમાત્માની વિરાટ ચેતનાની સાથે તે સંબંધ બાંધશે ને તદાકાર બની જશે. એનું નામ જ યોગ અથવા મેળાપ. પરમાત્માનો પ્રત્યક્ષ પરિચય. પરમાત્માની અથવા શિવની સાથેનું જીવનું જોડાણ. ધ્યાનનું ફળ એવો જીવનો શિવ સાથેનો સમાગમ કે યોગ જ છે. એવો યોગ સિદ્ધ થતાં પરમાત્માનું પ્રત્યક્ષ જ્ઞાન આપોઆપ થઈ રહે છે. એ પ્રમાણે વિચાર કરવાથી સહેજે સમજાય છે કે પરમાત્માનું જ્ઞાન અથવા તો પરમાત્મા પોતે ધ્યાનદ્વારા સિદ્ધ થનારા એવા યોગથી સહેજે મળી રહે છે. એટલે જ્ઞાન અથવા પરમાત્માની પ્રાપ્તિ શ્રદ્ધા, ભક્તિ, ધ્યાન ને યોગથી થાય છે એમ કહેવામાં કાંઈ ખોટું નથી.)

શ્રદ્ધા, ભક્તિ ને ધ્યાનયોગથી જ્ઞાન અથવા પરમાત્માની પ્રાપ્તિ થાય છે એવો અર્થ પણ 'श्रद्धाभक्तिध्यानयोगादवैहि'નો કેટલાક વિચારકો કરે છે, ને એવો અર્થ પણ થઈ શકે છે. તેમાં પણ કોઈ પ્રકારનો દોષ નથી. કેમકે ધ્યાનયોગ અથવા ધ્યાનની સાધનાથી પણ છેવટે સાધકનું મન તદ્દન શાંત બની જાય છે, તેને સમાધિની પ્રાપ્તિ થાય છે, ને એવી અલૌકિક અવસ્થામાં પરમાત્માનો પ્રત્યક્ષ અનુભવ ને જ્ઞાનની પ્રાપ્તિ બંને શક્ય બને છે. એ રીતે જોતાં ધ્યાનયોગ ને ધ્યાન તથા ધ્યાનની મદદથી થતો પરમાત્માનો યોગ કે મેળાપ બંને એક જ જાતની અનુભૂતિ, સિદ્ધિ ને એક જ જાતના ફળનાં સૂચક છે.

## [૨૨] ત્યાગથી જ અમૃતપદની પ્રાપ્તિ

એ પછી એક બીજો મહાન શ્લોક આવે છે, ને તેની મારફત માનવજાતિને એક બીજો મહાન ને મૂલ્યવાન સંદેશ પહોંચાડવામાં આવે છે. અમૃતપદની પ્રાપ્તિ શાથી થાય છે? જીવનને અમૃતમય ને મૃત્યુંજય કરવાની કળા કઈ છે? તેને માટેનું સાધન શું? એ મહાન શ્લોકમાં ઘોષણા કરીને કહેવામાં આવ્યું છે કે કર્મ કરવાથી કે લૌકિક અહંકારયુક્ત કર્મોમાં રચ્યાપચ્યા રહેવાથી, પ્રજાને પેદા કરવાથી કે ધનના સંગ્રહથી નહિ પરંતુ કેવળ ત્યાગની મદદથી જ અમૃતપદ મળી શકે છે, મૃત્યુંજય બની શકાય છે, ને જીવનને અમૃતમય પણ એથી જ કરી શકાય છે. કેટલાક માને છે કે આ શ્લોકમાં ઉપનિષદે બહારના ત્યાગની જ મહત્તા કહી બતાવી છે ને તેવા ત્યાગની ભલામણ કરી છે. પરંતુ તે માન્યતા બરાબર નથી. ઉપનિષદ કે ગીતાએ કેવળ બાહ્ય ત્યાગ પર કોઈ ઠેકાણે ભાર મૂક્યો નથી, ને આપણે પણ તેવા ત્યાગ પર જ ભાર મૂકવાની જરૂર નથી. કોઈને તેનો આધાર લેવો હોય તો ભલે લે; પોતાની પસંદગી, રુચિ, જરૂર ને પદ્ધતિને ધ્યાનમાં લઈને કોઈને બાહ્ય ત્યાગનો આધાર લેવો હોય તો જરૂર લઈ શકે છે. પરંતુ બધાંને માટે તે જરૂરી છે ને તેના વિના કોઈને અમૃતપદ મળી જ ન શકે એમ માનવું બરાબર નથી જ.

ત્યાગનું અંતરંગ સ્વરૂપ જ વધારે મહત્ત્વનું છે ને તેના વિના કોઈ પણ સાધકને ન ચાલે ને કોઈનું્ય જીવન અમૃતમય ન બની શકે એ નક્કી છે. એ અંતરંગ ત્યાગ તરફ જ સૌથી વધારે ધ્યાન આપવાની જરૂર છે. એવા ત્યાગ વિશે મેં વારંવાર લખ્યું છે એટલે અહીં એની વધારે ચર્ચા નહિ કરું. પરંતુ અહીં તો એક નવી જ વાત તરફ સૌનું ધ્યાન દોરીશ. ધ્યાનની સાધનામાં મન જોડાઈ જાય અથવા તો પરમાત્માના પ્રેમથી ભરાઈ જાય એટલે અહંકાર દૂર થાય છે, મનની મલિનતા મટી જાય છે, ને

આખરે આગળ કહ્યું તેમ મન પરમાત્મા સાથે પોતાનો બધો જ અહંભાવ છોડી દઈને એક થાય છે. એનું નામ જ સાચો તેમ જ સંપૂર્ણ ત્યાગ.) ત્યાગની સીમા એ વખતે પૂરી થાય છે. સાધના મારફત કરવામાં આવતા એથી વિશેષ મોટા ને ઉત્તમ ત્યાગની આપણને ખબર નથી; ને એવા ત્યાગથી જ જીવન અમૃતમય, મૃત્યુંજય કે ધન્ય બને છે. એવો ત્યાગ જ જરૂરી ને કરવા જેવો છે, ને તેની ભલામણ સહેજ પણ સંકોચ સિવાય આપણે સૌને કરી શકીએ. તેવા અંતરંગ ત્યાગ તરફ જેટલું ધ્યાન આપવામાં આવે એટલું ઓછું છે. તેવા ત્યાગ વિના કોઈને પણ જીવનની સિદ્ધિ, ધન્યતા ને અમૃતપદ ન મળી શકે એ નક્કી છે. શ્રદ્ધા, ભક્તિ, ધ્યાન ને યોગદ્વારા જ્ઞાન કે પરમાત્માની પ્રાપ્તિ થાય છે એમ કહ્યા પછી તરત જ ત્યાગથી જ અમૃતપદ અથવા પરમાત્મા મળી શકે છે એવી બીજા શ્લોકમાં જે બીજી વાત કહી છે એનો અર્થ આ રીતે જ કરવો ઘટે છે. પહેલાંના શ્લોકમાં શ્રદ્ધા, ભક્તિ ને ધ્યાન જેવાં અંતરંગ સાધનોની વાત કરી છે ને એના અનુસંધાનમાં ત્યાગદ્વારા અમૃતપદની પ્રાપ્તિની વાત કરી છે એટલે પૂર્વાપર સંબંધની દૃષ્ટિએ આ અર્થ જ ઉત્તમ લાગે છે. બહારના જગતમાંથી ચિત્તની વૃત્તિની નિવૃત્તિ ને અંદરની દુનિયામાં તેનું જોડાણ ને છેવટે પરમાત્માની અંદર તેનો લય: તે જ ત્યાગનું સુંદરમાં સુંદર ને સર્વોત્તમ સ્વરૂપ.

પરંતુ (બહારના જગતમાંથી થનારી ચિત્તની નિવૃત્તિ ધ્યાનની સાધના પૂરતી જ છે. ધ્યાનમાં મદદ મેળવવા માટે જ શરૂઆતમાં એનો આધાર લેવાય છે. ચિત્તની તેવી નિવૃત્તિ કામચલાઉ છે ને બાકીના બીજા વખતમાં તો સાધકે ચિત્તને જીવતું રાખીને બહારના પદાર્થોની વચ્ચે જ જીવવાનું છે.) જગતમાં ને જગતના વિવિધ વાતાવરણની વચ્ચે જુદીજુદી પ્રવૃત્તિ કરતાં તેણે શ્વાસ લેવાનો છે. તે વખતે પણ તેનું મન મલિન નહિ થાય ને પેલી અંતરંગ ત્યાગની સાધનામાંથી તેને બળ ને મદદ મળશે. તેનું મન

પ્રભુપરાયણ જ રહેશે. સંસારના ગમે તેવા વાતાવરણમાં પણ તેની પ્રભુપરાયણતા નહિ મટે ને તેમાં અહંકાર, મમતા, આસક્તિ ને રાગદ્વેષના ફણગા નહિ ફૂટે. એ રીતે બહારથી તે સંસારના વ્યવહારની વચ્ચે હોવા છતાં, અંતરંગ ત્યાગ કે સાધનાના બળથી તેનું મન તેમાં નહિ રહે. અનાસક્તિની કળા તેને માટે સહેલી થઈ જશે ને તેને પરિણામે જીવનમુક્તિનો પરમ લાભ તેને સહજ રીતે જ મળી રહેશે.) બહારનો ત્યાગ કર્યો હોય કે ન કર્યો હોય તે સૌએ અંદરના આવા ત્યાગને ને તે દ્વારા મળતી જીવનસિદ્ધિને મહત્ત્વ આપવાની જરૂર છે. ઉપનિષદના આ અમર શ્લોકમાં એ મહાન ને સનાતન સંદેશ સમાયેલો છે.

'न कर्मणा न प्रजया धनेन
त्यागेनैकेनामृतत्वमानशुः ॥'

એના પરથી કોઈ એમ ન માને કે બહારના ત્યાગની બિલકુલ જરૂર નથી. તેનું પણ મહત્ત્વ ઘણું છે, ને કેટલીક વાર સાધનાને સરળ તથા સફળ કરવા ને અંદરની ત્યાગની તૈયારીને વધારે બળવાન બનાવવા એનો આધાર આવશ્યક બને છે. (જેમને તદ્દન સાધનામય જીવન જીવીને પોતાનો આધાર સમગ્ર સમય ને પોતાની સઘળી શક્તિ અંતરંગ સાધનામાં જ લગાડી દેવાની ઇચ્છા છે, જેમના દિલમાં પરમાત્માનો પરમ ને પ્રબળ પ્રેમ ઉછાળા મારે છે, પરમાત્માની પ્રાપ્તિ વિના જેમને ચેન નથી પડતું ને જેમનું મન બીજા કોઈ વિષય કે વ્યવસાયમાં લાગતું નથી, એવી પ્રીતિ, લગની, મુમુક્ષુપણાની ભાવના ને આત્મોન્નતિની સાધનાની ઉત્કટ ઇચ્છા જેમના દિલમાં જાગી ગઈ છે, તે બાહ્ય ત્યાગ કરે તેમાં કાંઈ જ ખોટું નથી; બાહ્ય ત્યાગથી તેમને બધી રીતે મદદ મળશે ને તેમનું કામ ટૂંકું ને સહેલું બનશે. તેમને માટે બાહ્ય ત્યાગ જરૂરી ને ઉપયોગી છે, ને તેવા ત્યાગની ભલામણ આપણે અવશ્ય કરીશું.) તેવા ત્યાગને પણ હસી કાઢવાની ને નાનોસૂનો માની લેવાની જરૂર

નથી. (તેને માટે મહાન મનોબળની જરૂર હોય છે. સમર્પણ તેમ જ નિર્મમતાની ઉત્તમ કક્ષાએ પહોંચ્યા વિના તેવો ત્યાગ ન થઈ શકે ને ભૂલેચૂકે થયો હોય તો ટકી પણ ન શકે.) વ્યવહારની અંદર ઓતપ્રોત બનેલા માણસોએ વ્યવહારને જ સર્વસ્વ માની લેવાની વૃત્તિમાંથી બચવાનું છે. ઇંદ્રિયોના વિષયો ને રસો અત્યંત આકર્ષક ને આનંદદાયક છે. મનને મંત્રમુગ્ધ કરવાની તેમનામાં શક્તિ છે. તોપણ એ જીવનનું સારસર્વસ્વ નથી એ યાદ રાખવાની જરૂર છે. તેનાથી આગળની વધારે આકર્ષક તેમ જ આનંદદાયક દુનિયા ને એની અનુભૂતિઓ પણ છે. તેને માટે સાધના કરવાની છે, ને તેવી સાધના માટે કેટલીક વાર બાહ્ય ત્યાગ પણ કરવો પડે છે.

બાહ્ય ત્યાગની પાછળ જે વિવેક ને યોગ્યતાનું ધોરણ જળવાવું જોઈએ તે દરેક વખતે નથી જળવાતું ને તેને લીધે ત્યાગની સંસ્થામાં સડો પેસે છે. ત્યાગીઓને નામે અધકચરા ને લૌકિક લાલસાવાળા—કેવળ પ્રભુપરાયણ નહિ ને પ્રભુમય જીવનમાં માનનારા નહિ તેવા લોકોનાં ટોળાં નીકળે છે. ત્યાગ તરસ, ભૂખ અથવા આવશ્યકતાને બદલે સગવડ, શોખ, જીવનનિર્વાહનું સાધન, ધરેડ ને અહંતાને પોષવાનું એક સાધન બની જાય છે. તેવા ત્યાગથી વ્યક્તિ કે સમષ્ટિ કોઈને પણ લાભ નથી થતો. ત્યાગીએ પોતાની જાતને હંમેશાં એક પ્રશ્ન પૂછવાની જરૂર છે કે પોતે ત્યાગ શા માટે કર્યો છે. જે ઉદાત્ત ભાવના ને હેતુથી પોતે ત્યાગ કર્યો છે તેને હંમેશાં યાદ રાખવાની તેમ જ તેના પોષણ ને તેની સિદ્ધિ માટે બનતું બધું કરી છૂટવાની જરૂર છે. તો ત્યાગ ઓપી ઊઠશે, બળવાન બનશે, સાર્થક થશે, ને જીવનને સાચી શોભા ધરશે. ત્યાગને પ્રાણવાન બનાવવા ને તેની મદદથી અંદરના ત્યાગને કેળવવા ને જીવનને ઉજ્જવળ કરવા માટે બનતું બધું કરી છૂટવાની જરૂર છે.

## [૨૩] સાચો ભોગી

ઉપનિષદ કહે છે કે કેવળ બાહ્ય ત્યાગથી જ કોઈના જીવનનું સાર્થક્ય થઈ શકતું નથી. બાહ્ય ત્યાગ તો એક અસરકારક પરિસ્થિતિને પેદા કરવાનું સાધન છે. એનાથી અમુક પ્રકારની ખાસ અનુકૂળ પરિસ્થિતિની પ્રાપ્તિ થાય છે. પણ કેવળ પરિસ્થિતિની પ્રાપ્તિથી જ કાંઈ નથી વળતું. તે પરિસ્થિતિનો બરાબર વિવેકપૂર્વક ઉપયોગ કરીને પૂરેપૂરો લાભ ઉઠાવી લેવો જોઈએ. જ્ઞાન ને પ્રત્યક્ષ અનુભવ પર બરાબર ભાર મુકાવો જોઈએ. જીવનને ઉજ્જ્વળ ને પ્રેરણાત્મક કરવા માટે વિચારની આવશ્યકતા ઓછી નથી. એને આપણે જીવનનું દર્શન કહી શકીએ. દરેક સાધકની પાસે એવું જીવનદર્શન હોવું જોઈએ. એ જીવનદર્શનને બધા જ સંજોગોમાં ચીવટપૂર્વક વળગી રહેવાનું ધ્યાન પણ રાખવું જોઈએ. એ દર્શનને સફળ કરવા માટે સમજપૂર્વકની, ચોક્કસ ને સતત સાધનાનો આધાર લેવો જોઈએ. એવી સાધનાની સહાયથી જ મન નિર્મળ બને, પરમાત્માને ઓળખી શકે ને મુક્તિના મહારસને પણ એથી જ માણી શકે. સાધારણ રસને બદલે પ્રભુના પ્રેમરસનો લાભ લેવાની ઇચ્છા થવી જોઈએ; તે રસની પ્રાપ્તિ ને તેને પરિણામે થતી પરમાત્માની અનુભૂતિના ઉપભોગની ઇચ્છા થવી જોઈએ. કોઈ સાધારણ સાંસારિક સુખોપભોગને માટે નહિ પરન્તુ પરમાત્માના જ ભોગને માટે આતુર થવું જોઈએ. સાચો યોગી તે જ છે જે પ્રભુના પ્રેમરસનો ભોગી છે. સાચો ભોગી પણ તેને જ કહી શકાય. સંસારના બીજા વિષયોના ભોગી જીવનને ધન્ય કરનારા ને મુક્તિનું દાન દેનારા એ મહાન ભોગથી વંચિત રહી જાય છે. તે તો ઊલટું વિષયોની એકધારી અસરથી પરવશ જેવા બની જાય છે ને વિષયો દૂર થતાં આકુળવ્યાકુળ તથા દીન ને હીન જેવા બની જાય છે. પરમાત્માનો સાચો પ્રેમી કે ભોગી જ તેમને સારી પેઠે સમજી શકે ને તેમના પ્રેમનો સ્વાદ પણ તે જ ચાખી શકે. ભક્ત કવિ નરસિંહે ઠીક જ ગાયું છે કે :

'એ રસનો સ્વાદ શંકર જાણે,
કે જાણે શુકદેવ જોગી રે;
કાંઈ એક જાણે વ્રજની રે ગોપી,
ભણે નરસૈંયો ભોગી રે.'

શંકર, શુકદેવ ને ગોપીઓ પ્રેમમાર્ગમાં મહાન આદર્શરૂપ મનાય છે. તેમની બરાબરી બીજું કોણ કરી શકે? તેમની પ્રભુ-ભક્તિ અજબ હતી. શંકર પોતે પ્રભુ છે. છતાં વિષ્ણુ ભગવાન — અથવા કહો કે પોતાના અભિન્નરૂપ એવા વિષ્ણુ ભગવાનને માટે તેમણે જે પ્રેમની ધારા વહેતી મૂકી છે તે ખરેખર અનેરી ને અજોડ છે. તેની ગહનતાનું માપ ભાગ્યે જ કોઈ કાઢી શકે. શુકદેવ ને ગોપીઓના પ્રભુપ્રેમની વાત તો જાણીતી છે જ. તેમના જેવો પ્રેમ પ્રકટાવવાની તેમ જ તેમની જેમ જીવનને પ્રભુમય કરવાની જરૂર છે. તો જીવન ખરેખર કૃતાર્થ થાય એમાં શંકા નથી.

[૨૪] ધ્યાન ને સમદર્શીપણું

બ્રહ્મદેવ આ ઉપનિષદમાં જીવનને ધન્ય કરવા તથા ત્યાગને સફળ બનાવવા અંતરંગ સાધનાનો ઉપદેશ આપે છે. તેવી સાધનાની વાત શ્વેતાશ્વતર ઉપનિષદમાં આવી ગઈ છે. એટલે એનું વર્ણન વિસ્તારથી કરવાની જરૂર નથી. બ્રહ્મદેવે તેનું વર્ણન ટૂંકમાં જ કર્યું છે ને આપણે પણ એનો ઉલ્લેખ ટૂંકમાં જ કરી લઈશું. એ સાધના મુખ્યત્વે ધ્યાનની છે. ઉપનિષદમાં જ્યાં જ્યાં કરવામાં આવ્યો છે ત્યાં મોટે ભાગે ધ્યાનની સાધનાનો જ ઉલ્લેખ કરવામાં આવ્યો છે એ વાત ખાસ યાદ રાખવા જેવી છે. ઉપનિષદકાલના ઋષિઓને ધ્યાનની સાધના વધારે ગમતી હતી એવી ચોક્કસ છાપ તેના પરથી પડ્યા વિના નથી રહેતી. જો કે પરમાત્માના પ્રેમ ને ભક્તિભાવથી ભરેલા મંત્રો વેદોમાં અનેક આવે છે ને ઉપનિષદમાં પણ એની છાયા પડેલી છે. પરન્તુ સાધનાનું મુખ્ય બિન્દુ ધ્યાનનું જ રહે છે એ વાત પણ એટલી જ સાચી

છે. પ્રેમ અથવા ભક્તિયુક્ત ને કેવળ ધ્યાન એવા બે ભાગમાં આપણે ધ્યાનને જરૂર વહેંચી શકીએ. પરંતુ પ્રેમયુક્ત ધ્યાનનો ઉલ્લેખ ઉપનિષદમાં બહુ ઓછો મળે છે અથવા નથી મળતો એમ કહીએ તો ચાલે. નવધા ભક્તિનો વ્યવસ્થિત પ્રકાર કદાચ પાછળથી ચાલુ થયો હશે ને એ વખતે તો શાંત પ્રકારના ધ્યાનનો જ મહિમા વધારે હશે. ગમે તેમ, પણ અંતરંગ સાધનાની વાત નીકળતાં અહીં પણ ધ્યાનનો જ ઉલ્લેખ કરવામાં આવ્યો છે. બ્રહ્મદેવ કહે છે કે સાધકે એકાંત સ્થાનમાં સુખપૂર્વક આસન રાખવું, શરીરને સીધું રાખવું, પવિત્ર મનવાળા બનવું, ઇંદ્રિયોને વશ કરવી, ગુરુને ભક્તિભાવથી નમસ્કાર કરવા, બને તો સર્વત્યાગ કરીને ગુરુના આશ્રમમાં જ નિવાસ કરવો, તેમ જ પવિત્ર ને રજોગુણથી તદ્દન રહિત એવા હૃદયકમળનું ધ્યાન ધરવું. એ હૃદયકમળમાં રહેલા પરમાત્માનું ધ્યાન કરવાની તે ભલામણ કરે છે. એ પરમાત્મા કેવા છે તેનું સ્પષ્ટીકરણ કરતાં તે કહે છે કે એ શુદ્ધ છે, શોકરહિત છે, અચિંત્ય, અવ્યક્ત, સર્વવ્યાપક, અદ્દભુત તથા જ્ઞાન ને આનંદની મૂર્તિરૂપ છે, સૌના સ્વામી છે, પ્રશાંત તથા નીલકંઠ છે, ને પ્રકૃતિરૂપી ઉમાની સાથે રહેલા છે. તે પરમાત્માનું ધ્યાન કરવાની બ્રહ્મદેવે ભલામણ કરી છે.

એવા ધ્યાનના અભ્યાસથી છેવટે શું થશે? (સાધનાની ચિત્તવૃત્તિ પરમાત્માના એ અલૌકિક સ્વરૂપમાં ધીરેધીરે એકાગ્ર થશે ને છેવટે મન તે પરમાત્મામાં મળી જશે.) સાધનાની મદદથી સાધક પરમાત્માની પ્રાપ્તિ અથવા અનુભૂતિ કરી લેશે ને તેનું જીવન ધન્ય બનશે. પરમાત્માની એવી અનુભૂતિથી સાધકને સમ્યક્ જ્ઞાનની પ્રાપ્તિ થાય છે. તે જ્ઞાનથી તેની દૃષ્ટિ વિશાળ બને છે. શંકરાચાર્યે તેવી દૃષ્ટિને બ્રહ્મદૃષ્ટિનું નામ આપ્યું છે ને તે દૃષ્ટિ સર્વોત્તમ ને સાધનાના સારરૂપ છે એમ કહ્યું છે તે સાચું છે. એવી દૃષ્ટિ જેને મળી જાય છે તેના ભેદભાવ દૂર થાય છે. સંસારના સઘળા પદાર્થોમાં તેને પરમાત્માના પરમ પ્રકાશનું દર્શન થાય છે અથવા કહો કે બધું

પરમાત્મામય જ છે એવો અનુભવ થાય છે. તે પરમાત્મા જ બ્રહ્મા, વિષ્ણુ, શિવ, ઇન્દ્ર, અગ્નિ, ચંદ્રમા ને જે કહીએ તે બધું જ છે; જે થયું છે, થઈ રહ્યું છે ને થવાનું છે, તે બધું પરમાત્મારૂપ જ છે, એવું તેને જ્ઞાન થાય છે. જે દેખાય છે તે પરમાત્માની જ લીલા છે ને પરમાત્મા વિના આ સંસારમાં બીજું કાંઈ જ નથી, એવું એ અનુભવે છે. ધર્મો ને સંપ્રદાયો, મત ને મતાંતરો, વ્રત, તપ, નિયમો ને પૂજાસેવાના પ્રકારો છેવટે તો એ જ સર્વોત્તમ ને સનાતન સત્યની ઝાંખી કરાવવા માટે છે. તેમના પાલનથી પરમાત્મદર્શનની આવી ઉત્તમોત્તમ ભૂમિકા પર પહોંચી જવાય છે. ધર્મો ને સંપ્રદાયો, વ્રત, તપ ને નિયમ તથા પૂજાસેવાના પ્રકારો એવી અલૌકિક અવસ્થાએ આરૂઢ થયેલા મહાપુરુષોએ જ પેદા કર્યા છે. તેમનું બંધારણ તેવા મહાપુરુષો દ્વારા જ તૈયાર થયું છે. છતાં પણ તેમને નામે ઘર્ષણ, વિખવાદ ને હિંસા ચાલે છે એ હકીકત ભારે દુઃખદ છે. માણસ તે સૌનો જીવનની ઉન્નતિ ને સફળતાના મહાન કામમાં સદુપયોગ નથી કરી શક્યો, પરંતુ તે સૌને સમજવામાં ને આચરવામાં ક્યાંક ભૂલ કરી બેઠો છે તે જ તેનું કારણ છે. તેને લીધે જ ભેદભાવ, સાંપ્રદાયિક ખેંચતાણ, અહંતા, હિંસા ને જોરજુલમ ચાલી રહ્યાં છે. તે સૌનો અંત લાવીને જીવનને સાચા અર્થમાં ઉજ્જવળ ને ભેદભાવરહિત કરવાની જરૂર છે સાથેસાથે એ પણ યાદ રાખવાનું છે કે બધી જાતના ધર્મો, સંપ્રદાયો, મતમતાંતરો, નિયમો, સેવાપૂજાના પ્રકારો ને સાધનાના અભ્યાસ મનની શુદ્ધિ ને તેની દ્વારા થતી પરમાત્માની અનુભૂતિ માટે જ છે. એટલે મનની શુદ્ધિ અથવા સાત્વિકતા ને પરમાત્માની અનુભૂતિ માટે અત્યંત જાગ્રત ને પ્રયત્નશીલ રહેવાની જરૂર છે. માણસ પોતાને ગમે તેટલો ધાર્મિક ને મોટો સાધક માનતો કે મનાવતો હોય તોપણ એ બે વસ્તુની સિદ્ધિ ન કરી શકે અથવા એ બંનેની સિદ્ધિ કરવા તરફ તેનું ધ્યાન ને તેનો પ્રયાસ ન હોય તો તે ભૂલમાં છે, ને તેની ધાર્મિકતા ને સાધનામાં ક્યાંક ખામી છે,

એ સાથે જ સમજી લેવું. એવા લોકો આ સંસારમાં અનેક દેખાય છે જેમના ધર્મ ને જેમની સાધનાનું દર્શન તેમના સ્વભાવમાં નથી થતું. તે ધર્મ ને સાધનાપરાયણ દેખાય છે, પરન્તુ તેમનામાં ધાર્મિકતા ને પ્રભુપરાયણતા નથી દેખાતી. તેમના સ્વભાવ, તેમના રોજિંદા જીવન ને તેમનાં કર્મમાં જેવો થવો જોઈએ તેવો સુધાર નથી થતો. વરસો સુધી તે ધર્મનો આધાર લે, સાધના કરે, ને વરસો સુધી આપણે તેમને જોઈએ ને વરસો પછી પણ જોઈએ, પણ તેમનામાં ખાસ ફેર પડેલો નથી દેખાતો. વરસો પછીય એનો એ જ મલિન સ્વભાવ, એના એ જ વિચાર, એના એ જ ભાવ ને એનું એ જ સર્વસાધારણ હીન વર્તન; એવી રીતે તેમના જીવનમાં તસુભર પણ તફાવત નથી દેખાતો. ધર્મની એવી પદ્ધતિ ને એવી સાધના શા કામની? તેને સમજવામાં ને જીવનમાં ઉતારવામાં ક્યાંક ભૂલ થાય છે ને બહુ મોટી ભૂલ થાય છે એમ સમજી એની શુદ્ધિ ને એના સંશોધન માટે બનતું બધું કરી છૂટવાની જરૂર છે. ધર્મ ને સાધનાના પ્રકાર તો જ પ્રાણવાન બની શકે ને જીવનને પલટાવનારા તથા પુષ્ટ કરનારા બળ તરીકે કામ કરીને આશીર્વાદરૂપ પણ ત્યારે જ થઈ શકે.

જીવનને એવી રીતે પલટાવવાની, પુષ્ટ કરવાની તેમ જ પ્રભુમય બનાવવાની જરૂર છે. એવી જીવનસિદ્ધિવાળો સાધક જ પરમાત્માનું દર્શન કરી શકે ને અમૃતમય બની શકે. બ્રહ્મદેવે મુનિ આશ્વલાયનને ઉપદેશ આપતાં એ વાત તદ્દન સાફ શબ્દોમાં કહી દીધી છે. માનવનું જ નહિ પણ સમગ્ર સમાજ ને સંસારનું જીવન સુખી થઈ શકે તે માટે જીવનને એ રીતે ધર્મ ને સાધનાની મદદથી અમૃતમય, સાત્વિક ને સમદર્શી કરવાની જરૂર છે. પરમાત્માનું દર્શન છેવટે સમદર્શન તરફ લઈ જાય છે, ને તેથી ભેદભાવની નિવૃત્તિ થાય છે. આ યુગમાં તેવી તાલીમની જરૂર ઘણા મોટા પ્રમાણમાં છે. ધર્મો, સંપ્રદાયો, મતમતાંતરો, સિદ્ધાંતો ને વિચારોમાં ચાલુ જમાનામાં ઝડપથી વધારો થઈ રહ્યો છે. દુનિયાના બધા દેશો એકમેકની

તદ્દન નજીક આવી રહ્યા છે. એટલે સહાનુભૂતિ, વિશાળ દૃષ્ટિ ને સહનશક્તિ તથા ક્ષમાવૃત્તિની જરૂર ઘણી મોટી છે. તેના વિના માનવજાતિમાં ઘર્ષણો, વિખવાદો, બળપ્રયોગો કે જોરજુલમો વધી પડશે, ને પ્રેમ ને શાંતિ તથા સહકારપૂર્વક જીવવાનું છેક અશક્ય બની જશે. વિવિધ વિચારસરણી ને વ્યવહારપદ્ધતિ વિશેના વિખવાદો તે વિના શમી નહિ શકે. માનવજાતિએ પોતાની અનેકવિધ સાંસ્કૃતિક અથવા સામાજિક અસરોને સાચવી રાખવી હોય ને એવી અનેકવિધતાની વચ્ચે રહીને પણ જો એકતાની હવા પેદા કરવી હોય, ને તેવી હવાને પેદા કર્યા તથા પોષ્યા વિના ચાલે તેમ જ નથી, તો આ વાતનો સ્વીકાર કરવો જ રહેશે. તેના વિના ચાલે તેમ જ નથી.

## [૨૫] પરમાત્માના મહિમા વિશે

બ્રહ્મદેવ કહે છે કે એ પરમાત્મા જ શરીર ધારણ કરે છે, સૃષ્ટિની રચના કરે છે, તેમ જ જાગૃતિ દશામાં સ્ત્રી ને અન્ન તથા પાન જેવા બીજા જુદાજુદા ભોગોથી તૃપ્તિ મેળવે છે. તે જ પરમાત્મા જીવાત્માનું રૂપ ધારણ કરે છે, ને સ્વપ્નની દશામાં સુખ અથવા દુઃખનો ભોક્તા બને છે. સુષુપ્તિની ગાઢ અવસ્થામાં એ જ જીવાત્મા, બહારના ને અંદરના જગતનો લય થઈ ગયો હોય એવો અનુભવ થાય છે ત્યારે, અંધકારમાં ઓતપ્રોત બનીને ઉત્તમ સુખનો અનુભવ કરે છે. એ અવસ્થામાંથી પૂર્વજન્મના કોઈ કર્મના યોગને લીધે એ જીવાત્મા જાગ્રત થાય છે ને વળી ઊંઘે છે. જાગૃતિ, સ્વપ્નાવસ્થા ને સુષુપ્તિ ત્રણેમાં એ રીતે જીવાત્માની લીલા કે ક્રીડા ચાલ્યા કરે છે. એ ત્રણે અવસ્થાઓ જેમાં લય પામીને એક થઈ જાય છે તે પરમાત્મા સૌના આધારરૂપ ને પૂર્ણ જ્ઞાનરૂપ છે. એ પરમાત્મામાંથી જ પ્રાણ, મન, બધી ઇન્દ્રિયો, આકાશ, વાયુ, તેજ, જળ તેમ જ સૌને ધારણ કરનારી પૃથ્વી ઉત્પન્ન થાય છે.'

[૨૬] બ્રહ્મજ્ઞાનની ઇતિશ્રી

એ પ્રમાણે પરમાત્માના મહિમાનો વિચાર રજૂ કરીને બ્રહ્મદેવ આત્મજ્ઞાનનો એક છેલ્લો ને મહાન વિચાર રજૂ કરે છે. તે કહે છે કે આશ્વલાયન મુનિ, જે સૌના આધારરૂપ છે, સૌના જીવન, પ્રાણ અથવા આત્મારૂપ છે, સૂક્ષ્માતિસૂક્ષ્મ, નિત્ય ને પરબ્રહ્મ છે, તે તું જ છે. તેમાં ને તારામાં કોઈ જાતનો ભેદ નથી. તે તું જ છે. એ શબ્દો ખરેખરા મહત્ત્વના છે. જીવાત્મા ને પરમાત્મા જુદા છે એ વિચારધારાથી જ્ઞાન ને સાધનાની શરૂઆત થાય છે. જીવાત્મા ને પરમાત્મામાં મૂળભૂત ભેદ નથી ને જીવાત્મા પરમાત્માનો અંશ છે એ વિચારધારા જ્ઞાન ને સાધનાની વચગાળાની ભૂમિકા છે, ને જીવાત્મા ને પરમાત્મા બંને એક જ છે એટલું જ નહિ પણ હું પોતે પરમાત્મારૂપ છું એ અભેદભાવવાળી વિચારધારામાં જ્ઞાનની પરિપક્વતા અથવા સાધનાનું પર્યવસાન થાય છે. એ ઉત્તમ દશાએ પહોંચ્યા પછી સાધક અથવા તો જ્ઞાની પરમાત્મા સાથેની એકતાનો સંપૂર્ણ અનુભવ કરી શકે છે. એ અનુભવ કેવળ બુદ્ધિજન્ય નથી પણ અંતરમાંથી ઊગી નીકળનારો છે. તેને તર્ક કે દલીલોની સાથે નહિ પરંતુ અનુભૂતિની સાથે સંબંધ છે. એ અનુભૂતિમાં એકરસ થઈને જ સાધકનું જીવન ધન્ય બને છે. બ્રહ્મદેવની પેઠે જ સાધક અનુભવની એ અનેરી અવસ્થાએ આરૂઢ થઈને બોલી ઊઠે છે કે 'તે સદાશિવ, અવિનાશી અખંડ પરબ્રહ્મ પરમાત્મા હું જ છું. હું સૂક્ષ્મ કરતાં પણ અત્યંત સૂક્ષ્મ છું, સૌથી શ્રેષ્ઠ ને મહાન છું ને વિશ્વરૂપ પણ હું જ છું. મારામાં જ આ બધું જગત જન્મ્યું છે, મારામાં જ તેની સ્થિતિ છે, ને મારામાં જ તેનો લય થાય છે. હું પુરાતન પુરુષ છું, ઈશ્વર છું, જ્યોતિર્મય ને સદાશિવરૂપ છું. હાથપગ વિનાનો છતાં હું અનંત શક્તિવાળો છું. આંખ વિનાનો છતાં હું જોઉં છું ને કાન વિનાનો છતાં સાંભળું છું. સૌથી અલગ ને સૌની સાથે રહીને હું સૌને જાણું છું પરંતુ મને કોઈ જાણી શકતું નથી. હું ચેતન, પ્રકાશ ને જ્ઞાનની મૂર્તિ છું.

વેદો દ્વારા જગતને મારું જ જ્ઞાન આપવામાં આવ્યું છે. વેદનો કર્તા ને વેદનો સાચો ને સંપૂર્ણ વેત્તા પણ હું જ છું. મને પુણ્ય ને પાપ નથી, જન્મ ને મરણ નથી તેમ જ દેહભાવ ને ઇન્દ્રિયોની આસક્તિ પણ નથી. પૃથ્વી, પાણી, પવન, પ્રકાશ ને આકાશ મારા પર શાસન કરી શકતાં નથી.'

આવી રીતે જે બ્રહ્મજ્ઞાનની પ્રાપ્તિ કરે છે તે કૃતાર્થ થાય છે. તેવો જ્ઞાની પુરુષ અનીતિમય જીવન તો જીવી શકે જ કેવી રીતે? તેવું જીવન જીવવાનો વિચાર તેને નથી આવતો. તે તદ્દન પવિત્ર બની જાય છે. જેનું જીવન અનીતિમય છે તેનું જ્ઞાન કાચું છે ને એનો આત્માનુભવ અધૂરો છે એમ નક્કી માની લેવું. જ્ઞાન કેવળ બોલવાની વસ્તુ નથી; તેની મદદથી સમસ્ત જીવન શુદ્ધ, સાત્ત્વિક ને સદાચારી બને છે એ યાદ રાખવાનું છે. એવું જ જ્ઞાન આપણે માટે ઉપયોગી છે.

છેલ્લેછેલ્લે બ્રહ્મદેવે એકાંતવાસી પુરુષોને શતરુદ્રિયનો પાઠ કરવાની ભલામણ કરી છે. શતરુદ્રિય એટલે યજુર્વેદમાં આવતા રુદ્રની સ્તુતિના સો મંત્રો. તે કહે છે કે તેનો પાઠ કરનાર અગ્નિ, વાયુ ને આત્મા જેવો પવિત્ર થાય છે, કુકર્મ ને પાપમાંથી મુક્તિ મેળવીને છેવટે પરમ જ્ઞાનની પ્રાપ્તિ કરીને પરમાત્માને ઓળખી લે છે. તેથી તેને જીવનમુક્તિનો આનંદ મળે છે.

જ્ઞાનનો મહિમા કહી બતાવીને આ રીતે બ્રહ્મદેવ પોતાનો ઉપદેશ પૂરો કરે છે ને 'સહ'ના પેલા પ્રસિદ્ધ શાંતિપાઠથી આ ઉપનિષદની પૂર્ણાહુતિ થાય છે.

## છાંદોગ્ય ઉપનિષદ

### મહત્ત્વના મુદ્દા

[૧] અહં ને મમના પ્રયોગ

[૨] ૐકારની વિચારણા

[૩] સાધનાની ત્રણ જરૂરી વાતો

[૪] પ્રાણની શક્તિ

[૫] પ્રાણનાં ત્રણ વિશેષ નામ

[૬] સૂર્યની ઉપાસના

[૭] ઉપસ્તિની વાત

[૮] સિદ્ધાંતોની છૂટછાટ

[૯] રાજાની મદદ

[૧૦] રૈક્વની વાત

[૧૧] રૈક્વની વાત–૨

[૧૨] અનાસક્તિની આવશ્યકતા

[૧૩] રૈક્વની ઉપાસના

[૧૪] હંસના બે અર્થ

[૧૫] રૈક્વનો ઉપદેશ

[૧૬] પ્રકાશનું વર્તુળ

[૧૭] સત્યકામ જાબાલની વાત

[૧૮] સમર્પણભાવની સિદ્ધિ

[૧૯] ઉપકોસલનું જ્ઞાન

[૨૦] માણસાઈનો એક પ્રસંગ

[૨૧] શ્રેષ્ઠ ઇંદ્રિય કઈ ?

[૨૨] પ્રાણની શ્રેષ્ઠતા

[૨૩] ઉપાસનાની ઝાંખી

[૨૪] ઉત્તરાયણ ને દક્ષિણાયનના માર્ગ

[૨૫] તપ ને લૌકિક કર્મ

[૨૬] બંનેનો સમન્વય

[૨૭] ઉપનિષદના કાળનિર્ણયની સામગ્રી

[૨૮] ઉદ્દાલકની પ્રામાણિકતા

[૨૯] જ્ઞાનીનો વ્યવહાર

[૩૦] ઉપનિષદકાળનું સામાજિક જીવન

[૩૧] રાજાનો મુખ્ય ઉપદેશ : પરમાત્માની વ્યાપકતા

[૩૨ શ્વેતકેતુને ઉદ્દાલકનો ઉપદેશ

[૩૩] સત્ ને અસદ્‌વાદનો વિચાર
[૩૪] પરમાત્મા સૌના મૂળમાં
[૩૫] મન અન્નનું કાર્ય છે.
[૩૬] 'તત્ત્વમસિ'ની સમજ
[૩૭] ગીતામાં તત્ત્વમસિ કેમ નથી?
[૩૮] તત્ત્વમસિની વધારે સમજ
[૩૯] ઝાડની અંદર પણ જીવ
[૪૦] ઉપદેશની પદ્ધતિ
[૪૧] પરમાત્માની સૂક્ષ્મતા
[૪૨] પરમાત્માની વ્યાપકતા
[૪૩] પરમાત્મા કેમ નથી દેખાતા?
[૪૪] સત્યાસત્યને પારખવાની વિશેષ પદ્ધતિ
[૪૫] નારદ ને સનત્કુમારનો મેળાપ
[૪૬] નામ, વાણી, મન ને સંકલ્પ એકેકથી શ્રેષ્ઠ છે.
[૪૭] ચિત્ત, ધ્યાન, વિજ્ઞાન ને બળની શ્રેષ્ઠતા
[૪૮] અન્ન, પાણી, તેજ, આકાશ ને સ્મરણની શ્રેષ્ઠતા
[૪૯] આશા, પ્રાણ ને પરમાત્માની શ્રેષ્ઠતા
[૫૦] આત્મદર્શી પુરુષની શક્તિ વિશે
[૫૧] પરમાત્માની પ્રાપ્તિનું મુખ્ય કામ
[૫૨] ઇન્દ્ર ને વિરોચનને આત્માનું જ્ઞાન
[૫૩] જ્ઞાનનો સૌને અધિકાર

# છાંદોગ્ય ઉપનિષદ

## [૧] અહં ને મમના પ્રયોગ

છાંદોગ્ય ઉપનિષદ કદમાં બીજાં ઉપનિષદોની સરખામણીમાં ઘણું મોટું છે. તેનો શાંતિપાઠ પહેલાં આવી ગયેલા કેન-ઉપનિષદના શાંતિપાઠ જેવો જ છે. શાંતિપાઠની ભાવના ઉપનિષદની આગવી ભાવના છે. તે ભાવનાની પ્રબળતાનો ખ્યાલ તેમાં ડૂબી જવાથી આવી શકે છે. આ ઉપનિષદના શાંતિપાઠની ભાવના પણ કેટલી બધી ઉત્તમ ને અનેરી છે! 'મારાં સમસ્ત અંગો બળવાન બનો; મારી વાણી, મારી આંખ ને મારી ઇંદ્રિયો પણ શક્તિશાળી થાઓ; મારા પ્રાણ ને મારા કાનમાં શક્તિનો સંચાર થાઓ; પરમાત્માને હું કદી ભૂલું ને છોડું નહિ તેમ જ પરમાત્મા પણ મારો ત્યાગ ન કરે. મારી ને પરમાત્માની વચ્ચે અતૂટ પ્રેમસંબંધ સ્થાપિત થાઓ; ઉપનિષદોમાં જીવનની ઉન્નતિના જે ધર્મો બતાવ્યા છે તે મારા જીવનમાં સાકાર બનો ને પ્રેરણા પૂરો.' કેટલો સુંદર શાંતિપાઠ છે! પરંતુ તેને સાંભળીને એક ટીકાકાર ભાઈ બોલી ઊઠ્યા કે ઋષિઓ આત્મોન્નતિની ગમે તેટલી ઊંચી અવસ્થાએ પહોંચ્યા હોય તોપણ 'મમ'ના પ્રયોગથી મુક્ત તો નથી જ. મારાપણાની ભાવના તો તેમની અંદર પણ આવી ગઈ.

તે ભાઈને હું કેટલાક શાંતિપાઠ કહી સંભળાવતો હતો. તેમને મેં કહ્યું કે ઋષિએ વહેતી મૂકેલી શાંતિની બીજી ભાવના વિશે પણ જાણી લો. શાંતિની એ ભાવના ઘણી પ્રખ્યાત છે. તેમાં સમસ્ત વિશ્વની શાંતિની કામનાનું પ્રતિબિંબ પડે છે. ઋષિ કહે છે કે

'આકાશમાં રહેનારા જીવોને શાંતિની પ્રાપ્તિ થાઓ; સ્વર્ગ ને પૃથ્વી પર વસનારા જીવોને શાંતિની પ્રાપ્તિ થાઓ; પાણીમાં, વનસ્પતિ ને ઔષધિમાં વસનારા જીવોને શાંતિની પ્રાપ્તિ થાઓ; સંસારના સઘળા જીવોને શાંતિની પ્રાપ્તિ થાઓ; ને તે શાંતિ સંસારના એક સભ્ય તરીકે મને પણ મળો.' તેને શાંતિપૂર્વક સાંભળ્યા પછી તે ભાઈ કહેવા માંડયા કે ભાવના અત્યંત અસરકારક ને આનંદદાયક છે તેની ના નહિ; પરંતુ મારાપણાની ભાવના તો એમાં પણ છે જ. 'મા' તો એમાં પણ આવ્યું જ. અહં ને મમ અથવા હું ને મારું તો તેમાં પણ આવે જ છે. ઋષિઓમાં એટલી અપૂર્ણતા હતી એમ શું તમે નથી માનતા?'

મને તે ભાઈના વિચાર નોંધપાત્ર લાગ્યા. પરંતુ એ વિચાર છેલ્લા, આદર્શ ને ધન્યવાદ આપવા જેવા નહોતા એ નક્કી. મને થયું કે એ વિચાર જો જામી જાય ને બીજાની અંદર પણ પોતાનાં મૂળ નાખે તો ભારે અનર્થ થાય, ઋષિઓને સાચા સ્વરૂપમાં સમજી ન શકાય, ને તેમને અન્યાય થાય. વિચારની અસર વાયુના જેવી વ્યાપક છતાં વાયુથી વધારે પ્રબળ છે. માનવના મનમાંથી બહાર નીકળીને તે સૃષ્ટિના કણેકણમાં ફરી વળે છે. તેથી મેં તે ભાઈને ખુલાસો કરતાં કહ્યું કે ઋષિને સમજવાની તમે ભૂલ કરો છો. માણસ ગમે તેવી ઉચ્ચોચ્ચ અવસ્થાએ પહોંચે તોપણ, વ્યાવહારિક જગતમાં ઊતરે ત્યારે, પોતાના વિચાર, ભાવ, સિદ્ધાંત કે કાર્યક્રમને રજૂ કરવા માટે તેણે હું ને મારા જેવા શબ્દપ્રયોગોનો આધાર લેવો જ પડે. તે વિના કોઈ પ્રવૃત્તિ કે વ્યવહાર થઈ શકે જ નહિ. પોતાના ભાવ ને વિચારની રજૂઆત કરવા માટે તેની પાસે બીજું કોઈ સાધન જ નથી. પરંતુ પરમાત્મદર્શી મહાપુરુષોના અહં ને મમભાવ તેમને બાધક નથી હોતા. તે ભાવ વ્યવહાર અથવા જીવનની જરૂર પૂરતા જ હોય છે ને તેમાંથી અભિમાન, મમતા કે રાગદ્વેષની સૃષ્ટિની ઉત્પત્તિ નથી થતી એ ખાસ યાદ રાખવા જેવું છે. અહં ને મમના એવા સૂક્ષ્મ ભાવો અથવા શબ્દપ્રયોગો

ભગવાન શ્રીકૃષ્ણે, ઈશુએ, બુદ્ધે, જરથુસ્તે, શંકર જેવા મહાન અદ્વૈતવાદી આચાર્યે તેમ જ ભૂત ને વર્તમાન કાળના બીજા અનેક મહાપુરુષોએ રજૂ કર્યા છે. તેના વિના શિષ્યોને ઉપદેશ આપવાનો ને પોતાના વિચારો પ્રકટ કરી બતાવવાનો તેમનો પ્રયાસ સફળ ન જ થાત. તેવો પ્રયાસ થઈ પણ ન શકત. પરંતુ તેવા પ્રયોગો તેમને માટે બંધનકારક નથી થયા. તેમની વિઘાતક અસરોથી તે મુક્ત જ રહ્યા છે. મહાન પુરુષો ને સાધારણ માણસોની અહં ને મમની ભાવના વચ્ચે એ પ્રમાણે આભજમીનનો તફાવત છે.

બીજી વિચાર કરવા જેવી વાત એ છે કે તેવા પ્રયોગો કર્યા વિના શાંતિપાઠ લખે કે કહે પણ કોણ ? શાંતિપાઠની ભાવના પણ અહં ને મમ જેવા ભાવોના પ્રયોગ વિના કોણ કરે ને કેવી રીતે કરી શકે ? સાધારણ માણસોના જીવનમાં પણ અહંભાવ વ્યવહારને માટે જરૂરી છે. પણ તેનું સ્થાન સૌથી છેલ્લું ને ગાર્ડમાસ્તરનું હોવું જોઈએ. એ જિનડ્રાઇવરના રૂપમાં એને સૌથી વધારે મહત્ત્વ આપીને આગળ બેસાડી દેવાની જરૂર નથી. ગાર્ડનું સ્થાન ગાડીમાં માલિકનું નહિ પણ સંરક્ષકનું છે. તેવી રીતે અહંભાવ માલિકીપણાના અભિમાનથી ઓતપ્રોત થઈ જવાને બદલે જીવનનો સંરક્ષકભાવ બને ને બીજાની સેવામાં કામ લાગે તો ઘણું ઉત્તમ થાય. તેમ થવાથી તે બોજારૂપ નહિ બને ને અનર્થ પણ નહિ કરે. એ જ માર્ગ છે ને સાચો ને સારો માર્ગ પણ એ જ છે. અહંભાવને જીવનમાંથી દેશવટો આપવાની જરૂર નથી. તેનું જીવનમાં મહત્ત્વનું સ્થાન છે ને કામ પણ છે. પરંતુ તેનું સ્વરૂપ વિકૃત બનીને અનર્થકારક, વિખવાદી ને વિરોધી થવાને બદલે વધારે ને વધારે શુદ્ધ બને, સાત્ત્વિક બને, મંગલમય, મદદરૂપ, સંવાદી ને અનુકૂળ બને તેનું ધ્યાન રાખવાની જરૂર છે. તેમ થશે તો તેની સાથે લડવાનું, ઝઘડવાનું કે તેને દોષ દેવાનું કોઈ કારણ નહિ રહે. આપણા માર્ગમાં અંતરાયરૂપ થવાને બદલે એ સદાય સહાયભૂત ને આશીર્વાદરૂપ થઈ રહેશે. તેનો સદુપયોગ કરીને તેમ જ

તેનો લાભ લઈને આપણે જ્ઞાન મેળવી શકીશું, આપણા ને બીજા અનેકના હિતનું કામ કરીશું, નિરહંકારી ને નમ્ર બનીશું ને પરમાત્માની પ્રાપ્તિ પણ કરી લઈશું.

### [૨] ૐકારની વિચારણા

આ ઉપનિષદના પહેલા અધ્યાયના પહેલા ખંડમાં ૐકાર વિશે થોડીક ઊડતી વિચારણા કરવામાં આવી છે. ઋષિ કહે છે કે 'આ સંસારનાં સર્વે ભૂતોનો સાર પૃથ્વી છે; પૃથ્વીનો સાર પાણી છે; પાણીનો સાર અન્ન છે; અન્નનો સાર માનવ, માનવનો સાર તેની વાણી, વાણીનો સાર ઋગ્વેદના મંત્રો, તેનો સાર સામવેદના મંત્રો તેમ જ સામવેદનો સાર ૐકાર છે. એ ૐકાર બધાના સારરૂપ છે. તેથી તેની પૂજા પરમાત્માની પેઠે જ કરવી જોઈએ. ૐની પૂજા ને ઉપાસના કરનારને બધી જાતની સમૃદ્ધિ ને સંપત્તિની પ્રાપ્તિ થાય છે. એ ૐકારનો મહિમા કેટલો બધો મોટો છે! ત્રણે વેદના મંત્રો ૐથી શરૂ થાય છે; યજ્ઞમાં બધા પ્રકારની પ્રાર્થનાનો પ્રારંભ પણ ૐથી જ થાય છે; ૐ શબ્દ આજ્ઞા ને સંમતિના અર્થમાં પણ વપરાય છે; યજ્ઞની જુદી-જુદી ક્રિયાઓમાં ઊંચા સ્વરથી ગાનાર પણ ૐથી જ પોતાના ગીતનો પ્રારંભ કરે છે. એ બધી ક્રિયા, પદ્ધતિ કે પ્રવૃત્તિ પરથી ૐનું મહત્ત્વ વત્તેઓછે અંશે સમજી શકાય છે.'

ૐકાર પરમાત્માના પ્રતિનિધિરૂપ છે. પરમાત્માના સારરૂપ ને પરમાત્માનો સૂચક છે. એટલે તેની ઉપાસના કરવાથી તેમ જ એના જપ ને ધ્યાનનો આધાર લેવાથી પરમાત્માની પ્રાપ્તિ સહેલાઈથી થઈ શકે છે ને પરમાત્માની પાસે પહોંચી પણ શકાય છે. આપણે ત્યાં સાધકોનો એક વિશાળ ને વિવેકી વર્ગ ઘણા લાંબા વખતથી ચાલ્યો આવે છે જે કેવળ ૐકારને જ સર્વસ્વ સમજે છે જે તેના ધ્યાન ને જપમાં જ જીવન વિતાવે છે. બીજી કોઈ જ સાધના, ફિલસૂફી કે વિચારધારામાં તેમને રસ નથી હોતો. ઉપનિષદકાળની જેમ પાછળથી

પણ આ પરંપરા ચાલુ રહી છે ને તેની ઝાંખી આપણને પાતંજલ યોગદર્શન તેમ જ ગીતામાં સહેજે થઈ રહે છે. ૐકારના જપ ૐકાર ટૂંકો હોવાથી બહુ જ સારી રીતે, સહેલાઈથી ને અસરકારક રીતે થઈ શકે છે. તેનો આધાર લેવાથી ધ્યાન પણ સુંદર રીતે થયા કરે છે. ચિત્તની એકાગ્રતાને માટે એ અત્યંત અકસીર છે. ૐકારના કેવળ જપ કરવામાં આવે તેને બદલે ૐકારનું ધીમા સ્વરે રસપૂર્વક ગાન થાય તો વધારે લાભ થાય છે. તેના સુમધુર ને શાંત ધ્વનિ સાથે મન સહેલાઈથી એક થાય છે, એકાગ્ર બનીને પરમાનંદમાં નાહવા માંડે છે, ને ઊંડી શાંતિનો અનુભવ કરે છે. એ પ્રયોગ રસપૂર્વક ને નિયમિત રીતે કરવા જેવો છે. લાંબા વખતના એકધારા ને એવા અભ્યાસથી સાધકને છેવટે સમાધિનો લાભ મળે છે ને તેનું જીવન ધન્ય બને છે. એથી વધારે સંપત્તિ ને સમૃદ્ધિ બીજી કઈ છે? ભૌતિક સંપત્તિથી સંપન્ન માણસ પણ આંતરિક શાંતિની ઇચ્છા રાખતો જ હોય છે, ને તેવી શાંતિ વિના જીવન તરફનો એનો અસંતોષ ચાલુ જ રહે છે. ૐકારની મદદથી પરમાત્માની સાથેનો સંબંધ સ્થાપિત થવાથી, જો સાધકની ઇચ્છા હોય તો તેને ભૌતિક સંપત્તિ ને સમૃદ્ધિની પણ પ્રાપ્તિ થઈ શકે છે. તેવી સંપત્તિને મેળવવાની ઇચ્છા ઘણા સાધકોને હોય છે. તેવા સાધકોને અવગણવાની, અધૂરા માનવાની અથવા હસી કાઢવાની જરૂર નથી. તેમને પણ શાંતિ, સ્નેહ ને સહાનુભૂતિથી સમજવાની જરૂર છે માણસ જ્યાં સુધી ભૌતિક જગતમાં જીવે છે ત્યાં સુધી તેના પ્રશ્નોની તે ઉપેક્ષા કરી ન શકે; તેમની પ્રત્યે આંખમીંચામણાં કરીને બેસી રહેવાની વૃત્તિ તેને ન પોસાય ને તેની વૃત્તિનું તે સમર્થન પણ ન કરે એ દેખીતું છે. આપણે એવી આશા પણ ન રાખવી જોઈએ. વૈરાગ્ય, જ્ઞાન ને ત્યાગને નામે સાંસારિક ઉન્નતિ, સંપત્તિ ને સમૃદ્ધિની ઉપેક્ષા કરવાની ને આત્મોન્નતિને નામે ભૌતિક પ્રશ્નો ને મહત્ત્વના પ્રશ્નો પ્રત્યે બેદરકાર બનવાની જે વૃત્તિ ને પરિપાટી આપણે ત્યાં વધી પડી છે તે તંદુરસ્ત, આદર્શ ને ઉપયોગી નથી

ને એનો અંત આણવાની જરૂર છે. એક બાજુ સાધના, જ્ઞાન ને આત્મોન્નતિને નામે માણસો સંસારના મિથ્યાપણાને માનીમનાવી, સંસાર ત્રણે કાળમાં છે જ નથી એવું કહી બતાવી, સાંસારિક સમસ્યાઓ પ્રત્યે ઉદાસીન બની ને આંખ આડા કાન કરીને બીજાને તેમ કરવાનું શીખવે છે; ને બીજી બાજુ તે જ માણસો સંસારમાં રત થયેલા ને સમૃદ્ધિ પામેલા લોકોની સેવા તથા મદદ પર જીવવાનું પસંદ કરે છે ને જીવનને ટકાવે છે એ નવાઈ જેવું છે. તેમના રોજિંદા જીવનની જરૂરતો ને તેમના મઠ, આશ્રમ, દવાખાનાં, પુસ્તકાલય, મંદિર ને તેમની બીજી પ્રવૃત્તિઓ તેવા સંપત્તિવાળા લોકો દ્વારા જ ચાલે છે ને સંતોષાય છે. તેમનું પોતાનું તત્ત્વજ્ઞાન તેમના પોતાના જીવન ને જીવનના વ્યવહાર સાથે મેળ નથી ખાતું. એ તત્ત્વજ્ઞાનને સુધારવાની જરૂર છે. તેને નવું ને ઉપયોગી રૂપ આપવાની આવશ્યકતા છે. ગમે તેટલું પુરાણું તોપણ તે એકાંગી છે ને સર્વગ્રાહી બનીને જીવનને સન્માનની નજરે જોઈને જોઈએ તેવો ન્યાય આપી શકતું નથી માટે તેમાં ફેરફાર કરવાની જરૂર છે. આપણું તત્ત્વજ્ઞાન ને દર્શન સર્વગ્રાહી, સર્વવ્યાપક, સર્વહિતકારક ને સહાનુભૂતિથી ભરપૂર હોવું જોઈએ. જીવન ને જગત તરફ તે ધિક્કાર ન જન્માવે પણ પ્રેમ ને આદર તેમ જ પૂજ્યભાવે જોતાં શીખવે તેવું બળવાન હોવું જોઈએ. તે આપણને ઉદાસીનતાથી ભરી દઈને નીરસ, કંગાળ તેમ જ દીન ને હીન ન કરે પરંતુ પુરુષાર્થની પ્રેરણા આપે, રસમય બનાવે, વધારે ને વધારે સમૃદ્ધ કરે છતાં તેમાં આસક્ત ને કેદ કર્યા વિના આત્મોન્નતિનો સંદેશ આપે એવું હોવું જોઈએ. એ માટે વધારે ને વધારે ઉદાર, વિશાળ ને વિવેકી થવું પડશે ને સૌથી વધારે જરૂર તો વાસ્તવદર્શી થવાની ને વાસ્તવિકતાને સમજતાં શીખવાની પડશે. આપણે એવું દર્શન જોઈએ છે જેમાં ભૌતિકતાનો અનાદર ન હોય; તેને ઉચિત સ્થાન હોય, એના ઉત્કર્ષ તરફ અત્યંત આદરભાવથી જોવામાં આવતું હોય ને એવી રીતે જોતાં શીખવાતું પણ હોય. છતાં

જેમાં એકલી ભૌતિકતા ન હોય, પણ આધ્યાત્મિકતાય હોય; ને ભૌતિકતા આધ્યાત્મિકતાને માટે ને આધ્યાત્મિકતાની સુવાસથી ભરપૂર હોય. વ્યાવહારિક જીવન ને આત્મિક જીવન — જીવનનાં એ બંને પાસાંનો જેમાં ડાબા ને જમણા હૃદયની જેમ સમન્વય ને સુમેળ હોય. ભારતીય જીવનદર્શન એવું જ છે. ભારતીય તત્વજ્ઞાન એના જ અર્કરૂપ છે. ઉપનિષદકાળ એના મહાન પુરાવારૂપ છે. પરંતુ તેને સાચી રીતે સમજવામાં થોડી મુશ્કેલી પડશે કેમ કે લાંબા વખતથી આપણે ત્યાં વિચારોનો વિસંવાદ વધ્યો છે ને તત્વજ્ઞાન તથા સાધનાને નામે એકતરફી — જગત ને જગતના વ્યવહારને નકામા માનતામનાવતા વિચારો જ વધી રહ્યા છે. લાંબા વખતથી જામી ગયેલી વિચારોની એ લીલની નીચે પાણીનો સાચો પ્રવાહ એવો તો ઢંકાઈ ગયો છે કે વાત નહિ. સાચું શું છે તે સાધારણ માણસને સમજાતું નથી.

### [૩] સાધનાની ત્રણ જરૂરી વાતો

ૐકારની ઉપાસનાની ઋષિએ ભલામણ કરી છે તે બરાબર જ છે. એમાં જીવનને ઉજ્જવળ ને શાંતિમય કરવાની શક્તિ છે. માણસો ઉપાસના કરે છે; તેવા માણસોને આપણે જોઈએ છીએ પણ ખરા, પરંતુ તેમની ઉપાસનાની પાછળ ચોક્કસ સમજ નથી હોતી. પોતે શું કરે છે તેનો પૂરતો ખ્યાલ તેમને નથી હોતો. ભાતભાતના મંત્રો, શ્લોકો ને ભાતભાતની પૂજાપદ્ધતિઓનો એ આધાર લે છે, પરંતુ એના અર્થની સમજ એમને નથી હોતી. અર્થ સમજાય કે ન સમજાય તોપણ, ને તેને સમજવાની જરા પણ કોશિશ કર્યા વગર, પોતાની ક્રિયાઓ તે કર્યા કરે છે. લાંબા વખતથી ચાલી આવેલી પરિપાટી કે રૂઢિને પાળવા ને વફાદાર રહેવા ખાતર અથવા તો કરવા ખાતર તે પોતાની ક્રિયાઓ કર્યા કરે છે. માણસો વારંવાર પૂછે છે કે એવી સમજ વગરની ઉપાસના, સાધના કે ક્રિયાથી કાંઈ લાભ થાય ખરો? તેમનો પ્રશ્ન વિચારવા

જેવો છે ને તદ્દન હસી કાઢવા કે ટાળવા જેવો નથી. આપણો ઉત્તર તેમને માટે એક જ છે ને હોઈ શકે કે તેમની ઉપાસના કે પ્રવૃત્તિ નકામી નથી. તેનું મહત્વ જરૂર છે. ગંગામાં કોઈ તેનો મહિમા સમજીને સ્નાન કરવા પડે કે એમ ને એમ પડે તોપણ ભીંજાવાનું ફળ તો બંનેને મળવાનું જ. હા, જે સમજીને સ્નાન કરે તેને સ્વાભાવિક રીતે જ શાંતિ વધારે પ્રમાણમાં મળવાની; જે સમજ્યા સિવાય સ્નાન કરે એને એટલો આનંદ નહિ આવવાનો. તે પ્રમાણે સમજપૂર્વકની ઉપાસના, ક્રિયા કે સાધના આનંદદાયક વધારે પ્રમાણમાં થઈ પડે એ નક્કી છે. છતાં આપણો કહેવાનો આશય એવો અવશ્ય નથી કે સમજ વગરની સાધના કે ઉપાસનાને પડતી મૂકવી. જે કરાય છે ને કરવાનું છે તે સમજ સાથે કરાય ને કેવળ આંધળિયાં કરીને યાંત્રિક રીતે ન થાય તેનું ખાસ ધ્યાન રાખવાનું છે ને તેને માટે બનતો પ્રવાસ પણ જરૂર કરવાનો છે. કોઈ સંજોગ કે લાચારીને લીધે સમજ્યા વિનાની કેટલીક ક્રિયાઓ કેટલાક વખત સુધી કરવી પડે તોપણ, જીવનભર એમ જ કર્યા કરવાની ને એ જ ચીલે ચાલવાની વૃત્તિ ન હોવી જોઈએ. એટલું તો ધ્યાન જરૂર રાખી શકાય ને રાખવું જોઈએ.

માણસો જે કરે છે તે કેટલીક વાર સમજપૂર્વક નથી કરતાં છતાં તેમની શ્રદ્ધા એટલી બધી ગાઢ ને બળવાન હોય છે કે તેને લીધે તેમને ધારેલી સફળતા મળી જાય છે ને પોતાના કામમાં તેમને કોઈ જાતનો કંટાળો પણ નથી આવતો. એ વાતની ખબર છે ખરી? ખબર હોય કે ન હોય પરંતુ એ વાત સાચી છે. શ્રદ્ધાનું બળ એવું ભારે છે. એ શ્રદ્ધાનો જન્મ ક્યાંથી થાય છે ને એને પોષણ પણ ક્યાંથી મળે છે તે જુદી વાત છે; પરંતુ એની ઉપયોગિતા અથવા અસરકારકતા વિશે બેમત નથી. જેની અંદર શ્રદ્ધા જાગે છે તેના જીવનને તે ધન્ય કરે છે. વાલ્મીકિ, શબરી ને ધ્રુવ જેવાની શ્રદ્ધા એવી અનેરી હતી. કોઈ પણ મહાન કાર્યની સિદ્ધિ માટે માનવના અંતરમાં એ શ્રદ્ધાની જ્વલંત જ્યોતિ જોઈએ

જ. સાધનાના ભગીરથ ને કલ્યાણકારક કામમાં તો એ શ્રદ્ધા વિના ચાલે જ નહિ. પોતાની જાતમાં લોખંડી ને અસીમ શ્રદ્ધા હોવી ખૂબ જરૂરી છે. એ શ્રદ્ધા ને અવિચળ શ્રદ્ધાથી સજ્જ થઈને જ સાધક પોતાની સાધનાની વિશેષ પદ્ધતિને ને પોતાના અનેરા આદર્શને ગમે તે સ્થળમાં ને ગમે તેવા સંજોગોમાં પણ વળગી રહે છે ને સંજોગોથી ડર્યા, હટ્યા, હાર્યા કે નાહિંમત થયા વિના હંમેશાં આગેકૂચ કરતો રહે છે.

પરન્તુ જે શ્રદ્ધાથી થાય છે તે એકલી શ્રદ્ધા નહિ પણ વિદ્યા કે સમજથી થાય તે ઇચ્છવા જેવું છે. વાલ્મીકિ ને ધ્રુવ જેવા પ્રેમી પુરુષોમાં શ્રદ્ધા હતી પરન્તુ તે શ્રદ્ધા કોરી ન હતી. તેની પાછળ સમજ અથવા તો વિવેકનું ચોક્કસ પીઠબળ હતું. તે સમજતા હતા કે પરમાત્મા છે, તેમનું દર્શન થઈ શકે છે, ને તેમના પ્રેમ ને શ્રદ્ધા સાથેના સતત સ્મરણથી તે મળશે જ. તેવી ચોક્કસ સમજ ને શ્રદ્ધાને લીધે જ તે પોતાની સાધના અથવા તો ઉપાસનામાં એકતાનતા લાવી શક્યા, પોતાના તન, મન ને અંતરને, અરે, પ્રાણના પ્રત્યેક પરમાણુને રેલી શક્યા, ને સફળતાના સર્વોચ્ચ શિખરે પહોંચી ગયા. શ્રદ્ધા, આમ તો અત્યંત બળવાન ને ચમત્કારિક છે, પરન્તુ તેમાં સમજ અથવા તો વિવેક ભળે તો સોનામાં સુગંધ મળ્યા જેવું થઈ જાય; તે વધારે દૃઢ, અચળ, બળવાન ને ચમત્કારિક બને એમાં સંદેહ નથી.

સાધનામાં શ્રદ્ધા હોય, જરૂરી વિવેક કે સમજ પણ હોય, ને સાધકના દિલમાં સાધનાની લગની પણ હોય, તોપણ, તેટલાથી જ સાધકને સિદ્ધિનો લાભ નહિ મળી જાય. એવા કેટલાય સાધકો છે જેમણે શ્રદ્ધા ને સમજ સાથે સાધનાની સિદ્ધિનાં રંગબેરંગી સ્વપ્નાં સેવ્યાં હતાં, જીવનને ઉજ્જવળ કરવામાં મદદરૂપ થાય તેવા મનોરથના મહેલ ચણ્યા હતા, ને બાહોશ ઇજનેરોની જેમ જીવન-મંગલના નકશા તૈયાર કર્યા હતા, પરંતુ તેમના નકશા અધૂરા જ

રહી ગયા, મહેલ સાચા નહિ પણ કેવળ મનોરથના જ બની રહ્યા, ને તેમનાં સ્વપ્નાં તદ્દન કોરાં સ્વપ્નાં જ રહ્યાં. કારણ એ જ કે તે પ્રમાદી હતા, ચંચળ હતા. પોતાના સંકલ્પો, સિદ્ધાંતો, નિયમો ને આદર્શોને વળગી રહેવાની ને વફાદાર રહેવાની જરૂરી શક્તિનો એમનામાં અભાવ હતો. માણસ એકલા સંકલ્પો કરીને બેસી રહે ને ઉત્તરોત્તર મોટી યોજનાઓ બનાવીને જ સંતોષ માની લે તો કાંઈ ન વળે. સંકલ્પો, યોજનાઓ, આદર્શો ને સ્વપ્નો જરૂરી છે તેની ના નથી, પરન્તુ તેમને સાકાર કરવા ને સફળ બનાવવાનો પુરુષાર્થ પણ એટલો જ જરૂરી છે એ યાદ રાખવાની જરૂર છે. તે માટે સાધકે શ્રમ કરતાં શીખવું જોઈશે, ને ઉત્સાહપૂર્વકના સતત શ્રમના પ્રેમી બનવું પડશે. દિવસ ને રાત સાધનામાં ડૂબી જવું જોઈશે. સંકલ્પો કેમ સફળ નથી થતા ને ઘડેલી યોજનાઓ યોજનાઓના રૂપમાં જ કેમ રહી જાય છે ને ઇચ્છા મુજબનો આકાર કેમ નથી લઈ શકતી તે શોધી કાઢવાની, પોતાની ત્રુટિઓને તપાસવાની ને હિંમતપૂર્વક દૂર કરવાની જરૂર છે. સાધનાને વરવાની ને સાધનાને જીવનનું એકમાત્ર મહાન કર્તવ્ય બનાવવાની જરૂર છે. એ માટે સાધના ને તેની સિદ્ધિ માટે અનન્ય પ્રીતિ કે ભક્તિ જોઈએ. સાધના ને તેના ધ્યેયને માટે સર્વસમર્પણ કરવાની ઇચ્છા, તૈયારી ને તમન્ના જોઈએ. સાધનાની પાછળ ફકીરી ધારણ કરવી જોઈએ. તેને માટે જરૂરી સંયમ ને તપનું પાલન કરવું જોઈએ. સાધનાનાં મહાન લક્ષ્યોની સિદ્ધિ એવી લગની, તલ્લીનતા, ભક્તિ ને એવા અવિરત પુરુષાર્થ વિના નથી થઈ શકતી. સાધકોમાં મોટે ભાગે એ વસ્તુઓનો અભાવ હોય છે તેથી જ તે પાછા પડે છે કે અધવચ્ચે જ અટકી જાય છે. જે એનાથી સંપન્ન હોય છે તેમનો સાધનારથ— જીવનરથ વગર અટકયે, એમ ને એમ સંવાદિતાથી કેડીને કાપતોકાપતો ચાલ્યો જાય છે, ને છેવટે પોતાના ધ્રુવપદે પહોંચે છે. એટલે શ્રદ્ધા, સમજ ને પુરુષાર્થ અથવા ઉપાસના ત્રણેની જરૂર સાધનાની સિદ્ધિ માટે છે. ૐકારની ઉપાસના કે બીજી કોઈ પણ

ઉપાસનાને માટે એ આવશ્યક છે. શ્રદ્ધા, સમજ ને પુરુષાર્થ એ ત્રણેનો ત્રિવેણીસંગમ જીવનમાં થવો જ જોઈએ. સાધનાનાં મહાન ધ્યેયોની સિદ્ધિ માટે એ ખરેખર અનિવાર્ય છે. એ સુંદર સંદેશને સમાવી લેતું એક સુંદર વાક્ય ઋષિએ અહીં રજૂ કર્યું છે. આ રહ્યું એ વાક્ય : *यदेव विद्यया करोति श्रद्धयोपनिषदा तदेव वीर्यवत्तरं भवति ।* જે વિદ્યા અથવા સમજ, શ્રદ્ધા ને ભક્તિપૂર્વકના તીવ્ર ને પ્રામાણિક પુરુષાર્થથી પ્રેરાઈને કરવામાં આવે છે તે જ કામ સાચા અર્થમાં શક્તિશાળી બની શકે છે.

એટલે સાધના તથા ઉપાસનાની બધી ક્રિયાઓને આપણે બને તેટલી સમજ સાથે કરવાની જરૂર છે. તેમના સંબંધી બને તેટલી વધારે માહિતી મેળવવાની જરૂર છે. જે બોલીએ, રટીએ ને કરીએ તે આંખો મીંચીને જીવનના છેલ્લા શ્વાસ સુધી બોલવાની, રટવાની ને કરવાની જરૂર નથી. આ બાબત આપણને ઊંડી ને સાચી જિજ્ઞાસા હશે તો સાચી માહિતી આપનારા ને સત્યને સમજાવનારા જરૂર મળી રહેશે. પરંતુ જો આપણે જે કરીશું તેમાં જ સંતોષ માનીને બેસી રહીશું ને તેને સુધારવાનો કે સમજવાનો જરા પણ પ્રયાસ નહિ કરીએ ને તેવો પ્રયાસ કરવાની વૃત્તિ પણ નહિ રાખીએ તો આપણા વિકાસના ક્રમને હાથે કરીને જ અટકાવી દઈશું. એવી પ્રવૃત્તિ આપણે માટે આત્મઘાત જેવી જ અમંગલ થઈ રહેશે. એમાં સપડાઈએ નહિ તે માટે બને તેટલી સાવધાની કેળવવી પડશે. ગમે તેમ, પણ ઉપર જેનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે તે વાક્ય દરેક સમજુ સાધકે પોતાના દિલમાં લખી રાખવા જેવું છે. એ વાક્ય આજ સુધી જોયેલાં, જાણેલાં કે સાંભળેલાં ઉપનિષદનાં આંગળીને વેઢે ગણાય તેટલાં કેટલાંક વિરલ, વિલક્ષણ ને અમર વાક્યોમાંનું એક છે, તેની ના નહિ.

### [૪] પ્રાણની શક્તિ

હવે છાંદોગ્ય ઉપનિષદના બીજા ખંડનો પ્રારંભ થાય છે. તે ખંડમાં વ્યક્ત થયેલા વિચારો જરા અવનવા લાગે તેવા છે. આખાય

ખંડનો સારાંશ એક જ છે કે પ્રાણ ૐકારનું જ સ્વરૂપ છે ને એવી રીતે સમજીને જે એનો આધાર લે છે ને એની ઉપાસના કરે છે તે અત્યંત બળવાન બની જાય છે ને છેવટે અમૃતપદની પ્રાપ્તિ કરે છે. પ્રાણની ઉપાસના સાધનાના ક્રમમાં ને ખાસ કરીને યૌગિક સાધનાના ક્રમમાં પોતાનું વિશેષ સ્થાન ધરાવે છે. પ્રાણાયામની સાધનાની સુદૃઢ ઇમારત તેમાંથી જ ઊભી થઈ છે. અજપાજપ જેવી જપયોગની ક્રિયામાં તથા સ્વરોદય શાસ્ત્રની સાધનામાં પ્રાણની પ્રક્રિયાનું ખાસ મહત્ત્વ છે જ. પ્રાણની સાધનાનો પ્રચાર આજે પણ વત્તેઓછે અંશે ચાલી રહ્યો છે. તેનાં મૂળ ઉપનિષદકાળ જેટલાં જૂનાં છે.

બીજા ખંડની શરૂઆતમાં જ કહેવામાં આવ્યું છે કે પૂર્વે દૈવી ને આસુરી વૃત્તિવાળા પ્રજાપતિના પુત્રો વચ્ચે યુદ્ધ અથવા ઘર્ષણ થયું હતું. તે વખતે દૈવી વૃત્તિવાળાએ ૐકારનો આધાર લીધો. તેમને શ્રદ્ધા હતી કે ૐકારની મદદ મેળવીને આસુરી વૃત્તિવાળાને જીતી શકાશે. એ શ્રદ્ધા તેમ જ ભાવનાથી પ્રેરાઈને તેમણે નાકમાં રહેલા પ્રાણરૂપ ૐકારની ઉપાસના શરૂ કરી. તે વખતે આસુરી વૃત્તિવાળાએ નાકમાં રહેલા તે પ્રાણને મલિન કરી દીધો. તેને લીધે જ લોકોને સુગંધ ને દુર્ગંધ બંનેનો અનુભવ થાય છે. નાકમાં સુગંધ ને દુર્ગંધ બંને રહે છે તેનું કારણ તે જ. પછી દૈવી વૃત્તિવાળાઓ વાણીરૂપ ૐકારની ઉપાસના કરવા લાગ્યા. તે વખતે આસુરી વૃત્તિવાળાઓએ વાણીને મલિન કરી દીધી. તેના પ્રભાવથી જ વાણીમાં સત્ય ને અસત્ય બંનેનો સમાવેશ થયેલો દેખાય છે ને લોકો સાચું ને જૂઠું બંને બોલે છે. પછી દૈવી સંપત્તિવાળા કાનમાં જે પ્રાણ છે તેને ૐરૂપ માનીને તેની ઉપાસના કરવા લાગ્યા. એટલે આસુરી વૃત્તિવાળાએ પ્રાણની અંદર પણ મલિનતા ઉત્પન્ન કરી: તેને લીધે જ લોકો સારું ને નરસું સાંભળે છે. તેવી રીતે જુદીજુદી ઉપાસનાનો અનુભવ મેળવીને દૈવી સંપત્તિવાળા મનને ૐકારનું રૂપ માનીને ઉપાસના કરવા લાગ્યા. તે વખતે

આસુરી વૃત્તિવાળાએ મનને પણ મલિન કરી દીધું. તેને લીધે આજે પણ લોકો યોગ્ય ને અયોગ્ય અથવા તો સારા ને નરસા વિચારો કરે છે. પછી દૈવી વૃત્તિવાળાઓ મુખમાં રહેલા મુખ્ય પ્રાણની ૐકાર માનીને ઉપાસના કરવા લાગ્યા. તે વખતે પણ આસુરી વૃત્તિવાળાઓએ તેમના પર પ્રહાર કર્યો. પરંતુ તે પ્રહાર સફળ ન થયો. તે મુખ્ય પ્રાણ ને તેની ઉપાસનાની શક્તિ અપાર હતી. તેથી કોઈ મજબૂત પથ્થર પર પડવાથી જેમ માટીના ઢેફાનો ભૂકો થઈ જાય, તેમ તેમનો વિનાશ થઈ ગયો. ઋષિ કહે છે કે એ મુખ્ય પ્રાણ અત્યંત નિર્મળ છે. તેમાં કોઈ જાતનું દૂષણ નથી. એ મુખ્ય પ્રાણ પર જીવનનો આધાર છે. તેને ટકાવી રાખવા માટે જે અન્ન ને જળનો ઉપયોગ કરે છે, તે માણસ વિવેકી છે. તેનો પ્રાણ પોતે બળવાન બનીને બીજી ઇંદ્રિયોને પણ પોષણ આપે છે. અંતકાળે આ મુખ્ય પ્રાણ જ્યારે શરીરની બહાર નીકળી જાય છે ત્યારે બીજી ઇન્દ્રિયો પણ તેની સાથે નીકળી જાય છે ને પ્રાણીનું મોં ફાટી જાય છે. મતલબ કે જીવનનો સંપૂર્ણ આધાર તે પ્રાણ પર જ છે.

તેથી જ ભારતના એ પ્રાતઃસ્મરણીય ઋષિવરોએ પ્રાણની શુદ્ધિ, પ્રાણના સંયમ ને પ્રાણના જયની સાધના પર આટલો બધો ભાર મૂક્યો છે. પ્રાણના જય પર જીવનનો આધાર છે એ વાત તે જાણતા હતા. તેથી દીર્ઘાયુ પણ થઈ શકતા. પ્રાણને શરીરમાં રોકી રાખવાની સાધનામાં પારંગત થઈને તે ઇચ્છાનુસાર જીવી શકતા ને ઇચ્છા પ્રમાણે શરીરનો ત્યાગ કરતા. પ્રાણના સંયમની સાધનાના પરિણામરૂપે તેમને કેટલીક વિશેષ શક્તિઓની પ્રાપ્તિ પણ થઈ રહેતી. ધ્યાન ને ધારણા તથા સમાધિના ઉત્તમોત્તમ અનુભવની યોગ્યતા પણ તેથી મળી રહેતી.

આગળ જે દૈવી ને આસુરી વૃત્તિવાળા વચ્ચેના ઘર્ષણની વાત આવે છે તેનો કેવળ ભાવાર્થ જ લેવાનો છે. તો જ તે વાતને વત્તાઓછા પ્રમાણમાં સમજી શકાય તેમ છે. સાધક જ નહિ પરંતુ

પ્રત્યેક માનવના જીવનમાં એવો તબક્કો આવે છે ને એવો અનુભવ થાય છે જ. દૈવી ને આસુરી સંપત્તિ દરેકની અંદર વધારે કે ઓછા પ્રમાણમાં પડેલી છે ને તે બંનેની વચ્ચે ઘર્ષણ ચાલ્યા જ કરે છે. પરંતુ મોટે ભાગે માનવનું મનોબળ નબળું હોય છે. તેથી દૈવી કરતાં આસુરી સંપત્તિના પ્રભાવમાં તે વધારે પ્રમાણમાં પડી જાય છે. સાધકના જીવનમાં પણ, જો તે સારી પેઠે સાવધાન ન રહે તો, શુદ્ધિ કરતાં અશુદ્ધિ ને શુદ્ધ તત્ત્વો કરતાં અશુદ્ધ તત્ત્વો જલદી વિજય મેળવે છે. પરંતુ તેવો માનવ કે સાધક મુખ્ય પ્રાણ, ૐકાર કે પરમાત્માની નિરંતર આરાધના કરે તો કેટલાક જરૂરી મનોબળની પ્રાપ્તિ કરી લે છે. તેને લીધે આસુરી સંપત્તિ અથવા આસુરી વૃત્તિ તેના પર વિજય મેળવી શકતી નથી. એટલે સાધનાના સામર્થ્યને બને તેટલું વધારવાની જરૂર છે

દૈવી ને આસુરી સંપત્તિનો ગજગ્રાહ માનવના મનમાં લાંબા વખતથી ચાલ્યા જ કરે છે. ને પૂર્ણતા અથવા પરમાત્માની પ્રાપ્તિ લગી ચાલુ જ રહેશે. પરંતુ કોઈએ તેથી નહિંમત કે નિરાશ થવાની જરૂર નથી. જીવનને ઉજ્જવળ ને ઉત્તમ કરવાનો સંકલ્પ જેણે કરી લીધો છે તેણે તેવા ગજગ્રાહથી ડરવાની જરૂર નથી. તેવો ગજગ્રાહ તો તદ્દન સહજ ને સ્વાભાવિક છે ને તેને માટે સાધકે તૈયાર રહેવાની જરૂર છે. તેની સાથેસાથે સદાય વિવેકી બનવાની, આત્મનિરીક્ષણ કરવાની, પોતાની જાતને સુધારવાના પુરુષાર્થમાં લાગી જવાની ને એ રીતે આત્મોન્નતિને માર્ગે આગળ ને આગળ પગલાં ભરવાની જરૂર છે. આસુરી વૃત્તિ ને સંપત્તિ ગમે તેટલી પ્રબળ હોય તોપણ તેનો સામનો કરી ન શકાય ને તેને જીતી ન શકાય તેમ નથી. ભૂલેચૂકે પણ તેમ માનવાની જરૂર નથી. તેનો સફળતાપૂર્વક સામનો કરી શકાય છે ને તેને જીતી પણ શકાય છે એ સાચું છે. ફક્ત તેને માટે હિંમત, ધીરજ ને સમજપૂર્વકની યોજના જોઈએ.

[૫] પ્રાણનાં ત્રણ વિશેષ નામ

ઋષિ કહે છે કે એ મુખ્ય પ્રાણની ઉપાસના અંગિરા ઋષિએ કરી હતી. પ્રાણ બધાં અંગોનો રસ અથવા તો સાર છે. તેથી વિદ્વાનો તેને આંગિરસ કહે છે. બૃહસ્પતિ ઋષિએ પણ એ પ્રાણને પ્રણવરૂપ માનીને પૂજ્યો હતો. બૃહતીને વાણીના અર્થમાં લઈએ તો પ્રાણને એ વાણીનો પતિ કહી શકાય. તેથી વિદ્વાનો પ્રાણને બૃહસ્પતિ પણ કહે છે. આયાસ્ય નામના ઋષિએ પણ પ્રાણને પ્રણવરૂપે માનીને પૂજ્યો હતો. પ્રાણ મુખમાંથી નીકળે છે ને મુખનું બીજું નામ આસ્ય છે. એથી એને આયાસ્ય નામથી પણ ઓળખવામાં આવે છે. દલ્ભ્યના પુત્ર બક ઋષિ પણ પ્રાણના મહિમાને સમજ્યા હતા. તેથી જ તેમણે નૈમિષારણ્યમાં રહેનારા ઋષિઓની યજ્ઞક્રિયા કરી હતી. તે તેમના ઉદ્‌ગાતા બન્યા હતા, ને યજ્ઞ કરાવનારા ઋષિઓની ઇચ્છા પૂરી કરવા માટે યજ્ઞમાં તેમણે પ્રાર્થના કરી હતી. એ રીતે પ્રણવ, ૐકાર અથવા તો પ્રાણને જે કોઈ પૂજે છે તે વિશેષ પ્રકારની યોગ્યતા મેળવીને જીવનને કૃતાર્થ કરી શકે છે. જીવનની ઉન્નતિનો માર્ગ સૌને માટે ઉઘાડો છે ને જે ધારે તે બધા જ તેનો લાભ ઉઠાવી શકે છે.

આ પ્રમાણે પ્રાણનાં બીજાં પણ વિશેષ નામો આ ઉપનિષદમાં કહી બતાવ્યાં છે : (૧) આંગિરસ (૨) બૃહસ્પતિ (૩) આયાસ્ય.

[૬] સૂર્યની ઉપાસના

ઉપનિષદકાળમાં સૂર્યની ઉપાસનાનો પ્રચાર સારા પ્રમાણમાં હતો ને એનો ઉલ્લેખ બીજે મળે છે તેમ આ ઉપનિષદના ત્રીજા ખંડમાં પણ મળે છે. સૂર્યની ઉપાસના ઉપનિષદના ઋષિઓની પ્રિય વસ્તુ છે. સૂર્યનું સ્વરૂપ જ એવું છે જે કોઈ પણ કાળના કોઈ પણ ઋષિને પ્રિય લાગે; એનાથી આકર્ષાયા વિના કોઈ પણ ઋષિ ભાગ્યે જ રહી શકે. અગ્નિ, સૂરજ ને સાગરની પૂજા ને ઉપાસના

સંસારના બીજા ધર્મોમાં પણ જોવા મળે છે. જરથુસ્તનો જૂનો ધર્મ એના ખાસ ઉદાહરણરૂપ છે.

સૂર્યોદયનો સમય દેખાય છે જ કેટલો સુંદર! આકાશમાં જ્યારે ઉષાના અવનવા રંગો ફરી વળે છે ત્યારે જે આહ્લાદક વાતાવરણ ઊભું થાય છે તે કોઈનાય દિલને આનંદથી ભરી દેવા ને મંત્ર-મુગ્ધ કરવા પૂરતું છે. કુદરત પોતાના સમસ્ત ખજાનાને ખાલી કરીને અથવા કહો કે પોતાની અંતરંગ સુંદરતાને છતી કરીને જાણે ઊભી હોય એવો આભાસ એ વખતે થયા વિના રહેતો નથી. એ વખતનો દેખાવ કેટલો બધો અનેરો લાગે છે! સાધારણ માણસ પણ એની અસર નીચે આવીને એનાથી પ્રભાવિત થયા વિના રહી શકતો નથી, તો પછી પ્રેમ, પવિત્રતા ને ભાવમયતાની પ્રત્યક્ષ મૂર્તિ જેવા મહાપુરુષો તો એનાથી પ્રભાવિત થઈને એના રંગે રંગાય એમાં નવાઈ પામવા જેવું છે શું? ઉષાના એ રંગોમાંથી પ્રેરણા મેળવીને તથા સૂર્યોદયનાં સોનેરી કિરણોની ક્રાંતિમાં પર-માત્માના પ્રત્યક્ષ ને પરમ પ્રકાશનો અનુભવ કરીને બીજા અનેકની જેમ ઉપનિષદકાળના ઋષિઓ પણ ધન્ય બન્યા હતા. ઊગતા સૂર્યની સામે બેસીને તેમણે પ્રેમપૂર્વક પ્રાર્થના કરી, ધ્યાનની સાધના કરી, ને અનેક પ્રકારના ભાવભરેલા મંત્રો ને શ્લોકોની રચના કરી. તેમને થયું કે સૂર્ય પરમાત્માનો એક મહાન તેમ જ પ્રત્યક્ષ પ્રતિ-નિધિ છે. તેને જોઈને પરમાત્માની સત્તાનું વિશેષ સ્મરણ થાય છે ને પરમાત્માની પરમ શક્તિનું ભાન. તેથી જ તેમણે સૂર્યને જગતના આત્મા, સૌના પ્રાણ ને દેવતાનું નામ આપી એને અંજલિ આપી ને એની સ્તુતિ પણ કરી. એ અંજલિ તેમ જ સ્તુતિમાં કેવળ ભાવુકતા કે લાગણીવશતા ન હતી; પરંતુ સત્યતા, પ્રામાણિકતા ને વાસ્તવિકતા હતી.

સૂર્ય જેમ અંધકારનો નાશ કરીને બધે પ્રકાશ પાથરે છે તેમ માણસે પણ દુર્ગુણ ને અજ્ઞાનથી મુક્તિ મેળવીને સદ્‌ગુણ, સદ્‌વિચાર

ને પ્રભુમય પ્રેમનો પ્રકાશ જીવનમાં પ્રકટ કરવાની ને પાથરવાની જરૂર છે. જીવન જેનાથી અપૂર્ણ, બદ્ધ ને અંધકારમય બની ગયું છે ને બની રહ્યું છે તે વિકૃતિઓ કે વિકૃત તત્વોને દૂર કરીને જીવનને વધારે ને વધારે નવું, જોમવંતુ તેમ જ નિર્મળ બનાવવાની જરૂર છે. સૂર્યને જોતાંવેંત એ અત્યંત આવશ્યક વાતની યાદ આવે છે ને આપણને એ માટેના પુરુષાર્થની પ્રેરણા મળે છે. સૂર્યની નિરંતર ઉપાસના કરનારને એવા કેટલાય પાઠો ને એવી કેટલીય પ્રેરણાઓની પ્રાપ્તિ થાય છે. એ સૌના અનુસંધાનમાં એ જીવનમાં જરૂરી ક્રાંતિ કરવા તૈયાર રહે છે, ને ક્રાંતિ કરે છે. સૂર્યની ઉપાસના એ રીતે જોતાં સમજાશે કે, મોટા ભાગના માણસો માને છે તેમ કોઈ જડ, શુષ્ક, યાંત્રિક કે પરંપરાગત આચારની વસ્તુ નથી પરંતુ જીવનને ઉત્તરોત્તર ઉત્તમ ને સુંદર બનાવનારી સક્રિય સાધના છે. એવી સમજ સાથે જ ઉપનિષદકાળમાં એનો આધાર લેવામાં આવ્યો છે, ને એવી સમજ સાથે જ એનો આધાર લેવાની જરૂર છે. કોઈ પણ ક્રિયા જ્યારે સમજપૂર્વક કરવામાં આવે છે ત્યારે જ તે સાર્થક થાય છે, ને રસપૂર્ણ પણ ત્યારે જ બને છે. પોતાના અંતરને એની સાથે એક કરીને તેમ જ પોતાની બધી જ રસવૃત્તિને તેમાં ઢાલવીને એનો સાચો ને સંપૂર્ણ આનંદ પણ ત્યારે જ અનુભવી શકાય છે. આપણી પ્રાર્થનાઓ, પૂજાઓ ને ઉપાસનાની રીતરસમો મોટે ભાગે સમજ્યા વિના જ કરવામાં આવે છે. એના અંતરંગ અર્થને સમજવાની કોશિશ પણ કરવામાં નથી આવતી. એવી કોશિશ કોઈ વાર ને કોઈ તરફથી થાય તોપણ તેને ગુણ નહિ પરંતુ અવગુણ માનવામાં આવે છે, ને જોઈએ એવું ને એટલું પ્રોત્સાહન નથી મળતું. એને લીધે આપણી મોટા ભાગની ક્રિયાઓ નીરસ તથા નિરર્થક થઈ પડી છે ને જડતાનું રૂપ લઈ બેઠી છે. જીવનને પલટાવવામાં ને નવો આકાર આપવામાં તે કોઈ મહત્વનો ફાળો નથી આપી શકતી. એક બાજુ આરાધના અથવા ઉપાસના ને બીજી બાજુ રોજનું વ્યાવહારિક

વિકૃત જીવન એમ બંને છૂટાં પડી ગયાં છે ને બંને વચ્ચે મોટી ખાઈ પડી ગઈ છે. આદર્શ ને વ્યવહાર વચ્ચે મેળ નથી. એ વિઘાતક પરિસ્થિતિનો અંત આવે તે જરૂરી છે. તેને બદલે જે કરવામાં આવે તે વિવેકપૂર્વક કરવામાં આવે ને જીવનમાં એનો અમલ કરવાના આગ્રહ સાથે કરવામાં આવે એવું આપણે ઇચ્છીશું. કેમ કે તેમ થવાથી જીવન ઉજ્જવળ, રસમય ને સાર્થક થઈ શકશે.

એવી રીતે સમજપૂર્વક ઉપાસના કરવાથી દેવોને અમૃતપદની પ્રાપ્તિ થઈ છે એવો ઉલ્લેખ આ ઉપનિષદના ચોથા ખંડમાં કરવામાં આવ્યો છે. ઋષિ કહે છે કે મૃત્યુથી પોતાની રક્ષા કરવા માટે દેવોએ વેદોમાં કહેલી કેટલીક વિશેષ ક્રિયાઓનો આધાર લીધો. પાછળથી તે યજ્ઞક્રિયાઓથી પણ જરૂરી હેતુની સિદ્ધિ ન થઈ ત્યારે તેમણે તે બધી ક્રિયાઓનો ત્યાગ કરીને ૐકારનું જ શરણ લીધું. તેને પરિણામે તે અભય ને અમૃતમય બની ગયા. દેવોને આપણે સજ્જન અથવા તો દૈવી સંપત્તિવાળા પુરુષોના અર્થમાં લઈ શકીએ. તેવા પુરુષો જો ૐકારનો આધાર લે તો તેના પ્રભાવથી પાપથી મુક્તિ મેળવે છે ને દુષ્કર્મ તથા અજ્ઞાનની અસર એમના પર નથી થતી. ૐકાર જેવા મહામંત્રની મદદથી તે મૃત્યુંજય બની શકે છે. એવા વિશાળ અર્થમાં એ ઉલ્લેખને સમજવાનો છે. ને એકલા ૐકારના સંબંધમાં જ એ વસ્તુ સાચી છે એવું થોડું છે? એકલા ૐકારની જ વાત શું કામ કરીએ? એવી શક્યતા કે શક્તિ એકલા ૐકારમાં જ છે એમ નથી. એવી શક્તિ તો બીજા કોઈ પણ મંત્રમાં રહેલી છે. નાના કે મોટા ને સંસ્કૃત કે પ્રાકૃત બધા જ મંત્રો એકસરખી શક્તિ ધરાવે છે, જીવનને બળવાન ને પ્રાણવાન બનાવવાની શક્યતા સૌમાં છે. ફક્ત તેમનો આધાર પૂરેપૂરા પ્રેમ ને ઉત્સાહ તથા વિવેક સાથે લેવામાં આવે એટલું જ બસ છે. સંસ્કૃત મંત્રો મોટા છે ને વધારે ફળ આપનારા તથા પ્રાકૃત મંત્રો નાના કે સાધારણ ને પ્રમાણમાં અત્યંત ઓછું ફળ

આપનારા છે એમ માનવું ને મનાવવું ભૂલભરેલું છે. શબ્દોમાં સરખું જ બળ રહેલું છે કેમકે શબ્દો કે મંત્રો કેવળ જડ શબ્દો નથી પરન્તુ પરમાત્માના પ્રતિનિધિ છે. ને તેથીય વધારે બળ માનવના હૃદયમાં રહેલું છે. માનવના અંતરમાં જે પ્રેમની પરમ જ્યોતિ જાગી ગઈ છે, ભાવનાની વીણા વાગી રહી છે, ને આતુર તથા અખંડ શ્રદ્ધાની નવી ઉષા પોતાનાં પગરણ માંડી રહી છે, તેનું બળ એથીય વિશેષ છે. મંત્રની અંદર એને લીધે પ્રાણ પુરાય છે, એથી ઊલટું, મંત્ર ગમે તેટલો મોટો ને બળવાન હોય તોપણ, પ્રેમ, શ્રદ્ધા, ભાવના, ઉત્સાહ ને લગનીનું બળ મેળવીને પુષ્ટ ન બને ને માનવનું અંતર એની સાથે એકાકાર ન થાય તો એનો સાચો આનંદ નથી મળતો, સાચો સાર નથી જડતો, ને સાધકને માટે સિદ્ધિ ને શાંતિનો દાતા પણ નથી બનતો. આ વાત ખાસ સમજવા જેવી છે. એ સમજીને કોઈ પણ મનગમતા મંત્રનો આધાર લેવામાં આવે તે જરૂરી છે. એવી રીતે મંત્રોનો આધાર માણસોએ લીધો છે ને એમને માટે એ આશીર્વાદરૂપ પણ થઈ ગયા છે. એટલે મુખ્ય વાત પ્રેમ ને શ્રદ્ધા છે. એને ઉત્પન્ન કરો ને વધારો. એની અસરથી જેટલા વધારે પ્રમાણમાં પ્રભાવિત થઈ શકાય તેટલું ખપનું છે. એમ થતાં કોઈ પણ મંત્ર લાભદાયક ને મંગલકારક થઈ પડશે એ નક્કી છે. માણસે કોઈ પણ પ્રકારની પરિસ્થિતિ ને કોઈ પણ પ્રકારના વાતાવરણની અસર નીચે આવીને પોતાની નિષ્ઠા, ધગશ ને શ્રદ્ધામાં ફેર પડવા દેવો ન જોઈએ. સાધનામાં જે મોટામોટા ચમત્કારો ને વિશેષ અનુભવો થાય છે તેની પાછળ જે કેટલાંક વિશેષ કારણો છે તેમાંનું આ પણ એક ખાસ કારણ છે – અડગ ને અપાર શ્રદ્ધા.

એવી અનેરી શ્રદ્ધાનો આધાર લઈને જે કોઈ ૐકાર મંત્રનો કે બીજા કોઈ પણ મંત્રનો આધાર લે છે તેનું જીવન અત્યંત આનંદમય, શાંતિમય ને ઉજ્જ્વળ બને છે. મંત્રના પ્રભાવથી મન

નિર્મળ બને છે, શાંત બને છે, પરમાત્માની અનુભૂતિ કરીને ધન્ય પણ બની જાય છે.

[૭] ઉષસ્તિની વાત

આ ઉપનિષદના દસમા ખંડમાં એક નાનીસરખી વાત આવે છે. એમાં આપત્કાળ વખતે કેવી રીતે વર્તવું એનો ઊડતો ઉલ્લેખ છે. વાત એમ છે કે કુરુ દેશમાં એક વાર કરા પડવાથી દુકાળ પડયો. તે વખતે ચક્રના પુત્ર ઉષસ્તિ તેમની સ્ત્રી સાથે કોઈ જમીનદારના ગામમાં બહુ કંગાળ દશામાં રહેતા હતા. એક દિવસ એ ગામના જમીનદારને અડદ ખાતો જોઈને ઉષસ્તિએ તેની પાસે જઈને અડદની માગણી કરી. જમીનદારે તેને ઉત્તર આપ્યો કે મારા ભાણામાં બધા અડદ પીરસી દીધા છે તેથી બીજા અડદ નથી. જમીનદારનો ખુલાસો સાંભળીને ઉષસ્તિએ તેના ભાણામાંથી અડદની માગણી કરી. જમીનદારે એને અડદ આપ્યા તો ખરા પરંતુ વધારામાં પાણી લેવાનું પણ કહ્યું. ઉષસ્તિએ કહ્યું કે પાણી તો એઠું ગણાય એટલે તેને પીવાની મારી ઇચ્છા નથી. એ શબ્દો સાંભળીને જમીનદારને ભારે નવાઈ લાગી. તે આશ્ચર્યચકિત થઈ ગયો. ઉષસ્તિની વાત તેને તદ્દન વિચિત્ર લાગી. મોંએ ચડીને માગેલા અડદ એઠા ન ગણાય ને પાણી એઠું કહેવાય એ ફિલસૂફી તેને ગળે ન ઊતરી. ને કોઈનેય ગળે ન ઊતરે એવી એ વિચિત્ર હતી. એનો ખુલાસો જમીનદારને ન જડયો ને એના ખુલાસા વિના એને સંતોષ પણ ન વળ્યો. તેથી તેણે ઉષસ્તિની આગળ પોતાના હૃદયને ખાલી કરતાં પ્રશ્ન કર્યો : 'અડદ શું એઠા ન હતા ? છતાં તમે તો તે ખાધા ! ને પાણીની કેમ ના પાડો છો ?'

ઉષસ્તિએ ઉત્તર આપ્યો : 'અડદ એઠા તો હતા જ; પરંતુ મારે માટે તદ્દન અનિવાર્ય હતા. તેનો ઉપયોગ ન કરું તો જીવનને ટકાવી ન શકાય એવી મારી સ્થિતિ હતી. એટલે મેં અડદની માગણી કરી ને અડદ ખાધા પણ ખરા; પરંતુ પાણીના

સંબંધમાં તેવું નથી. પાણી વિના મારાથી જીવી જ ન શકાય એવી કફોડી સ્થિતિ કાંઈ મારે માટે નથી ઊભી થઈ. માટે જ મેં પાણીનો આગ્રહ ન કર્યો.' ઉપસ્તિની એ દલીલ જમીનદારને ગળે ઊતરી ગઈ. સાચું છે. માણસને માટે જ્યારે જીવનમરણનો પ્રાણ-પ્રશ્ન ઊભો થાય ત્યારે તેણે સૌથી પહેલાં વ્યવહારુ બનવાની ને વ્યવહારુ દૃષ્ટિકોણ અપનાવવાની જરૂર છે. તેમ કરીને તેણે જીવનને ઉગારી લેવાની જરૂર છે. નીતિ કે ધર્મ ને આદર્શના કોઈ મોટા પ્રશ્નો ઊભા ન થતા હોય ને પોતાના માર્ગ ને સિદ્ધાંતોને બાધક નહિ એવી કોઈ સાધારણ આચારવિચારની છૂટ મૂકવી પડતી હોય ને તેને પરિણામે જરૂરી લાભ થતો હોય તો તેવી છૂટ મૂકવામાં કાંઈ હરકત નથી; કેટલાય લોકોને આજે પણ હરકત નથી દેખાતી. પરંતુ સંસારમાં બીજી જાતના માણસો છે ને અત્યંત અલ્પ સંખ્યામાં પણ અસ્તિત્વ ધરાવે છે. તેમના મનનું બંધારણ તદ્દન જુદી જ જાતનું હોય છે. પોતાના સિદ્ધાંતો ને આદર્શોમાં એ કોઈ પણ કારણે ને કોઈ પણ સંજોગોમાં છૂટછાટ મૂકવા તૈયાર નથી હોતા. ગમે તેટલું સહેવું પડે—અરે, મૃત્યુનો સામનો કરવો પડે તોપણ, તે પોતાના પણ ને પોતાના નિયમમાંથી ચલિત નથી થતા. તેમના મનનું બંધારણ ને તેમના સ્વભાવનું ઘડતર જ એવું અનેરું હોય છે. પાંડવ, રામ, પ્રહ્લાદ ને ઈશુ જેવા મહાપુરુષોનો વિચાર કરવાથી આ વાત સહેલાઈથી સમજી શકાય છે. ગુરુ ગોવિંદસિંહના પુત્રો સંબંધમાં પણ એવું જ સમજી લેવાનું છે. તેવા પુરુષો પોતાના સિદ્ધાંતોની નિષ્ઠાને જરા પણ ઢીલી નથી કરતા. કોઈ પણ પ્રકારનું પ્રલોભન ને કોઈ જાતની બીક તેમને તેમના નક્કી કરેલા માર્ગમાંથી ચલિત કરી શકતી નથી.

### [ ૮ ] સિદ્ધાંતોની છૂટછાટ

પરંતુ આ સંબંધમાં એક બીજી વાત પણ સમજવા જેવી છે. સંજોગોનો વિચાર કરીને પોતાની અનુકૂળતા માટે કોઈ વાર

માણસ થોડી ને જરૂરી છૂટછાટ મૂકે છે. તેથી તેને કોઈ જાતનું નુકસાન નથી થતું. તેવા માણસો કેવળ સિદ્ધાંતવાદી પણ સાથેસાથે વ્યવહારુ પણ હોય છે. ઉપનિષદનો પ્રસંગ લગભગ એ જાતનો છે. એમાં કોઈ નીતિના મહાન સિદ્ધાંતનો પ્રશ્ન નથી પણ પ્રશ્ન કે મુદ્દો ખાનપાનના તદ્દન સાધારણ એવા નિયમનો છે. ઉષસ્તિને લાગ્યું કે એ નિયમમાં થોડી જરૂરી છૂટછાટ મૂકવાથી કાંઈ આકાશ નથી તૂટી પડવાનું; વધારામાં તેથી પ્રાણરક્ષા થઈ શકે તેમ છે. તેથી જ તેણે થોડીક બાંધછોડ કરી દીધી. જીવનને ટકાવી રાખવા તેણે અડદ તો લીધા પણ પાણી ન લીધું એ તેની સતત જાગૃતિ કે સાવધાની ને જરૂર હોય તેટલી જ બાંધછોડ કરવાની વૃત્તિ બતાવે છે એ રીતે આ પ્રસંગને જોવો જોઈએ.

આપણે ત્યાં ખાનપાનના ભારે કડક નિયમોનું પાલન થાય છે. મોટે ભાગે તેનું બંધારણ વખતના વધવા સાથે બદલાયું ને ઢીલું થયું છે ખરું, પરંતુ હજી તેને ચુસ્તપણે કે ભારે કડકાઈથી પાળનારો પ્રજાનો એક નોંધપાત્ર વર્ગ છે ખરો. તેવો વર્ગ જીવનને ટકાવી રાખવા માટે ઉષસ્તિએ મૂકેલી છૂટછાટ ને તેની પાછળની દલીલ સાથે સંમતિનો સૂર પુરાવી નહિ શકે એ સાચું છે. કેમ કે બધે જ સ્થળે ને બધા જ સંજોગોમાં તે પોતાના અમુક નિશ્ચિત કરેલા ચોક્કસ નિયમોને વળગી રહે છે. તેવી રીતે પ્રાણની બાજી લગાવીને જીવને જોખમે પણ વળગી રહેવામાં જ માને છે. પરંતુ એક બીજો વર્ગ પણ છે જે માને છે કે ખાનપાનના નિયમોનું મહત્ત્વ સ્વચ્છતા ને આરોગ્યની દૃષ્ટિએ જ મહત્ત્વનું છે ને તે વાતને ધ્યાનમાં રાખીને ખાનપાનના નિયમોમાં સમયોચિત ને તદ્દન જરૂરી એવા ફેરફાર કરવામાં આવે તો હરકત નથી. તે લોકો કહે છે કે નિયમો આખરે માણસને માટે છે તેથી સ્થિતિસ્થાપક ન હોવા જોઈએ. દેશ ને કાળ પ્રમાણે તેમના સ્વરૂપમાં જરૂરી હોય તેટલો સુધારો કરવો જોઈએ. તેવો સુધાર કરવાની હિંમત ને મક્કમતા માણસે રાખવી ને કેળવવી જોઈએ. તે કહે છે કે નિયમો

ને સિદ્ધાંતો ભલે કીમતી હોય, પરંતુ જીવન પણ કીમતી છે, વધારે કીમતી છે, ને તેની સંભાળ રાખવાની અથવા રક્ષા કરવાની ફરજમાંથી માણસ છૂટી શકે નહિ. તે લોકો નિયમોને નકામા નથી માનતા; તેમની જરૂર તે સ્વીકારે છે; પરંતુ તેમને આંખ મીંચીને બધે વખતે વળગી રહેવા પણ નથી માગતા. એ વર્ગની વિચારસરણી જરા જોખમભરેલી જરૂર છે કેમ કે બાંધછોડ કરવાની ને છૂટછાટ મૂકવાની બીજરૂપે રહેલી એ વૃત્તિ અંકુર ને વૃક્ષના રૂપમાં વિશાળ બને ને સર્વસ્થળે તેમ જ સર્વકાળે પોતાની છાયા ઢાળે એવો સંભવ છે. છૂટછાટ શરૂઆતમાં ઘણી નાની ને સમજપૂર્વકની હોય, પણ વખતના વીતવા સાથે ક્યારે મોટી બની જાય, સામાન્ય થઈ જાય, ને સમજથી રહિત બનીને બેસી જાય, એ કહેવું મુશ્કેલ છે. માણસને પોતાને પણ તેની ખબર નથી પડતી.

એક ખાનપાનના સંબંધમાં જ નહિ પણ જીવનનાં બીજાં બધાં ક્ષેત્રોના સંબંધમાં આ વાત સાચી છે. છૂટછાટ મૂકતાંમૂકતાં જે છૂટછાટ મૂકે છે તેના જીવનમાં નિયમ, સિદ્ધાંત અથવા આદર્શ ને આદર્શના આગ્રહ જેવું કાંઈ રહેતું નથી. પ્રલોભનોની સામે ટકી રહેવાની શક્તિ ને પ્રેરણા તેને મળતી નથી. છૂટછાટ શરૂઆતમાં એક અનિવાર્ય આવશ્યકતા હોય છે પણ ક્રમેક્રમે વધતાંવધતાં અધિકાર, ભૂખ, આદત ને છેવટે સ્વભાવનું રૂપ ધારણ કરી લે છે, ને શરૂઆતમાં સિદ્ધાંતોની તરફદારી કરનારો ને સિદ્ધાંતોને માટે માટે સર્વસ્વનો ભોગ આપવા તૈયાર થનારો માણસ છેવટે સિદ્ધાંતોની ઠેકડી કરનારો ને સિદ્ધાંતો જરાય જરૂરી નથી એમ માનનારો થઈ જાય છે. એક વારનો સિદ્ધાંતનિષ્ઠ માણસ તદ્દન સિદ્ધાંતવિહોણું જીવન જીવતો થઈ જાય છે. એ એક મોટું ભયસ્થાન છે, ને સિદ્ધાંતો ને નિયમોમાં જરૂરી છૂટછાટ મૂકવા તૈયાર થનારા માણસોએ પણ તેનાથી સાવધ રહેવાની જરૂર છે. સિદ્ધાંતોને બધે વળગી રહેવામાં ને પાળવામાં આપણે માનીએ છીએ તે એટલા માટે પણ ખરું. તોપણ સિદ્ધાંતોમાં છૂટછાટ મૂકનારો એક બીજો વર્ગ પણ

છે, ને પહેલા વર્ગે તેના તરફ પણ સહાનુભૂતિની નજરે જોવાની જરૂર છે, તેને પણ બનતા મોટા મનથી ને શાંતિથી સમજવાની જરૂર છે, એ જ આપણે કહેવાનું છે. તે વર્ગમાં પણ કેટલાક એવા લોકો મળે છે જેમને છૂટછાટ મૂક્યા વિના ચાલ્યું જ ન હોય ને જેમને માટે છૂટછાટ તદ્દન અનિવાર્ય બની હોય. તેમને સિદ્ધાંતવિહીન માનીને આપણે અન્યાય ન કરી બેસીએ તે જોવાની ખાસ જરૂર છે. આપણે સિદ્ધાંતોને પ્રેમ કરીએ ને વળગી રહીએ પરંતુ તેમના નશામાં અંધ બનીને કટ્ટર ન થઈ જઈએ; બીજાને હલકા માનતાં કે તિરસ્કારતાં ને આપણી જાતને સર્વોત્તમ સમજીને અહંકારી બનતાં ન શીખીએ તે ખાસ ધ્યાનમાં રાખવાનું છે. અહંકાર ને તિરસ્કાર બધી રીતે ખરાબ છે ને જીવનનું શ્રેય કરવાની ઇચ્છા રાખનારે તેનાથી દૂર રહ્યા વિના છૂટકો નથી.

[૯] રાજાની મદદ

ઉપનિષદની કથા આગળ વધતાં એમ કહી જાય છે કે ઉષસ્તિએ જમીનદારની પાસેથી લીધેલા અડદ ખાધા ને તેમાંથી જે વધ્યા તે પોતાની સ્ત્રીને આપ્યા. સ્ત્રીને તો તે પહેલાં જ કોઈ બીજી રીતે અન્ન મળી ગયું હતું. એટલે એ અડદ એણે અત્યંત સાવધાનીથી સાચવી રાખ્યા. બીજે દિવસે ઉષસ્તિએ ઊઠતાંવેંત પ્રાતઃકર્મથી પરવારીને પોતાની સ્ત્રીને કહ્યું : 'કાંઈક ખાવાનું મળે તો ખાઈને થોડું ધન મેળવવાનો પુરુષાર્થ કરી શકાય. મેં સાંભળ્યું છે કે અમુક રાજા યજ્ઞ કરે છે. એ મને યજ્ઞની ક્રિયાઓ કરવા જરૂર પસંદ કરશે.' ત્યારે તે સ્ત્રીએ આગલા દિવસના સાચવી રાખેલા અડદ ઉષસ્તિને આપી દીધા. એ અડદનો ઉપયોગ કરીને ઉષસ્તિએ યજ્ઞને માટે પ્રયાણ કર્યું.

યજ્ઞ એક રાજા તરફથી થઈ રહ્યો હતો. એ રાજા ઉષસ્તિની પધરામણી ને યજ્ઞમાં મદદરૂપ થવાની ઇચ્છા જોઈને પ્રસન્ન થયા. ઉષસ્તિ પોતાની વિદ્વત્તા, નિષ્ઠા ને યજ્ઞની વિશાળ આવડતને લીધે

તે વખતે ખૂબ જાણીતા હતા એમ લાગે છે. કેમ કે રાજાએ તેમનો પરિચય પ્રાપ્ત કરીને અત્યંત પ્રસન્નતા બતાવી ને કહ્યું કે મારા યજ્ઞમાં તમે શરૂઆતથી જ ન આવી શકયા એનો મને અફસોસ છે. પહેલાં મેં તમારી ઘણી તપાસ કરેલી પરન્તુ તમે મળી ન શકયા તેથી જ મેં આ બીજા બ્રાહ્મણોને પસંદ કર્યા છે. હવે યજ્ઞનું બધું જ કામ તમે કરો.

પરંતુ ઉષસ્તિ તેવા સ્વાર્થી ન હતા. ચારિત્ર્યશીલ ને વિદ્વાન તથા અનુભવી પુરુષનો સત્કાર બધે જ થઈ રહે છે. પરન્તુ હૃદયની વિશાળતા ને ઉદારતા તેનો મોટામાં મોટો ગુણ હોય છે. ઉષસ્તિ પણ એ મોટા ગુણથી મુક્ત ન હતા. રાજાના યજ્ઞમાં ભાગ લેનારા બધા જ બ્રાહ્મણોને તેમણે તેમ જ રહેવા દીધા ને તેમના પર દેખરેખ રાખવાનું કામ પોતે સંભાળી લીધું. તેના બદલામાં બ્રાહ્મણોને જેટલું ધન આપવામાં આવે એટલું જ ધન પોતાને મળે એવી પોતે માગણી કરી. રાજાએ તે માગણી મંજૂર રાખી. કથા છેક સાધારણ ને નાની છે. વળી છેક જૂના જમાનાની છે. પરન્તુ તેના પરથી એક બીજી સૂચના એ પણ મળે છે કે જેની પાસે જ્ઞાન છે ને કોઈ હુન્નર કે ઉદ્યમ છે તેણે કદી ડરવાની જરૂર નથી. આ જગતની વ્યાવહારિક ઘટમાળ ભલેને ગમે તેટલી જટિલ હોય તોપણ તેને તેમાંથી પણ માર્ગ મળી રહેશે. જીવનને સંપન્ન ને સુખી બનાવવામાં નવાંનવાં સાધનોનો આવિષ્કાર તે કરી શકશે. ફક્ત તેનામાં પરિશ્રમ કરવાની વૃત્તિ હોવી જોઈએ. જે પરિશ્રમી છે તેને જીવનના ધારણપોષણની ખાસ ચિન્તા નથી રહેતી. પણ જે આળસુ છે ને આળસને પોષવામાં જ માને છે તેનું જીવન મુશ્કેલીઓ ને સમસ્યાઓથી ઘેરાઈને બધી રીતે જટિલ બને છે. પરિશ્રમ કરતાં પણ ધારેલી સફળતા ન મળે તો જુદી વાત છે. પરન્તુ એનો અર્થ એવો જરૂર નથી કે માણસે પરિશ્રમમાંથી શ્રદ્ધા ખોઈ નાખવી ને નાહિંમત તથા તદ્દન નિરાશ બનીને બેસી જવું. પરિશ્રમમાં માનનારા માણસો પરિશ્રમ કરવા માટે દેશ ને વિદેશમાં

ફરી વળ્યા છે ને પોતાના જીવનને એક અથવા બીજી રીતે સુખી ને સંપન્ન કરી રહ્યા છે. તેવા માનવોને જોઈને આપણને ખરેખર આનંદ થાય છે. સમજ સાથેના સાહસથી, હિમ્મતથી, ધીરજ ને ખંતપૂર્વકના પુરુષાર્થથી ને મજબૂત મનોબળથી જ જીવન ઉજ્જ્વળ બને છે. એ વાતને સૌએ યાદ રાખવાની ને અંતરના અંતરતમમાં લખી રાખવાની જરૂર છે.

રાજાઓ તરફથી વિદ્વાનોને કેવું પોષણ મળતું ને વિદ્વાનોની કેવી કદર થતી તેનો ખ્યાલ પણ આ સાધારણ કથા પરથી સહેજે આવી રહે છે. તે વખતની પરિપાટી જ એવી હતી. વિદ્વાનોની બધે જ પૂજા થતી, સેવા થતી, ને રાજાઓ તરફથી તો વિશેષ. વિદ્વાન કે કવિ એકાદ નવો શ્લોક કે સુભાષિત કહી બતાવે તો તેના બદલામાં તેને ધન મળતું તેમ જ વર્ષાસન આપવામાં આવતું. તેની આજીવિકાનો પ્રશ્ન એ રીતે તરત ઊકલી જતો ને તેનું બધું જ ધ્યાન વિદ્યા કે કળાની સેવા માટે વપરાતું. સારાસારા વિદ્વાનો, લેખકો, કવિઓ ને કલાકારોને એ રીતે ઉત્તેજન આપવામાં આવે તો તેમની મોટા ભાગની મુસીબતો તથા મૂંઝવણો દૂર થાય ને તેમની કુદરતી શક્તિ કરમાઈ કે કટાઈ પણ ન જાય. તેમને, કળાને ને સમાજને બધી રીતે લાભ જ થાય. બદલાતા જતા સમયમાં હવે આપણે પણ આપણી પદ્ધતિઓ બદલવા માંડી છે ને રાજ્ય તરફથી લેખકો, કવિઓ ને કળાકારોને સન્માનીને આર્થિક મદદ કરવા માંડી છે. એ મદદ જોકે ઘણી નાની ને નજીવી છે તોપણ એક સારી દિશામાં સારું પગલું ભરાવા માંડયું છે ને એ દૃષ્ટિએ જોતાં અત્યંત આદરણીય ને અભિનંદનીય છે એ નક્કી છે. તેમાં કોઈ લાગવગ, પ્રતિષ્ઠા કે વ્યક્તિગત ગમા-અણગમાની ભાવના કામ ન કરે ને પક્ષીય રાજકારણને મહત્ત્વ ન અપાય તે ખાસ જોવાનું છે. તો તે પદ્ધતિ ઊગતા ને સારા લેખકો તેમ જ કલાકારોને માટે અનેરા આશીર્વાદરૂપ થઈ પડશે તે નક્કી છે.

છતાં પણ એક વાત ખાસ ધ્યાનમાં રાખવાની છે કે લેખકે, કવિએ કે કળાકારે ધનને જ માટે ને ધનના મોહમાં પડીને કળા કે લેખનશક્તિનો ઉપયોગ કરવાની જરૂર નથી. કળા સ્વતંત્ર રીતે વિકસવી જોઈએ ને કોઈ પણ કારણે તેમ જ કોઈ પણ સંજોગોમાં ધનની દાસી ન બની જવી જોઈએ. રાજ્યનો આશ્રય તે ભલે લે પરંતુ કેવળ રાજ્યકર્તાઓની હાજી હા કે ખુશામત કરવામાં તેણે ઇતિકર્તવ્યતા માનીને બેસી જવાનું નથી. સમાજની સેવા ને સમાજના અભ્યુત્થાનનું જે મહાન ધ્યેય તેની પાસે છે તેને તેણે ભૂલી જવાનું કે ગૌણ ગણવાનું નથી. કોઈનો આશ્રય મળે કે ન મળે તોપણ, કળાકારે સદા સત્યને વળગી રહેતાં ને સત્યને હિંમતપૂર્વક રજૂ કરતાં શીખવું જોઈએ. કળાની સેવા કળાને ખાતર થઈ શકે તે માટે તેણે પૂરતા પ્રમાણમાં તૈયાર રહેવું જોઈએ.

### [૧૦] રૈકવની વાત

વિદ્વત્તા ને કળાની કદર કરનારા એક જિજ્ઞાસુ રાજા ને કોઈનીય શેહમાં તણાયા વિના સત્યને માટે જીવનારા એક કળાકાર મહાપુરુષની કથા ઉપનિષદમાં કહેવામાં આવી છે. તેનો વિચાર હવે કરી લઈએ. એ જમાનામાં જાનશ્રુતિ નામે એક રાજા હતો. તે શ્રદ્ધાપૂર્વક દાન દેતો તથા તેને ત્યાં રોજરોજ અનેક માણસોને ભોજન મળતાં. પોતાના રાજ્યમાં તેણે ઠેકઠેકાણે ઘણાં સદાવ્રત બંધાવ્યાં હતાં.

એક વાર શાંત રાત્રિને વખતે રાજા જાનશ્રુતિ આરામ કરી રહ્યો હતો ત્યારે ત્યાંથી હંસનું એક ટોળું પસાર થયું. તેમાંના પાછળ ઊડનારા હંસે આગળ ઊડતા હંસને કહ્યું : 'ભાઈ, આપણે જેના પરથી પસાર થઈ રહ્યા છીએ તે પ્રખ્યાત જાનશ્રુતિ રાજા છે. તેની કીર્તિ સંસારમાં બધે ફેલાયેલી છે. તેની કીર્તિનો પ્રકાશ સૂર્યના જેવો પ્રખર છે. માટે બરાબર સંભાળીને ઊડજે, નહિ તો એ પ્રકાશ તને બાળી નાખશે.'

ત્યારે પેલા આગળ ઊડનારા હંસે એને ઉત્તર આપ્યો : 'ભાઈ, રાજાનું તેજ ગમે તેટલું પ્રખર હોય તોપણ પેલા ગાડાવાળા રૈકવના જેટલું ઉત્તમ નથી. માટે તેનાથી ડરવાનું કોઈ કારણ નથી.'

પાછલા હંસને એ સાંભળીને નવાઈ લાગી. તેણે તરત પ્રશ્ન કર્યો : 'ગાડાવાળો રૈકવ વળી કોણ છે?' આગલા હંસે તેનો ખુલાસો કરતાં કહ્યું : 'પ્રજાઓ જે કાંઈ સત્કાર્ય કરે છે તેનું ફળ તે રૈકવને સહેજે મળી જાય છે. એ રૈકવ પરમ જ્ઞાનની મૂર્તિરૂપ છે. તેની બરાબરી કરી શકે તેવું આ સંસારમાં અથવા કહો કે આ દેશમાં બીજું કોઈ નથી.'

હંસોની એ વાતચીત રાજાએ સાંભળી. તે પક્ષીની ભાષા જાણતો હતો. એ વાત સાંભળીને તેને ભારે નવાઈ લાગી. તેને થોડું દુઃખ પણ થયું. તેને એમ હતું કે તેના જેવો પ્રતાપી ને પુણ્યશાળી પુરુષ બીજો ન હતો ને ન હોઈ શકે. તેને બદલે તેણે રૈકવની યોગ્યતા વિશે સાંભળ્યું એટલે તેને જરા અશાંતિ થઈ. પોતાના કરતાં કોઈ બીજી વ્યકિત વધારે મહાન છે એ વાત સાંભળીને કોઈ વિરલ મનોબળવાળા ગુણગ્રાહી પુરુષને જ હરખ થાય છે. સાધારણ માણસ તો એવી માહિતી મેળવીને અશાંત જ બની જાય. રાજા એવો સર્વસાધારણ ન હતો. છતાં તેનું મન કૈંક અંશે અસ્વસ્થ તો થયું જ. તે રાત તો તેણે જેમતેમ કરીને પસાર કરી; ને બીજે દિવસે ઊઠતાંવેંત જ તેણે પોતાના પરિચારકોને રૈકવની તપાસ કરવા માટે મોકલી દીધા.

તપાસ કરતાંકરતાં કેટલાય દિવસને અંતે એક પરિચારક એક જંગલમાં જઈ પહોંચ્યો. ત્યાં તેણે ગાડાની પાસે બેઠેલા એક પુરુષને જોયો. તેનો પરિચય માગતાં જણાયું કે તે ગાડાવાળા રૈક્વ પોતે હતા. પરિચારકને તેમનો પરિચય પ્રાપ્ત કરીને ઘણી પ્રસન્નતા થઈ. જાનશ્રુતિ રાજાની પાસે આવીને તેણે બધી વાત

કહી સંભળાવી. તેથી રાજાને પણ આનંદ થયો. એક લોકોત્તર મહાપુરુષના સમાગમનું સૌભાગ્ય પોતાને પ્રાપ્ત થશે એ વિચારથી રાજાનું અંતર નાચી ઊઠ્યું.

મહાપુરુષોના દર્શન ને સમાગમની એવી ઇચ્છા કે લાલસા દરેકના દિલમાં નથી હોતી. પરન્તુ હોવું જોઈએ તો એવું જ. જેના મનમાં મહાપુરુષોને મળવાના મનોરથ હોય ને મહાપુરુષોને મળવા માટે જેના દિલમાં ઝંખના છે તે ખરેખર બડભાગી છે. તેની ભાવના ને ઝંખનાને તેના પવિત્ર પુણ્યોદયનું જ પરિણામ કે પ્રતીક કહી શકાય. મહાપુરુષને મળવાનો અવસર આવે ત્યારે તેનું અંતર ઉછાળા મારે છે. પૂનમના ઊગતા ચંદ્રને જોઈને સાગરનું પાણી જેમ હિલોળે ચડે ને ઉછાળા મારે તેમ તેનું હૈયું તેવા મહાપુરુષના સાન્નિધ્યમાં હિલોળે ચડે છે ને રોમેરોમ આનંદી ઊઠે છે. તેના અંગેઅંગમાં ભાવની ભરતી આવે છે. જાણે કોઈ મહોત્સવમાં સામેલ થતો હોય કે પરમાનંદની ઉજાણીનો આરંભ કરતો હોય તેવી તેની દશા હોય છે. મહાપુરુષોના સમાગમમાં તેને સ્વર્ગસુખ મળે છે. વૈકુંઠ ને મુક્તિના આનંદનો આસ્વાદ લેતો હોય તેવી ધન્યતાનો એને અનુભવ થાય છે. એવો ઉમળકો ને એવો પ્રેમ કોઈકના જ દિલમાં પ્રકટી શકે છે. કોઈક જ તેનો સ્વાદ માણી શકે છે. ને જે માણે છે તે ધન્ય બને છે.

જાનશ્રુતિ રાજા મહાપુરુષોનો અનુરાગી હતો તેથી રૈકવની માહિતી મળવાથી તેને શાંતિ થઈ. મહાપુરુષોની પાસે ખાલી હાથે ન જવાય એવો નિયમ તે વખતે પણ હતો જ. છેવટે બે ફૂલ કે ચપટી ચોખા લઈને પણ તેમની પાસે જવું એમ લોકો માનતા. મહાપુરુષોનો જીવનનિર્વાહ એવી રીતે સરળ બની જતો. બદલામાં તે સમાજને જ્ઞાન આપતા. મહાન પુરુષોની પાસે ખાલી હાથે ન જવું તેનો બીજો અર્થ જ હાથે ન જવું પણ જોડેલા હાથે જવું એવો પણ કરી શકાય છે. મતલબ કે તેમની પાસે બે હાથ જોડીને

નમસ્કાર કરીને જવું. નમસ્કાર નમ્રતા બતાવે છે તેથી શિસ્તની દષ્ટિએ જરૂરી છે. પરંતુ રાજા તો સંપન્ન હતો. જ્ઞાની ને ઈશ્વરદર્શી મહાપુરુષોની સેવા કરવામાં તેને સ્વર્ગસુખ લાગતું હતું. તેવા પુરુષોની સેવા કરવાનો તેનો સ્વભાવ હતો. એટલે ખાલી હાથે જવાનું તેને ગમે જ કેવી રીતે? છસો ગાયો, સોનાનો સુંદર હાર ને ખચ્ચરનો રથ લઈને એ રૈકવના દર્શન માટે વિદાય થયો. રૈકવની પાસે પહોંચીને તેણે રૈકવને વિધિપૂર્વક પ્રણામ કર્યા ને કહ્યું કે પ્રભુ, મારી આ નમ્ર ભેટનો સ્વીકાર કરો ને મને તમારા ઉપાસ્ય દેવતાનો ઉપદેશ કરો.

રૈકવે એ રાજાની ભેટનો અસ્વીકાર કરતાં કહ્યું કે મૂર્ખ, આ હાર, રથ ને ગાયોને તારી પાસે જ રહેવા દે. મારે તેની જરા પણ જરૂર નથી. મારા મનને તે ચલાયમાન કરી શકે તેમ નથી. ને તું શું એમ માને છે કે આ સાધારણ સાંસારિક વસ્તુઓથી પ્રસન્ન ને પ્રભાવિત થઈને હું તને ઉપાસનાનું ગુપ્ત રહસ્ય કહેવા તૈયાર થઈ જઈશ. ઉપાસના કે સાધનાનાં રહસ્યો એટલાં બધાં સહેલાં નથી.

રાજાને બદલે કોઈ બીજો પુરુષ હોત તો રૈકવનાં વચનથી જરૂર માઠું લગાડત. પરંતુ રાજાની જિજ્ઞાસા સાચી હતી. તેનો સેવાભાવ પણ સાચો હતો. એટલે તેને જરા પણ દુ:ખ ન થયું. બીજી બાજુ રૈકવને બદલે કોઈ સાધારણ જ્ઞાની પુરુષ હોત તો રાજાની સમર્પિત કરેલી સંપત્તિને જોઈને અત્યંત આનંદમાં આવી જાત ને જ્ઞાનની ગૂઢમાં ગૂઢ વાત પણ જાહેર કરી દેત. પરન્તુ રૈકવ તો સાચા જ્ઞાની હતા. સંપત્તિને જોઈને તેમનું મન ચલાયમાન ન થયું. તેમના જીવનની જરૂરતો બહુ જ થોડી હતી. એટલે એ બધી ભેટની સામગ્રી જોઈને પણ એ તદ્દન વીતરાગ, તટસ્થ ને શાંત જ રહ્યા.

કેટલાક દિવસ પછી રાજા જાનશ્રુતિ રૈકવની પાસે ફરી વાર આવી પહોંચ્યો. એ વખતે તેની સાથે એક હજાર ગાયો, હાર, ખચ્ચરનો રથ ને વધારામાં તેની દીકરી હતી. તે બધું લઈને તે રૈકવની પાસે હાજર થયો ને વિનતિપૂર્વક કહેવા માંડ્યો કે પ્રભુ, આ બધું તમે સ્વીકારી લો. આ કન્યાને પણ તમારી પત્ની તરીકે સ્વીકારો, ને વધુમાં તમે જે ગામમાં રહો છો તે ગામ પણ તમને અર્પણ કરું છું. રાજાને જ્ઞાન મેળવવાની કેટલી બધી ઉત્કટ ઇચ્છા હતી ને જ્ઞાનના બદલામાં પોતાની સંપત્તિનો ભોગ આપવા તે કેવો તૈયાર હતો તે તેના આ પ્રસ્તાવ પરથી સહેજે સમજી શકાય છે. બીજું બધું તો ઠીક, પણ પોતાની પુત્રી સમર્પિત કરીને તો તેણે હદ જ કરી દીધી. તે જમાનામાં એવી પરિપાટી ચાલતી હતી. રાજાઓ તપસ્વી તેમ જ જ્ઞાની પુરુષોની સેવામાં પોતાની કન્યા અર્પણ કરતા ને તેમાં ગૌરવનો અનુભવ કરતા.

## [૧૧] રૈકવની વાત

રૈકવે કહ્યું કે મૂર્ખ રાજા, હજી પણ તું ગાયો જેવી સંપત્તિ જ લાવે છે ને તેના બદલામાં જ્ઞાન મેળવવાની ઇચ્છા રાખે છે? આટલે સુધી લાવીને ઉપનિષદમાં આ વાત પૂરી કરવામાં આવી છે. ફક્ત એટલું કહ્યું છે કે જેમાં રૈકવ રહેતા હતા તે રૈકવપર્ણી નામે ગામ મહાવૃષ નામે દેશમાં હતું. એ ગામ રાજાએ તેમને અર્પણ કરી દીધું, એ ઉલ્લેખ પરથી લાગે છે કે રાજાની સાચી ને ઊંડી ભાવના જોઈને રૈકવ મુનિએ રાજાની સમર્પિત કરેલી એ બધી સામગ્રી સ્વીકારી લીધી હતી. એ ખાસ યાદ રાખવાનું છે કે ઉપનિષદકાળના ઋષિઓ પદાર્થોનો ત્યાગ કરવામાં જ જ્ઞાનનો સાર સમજીને બેસી ન રહેતા. તેમનામાંના મોટા ભાગના ઋષિઓ સંસારી હતા. સંસારમાં રહીને સત્કર્મ કરવામાં ને પ્રભુપરાયણ થવામાં તે વધારે રસ લેતા ને માનતા. ટૂંકમાં કહીએ તો અનાસક્તભાવે રહેવું કે જીવવું એ જ એમનું જીવનસૂત્ર હતું. રૈકવમુનિના સંબંધમાં

પણ એવું જ સમજવાનું છે. તે તદ્દન અનાસક્ત હતા. છતાં રાજાની વધારેપડતી ભાવના કે લાગણીને માન આપીને તેમણે રાજાની ભેટની સામગ્રી સ્વીકારી લીધી હતી. કોઈ કહેશે કે બીજી બધી વસ્તુનું તો ઠીક, પણ રાજાની કન્યાનો સ્વીકાર રૈક્વે પોતાની પત્ની તરીકે કર્યો એ વાત શું સારી કહેવાય? આપણે એના ઉત્તરમાં કહીશું કે રૈક્વે રાજકન્યાનો સ્વીકાર કર્યો કે કેમ તેનો ખુલાસો ઉપનિષદમાં નથી મળતો. પરંતુ એમ માની લઈએ કે તેમણે તેનો સ્વીકાર કર્યો તોપણ તેમાં કાંઈ ખોટું ન હતું. ઋષિ, મુનિ કે તપસ્વીઓને રાજકન્યા આપવાની પદ્ધતિ એ જમાનામાં પ્રચલિત હતી. એટલે રાજાઓ પ્રેમથી કન્યા આપતા ને કન્યાઓ પણ ઋષિમુનિની સેવા કરવા તૈયાર રહેતી. ઋષિઓ તેમનો સ્વીકાર પણ કરતા કેમકે સ્ત્રી તે વખતે જીવનની ઉન્નતિની સાધનામાં બાધક નહિ પણ સાધક જ મનાતી. ઋષિઓની જીવનદૃષ્ટિ ને જીવનપદ્ધતિ એવી સર્વગ્રાહી, સમન્વયકારી, સંયમી ને વિલક્ષણ હતી કે સ્ત્રીની સાથે રહીને પણ તે સાધના કરી શકતા. વાતાવરણનો રંગ તેમને ન લાગતો ને શ્રેયની સાધનામાંથી વિચલિત પણ ન કરતો. સ્ત્રીનો સ્વીકાર, સમાગમ, સાથ ને લગ્નજીવન તે વખતે અંતરાયરૂપ છે એમ ન મનાતું. એ રીતે વિચાર કરીએ તો રૈક્વે કરેલો રાજકન્યાનો સ્વીકાર બરાબર જ લાગશે. સ્ત્રી ને પુરુષ એક રથનાં બે પૈડાં જેવાં છે ને જીવનમાં પરસ્પર સહાયક છે એટલે એ બનેમાંથી કોઈનેય ઉતારી પાડવાની ને કોઈનીય ઘૃણા કરવાની જરૂર નથી એ ભાવના એ વખતે વ્યાપક હતી. એ ભાવના જ ભારતની સાચી ને મૂળ ભાવના છે. વખત જતાં એ ભાવનાની આજુબાજુ કલ્પના, શંકા, ભય ને વહેમની જમાવટ થઈ ને તેને પરિણામે એક વર્ગ તરફથી બીજા વર્ગનું કાયમી શોષણ થવા લાગ્યું. એક વર્ગ પોતાને શ્રેષ્ઠ તેમ જ શોષણ માટેનો હકદાર માનવા માંડ્યો ને બીજા વર્ગની ઘૃણા કરવા માંડ્યો. સાધનાને માટે કોઈ સ્ત્રી પુરુષથી દૂર રહેવાનું કે કોઈ પુરુષ સ્ત્રીથી છૂટા

રહેવાનું પસંદ કરે તેનો કોઈને વાંધો ન હોય. પરંતુ તે વ્યવસ્થા વ્યક્તિગત રુચિ ને અનુકૂળતા પર અવલંબે છે, કામચલાઉ કે વચગાળાના વખત પૂરતી છે, ને એને બધાને માટે એક અચળ આદર્શ કે સનાતન સિદ્ધાંતરૂપ ન માની લેવાય. વળી તેવી વ્યવસ્થાને લીધે કોઈની તરફ તિરસ્કારની ભાવના ન કેળવાય તેનું પણ ધ્યાન રાખવાનું છે. પુરુષ કે સ્ત્રી એકમેકની સાથે રહીને સંયમની કે જીવનના શ્રેયની સાધના કરી શકતાં નથી તેનું મુખ્ય કારણ તેમની પોતાની માનસિક નબળાઈ છે. તેને દૂર કરવામાં આવે તો કોઈ કોઈને માટે બાધક ન બને ને એકમેકના પ્રેમરસમાંથી જરૂરી પોષણ મેળવીને બંને વિકાસ કરે ને જીવનને પુષ્ટ કરે. ભારતની જીવનદૃષ્ટિ એવી ઉત્તમ હતી. તેથી જ એણે કોઈનો અનાદર નથી કર્યો ને કોઈની તરફ મોં નથી મચકોડયું. આદર્શ ને કાયમી સર્વસ્વીકાર્ય વ્યવસ્થા-તરીકે તેણે સ્ત્રીપુરુષના પ્રેમની, સંબંધની ને સાહચર્યની ભલામણ કરી છે. એ ભાવના ને વિચારધારાના પડઘા તેણે મંદિરોમાં ને ભગવાનની પ્રતિમામાં પણ પાડેલા છે. કૃષ્ણનાં સાથે રાધા, નારાયણ સાથે લક્ષ્મી, રામ સાથે સીતા ને ઉમા સાથે શંકરને ઊભાં કરીને એણે આદર્શ ને પ્રભુમય જીવનના એક મહાન ભાવનાચિત્રને અંકિત કરવાનો પ્રયાસ કર્યો છે. લક્ષ્મીનારાયણની શૃંગારપૂર્ણ યુગલ મૂર્તિઓ ને શિવના ખોળામાં બેઠેલી દેવી પાર્વતીની મનોહર મૂર્તિઓ આ દેશનાં હજારો મંદિરોમાં જોવા મળે છે ને તેમની સેવાપૂજા થાય છે તેનું રહસ્ય પણ એ જ. પ્રકૃતિ ને પુરુષની પુરાતન પ્રીતિ — જીવ ને શિવની એકતાનો એમાં પડઘો પાડે છે. જગન્નાથપુરીના પ્રસિદ્ધ મંદિરમાં બહારની દીવાલો પર કામસૂત્રો સમજાવતાં શિલ્પકળાના જે ઉમદા નમૂના જેવાં ચિત્રો રજૂ થયાં છે તેનું કારણ પણ એ જ. સ્ત્રી-પુરુષોનાં એવાં શૃંગારચિત્રો બીજાં અનેક મંદિરોના ઘુંમટ પર જોવા મળે છે ને મંદિરોની દીવાલો પર અંકિત થયેલાં છે. તે જોઈને ચોખલિયા નીતિના કેટલાક ઉપરચોટિયા હિમાયતીઓ મોં મચકોડે

છે ને તેમાં વિલાસનું દર્શન કરીને દેશના પુરાણકાળને નિંદે છે. પરંતુ તે તેમનું અજ્ઞાન છે ને તેમની ભૂલ છે તેની ના નહિ. માનવપ્રકૃતિના એ સર્વસાધારણ ને સ્વાભાવિક ભાવો આવકારદાયક મનાતા ને ઘૃણાની નજરે જોવાતા નહિ. જીવનને તેની બધી જ ખૂબીઓ ને રસિકતાની સાથે સમગ્ર રીતે ને સર્વગ્રાહી દૃષ્ટિથી જોવાનો સંદેશનો એમાં પડઘો હતો. એવી રીતે જોવા છતાં તેમાં આસક્ત નહિ થવાનો ને તેને પ્રભુમય કરવાનો એમાં આદેશ હતો. એ સંદેશ ને આદેશ કેટલાએ ઝીલ્યો કે જીવનમાં ઉતાર્યો ને કેટલા તેને જીવનમાં ઉતારે છે ને સમજે છે એ જુદી વાત છે. પરંતુ એ એક હકીકત છે ને ભારતીય સંસ્કૃતિની મહાનતા તથા વિશાળતાને સમજવામાં વધારે કે ઓછે અંશે મદદ કરે એવી એક નક્કર હકીકત છે એ યાદ રાખવાનું છે.

આ દૃષ્ટિ બરાબર સમજાશે તો રૈકવ મુનિએ રાજકન્યાનો પત્ની તરીકે સ્વીકાર કર્યો તેમાં કોઈ દોષ નહિ દેખાય. રૈકવે તેનો સ્વીકાર વિલાસિતા કે કામુકતાથી પ્રેરાઈને કર્યો ન હતો. તે તો સંયમી હતા. પરમાત્મદર્શી હતા. તેમને કોઈ મોટીનાની કામના ન હતી. નહિ તો રાજાની સાથે તે આવો સ્વમાનપૂર્ણ ને કડક વ્યવહાર ન કરી શકત. અનાસક્તિની ઉત્તમોત્તમ અવસ્થાએ એ પહોંચેલા હતા. એ અવસ્થામાં તેમને માટે કશું બંધનરૂપ ન હતું. વળી રાજાએ કન્યાનું દાન આપીને કન્યાની દશા પણ વિચિત્ર કરી મૂકી. કન્યા કાંઈ રથ કે હાર ને ગાય જેવી ન હતી કે એક વાર આપ્યા પછી પાછી જઈ શકે. અલબત્ત, તે રથ, હાર ને ગાય જેવી મૂંગી ને ઓછા મૂલની પણ ન હતી કે જ્યાં દોરે ત્યાં જાય ને સંમતિ કે અસંમતિનો એક સૂર પણ ન કાઢે. પરંતુ તેને રૈકવની સેવા ગમી હશે, ને રાજાએ પણ બન્નેની યોગ્યાયોગ્યતાનો વિચાર કરીને ખૂબ ને પૂરતી સમજ સાથે એ પગલું ભર્યું હશે એમ જ માનવું ઠીક લાગે છે. એ જમાનો વચનના પાલનનો ને વચનને ખાતર મરી મીટવાનો હતો. ગમે તેમ પણ

રૈક્વે કન્યાનો સ્વીકાર કર્યો હોય તોપણ એમાં કાંઈ ખોટું ન હતું. રૈક્વનો વિવેક ને વૈરાગ્ય ઓછો હતો ને તે વિલાસી હતા એવા ઉતાવળિયા ને આધાર વિનાના અભિપ્રાય પર પહોંચી જવાની જરૂર નથી.

એક બીજી વાત. રાજા જાનશ્રુતિ ક્ષત્રિય હતો, તે રૈક્વની જાતિનો વિચાર કરવાને બદલે રૈક્વની યોગ્યતાનો વિચાર કરીને રૈક્વને પોતાની પુત્રી આપવા તૈયાર થયો એ વાતથી જાણવા મળે છે કે પ્રાચીન ભારતમાં લગ્નો જાતિના આધાર પર નહિ પણ યોગ્યતાના આધાર પર જ થતાં. વૈદિક કાળમાં એનું સમર્થન કરનારા ઘણા પ્રસંગો છે ને તેમાંનો આ પ્રસંગ એક છે.

### [૧૨] અનાસક્તિની આવશ્યકતા

રૈક્વ મુનિએ રાજાની સંપત્તિથી મોહ્યા વિના, મુગ્ધ થયા કે અંજાયા વિના પોતાની નિષ્ઠાને સાચવી રાખી. સંપત્તિથી મોહીને જ્ઞાનનો સોદો કરવા તે તૈયાર ન થયા. તે ઉપરાંત, સંપત્તિની વચ્ચે પણ કમલની જેમ રહી શકે તેવી તેમની દશા હતી. મનને તેમણે એવું કેળવ્યું હતું. તે મનમાં જાગેલી ને જામી ગયેલી પરમાત્મપરાયણતા સંપત્તિ ન હોવાથી મરે તેમ નહોતી, ઘટે તેમ પણ નહોતી, ને સંપત્તિ હોવાથી પણ મટે તેમ નહોતી. એકાંત વન, નદી ને પર્વતના પ્રદેશમાં જેમ તે અખંડ ને અવિભાજ્ય રહેતી તેમ સુંદર રાજપ્રાસાદોમાં અખૂટ સાંસારિક ઐશ્વર્યમાં રહેવા છતાં તેને કોઈ જાતનો કાટ ન લાગતો, ડાઘ ન લાગતો, ને એ એવી જ અણિશુદ્ધ રહેતી. ભારે આત્મનિરીક્ષણ, જાગૃતિ, સાવધાની ને તપ પછી જ એવી નિર્મમતા ને અનાસક્તિની અવસ્થાની પ્રાપ્તિ થાય છે. જ્ઞાન, ભક્તિ, તપ, વ્રત ને યોગની સાધના ત્યારે સફળ, ધન્ય ને ઉજ્જ્વળ થાય છે, સાર્થક થાય છે. એવી સાધના ને તેમાં રસ લેનારા ને તેની પાર પહોંચવાનો પ્રયાસ કરનારા સાધકોની જગતને જરૂર છે. દેશ ને દુનિયાને એવા નિર્મમ

ને અનાસક્તિની મૂર્તિ કે આવૃત્તિ જેવાં સ્ત્રીપુરુષો જોઈએ છે. તેની પૂર્વભૂમિકા તરીકે આજ લગીની આખી મનોવૃત્તિ ને વિચારસરણીને બદલી નાખવાની જરૂર છે. પદાર્થો ખરાબ નથી, પણ તેમની અંદરની મમતા, તૃષ્ણા ને આસક્તિ ખરાબ છે, એ વાતને ધ્યાનમાં રાખવાની છે. એ મમતા, તૃષ્ણા ને આસક્તિનો અંત લાવવાની જરૂર છે. એમ થતાં એવી અનાસક્તિ સહેજે આવી શકશે. સંસારના મોટા ભાગના માણસો પદાર્થોનો ત્યાગ કરી શકે તેમ નથી. તેમની વૃત્તિ, પ્રકૃતિ, રુચિ ને પદ્ધતિ જ એવી જાતની છે કે તેમણે વિવિધ પદાર્થોની વચ્ચે જ જીવવું પડે. તે પદાર્થો તેમને નિર્ગુણ ન કરે, માણસાઈથી રહિત ન બનાવે ને તેમની નિસ્માન ડગાવે નહિ એ જ મહત્ત્વનું છે. ને એટલી તૈયારી તેમણે કરી લેવાની છે. એ જ આપણે ઇચ્છીએ છીએ. આદર્શ, મુક્ત, સુખી ને સંપૂર્ણ રીતે સમૃદ્ધ જીવનનો લહાવો તો જ લઈ શકાય. આ પૃથ્વી પર આપણે જે પવિત્ર, આત્મરત ને ઉત્તમ માનવજાતિને જોવાની ઇચ્છા રાખીએ છીએ તે પણ ત્યારે જ પરિપૂર્ણ થઈ શકે. એટલે એકલી સમૃદ્ધિની છોળો ઉડાડીને બેસી રહેવામાં આપણે નથી માનતા. ઉત્પાદનને વધારીને ભોગવૈભવ, ને સુખસાહ્યબીના અવનવા ને ઉત્તરોત્તર વધારે ને વધારે પદાર્થો એકઠા કરવાનો મંત્ર આપીને બેસી રહેવામાં પણ આપણે નથી માનતા. નવીનવી શોધો ને નવાંનવાં સાધનોને જ સર્વસ્વ માનીને આપણે બેસી નથી રહેતા. અલબત્ત, એનો અનાદર પણ આપણે નથી કરતા ને એની કિંમત ઓછીય નથી આંકતા. એ બધું જરૂરી તેમ જ ઉપયોગી છે, ને વ્યક્તિ તથા સમષ્ટિ—માનવ તથા માનવસમાજની પ્રગતિ, સમૃદ્ધિ ને સુખાકારીમાં મહત્ત્વનો ફાળો પૂરો પાડે છે એ પણ ખરું. એ વાતનો આપણે સ્વીકાર કરીએ છીએ. પરંતુ તેની સાથેસાથે માનવના મનને, ચારિત્ર્યને, ભાવના ને વિચારના દૃષ્ટિકોણને ને કર્મને પણ કીમતી માનીને સુધારવાની ઇચ્છા રાખીએ છીએ. એનું મહત્ત્વ પણ ઓછું

આંકવા માગતા નથી. માણસ ભૌતિક રીતે તેમ આત્મિક ને માનસિક રીતે પણ આગળ વધે ને પોતાની પરંપરાગત ટેવો, વિચારસરણી, પદ્ધતિ, રુચિ ને લાગણીઓમાં જરૂરી ફેરફાર કરે એવી આપણી ઇચ્છા છે. આ પૃથ્વીનું વાયુમંડળ સુધરે ને જગત વધારે સારું ને જીવવા લાયક બને તે માટે એ બધું જરૂરી છે. ધર્મનું સમજપૂર્વકનું આચરણ, તત્ત્વજ્ઞાન ને આત્મોન્નતિની જુદી-જુદી સાધના એ દિશામાં ઘણી મોટી મદદ કરી શકે તેમ છે. એ રીતે ધર્મ, તત્ત્વજ્ઞાન કે સાધના-કોઈ સ્થિર, પરંપરાગત, આંખો મીંચીને આચરવાની પ્રક્રિયા કે પદ્ધતિ નથી; પણ જીવનનું આમૂલ પરિવર્તન કરનારી, જીવનની કાયમી, સારી ને સંપૂર્ણ કાયાપલટ કરનારી શક્તિ છે. એવી સમજ ને સાવધાની સાથે એનો આધાર લેવાની જરૂર છે. એવી સમજ ને સાધનાની સાથે ઉત્તમ જીવન જીવનારાં ને જીવન ને જગતનાં જુદાંજુદાં પ્રલોભનો ને ભયસ્થાનોની વચ્ચે પણ અડગ ને મક્કમ રહીને સિદ્ધાંતો, નિયમો ને આદર્શ જીવનના સિદ્ધાંતોને વળગી રહેનારાં મજબૂત મનનાં બહાદુર સ્ત્રીપુરુષો આપણે જોઈએ છે. એવાં સ્ત્રીપુરુષો એકબે નહિ પણ હજારો, લાખો, કરોડો, ને અબજોની સંખ્યામાં આ દેશમાં ને દુનિયાના બધા દેશોમાં બધે જ ફરી વળવાં ને જીવી રહેવાં જોઈએ. સંસાર ત્યારે જ સ્વાર્થ, શોષણ, અનાચાર, હિંસા ને બીજી બદીથી મુક્ત ને સ્વર્ગીય બને. ઈશ્વરનું સામ્રાજ્ય, પ્રેમ, શાંતિ, સંપ, સહકાર ને સેવાભાવ તથા સ્વતંત્રતાનું રાજ્ય ત્યારે જ પ્રકટી ને પ્રસરી શકે.

## [૧૩] રૈકવની ઉપાસના

રૈક્વ મુનિ શાની ઉપાસના કરતા હતા? કયા દેવતાની પૂજા ને સેવામાં તેમને રસ હતો? ઉપનિષદમાં જે થોડીઘણી માહિતી મળે છે એના આધાર પર આપણે કહી શકીએ કે તે પોતાની અંદર રહેલા ને સંસારમાં બધે જ વિસ્તરેલા કે વ્યાપેલા પરમાત્માના

ઉપાસક, પૂજારી કે પ્રેમી હતા. તેમણે મનને નિર્મળ કરીને તથા મન ને ઇંદ્રિયોને વશ કરીને પોતાના સ્વ–રૂપને જાણ્યું ને ઓળખ્યું હતું. ટૂંકમાં ને વધારે સારા શબ્દોમાં કહીએ તો તેમણે પરમાત્માનો સાક્ષાત્કાર કર્યો હતો. તેને લીધે જ તે જ્ઞાન ને અનાસક્તિની આટલી ઉત્તમ અવસ્થાએ પહોંચ્યા હતા. રાજા દાનેશ્વરી ને સત્કર્મ-પરાયણ જરૂર હતો. પરંતુ સંયમ, શુદ્ધિ ને એવી જરૂરી સાધનાદ્વારા પરમાત્માનો સાક્ષાત્કાર કરી શક્યો નહોતો. એ રીતે તેમનામાં ને રૈક્વમાં મોટો તફાવત હતો. એક સંયમી, પરમાત્મદર્શી ને મુક્ત પુરુષ તરીકે રૈક્વનું સ્થાન તેના કરતાં ચડિયાતું હતું. રૈક્વનું બધું જ્ઞાન અનુભવમાંથી જાગેલું ને આવેલું ને જીવન ને જ્ઞાનની આવૃત્તિ જેવું હતું. તેથી જ પેલા હંસ પક્ષીએ તેનો પ્રભાવ ને પુણ્યપ્રતાપ રાજા કરતાં પણ વધારે કહ્યો હતો. તેવા કથન કે વર્ણનમાં લગીરે અતિશયોક્તિ ન હતી.

### [૧૪] હંસના બે અર્થ

કોઈએ મને કહ્યું કે હંસ પક્ષી તે વળી વાત કરતાં હશે! ને તે કદાચ વાત કરે તોપણ, રાજાએ તે સમજી ને સાંભળી હશે? એ બધું વધારેપડતું ને રૂપક જેવું લાગે છે. હા, તેને બદલે એમ જરૂર માની શકાય ને એમ માનવું જ બરાબર લાગે છે કે હંસ જેવા ગુણગ્રાહી બુદ્ધિના, કોઈ ડાહ્યા ને વિવેકી પુરુષોએ રાજાની પાસે રૈક્વની વાત પહોંચાડી હશે ને તેનાથી પ્રેરાઈને રાજાને રૈક્વની મુલાકાતનું મન થયું હશે. એ ભાઈનો વિચાર મને બુદ્ધિ-પૂર્વકનો ને સારો લાગ્યો. તેને સ્વીકારી લેવામાં પણ કોઈ જાતનો દોષ ન દેખાયો. કેમ કે તે અર્થને સ્વીકારી લઈએ તોપણ, કાંઈ આભ તૂટી જતું નથી ને મૂળ કથામાં ફેર પડતો નથી. પરંતુ હંસ પક્ષીને પક્ષી તરીકે જ સ્વીકારી લઈએ તોપણ કશી હરકત નથી દેખાતી. <u>પાતંજલ યોગદર્શનમાં વિભૂતિપાદમાં યોગની સાધનાની મદદથી પક્ષીની ભાષાનું જ્ઞાન થાય છે તેવી વાત આવે જ છે. એટલે ઉપાસના, સાધના કે કોઈ બીજી પદ્ધતિદ્વારા એવી સિદ્ધિની</u>

પ્રાપ્તિ મુશ્કેલ હોય તોપણ અશક્ય તો નથી જ. તેવી સિદ્ધિની વાતને નિરાધાર માનવાની તેમ જ હસી કાઢવાની જરૂર નથી જ. વીર વિક્રમ જેવા રાજાની દંતકથાઓમાં પક્ષીની ભાષાના જ્ઞાનની વાત આવે જ છે. એટલે જાનશ્રુતિ રાજાએ પણ કોઈ વિશેષ શક્તિની સહાયથી હંસની વાત બરાબર સાંભળી હોય તે બનવાજોગ છે, માની શકાય તેમ છે, ને તેને રૂપકમાં ઘટાવવાની જરૂર નથી. છતાં હંસના બંને અર્થ લઈ શકાય છે એમ આપણે કહીશું.

## [૧૫] રૈક્વનો ઉપદેશ

રૈક્વે રાજા જાનશ્રુતિને ઉપદેશ આપ્યો હતો એવો પ્રશ્ન આપણને સહજ રીતે જ થાય. આ ઉપનિષદમાં જોવા મળે છે તેથી ઘણો વધારે ને વિલક્ષણ ઉપદેશ મુનિએ રાજાને આપ્યો હશે તે વાત સહેજે સમજી શકાય તેમ છે. પરંતુ એક વાત તો તદ્દન સાચી, સ્પષ્ટ ને શંકારહિત છે કે તે ઉપદેશ મોટે ભાગે આત્મા અથવા પરમાત્મા સંબંધી જ હશે. રૈક્વ પોતે પરમાત્માના પ્રેમી ને ઉપાસક હતા. તેથી તે પરમાત્મા વિશેનું જ્ઞાન જ પૂરું પાડે એ સમજી શકાય તેમ છે. તેમણે કહેલી એક નાનકડી વાતનો વિચાર કરવાથી એ સહેલાઈથી સમજી શકાશે. તે કહે છે કે એક વાર શુનકના પુત્ર કાપેય ને કક્ષસેનના પુત્ર અભિપ્રતારી બંને જમવા બેઠા હતા. હજી તેમને પિરસાતું હતું ત્યાં કોઈ બ્રહ્મચારીએ ભિક્ષા માગી. પરંતુ તેમણે તેને ભિક્ષા ન આપી.

ત્યારે તે બ્રહ્મચારીએ કહ્યું કે 'ચાર મોટા દેવોને ગળી ગયા છે તે દેવ કયા છે? તે દેવ સૌને પાળનાર છે. સર્વ જીવો ને મનુષ્યોની અંદર તેનો વાસ છે. તોપણ એ દેવોના દેવ પરમાત્માને કોઈ જોઈ શકતું નથી. અન્ન ને બીજા પદાર્થો એ દેવને માટે જ છે. છતાં તમે એ દેવને અન્ન ન આપ્યું.'

બ્રહ્મચારીની એ વાત સાંભળીને તે બંને વિચારમાં પડી ગયા. વિચાર કરતાં તેમને એ વાત સાચી લાગી. તેમણે

બ્રહ્મચારીને કહ્યું કે 'પરમાત્મા જ દેવોને ને બધી પ્રજાને પેદા કરે છે. તે જ તેજસ્વી છે ને સૌનો નાશ કરનાર પણ તે જ છે. એ જ સૌથી વધારે બળવાન ને બુદ્ધિમાન છે. એનો મહિમા બહુ મોટો છે. અન્ન જેવી જુદીજુદી જાતની આહુતિઓ એને જ પહોંચે છે. એ સર્વોત્તમ દેવ છે એ સાચું છે, ને એ મહાદેવની જ અમે ઉપાસના કરીએ છીએ.'

તે પછી તેમણે પોતાના સેવકોને આજ્ઞા કરીને તે બ્રહ્મચારીને ભિક્ષા અપાવી. તેથી તેમને ખૂબ સંતોષ થયો.

સાચી ઉપાસના આવી જ છે. એનું રહસ્ય આની અંદર સમાયેલું છે. જીવમાત્રમાં પરમાત્માનું દર્શન કરવું ને જીવમાત્રની સેવા સારુ તૈયાર રહેવું. ભક્તિ ને જ્ઞાનનો સાર એ જ છે. માણસો માળા ફેરવે છે, તપ ને તીરથ કરે છે ને પુસ્તકો વાંચે છે તથા દાન પણ કરે છે, પરંતુ પોતાના જેવા બીજા માણસો ને બીજા મૂગા જીવો કે પ્રાણીઓ પ્રત્યે પ્રેમ ને સહાનુભૂતિનો વ્યવહાર નથી રાખતા. બીજાની તરફના તેમના વર્તનમાં કઠોરતા ને ધિક્કાર તથા અનીતિ ને અધર્મ દેખાઈ આવે છે. ગમે તેવી નાની કે મોટી ઉપાસના, ભક્તિ, જ્ઞાન ને યોગની સાધના કે આત્મોન્નતિની ગમે તેવી પ્રખર પ્રવૃત્તિ પણ વ્યવહારની એવી અશુદ્ધિને લીધે દોષપાત્ર થઈ પડે છે ને જેટલો ને જેવો જોઈએ તેટલો ને તેવો લાભ આપી શકતી નથી. જે માણસો જ્ઞાન ને વિજ્ઞાનની, સંસ્કૃતિ ને સુધારની મોટીમોટી વાતો કરે ને વખત આવ્યે, શક્તિ હોય તોપણ, ભૂખ્યાના મુખમાં રોટીનો ટુકડો પણ મૂકી ન શકે, તે માણસોને સાચા અર્થમાં ધાર્મિક કે જ્ઞાની કેવી રીતે કહી શકાય? તેમને સુસંસ્કૃત ને સુધરેલાં પણ કેવી રીતે માની શકાય? સૌની અંદર પરમાત્માનો પરમ પ્રકાશ રહેલો છે એમ માનીને સૌને બનતા પ્રમાણમાં મદદરૂપ થવાની કોશિશ કરવાની જરૂર છે.) જીવન

પ્રાપ્તિ મુશ્કેલ હોય તોપણ અશક્ય તો નથી જ. તેવી સિદ્ધિની વાતને નિરાધાર માનવાની તેમ જ ઉરાડી કાઢવાની જરૂર નથી જ. વીર વિક્રમ જેવા રાજાની દંતકથાઓમાં પક્ષીની ભાષાના જ્ઞાનની વાત આવે જ છે. એટલે જાનશ્રુતિ રાજાએ પણ કોઈ વિશેષ શક્તિની સહાયથી હંસની વાત બરાબર સાંભળી હોય તે બનવાજોગ છે, માની શકાય તેમ છે, ને તેને રૂપકમાં ઘટાવવાની જરૂર નથી. છતાં હંસના બંને અર્થ લઈ શકાય છે એમ આપણે કહીશું.

[૧૫] રૈક્વનો ઉપદેશ

રૈક્વે રાજા જાનશ્રુતિને ઉપદેશ આપ્યો હતો એવો પ્રશ્ન આપણને સહજ રીતે જ થાય. આ ઉપનિષદમાં જોવા મળે છે તેથી ઘણો વધારે ને વિલક્ષણ ઉપદેશ મુનિએ રાજાને આપ્યો હશે તે વાત સહેજે સમજી શકાય તેમ છે. પરંતુ એક વાત તો તદ્દન સાચી, સ્પષ્ટ ને શંકારહિત છે કે તે ઉપદેશ મોટે ભાગે આત્મા અથવા પરમાત્મા સંબંધી જ હશે. રૈક્વ પોતે પરમાત્માના પ્રેમી ને ઉપાસક હતા. તેથી તે પરમાત્મા વિશેનું જ્ઞાન જ પૂરું પાડે એ સમજી શકાય તેમ છે. તેમણે કહેલી એક નાનકડી વાતનો વિચાર કરવાથી એ સહેલાઈથી સમજી શકાશે. તે કહે છે કે એક વાર શુનકના પુત્ર કાપેય ને કક્ષસેનના પુત્ર અભિપ્રતારી બંને જમવા બેઠા હતા. હજી તેમને પિરસાતું હતું ત્યાં કોઈ બ્રહ્મચારીએ ભિક્ષા માગી. પરંતુ તેમણે તેને ભિક્ષા ન આપી.

ત્યારે તે બ્રહ્મચારીએ કહ્યું કે 'ચાર મોટા દેવોને ગળી ગયા છે તે દેવ કયા છે? તે દેવ સૌને પાળનાર છે. સર્વ જીવો ને મનુષ્યોની અંદર તેનો વાસ છે. તોપણ એ દેવોના દેવ પરમાત્માને કોઈ જોઈ શકતું નથી. અન્ન ને બીજા પદાર્થો એ દેવને માટે જ છે. છતાં તમે એ દેવને અન્ન ન આપ્યું.'

બ્રહ્મચારીની એ વાત સાંભળીને તે બંને વિચારમાં પડી ગયા. વિચાર કરતાં તેમને એ વાત સાચી લાગી. તેમણે

બ્રહ્મચારીને કહ્યું કે 'પરમાત્મા જ દેવોને ને બધી પ્રજાને પેદા કરે છે. તે જ તેજસ્વી છે ને સૌનો નાશ કરનાર પણ તે જ છે. એ જ સૌથી વધારે બળવાન ને બુદ્ધિમાન છે. એનો મહિમા બહુ મોટો છે. અન્ન જેવી જુદીજુદી જાતની આહુતિઓ એને જ પહોંચે છે. એ સર્વોત્તમ દેવ છે એ સાચું છે, ને એ મહાદેવની જ અમે ઉપાસના કરીએ છીએ.'

તે પછી તેમણે પોતાના સેવકોને આજ્ઞા કરીને તે બ્રહ્મચારીને ભિક્ષા અપાવી. તેથી તેમને ખૂબ સંતોષ થયો.

સાચી ઉપાસના આવી જ છે. એનું રહસ્ય આની અંદર સમાયેલું છે. જીવમાત્રમાં પરમાત્માનું દર્શન કરવું ને જીવમાત્રની સેવા સારુ તૈયાર રહેવું. ભક્તિ ને જ્ઞાનનો સાર એ જ છે. માણસો માળા ફેરવે છે, તપ ને તીર્થ કરે છે ને પુસ્તકો વાંચે છે તથા દાન પણ કરે છે, પરંતુ પોતાના જેવા બીજા માણસો ને બીજા મૂગા જીવો કે પ્રાણીઓ પ્રત્યે પ્રેમ ને સહાનુભૂતિનો વ્યવહાર નથી રાખતા. બીજાની તરફના તેમના વર્તનમાં કઠોરતા ને ધિક્કાર તથા અનીતિ ને અધર્મ દેખાઈ આવે છે. ગમે તેવી ભારે કે મોટી ઉપાસના, ભક્તિ, જ્ઞાન ને યોગની સાધના કે આત્મોન્નતિની ગમે તેવી પ્રખર પ્રવૃત્તિ પણ વ્યવહારની એવી અશુદ્ધિને લીધે દોષપાત્ર થઈ પડે છે ને જેટલો ને જેવો જોઈએ તેટલો ને તેવો લાભ આપી શકતી નથી. જે માણસો જ્ઞાન ને વિજ્ઞાનની, સંસ્કૃતિ ને સુધારની મોટીમોટી વાતો કરે ને વખત આવ્યે, શક્તિ હોય તોપણ, ભૂખ્યાના મુખમાં રોટાનો ટુકડો પણ મૂકી ન શકે, તે માણસોને સાચા અર્થમાં ધાર્મિક કે જ્ઞાની કેવી રીતે કહી શકાય? તેમને સુસંસ્કૃત ને સુધરેલાં પણ કેવી રીતે માની શકાય? સૌની અંદર પરમાત્માનો પરમ પ્રકાશ રહેલો છે એમ માનીને સૌને બનતા પ્રમાણમાં મદદરૂપ થવાની કોશિશ કરવાની જરૂર છે. જીવન

એવા ઉત્તમ ને ઉપકારક ધ્યેયને માટે જ હોવું જોઈએ. રૈક્વના ઉપદેશનો એ સાર છે. તેને સૌએ ગાંઠે બાંધી રાખવાનો છે.

## [૧૬] પ્રકાશનું વર્તુળ

રૈક્વ એ જમાનાના સર્વોત્તમ કહી શકાય તેવા જ્ઞાની મહાપુરુષ હતા. તોપણ તેમનું બાહ્ય સ્વરૂપ તદ્દન સાધારણ હતું. તેમનું મુખ, શરીર, તેમનાં વસ્ત્રો ને તેમના અભિનયમાં કોઈ એવી વિલક્ષણતા અથવા તો ઊડીને આંખે વળગે ને હૈયાને તરત સર કરે એવી અસાધારણતા નહોતી. એટલે તો તેમની શોધ કરવા આવેલા રાજાના સેવકને પણ પહેલાં તો ન સમજાયું કે એ મહાન પુરુષ રૈક્વ છે. મહાપુરુષોનું બાહ્યરૂપ કેટલીક વાર, અથવા કહો કે મોટે ભાગે, એવું જ સર્વસાધારણ ને તેથી જ કહેવું હોય તો કહી શકાય કે જરા ભ્રાંતિ પમાડનારું હોય છે. લોકો કોઈ વાર કહે છે ને માને છે કે સંત મહાપુરુષોના મુખમંડળ પર અપૂર્વ દીપ્તિ ને પ્રકાશ હોય છે ને તેમની આજુબાજુ પણ પ્રકાશનું વર્તુળ રહેતું હોય છે. એવી માન્યતાવાળા માણસો કોઈ સંતપુરુષની પાસે જાય છે તોપણ, તેનો ચહેરો ચમકે છે કે નહિ, તેના કપાળમાં ઊગતા સૂરજના જેવો પ્રકાશ છે કે નહિ, તેની આંખ, સામે ન જોઈ શકાય તેવી અવનવી દીપ્તિથી ભરેલી છે કે નહિ, ને એની આજુબાજુ પ્રકાશનું વર્તુળ છે કે નહિ, તે જ જોવાનો પ્રયાસ કરે છે. ને તે જોવામાં સફળતા મળે તો સંત, મહાત્મા કે મહાપુરુષ ઉચ્ચ કોટિના છે ને તે જોવામાં સફળતા ન મળે તો તે સાધારણ કોટિના છે એવા ઉતાવળિયા અભિપ્રાય બાંધી દે છે. મને લાગે છે કે એવી રીતે બંધાયેલા ને અપાયેલા અભિપ્રાય બહુ સારા, સાચા, આવકારદાયક ને તંદુરસ્ત અથવા આદર્શ નથી હોતા. તેને લીધે કેટલીક ગેરસમજ પણ થાય છે ને કેટલાક મહાપુરુષોને અન્યાય કરવામાં આવે છે. કેમ કે મેં આ પહેલાં કહ્યું તેમ, રૈક્વની જેમ મોટા ભાગના મહાપુરુષો

બહારથી તદ્દન સર્વસાધારણ સ્વરૂપના જ હોય છે. બહુ જ થોડાં મહાપુરુષોનાં મુખ જરા ઊજળાં, દીપ્તિવાળાં ને પ્રકાશિત હોય છે. ને તેના કારણ તરીકે સાધના કરતાં તેમની પ્રકૃતિ, પોષક પદાર્થો ને તેમની રહેણીકરણીની ટેવ મોટો ભાગ ભજવતાં હોય છે.

મહાપુરુષોની શુદ્ધિ ને સાધનાની મૂડી એટલી બધી બળવાન ને અનંત છે ને તેમના સદ્વિચાર ને સત્કર્મનો ભંડાર એટલો ભારે છે કે જેની કલ્પના પણ ન કરી શકાય. તેમનું અંતર અત્યંત નિર્મળ ને અહંકાર ને અજ્ઞાનના આવરણથી રહિત હોય છે. તેનો ખ્યાલ આપવા માટે તેમના વદન કે મસ્તકની આજુબાજુ પ્રકાશનું વર્તુળ કરવામાં આવે છે. પણ ખરી રીતે શુદ્ધિ, સાધના, જ્ઞાન કે પ્રેમનો એ પ્રકાશ એટલો બધો સ્થૂળ નથી કે જે જેનેતેને માટે જોઈ શકાય તેવો હોય. એની અસર એ મહાપુરુષના મન પર, વિચારો તેમ જ ભાવો પર ને વદન તથા નેત્રોમાં થયેલી ને બહાર આવેલી જરૂર દેખાઈ આવે છે ને તેને જ મહત્વ આપતાં શીખવાની જરૂર છે.

એટલે મહાપુરુષોની પાસે જવાનું થાય તો તેમના કપાળ ને મુખ પર ચળકાટ છે કે નહિ ને તેમની પીઠ પાછળ પ્રકાશનું વર્તુળ છે કે નહિ તેને જોવાની આદત લઈને જવાની જરૂર નથી. મહાપુરુષોમાં તે હોય ને ન પણ હોય. તેમની અંદર કેટલીક બીજી વસ્તુઓ ને કેટલાંક બીજાં લક્ષણોને જોવાની જરૂર છે. તે મહાપુરુષોના મુખમંડળની નિર્વિકારિતા ને ઊંડી અસીમ શાંતિ; તેમની નિર્મળતા, પવિત્રતા ને સરળતા, વાણીની મધુરતા; તેમની નિર્ભયતા ને ભેદરહિતતા તથા પ્રભુમયતા; તેમના વિચારોની ઉત્તમતા, ને વાણી, વિચાર ને વર્તનની એમની એકવાક્યતા; તેમની નમ્રતા ને નિર્મમતા તથા પરમાત્માની શ્રદ્ધા, ભક્તિ, નિષ્ઠા ને પરિણામે તેમના વદન પર ને રોમેરોમમાં—પ્રકટ થયેલી સહજ પ્રસન્નતા ને વીતરાગતા; એ બધાં લક્ષણોને જોવાની ને તેના પરથી તેમને માટેના કોઈ જરૂરી અભિપ્રાય પર પહોંચવાની જરૂર છે. તેમના વદન ને

સ્વભાવની સાત્વિકતાને જ મહત્ત્વની માનવાની જરૂર છે. મહાપુરુષોની મહાનતા એમાં જ સમાયેલી છે. રાજાને તેની માહિતી હતી. એટલે જ રૈકવની અંદર બહારની કોઈ વિલક્ષણતા ન હોવા છતાં તે સાચેસાચા મહાપુરુષ છે એમ જાણી લઈને તેમનો પૂરતો લાભ લીધો. એમાંથી બીજાએ ઘણુંઘણું સમજવાનું ને શીખવાનું છે. મહાપુરુષોની પાસે જવાનું થાય ત્યારે તેમના બાહ્ય રૂપરંગનું દર્શન કરીને ને તેનાથી પ્રભાવિત થઈને બેસી રહેવાને બદલે તેમની આંતરિક યોગ્યતાનો વિચાર કરવાની ને લાભ ઉઠાવવાની જરૂર છે. એ વાત હંમેશાં યાદ રાખવાની છે.

## [૧૭] સત્યકામ જાબાલની વાત

છાંદોગ્ય ઉપનિષદના ચતુર્થ અધ્યાયના ચતુર્થ ખંડમાં એક બીજી સુંદર ને સમજવા જેવી વાત આવે છે. સત્યકામ જાબાલની વાતના નામથી તે ઓળખાય છે. તેનો ઊંડતો વિચાર હવે આપણે કરી લઈએ.

સત્યકામ જબાલાનો પુત્ર હતો. તેણે પોતાની માતા જબાલાને એક દિવસ કહ્યું : 'મા, મારો વિચાર વેદાભ્યાસ કરવાનો છે. ને તે માટે બ્રહ્મચર્યનું પાલન કરીને આચાર્યને ત્યાં રહેવાની મારી ઇચ્છા છે. માટે મારું ગોત્ર કયું છે તે જાણવાની મારી ઇચ્છા છે.'

જબાલાએ કહ્યું : 'બેટા, તારો જન્મ થયો ત્યારે હું યુવાવસ્થામાં હતી. તે વખતે મારો બધો જ સમય અતિથિની સેવાશુશ્રૂષામાં પસાર થતો હતો. તારા જન્મ પછી તારા પિતાજી થોડા જ વખતમાં ગુજરી ગયા. એટલે તારા ગોત્ર વિશે હું તેમને કાંઈ પૂછી શકી નથી. પરંતુ તારું નામ સત્યકામ ને મારું નામ જબાલા છે એ વાત તો સાચી જ છે. માટે આચાર્ય તને તે વિશે પૂછે તો તું નિઃસંકોચે ઉત્તર આપજે કે હું જબાલાનો પુત્ર સત્યકામ છું.'

જબાલાનો જવાબ તદ્દન સરળ હતો. જે વિશે પોતાને પૂરતી માહિતી નહોતી તે વિશે જરા પણ દંભ કર્યા વિના વસ્તુ કે વિષયની રજૂઆત તેણે જેવી હતી તેવા જ રૂપમાં કરી હતી. તેનાં વચનોમાં સરળતા, નિખાલસતા, સત્યતા ને સહજતાની છાપ દૃખાઈ આવે છે. કોઈ પણ તટસ્થ વિચારક તેનાથી પ્રભાવિત થયા વિના નહિ રહી શકે.

માતાનાં વચન સાંભળીને સત્યકામને સંતોષ થયો. પછી તે હરિદ્રુમતના પુત્ર ગૌતમ પાસે ગયો, ને તેમની પાસે બ્રહ્મચર્યવ્રતનું પાલન કરીને, શિષ્ય બનીને, વેદાભ્યાસ કરવા માટે રહેવાની ઇચ્છા તેણે પ્રદર્શિત કરી.

ગૌતમે તેને તેના ગોત્ર વિશે પ્રશ્ન કર્યો તો તેણે નમ્રતાપૂર્વક ઉત્તર આપ્યો: 'ભગવાન, મારા ગોત્રની મને ખબર નથી. તે વિશે મેં મારી માતાને પૂછી જોયું તો તેમણે મને ઉત્તર આપ્યો કે તેનો આખો દિવસ અતિથિઓની સેવામાં જ પસાર થતો. તે વખતે તેના યૌવન દરમિયાન મારો જન્મ થયેલો. ત્યાર પછી મારા પિતાનું મૃત્યુ થયું ને મારી માતા અનાથ થઈ. એટલે તે કહે છે કે મારા ગોત્રની તેને ખબર નથી. પણ મારી માતાનું જબાલા ને મારું નામ સત્યકામ છે. એટલે એમ કહી શકાય કે હું જબાલાનો પુત્ર સત્યકામ છું.'

જેવી માતા તેવો બાળક. માતાના ગુણ વધારે ઓછા પ્રમાણમાં પણ બાળકમાં ઊતરે તો ખરા જ ને? સત્યકામના શબ્દોમાં પણ એવી જ સરળતા, સત્યપ્રિયતા ને નિખાલસતાનું દર્શન થાય છે. ગૌતમના હૃદય પર એ બધાની અસર સારા ને પૂરતા પ્રમાણમાં થઈ. તેમણે વિચાર કર્યો કે બ્રાહ્મણ સિવાય બીજા કોઈના મુખમાંથી આવતા શબ્દો નીકળી શકે નહિ. સત્યને વળગી રહેવાની ને મહત્ત્વનું માનવાની આવી વૃત્તિ બીજાની અંદર હોઈ શકે નહિ એમ તેમને લાગ્યું. તેથી તે પ્રસન્ન થયા. સત્યકામને તેમણે શાબાસી

આપી ને પોતાના શિષ્ય તરીકે પોતાની પાસે રાખવાની તૈયારી બતાવી; તે પછી ગૌતમ ઋષિએ તેને જનોઈ આપી ને થોડોઘણો ઉપદેશ પણ આપ્યો. પછી તેને ચારસો દૂબળી ને નબળી ગાયો સુપરત કરી ને કહ્યું કે આ ગાયોની સાથે વનમાં જઈને તેમની બરાબર સંભાળ રાખજે.

સત્યકામ એ બધી ગાયોને લઈને વનમાં જવા તૈયાર થયો ને જતાં જતાં કહેવા માંડ્યો કે પ્રભુ, આ ચારસો ગાયોમાંથી હજાર ગાયો નહિ થાય ત્યાં સુધી હું વનમાંથી પાછો નહિ ફરું. ઋષિને તેના શબ્દોમાં વિશ્વાસ હતો. તેથી તેની સેવાભાવથી ભરેલી વાત સાંભળીને તે પ્રસન્ન થયા ને તેને અંતરના ઊંડાણમાંથી આશીર્વાદ આપ્યો.

સત્યકામે ગાયોની સાથે વનના શાંત ને એકાંત પ્રદેશમાં લાંબા વખત લગી — વરસો સુધી વાસ કર્યો ને છેવટે તેની ઇચ્છા પ્રમાણે ચારસોમાંથી હજાર ગાયો થઈ ત્યારે તેને અપાર આનંદ થયો. પછી એક દિવસ એક બળદની અંદર વાયુદેવે પ્રવેશ કર્યો ને સત્યકામને કહ્યું કે "હવે અમે હજાર થઈ ગયાં છીએ; માટે અમને આચાર્યની પાસે લઈ જાઓ. તમને પરમાત્મા વિશે જાણવાની ઇચ્છા હોય તો હું તમને પરમાત્મા વિશે થોડો ઉપદેશ આપું છું. પૂર્વ દિશા, પશ્ચિમ દિશા, ઉત્તર ને દક્ષિણ દિશા એ ચાર ભાગવાળો પરમાત્માનો એક પાદ થાય છે. તે પ્રકાશવાન કહેવાય છે. માટે જ પરમાત્માને પરમ પ્રકાશની મૂર્તિ કહેવામાં આવે છે. એ રીતે જે જાણી લે છે તે જગતમાં પ્રખ્યાત થાય છે ને મૃત્યુ પછી પ્રકાશથી ભરેલા દૈવી લોકની પ્રાપ્તિ કરે છે.'

એ સાંભળીને સત્યકામને ઘણો આનંદ થયો. પછી તે બળદે સૂચના કરીને કહ્યું કે પરમાત્માના બીજા પાદ વિશેની માહિતી હવે તમને અગ્નિદેવ તરફથી પૂરી પાડવામાં આવશે.

બીજે દિવસે ગાયોને લઈને સત્યકામે આચાર્યને ત્યાં જવા પ્રસ્થાન કર્યું. સાંજ પડી ત્યાં એણે અગ્નિ સળગાવ્યો ને ગાયોને રોકીને અગ્નિની પશ્ચિમ બાજુ ઉગમણે મોઢે બેઠો.

તે વખતે અગ્નિએ એને કહ્યું : 'પૃથ્વી, અંતરીક્ષ, સ્વર્ગ ને સમુદ્ર એ ચાર ભાગવાળો પરમાત્માનો એક બીજો પાદ છે. એનું નામ અનંતવાન કહેવાય છે. પરમાત્માને જે એ રીતે અનંતવાન સમજીને પૂજે છે તેને ઇચ્છા પ્રમાણે સંતાન થાય છે ને આખરે એને અમર લોકોની પ્રાપ્તિ થાય છે. હવે પરમાત્મા વિશેનો બીજો વધારાનો ઉપદેશ તને હંસ આપશે.'

બીજે દિવસે સત્યકામે ગાયોની સાથે આગળ ચાલવા માંડયું. ચાલતાંચાલતાં જ્યાં સાંજ પડી ત્યાં એણે અગ્નિ સળગાવ્યો, ને ગાયોને રોકીને હાથમાં સમિધ લઈને ઉગમણે મોઢે અગ્નિની પશ્ચિમ બાજુએ બેઠો.

તે વખતે એક હંસે તેની પાસે ઊડી આવીને કહ્યું : 'અગ્નિ, સૂર્ય, ચંદ્ર ને વીજળી એ ચાર ભાગવાળો બ્રહ્મ અથવા પરમાત્માનો એક બીજો પાદ છે. એને જ્યોતિષ્માન કહેવામાં આવે છે. પરમાત્માને જે જ્યોતિષ્માન સમજીને પૂજે છે તે આ સંસારમાં પ્રકાશથી સંપન્ન થાય છે ને છેવટે પ્રકાશથી ભરેલા લોકોમાં સ્થાન મેળવે છે. પરમાત્મા વિશેનો બીજો વધારાનો ઉપદેશ તને જળકૂકડી આપશે.'

પછી બીજે દિવસે સાંજે સત્યકામે માર્ગમાં વિશ્રામ માટે રોકાઈને અગ્નિ સળગાવ્યો ને ગાયોને રોકીને ઉગમણે મોઢે અગ્નિની પશ્ચિમ બાજુ બેઠો.

તે વખતે જળકૂકડીએ પાસે આવીને તેને કહ્યું : 'પ્રાણ, આંખ, કાન ને મન એ ચાર ભાગવાળો પરમાત્માનો એક પાદ

થાય છે. એનું નામ આયતનવાન છે. જે કોઈ પરમાત્માને એવી રીતે સમજીને પૂજે છે તેને આ સંસારમાં આશ્રય મળે છે. એ પરમાત્માનો અનંત આધાર મેળવી શકે છે, ને છેવટે આશ્રયવાળો થઈને જગતને જીતી લે છે.'

## [૧૮] સમર્પણભાવની સિદ્ધિ

એવી રીતે રસ્તામાં જ જુદીજુદી રીતે જ્ઞાનની પ્રાપ્તિ કરીને સત્યકામ આચાર્યની પાસે આવી પહોંચ્યો. તે વખતે તેના મુખ પર અલૌકિક તેજ પથરાયું હતું ને ઊંડી શાંતિ ફરી વળી હતી. આચાર્યને એ જોઈને ખરેખર આનંદ થયો. તેમણે આનંદમાં આવી જઈને કહ્યું કે સત્યકામ, તું કોઈ મહાન બ્રહ્મવેત્તા જેવો દેખાય છે. તને જ્ઞાનનો ઉપદેશ કોણે આપ્યો તે તો કહે.

ત્યારે સત્યકામે જે સાચી વાત બની હતી તે કહી સંભળાવી, ને આચાર્ય પોતે જ પોતાને ઉપદેશ આપે એવી માગણી કરી. કેમ કે તેને શ્રદ્ધા હતી કે અનુભવસંપન્ન એવા આચાર્યની પાસેથી જે જ્ઞાન મળે છે તેનું સ્વરૂપ ને સામર્થ્ય કાંઈ જુદું જ હોય છે.

સત્યકામની જિજ્ઞાસા સંતોષવા માટે આચાર્યે એને એ જ વિદ્યાનો ઉપદેશ કર્યો. પરિણામે સત્યકામને સંપૂર્ણ શાંતિ થઈ ગઈ. ગાયોની સેવાના તદ્દન સાધારણ છતાં અત્યંત નિષ્ઠાવાળા કામને લીધે તેને આચાર્યનો ઊંડો આશીર્વાદ મળ્યો ને તેનું જીવન શાંતિમય ને સફળ બની ગયું.

સત્યકામને જે જુદોજુદો ઉપદેશ મળ્યો તેનો સાર એ જ કે પરમાત્મા પ્રકાશવાન છે, અનંતવાન છે, પરમ જ્યોતિસ્વરૂપ છે ને સૌના આધાર અથવા તો આશ્રયરૂપ છે. પરમાત્માને એવા જાણીને બેસી રહેવાનું નથી; પરંતુ તેમને જીવનના એકમાત્ર આદર્શ ને આધાર બનાવવાની જરૂર છે. એ માટે પરમાત્માનો પ્રેમ જેટલા પ્રમાણમાં વધારી શકાય એટલું લાભદાયક છે. જીવન પરમાત્માના પરમ પવિત્ર પ્રેમના નમૂનારૂપ બની જાય ને પરમાત્માની શ્રદ્ધાની

જ્વલંત જ્યોતિથી ઉજ્જવળ થાય તે માટે બનતું બધું જ કરી છૂટવાની જરૂર છે. જીવન ત્યારે જ સાચા અર્થમાં સુશોભિત થાય ને સફળ બને. સમર્પણભાવની સુવાસ જીવનમાં પ્રકટાવવા માટે બનતું બધું કરી છૂટવું જોઈએ. સમર્પણ – પછી તે ગુરુમાં હોય હોય કે ઈશ્વરમાં અથવા પોતાના અંતરાત્મામાં – પણ કાયમને માટે કલ્યાણકારક થઈ પડે છે એમાં કોઈ સંદેહ નથી.

સમર્પણભાવ કેટલાક લોકો માને છે તેટલો સહેલો નથી. તેને ઉત્પન્ન કરવાનું, ટકાવવાનું કે નિભાવવાનું ને દિનપ્રતિદિન વધારતા જવાનું કામ મુશ્કેલ છે. પરિસ્થિતિ જ્યારે બરાબર પ્રગતિ કરી રહી હોય ને અનુકૂળ હોય ત્યારે સમર્પણભાવને ટકાવી રાખવાનું કામ બહુ કપરું નથી; પરંતુ તેની સાચી કસોટી અનુકૂળતામાં નહિ પણ પ્રતિકૂળતામાં થાય છે. પ્રતિકૂળતામાં જ તેની સાચી પરીક્ષા છે ને તેમા પાર ઊતરી શકે ત્યારે જ તે વાસ્તવિક ને બળવાન કહી શકાય. પ્રતિકૂળ અથવા વિરોધી વાતાવરણમાં પણ જે ટકી શકે તે જ સાચું સમર્પણ કહી શકાય. મોટે ભાગે પરિસ્થિતિ પ્રતિકૂળ બને અથવા તો સંજોગો પોતાની ગણતરી કરતાં ઊલટા બને ત્યારે લોકોનો સમર્પણભાવ હાલી જાય છે, ડગી ઊઠે છે, ને છેવટે મરી જાય છે પણ ખરો. એ વસ્તુ બહુ સારી ન કહી શકાય.

એક મોટરમાં બે ભક્તપુરુષો બેઠા હતા. શહેરથી દૂર આવેલા દેવમંદિરમાં દર્શન કરીને તેઓ પાછા ફરતા હતા. રાત પડી ગઈ હતી. છતાં શહેરી રસ્તા પર બધે બત્તીનો પ્રકાશ ફરી વળ્યો હોવાથી હોવાથી કોઈ પણ પ્રકારની મુસીબત વિના મોટર આગળ ને આગળ દોડી રહી હતી. મોટરમાં બીજા બેત્રણ ભાઈઓ પણ બેઠા હતા. તેમને ઉદ્દેશીને એક ભક્તપુરુષે કહેવા માંડયું કે મોટર કેટલી સરસ રીતે ચાલી જાય છે! આજે તો આપણે ઘણાં યાદગાર ને સુંદર સ્થળોમાં ફરી વળ્યા. ખૂબ આનંદ થયો. આપણા પર પ્રભુની ખરેખર કૃપા છે.

એ જ વખતે મોટરનું પાછલું પૈડું તૂટી ગયું. ડ્રાઈવરને તેની ખબર પડી, ને તેથી તેણે મોટરને થોડેક દૂર લઈ જઈને રસ્તામાં એક બાજુએ ઊભી રાખી. બધા ભાઈઓને બહાર નીકળવું પડયું. મોટર બરાબર ભારે ગિરદીવાળા રસ્તાની વચ્ચે જ ઊભી હતી. ત્યાં મદદ પણ કોની મળે ? ડ્રાઈવર પણ એવા કામમાં બહુ પાવરધો નહોતો. પરંતુ સારે નસીબે મોટર એક બીજા એવા અટકી પડેલા ખટારાની પાછળ જઈને ઊભી રહી હતી. તેના ડ્રાઈવરને બોલાવીને નવું પૈડું નંખાવવાનો પ્રયાસ મોટરડ્રાઈવરે શરૂ કર્યો.

પેલા ભક્તપુરુષ મોટરને અટકી પડેલી જોઈને ભારે દુઃખી થયા. તે કહેવા માંડયા કે અરેરે, આ શું થયું ! કુદરતનો કોપ થયો લાગે છે ! પ્રભુ આપણા પર રૂઠી પડયા લાગે છે ! આ તો ખૂબ જ ખરાબ થયું. મોટર બરાબર ચાલતી'તી તે પણ અટકી પડી. હવે આપણે ઘેર કયારે પહોંચીશું ?

તેમની સાથેના બીજા ભકતે કહ્યું કે ભાઈ, એવી રીતે વિલાપ કરીને દુઃખી થવાથી શું વળશે ? પ્રભુ જે કરે છે તે સારાને માટે એમ તમે નથી કહ્યા કરતા ? તો પછી આજે પણ એમ જ માનોને. પ્રભુ આપણા પર શા માટે રૂઠે ? તેની કૃપાનું જ આપણે તો બધે દર્શન કરવું રહ્યું. આ બાબતમાં પણ તેની મોટી કૃપા જ દેખાય છે. તેથી તો મોટર ખટારાની પાસે ને તદ્દન પાસે જ આવીને ઊભી રહી છે. કયાંક બીજે ઊભી રહેત તો આપણે કેટલી મુશ્કેલીમાં મુકાઈ જાત ? આ તો ખટારાનો ડ્રાઇવર પણ આપણને કામ લાગી ગયો. એવી રીતે પ્રભુની કૃપાનું આ બાબતમાં પણ દર્શન કરો.

એ પછી થોડી વારમાં મોટર તૈયાર થઈ ગઈ. ત્યારે પેલા ભક્તપુરુષને સંતોષ થયો. પણ સૌથી પહેલાં તો તેમનો વિશ્વાસ ને સમર્પણભાવ હાલી જ ગયો. માટે જ આપણે કહીએ છીએ કે પ્રતિકૂળ પરિસ્થિતિમાં શ્રદ્ધા ને સમર્પણભાવને ટકાવી રાખવાનું

અત્યંત મુશ્કેલ છે. ને તે છતાં પ્રતિકૂળ પરિસ્થિતિ કે વિરોધી વાતાવરણમાં પણ તેને ટકાવી રાખવાની કળામાં કુશળ થયા વિના છૂટકો નથી. પ્રભુના સાચા પ્રેમી કે ભક્તે એવી શક્તિને પેદા કરવાની, પોષવાની ને કેળવવાની જરૂર છે. આપણા જીવનની મોટરગાડીનું પણ એવું જ સમજવાનું છે. તેની પાછળ, આગળ ને તેના મૂળમાં ઈશ્વરની મહાન ઇચ્છા ને શક્તિ કામ કરી રહી છે એમ માનીને આપણે સદા આગળ વધવાનું છે. જીવનની મોટરગાડી તદ્દન અનુકૂળ રસ્તા ને પ્રદેશમાંથી પસાર થતી હોય કે પ્રતિકૂળ પંથ ને પ્રદેશમાંથી આગળ વધતી હોય, બધે જ વખતે ને સર્વ સ્થળે ઈશ્વરની શ્રદ્ધાભક્તિ આપણા દિલમાં કાયમ રહે તેનું ખાસ ધ્યાન રાખવાનું છે. કોઈ કાળે ને કોઈ પણ કારણે અશ્રદ્ધા, અસ્થિરતા ને અશાંતિને ઉત્પન્ન થવાની તક નથી આપવાની.

આપણી ઇચ્છા જુદી જાતની હોય ને તે પ્રમાણે ન બને તો ઈશ્વરને આપણે પ્રેમના બે શબ્દો કહીને મીઠો ઠપકો આપી શકીએ છીએ. 'આ પ્રમાણે થયું હોત તો સારું હતું; આમ ન થયું તે ઠીક ન થયું; ને તમે આવું શા માટે કર્યું ?' એવો મીઠો ઠપકો આપી શકાય છે. પરંતુ તેને પરિણામે ઈશ્વરમાં કોઈ જાતની અશ્રદ્ધા ને શંકાવૃત્તિ કરવાની ને વધારવાની જરૂર નથી. આપણી ઇચ્છાના અમલનો શરૂઆતમાં મીઠો આગ્રહ ને તે માટેના પુરુષાર્થમાં શ્રદ્ધા હોવા છતાં, આખરે તો ઈશ્વરની ઇચ્છા ને યોજનામાં જ સમાધાન માનવાની વૃત્તિ કેળવવાની જરૂર છે. તે વૃત્તિ જીવનને તટસ્થ, નિર્વિકાર તેમ જ શાંતિમય રીતે જીવવામાં ઘણી ખપ લાગશે ને ઘણો કીમતી ફાળો આપી શકશે.

એવી સમર્પણભાવના ગુરુ, સંત, દેવ, ઈશ્વર કે કોઈ પણ વ્યક્તિ યા વસ્તુમાં થઈ જાય તો અત્યંત લાભદાયક ને કલ્યાણકારક થઈ પડે છે. સત્યકામે એ ભાવના આચાર્યને ચરણે અર્પણ

કરી તો તેને પરિણામે તેને કીમતી જ્ઞાનની પ્રાપ્તિ થઈ, ને તેનું જીવન ધન્ય બની ગયું.

વખત વીતતાં તે પણ આચાર્ય બની ગયો.

## [૧૯] ઉપકોસલનું જ્ઞાન

ચોથા અધ્યાયના દસમા ખંડમાં એવી જ એક બીજી વાતનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે. સત્યકામ આચાર્ય થયા પછી તેમની પાસે કમલનો પુત્ર ઉપકોસલ વિદ્યાભ્યાસની ઇચ્છાથી બ્રહ્મચર્ય પાળીને રહ્યો. તેણે આચાર્યના અગ્નિની બાર વરસ સુધી વફાદારી ને નિષ્ઠા સાથે સેવા કરી. વિદ્યાભ્યાસનો સમય પૂરો થયો એટલે આચાર્યે બીજા વિદ્યાર્થીઓને તેમને ઘેર જવાની રજા આપી પરંતુ ઉપકોસલને રજા ન આપી. ત્યારે આચાર્યની પત્નીએ આચાર્યને ભલામણ કરતાં કહ્યું : 'આ તપસ્વી બ્રહ્મચારીએ તમારા અગ્નિની બરાબર સેવા કરી છે. માટે તમે તેને જ્ઞાનનો ઉપદેશ આપો તો સારું.' પરંતુ પત્નીની ભલામણને લક્ષમાં લીધા વિના જ આચાર્ય બહારગામના પ્રવાસે ઊપડી ગયા.

ઉપકોસલને આચાર્યના એવા વર્તનથી દુઃખ થયું ને તેથી તેણે અન્ન મૂકી દઈને ઉપવાસ કરવાનો આરંભ કર્યો. આચાર્યપત્નીએ ઘણુંઘણું કહી ને સમજાવી જોયું પરંતુ તેણે માન્યું નહિ. ત્યારે તેની લાગણીની ઉત્કટતા, દૃઢતા ને સત્યતા જોઈને અગ્નિદેવતાએ તેને જ્ઞાનનો ઉપદેશ આપવાનો વિચાર કર્યો. અગ્નિદેવતાએ તેને કહ્યું : 'પ્રાણ પરમાત્માનું જ રૂપ છે. આત્માનું જે અલૌકિક સુખ છે તે પણ પરમાત્માનું જ સ્વરૂપ છે ને આકાશ પણ બ્રહ્મરૂપ છે.'

ઉપકોસલે એ સાંભળીને જિજ્ઞાસાભાવે પ્રશ્ન કર્યો : 'પ્રાણ પરમાત્માનું સ્વરૂપ છે એ તો મારી સમજમાં આવી શકે છે, પરંતુ સુખ ને આકાશ બંને બ્રહ્મરૂપ છે એ કેવી રીતે સમજી શકાય?'

ત્યારે અગ્નિદેવતાએ કહ્યું : 'હૃદયરૂપી આકાશ છે તે જ સુખ છે. તે સુખનું જ સ્વરૂપ છે. પ્રાણનો તેમ જ તેનો અત્યંત સમીપનો સંબંધ છે એમ તું સમજી લે.'

અગ્નિના બીજા રૂપે તે પછીથી તેને ઉપદેશ આપ્યો કે પૃથ્વી, અગ્નિ, અન્ન ને સૂર્ય મારાં જ રૂપ છે. એ પ્રમાણે વિચાર કરીને સૌની અંદર એકતાનું દર્શન કરવાની જરૂર છે. એવી રીતે સમસ્ત સંસારમાં જે એકતાનું દર્શન કરે છે તે સુખી થાય છે ને તેનું જીવન ઉજ્જ્વળ બને છે.

પછી અગ્નિના ત્રીજા રૂપે તેને ઉપદેશ આપીને કહ્યું કે પાણી, દિશાઓ, નક્ષત્રો ને ચંદ્ર બધાં મારાં જ રૂપ છે. એ પ્રમાણે વિચાર કરીને સૌની અંદર એકતાનું દર્શન કરવાની જરૂર છે. એવું દર્શન કરનારનું જીવન ઉજ્જ્વળ થાય છે ને સર્વ રીતે સુરક્ષિત રહે છે.

અગ્નિના ચોથા રૂપે તેને બીજો આગળનો ઉપદેશ આપીને કહ્યું કે પ્રાણ, આકાશ, સ્વર્ગ ને વીજળી મારાં જ રૂપ છે. એ પ્રમાણે સમજનાર પાપકર્મનો નાશ કરીને સુખમય જીવનનો સ્વાદ લે છે ને તેનું કુળ કીર્તિવાળું થાય છે.

પછી અગ્નિનાં બધાં રૂપોએ એકઠાં થઈને કહ્યું કે હે ઉપકોસલ, આત્માની આટલી વિદ્યા વિશે અમે તને સમજાવ્યું. પરંતુ એ વિશેની બરાબર સમજ તને આચાર્યની પાસેથી મળી રહેશે.

પછી આચાર્ય સત્યકામ પ્રવાસેથી પાછા ફર્યા ને ઉપકોસલને જોઈને બોલી ઊઠ્યા કે તારું મુખ કોઈ બ્રહ્મદેવતા જેવું શોભી રહ્યું છે. તને બ્રહ્મનો ઉપદેશ કોણે કર્યો ?

ઉપકોસલે ઉત્તર આપ્યો કે અગ્નિ વિના મને બીજું કોણ ઉપદેશ આપે ? અગ્નિદેવતાએ જ મને કૃપા કરીને ઉપદેશ આપ્યો છે એમ કહીને ઉપકોસલે પોતાને મળેલું જ્ઞાન કહી બતાવ્યું.

ત્યારે આચાર્યે કહ્યું કે એમણે તો તને લોકો વિશે જ જ્ઞાન આપ્યું છે. હું તો તને એવું જ્ઞાન આપીશ કે જેના પ્રભાવથી કમળની પાંખડીને જેમ પાણીનો સ્પર્શ નથી થતો તેમ, એ જ્ઞાનથી સંપન્ન પુરુષને કોઈ પણ પ્રકારના પાપનો સ્પર્શ નથી થતો.

એ પછી આચાર્યે ઉપકોસલને જ્ઞાનનો થોડોઘણો ઉપદેશ આપ્યો. તેની શરૂઆત કરતાં તે કહે છે કે આંખમાં જે પુરુષ દેખાય છે તે આત્મા છે. ખરું છે. પરમાત્માનો પ્રકાશ શરીરમાં રહીને શરીરનાં અનેક અંગોની મારફત બહાર આવે છે. આંખ એમાંનું એક અત્યંત અગત્યનું અંગ. મનુષ્ય જ નહિ પરંતુ જીવમાત્રની આંખ પરમાત્માના પવિત્ર પ્રકાશથી ભરેલી છે એમ સમજીને એવી રીતે દર્શન કરવાની ટેવ પાડીએ તો પરમાત્માનું દર્શન દૂર ન રહે.

એક બીજી વાત પણ એના જ સારરૂપે સમજી લેવાની છે. પ્રત્યેકની આંખમાં પરમાત્માનો પવિત્ર પ્રકાશ રેલાઈ રહ્યો છે માટે દરેકે પોતાની આંખને કાયમને માટે પવિત્ર રાખતાં શીખવાનું છે. એ આંખને તદ્દન નિર્મળ બનાવી દેવાની જરૂર છે જેથી એમાં રહેલો પરમાત્માનો પ્રકાશ જરા પણ રોકાયા અથવા અટક્યા વિના એની આરપાર ઊતરી શકે. એ માટે આંખની અંદર પવિત્ર ભાવોને પેદા કરવાની ને બૂરા ભાવોને ભૂલેચૂકે પણ ઉત્પન્ન ન થવા દેવાની જરૂર છે. વિકાર, વાસના ને બૂરા ભાવોથી આંખ હંમેશાં મુક્ત રહે તે માટે સાવધ ને પ્રયત્નશીલ રહેવાની જરૂર છે. એમાં મદદ મળે તે માટે અંતરને પણ અજવાળવાની ને નિર્મળ કરવાની જરૂર છે, કેમ કે આંખમાં અંતરનું પ્રતિબિંબ વત્તેઓછે અંશે જરૂર પડે છે, ને એ સંપૂર્ણ સ્વચ્છ ને નિર્વિકાર ત્યારે જ રહી શકે જ્યારે અંતર પણ સ્વચ્છ ને નિર્વિકાર હોય. એટલે હૃદયશુદ્ધિની આવશ્યકતા આપોઆપ ઊભી થાય છે ને અંતર અથવા તો મનની શુદ્ધિનું મહત્ત્વ પણ વધી પડે છે. મનની એવી શુદ્ધિ વિના પોતાની અંદર

ને બહાર રહેલો પરમાત્માની ઝાંખી કોઈને ભૂલેચૂકે પણ નથી થઈ શકતી. માટે જ સાધનાના દરેક માર્ગમાં ને દરેક ધર્મમાં મનની શુદ્ધિ પર ખૂબ ભાર મૂકવામાં આવે છે. એને માટે જ જુદીજુદી જાતની ઉપાસના ને વ્રત તથા તપની ક્રિયાનું નિર્માણ થયું છે. બધાનો મૂળભૂત કે મધ્યવર્તી હેતુ એ જ છે.

[૨૦] માણસાઈનો એક પ્રસંગ

ધર્મ ને તત્ત્વજ્ઞાનનો આદર્શ ગમે તેટલો મોટો હોય, ભવ્ય હોય ને આકર્ષક હોય, પરંતુ તેનો સાર માનવતાની ખિલવણી, સાચવણી ને સમૃદ્ધિમાં પણ સમાઈ જાય છે એ વાતની ઇનકાર ભાગ્યે જ થઈ શકશે. તેથી જ આપણે અવારનવાર ભાર દઈને કહીએ છીએ કે માનવને છાજે તેવા સદ્‌ગુણો, સદ્‌વિચારો ને સત્કર્મોની મૂર્તિ બની જવું એ ધર્મ ને તત્ત્વજ્ઞાનમાં રસ લેનાર દરેકની ફરજ હોવી જોઈએ. મન બને તેટલું સાત્વિક ને નિર્મળ બને, જીભ ને બીજી બધી ઇન્દ્રિયોનો જરૂરી સંયમ થાય, તે સત્યતા, નીડરતા, સેવાભાવના, દયા ને ક્ષમા જેવી શુભ વૃત્તિઓનો જીવનમાં વધારે ને વધારે પ્રમાણમાં વિકાસ થાય તેવો પુરુષાર્થ કરવાની સૌની ફરજ હોવી જોઈએ. મનુષ્ય એવા ગુણો ને એવી યોગ્યતાથી જ સાચા અર્થમાં મનુષ્ય બને છે ને મનુષ્ય તરીકે શોભી ઊઠે છે. છતાં માનવતાની એવી માવજતનું બહુ ઓછું ધ્યાન રાખવામાં આવે છે. જેટલું ધ્યાન જપ, વાચન, કથાશ્રવણ, દેવદર્શન ને તીર્થાટનનું રાખવામાં આવે છે તેથી સોમા ભાગનું ધ્યાન પણ જીવનની આ અસંત આવશ્યક વસ્તુનું રાખવામાં નથી આવતું. પરિણામે જીવનમાં જે દીપ્તિ, ચમત્કૃતિ કે વિશેષતા જોઈએ તે નથી દેખાતી. માણસ ધર્મ કે શક્તિમાં રસ લેતો હોય ને માનવોચિત ગુણોથી સંપન્ન પણ હોય એવું બહુ જવલ્લે જ જોવા મળે છે, ને જ્યારે જોવા મળે છે ત્યારે આપણને અપાર આનંદ થાય છે. એવા એક વિરલ આનંદદાયક પ્રસંગનું મને અત્યારે સ્મરણ થઈ આવે છે તે સૌની જાણ માટે કહી બતાવું.

થોડા વખત પહેલાંની વાત છે. નડિયાદમાં તે દિવસે સંતરામના મંદિરનો મોટો મેળો હતો ને તેના ઉપલક્ષમાં અમે બજારમાં ફરી રહ્યા હતા. ફરતાં ફરતાં એક ઠેકાણે શેરડીનો તાજો રસ પીવાની ઇચ્છાથી અમે ઊભા રહ્યા. બહાર તાપ ઘણો હતો ને વધારે વખત સુધી એમ ઊભા રહેવાનું ફાવે તેમ નહોતું, એટલે બાજુમાં એક નાનીસરખી લાકડાની દુકાન હતી તેમાં જઈને અમે દુકાનદારની રજા લઈને એક બાજુ બેસી ગયા.

દુકાનદારની સ્થિતિ સાધારણ હતી, પણ તેની પ્રકૃતિ ધાર્મિક હતી. તેણે અમને કહ્યું : 'તમારા જેવા સારા માણસોએ આવી રીતે બહારનો રસ ન પીવો જોઈએ. રસ સારો નથી હોતો; પહેલેથી કાઢી રાખેલો ને ભેળસેળવાળો હોય છે ને પ્યાલા પણ ગંદા હોય છે.'

'તમારી વાત બરાબર છે,' અમારામાંના એક ભાઈએ કહ્યું, 'પરંતુ અમે એ બધું જાણીએ છીએ. તેથી જ એવો ખરાબ રસ એવા ખરાબ પ્યાલામાં નથી પીતા. રસવાળાને અમે બધી જરૂરી સૂચના આપી દીધી છે. તે પ્રમાણે તેણે બીજા સારા ને તાજા પાણીથી અમારે માટેના બધા પ્યાલા ધોઈ નાખ્યા છે ને તેમાં અમારી નજર સામે પીલેલી શેરડીનો તાજો રસ રેડે એવી વ્યવસ્થા કરી દીધી છે. અમે એની ભેળસેળવાળી ને એંઠી વસ્તુનો ઉપયોગ કરીએ તેવા નથી.'

એ સાંભળીને પેલા દુકાનદાર ભાઈ રાજી થયા.

પછી તો રસના પ્યાલા આવ્યા ને તેમાંથી બે પ્યાલા ઘણી આનાકાની કરવા છતાં, ખૂબખૂબ આગ્રહ કરીને અમે દુકાનમાં બેઠેલા બે ભાઈઓને પણ આપ્યા. રસ તાજો ને સારો હતો એટલે સૌને આનંદ થયો.

રસ પીને અમે રસના પૈસા ચૂકવવા માંડ્યા ત્યાં તો પેલા દુકાનદાર ભાઈએ પોતાના પાકીટમાંથી રૂપિયો કાઢીને રસવાળાને, અમે કેટલીય ના કહી તોપણ, આપી દીધો. આવી રીતે પૈસા

આપવા બરાબર નથી એમ અમે તેમને કહ્યું તો તેમણે તરત જવાબ દીધો: 'કેમ બરાબર નથી? તમે મારી દુકાનમાં બેઠા એટલે મારે પૈસા આપવા જ જોઈએ. તમે તો મારા અતિથિ થયા-મારી પાસે આશરો લીધો, એટલે તમે ખર્ચ કરો તે મારાથી જોઈ ન શકાય. એવી રીતે જોઈને બેસી રહું તો મારો ધર્મ ને મારી ભક્તિ લાજે.'

એ ભાઈના વિચારો તદ્દન નવા લાગે તેવા ને નવાઈથી ભરેલા હતા. વર્તમાન કાળની પ્રજાને તે વિચાર ખરેખર નવા જ લાગશે. તે ભાઈની વિચારધારા અથવા તો એમાં રહેલી આશરાની ફિલસૂફી સાથે મોટા ભાગના લોકો સંમત નહિ થાય. મોટા ભાગના લોકોને તે ગમશે પણ નહિ. તોપણ, કોઈને ગમે કે ન ગમે તે વાતને મહત્ત્વની માન્યા સિવાય, એક હકીકતની રજૂઆતની દૃષ્ટિએ એ વિચારોને રજૂ કરી દીધા છે. આજે તો એવા લોકોની પણ ખોટ નથી જે પોતાની દુકાન કે ખાલી જગ્યામાં બે ઘડી કોઈને બેસવાની પણ રજા ન આપે. તો પછી એથી પણ આગળ વધીને અતિથિની સેવાની આવી રીતને તો તે પસંદ જ કેવી રીતે કરે?

એ ભાઈ તો પોતાની માન્યતામાં બરાબર મક્કમ હતા. એટલે અમે તેમને વારંવાર સમજાવ્યા તોપણ ચલિત ન જ થયા. પછી તો અમે તેમની સાથે બીજી આડીઅવળી વાતો કરી ને પાછા વળ્યા. મેળો તે દિવસે ઘણો મોટો ભરાયો હતો. જોવા જેવી વસ્તુઓ તેમાં ઘણી હતી. એક બાજુ હાથચાલાકીના પ્રયોગો થઈ રહ્યા હતા. બીજી બાજુ પ્રદર્શન જેવું ભરાયું હતું. ત્રીજી તરફ વળી એક જુદું જ આકર્ષણ જામ્યું હતું. એક કૌપિનધારી વૈરાગી સાધુ શરીરે રાખ ચોળીને બાવળની શૂળો પર શાંતિથી સૂતો હતો, ને તેણે જીભની આરપાર બાવળનો કાંટો રાખ્યો હતો. એ જોવા માટે લોકોની મોટી મેદની જામી હતી. પરંતુ એ બધાં

દશ્યો કરતાં પણ આ દશ્ય મને વધારે આકર્ષક; સુંદર ને હૃદયંગમ લાગ્યું. એની છાપ અંતર પર અત્યંત ગાઢ પ્રમાણમાં પડી ગઈ. માણસાઈનું દર્શન કરાવતા એ મહાન ચિત્રને જોઈને મને ખૂબ આનંદ થયો. આજે પણ એ ચિત્ર એવું જ અજર, અમર ને અંકિત છે. આજે પણ એની છાપ એવી જ અનેરી ને તાજી છે. મેળાનો ફેરો એ પાવન પ્રસંગે ખરેખર સફળ કર્યો.

## [૨૧] શ્રેષ્ઠ ઇન્દ્રિય કઈ ?

પ્રશ્નોપનિષદમાં બીજા પ્રશ્નની ચર્ચામાં પ્રાણની શ્રેષ્ઠતા કહી બતાવવામાં આવી છે. એનો ઉલ્લેખ આપણે આગળ એ ઉપનિષદની વિચારણાના અનુસંધાનમાં કરી ગયા છીએ. તેવી જ શ્રેષ્ઠતાની વાત આ ઉપનિષદના પાંચમા અધ્યાયના પહેલા ખંડમાં પણ કરવામાં આવી છે. ફેર એટલો છે કે આ ઉપનિષદમાં તે વાત જરા વિસ્તારથી કહી બતાવવામાં આવી છે. વાર્તાની શરૂઆત તદ્દન સરળ ને સાદી રીતે કરેલી છે. એના પર આપણે હવે ઊડતી નજર નાખી જઈએ.

એક વાર બધી ઇન્દ્રિયોમાં સૌથી શ્રેષ્ઠ કોણ એ વિશે ચર્ચા ચાલી. ચર્ચાને અંતે તે કોઈ ખાસ નિર્ણય પર ન પહોંચી શકી તેથી બધી ઇન્દ્રિયો પ્રજાપતિની પાસે ગઈ. પ્રજાપતિને તેમણે પ્રશ્ન કર્યો કે અમારામાં સૌથી ઉત્તમ કોણ ?

પ્રજાપતિએ તેમને ઉત્તર આપ્યો કે જેના વિના શરીરને ચાલે નહિ ને શરીર શબ જેવું બની જાય તેને તમારામાં સૌથી મોટું માની શકાય; બીજાને નહિ.

પછી અંદરઅંદર પરીક્ષા કરવાના ઉદ્દેશથી વાણી શરીરની બહાર નીકળી ગઈ, ને એક વરસ સુધી બરાબર શરીરની બહાર જ રહી. તે પછી શરીરની અંદર પ્રવેશ કરીને તેણે બીજી ઇન્દ્રિયોને પૂછ્યું કે તેના વિના ઇન્દ્રિયોની શી દશા થઈ ને તે કેવી રીતે જીવી શકી.

ઇન્દ્રિયોએ શાંતિપૂર્વક એને ઉત્તર આપ્યો: 'જેવી રીતે મૂગા માણસો વાણી ન હોવા છતાં નાકથી શ્વાસ લે છે, આંખથી જુએ છે, કાનથી સાંભળે છે ને મનથી વિચાર કરે છે, તેની રીતે અમે બધાં તારા વિના બરાબર જીવતાં હતાં. તારા વિના અમારું જીવન અટકી પડયું નથી ને શરીર શબ જેવું પણ થયું નથી.'

એ સાંભળીને વાણીને ખાતરી થઈ કે પોતે બીજી ઇન્દ્રિયોથી શ્રેષ્ઠ નથી. તેથી નમ્ર બનીને તે સંપૂર્ણ શાંતિપૂર્વક શરીરમાં રહેવા લાગી.

પછી આંખ શરીરની બહાર નીકળી ગઈ. એક વરસ સુધી તે પણ શરીરની બહાર રહી. તે પછી આવીને તેણે બીજી ઇન્દ્રિયોને પૂછયું કે તેના વિના બધી ઇન્દ્રિયો કેવી રીતે રહી શકી.

ઇન્દ્રિયોએ એને ઉત્તર આપ્યો: 'આંધળા માણસો પણ જગતમાં જીવે છે. તે આંખનો પ્રકાશ ખોઈ બેઠા હોય છે તોપણ નાકથી શ્વાસ લે છે, વાણીથી બોલે છે, કાનથી સાંભળે છે ને મનથી વિચાર કરે છે. માત્ર આંખ ન હોવાથી તેમના જીવનનો કાંઈ અંત આવતો નથી: તે રીતે અમે પણ જીવતાં હતાં. તારા વિના કાંઈ જીવન બંધ પડયું નથી ને શરીર શબ જેવું પણ નથી થયું.'

ઇન્દ્રિયોની એ વાત સાંભળીને આંખને પણ પોતાની સાચી શક્તિનું માપ કાઢવાની તક મળી ને તેને પરિણામે છેક જ સરળ ને શાંત થઈને તે શરીરની અંદર પ્રવેશ કરીને પહેલાંની જેમ પ્રસન્નતાપૂર્વક છતાં અહંકારરહિત થઈને રહેવા લાગી.

હવે આવ્યો કર્ણેન્દ્રિયનો વારો. કર્ણેન્દ્રિય પણ પછી બરાબર એક વરસ સુધી બહાર રહી. તે પછી પાછી આવીને તેણે ઇન્દ્રિયો પરની પોતાની પ્રતિક્રિયા વિશે પૂછી જોયું તો ઇન્દ્રિયોએ

ઉત્તર આપ્યો : 'બહેરા માણસોની કર્ણેન્દ્રિય કામ કરતી નથી છતાં તે નાકથી શ્વાસ લે છે, વાણીથી બોલે છે, આંખથી જુએ છે ને મનથી વિચારે છે. તેમનું જીવન એ રીતે સારી રીતે ચાલ્યા કરે છે. તે પ્રમાણે તારા વિના પણ જીવનનો અંત આવ્યો નથી ને શરીર શબ જેવું પણ થયું નથી.'

કર્ણેન્દ્રિયને પણ એ રીતે ખાતરી થઈ કે તેના વિના શરીરનો વ્યાપાર તદ્દન અટકી પડતો નથી; પોતે સર્વોત્તમ નથી એ પણ તેને સમજાયું; ને તેથી તે પણ અહંકારરહિત ને શાંત થઈને શરીરમાં રહેવા લાગી. શરીરની સમૃદ્ધિ ને સુખાકારીના મહાયજ્ઞમાં પોતાનો નમ્ર કે પ્રામાણિક ફાળો આપવાનું કામ તેણે ચાલુ કરી દીધું.

હવે મનનો વારો આવ્યો ને પોતાની શક્તિની કસોટી તથા ખાતરી કરવા માટે મન શરીરની બહાર નીકળી ગયું. એક વરસના લાંબા ગાળા લગી તે પણ બહાર રહ્યું. ને પછી તેણે બીજી ઇન્દ્રિયોને પૂછી જોયું કે તેના વિના બધાં જીવી શક્યાં કે કેમ ને જીવી શક્યાં તો કેવી રીતે.

ત્યારે બીજી ઇંદ્રિયોએ એને ઉત્તર આપ્યો : 'બાળકોના મનનો વિકાસ થયેલો નથી હોતો છતાં તે નાકથી શ્વાસ લે છે, વાણીથી બોલે છે, આંખથી જુએ છે, કાનથી સાંભળે છે, તેમ અમે બધાં તારા વિના પણ જીવતાં હતાં. અમારું જીવન તારા વિના બંધ પડયું નથી ને શરીર પણ શબ જેવું થયું નથી.'

મનને ત્યારે પોતાની સાચી શક્તિની સમજ પડી ને તેથી નમ્ર ને નિખાલસ બનીને શરીરમાં રહેવાનું ને શરીરની યથાશક્તિ સેવા કરવાનું કામ તેણે ચાલુ રાખ્યું.

એ પ્રમાણે વારાફરતી બધી ઇન્દ્રિયોએ પોતપોતાની શક્તિનું માપ કાઢી જોયું પરન્તુ તેમના સિવાય શરીરને સહેલાઈથી ચાલી શક્યું. બધી ઇંદ્રિયો એ પ્રમાણે શાંત થઈ ગઈ ત્યારે શરીરમાં

રહેલા મુખ્ય પ્રાણે બધાને ઉદ્દેશીને કહ્યું કે હું હવે મારી શક્તિનું માપ કાઢી જોઈને નક્કી કરું કે મારા વિના પણ શરીરને ચાલે છે કે નહિ.

[૨૨] પ્રાણની શ્રેષ્ઠતા

ઇન્દ્રિયોની રજા લઈને એ પછી પ્રાણે શરીરની બહાર નીકળવાની શરૂઆત કરી. શરીરમાંથી તે બહાર નીકળવા લાગ્યો ત્યારે, ઉત્તમ કોટિનો ઘોડો ટકોર કરતાંવેંત જેમ ભારે શિલાને અથવા તો દોરડાંના ખીલાઓને પણ ઉખેડીને ફેંકી દે તેમ, બીજી ઇન્દ્રિયોને પણ પોતાની સાથે ખેંચી જવા માંડચો. બીજી બધી ઇન્દ્રિયો તે વખતે અકળાવા લાગી ને તેની સાથે બહાર જવા તૈયાર થઈ ગઈ.

ત્યારે આકુળવ્યાકુળ થઈ ગયેલી એ ઇન્દ્રિયોએ પ્રાણને શરીરમાં પાછા આવવાની પ્રાર્થના કરી ને સૌના કરતાં પ્રાણ ઉત્તમ છે એ વાતનો સ્વીકાર કર્યો.

વાણીએ કબૂલ કર્યું કે પ્રાણને લીધે જ પોતાની શક્તિ ને સમૃદ્ધિ છે.

આંખે પણ પોતાની સ્થિતિ પ્રાણને લીધે જ છે એ વાતને માન્ય રાખી.

કાન તેમ જ મન પણ બોલી ઊઠયાં કે તેમની હયાતી ને શક્તિ પ્રાણને લીધે જ છે ને પ્રાણ પર જ અવલંબે છે.

એ પ્રમાણે પ્રાણની શ્રેષ્ઠતાની સૌને ખાતરી થઈ ગઈ. સાચું પણ છે ને ? બીજી ઇન્દ્રિયોમાંથી કોઈ પણ એકાદ ઇન્દ્રિય ન હોય તો ચાલે પરંતુ પ્રાણ વિના શરીરને ચાલે જ નહિ. પ્રાણ શરીરનું મુખ્ય તત્ત્વ છે, જીવનતત્ત્વ છે, ને તેની મદદથી જ શરીર ટકી રહ્યું છે. તેના સિવાય શરીર ક્ષણવાર પણ ટકી ન શકે ને શરીરના નાના કે મોટા વ્યાપાર પણ ચાલી શકે નહિ.

ઇન્દ્રિયોનો અહંકાર એ રીતે ઊતરી ગયો.

પછી પ્રાણે તેમને પૂછ્યું: 'મારું અન્ન શું થશે?'

ઇન્દ્રિયોએ તેને ઉત્તર આપ્યો: 'કૂતરાં ને પક્ષીથી માંડીને બીજાં બધાં પ્રાણીઓનું જે અન્ન છે તે જ તમારા અન્ન તરીકે કામ લાગશે.'

એનો અર્થ એ થયો કે જે પણ અનાજ ખાવામાં આવે છે તે પ્રાણની જ આહુતિરૂપ થાય છે. અગ્નિકુંડમાં જેમ આહુતિ આપવામાં આવે છે તેમ અન્નદ્વારા પ્રાણમાં આહુતિ અપાય છે.

એ પછી પ્રાણે બીજો પ્રશ્ન પૂછ્યો: 'મારું કપડું શું થશે?'

ત્યારે ઇન્દ્રિયોએ ઉત્તર આપ્યો: 'પાણી તમારું કપડું છે. એટલા માટે તો જમનાર માણસ જમતાં પહેલાં ને જમ્યા પછી થોડુંક પાણી પીએ છે — આચમન કરે છે અથવા તો અન્નને વસ્ત્રની પેઠે પહેરાવે છે.'

ઉપનિષદમાં આવેલો ઇન્દ્રિયોનો આ ખુલાસો તદ્દન નવો લાગે તેવો છે. છતાં તેની રજૂઆત તદ્દન તટસ્થતાથી કરી છે. ઉપનિષદના તે વખતના ઋષિને એ વિચાર વધારે સુંદર લાગ્યો હશે. તેમના રોજિંદા જીવનમાં તે વિચાર તાણા ને વાણાની પેઠે વણાઈ ગયો પણ હશે. તેનો પડઘો તેથી જ અહીં આવી રીતે પડેલો છે. ઉપનિષદમાં ભાવો ને વિચારોની જે વિવિધતા છે તેનું આછું દર્શન આપણને આ વિચારમાં સહેજે થઈ રહે છે. તે દૃષ્ટિએ તેનું મહત્ત્વ ઘણું મોટું છે. પરંતુ આ વિચાર ઉપનિષદકાળ જેટલો જૂનો હોવા છતાં, આપણે ત્યાં સાધારણ રીતે વધારે કે ઓછા પ્રમાણમાં પ્રચલિત થયો નથી. ઉપનિષદના કોઈ વિરલા અભ્યાસી અથવા વિદ્વાનો એથી પરિચિત હોય તો ભલે, બાકી આમજનતા તો એથી તદ્દન અજ્ઞાત જ છે. આમજનતામાં મોટે ભાગે પ્રચલિત વિચાર તો એક બીજો જ છે, ને તે વિચારનો પરિચય

આપણને સહેલાઈથી થઈ રહે છે. તે વિચાર હૃદયસ્પર્શી, આવકારદાયક, અભિનંદનીય ને અનુકરણીય પણ વધારે છે. તે વિચારની મૂળ પ્રેરણા ઉપનિષદમાં જ રહેલી છે; કેમ કે અન્ન પરમાત્માનું સ્વરૂપ છે એમ ઉપનિષદમાં કહેલું છે. આ જ ઉપનિષદમાં એ વાત આગળ આવવાની છે. એ પ્રમાણે સામે થાળીમાં પીરસેલું અનાજ પરમાત્મારૂપ છે એમ માનવામાં આવે છે. એ અન્નને આરોગનાર પણ શરીરમાં રહેલા પરમાત્મા જ છે. તેમની જ પ્રસન્નતા ને પરિતૃપ્તિ માટે તે અન્ન તૈયાર થયું છે ને વપરાવાનું છે. હાથમાં પાણી લઈને એટલા માટે જ ભોજન કરનાર સંકલ્પ કરે છે, ભાવના કરે છે, કે આ ભોજન પરમાત્માના પ્રસાદરૂપ છે. તે મારી અંદર રહેલા પરમાત્માને હું અર્પણ કરું છું. તેની અંદરથી ઉત્તમ લોહી ને શક્તિ તૈયાર થાઓ, ને ઉત્તમ ભાવો ને વિચારો મનમાં ફરી વળો. તેની મદદથી જીવનમાં ઉત્તમોત્તમ કર્મ કરવાનું બળ મળો. એવી ભાવના કરીને પ્રભુના પ્રસાદરૂપે એ અન્નને આરોગવામાં આવે છે. એ રીતે ભોજનની સાધારણ ક્રિયા સાધારણ મટીને અસાધારણ બને છે ને સાધના કે કળાનું સ્વરૂપ ધારણ કરે છે.

એક બીજી વાત પણ સમજી લેવાની છે. અન્નને જે પ્રભુના પ્રસાદરૂપ માને તે તેને પ્રામાણિકતાથી પ્રાપ્ત કરવાનું ને તેનું સ્વરૂપ સદાયે શુદ્ધ રાખવાનું ધ્યાન રાખે. જે અન્ન પ્રભુને અર્પણ કરવાનું છે તે સદા શુદ્ધ જ હોવું જોઈએ, સાત્વિક હોવું જોઈએ, તેમ જ હિંસા ને પાપકર્મ કે ગંદી રીતરસમોથી મુક્ત પણ હોવું જોઈએ. આટલું સમજી જવાય તો આપણા જીવનમાં ઘણોઘણો સુધાર થઈ જાય; આપણા ભોજનની થાળી તદ્દન ન્યાયી, પ્રામાણિક, ચોખ્ખી ને આપણા હકની રહે તેનું આપણે ખાસ ધ્યાન રાખીએ.

એ રીતે એ ભાવનાઓમાં જીવનની કાયાપલટ કરવાની આપણે ધારીએ છીએ તેથી ઘણી વધારે શક્તિ છે.

## [૨૩] ઉપાસનાની ઝાંખી

ઉપનિષદ આમ તો જ્ઞાનના સર્વોત્તમ સિદ્ધાંતોને રજૂ કરનારો મહાન ગ્રંથ છે; પરન્તુ તેમાં ક્યાંક ક્યાંક ઉપાસના કે સાધનાનો ઉલ્લેખ પણ આવે છે. પ્રાણનું મહત્ત્વ કહી બતાવ્યા પછી ઋષિએ અહીં પણ એવી જ એક ગૂઢ સાધનાનો ઉલ્લેખ કર્યો છે. તે કહે છે કે પ્રાણવિદ્યાની માહિતી મેળવ્યા પછી જો મોટાઈ મેળવવાની ઇચ્છા થાય તો પહેલાં તો કોઈ મહાપુરુષની પાસે અમાસને દિવસે દીક્ષા લેવી. તે પછી પૂનમની રાતે દરેક પ્રકારની ઓષધિનો છૂંદો, દહીં ને મધને લાકડાના વાસણમાં ભેગાં મેળવવાં ને તે વાસણને એક તરફ રાખી દેવું.

પછી 'ज्येष्ठाय श्रेष्ठाय स्वाहा' એ મંત્રથી અગ્નિમાં ઘીનો હોમ કરવો ને પછી હોમ કરવાના લાકડાના ચમચા જેવા સાધનમાંથી ટપકતું ઘી પેલા વાસણમાં જરા ટપકાવવું.

વળી પાછા 'वसिष्ठाय स्वाहा' એ મંત્રથી ઘીનો હોમ કરીને ટપકતું ઘી એ વાસણમાં થોડું ટપકાવવું. તે ઉપરાંત અનુક્રમે 'प्रतिष्ठाय स्वाहा', 'संपदे स्वाहा', 'आयतनाय स्वाहा' એ મંત્રોથી ઘીનો હોમ કરવો ને તે જ પદ્ધતિ પ્રમાણે થોડું ઘી એ વાસણમાં ટપકાવવું.

પછી એ વાસણમાંથી થોડો છૂંદો હાથમાં લઈને આ મંત્રનો જપ કરવો: 'તારું નામ પ્રાણ છે; કેમ કે સમસ્ત જગત તારું જ છે. આ છૂંદો જ્યેષ્ઠ, શ્રેષ્ઠ, પ્રકાશવાન ને પાલક છે. એ મને શ્રેષ્ઠપણું, જ્યેષ્ઠપણું, પ્રકાશવાનપણું ને પાલકપણું મેળવી આપો. પ્રાણની પેઠે હું પણ સર્વરૂપ બની જાઉં.'

તે પછી આ મંત્રનો ચોથો — ચોથો ભાગ બોલવાનું ચાલુ રાખવું ને એ છૂંદામાંથી એકેક કોળિયો ખાતા જવું. આ રહ્યો એ મંત્ર:—

तत्सवितुर्वृणीमहे वयं देवस्य भोजनम् ।
श्रेष्ठꣳसर्वधातमम् , तुरं भगस्य धीमहि ॥

એ મંત્રનો છેલ્લો ચોથો ભાગ બોલીને છેવટે પાત્રને ધોઈ નાખવું ને બધું પી જવું. તે પછી થોડું પાણી પીવું ને અગ્નિની પશ્ચિમ બાજુ પૂર્વ દિશા તરફ મોં રાખીને મૃગચર્મ અથવા નાની ઓટલી પર મૌન રાખીને ને ચિત્તને શાંત રાખીને સૂઈ જવું. તે વખતે ઊંઘ આવી જાય ને સ્વપ્નમાં સ્ત્રીનું દર્શન થાય તો ઉપાસનાનું કર્મ સફળ થયું એમ સમજી લેવું. કેમકે કામ્ય કર્મોમાં સ્વપ્નની અંદર સ્ત્રી દેખાય તો સત્વર ફળસિદ્ધિ થશે એમ સમજી લેવાની મહાપુરુષોની આજ્ઞા છે.

છાંદોગ્ય ઉપનિષદના અત્યાર સુધીના અભ્યાસમાં આ માહિતી એક નવી જ ભાત પાડે છે; કેમ કે આ ઉપનિષદ ને બીજાં બધાં જ આગળનાં ઉપનિષદોમાં આપણે સામાન્ય રીતે આત્મા ને પરમાત્માના જ્ઞાનના જ સંપર્કમાં આવ્યા છીએ. એટલે ઉપાસનાની આ માહિતીથી એક વાતની ખાતરી જરૂર થાય છે કે ઉપનિષદ-કાળમાં જેમ જ્ઞાનનો તેમ ગૂઢ જાતની સાધના ને ઉપાસનાનો પણ પ્રચાર હતો. તેમાં રસ લેનારો વર્ગ પણ તે વખતે વિદ્યમાન હતો એ આપણે સહેજે સમજી શકીએ છીએ. હોમ, હવન ને યજ્ઞ વેદકાળ જેટલા જૂના છે, પરન્તુ તેની મદદથી સાધકો સાંસારિક રીતે સમૃદ્ધ ને સર્વોત્તમ થવાની સાધના કરતા એ પણ ખાસ જાણવા ને યાદ રાખવા જેવું છે. તેવી સાધના સદા માનની નજરે જોવાતી ને તેને પૂરેપૂરું પ્રોત્સાહન મળતું; કેમ કે સાંસારિક સમૃદ્ધિનો અનાદર કરવાનું કોઈ પણ કારણે જરૂરી મનાતું નહિ. પરંતુ તેવી સાધનાને સહાનુભૂતિની નજરે જોવા છતાં જીવનના શ્રેયના સર્વોત્તમ સાધન તરીકે તો આત્મજ્ઞાનને જ મહત્ત્વનું માન-વામાં આવતું એ ભૂલવા જેવું નથી. એટલે કોઈ સાંસારિક સુખા-કારી ને સમૃદ્ધિને માટે ગમે તેવી મહેનત કે સાધના કરે તોપણ,

એટલાથી જ અટકી જવામાં ને એટલામાં જ ઓડકાર ખાઈને ગૌરવ ગણવામાં આવતું નહિ. સાંસારિક સુખાકારી ને સમૃદ્ધિ માટે પૂરેપૂરું માન હોવા છતાં આદર્શ તો સૌનો આત્મોન્નતિનો જ રહેતો ને પરમાત્માના સાક્ષાત્કારનો હેતુ સૌ નજર સામે રાખીને તેની પૂર્તિ થાય તેવી રીતે વિવિધ વ્યવહાર કરતા રહેતા. જીવનમાં શ્રેય ને પ્રેયની એમ બંને જાતની સાધના જરૂરી છે, ને એને અપનાવવાથી જીવનની શોભા ને સમૃદ્ધિ વધી શકે છે. બધા પ્રકારના પૂર્વગ્રહનો ત્યાગ કરીને તથા વિચારશક્તિને બને તેટલી સર્વગ્રાહી ને વિશાળ કરીને એ બંનેને જીવનમાં પોતપોતાનું જરૂરી આસન આપવા સૌએ તૈયાર રહેવાની જરૂર છે. કેટલાક માણસો ને મોટા માણસો પણ એમ માને છે, બોલે છે ને લખે છે કે ભૌતિક ઉન્નતિ ને આત્મિક ઉન્નતિ બંને સાથેસાથે ન ચાલી શકે; માણસ બંનેનું ધ્યાન ન રાખી શકે, ને એકને બદલે — એકને ખાતર તેણે બીજાનો ભોગ આપવા તૈયાર રહેવું જોઈએ. પરંતુ એ માન્યતાની સાથે આપણે સંપૂર્ણપણે સહમત થઈ શકતા નથી. આત્મોન્નતિની ભારે લગની લાગે ને તેના વિના બીજે ક્યાંય મન ન લાગે ને ચેન ન પડે એવી અવસ્થામાં કોઈ વિરલા સાધકનું ધ્યાન ભૌતિક ઉન્નતિ તરફ નથી જતું, ને તે માટેનો પુરુષાર્થ પણ તેનાથી નથી થઈ શકતો; એવી અવસ્થા વિકાસને પરિણામે સહજ રીતે જ પ્રાપ્ત થાય છે, ને એવી અવસ્થાની પ્રાપ્તિ પણ કોઈ આંગળીને વેઢે ગણી શકાય તેટલા થોડા પુરુષોને જ થઈ શકે છે. એટલે તે સિવાયના સંસારમાં શ્વાસ લેનારા જે લાખો ને કરોડો સાધકો છે તેમને સાંસારિક રીતે સ્વસ્થ ને સમૃદ્ધ થવાનો ને સાથેસાથે આત્મોન્નતિનો સતત ને નિયમિત પુરુષાર્થ કરવાનો ચોક્કસ ને સમજપૂર્વકનો કાર્યક્રમ બતાવ્યા વિના છૂટકો જ નથી. એવા જીવનના દ્વિવિધ વિકાસના કાર્યક્રમને સમન્વયનો કાર્યક્રમ કહી શકાય. તેને માટેની દૃષ્ટિને પણ સમન્વયકારી દૃષ્ટિ કહી શકીએ. સંસારમાં શ્વાસ લેનારાં, ગળાબૂડ ડૂબેલાં જુદીજુદી જાતની ઇચ્છા,

તૃષ્ણા ને લાલસાવાળાં હજારો લોકોને અથવા કહો કે મોટા ભાગનાં લોકોને એવી સમન્વયકારી દૃષ્ટિ ને પદ્ધતિની જ જરૂર છે. આત્મોન્નતિ જેમને અસંત પ્રિય હોય, આત્મોન્નતિમાં જે મગ્ન થયા હોય ને ઠીકઠીક આગળ વધ્યા હોય તેમણે તેના જ કઠોર પક્ષપાતી બનીને સૈદ્ધાંતિક ઝનૂન કેળવવાની ને તેમની પ્રવૃત્તિ સિવાયની સંસારની સમૃદ્ધિ ને સુખાકારીની બીજી બધી પ્રવૃત્તિઓને તિરસ્કારવાની, વખોડવા કે વગોવવાની, દોષપૂર્ણ ને ભ્રામક માનવાની ને મિથ્યા કહીને ઉડાવી દેવાની ઉતાવળમાં પડવાની જરૂર નથી. એવી ઉતાવળ ને એકપક્ષીય પ્રવૃત્તિથી એકાદ-બે ત્યાગી પુરુષોને કદાચ થોડોઘણો લાભ થાય, પરંતુ કરોડોનું કલ્યાણ તેથી કદી ન થઈ શકે.

એટલે આપણો દૃષ્ટિકોણ તટસ્થ ને તંદુરસ્ત હોવો જોઈએ. કોઈ પણ પ્રકારના અંગત અથવા સાંપ્રદાયિક મતમતાંતર ને રાગ-દ્વેષના શિકાર થયા વિના દરેક વિચાર, વ્યક્તિ, વસ્તુ ને પદ્ધતિનું મહત્ત્વ તેના સ્થાનમાં સમજી લેતાં કે મૂલવતાં આપણે શીખવું જોઈએ. હા, એટલું સાચું છે કે સૌની ગુણવત્તા ને આવશ્યકતાના આધાર પર સૌનો વિચાર ને સ્વીકાર કરવા છતાં, કોઈને આપણે જીવનના મંદિરનો મુખ્ય દેવતા નહિ બનાવીએ. જીવનના વિરાટ ને મંગલ મંદિરના ઈષ્ટ દેવતા કે મુખ્ય દેવતાનું આસન તો આપણે ઈશ્વરને જ આપીશું, ને એની જ આસપાસ, એની પૂજા ને પ્રસન્નતાની પાવન પ્રસાદી કે સામગ્રી તરીકે બીજા બધાને ગોઠવી દઈશું.

એટલા માટે જ ઉપનિષદમાં આવતી દુન્યવી પદાર્થોની પ્રાપ્તિની ઉપાસનાને જોઈને આપણે મોં નથી બગાડતા; તેને દોષપાત્ર કે ખરાબ પણ નથી માનતા.

[ ૨૪ ] ઉત્તરાયણ ને દક્ષિણાયનના માર્ગ

આ ઉપનિષદના પાંચમા અધ્યાયના ત્રીજા ખંડમાં એક નવો ને રસિક વિષય શરૂ થાય છે. તેનો વિચાર હવે આપણે શરૂ કરીએ.

ઉપનિષદમાં આપણને કહેવામાં આવે છે કે આરુણિનો પુત્ર શ્વેતકેતુ એક વાર પાંચાલ દેશની સભામાં આવ્યો. તેને જીવલના પુત્ર રાજા પ્રવાહણે પૂછ્યું: 'કુમાર, તારા પિતાએ તને ઉપદેશ આપ્યો છે?'

શ્વેતકેતુએ ઉત્તર આપ્યો: 'હા. પિતાએ મને ઉપદેશ આપ્યો છે.'

ત્યારે રાજાએ પૂછ્યું: 'માણસો મરી ગયા પછી ઉપર ક્યાં જાય છે તેની તને ખબર છે?'

શ્વેતકેતુએ કહ્યું: 'ના ભગવન્! એની મને ખબર નથી.'

'દેવયાન ને પિતૃયાન એ માર્ગ જ્યાંથી જુદા પડે છે એ ઠેકાણાંની તને ખબર છે?' રાજાએ ફરી પૂછ્યું.

શ્વેતકેતુએ કહ્યું: 'તેની પણ મને ખબર નથી.'

રાજાએ ફરી પ્રશ્ન કર્યો: 'મરણ પામેલા માણસોથી પિતૃલોક શા માટે ભરાઈ જતો નથી તે તું જાણે છે?'

શ્વેતકેતુએ ઉત્તર આપ્યો: 'ના પ્રભુ, એ પણ હું નથી જાણતો.'

રાજાએ કહ્યું: 'તો પછી તું ભણેલો છે ને તને જ્ઞાનની પ્રાપ્તિ થઈ છે એમ કેવી રીતે કહી શકાય? તારા પિતાએ તને જ્ઞાન આપ્યું છે એમ પણ તું કેવી રીતે કહી શકે?'

શ્વેતકેતુને રાજાના એ શબ્દો સાંભળીને ખેદ થયો. પિતાની પાસે આવીને તેણે બધી વાત કહી સંભળાવી ને કહ્યું: 'પૂરું ભણાવ્યા વિના જ તમે મને ભણાવી દીધો છે એમ શા માટે કહ્યું? રાજા પ્રવાહણે મને પાંચેક પ્રશ્નો પૂછ્યા પણ તેમાંથી એકેનો ઉત્તર હું ન આપી શક્યો.'

પિતા પણ તદ્દન નમ્ર ને સરલ હતા. તેમણે સ્પષ્ટ રીતે કહી દીધું: 'તે પ્રશ્નોના ઉત્તરની મને પણ ખબર નથી. મારે

માટે પણ એ પ્રશ્નો તદ્દન નવા જેવા જ છે. નહિ તો તે પ્રશ્નો ને તેમાં સમાયેલા વિષયો વિશેની માહિતી મેં તને જરૂર પૂરી પાડી હોત.'

પરંતુ સત્યતાની એટલી રજૂઆત કરીને જ એ ઋષિ બેસી રહે તેમ નહોતા. તે પણ જ્ઞાનના સાચા જિજ્ઞાસુ હતા. તેથી તે રાજાની પાસે જ્ઞાન મેળવવાની ઇચ્છાથી પ્રેરાઈને આવી પહોંચ્યા. એ હકીકત ઋષિની ઉત્કટ જિજ્ઞાસા બતાવવા માટે જેમ પૂરતી છે તેમ એક બીજી વાતનું સૂચન પણ તેમાંથી મળી રહે છે. એ ઋષિનું નામ આરુણિ હતું ને એમનું ગોત્ર ગૌતમ. મતલબ કે તે બ્રાહ્મણ હતા તોપણ ક્ષત્રિય રાજાની પાસે જ્ઞાન મેળવવા આવી પહોંચ્યા. એટલે તે વખતે ક્ષત્રિયો પણ જ્ઞાની હતા. જ્ઞાનનો ઈજારો એકલા બ્રાહ્મણોનો જ હતો એમ નહોતું. ને બ્રાહ્મણો જરૂર પડ્યે ક્ષત્રિયોની પાસે પણ જ્ઞાનની પ્રાપ્તિ માટે જતા.

ઋષિ રાજાની પાસે જઈ પહોંચ્યા ત્યારે રાજાએ તેમનો ભારે સ્નેહ ને સન્માનથી સત્કાર કર્યો તેમ જ ધનધાન્ય જેવી કોઈ પણ વસ્તુની માગણી કરવા કહ્યું. તે પરથી રાજા પોતે કેવો સરળ, નમ્ર ને સેવાભાવી હતો તેની સૂચના પણ સહેલાઈથી મળી રહે છે.

પરંતુ ઋષિને કોઈ ભૌતિક પદાર્થની જરૂર નહોતી. તે તો જ્ઞાનપ્રાપ્તિની ઇચ્છાથી પ્રેરાઈને જ રાજા પાસે આવ્યા હતા. તેથી તેમણે પોતાના પુત્રને પૂછવામાં આવેલા પેલા પ્રશ્નોનો ખુલાસો આપવાની જ માગણી કરી જોઈ.

પછી રાજાની સૂચના પ્રમાણે ઋષિએ લાંબા વખત સુધી ત્યાં બ્રહ્મચર્યનું પાલન કરીને નિવાસ કર્યો ને તે પછી રાજાએ તેમને તેમની ઇચ્છા પ્રમાણેનું જ્ઞાન પૂરું પાડયું.

રાજાએ આપેલા એ જ્ઞાનમાં ઉત્તરાયણ ને દક્ષિણાયન વિશે પહેલી વાર જ કહેવામાં આવ્યું છે. અત્યાર સુધીનાં ઉપનિષદોમાં

એ શબ્દપ્રયોગ તદ્દન નવા જ છે. મહર્ષિ વ્યાસે રચેલાં બ્રહ્મસૂત્રોમાં ને ગીતામાં એ વિષયની વાત આવે છે. પરંતુ તેનું મૂળ આ રીતે ઉપનિષદમાં રહેલું છે એ વાત આ ઉપનિષદનો વિચાર કરવાથી સહેજે સમજી શકાય છે. તે સંબંધી ઊંડો વિચાર કરીએ તે પહેલાં એક બીજી નાની છતાં મહત્ત્વની વાત તરફ આપણું ધ્યાન ખેંચાયા વિના નથી રહી શકતું. નવમા ખંડમાં જે થોડુંક વિવેચન કરવામાં આવ્યું છે તેના પરથી સાફ સમજાય છે કે તે જમાનામાં એટલે કે ઉપનિષદકાળમાં પણ, મરણ પછી શરીરને અગ્નિદાહ દેવાની પદ્ધતિ પ્રચલિત હતી. આ દેશમાં એ પદ્ધતિનાં મૂળ ઉપનિષદ ને વેદકાળ જેટલાં ઊંડાં હતાં તેના પરથી એ વાતની ખાતરી થાય છે કે તે વખતે પણ લોકો અત્યંત વિવેકી, સમજુ ને સુધારાના સર્વોચ્ચ શિખરે પહોંચેલા હતા. કેમકે શરીરને અગ્નિદાહ દેવાની પ્રથા ખૂબ જ ઉત્તમ ને અભિનંદનીય પ્રથા છે. તેને લીધે મૃત શરીર દિવસેદિવસે ઉત્તરોત્તર વધારે ને વધારે બગડવાથી તેને લીધે બહારનું વાયુમંડળ દુર્ગંધીમય ને વિષમય થવાનો સંભવ નથી રહેતો. અનેક રીતે જોતાં એ પ્રથા આપણને ઘણી તંદુરસ્ત ને આદર્શ લાગે છે. એ પ્રજાને જે પછાત ગણે છે તે તેના માનસ ને જીવનક્રમને બરાબર સમજતા નથી એમ જ કહેવું જોઈએ. સભ્યતા ને સમજશક્તિની આવી ઉચ્ચ કોટિની સીમાએ પહોંચેલી પ્રજાને પછાત, દીન, હીન ને એથીય આગળ વધીને જંગલી માનવી તે અજ્ઞાનની નિશાની છે; બુદ્ધિનું દેવાળું કાઢ્યા બરાબર છે એમ કહેવામાં પણ કોઈ જાતની હરકત કે કોઈ જાતની અતિશયોક્તિ નથી.

હવે ઉત્તરાયણ ને દક્ષિણાયનની વિચારસરણી વિશે. આ ઉપનિષદમાં એ વિશે બહુ જ સાધારણ ઉલ્લેખ કરેલો છે. તેના તરફ આપણે દૃષ્ટિપાત કરી જઈએ. ઋષિને ઉપદેશ આપતાં રાજા કહે છે કે જે વનમાં રહીને શ્રદ્ધાભક્તિથી તપ કરે છે ને ઉપાસના કરે છે તે સૂર્યકિરણોના દેવને પામે છે; ત્યાંથી દિવસના દેવને, ત્યાંથી શુક્લપક્ષના દેવને ને ત્યાંથી ઉત્તરાયણના ૭ માસના દેવને પામે છે.

તે પછી તે વર્ષના દેવને, સૂર્યના દેવને; ત્યાંથી ચંદ્રને ને પછી વીજળીને પામે છે. ત્યાં બ્રહ્મલોકમાંથી અલૌકિક પુરુષ આવીને તેને બ્રહ્મલોકમાં લઈ જાય છે. આ દેવયાન માર્ગ છે. એને જ ઉત્તરાયણના માર્ગને નામે પણ ઓળખવામાં આવે છે.

હવે દક્ષિણાયન માર્ગ વિશે ઋષિ કહે છે કે જે પુરુષો ગામની અંદર જ વાસ કરે છે ને યજ્ઞ જેવી ક્રિયાઓ કરે છે, દાન આપે છે, તથા કૂવાતળાવ વગેરે બંધાવે છે, તે ધુમાડાના દેવને પામે છે. ત્યાંથી પછી તે રાત્રીને, ત્યાંથી કૃષ્ણપક્ષના દેવને ને ત્યાંથી દક્ષિણાયનના ૭ માસના દેવને પામે છે. ત્યાંથી તે વર્ષના દેવની પાસે નથી પહોંચી શકતા.

દક્ષિણાયનના ૭ માસના દેવની પાસેથી તે પિતૃલોકમાં જાય છે. ત્યાંથી આકાશમાં ને ત્યાંથી ચંદ્રલોકમાં જાય છે. પુણ્યની સમાપ્તિ થતાં સુધી તે ત્યાં નિવાસ કરે છે ને પછી ત્યાંથી એ જ માર્ગે પાછા વળે છે. ત્યાંથી એ આકાશમાં આવે છે. પછી વાયુ બને છે. પછી તે ધુમાડાના રૂપમાં પલટાય છે ને તેમાંથી નાની વાદળીઓ બને છે. તે પછી તેમાંથી મોટાં વાદળાં બને છે. તે પૃથ્વી પર વરસે છે. તેને પરિણામે જુદાજુદા અનાજના સ્વરૂપમાં પૃથ્વી પર પેદા થાય છે. પછી તે અન્ન માણસના શરીરમાં શક્તિરૂપે તૈયાર થાય છે ને વળી તે શક્તિમાં સુષુપ્ત રહેલા તે ફરીથી જન્મ ધારણ કરે છે. સારાં આચરણ કે કર્મવાળા જીવો ઉત્તમ યોનિમાં જન્મે છે, પરંતુ ખરાબ કર્મ કે આચરણવાળાનો જન્મ કૂતરાં, ભૂંડ કે ચંડાળની જાતિમાં થયા કરે છે.

ઉત્તરાયણ ને દક્ષિણાયન બંનેમાંથી જે કોઈ પણ માર્ગે જતા નથી તે ક્ષુદ્ર જીવજંતુનું રૂપ ધારણ કરે છે ને અવારનવાર જન્મ ને મરણ પામ્યા કરે છે. તે જીવોની ત્રીજી ગતિ છે. એવી રીતે ત્રીજી ગતિની પ્રાપ્તિ કરીને કેટલાય જીવો જન્મ ને મરણના અતં-

સતત ને લાંબા ચક્રમાં ફર્યા કરે છે. તેને લીધે ચંદ્રલોક ભરાઈ જતો નથી એમ રાજા પ્રવાહણ ખુલાસો કરે છે.

### [૨૫] તપ ને લૌકિક કર્મ

એ ખુલાસો કેટલે અંશે સર્વસ્વીકાર્ય થાય તેમ છે તેની વિગતમાં આપણે નહિ ઊતરીએ. રાજાની પાસે પરંપરાગત રીતે પ્રાપ્ત થયેલી રૂઢ દૃષ્ટિ છે, ને રાજાએ તે દૃષ્ટિની પ્રામાણિક રજૂઆત જ કરી છે એમ સમજીને જ આપણે આગળ વધવાનું છે. આ વિચારોના અનુસંધાનમાં આપણે તો એક બીજી જ વાત તરફ સહેજ દૃષ્ટિપાત કરવા માગીએ છીએ. રાજાએ જે ઉત્તરાયણ ને દક્ષિણાયન માર્ગોનું વર્ણન કર્યું છે તેના પરથી કોઈને એવો વિચાર થવાનો સંભવ છે કે વનમાં રહીને તપ તથા ઉપાસના કરનારને જ બ્રહ્મલોકની પ્રાપ્તિ થઈ શકે છે ને તેમના સિવાય કોઈને મુક્તિ નથી મળી શકતી. જે યજ્ઞાદિ કરે છે ને જુદાંજુદાં સેવાનાં કામ કરે છે તે સંસારમાં ફરી જન્મે છે. એટલે સેવાનાં કર્મ આત્મોન્નતિ ને મુક્તિમાં બાધક છે એવી છાપ પડવાનો સંભવ વધારે છે. પરંતુ એ બાબતમાં જરા વધારે સાફ થવાની ને વિવેકી બનવાની જરૂર છે. માણસે સમજી લેવું જોઈએ કે એકલા જંગલમાં અથવા એકાંતસ્થાનમાં જઈને તપ કે વ્રત કરવા માત્રથી જ કોઈને મુક્તિ મળી શકતી નથી. <u>મુક્તિ તો મુખ્યત્વે મનની અવસ્થા ને મનના વિકાસ પર આધાર રાખે છે.</u> એટલા માટે કોઈએ વનમાં વસવાટ કરીને જ કૃતાર્થ થઈ જવાનું નથી; મનને રુચે એવાં તપ કે વ્રત કરીને જ સંતોષ માનવાનો નથી; પરંતુ તે બધાની મન પર થતી અસરને તપાસવાની છે. મન નિર્મળ થાય છે કે નહિ, વશ ને સ્થિર થાય છે કે નહિ, પ્રભુપરાયણ થાય છે કે નહિ ને છેવટે પરમાત્માનો પ્રત્યક્ષ અનુભવ કરીને શાંત ને વાસનારહિત બને છે કે નહિ તે જ મુદ્દો છે, ને મુખ્ય મહત્ત્વનો મુદ્દો તે જ હોવો જોઈએ. તે જ એક એવી વસ્તુ છે જેના પરથી માણસના વર્તમાન વિકાસ ને ભવિષ્યના સ્થાનનું માપ કાઢી શકાય.

તે જ મુદ્દો યજ્ઞાદિ કર્મ કે લોકહિતનાં બીજાં કર્મ કરનારના જીવનમાં પણ મહત્ત્વનો ભાગ ભજવી જાય છે. તેવાં કર્મની અસર પણ માણસના મન પર કેવી પડે છે તે જોવું પડે છે. તેવાં કર્મો કેવળ કરવા ખાતર કરવામાં આવે છે કે એમનો આધાર લઈને માણસ વધારે ને વધારે શુદ્ધ, સાત્ત્વિક, સંયમી, સેવાભાવી ને પ્રભુપરાયણ બને છે ને છેવટે પરમાત્માને ઓળખે છે કે નહિ તે જ વાત વધારે મહત્ત્વની છે ને વધારે તથા ખાસ ભાર તેના પર જ મુકાવો જોઈએ. માણસની ગતિ, દુર્ગતિ અથવા તો સદ્દગતિ ને ઉત્તમ ગતિનો ક્યાસ એના પરથી જ કાઢી શકાય છે.

એટલે કોઈએ એમ માની લેવાની જરૂર નથી કે વનમાં રહીને તપ ને જ્ઞાનપ્રાપ્તિનાં કર્મ કરવાનું જ ઉત્તમ છે ને લૌકિક કર્મ અથવા સેવાનાં બીજાં કર્મ તો અધઃપતન કરનારાં, અનાવશ્યક ને હલકી કોટિનાં છે. એવા વિઘાતક ને અવિવેકી વિચારને મનમાં કદી સ્થાન આપવાની જરૂર નથી. કર્મના બાહ્ય સ્વરૂપ પરથી તેની ઉત્તમતા ને અનુત્તમતાનું માપ નથી કાઢી શકાતું, પરંતુ તે માટે કર્મની પાછળ રહેલી ભાવના ને કર્મની સારી યા નરસી, ઉત્તમ કે અનુત્તમ ને લાભદાયક અથવા હાનિકારક અસરને જોવી પડે છે. એનો વિચાર આપણે આગળ કરી ગયા છીએ. તેની સાથેસાથે બીજી જરૂરી સમજવા જેવી વાત એ છે કે લૌકિક કર્મોની કિંમત ઓછી આંકવાની ને તેમના તરફ ઘૃણાની નજરે જોવાની ટેવ તંદુરસ્ત નથી. વ્યક્તિ તથા સમષ્ટિની ઉન્નતિ તથા સુખસમૃદ્ધિ માટે સાધારણ કર્મોની જરૂર પણ ઘણી મોટી છે, ને તેમના તરફ ઉદાસીન રહેવાનું કોઈ પણ સમજુ માનવ કે માનવસમાજને ન ચાલી શકે. કર્મને તેની યોગ્ય ભૂમિકા પૂરી પાડવાની ને તેનું જરૂરી આસન આપવાની ખાસ જરૂર છે. તેના વિના માનવ ને માનવસમાજની સિકલ સુંદર નહિ જ બની શકે. પરંતુ માનવ ને માનવસમાજ એકલો કર્મઠ ન બને, જડ ન બને, ભૌતિક સુખસમૃદ્ધિમાં જ રાચતો ને માનવતાથી વિહોણો ન બને, તે

માટે આપણે એની આગળ તપ, વ્રત ને ઈશ્વરપરાયણતાના સિદ્ધાંત ને આદર્શને કાયમ રાખવાની જરૂર છે. તે આદર્શ તેને માટે સદાયે દીવાદાંડીરૂપ થઈ પડશે, ને તેને સલામતી ને આત્મોન્નતિને માર્ગે પણ લઈ જશે.

## [૨૬] બંનેનો સમન્વય

એટલે તપ ને કર્મ ને જ્ઞાન ને કર્મનો સુભગ સમન્વય કરવાની જરૂર છે. એવો સમન્વય સૌને માટે આશીર્વાદરૂપ થઈ પડશે. એના સમન્વયની સાધના અથવા કળામાં જેટલા પ્રમાણમાં પણ કુશળ ને સિદ્ધહસ્ત થઈ શકાય એટલું સારું છે. સંસારના મોટા ભાગના માણસો પોતાની જાતને લૌકિક કર્મોમાંથી ઉપરામ કરી શકે તેમ નથી; લૌકિક કર્મમાંથી મુક્તિ મેળવીને એકલા તપ ને ઉપાસનાના કામમાં પડી શકે તેમ નથી; લૌકિક કર્મની સાથે છૂટાછેડા લેવાની એ રીતે જરૂર પણ નથી. એટલે સુંદર રસ્તો તો બંનેના સમન્વયનો જ છે. (લૌકિક કર્મને શુદ્ધ, સમજયુક્ત ને સાત્ત્વિક તથા પોતાની ને બીજાની ઉન્નતિ માટેના સાધનરૂપ કરીને ઉપાસના ને તપનું રૂપ આપી દેવું; તેવાં કર્મ કરતાં કરતાં આત્મોન્નતિને માટેની સાધના ને ઉપાસના પણ કરવી; ને તપ તથા ઉપાસનાનો આધાર લેનારે પણ, વધારે ને વધારે જીવનશુદ્ધિ, સાત્ત્વિકતા ને શક્તિનો સંચય કરીને બીજાના હિતને માટે કામ કરવા તૈયાર રહેવું,) તપ તથા સાધના ને ઉપાસનાને પણ પોતાની ઉન્નતિના સાધનની સાથેસાથે સર્વહિતના સાધનની સુંદર સામગ્રીરૂપ બનાવી દેવાની જરૂર છે. સાધના એ રીતે પોતાની જ નહિ પણ બીજાની સેવાના મહાન ને મંગલ યજ્ઞનું સ્વરૂપ ધારણ કરશે ને પોતાની સાથે બીજાને માટે પણ આશીર્વાદરૂપ ને ઉપયોગી બનશે. એટલે તપ ને લૌકિક કર્મ અથવા તો આત્મોન્નતિની સાધનાનાં કર્મ ને સાંસારિક સાધારણ કર્મો વચ્ચે ભેદભાવની જે દીવાલ ઊભી કરવામાં આવે છે તે બરાબર નથી. બંને એકમેકનાં પૂરક,

પોષક ને પ્રેમી કે શુભેચ્છક બને તે જરૂરી છે. બંનેનું આચરણ જો બરાબર રીતે કરવામાં આવે કે બંનેમાંથી એકનો આધાર પણ સારી રીતે લેવામાં આવે, ને તેની મદદથી માનવનું મન નિર્મળ, સાત્ત્વિક, વાસનારહિત ને પ્રભુપરાયણ બને તો ઉત્તમ ગતિ, સદ્ગતિ અથવા પરમગતિ નક્કી છે. માણસે ગતિની ચિન્તા કરવાની જરૂર નથી. ચિન્તા પોતાની યોગ્યતાની કરવાની છે. યોગ્યતા તૈયાર થશે એટલે ગતિ તો આપોઆપ ને સહજ રીતે જ આવી મળશે.

## [૨૭] ઉપનિષદના કાળનિર્ણયની સામગ્રી

છાંદોગ્ય ઉપનિષદમાં જે જ્ઞાનની સામગ્રી પીરસવામાં આવી છે તે નાનાનાના ખંડ કે વિભાગોમાં વહેંચી દેવામાં આવી છે. એટલે નાનાંનાનાં કેટલાંક ઉપનિષદો એક મોટા ઉપનિષદમાં સળંગ રીતે રજૂ કરવામાં આવ્યાં હોય એવી છાપ પડયા વિના રહેતી નથી. એ સામગ્રી બધે જ ઠેકાણે એટલી બધી સુંદર ને ઉત્તમ કોટિની નથી લાગતી. તટસ્થ વિચારના મન પર એવી બીજી છાપ પણ પડયા વિના નથી રહેતી. છતાં તે આપણને વારસામાં મળી છે, ને હજારો વર્ષો પહેલાંની એ વિચારસામગ્રી આત્મા, પરમાત્મા, જીવ કે જગતનું સ્વરૂપ તથા બંધન ને મુક્તિ જેવા વિષયોની પ્રામાણિક માહિતીરૂપ તેમ જ તે જમાનાના સાધકોની સાધનાના સારરૂપ છે, તેથી તેના તરફ આપણા અંતરમાં એક જાતનો ઊંડો આદરભાવ છે. ને તેથી પ્રેરાઈને જ આપણે એની વિચારણા કરી રહ્યા છીએ. ઉપનિષદમાં તત્ત્વજ્ઞાન વિશેની જેમ કેટલીક સર્વસાધારણ ને તદ્દન પ્રાથમિક તબક્કાની બહુ ઉત્તમ ન કહી શકાય તેવી માહિતી મળે છે, તેમ કેટલીક સર્વોત્તમ, જ્ઞાન ને અનુભવના સુંદર નીચોડરૂપ અસાધારણ સામગ્રી પણ મળી આવે છે. આજે વરસો વીતી ગયાં છે તોપણ એ અનુભવસામગ્રીનું સ્થાન એવું જ સર્વોત્તમ ને બિનહરીફ રહ્યું છે. તત્ત્વજ્ઞાન ને સાધનાના સિદ્ધાંતો આજે પણ એ સામગ્રીના અનુભવસિદ્ધ સિદ્ધાંતોની આસપાસ જ રચ્યા

કરે છે, ને ધર્મ ને તત્ત્વજ્ઞાનના સિદ્ધાંતોના સમર્થન સારુ તેમાંથી શોધેલા કે મેળવેલા ઉતારાને જ ટાંકવા પડે છે. ભારતીય સંસ્કૃતિ, ધર્મ તેમ જ તત્ત્વજ્ઞાનના ક્ષેત્રમાં ઉપનિષદનું સ્થાન એવું સર્વોપરી ને અનેરું છે.

જુદાંજુદાં ઉપનિષદ જુદાજુદા કાળમાં ઉપદેશાયાં, તૈયાર થયાં કે રચાયાં હોય તોપણ સાધારણ ને અસાધારણ વિચારો વખતના જુદાજુદા વિકાસ પ્રમાણે તેમાં આવી શકે. ને જુદાંજુદાં ઉપનિષદ જુદાજુદા સમયે કહેવાયાં હોય એ માની શકાય તેવું છે. આ જ ઉપનિષદમાં હવે જે વાતનો ઉલ્લેખ આવે છે તેમાં કેકયના પુત્ર અશ્વપતિની વાત આવી જાય છે. તે પરથી એમ અવશ્ય કહી શકાય કે આ વાતને રજૂ કરનારા ઉપનિષદનો વિભાગ કેકયના પુત્ર અશ્વપતિના સમયની પહેલાં તો કહેવાયો, રચાયો કે લખાયો નથી જ. એ વાતની સાથેસાથે જ આપણને એક જૂનું ગીત યાદ આવી જાય છે. તેની પ્રથમ પંક્તિ

"રૂડા અશ્વપતિ રાજાની ડાહી દીકરી રે.
જેનું સતીશિરોમણી સાવિત્રી છે નામ."

એવી છે. તો પછી અહીં જેમનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે તે અશ્વપતિ સાવિત્રીના પિતા છે? કે પછી કેકયના પુત્ર એવા એ અશ્વપતિને કેકય દેશની દશરથપત્ની કૈકેયીની સાથે કોઈ સંબંધ છે? એ ગમે તેમ હોય તોપણ, એ બંનેના સમય પહેલાં તો ઉપનિષદના આ વિભાગની રચના નહિ જ થઈ હોય. ઉપનિષદનો કાળનિર્ણય કરવામાં મદદરૂપ થઈ પડે એવી થોડીઘણી સામગ્રી આ રીતે ઉપનિષદમાંથી મળી આવે તેમ છે. પરંતુ તેમાં ઊંડા ઊતરવાની આપણી ઇચ્છા નથી. ઉપનિષદનો રચનાકાળ ગમે તે હોય; તેના વિચારનું કામ આપણે તેમાં રસ લેનારા વિદ્વાનોને માટે છોડી દઈશું. આપણું કામ તો ઉપનિષદમાં પીરસેલા કે સમાવેલા અમૃતનો આસ્વાદ લેવાનું જ

છે. તે કામમાં જ આપણને રસ છે ને ઉપયોગી પણ તે જ થઈ શકે તેમ છે. એકલા સંશોધનના કામમાં આપણને એટલો રસ નથી જેટલો જીવનને સમૃદ્ધ ને ઉત્તમ બનાવવામાં છે. ને તે દૃષ્ટિથી જ આપણે આ ચર્ચાવિચારણા કરી રહ્યા છીએ.

[૨૮] ઉદ્દાલકની પ્રામાણિકતા

ઉત્તરાયણ ને દક્ષિણાયનની વાત કર્યા પછી આ ઉપનિષદ હવે એક બીજી જ વાતનો ઉલ્લેખ કરે છે. વાત એવી છે કે ઉપમન્યુના પુત્ર પ્રાચીનશાલ, પુલુપનો પુત્ર સત્યયજ્ઞ, ભલ્લવિનો પુત્ર ઈંદ્રદ્યુમ્ન, શર્કરાક્ષનો પુત્ર જન ને અશ્વતરાશ્વનો પુત્ર બુડિલ એ પાંચ પુરુષો ઘણા વિદ્વાન હતા. તેમણે આત્મા ને પરમાત્મા શું છે તે જાણવાની અથવા આત્મા તેમ જ પરમાત્માનું સાચું સ્વરૂપ સમજવાની ઇચ્છાથી આચાર્ય ઉદ્દાલકની મુલાકાત લીધી.

આચાર્ય ઉદ્દાલક અરુણ ઋષિના પુત્ર હતા. તેમનો ઉલ્લેખ કઠ ઉપનિષદમાં આવી ગયો છે. બધા વિદ્વાન પુરુષોને જોઈને તે પ્રસન્ન થયા. પરંતુ પોતે તેમને જ્ઞાનદ્વારા સંપૂર્ણ સંતોષ નહિ આપી શકે એમ લાગવાથી, તેમની સાથે તે પોતે પણ તે જમાનાના પરમ જ્ઞાની પુરુષ કેકયના પુત્ર અશ્વપતિની પાસે ગયા.

અશ્વપતિ એ બધા અતિથિઓને જોઈને પ્રસન્ન થયા ને તેમનો તેમણે યોગ્યતા પ્રમાણે સત્કાર કરાવ્યો.

બીજે દિવસે રાજાએ તે બધાની આગળ પોતાની યજ્ઞ કરવાની કામના પ્રકટ કરી, ને તેમને કહ્યું : 'યજ્ઞના મહાન કાર્યમાં ભાગ લેવા તમે સૌ રોકાઈ જાઓ. યજ્ઞ કરનાર બ્રાહ્મણોને જેટલું ધન આપીશ તેટલું જ ધન હું તમને પણ પ્રદાન કરીશ. માટે તમે અહીં શાંતિપૂર્વક નિવાસ કરો તો સારું.'

પરંતુ તે બધા વિદ્વાનો તો જ્ઞાનની પ્રાપ્તિ માટે જ આવ્યા હતા. તેથી તેમણે નમ્ર ભાવે પોતાના અંતરની અભિવ્યક્તિ કરતાં

કહેવા માંડયું : 'અમે તો આત્મા ને પરમાત્મા વિશે જાણવાની ઇચ્છાથી જ અહીં આવ્યા છીએ. માટે અમને તે સંબંધી જ્ઞાન આપો એ જ અમારી માગણી છે. યજ્ઞના કાર્યમાં ભાગ લેવા કે ધનની પ્રાપ્તિ કરવા અમે નથી આવ્યા.'

વિદ્વાનોની એ વાણી સાંભળીને રાજાને આનંદ થયો. રાજા પોતે પરમ જ્ઞાની હતો ને જ્ઞાની પુરુષોની કદર કરવાની શક્તિવાળો હતો. એટલે તેને કોઈ પ્રકારનો ખેદ ન થયો. બીજા દિવસથી તેણે તેમને આત્મજ્ઞાન આપવાનો આરંભ કર્યો.

એ આખા પ્રસંગમાં બેત્રણ મુદ્દા ખાસ યાદ રાખવા જેવા છે. પહેલો મુદ્દો તો પેલા પાંચે જિજ્ઞાસુ વિદ્વાન પુરુષોની જિજ્ઞાસાનો છે. જ્ઞાનની ભૂખ તેમની અંદર કેટલા બધા પ્રબળ પ્રમાણમાં પ્રકટેલી હતી! આત્મજ્ઞાનની ઇચ્છાને તેમણે ધન ને યજ્ઞમાં મળનારા સન્માનની આગળ પણ ગૌણ ન ગણી; તે પ્રલોભન પણ તેમને ચલાયમાન ન કરી શક્યું. તે પોતાની ઇચ્છા અથવા માગણીમાં મક્કમ રહ્યા. તેવી રીતે આત્મજ્ઞાનની ઇચ્છાને માણસે મક્કમતાથી વળગી રહેવાનું છે, ને ગમે તેવા પ્રતિકૂળ કે અનુકૂળ વાતાવરણમાં પણ પોતાના આદર્શને ગૌણ ગણવાનું નથી. બીજો મુદ્દો આચાર્ય ઉદ્દાલકની નમ્રતા, સરળતા, પ્રામાણિકતા કે સત્યપ્રિયતા જે કહો તેનો છે. ઉદ્દાલકને પોતાની યોગ્યતાની ખબર હતી. પોતે પેલા વિદ્વાનોને બરાબર સંતોષપૂર્વકનું જ્ઞાન નહિ આપી શકે એની એમને જાણ હતી. વળી તે ગુણગ્રાહી ને બીજાના જ્ઞાન ને બીજાની યોગ્યતાની કદર કરી શકે તેમ હતા. તેથી વ્યક્તિગત માન કે અપમાનનો વિચાર કરવાને બદલે, તેમણે અશ્વપતિ રાજા આત્મા સંબંધી સંતોષકારક ઉપદેશ આપી શકશે એવું સૂચન કરી બતાવ્યું. એ સૂચનની પાછળ રહેલી ગુણવત્તાની આપણે કદર કરવી જોઈએ, ને તેને અનુસરવાનો બનતો પ્રયાસ કરવો જોઈએ. અભ્યાસી, વિદ્વાન, સંત, સાધક કે જ્ઞાની પોતાનું

સાચું માપ કાઢી લે ને કોઈ પણ સંજોગોમાં દંભ, પાખંડ કે કપટનો આધાર ન લે તે જરૂરી છે. પોતાની અંદર જે ખરેખર નથી તે ગુણ ને યોગ્યતાનું આરોપણ કરીને અહંતા વધારવાથી કોઈ ઉપયોગી હેતુ નથી સરતો. તેથી કોઈ મહત્ત્વનો લાભ નથી થતો; ઊલટું, પોતાને ને બીજાને નુકસાન જ થાય છે એ યાદ રાખવાની જરૂર છે. પોતાની યોગ્યતાના એવા વધારેપડતા કે મિથ્યા માપદંડને લીધે માણસની પોતાની પ્રગતિ તો અટકી જ જાય છે, પણ બીજાની પ્રગતિમાં પણ તે અવરોધક બને છે. આ એક બદી છે, ત્રુટિ છે, દુર્ગુણ છે, ને તેના સકંજામાંથી છૂટવા માટે આત્મનિરીક્ષણની ઊંડી ટેવનો આધાર લેવાનો. ને કાયમને માટે આધાર લેવાની જરૂર છે. તેવી ટેવવાળા માણસો પોતાને માટે એક પ્રકારના મોટા નાડીપરીક્ષક ને ચિકિત્સકનું કામ કરી શકે છે, ને બીજાએ કરેલી પોતાની મિથ્યા કે વધારેપડતી પ્રશસ્તિનો ભોગ પણ નથી બનતા. એ બીજો મુદ્દો આચાર્ય ઉદ્દાલકના વ્યવહારમાંથી શીખી લેવાનો છે.

### [૨૯] જ્ઞાનીનો વ્યવહાર

એવો જ એક બીજો મહત્ત્વનો ને ત્રીજો મુદ્દો રાજા અશ્વપતિના વ્યવહારમાં જોવા મળે છે. રાજા પોતે પરમ જ્ઞાની તરીકે પંકાતા હતા. વિદ્વાનો જિજ્ઞાસાભાવે તેમની પાસે જ્ઞાન મેળવવા માટે જ આવ્યા હતા. છતાં અભિમાનને લેશ પણ વશ થયા વિના, તેમણે વિદ્વાનોનો સત્કાર કર્યો. એ વાત ધાર્યા કરતાં ઘણી વધારે મહત્ત્વની છે. વિદ્વાને એવી રીતે નમ્ર ને સેવાભાવી થવાની જરૂર છે. કોઈ જ્ઞાની કે વિદ્વાન અથવા મહામાનવ થાય એટલે કાંઈ માનવ તરીકે મટી નથી જતો; માનવધર્મ ને માણસાઈના ગુણો એનામાં ઊલટા વધારે પ્રબળ બને છે. તેનું જીવન આદર્શ હોય ને માનવતાના આદર્શ ગુણો તેના વ્યવહારમાં વધારે ને વધારે પ્રમાણમાં

પ્રકટ થતા હોય એવી આપણે આશા રાખીએ છીએ. આપણે ત્યાં વિદ્વાનો ને જ્ઞાનીઓનો એક એવો વર્ગ પણ છે જે પોતાને બીજા કરતાં શ્રેષ્ઠ માને છે, ઉત્તમતાના અભિમાનમાં ગળાબૂડ ડૂબેલા રહે છે, ને બીજાની પ્રત્યેના વ્યવહારમાં તેના પડઘા પાડે છે. તે વર્ગની મનોવૃત્તિ તંદુરસ્ત, આદર્શ ને અભિનંદનીય અથવા અનુકરણીય નથી જ. આપણે તેમને પગલે ન જ ચાલી શકીએ.

આપણે ત્યાં એક વર્ગ એવો છે જે માને છે કે વિદ્વાન, સંત કે જ્ઞાની પુરુષને કોઈનું સ્વાગત કરવાની જરૂર નથી કેમ કે તેમને કોઈની પરવા નથી હોતી. તેવા વર્ગના સભ્યો કોઈ સંત કે જ્ઞાનીને કોઈનું સ્વાગત કરતાં જુએ છે તો તેમને સાધારણ શ્રેણીના માને છે. પરંતુ ખરેખર તેવું નથી. જ્ઞાની કે સંતપુરુષ સંસારના વ્યવહારથી તદ્દન અલિપ્ત હોય ને કોઈનું સ્વાગત ન કરે તો કોઈ હરકત નથી. તેવા પુરુષની પાસે જનાર સ્વાગત કે સન્માનની ઇચ્છાથી જતા પણ નથી ને ન જ જાય. પરંતુ પરમ દશાએ પહોંચેલા ને અંદરખાનેથી તદ્દન અલિપ્ત એવા સંત પણ પોતાની પાસે આવનારનું સ્વાગત કરી શકે છે ને કરે છે એ સમજી લેવાનું છે. તેવા સંત કે જ્ઞાનીને સમજવામાં ગેરસમજ નથી કરવાની. દરેકનું બાહ્ય વર્તન દરેકની રુચિ, પ્રગતિ ને પ્રકૃતિ પર આધાર રાખે છે એ સમજી લઈને સૌને સહાનુભૂતિથી સમજવાની ટેવ કેળવવાની જરૂર છે.

જ્ઞાની કે સંતપુરુષને કોઈની પરવા નથી હોતી એવી માન્યતા વળી વધારે વિઘાતક ને ગેરસમજથી ભરેલી છે. કેમકે તેમાં એક પ્રકારનો એવો ભાવ સમાયેલો છે, ને તેમાં માનનારા એવું માને પણ છે, કે જ્ઞાની કે સંત બીજાને નફરતની નજરે જોનારા ને હલકા માનનારા હોય છે. એમ માની લેવામાં આવે તો તેમને આપણે વેરભાવ, કડવાશ ને તિરસ્કારથી ભરેલા જ માનવા પડે,

ને તો તો પછી તેમને જ્ઞાની ને સંતનું નામ પણ આપવાનું મન આપણને નહિ થાય. કેમકે સંત, જ્ઞાની ને ઈશ્વરપ્રેમી મહાપુરુષો તો સૌના પર પ્રેમ રાખનારા હોય છે. તેમની રગેરગમાં પવિત્ર પ્રેમનો પ્રવાહ ઉછાળા મારતો વહ્યા કરતો હોય છે. તેમની આંખ, તેમનું અંતર ને તેમની વાણી પ્રેમના પવિત્ર પરમાણુથી પાવન હોય છે. તેમના દિલમાં કોઈની પણ પ્રત્યે નફરત, વેર કે તિરસ્કારનો ભાવ હોઈ શકે ખરો? તેમને કોઈની પરવા નથી હોતી તેનો ભાવાર્થ તેવો લઈ શકાય કે તે સ્વાશ્રયી હોય છે ને કોઈ પણ પ્રકારની પરાધીનતાને પસંદ નથી કરતા. કોઈની પણ ગુલામી તેમને નથી ગમતી. પરમાત્માને ઓળખવામાં ને પરમાત્માના વધારે ને વધારે પ્રામાણિક પ્રેમી થવામાં જ તેમનો આનંદ હોય છે. પરંતુ એનો અર્થ એવો નથી કે તે દયાળુ, નમ્ર ને પ્રેમાળ નથી હોતા, ને બધી જાતના શિષ્ટાચાર ને માનવોચિત વ્યવહારને તિલાંજલિ આપીને જડની જેમ બેસી રહે છે, ફરે છે ને વર્તે છે. ના, ના. તેવું નથી ને કોઈ પણ સંજોગોમાં તેવું નથી સમજવાનું. માનવ ગમે તેટલો મોટો બને ને શ્રેષ્ઠતાની ગમે તેટલી સીમાએ પહોંચે તોપણ માનવ નથી મટી જતો ને માનવોચિત વ્યવહાર ને કર્મ પણ કરી શકે છે. ને તેવા વ્યવહાર કે કર્મ કરે તેમાં કાંઈ જ ખોટું નથી એ વાત શાંતિપૂર્વક ને સારી પેઠે સમજી લેવાની છે.

## [૩૦] ઉપનિષદકાળનું સામાજિક જીવન

અશ્વપતિ રાજાની પ્રારંભિક વાતચીતમાંથી એક જાણવા જેવો ચોથો મુદ્દો પણ ઊભો થાય છે. તે વિશે પણ વિચાર કરવો જરૂરી છે. વાત ઘણી નાની છે ને ત્રણથી ચાર જ પંક્તિમાં પૂરી થાય છે, પરંતુ તેમાં તે જમાનાની સામાજિક પરિસ્થિતિનો પડઘો પડે છે. તેથી તેનું મહત્ત્વ ધાર્યા કરતાં ઘણું વધારે છે. રાજા કહે છે: 'મારા દેશમાં કોઈ ચોર નથી, દાન ન આપે ને સંપત્તિને સદા માટે સાચવી રાખે તેવો કોઈ કંજૂસ નથી દારૂડિયો નથી, અગ્નિ-

હોત્ર વિનાનો પણ કોઈ નથી; કોઈ નિરક્ષર નથી; કોઈ વ્યભિચારી પુરુષ નથી, તો કોઈ વ્યભિચારિણી સ્ત્રી તો હોય જ ક્યાંથી?'

અશ્વપતિ રાજાના એ શબ્દોને બરાબર વિચારી જુઓ ને પછી કલ્પના કરો કે તે વખતનું સમાજજીવન કેટલું બધું સુંદર, સ્વચ્છ ને આદર્શ હશે! પ્રજા તે વખતે કેટલી બધી વ્યસન વિનાની, સમજુ ને સેવાભાવી હશે! પ્રજાના જીવનની એ સમયની સંસ્કારછબીને જરા નજર સામે રજૂ તો કરી જુઓ ને પછી વિચાર કરો કે તેવી પ્રજાને ઉત્તમ ને સુધારાના સર્વોચ્ચ શિખરે પહોંચેલી પ્રજા કહેવાય કે નહિ. કોઈ પણ પ્રજાને મહાન ને આદર્શ અથવા તો સર્વોત્તમ ને સુસંસ્કૃત ક્યારે કહી શકાય? જ્યારે તે વ્યસનરહિત બને; સ્વાર્થ, ચોરી, જુગાર, વ્યભિચાર ને એવી બીજી બદીઓ પર બને, મુક્તિ મેળવે, ને જ્ઞાન, સેવા, સંપ ને સહકારની ભાવનાને જીવનમાં વણી લઈને પોતાની ને બીજાની ઉન્નતિમાં ફાળો આપે. ટૂંકમાં એમ કહી શકાય કે જે માનવતાની મહેકથી મધુમય બને, ને ન્યાય, નીતિ, ધર્મ ને સર્વહિતના માર્ગે મક્કમતાથી પ્રયાણ કરે. કેવળ કારખાનાં, નહેરો ને ભૌતિક સંપત્તિ તથા મોટી માનવસંખ્યાથી જ કોઈ પ્રજા મહાન નથી બનતી; ધરતી પરનાં ને અનંત અવકાશનાં રહસ્યોને ઉકેલવાના પ્રયાસથી પણ કોઈ પ્રજા સુસંસ્કૃત ને આદર્શ નથી થઈ જતી. તેની સાથે સાથે તેના નૈતિક ને સામાજિક જીવનના સ્વરૂપને પણ જોવું પડે છે; આ ધરતી પર તે કેવી રીતે શ્વાસ લે છે તે પણ તપાસવું પડે છે, ને પછી જ તેને વધારે કે ઓછા માર્ક આપી શકાય છે.

ભારતનો ભૂતકાળ કેટલો સુંદર, ઉત્તમ, આદર્શ ને ભવ્ય હતો તેની ખાતરી રાજાના ઉપર્યુક્ત શબ્દો પરથી આપણને સહેજે થઈ રહે છે. એવો જ ને એથીય વધારે ભવ્ય ને સુંદર વર્તમાન ને ભવિષ્યકાળ કરવાની આપણી ઇચ્છા છે. તે માટેનો આપણો તીવ્ર સંકલ્પ ને નકશો છે. તે માટેનાં પરિબળો પણ પોતાની

પદ્ધતિ પ્રમાણે કામે લાગી ગયાં છે. પરંતુ વર્તમાન પરિસ્થિતિ અત્યંત વિપરીત તથા ભિન્ન છે. આજની પરિસ્થિતિને વર્ણવવા માટે રાજાના શબ્દોમાં જરૂરી ફેરફાર કરીને આપણે કહેવું પડે કે 'આ દેશમાં ચોર વિનાનો કોઈ પ્રાંત, જિલ્લો, તાલુકો ને ગ્રામ કે શહેરનો વિભાગ નથી; દાન ન દેનારા એકલપેટા કંજૂસ ને સ્વાર્થી માણસોનો કાળ નથી; દારૂ, શરાબ ને જુગાર તથા એવાં બીજાં વ્યસનો લગભગ સર્વવ્યાપક છે; નિરક્ષરતા પણ મોટા પ્રમાણમાં છે; ને વ્યભિચારી પુરુષો ને સ્ત્રીઓનો પણ તોટો નથી; વેશ્યાના મહોલ્લા નાનાંથી માંડીને મોટાં બધાં જ શહેરોમાં લગભગ સર્વવ્યાપક રીતે જોવા મળે છે; ન્યાય, નીતિ, સત્યતા ને શુદ્ધિનું ધોરણ બહુ ઊતરતું છે.' વરસો પહેલાં આ દેશના પ્રવાસે આવેલા ચીની યાત્રી હ્યુ એન સંગે પણ તે વખતના સામાજિક જીવનનું કેટલું સુંદર ચિત્ર રજૂ કર્યું છે! દેશના પ્રવાસે વર્તમાન કાળમાં કોઈક કારણે એકાએક તે ફરી આવે તો તેને પણ ભારે હૈયે ને ખેદ સાથે આવી જ નોંધ કરવી પડે. પરિસ્થિતિ ને વાસ્તવિકતા આવી વિપરીત છે. તેને ગૌણ ગણવાનો, ઓછા રૂપે મૂલવવાનો ને તેની તરફ આંખમીંચામણાં કરવાનો કોઈ અર્થ નથી. તેવા પ્રયાસને આપણે આદર્શ માનીને ઉત્તેજન નહિ આપી શકીએ. માણસે વાસ્તવદર્શી થવું જ જોઈએ. ને પોતે ક્યાં છે તથા કેટલામાં છે તે પણ જાણવું જોઈએ. પરંતુ એનો અર્થ એવો નથી કે બદીઓ, દોષો, અશુદ્ધિઓ, ત્રુટિઓ અને અપૂર્ણતાનો વિચાર કરીને તેણે નાસીપાસ થવું કે તદ્દન નિરાશ થઈ જવું. વાસ્તવિકતાનો વિચાર વિકાસની પ્રેરણા મળે, વિકાસમાં મદદ મળે, ને ખોટો આત્મસંતોષ ને પોતાને મારના વધારેપડતા, ખોટા ને ભ્રામક ખ્યાલો દૂર થાય તે માટે છે માટે જ આપણે નિરાશ થવામાં નથી માનતા ને નિરાશ થઈને કાંઈ પણ કર્યા વિના બેસી રહેવાનું પણ પસંદ નથી કરતા. પરિસ્થિતિ ગમે તેટલી પ્રતિકૂળ ને વાતાવરણ ગમે તેટલું વિપરીત હોય તથા વધારે ને વધારે

પ્રમાણમાં વિપરીત થતું જતું હોય તોપણ, શક્તિને સામૂહિક રીતે કામે લગાડીને આગળ વધ્યા વિના છૂટકો જ નથી. તોફાની દરિયામાં નાનકડી હોડી લઈને દૂરદૂર ક્ષિતિજને પેલે પાર પહોંચી ગયેલો ખલાસી શું કરે છે? મોજાં ઘણાં બળવાન ને મોટાં હોય છે ને માઝા મૂકીને હોડીની સામે હરીફાઈ કરતાં ઉછાળા મારે છે; ઉપર વાદળ ગડગડે છે, વીજળીના કડાકા થાય છે, ને અધૂરામાં પૂરો ભારે પવનના સપાટા સાથેનો ભયંકર વરસાદ વરસવા માંડે છે; તોપણ તે ડરે છે કે હિંમત હારે છે કે? ને અધવચ્ચે જ પોતાની શરૂ કરેલી સફર છોડી દે છે કે? જે હિંમત, ધીરજ ને બહાદુરીથી એ આગળ વધ્યો હોય છે એ જ હિંમત, ધીરજ ને બહાદુરીથી સમય પર કિનારા તરફ હોડી હંકારીને પાછો આવે છે, ને વળી સફર શરૂ કરે છે. વ્યક્તિ ને સમાજ કે રાષ્ટ્રના જીવનનું પણ તેવું છે. તેમાં પણ વિઘ્નો, વિરોધો, અવરોધો, અનુકૂળતા ને પ્રતિકૂળતા તથા પતન ને ઉત્થાનના પ્રસંગ આવે છે; આપત્તિના અવસર ઊભા થાય છે; તે વખતે નાહિંમત ને નિરાશ થવાથી કામ નથી થતું ને કોઈ વિશેષ ઉપયોગી હેતુ પણ નથી સરતો. તેથી તો ઊલટું બધી રીતે નુકસાન જ થાય છે. વિવેકી પુરુષે કોઈ પણ કારણે હતાશ ને નિરુત્સાહ થયા વિના પ્રગતિના મહામંત્રને પ્રત્યેક પ્રકારની પરિસ્થિતિમાં પકડી રાખવો પડે છે. પોતાના પ્રગતિના પંથ ને આદર્શને સદાય વળગી રહેવું પડે છે. ગમે તેવું મોટું જોખમ ખેડીને કે મોટામાં મોટો ભોગ આપીને પણ જીવનને મંગલ ને મધુમય કરનારા સિદ્ધાંતોને સાચવી રાખવા પડે છે, ને જીવનને ઉજ્જવળ કરનારાં વ્રત તથા નિયમોને તદ્દન પ્રામાણિકપણે પાળવા પડે છે. વિરોધી વાતાવરણથી ગભરાવાની જરૂર નથી. કવિ, લેખક, રાજપુરુષ, તત્ત્વવેત્તા, શિક્ષક, વેપારી, સૌની કસોટીનો એ કાળ હોય છે. સૌએ તે વખતે ધીરજ ને હિંમત જાળવી રાખીને અડગ રહેવાનું ને પોતાનું ખમીર બતાવવાનું હોય છે. એવી કટોકટીના કાળમાં સૌએ પોતાનો ફાળો આપવાનો

હોય છે. એટલે પરિસ્થિતિ આજે જુદી છે, વણસેલી છે ને વણસી રહી છે, તોપણ, તેને સુધારવાના સામૂહિક પ્રયાસો કર્યા વિના છૂટકો જ નથી. એવા પ્રયાસો થઈ રહ્યા છે, થવા જોઈએ, થશે જ કરશે. ને પ્રભુની કૃપાથી માનવતાનું મંગલ કરનારા એ પ્રયાસો વહેલામાં વહેલી તકે ને સંપૂર્ણપણે સફળ થાય એવું આપણે અંતઃકરણપૂર્વક ઇચ્છીએ છીએ.

(૩૧) રાજાનો મુખ્ય ઉપદેશ : પરમાત્માની વ્યાપકતા

રાજા અશ્વપતિએ પોતાની પાસે આવેલા પાંચ જિજ્ઞાસુઓને જે ઉપદેશ આપ્યો છે તે આટલી સદીઓ પછી બહુ નવો લાગે તેવો નથી. તત્ત્વજ્ઞાનના ક્ષેત્રમાં વિચારકો હવે તો સારો ને મહત્ત્વનો વિકાસ કરી ચૂક્યા છે. તોપણ ઉપનિષદકાળ જેટલા જૂના કાળમાં પણ તત્ત્વજ્ઞાનની ચર્ચાવિચારણા કેટલી ઊંચી કોટિએ પહોંચી હતી તેની કલ્પના એ ઉપદેશ પરથી સહેજે થઈ રહે છે. તત્ત્વજ્ઞાનના વિકાસના એક દસ્તાવેજી પુરાવા તરીકે તેનું મહત્ત્વ ધાર્યા કરતાં ઘણું વધારે છે.

શરૂઆતમાં રાજાએ પાંચે જિજ્ઞાસુને તેમની આત્મા વિશેની દૃષ્ટિ વિશે પૂછ્યું છે. પાંચે જિજ્ઞાસુ આત્મા તરીકે કોને પૂજે છે એ જાણવા માટે પાંચેને તેમણે અલગઅલગ પ્રશ્નો પૂછી જોયા છે. એના ઉત્તરમાં પ્રાચીનશાલે કહ્યું કે હું સ્વર્ગલોકને આત્મા તરીકે પૂજું છું. પુલુષના પુત્ર સત્યયજ્ઞે કહ્યું કે હું સૂર્યને આત્મરૂપે પૂજું છું. ભલ્લવિના પુત્ર ઇન્દ્રદ્યુમ્ને ખુલાસો કર્યો કે હું વાયુને આત્મા માનીને પૂજું છું. તે પછી શર્કરાક્ષના પુત્ર જને જવાબ આપ્યો કે હું વાયુને પૂજું છું, ને છેલ્લે અશ્વતરાશ્વના પુત્ર બુડિલે પોતે પાણીને આત્મા સમજીને પૂજે છે એવું સ્પષ્ટીકરણ કર્યું.

એ પાંચે જિજ્ઞાસુની સાથે આવેલા આચાર્ય ઉદ્દાલકે ઉત્તર આપ્યો કે હું પૃથ્વીને આત્મા તરીકે પૂજું છું.

રાજાએ તેમની વાત શાંતિપૂર્વક સાંભળી લીધી ને તેમને ઉપદેશના આરંભમાં જ જ્ઞાનના નીચોડ કે સારરૂપે કહેવા માંડયું : 'તમે બધા આત્માને જુદીજુદી રીતે સમજો છો. તમારી સમજ એકાંગી છે. તે પ્રમાણે આત્માને તમે કોઈ એક જ વસ્તુ કે પદાર્થમાં રહેલો માનો છો. પરંતુ આત્મા તો સર્વવ્યાપક ને સર્વરૂપ છે. તે સર્વ સ્થળે ને સઘળા પદાર્થમાં રહેલો છે. શરીર, ઇન્દ્રિયો, મન ને બુદ્ધિ સૌની અંદર રહીને તે સુખ ને ભોગને ભોગવે છે. આત્માને એ રીતે સર્વવ્યાપક માનવો તે જ જ્ઞાન છે. ને સાચો જ્ઞાની પણ તેને જ કહી શકાય જે એ જ્ઞાનને જાનતો ને સમજતો હોય.'

રાજાનો એ ઉપદેશ ઉપનિષદનો મુખ્ય ઉપદેશ છે એમ કહી શકાય. ઉપનિષદના અભ્યાસી એ વાતને સારી પેઠે સમજી શકશે. રાજાના આ ઉપદેશની વાતને બાજુએ રાખીએ તોપણ, ઉપનિષદના વિશાળ ને સમૃદ્ધ સાહિત્યમાં એવું જ્ઞાન ઠેકઠેકાણે પીરસેલું છે. એ જ્ઞાનને સૌ સારી રીતે સમજે ને પચાવે તે જરૂરી છે. ધર્મ ને સંપ્રદાયને નામે આજે જે વિરોધી મતમતાંતરનું સામ્રાજ્ય જામી ગયું છે ને જે ભેદભાવો પોષાઈ રહ્યા છે તે તેથી દૂર થશે. કેમકે પરમાત્મા સર્વવ્યાપક છે એ જ્ઞાન માત્ર બોલવા કે સમજવા પૂરતું નથી પરંતુ આચારમાં ઉતારવા ને અનુવાદિત કરવા માટે છે. પરમાત્મા સર્વવ્યાપક છે એમ સમજીને માણસે સૌની સાથે મીઠો, સાચો ને સ્નેહમય વ્યવહાર રાખતાં શીખવાનું છે, ને સૌની અંદર પરમાત્માના પ્રકાશની ઝાંખી કરીને સૌની સેવા કરવા તૈયાર રહેવાનું છે. સંસારના બધા જ મોટા ધર્મો શીખવે છે કે પરમાત્મા જીવમાત્રમાં રહેલા છે; છતાં એ ધર્મોના અનુયાયીઓમાં હજી પક્ષાપક્ષી, ચડસાચડસી, ધિક્કાર ને ભેદભાવનું દર્શન થયા કરે છે. ધર્મનો એ કીમતી સંદેશ જીવનમાં બરાબર ને સમજપૂર્વક ઉતારવામાં આવે તો એ બધી બદી ને ત્રુટિઓનો અવશ્ય અંત આવે.

## (૩૨) શ્વેતકેતુને ઉદ્દાલકનો ઉપદેશ

છાંદોગ્ય ઉપનિષદના પાંચ અધ્યાયની ઉપલક ને જરૂરી વિચારણા આ પ્રમાણે આપણે પૂરી કરી. હવે છઠ્ઠો અધ્યાય શરૂ થાય છે. તેના પહેલા ખંડથી જ એક સુંદર વાતનો આરંભ થાય છે. એ વાત ઉપનિષદની મહત્ત્વની વાતોમાંની એક છે, સારી પેઠે જાણીતી છે, ને બહારથી સાદી ને સરળ છતાં ઊંડા જ્ઞાનથી ઓતપ્રોત છે. તત્ત્વજ્ઞાનનો ઉપદેશ આપવાની પોતાની તદ્દન-અનોખી ને સરળ પદ્ધતિને લીધે તેનું સ્વરૂપ અત્યંત આદરપાત્ર ને હૃદયંગમ બની ગયું છે એ નિઃસંદેહ છે.

વાત એવી છે કે અરુણ ઋષિના પુત્ર ઉદ્દાલકનો શ્વેતકેતુ નામે પુત્ર હતો. તે પિતાની આજ્ઞાથી બાર વર્ષ સુધી ગુરુને ત્યાં રહીને વેદ ભણ્યો. વેદાભ્યાસને લીધે નમ્ર થવાને બદલે એ ઊલટો અહંકારી થયો ને ગર્વથી ભારેખમ બનીને છેવટે ઘેર આવ્યો.

પિતા તેની દશા જોઈને બધી પરિસ્થિતિ સમજી ગયા. તેમને થયું કે શ્વેતકેતુ ભણીને આવ્યો છે પરંતુ તેનું ભણતર અધૂરું ને કાચું છે. આજે પણ એવા ભણતરવાળા અક્કડ ને અભિમાની માણસો આપણે ત્યાં નથી એમ નહિ. સ્કૂલો ને પાઠશાળા તથા કૉલેજોમાંથી વરસોવરસ હજારો વિદ્યાર્થી બહાર નીકળે છે પરંતુ તેમનામાં નમ્રતા, સરળતા ને શિસ્તનું દર્શન પૂરતા પ્રમાણમાં નથી થતું. જ્ઞાનને લીધે તેમનામાં એક જાતનો ઘમંડ ઘર કરી બેઠો હોય છે. તેમના કરતાં તો દેશના સાધારણ ને અભણ અથવા તો તદ્દન થોડું ભણેલા કહેવાતા મજૂરો, ખેડૂતો, નોકરો ને ફેરિયાઓમાં વધારે નમ્રતા, સેવાભાવના, શ્રદ્ધા, આત્મવિશ્વાસ ને સેવાભાવ દેખાઈ આવે છે. (જે ભણતર માણસને વધારે ને વધારે દંભી, અભિમાની, ઘમંડી, સ્વાર્થી કે પરાધીન કરે, ને જે તેને વધારે ને વધારે સદ્‌ગુણી, સાત્ત્વિક ને સેવાભાવી બનાવી સાચા અર્થમાં મનુષ્ય ન કરે, તે ભણતર તેને માટે લાભદાયક કેવી રીતે કહી શકાય)? શ્વેતકેતુ

પણ એવું જ ભણતર ભણીને આવ્યો હતો. તેથી તેના પિતાને જરા ખેદ થયો. તેનું અભિમાન દૂર કરવા પિતાએ તેને કહ્યું: 'ભાઈ, તું પોતાને ઘણું ભણેલો ને મોટો સમજે છે. પરંતુ જેને સાંભળવાથી નહિ સાંભળેલું સાંભળેલું બને છે, નહિ વિચારેલું વિચારેલું ને ન જાણેલું જાણેલું બને છે તે જ્ઞાન તું જાણે છે?'

પિતાની એ વાત શ્વેતકેતુને તદ્દન નવી લાગી. તેથી તેણે તેનો ખુલાસો માગ્યો. તેના ઉત્તરમાં તેના પિતા ઉદ્દાલકે કહ્યું: 'જેમ માટીના એક પિંડાનું જ્ઞાન થવાથી માટીની બનાવેલી કે બનેલી બધી જ વસ્તુઓનું જ્ઞાન સહેજે ને સહેલાઈથી થઈ જાય છે; કેમકે માટીમાંથી બનાવેલા જુદાજુદા પદાર્થોનાં નામ ને રૂપ જુદાંજુદાં હોવા છતાં તે સૌની અંદર મૂળભૂત રીતે તો માટી જ રહેલી છે; જેમ સોનાની એક લગડીને સમજી કે જાણી લેવાથી સોનામાંથી બનાવેલાં બીજાં બધાં જ ઘરેણાંનું જ્ઞાન આપોઆપ થઈ જાય છે; કેમકે ઘરેણાંના ઘાટ જુદાજુદા હોવા છતાં, તેમની અંદર તો સોનું જ છે; વળી જેમ લોઢાના એક ટુકડાનું જ્ઞાન થઈ જવાથી લોઢાની બનાવેલી બીજી બધી વસ્તુઓનું જ્ઞાન આપોઆપ થઈ જાય છે; કેમકે લોઢામાંથી બનાવેલી વસ્તુઓ વિવિધ હોવા છતાં તેમની અંદર લોઢા વિના બીજું કાંઈ જ રહેલું નથી; તેવી રીતે જ આ જ્ઞાનનું સમજી લેવાનું છે.' સંસારમાં પદાર્થો અનેક છે. તેમનાં નામ ને રૂપ પણ અનેક છે. એ રીતે જોતાં આ સંસાર એક વિશાળ સંગ્રહસ્થાન છે. તેના સ્વરૂપને બહારથી જોતાં ભ્રમમાં પડાય ને ભેદભાવની ભાવના ઉત્પન્ન થાય તેવું છે. પરંતુ તેવી અસર તો તેની સપાટીને જોવાથી જ થઈ શકે. બહારથી એક અજાયબઘર જેવા અનેરા દેખાતા આ સંસારમાં અંદરખાને એવો ભેદભાવ નથી. તેના અંદરના રહસ્યનું જ્ઞાન થવાથી, ને એ રીતે તેના સાચા સ્વરૂપનું ભાન થવાથી, એ ભ્રાંતિ ટળી જાય છે, ને સંસારની અંતરંગ એકતાની સમજ ને અનુભૂતિ સહજ બને છે.

પિતાનો એવા અર્થનો ઉપદેશ સાંભળીને શ્વેતકેતુને આનંદ થયો. સાથેસાથે તેને નવાઈ પણ લાગી. તેનો ઘમંડ ગળી ગયો. તેને ખાતરી થઈ કે તેનું જ્ઞાન ઘણું કાચું છે. પરિણામે નમ્ર બનીને તે પિતાને પગે લાગ્યો ને એવા અભેદભાવને ઉત્પન્ન કરનારા જ્ઞાનની માગણી કરી. કહો કે તેને માટે પ્રાર્થના કરી.

પિતાએ તેની વધારે કસોટી ન કરી. તેની સ્થિતિ વધારે કફોડી પણ ન કરી. તેનો ઘમંડ દૂર થયો કે જ્ઞાનનો ગર્વ ટળી ગયો એટલું તેમને માટે પૂરતું હતું. એટલે તેને જરૂરી સમજણ પૂરી પાડવાનું કામ પણ તેમણે જ ઉપાડી લીધું. એ રીતે તેમના ઉપદેશની હવે શરૂઆત થાય છે.

### [૩૩] સત્ ને અસદ્વાદનો વિચાર

એ ઉપદેશની શરૂઆત જ અત્યંત આદર્શ રીતે થાય છે. તેનું પહેલું વાક્ય ખૂબ જ સુંદર ને રસપ્રદ રીતે રજૂ થયું છે. ભાવ, ભાષા, રસ ને સારની તથા શૈલીની દૃષ્ટિએ તે હૃદયને સ્પર્શી ને હૃદયમાં ઊંડે ઊતરી જાય એવું અસરકારક છે. તેમાં તત્ત્વજ્ઞાનનો એક મહત્ત્વનો ગૂઢ ને ઉત્તમ વિચાર રજૂ થયો છે. ઉદ્દાલક ઋષિ શ્વેતકેતુને ઉપદેશ આપતાં સમજાવે છે : 'હે સૌમ્ય! સૌથી પહેલાં આ આખું જગત સતરૂપે હતું. તેના સિવાય બીજું કાંઈ જ ન હતું.'

કેટલાક વિચારકો એમ માને છે કે સૌથી પહેલાં શૂન્ય હતું : એટલે કે કાંઈ હતું જ નહિ, ને તે શૂન્ય અથવા અસતમાંથી આ જગત પેદા થયું છે. ઋષિના વખતમાં પણ એ વાદનો પ્રચાર સારા પ્રમાણમાં હતો, તેથી જ તેનો ઉલ્લેખ કરીને તે કહે છે કે તેવા વિચારકોની માન્યતા બરાબર નથી. કેમ કે અસતમાંથી સત્યની ઉત્પત્તિ કેવી રીતે થઈ શકે અથવા શૂન્યમાંથી સૃષ્ટિની ઉત્પત્તિ કેવી રીતે થાય? એટલે શૂન્ય જેવું લાગતું તે તત્ત્વ શૂન્ય જેવું નથી પરંતુ સત્ય ને ચેતનસ્વરૂપ છે એ વાત ખાસ યાદ રાખવાની

છે. બહારના શબ્દોને વળગી રહીને મતભેદ ઊભા કરવાને બદલે તેમની અંદર સમાયેલા ભાવને પકડી પાડવાની ને મહત્ત્વની માનવાની જરૂર છે. તેમ થાય તો ઉપરછલ્લા કૃત્રિમ મતભેદ દૂર થાય, ને જુદાજુદા વિચારકો પોતપોતાના અનુભવના આધાર પર જરા જુદી ભાષામાં પરંતુ એક જ મૂળભૂત ને સાચા સિદ્ધાંતનું પ્રતિપાદન કરે છે એમ લાગ્યા વિના રહે નહિ. આ વાતને જરા જુદી રીતે સમજી લઈએ. પરમાત્મા વિશે માહિતી મેળવવાની ઇચ્છાવાળા બે સાધકો ધારો કે યોગની સાધનાનો આધાર લઈને ધ્યાનની ક્રિયા કરવા માંડ્યા. તે પ્રમાણે ધ્યાન કરતાં કરતાં કેટલેક વખતે ભારે પરિશ્રમ પછી તેમને સમાધિની પ્રાપ્તિ થઈ ને સમાધિની એ દશામાં તેમને તત્ત્વનો અનુભવ થયો. આટલે સુધી તો તેમનો માર્ગ એક જ સરખો હતો, ને તેમની વચ્ચે વિરોધ કે ભેદભાવ વધે કે જાગે તેવું કોઈ કારણ નહોતું. પરંતુ સમાધિના એ સ્વાનુભવપૂર્ણ છતાં સૂક્ષ્માતિસૂક્ષ્મ અનુભવને સમજવાની પદ્ધતિમાં બંને સાધકો જુદા પડ્યા. એકે એમ માન્યું કે તે વખતે—(સમાધિની એ અવસ્થામાં—મન તદ્દન શાંત થઈ ગયું છે ને શૂન્યમાં મળી ગયું છે. મન જે અવસ્થાનો અનુભવ કરે છે ને જે વસ્તુને અનુભવે છે તે શૂન્ય છે. એટલે જાગૃતિમાં આવ્યા પછી તે એમ માને છે ને મનાવે છે કે શૂન્ય સૌનું મૂળ છે, ને આ સંસારનું સર્જન અથવા પ્રાકટ્ય પણ શૂન્યમાંની જ થયેલું છે.) બીજા સાધકને પણ અનુભવ તો એવો જ થયો છે, પરંતુ એ અનુભવને ઝીલનારી તેની બુદ્ધિ જરા જુદી હોય છે. તેથી એ એમ વિચારે છે કે (સમાધિ અવસ્થામાં સૂક્ષ્મ મનની મારફત જેનો અનુભવ થાય છે તે તત્ત્વ—તેને ચેતનતત્ત્વ કહો, પરમાત્મ તત્ત્વ કહો કે ગમે તે કહો, પણ કાંઈ જડ, નિષ્ક્રિય અથવા અસત્ નથી. શૂન્યવત્ હોવા છતાં તે છે તો ક્રિયાશીલ ને ચેતનમય. તેવા ક્રિયાશીલ ને ચેતનતત્ત્વમાં જ આ સંસારનું મૂળ હોઈ શકે.) એટલે સમાધિમાંથી જાગ્રત થયા પછી તેણે તે વિચારનો પ્રચાર કર્યો. એ

રીતે શૂન્યવાદ કે અસતવાદ ને તેની વિરુદ્ધનો સતવાદનો પ્રચાર ચાલુ થયો. આગળ જતાં તેમાંથી એક નાસ્તિકવાદ ને બીજો આસ્તિકવાદ કહેવાયો. તેમનાં જ પાછાં અનીશ્વરવાદ ને ઈશ્વરવાદ બે વિરોધી નામ પ્રચલિત થયાં. વિરોધની એ ખાઈ વખતના વધવાની સાથે એટલી બધી ઊંડી થઈ કે તેમાંથી જુદાજુદા પંથ ને સિદ્ધાંતોનો જન્મ થયો, ને એમના અનુયાયી દિવસરાત લડવા લાગ્યા. તેમનામાં વિરોધ, વૈમનસ્ય ને ઘર્ષણ તથા ધિક્કારની ભાવના ઘર કરવા લાગી. એ ખાઈ દિનપ્રતિદિન વધવા લાગી ને તેને પૂરવાના સાધારણ એવા પ્રયાસો પણ મિથ્યા થિયા. એ રીતે નાનાસરખા બીજમાંથી એક વિશાળ વૃક્ષનું નિર્માણ થયું. નવાઈની વાત તો એ હતી કે બંને સાધકો કે વિચારકોને એક જ અનુભવની અંતરંગ અવસ્થામાંથી પ્રેરણાની જુદીજુદી સામગ્રી પ્રાપ્ત થઈ હતી, છતાં બંને જુદા પડયા. કેમ કે અનુભવનું મૂલ્યાંકન કરવાની બંનેની પદ્ધતિમાં ફેર પડયો. અનુયાયીઓ તો મોટે ભાગે સ્વાનુભવથી રહિત હતા. એટલે પરંપરાથી વહેતી આવેલી વિચારધારામાં તેમને કાંઈ સુધારો કરવાનું ન સૂઝયું. આ આખીય દૃષ્ટિ કે પદ્ધતિ સમાધિના વિશેષ અનુભવને પરિણામે પ્રાપ્ત થનારી અંતર્દૃષ્ટિ દ્વારા જ સમજાય તેવી છે. એવી અંતર્દૃષ્ટિ કોઈક વિરલ પુરુષમાં જ હોય. એટલે મોટા ભાગની પ્રજાએ તો રુચિ ને અરુચિના આધાર પર ચાલુ સિદ્ધાંતોમાંથી કોકની પસંદગી કરવાની જ બાકી રહે. એ રીતે સિદ્ધાંતોની સત્યાસત્યતાનો નિર્ણય કરવાનું લાંબા વખત લગી કે કોઈ વાર કાયમને માટે મુશ્કેલ બની જાય.

કહેવાની મુખ્ય વાત એ છે કે ઉપર કહેલી બંને વિચારધારાઓનું ઉગમસ્થાન એક જ છે; તેમની વચ્ચે જેટલો માનવામાં આવે છે તેટલો મૂળભૂત વિરોધ નથી; ને જો જરાક વિશાળતાથી વિચારવામાં આવે તો તેમની વચ્ચેનો ભેદભાવ દૂર થઈને, તેમની અંદર રહેલા એકતાના અમૂલખ ભાવનું આપણને દર્શન થાય છે. એકતાના એવા દર્શન માટે જ આપણો પ્રયાસ હોવો જોઈએ. દરેક

ઠેકાણે એવા પ્રયાસને આપણે કામે લગાડવો જોઈએ. તો મતભેદો મોટે ભાગે મટી જાય ને વિખવાદો શાંત થાય.

## [૩૪] પરમાત્મા સૌના મૂળમાં

ઉદ્દાલક મુનિ આગળ કહે છે કે સૃષ્ટિના મૂળમાં એકમાત્ર સત્ હતું. તેને પરમાત્મતત્ત્વ કહો, બ્રહ્મ કહો કે બીજું ગમે તે નામ આપો, પણ તેના સિવાય બીજું કાંઈ નહોતું. એ તત્ત્વ અદ્વિતીય ને એકલું જ હતું. એ પરમતત્ત્વે વિચાર કર્યો કે 'હું એકમાંથી અનેક થાઉં.' પછી તેણે તેજની રચના કરી, તેજમાંથી પાણી, પાણીમાંથી પૃથ્વી ને અન્નની રચના કરી, ને એ રીતે સૃષ્ટિનું સર્જન થયું. સૃષ્ટિનાં એ બધાં સ્વરૂપોમાં જીવરૂપે પ્રવેશ કરીને તેણે તેમનાં જુદાંજુદાં નામ ને રૂપ બનાવ્યાં.

આ સંસારમાં જીવનારાં પ્રાણીઓ ત્રણ જાતનાં છે. પક્ષીઓ, માછલાં ને પેટે ચાલનારાં પ્રાણી ઈંડામાંથી જન્મે છે માટે 'અંડજ' કહેવાય છે. પેટમાંથી જન્મનારાં માણસો ને પશુઓ 'જરાયુજ' કહેવાય છે. તે ઉપરાંત જે જમીનમાંથી ઉત્પન્ન થાય છે તે વૃક્ષ, વેલ, છોડ વગેરે 'ઉદ્ભિજ્જ'ના નામથી ઓળખાય છે.

ઋષિએ એ પ્રમાણે જુદીજુદી રીતે ઉપદેશ આપીને મુખ્યત્વે બે વાતો પર ભાર મૂક્યો છે કે બે વાતોનું દૃઢતાથી પ્રતિપાદન કર્યું છે. એક તો એ કે (સતરૂપી પરમાત્મા આ સૃષ્ટિના મૂળમાં રહેલા છે, ને બીજી વાત એ છે કે સૃષ્ટિના જુદાંજુદાં નામ ને રૂપવાળા પદાર્થોની અંદર પણ તેનો જ વાસ છે.) આગળ વધીને એ જ વાતને જરા જુદી રીતે રજૂ કરતાં વિચારકોએ એમ પણ કહ્યું છે કે (સૃષ્ટિના જુદાંજુદાં નામ ને રૂપવાળા પદાર્થો તે જ પરમાત્મતત્ત્વના સહજસ્વાભાવિક પરિણામ કે સ્વરૂપ જેવા છે.) એ ભાવને લક્ષમાં લઈને જ વેદના અથવા તો ઉપનિષદકાળના ઋષિઓએ 'સર્વં ખલ્વિદં બ્રહ્મ'ની ઘોષણા કરી છે. 'આ બધું' જે

સંસારના રૂપમાં દેખાય છે અથવા અનુભવાય છે—તે ખરેખર પરમાત્મતત્ત્વ અથવા તો બ્રહ્મ જ છે, ને તેના વિના બીજું કાંઈ જ નથી.' આપણી આજુબાજુના સંસારને એ દૃષ્ટિથી જોવાની જરૂર છે. એવી અલૌકિક દૃષ્ટિથી આ દુનિયાનું દર્શન કરવાથી દુનિયાના નાના ને મોટા તથા સુંદર ને અસુંદર બધા જ પદાર્થો એક મોટી મહાકાય માળામાંના જુદાજુદા મણકા જેવા દેખાશે. બધાની અંદર ને બહાર સૂત્રરૂપે એક પરમાત્મા રહેલા છે એવો ભાસ થશે, ને તેને પરિણામે 'સમસ્ત વસુધા એક કુટુંબ છે' એ ભાવના સાર્થક ને સાચી લાગશે. કુટુંબભાવમાં તો થોડી પણ કસર કે થોડો પણ ભેદભાવ રહી જવાનો સંભવ રહે છે, આત્મભાવ એથી આગળ ને વિશાળ હોય છે. એટલે કુટુંબભાવની એ ભાવનામાંથી ઉપર ઊઠીને આત્મભાવની ભાવનામાં આપણો પ્રવેશ થશે, ને પરિણામે, તે ભાવનાના પડછંદા આપણા વ્યક્તિગત ને રોજબરોજના જીવનમાં પડવાથી બીજા જીવોને આપણા જ જીવો તરીકે જોવા માંડીશું ને તેમનાં સુખ ને દુઃખ, હર્ષ ને શોકનો સમાનભાવે ને સહાનુભૂતિપૂર્વક અનુભવ કરીશું. એ રીતે કુટુંબભાવ અથવા આત્મભાવની ભાવના આપણા મગજમાં જ ને તત્ત્વજ્ઞાનના વિચાર પૂરતી જ મર્યાદિત નહિ રહે, પરંતુ આપણા વિચાર ને વર્તન તથા આપણી વાણીમાં છેક ઊંડે ઊતરી જશે; રોમેરોમમાં, શ્વાસોચ્છ્વાસમાં ને રક્તના કણેકણમાં મળી ને ભળી જશે, તથા આપણા રોજિન્દા જીવનનું એક અગત્યનું અંગ ને પ્રેરક બળ બની રહેશે. એ ઉત્તમ ભાવનાનો સદુપયોગ કરીને એ પ્રમાણે જીવનની કાયાપલટ કરીએ ત્યારે જ કાંઈક મહત્ત્વનું કર્યું કહેવાય તત્ત્વજ્ઞાન ને વ્યાવહારિક જીવન એ બંનેનો સંબંધ એ રીતે મજબૂત બનશે. એ સંબંધ આપણે ત્યાં તૂટી ગયો છે ને તૂટતો જાય છે. તેને લીધે તત્ત્વજ્ઞાન કેવળ ચર્ચાવિચારણાનો વિષય બની ગયું છે ને બહુબહુ તો દિલ બહેલાવવાનું ને અહંકાર કે પંડિતાઈને પોષવાનું કામ કરે છે. પરંતુ વ્યાવહારિક જીવનથી

તેણે છૂટાછેડા લીધા છે. તેની સાથે તેને મેળ નથી. એ દશા દેશમાં લગભગ સર્વત્ર દેખાય છે. વ્યાવહારિક જીવન કથળતું જાય છે, ને તેમાંથી ધર્મ, ન્યાય, નિષ્કપટતા ને સેવાભાવનો લોપ થતો જાય છે. વિદ્વાનો, પંડિતો ને તત્ત્વજ્ઞ કહેવાતા લોકો પણ તેમાંથી સંપૂર્ણપણે મુક્ત નથી. એ દશા તંદુરસ્ત નથી ને ખરેખર ખેદજનક છે. એ દશામાંથી મુક્તિ મેળવવા માટે તત્ત્વજ્ઞાન ને વ્યવહાર અથવા વિચાર ને વર્તનને આપણે એક કરવાં જોઈએ. તેમની વચ્ચેનું અંતર જેટલું બને તેટલું ઓછું કરવું જોઈએ. બંનેને એકમેકનાં પોષક ને પ્રેમી બનાવવાં જોઈએ. તત્ત્વજ્ઞાનની ચર્ચાવિચારણા પણ આપણે એ જ હેતુને નજર સામે રાખીને કરવી જોઈએ. જીવનને વધારે ને વધારે સુંદર, સ્વચ્છ, સુમધુર, સંયમી, સાદું, સિદ્ધાંતમય, સેવાપરાયણ ને પ્રભુમય બનાવવાની આપણી નેમ હોવી જોઈએ. ધર્મ ને તત્ત્વજ્ઞાન, સાધના, વિદ્યા, તપસ્યા કે કળા તેમાં મદદરૂપ થાય તે માટે જ એનો આધાર લેવાનો છે. તેમાં મદદરૂપ થાય તો જ તેનું મહત્ત્વ, તેની ઉપયોગિતા કે તેની કિંમત છે. બાકી તેનાથી જીવનનું શ્રેય નહિ થઈ શકે એ નક્કી છે. સૌથી વધારે મૂલ્ય ને મહત્ત્વ માણસનું ને માણસની ઉન્નતિનું છે. બધા જ સંજોગોમાં તેને નુકસાન ન પહોંચે ને તેનો મહિમા ભુલાઈ ન જાય તેનું સદા ધ્યાન રાખવાનું છે

## [૩૫] મન અન્નનું કાર્ય છે

આ ઉપનિષદનો મોટા ભાગનો ઉપદેશ સરળ શબ્દોમાં ને વાર્તાલાપની શૈલીમાં આપવામાં આવ્યો છે. તેથી તેની સરસતા વધી પડી છે ને તે હૃદયંગમ પણ વધારે થયો છે. મન અન્નનું કાર્ય છે એ વાત આમ તો ટૂંકા કે લાંબા વિવેચનદ્વારા પણ સમજાવી શકાય, પરંતુ ઋષિએ એ સમજાવવા માટે અહીં વાર્તાલાપની સાધારણ છતાં રસમય શૈલીનો આધાર લીધો છે. ઋષિ ઉદ્દાલક પોતાના પુત્ર શ્વેતકેતુને કહે છે : ('ખાધેલા અન્નના

સૂક્ષ્મ ભાગથી મન પુષ્ટ થાય છે. તે મનની શક્તિના સોળ ભાગ કરીએ તો તેમને પુરુષની સોળ કળા કહી શકાય. તે પ્રમાણે પુરુષની સોળ કળા છે. તેની તારે ખાતરી કરવી હોય તો તું પંદર દિવસ જમીશ નહિ.'

શ્વેતકેતુએ પિતાની સૂચના પ્રમાણે પંદર દિવસ ખાધું નહિ. પછી સોળમે દિવસે તે પિતાની પાસે આવ્યો ત્યારે પિતાએ તેને ઋગ્વેદ, યજુર્વેદ ને સામવેદના મંત્રો બોલવા કહ્યું.

શ્વેતકેતુએ મંત્રોનું સ્મરણ નથી થતું એમ કબૂલ કર્યું.

તે સાંભળીને તેના પિતાએ કહ્યું: 'સળગાવેલા ભારે અગ્નિમાંથી આગિયા જેટલો અંગારો બાકી રહ્યો હોય તો તે તદ્દન નાની વસ્તુને પણ બાળી ન શકે તો મોટી વસ્તુને તો ક્યાંથી બાળી શકે? તેવી રીતે અનાજ ન મળવાથી સોળ કળામાંથી એક જ કળા બાકી રહી હોય ત્યારે વેદોને તું કેવી રીતે યાદ કરી શકે? માટે સૌથી પહેલાં તું ભોજન કરી લે. પછી મારી વાતને બરાબર સમજી શકીશ.'

પછી શ્વેતકેતુએ ભોજન કરી લીધું. તે પછી તેના પિતાએ જે કાંઈ પૂછ્યું તેના ઉત્તર તે બરાબર આપી શક્યો.

આટલી વાત પરથી કોઈને એવી શંકા થવાનો સંભવ છે કે પંદર દિવસ ભોજન ન કરવાથી સ્મરણશક્તિનો આટલો બધો લોપ થઈ જાય ખરો? ઉપવાસ માણસો પોતપોતાની શક્તિ પ્રમાણે કરે છે, ને દરેકની સ્મૃતિનો આટલા મોટા પ્રમાણમાં લોપ થાય છે એમ પણ નથી. પરંતુ ઉપવાસની અસર મન ને મનની શક્તિ પર વત્તાઓછા પ્રમાણમાં પડે છે એ તો સાચું જ છે. સ્મરણ-શક્તિ કોની કેટલા પ્રમાણમાં ઘટે છે તે જુદી વાત છે. એટલે ઉપવાસની શરીર ને મન પરની અસરને આપણે વ્યાપક રીતે લેવાની છે.

શ્વેતકેતુએ પોતાના પ્રશ્નોના ઉત્તર બરાબર આપ્યા એટલે તેના પિતાએ તેને કહ્યું : 'સળગાવેલા કોઈ ભારે અગ્નિનો એક આગિયા જેટલો જ અંગારો બાકી રહ્યો હોય, તેના પર સૂકું ઘાસ કે તણખલાં મૂકીને સળગાવવામાં આવે, તો તે તેનાથી મોટી વસ્તુને પણ બાળી શકે છે. તેવી રીતે પંદર દિવસ સુધી ભોજન ન કરવાથી તારી સોળ કળામાંથી એક જ કળા બાકી રહી હતી. એ બાકી રહેલી કળામાં અન્નને લીધે વધારો થયો. તેથી તારામાં વેદોને યાદ કરવાની શક્તિ પાછી જાગી ઊઠી. એના પરથી સાબિત થયું કે મન અન્નનું કાર્ય છે અથવા અન્નથી થાય છે. તે જ પ્રમાણે પ્રાણ પાણીનું કાર્ય છે ને વાણી તેજનું કાર્ય છે.'

પછી ઉદ્દાલકે શ્વેતકેતુને સુષુપ્તિના રહસ્યની સમજ પાડી. ઉદ્દાલકે તેને માટે પણ અત્યંત સરળ, સુમધુર ને વાર્તામય શૈલીનો પ્રયોગ કર્યો છે. આ રહ્યો તેનો નમૂનો : 'જેમ દોરીએ બાંધેલું પંખી દસે દિશામાં આમતેમ ઊડે છે ને બીજો કોઈ આધાર ન મળવાથી જ્યાં બાંધ્યું હોય ત્યાં જ પાછું આવે છે, તેવી રીતે માણસ જાગતો હોય ત્યારે મન પણ ચારે તરફ દોડે છે ને છેવટે બીજે કોઈ ઠેકાણે એને આશ્રય ન મળવાથી પ્રાણરૂપ બ્રહ્મનો જ આશ્રય લે છે. કારણકે પ્રાણરૂપી બ્રહ્મ જ મનનું બંધન છે. એટલે માણસ જ્યારે સૂએ છે ત્યારે 'સત્'માં જ મળી જાય છે અથવા તો આત્મસ્વરૂપને પામે છે.'

સુષુપ્તિનું એ રહસ્ય સમજાવીને ઋષિ આગળ વધે છે ને બીજો અગત્યનો ઉપદેશ પણ આપે છે. એ ઉપદેશને ટૂંકમાં 'તે તું છે' અથવા તો 'તત્ત્વમસિ'નો ઉપદેશ કહી શકાય.

[૩૬] 'તત્ત્વમસિ'ની સમજ

ઋષિ કહે છે કે અન્નમાંથી શરીર ઉત્પન્ન થાય છે એટલે અન્ન શરીરનું કારણ છે. અન્નનું કારણ પાણી છે, પાણીનું કારણ તેજ છે ને તેજનું કારણ સત્ છે તેને જ પરબ્રહ્મ કે પરમાત્મા

કહેવામાં આવે છે. એ પ્રમાણે વિચાર કરતાં ચોક્કસ થાય છે કે સમસ્ત સંસારનું ને બધી પ્રજાનું મૂળ કારણ સત્ અથવા તો પરમાત્મા છે. એ પરમાત્મા જ સૌના આશ્રયરૂપ છે, ને સૃષ્ટિને અંતે બાકી પણ એ જ રહે છે.)

પરમસત્યરૂપી પરમાત્માનો એ પ્રમાણે ઉલ્લેખ કરીને ઋષિ મરણ વખતની અવસ્થાનું વર્ણન કરતાં કહે છે : ('મરણ પામતા પુરુષની વાણી મનમાં સમાઈ જાય છે; મન પ્રાણમાં સમાઈ જાય છે; પ્રાણ તેજમાં સમાઈ જાય છે; ને છેવટે એ તેજનો સમાવેશ પરમદેવ, પરમસત્ય કે પરમાત્મામાં થાય છે. એવી રીતે પરમાત્માની અંદર સમાઈ જનાર કે એક થનાર જ્ઞાનીનો ફરીથી જન્મ થતો નથી. પરંતુ અજ્ઞાની પુરુષ જેમ ઊંઘમાંથી જાગે તેમ જાગ્રત થાય છે ને બીજા શરીરમાં પ્રવેશ કરે છે. એ પરમાત્મા સત્યસ્વરૂપ ને અત્યંત સૂક્ષ્મ છે. સંસારમાં જે કાંઈ દેખાય છે કે અનુભવાય છે તે તેનું જ રૂપ છે. ટૂંકમાં કહીએ તો તે સર્વરૂપ છે. એ જ આ જગતનું મૂળ કારણ ને જગતનો આત્મા છે. હે શ્વેતકેતુ, એ સત્યસ્વરૂપ પરબ્રહ્મ પરમાત્મા તું છે=તત્ત્વમસિ.')

તે તું છે અથવા તો તત્ત્વમસિની વિચારસરણી ભારતીય સંસ્કૃતિ કે તત્ત્વજ્ઞાનની મોટામાં મોટી ને છેલ્લામાં છેલ્લી વિચારસરણી છે. તત્ત્વજ્ઞાનના રહસ્યને રજૂ કરનારાં વેદનાં ચાર પ્રખ્યાત મહાવાક્યોમાં તેનો સમાવેશ થાય છે. જે દિવસે પરમાત્મા સાથેની જીવની એકતાની આ મહાન શબ્દાવલિની શોધ થઈ તે દિવસે તત્ત્વજ્ઞાનની શાખા ધન્ય થઈ ને માનવની પૂર્ણતા ને મુક્તિની સાધના પણ સફળ થઈ. માનવનું અંતર તે વખતે કેટલા બધા અનેરા, અદ્ભુત, અનંત ને અલૌકિક આનંદથી ઊછળી ઊઠયું હશે ! માનવજાતિના સાંસ્કૃતિક અભ્યુદયના ઇતિહાસમાં એ દિવસની સ્મૃતિ સોનેરી અક્ષરે લખાઈ ગઈ હશે. તત્ત્વજ્ઞાન ને આત્મિક અનુભૂતિના ક્ષેત્રમાં એ દિવસનો ફાળો કોઈ અનેરો જ હશે. ...

તત્ત્વમસિના એ અનેરા અનુભવથી ભારતીય સંસ્કૃતિ જાણે કે ધન્ય બની ગઈ છે. એ અનુભવને પરિણામે જાણે કે તેને પરમ સંતોષ થયો છે. એ અનુભવ ને તેને વ્યક્ત કરનારા એ શબ્દો ભારતીય ધર્મ ને તત્ત્વજ્ઞાનના જાણે કે આખરી અનુભવશબ્દો બની ગયા છે. ભારતીય સાધનાની ત્યાં ઇતિશ્રી થાય છે; ભારતીય ધર્મ ને તત્ત્વજ્ઞાન ત્યાં પહોંચીને પોતાનું છેવટનું પૂર્ણવિરામ મૂકી દે છે.

[૩૭] ગીતામાં તત્ત્વમસિ કેમ નથી ?

હરદ્વારના ગંગાઘાટ પર એક દિવસ સાંજને સમયે મને એક મોટી ઉંમરના સંન્યાસી મળ્યા હતા. તેમની સાથે મારે ગીતા પર થોડીક વાતો થઈ. વાતવાતમાં તેમણે એક શંકા રજૂ કરી. તેમણે કહ્યું : 'ગીતા વેદ, ઉપનિષદ ને ભારતીય સંસ્કૃતિની પ્રતિનિધિ. એ દૃષ્ટિથી તેને માનવામાં, પૂજવામાં ને આદરણીય ગણવામાં આવે છે. પરંતુ તેમાં ક્યાંય તત્ત્વમસિનો ઉપદેશ નથી અથવા કૃષ્ણ ભગવાન ક્યાંય એમ કહેતા નથી કે તારામાં ને મારામાં કાંઈ ભેદ નથી એ શું તમને નવાઈ જેવું નથી લાગતું ?'

મેં કહ્યું : 'તમારી વાત સમજી શકાય તેવી છે. પરંતુ તેનો વિચાર જરા શાંતિથી કરીએ તો સમાધાન સહેજે ને સહેલાઈથી થઈ જાય છે. ગીતામાં ભગવાન શ્રી કૃષ્ણે અર્જુનને તત્ત્વમસિનો ઉપદેશ ન આપ્યો હોય ને તેની ને પરમાત્માની વચ્ચે અભિન્નતા છે એમ ન કહ્યું હોય તોપણ કાંઈ હરકત નથી. ગીતાની મહત્તા એથી જરા પણ ઓછી થતી નથી. દરેક વખતે ને બધા જ ધર્મગ્રંથોમાં અમુક ખાસ પ્રચલિત શબ્દો કે ભાવોનો જ પ્રયોગ થવો જોઈએ તેવું નથી હોતું. ગીતામાં જ્ઞાનવિજ્ઞાનની ઉપદેશવાતો છે; પરંતુ તેનું મુખ્ય તાત્પર્ય અર્જુનની નિર્બળતા ને ભયભીતતા દૂર કરીને. તેનામાં પરમાત્મા પ્રત્યેની સમર્પણભાવના પેદા કરીને, તેને તેના કર્તવ્ય માટે તૈયાર કરવાનું છે. માટે તે વિશેની વાતો

તેમાં વધારે પ્રમાણમાં મળે છે. પરંતુ ગીતામાં કૃષ્ણે 'જીવોની અંદર હું રહેલો છું.' 'તું મને ભજ, મારું સ્મરણ કર, મારું શરણ લે.' એવું અવારનવાર ને સાફ શબ્દોમાં કહીને પોતાની ને પરમાત્માની વચ્ચેની એકતાનું પ્રતિપાદન કર્યું છે. અનુભવ ને જ્ઞાનની ઉચ્ચોચ્ચ અવસ્થાએ આસીન થઈને કોઈ પણ જ્ઞાની મહાપુરુષ એવી વાણી બોલી શકે છે ને એવા ઉત્તમ ભાવોને અનુભવી શકે છે એવી એમાં સૂચના રહેલી છે. એવા અર્થમાં એ શબ્દોને સમજવાના છે. એટલે એ બધા શબ્દો ને ભાવોમાં તત્ત્વમસિની ફિલસૂફી નાના બીજમાંથી એક વિશાળ વૃક્ષના રૂપમાં ખીલી નીકળી છે એમ લાગ્યા વિના નથી રહેતું.'

'એક બીજી વાતનો વિચાર પણ સાથેસાથે જ કરી લેવાનો છે. ગીતામાં 'તત્ત્વમસિ' શબ્દો ન લખ્યા હોય તોપણ તેનો ભાવ તો છે જ. ભગવાન શ્રીકૃષ્ણે અર્જુનને કહ્યું છે કે જ્ઞાની પુરુષ જે દેખાય અથવા અનુભવાય છે તે બધું પરમાત્માનું જ રૂપ છે — પરમાત્મા જ છે એવું અનુભવે છે. જ્ઞાનની એ દશા ને એ દશાએ આરૂઢ થયેલો જ્ઞાની ખરેખર દુર્લભ છે. वासुदेवः सर्वमिति । એ ભગવાનના શબ્દો છે. બધું જ વાસુદેવ અથવા પરમાત્માનું રૂપ અથવા પરમાત્મા. બધું જ પરમાત્મા — વાસુદેવઃ સર્વમ્ એ 'સર્વમ્ કે બધામાં સારાય સંસારનો સમાવેશ થઈ ગયો. તો પછી તેમાં અર્જુન પણ આવી જ ગયો ને? અર્જુન કાંઈ સંસારની બહાર નથી. એટલે સમસ્ત સંસારની સાથે અર્જુન પણ પરમાત્મામય છે અથવા પરમાત્મા છે એવું આપોઆપ ફલિત થઈ ગયું. એવું ફલિત કરવા માટે બહુ લાંબી ચર્ચા, વિચારણા કે વિતંડાવાદમાં ઊતરવાની જરૂર નથી. એ માટે તો સહેલો ને સટ સાધારણ ત્રિરાશિનો દાખલો જ માંડવાનો છે. એટલે બધી વાત સાફ થઈ જાય તેમ છે. એટલે ગીતામાં તત્ત્વમસિનું પ્રતિપાદન નથી થયું અથવા તો વેદ કે ઉપનિષદના અનુસંધાનમાં જીવની શિવ સાથેની અથવા તો આત્માની પરમાત્મા સાથેની અભિન્નતાનું સમર્થન નથી

કરવામાં આવ્યું એમ માની લેવું બુદ્ધિસંગત કે બરાબર નથી. મેં તો ગીતાને જે રીતે જોઈ છે તેના પરથી મારો આ અભિપ્રાય બંધાયો છે.'

સંન્યાસી મહારાજને મારી વાત ગમી ગઈ. મારા વિચારો સાંભળીને તે પ્રસન્ન થયા. તેમણે કહેવા માંડયું : 'ગીતાવાચનને પરિણામે ઊભી થતી કેટલીક શંકાઓ મેં એક બંગાળી વિદ્વાનના ગીતા પરના પુસ્તકમાં વાંચી હતી. આ શંકા પણ એમાંની એક હતી. આજે એનું સંતોષકારક સમાધાન થઈ ગયું તેથી મને આનંદ થયો છે.'

ને અમે ગંગાકિનારેથી છૂટા પડ્યા.

ખરી રીતે તો વેદાંતનાં જે ચાર મહાવાક્યો કહેવાય છે તે એકમેકનાં વિરોધી નથી પરંતુ પ્રત્યેકનાં પૂરક છે. જે વખતે જેની જરૂર હોય છે તે વખતે તેનો ઉપદેશ જિજ્ઞાસુને આપવામાં આવે છે. ગીતામાં એ ચારે વાક્યોનો સાર અત્યંત સરસ રીતે રજૂ કરવામાં આવ્યો છે.

## [૩૮] તત્ત્વમસિની વધારે સમજ

પરમ સત્યરૂપી પરમાત્માની સાથે પોતાની તથા સમસ્ત સંસારની એકતા સિદ્ધ કરવા માટે, ને એ રીતે આગળ આપેલા 'તત્ત્વમસિ'ના ઉપદેશને વધારે વિસ્તારથી સમજાવવા માટે, ઉદ્દાલક મુનિ પોતાના પુત્ર શ્વેતકેતુની ઇચ્છાને માન આપીને કેટલાક બીજા વિચારોની રજૂઆત કરે છે. તે વિચારો મોટે ભાગે જુદાંજુદાં દૃષ્ટાંતોના રૂપમાં રજૂ થયા છે તેથી વધારે સરળ, આકર્ષક ને સુંદર તથા ભાવવાહી થયા છે.

મુનિ કહે છે : 'હે શ્વેતકેતુ, મધમાખીઓ અનેક જાતનાં ઝાડનો રસ લે છે ને તેને મધપૂડાનું રૂપ આપે છે. એ રસ મધનું રૂપ ધારણ કરે છે પછી 'હું અમુક ઝાડનો રસ છું', હું અમુક

બીજા ઝાડનો રસ છું.' એવી યાદી કોઈ પણ રસને નથી રહેતી. એવી રીતે હે સૌમ્ય, હે શ્વેતકેતુ, આ બધી પ્રજા અથવા આ બધો સંસાર નિદ્રાવસ્થામાં, મરણ વખતે કે પ્રલય વખતે સત્યસ્વરૂપ પરમાત્મામાં ભળી જાય છે. તોપણ તેને તેમાં મળી, ભળી અથવા એક થઈ જવાનું જ્ઞાન રહેતું નથી. વાઘ, સિંહ, વરુ, ભૂંડ, કીડો, પતંગિયું, ડાંસ કે મચ્છર જેવાં પ્રાણી પહેલાં અહીં જેવાં હોય છે તેવાં જ પાછાં તે સત્યસ્વરૂપ પરમાત્મામાંથી આવ્યા પછી થાય છે. સંસારના રૂપમાં એ સત્યરૂપી સૂક્ષ્મ પરમાત્મતત્ત્વ જ બધે વ્યાપી રહ્યું છે. એ જ જગતનો આત્મા છે. એ જ માત્ર સત્ય છે. હે શ્વેતકેતુ, તે તું છે. તારામાં ને તેનામાં કાંઈ ભેદ નથી.'

શ્વેતકેતુની પ્રાર્થનાથી મુનિએ ફરી કહેવા માંડયું :

'ઉગમણી નદીઓ ઉગમણી દિશામાં ને આથમણી દિશામાં વહેતી નદીઓ આથમણી દિશામાં વહે છે. સમુદ્રમાંથી સૂર્યનાં કિરણોની મારફત ખેંચાઈને તેમ જ વરસાદના રૂપમાં ધરતી પર પડીને પાછી તે નદીઓના રૂપમાં પ્રકટ થાય છે ને સમુદ્રમાં મળી જઈને સમુદ્ર જ થાય છે. પછી તે નદીઓ 'હું અમુક છું, હું અમુક છું.' એમ જાણતી નથી; એવી રીતે આ બધી સૃષ્ટિ સત્યરૂપી પરમાત્મામાંથી પ્રકટ થાય છે પરંતુ તે વાતને જાણતી નથી. એ સત્યરૂપી પરમાત્મા જ સર્વરૂપ થઈને રમી રહ્યા છે. એ જ જગતના આત્મા છે. એ જ સત્ય છે. હે શ્વેતકેતુ, તે તું છે.'

### [૩૯] ઝાડની અંદર પણ જીવ

ઝાડની અંદર પણ જીવ રહેલો છે એ વાત ભારતના સુવિખ્યાત વૈજ્ઞાનિક જગદીશચંદ્ર બોઝે કહી બતાવી તેમ જ પ્રયોગો દ્વારા તેને સિદ્ધ પણ કરી બતાવી ત્યારે સૌને તેની જાણ થઈ. પરંતુ ભારતના ઋષિવરોને એ વાતની ખાતરી એની પહેલાં પણ સદીઓથી હતી; એ વાતની જાહેરાત પણ તેમણે કરી હતી. તેની સ્પષ્ટતા આ ઉપનિષદમાં હવે પછી આવતા ઉદ્દાલક મુનિના

ઉપદેશ પરથી સહેજે થઈ રહે છે. વેદ ને ઉપનિષદ કાળમાં જ ઋષિઓને એ વાતની ખબર હતી તે જાણીને એમને માટે આપણા અંતરમાં ખરેખર ઊંડા આદરભાવની લાગણી પેદા થાય છે. ઋષિ જ્યારે એમ કહે છે કે બધું પરમાત્મરૂપ છે ત્યારે ઝાડ કે વનસ્પતિમાં પણ પરમાત્મા અથવા જીવતત્ત્વ છે એ વાતની સિદ્ધિ પણ આપોઆપ થઈ જ જાય છે. કેમકે આખા જગતમાં વનસ્પતિનો સમાવેશ પણ આપોઆપ થઈ જાય છે. છતાં આ ઉપનિષદના હવે પછીના ભાગમાં ઋષિએ વનસ્પતિસૃષ્ટિનો ખાસ ઉલ્લેખ કર્યો છે તે વાતના ઉપલક્ષમાં આટલો ખુલાસો ખાસ યાદ રાખવા જેવો છે.

ઋષિનો એ સત્યનું પ્રતિપાદન કરનારો ઉપદેશ આ રહ્યો : 'કોઈ મોટા ઝાડના મૂળમાં કોઈ ઘા કરે તો તેમાંથી રસ ઝરે છે, પરંતુ તે છતાં તે જીવતું રહે છે. વચ્ચેના ભાગમાં કોઈ ઘા કરે તોપણ તેમાંથી રસ ઝરે છે, પરંતુ તે જીવતું તો રહે છે જ. ઝાડના ઉપરના ભાગમાં કોઈ ઘા કરે તોપણ તેમાંથી રસ ઝરે છે, પણ એ જીવતું તો રહે છે જ. તેનું કારણ એટલું જ કે એ ઝાડમાં જીવ અથવા તો આત્મા રહેલો છે. તેથી તે ઝાડના મૂળની મારફત જમીનના રસને ચૂસે છે ને સલામત રીતે ટકી રહે છે.

'પરંતુ જ્યારે જીવ અથવા આત્મા એ વિશાળ વૃક્ષની એક ડાળીને છોડી દે છે, ત્યારે તે ડાળી સુકાઈ જાય છે. બીજી ડાળીને છોડી દે છે ત્યારે તે બીજી ડાળી પણ સુકાઈ જાય છે; ત્રીજીને છોડી દે છે ત્યારે ત્રીજી પણ સુકાય છે; ને જ્યારે જીવ એ આખા વૃક્ષને છોડી દે છે, ત્યારે આખું વૃક્ષ સુકાઈ જાય છે. તે પ્રમાણે હે શ્વેતકેતુ, શરીરમાંથી જીવ જતો રહે ત્યારે શરીર મરી જાય છે, પણ જીવ નથી મરતો. એ જીવ કે આત્મા અથવા પરમાત્મા એક જ છે. આ સંસાર એનું જ રૂપ છે, એ જગતનો આત્મા છે. એ જ સત્ય છે. હે શ્વેતકેતુ, તે તું છે.'

[૪૦] ઉપદેશની પદ્ધતિ

ઋષિની ઉપદેશ આપવાની આખી પદ્ધતિ કેવી સરળ, સાદી, સુંદર, સારવાહી ને વિલક્ષણ છે! એથી જ એ આપણા અંતરને સચોટ રીતે સ્પર્શી જાય છે, ને જે કહેવાનું છે તેની અમીટ છાપ મૂકી જાય છે. તત્ત્વજ્ઞાનની ભાષા ભારેખમ ને દુર્બોધ હશે તો તેને મૂઠીભર માણસો જ સમજી શકશે. તેને લીધે તત્ત્વજ્ઞાન ગણ્યાગાંઠ્યા માણસોને જ મદદરૂપ થઈ શકશે પરન્તુ આમપ્રજાની પાસે નહિ પહોંચી શકે. તેમને મદદરૂપ થઈને તેમના જીવનમાં ક્રાંતિ કરવાનું ને તેમની કાયાપલટ કરીને તેમના જીવનને ઉત્તમ બનાવવાનું મહત્ત્વનું કામ પણ તે નહિ કરી શકે. એ રીતે માનવમાત્રનું મંગલ કરવાની જે આશા તેની પાસેથી રાખવામાં આવે છે તે પરિપૂર્ણ નહિ થાય. એટલે તત્ત્વજ્ઞાનને કેવળ ચર્ચા કે વાતોનો વિષય રાખવાને બદલે, જીવનના એક ક્રાંતિકારી બળ તરીકે કાયમ રાખવું હોય તો તેની ભાષા વધારેમાં વધારે સાદી ને સહેલી રાખવાની જરૂર છે. વિચાર ને ભાવ ઉત્તમ હોય પરન્તુ તેને રજૂ કરવાની શૈલી સહેલી ને વધારેમાં વધારે સહેલાઈથી સમજી શકાય તેવી હોય તે વાતનું ખાસ ધ્યાન રાખવાનું છે. તેવી કળામાં લેખક, કવિ, વક્તા કે વિચારક કુશળ થવાનું છે. તો જ તત્ત્વજ્ઞાનને લોકોનું ને લોકપ્રિય કે લોકભોગ્ય બનાવી શકાય. ઉપનિષદ, ગીતા, રામાયણ, બાઈબલ, કુરાન ને એવા બીજા ગ્રંથોમાંથી સૌએ આ વાત શીખવાની છે.

એવી સરળ, સચોટ ને હૃદયમાં ઊતરી જાય તેવી પદ્ધતિ ને શૈલીમાં ઋષિ શ્વેતકેતુને બીજો વધારાનો ઉપદેશ આપી રહ્યા છે. ઋષિના અમૃતમય ઉપદેશનો આસ્વાદ મળવાથી શ્વેતકેતુને અપાર આનંદ થઈ રહ્યો છે. તાપે તપેલા મુસાફરને કોઈ વિશાળ ને સુંદર વૃક્ષની શીળી છાયા મળે ને તેનું અંતર અનેરો આનંદ અનુભવે એવી એની દશા થઈ ગઈ છે. પિતાના સુધામય શબ્દો સાંભળીને તેને તૃપ્તિ થતી નથી. એટલે તે તેમને વધારે ને વધારે ઉપદેશ આપવા ઉપરાઉપરી પ્રાર્થના કરે છે. એ રીતે ઋષિનો ઉપદેશ

આગળ ને આગળ લંબાતો જાય છે. તેને પરિણામે એકલા શ્વેતકેતુને નહિ પણ સમસ્ત સંસારને લાભ થયો છે. કેમ કે ઋષિનું વિશાળ અનુભવજ્ઞાન એથી પ્રકટ થયું છે. ગંગાને પૃથ્વી પર લાવવાની પાછળ એકલા ભગીરથની સાધના કે તપશ્ચર્યા કારણભૂત હતી; પરંતુ ગંગાનો લાભ એકલા ભગીરથને નહિ, ઇતિહાસની કથા પ્રમાણે સગર રાજાના સાઠ હજાર જેટલા પુત્રોને જ નહિ, પણ આખા જગતને થયો છે. કોઈ પણ પ્રકારના ભેદભાવ વિના ગંગા તે દિવસથી સૌને માટે વહ્યા કરે છે. મહાપુરુષોની વાણીરૂપી ગંગા પણ એવી જ સર્વહિતકારી હોય છે. કોઈ જિજ્ઞાસુને નિમિત્ત કરીને તે વહેવા માંડે તોપણ, સમસ્ત સંસારને માટે તે ખુલ્લી હોય છે. તેના આચમન, પાન ને સ્નાનથી કોઈ પણ પોતાની જાતને ધન્ય કરી શકે છે. ઋષિની આ વાણીના સંબંધમાં પણ એવું જ સમજવાનું છે. શ્વેતકેતુની જિજ્ઞાસાને તે માટે આપણે ધન્યવાદ આપવા જોઈએ. તે જિજ્ઞાસા ઉત્પન્ન જ ન થાત તો સંસાર એક મોટા ને મહામૂલ્યવાન અનુભવપૂર્ણ જ્ઞાનભંડારથી વંચિત રહી જાત. આખાય ઉપનિષદસાહિત્યમાં ઋષિના 'આ તત્ત્વમસિનાં ઉપદેશ-વચનોનું મહત્ત્વ ઘણું મોટું છે.

## [૪૧] પરમાત્માની સૂક્ષ્મતા

સમસ્ત સંસાર એક પરમાત્માનું રૂપ છે એ વાત ઋષિએ કહી તો ખરી, પરંતુ તેને સમજાવવી તો જોઈએ ને! અત્યંત સૂક્ષ્મ એવા પરમાત્મા સંસારના મૂળમાં રહેલા છે એ વાત કહી તો દીધી પરંતુ શ્વેતકેતુને જેમ બને તેમ સરળતાથી સમજાવવી તો જોઈએ ને? તે માટે ઋષિ અત્યંત સરળ છતાં આકર્ષક પદ્ધતિનો પ્રયોગ કરે છે. ઋષિ શ્વેતકેતુને વડનું એક ફળ લાવવાનું કહે છે. એ પછી તેમની વચ્ચે જે વાર્તાલાપ થાય છે તે ખૂબ રસિક હોવાથી, તેમના જ શબ્દોમાં સાંભળવા જેવો છે. આ રહ્યો એ વાર્તાલાપ:

ઋષિ : એ ફળને હવે તું ભાંગી નાખ.

શ્વેતકેતુ : ભાંગી નાખ્યું.

ઋષિ : હવે તેમાં શું દેખાય છે તે બારીકાઈથી જો.

શ્વેતકેતુ : અત્યંત નાનાં બી દેખાય છે.

ઋષિ : એમાંથી એક બી ભાંગી નાખ.

શ્વેતકેતુ : ભાંગી નાખ્યું.

ઋષિ : એમાં શું દેખાય છે ?

શ્વેતકેતુ : આમાં કાંઈ જ દેખાતું નથી.

ઋષિએ કહ્યું : ભાઈ, (વડના એ બીમાં જે સૂક્ષ્મ તત્ત્વ કે બીજ તને દેખાતું નથી તેમાંથી જ આટલો મોટો વડ બને છે એવો વિશ્વાસ રાખ. પરમાત્મતત્ત્વ એવું જ સૂક્ષ્મ છે. એ જ જગતનો આત્મા છે ને સત્ય પણ એ જ છે. હે શ્વેતકેતુ, તે તું છે. તે પરમાત્મતત્ત્વ તું છે.')

[૪૨] પરમાત્માની વ્યાપકતા

પરમાત્માની અંદરથી વિશાળ વિશ્વનું નિર્માણ કેવી રીતે થાય છે તે વાતને સરળતાથી સમજાવ્યા પછી તે પરમાત્મા સંસારની વિવિધ વસ્તુઓમાં કેવી રીતે વ્યાપક છે તે સમજાવવા માટે ઋષિ વાર્તાલાપની એવી જ એક બીજી સરળ છતાં રસમય પદ્ધતિનો પ્રયોગ કરે છે. ઋષિ મીઠાના એક ગાંગડાને પાણીમાં નાખીને બીજે દિવસે સવારે શ્વેતકેતુને પોતાની પાસે આવવાની આજ્ઞા કરે છે. પછી તે પ્રમાણે કરીને બીજે દિવસે સવારે શ્વેતકેતુ પિતાની પાસે હાજર થાય છે. તે પછી તેમની વચ્ચે આ પ્રમાણે વાર્તાલાપ થાય છે :

'શ્વેતકેતુ, પાણીમાં ગઈ કાલે નાખેલા મીઠાના પેલા *ગાંગડાને તું હવે લઈ લે.*'

શ્વેતકેતુએ પાણીમાં વારંવાર શોધ કરી પરંતુ તેને ગાંગડો ન મળ્યો. ત્યારે તેના પિતા ઋષિ ઉદ્દાલકે કહ્યું :

'મીઠું પાણીમાં ઓગળી ગયું છે તોપણ તું ઉપરઉપરથી થોડું પાણી ચાખી જો ને જો કે તે કેવું લાગે છે?'

શ્વેતકેતુએ પાણીને ચાખી જોયું ને કહ્યું : 'ખારું લાગે છે.'

'એની વચમાંથી થોડું પાણી લઈને ચાખી જો કે કેવું લાગે છે!' ઋષિએ કહ્યું.

શ્વેતકેતુએ વચમાંથી પાણી ચાખી જોયું ને કહ્યું કે ખારું.

ઋષિએ કહ્યું : 'હવે થોડું નીચેથી લઈને ચાખી જો, એ કેવું લાગે છે!'

શ્વેતકેતુએ તેમ કર્યું ને કહ્યું કે એ પણ ખારું લાગે છે.

ઋષિએ કહ્યું : 'હવે એ પાણીને ફેંકી દે ને પછી તેની તપાસ કરીને મારી પાસે આવી જા.'

શ્વેતકેતુએ ઋષિની સૂચના પ્રમાણે કરી જોયું ને કહ્યું કે 'મીઠું તો પાણીમાં કાયમ રહેલું છે.'

ઋષિએ તે પરથી સમજાવ્યું : 'એવી રીતે એ પરમ સત્યરૂપી પરમાત્મા આ સંસારમાં અંદર ને બહાર, ઉપર, નીચે ને વચ્ચે બધે જ રહેલા છે. જોકે તે સહેલાઈથી દેખાતા નથી, તોપણ છે તો ખરા જ. એ સૂક્ષ્માતિસૂક્ષ્મ પરમાત્મા જ આ સંસારના રૂપમાં પ્રકટી રહ્યા છે. એ જ સત્ય છે. આત્મા પણ એ જ છે. હે શ્વેતકેતુ, તે તું છે. તારામાં ને તેનામાં મૂળભૂત રીતે કોઈ ફેર નથી.'

ઋષિનાં મધુમય વચનો સાંભળીને શ્વેતકેતુને સમાધાન થતું હતું ને શાંતિ પણ મળતી હતી; પરંતુ તેની જિજ્ઞાસા પણ વધતી જતી હતી. ઋષિ જ્ઞાનવિજ્ઞાનની આવી બીજી સુંદર વાતો કહ્યા કરે ને પોતે થાક્યા વિના એકચિત્તે સાંભળ્યા જ કરે એવો ભાવ તેને થયા જ કરતો. તે ભાવથી પ્રેરાઈને ઋષિને તે વધારે

ને વધારે કહેવાનો કે સમજાવવાનો આગ્રહ કર્યા જ કરતો. ઋષિનો આ બધો ઉપદેશ આપણને એ પ્રમાણે જ પ્રાપ્ત થયો છે. દુકાન હોય પણ ગ્રાહક ન હોય તો માલ ન વેચાય તેમ (જ્ઞાની ઘણો મોટો ને અનુભવી હોય પરંતુ જિજ્ઞાસુ ન હોય તો જ્ઞાનને બહાર આવવાનો અવકાશ ઘણો ઓછો રહે.) ગીતા ને ભાગવત જેવા મહાન ગ્રંથોનું જ્ઞાન અર્જુન ને પરીક્ષિત જેવા પ્રખર જિજ્ઞાસુને લીધે જ પ્રકટ થયું છે. એટલે જેટલો યશ જ્ઞાનીને તેટલો જ યશ જ્ઞાનની ભૂખવાળા જિજ્ઞાસુને ઘટે છે. જ્ઞાનીની જેમ મહત્તા ને કિંમત છે તેમ જિજ્ઞાસુની પણ છે; ને જ્ઞાની જેમ સંસારની સેવા કરે છે તેમ જિજ્ઞાસુ પણ કરે છે. જ્ઞાન મેળવવાની આવડત હોવી એ પણ એક કળા છે એ વાતને સારી પેઠે સમજી લેવાની જરૂર છે. માણસોને મહાપુરુષો કે જ્ઞાનીઓનો મેળાપ થાય છે પરંતુ તેમનામાં જિજ્ઞાસા કે વાર્તાલાપ કરવાની કળાનો અભાવ હોવાથી મહાપુરુષો પાસેથી તેમને કાંઈ મહત્ત્વનું મળતું નથી એમ તેમને લાગ્યા કરે છે; તેને લીધે તે કેટલીક વાર મહાપુરુષોને દોષ પણ દે છે; પરંતુ બીજી જાતના માણસો વાતચીતની કળામાં એવા કુશળ હોય છે કે મહાપુરુષોનો લાભ તે પોતાની રુચિ ને પદ્ધતિ પ્રમાણે તથા થોડાક વખતમાં ઘણા મોટા પ્રમાણમાં મેળવી શકે છે. શ્વેતકેતુમાં સ્વાભાવિક જિજ્ઞાસાની વૃત્તિ ન હોત તો તેને ઋષિના બહોળા જ્ઞાનનો આવો સરસ અનુભવ મળી શક્યો ન હોત.

[ ૪૩ ] પરમાત્મા કેમ નથી દેખાતા ?

સંસારમાં સર્વત્ર રહેલા પરમાત્માને બધા લોકો કેમ નથી જોઈ શકતા કે નથી ઓળખી શકતાં તે બાબત ઉદ્દાલક મુનિ પોતાની વિશેષ પદ્ધતિથી ખુલાસો કરે છે ને છઠ્ઠા અધ્યાયના ચૌદમા ખંડમાં આપણને એનો પરિચય થાય છે. આ રહી એ ઉદાહરણની સાદી, જૂની છતાં સરસ ને સચોટ પદ્ધતિ :

ઋષિ સમજાવે છે : 'હે સૌમ્ય, કોઈક માણસને ગાંધાર દેશમાંથી આંખે પાટા બાંધીને લાવવામાં આવે ને નિર્જન વનમાં

છોડી દેવામાં આવે તો તેની દશા કેવી થાય? તે ચારે દિશામાં ફરીને પોકાર કરે કે 'મને આંખે પાટો બાંધીને આણ્યો છે ને બાંધેલી દશામાં જ છોડી મૂક્યો છે.' તે સાંભળીને કોઈને દયા આવે, તે તેનો પાટો છોડી દે, ને તેને ગાંધાર દેશનો રસ્તો બતાવે. તે પરથી આગળ વધીને ગામડેગામડે પૂછતોપૂછતો એ વિવેકી પુરુષ છેવટે જેમ ગાંધાર દેશમાં જઈ પહોંચે છે; તેમ આ સંસારમાં જેણે બ્રહ્મજ્ઞાની અનુભવી આચાર્ય કે ગુરુ પાસે જ્ઞાનની પ્રાપ્તિ કરી હોય તે તે જ્ઞાનના પ્રકાશથી પળેપળે આગળ વધીને છેવટે પરમાત્માને મેળવી શકે છે. શરીર છૂટે નહિ ત્યાં સુધી એવો પુરુષ આ સંસારમાં શ્વાસ લે છે ને પછી પરમાત્મામાં પૂર્ણપણે મળી કે એકાકાર બની જાય છે. એ સૂક્ષ્મ તત્ત્વ અથવા પરમાત્મા જ સત્ય છે; સર્વરૂપ છે; આત્મા છે. શ્વેતકેતુ, તે તું છે.'

આ ઉપદેશમાં ઋષિ વિવેકી પુરુષ પરમાત્માને જાણી, પામી કે ઓળખી શકે છે એમ કહેવાની સાથેસાથે તેને માટે બ્રહ્મજ્ઞાની કે પરમાત્મદર્શી મહાપુરુષની આવશ્યકતા પર ભાર મૂકે છે. ઉપનિષદમાં એવા અનુભવી ગુરુની જરૂર વિશે અવારનવાર કહેવામાં આવ્યું છે. ખરું પણ છે. કેમ કે આંખે પાટા બાંધેલા હોય એવો અજ્ઞાની ને મલિન મનનો માણસ આંખ ખુલ્લી હોય તોપણ પરમાત્માના પરમ પ્રકાશને કેવી રીતે જોઈ શકે? તેને કોઈ મોટા ને અનુભવી માણસના માર્ગદર્શનની જરૂર પડે જ. કોઈ વિશેષ યોગ્યતાવાળા વિવેકી સાધકને તેવા માર્ગદર્શનની જરૂર ન હોય એટલે બધાને તેની જરૂર નથી હોતી એમ માની લેવાની જરૂર નથી. મોટા ભાગના લોકોને તેવા માર્ગદર્શન ને તેને પૂરું પાડનાર ગુરુ કે માર્ગદર્શકની જરૂર રહેવાની જ. એવા માર્ગદર્શક વિના આગળ વધવાનું કેટલીક વાર તદ્દન મુશ્કેલ રહેવાનું.

### [૪૪] સત્યાસત્યને પારખવાની વિશેષ પદ્ધતિ

ઉદ્દાલક મુનિ આગળ કહે છે: 'કોઈ માણસ માંદો હોય તો તેને જોવા માટે તેનાં કુટુંબી આવે છે. તે બધાં પેલા માંદા

માણસને પૂછે છે કે મને ઓળખો છો, ત્યારે જ્યાં સુધી તે ભાનમાં હોય,' એટલે કે જ્યાં સુધી તેની વાણી મનમાં સમાઈ ગઈ ન હોય ને મન પ્રાણમાં, પ્રાણ તેજમાં ને તેજ પરમાત્મામાં સમાઈ ગયું ન હોય, ત્યાં સુધી તે તેમને ઓળખે છે. પરંતુ જ્યારે એની વાણી મનમાં સમાઈ જાય છે, મન પ્રાણમાં, પ્રાણ તેજમાં ને તેજ પરમાત્મામાં સમાઈ જાય છે, ત્યારે તે તેમને ઓળખતો નથી. એ સૂક્ષ્મ તત્ત્વ કે પરમાત્મા જ સત્ય છે, સર્વરૂપ છે. એ જ આત્મા છે. હે શ્વેતકેતુ, તે તું છે.'

ઋષિ અહીં એમ જ કહેવા માગે છે કે પરમાત્માને લીધે જ જીવન શક્ય છે. પરમાત્મા વિના કોઈનુંય જીવન ટકી શકતું નથી. એટલે પરમાત્મા જ જીવન કે જીવનના મુખ્ય બળરૂપ છે.

આ ઉપનિષદના છઠ્ઠા અધ્યાયના છેલ્લા સોળમા ખંડમાં એક જુદી જ જાતનું ઉદાહરણ આપવામાં આવ્યું છે. તે સમયના સામાજિક જીવનનું ને કેટલાક વિલક્ષણ રીતરિવાજોનું તેમાં પ્રતિબિંબ પડે છે.

ઋષિ કહે છે: 'કોઈ પુરુષને સિપાઈઓ ધનની ચોરી કરવાનો આરોપ મૂકીને પકડી લાવે; તે પુરુષ ચોરીનો ઇનકાર કરે તો તેને માટે તપાવેલી ફરશી તૈયાર કરવામાં આવે છે. જો તેણે ખરેખર ચોરી કરી હોય છતાં ખોટું બોલતો હોય તો જ્યારે તે તપાવેલી ફરશીને પકડે છે ત્યારે દાઝે છે ને છેવટે દોષિત મનાઈને માર ખાય છે. પરંતુ જો તેણે સાચેસાચ ચોરી ન કરી હોય તો તપાવેલી ફરશીને પકડવા છતાં તે દાઝતો નથી. એટલે તે ખરેખર નિર્દોષ છે એમ માનીને તેને છોડી દેવામાં આવે છે. જેમ એ સાચું બોલનારો પુરુષ અગ્નિથી દાઝતો નથી, તેમ બ્રહ્મજ્ઞાની પુરુષ પણ સત્યરૂપી પરમાત્માને પામીને ફરી જન્મતો નથી. એ પરમાત્મા જ આત્મા છે. સંસારના સ્વરૂપમાં તે જ દેખાઈ ને વિલસી રહ્યા છે. હે શ્વેતકેતુ, તે તું છે.'

ઋષિના એવા એકધારા ઉપદેશને પરિણામે શ્વેતકેતુને સાચા જ્ઞાનનો સાર સમજાયો. તેને શાંતિ થઈ ને તેના મનનું સુખદ સમાધાન થઈ ગયું.

છેલ્લા ઉપદેશમાં ઋષિએ જે સાર સમજાવ્યો છે તે બરાબર છે. પરંતુ તે માટે જે ઉદાહરણ આપ્યું છે તે તદ્દન નવું ને જરા વિચિત્ર લાગે તેવું છે. એના પરથી ગુનાને પકડવાની કે સત્યાસત્યને પારખવાની એક જુદી જ પદ્ધતિનો આપણને પરિચય થાય છે. આજે પણ ક્યાંકક્યાંક એવી પદ્ધતિ ચાલે છે ખરી. પરંતુ આજના વિવેકી, શિક્ષિત તથા જુદી જ પદ્ધતિની અસર નીચે ઊછરેલા માણસને એવી પદ્ધતિ નહિ ગમે. સત્યાસત્યને પારખવા કે ગુનેગારને પકડવા માટે એવી પદ્ધતિની ભલામણ પણ કોઈ આજે નહિ કરે. એવી પદ્ધતિને તંદુરસ્ત કહેવાનું પણ મોટા ભાગના લોકો પસંદ નહિ કરે.

ઋષિની કૃપાથી શ્વેતકેતુને આ પ્રમાણે પરમ જ્ઞાનની પ્રાપ્તિ થઈ ને તેનું જીવન ધન્ય બન્યું.

[૪૫] નારદ ને સનત્કુમારનો મેળાપ

હવે આ ઉપનિષદના સાતમા અધ્યાયની શરૂઆત થાય છે. તેની શરૂઆતમાં એક નાનીસરખી વાત આવે છે. તે પ્રમાણે એક વાર નારદજીએ ભગવાન સનત્કુમારની પાસે જઈને ઉપદેશની માગણી કરી. ભગવાન સનત્કુમારે તેમને તે પોતે જે કાંઈ જાણતા હોય તે કહી બતાવવા કહ્યું: ત્યારે નારદે પોતે જે વિદ્યા જાણતા હતા તેનો પરિચય આપતાં કહેવા માંડ્યું: 'પ્રભુ, હું ઋગ્વેદ, યજુર્વેદ, સામવેદ, અથર્વવેદ જાણું છું. ઇતિહાસ, પુરાણ, વ્યાકરણ, શ્રાદ્ધનું શાસ્ત્ર, ગણિત, નિધિશાસ્ત્ર, તર્કશાસ્ત્ર, નીતિશાસ્ત્ર, વ્યુત્પત્તિ-શાસ્ત્ર, વેદવિદ્યા, ભૂતતંત્ર, ધનુર્વેદ, જ્યોતિષ, સર્પવિદ્યા, દેવવિદ્યા ને મનુષ્યવિદ્યા એ બધી વિદ્યા પણ હું જાણું છું. પરંતુ તે તો બધી મંત્રવિદ્યા જ થઈ. તે તો બધું અક્ષરજ્ઞાન થયું. પણ મને હજી

આત્માનું જ્ઞાન નથી થયું. તમારા જેવા મહાન પુરુષોની પાસેથી મેં સાંભળ્યું છે કે આત્માને જાણનારનો જ શોક ને મોહ દૂર થાય છે. મને તો મનમાં હજી ખેદ થયા કરે છે. તો હે પ્રભુ, તમે મારો શોક દૂર કરો.'

નારદજીનાં વચન નમ્રતાથી કેટલાં બધાં ભરેલાં છે! જ્ઞાનની પ્રાપ્તિ માટે કેટલી બધી નિરભિમાનિતા ને નમ્રતા હોવી જોઈએ તેનો ખ્યાલ એના પરથી સહેજે થઈ શકે છે. નારદજીએ જ્ઞાન તો આમ અત્યંત વિશાળ ને વિવિધ મેળવ્યું છે. છતાં તે જાગ્રત છે. સતત આત્મનિરીક્ષણ કરનારા ને સાવધાન છે. પોતાની ભૂલ કે કમીને પકડી પાડવાનું, કબૂલવાનું ને દૂર કરવાનું તેમને ગમે છે. તેને લીધે જ તે ભગવાન સનત્કુમારની પાસે આત્મજ્ઞાનની પ્રાપ્તિ માટે પહોંચી શક્યા ને પોતાની વિદ્યાનો પ્રામાણિકપણે પરિચય આપીને જીવનનું મંગલ કરનારી વિદ્યાની માગણી કરી શક્યા. જિજ્ઞાસા એવી જ નમ્ર, પ્રામાણિક, નિષ્કપટ ને ઊંડી હોવી જોઈએ.

ને ભગવાન સનત્કુમારનો વ્યવહાર પણ કેટલો અનેરો છે! અત્યારના કોઈ જ્ઞાની અથવા આચાર્ય હોત તો ઉપદેશની ઇચ્છાથી આવેલા નારદજી જેવા કોઈ જિજ્ઞાસુને આંખ મીંચીને ઉપદેશ આપવાનું શરૂ કરી દેત. આપણે ત્યાં મોટે ભાગે ચાલે છે પણ એવું જ. પોતાની પાસે આવેલા માણસને જ્ઞાનની જરૂર છે કે નહિ ને છે તો કેવી જાતના તેની તપાસ કરવાની પરવા કર્યા વિના જ આચાર્યો કે મોટા મનાતા માણસો જે આવે તેને એક જ ત્રાજવે તોળીને જેવા ફાવે તેવા ઉપદેશ આપવા માંડે છે. પછી તે ઉપદેશની અસર જોઈએ તેવી ક્યાંથી થાય? તેનું પરિણામ મોટે ભાગે પથ્થર પર પાણી જેવું નહિ તો બીજું શું આવે? જ્ઞાન આપવાની પરિપાટી જરૂર સારી છે, પરંતુ જ્ઞાન આપવાની પ્રથાને જોઈવિચારીને અમલમાં મૂકવાની જરૂર છે. જ્ઞાન ઘણું

ઉત્તમ છે ને જ્ઞાનની કિંમત પણ ઘણી મોટી છે, પરંતુ એટલા માટે જ તે વ્યર્થ ન વપરાય તેનું ધ્યાન પણ રાખવાનું છે. ભગવાન સનત્કુમારની પદ્ધતિ પરથી જ્ઞાની પુરુષોએ આટલું શીખી લેવાનું છે. જોઈવિચારીને આપેલું જ્ઞાન ભલે નારદજી જેવા થોડા જિજ્ઞાસુઓને જ આપવામાં આવે, પરંતુ તે નકામું નહિ નીવડે ઊલટું, પૂરેપૂરું ફળદાયક ને કલ્યાણકારક થઈ પડશે એમાં શંકા નથી.

નારદજીએ કહી બતાવેલી વિદ્યાની સૂચિ સાંભળીને સનત્કુમારે ઉત્તર આપ્યો: 'તમે જે ભણ્યા છો તે તો નામ જ છે. ઋગ્વેદ ને બીજા વેદ, ઇતિહાસ, પુરાણ, વ્યાકરણ, તર્કશાસ્ત્ર, નીતિશાસ્ત્ર ને બીજું જે તમે કહી બતાવ્યું તે તો નામ જ છે. તે નામને તમે બ્રહ્મ સમજીને પૂજો. નામને બ્રહ્મ માનીને પૂજનાર જ્યાં સુધી નામની ગતિ છે ત્યાં સુધી મરજી મુજબ જઈ શકે છે.'

ભગવાન સનત્કુમારના આ શબ્દો ખાસ વિચારવા જેવા છે. સનત્કુમારે વેદાભ્યાસ ને એવી બીજી જુદીજુદી વિદ્યાનો અનાદર નથી કર્યો, પરંતુ તે વિદ્યાની મર્યાદા કહી બતાવી છે. એ બધી વિદ્યા નકામી છે એમ કહેવાનો એમનો જરા પણ આશય નથી. તે બધી વિદ્યા કેવળ સાધનરૂપ છે એ જ તેમના શબ્દોનો સાર છે. આ વસ્તુ બરાબર સમજી લેવાની છે. આત્મિક જ્ઞાન, આત્મા કે પરમાત્માને નામે લૌકિક જ્ઞાન, વિજ્ઞાન તેમ જ શોધખોળોનો તિરસ્કાર કરવાની પદ્ધતિ તંદુરસ્ત ને આદર્શ નથી જ. વ્યક્તિ ને સમષ્ટિએ સુખી, સમૃદ્ધ ને સંપત્તિશાળી થવું હોય ને શ્રેય સાધવું હોય તો લૌકિક જ્ઞાન ને વિજ્ઞાનની ઉપેક્ષા કર્યે નહિ જ ચાલે. જે વ્યક્તિ કે સમષ્ટિ એની નિરંતર ઉપેક્ષા કરે તે દરિદ્રતા, દુઃખ ને દીનતામાંથી મુક્તિ ન મેળવી શકે, ને ગુલામીની શૃંખલાને તોડીને સદાને સારુ સ્વતંત્ર રહેવાનું પણ તેને માટે ખરેખર મુશ્કેલ બને. એટલે લૌકિક વિદ્યાની ઘૃણા નકામી છે. પરંતુ તે વિદ્યા જ જીવનનું સર્વસ્વ છે એમ માનીને બેસી રહેવાને બદલે તે વિદ્યાથી

જીવનને શાંતિમય ને સમૃદ્ધ કરીને પરમાત્માને જાણવા માટે પણ જીવનનો ઉપયોગ કરવાની જરૂર છે. મૂર્તિને જેમ ભગવાનની ભાવના કરીને—ભજવામાં, સેવવામાં ને પૂજવામાં આવે છે; ને તેની મદદથી છેવટે પરમાત્માની પ્રાપ્તિ કરી લેવાય છે, તેમ એ વિદ્યાને પરમાત્માની પ્રાપ્તિમાં મદદરૂપ બનાવવાની જરૂર છે.

[૪૬] નામ, વાણી, મન ને સંકલ્પ એકેકથી શ્રેષ્ઠ છે

સનત્કુમારના શબ્દો સાંભળીને નારદને પ્રશ્ન થાય છે કે નામથી કોઈ મોટું હશે ખરું ? તે પ્રશ્ન તે સનત્કુમારને પૂછે છે. તેના ઉત્તરમાં સનત્કુમાર કહે છે : 'વાણી નામથી મોટી છે. વાણી જ ઋગ્વેદની માહિતી આપે છે. તેના વિના ઋગ્વેદ શું તે કોણ જાણત ? યજુર્વેદ, સામવેદ, અથર્વવેદ, ઇતિહાસ, પુરાણ, ગણિત, તર્કશાસ્ત્ર, નીતિશાસ્ત્ર, વ્યુત્પત્તિશાસ્ત્ર, વેદવિદ્યા, ભૂતવિદ્યા, જ્યોતિષ, સ્વર્ગ, દેવ તથા મનુષ્યની વિદ્યા, બધાની સમજ વાણીથી જ પડે છે. વળી સ્વર્ગને, પૃથ્વીને, વાયુને, આકાશને, પાણીને, તેજ, દેવ, મનુષ્ય, પશુપક્ષી, ઘાસવનસ્પતિ, હિંસક પ્રાણી, કીડા, પતંગિયાં તથા કીડી સુધીનાં જીવડાં, ધર્મ તથા અધર્મને, સત્ય ને અસત્યને, શુભ ને અશુભને તેમ જ હૃદયને પ્રિય લાગે તેને કે અપ્રિય લાગે તેને – બધાંને વાણીની મદદથી જ સમજી શકાય છે. એ વાણી ન હોત તો ધર્મ ને અધર્મ જાણી શકાત નહિ; સાચું કે જૂઠું, સારું કે નઠારું, ને પ્રિય કે અપ્રિય કાંઈ પણ સમજી શકાત નહિ. વાણી જ બધું સમજાવે છે—અથવા સમજવામાં મદદ કરે છે. માટે તમે વાણીને પરમાત્માનું રૂપ માનીને તેની ઉપાસના કરો.'

ત્યારે નારદજીએ વાણીથી પણ કાંઈ મોટું છે કે નહિ તેવો પ્રશ્ન કર્યો, ને ભગવાન સનત્કુમારે તેના ઉત્તરમાં કહ્યું: 'મન વાણીથી મોટું છે. મૂઠીમાં જેમ કોઈ બે આમળાં, બે બોર કે બે બહેડાં રાખે, તેમ મનની અંદર વાણી ને નામ રહે છે. પહેલાં માણસ વેદના મંત્રોને મનમાં બોલવાનો વિચાર કરે છે ને પછી

એ મંત્રો બોલે છે. કામ કરવાનો વિચાર કર્યા પછી જ કામ કરે છે. પુત્રો ને પશુને મેળવવાનો વિચાર કર્યા પછી જ એમને મેળવે છે; તેમ જ આ લોક ને પરલોકને મેળવવાની ઇચ્છા કર્યા પછી જ તેમને મેળવે છે. મન જ આત્મા છે, મન જ લોક અથવા સંસાર છે, મન જ બ્રહ્મ છે. તેથી પરમાત્મા માનીને મનની ઉપાસના કરો.'

નારદજીએ હવે પૂછ્યું: 'ભગવન્, મનથી કોઈ શ્રેષ્ઠ છે ખરું?'

સનત્કુમારે કહ્યું: 'સંકલ્પ મનથી શ્રેષ્ઠ છે. માણસ મનમાં સંકલ્પ કરે છે પછી જ વાણીને બોલે છે. સંકલ્પરૂપે ઉત્પન્ન થયેલી વાણીને શબ્દરૂપે બહાર કાઢે છે. એ શબ્દોમાં જ મંત્રો રહેલા છે, ને મંત્રોમાં ક્રિયાઓ રહે છે. મંત્ર, કર્મ ને વાણી સૌ સંકલ્પમાં જ મળનારાં, સંકલ્પથી ઉત્પન્ન થનારાં ને સંકલ્પને આશ્રયે જ રહેનારાં છે. સ્વર્ગ ને પૃથ્વીએ જાણે સંકલ્પ કર્યો હોય એમ લાગે છે. પાણી ને પ્રકાશે પણ જાણે સંકલ્પ કર્યો હોય એમ લાગે છે. એ બધાંના સંકલ્પથી વરસાદ વરસે છે. વરસાદના સંકલ્પથી અન્ન થાય છે; અન્નના સંકલ્પથી પ્રાણ, પ્રાણના સંકલ્પથી મંત્રો, મંત્રોના સંકલ્પથી ક્રિયાઓ ને ક્રિયાઓના સંકલ્પથી ફળ થાય છે. ફળના સંકલ્પથી આખું જગત સંકલ્પ કરે છે. એ પ્રમાણે સંકલ્પ જ શ્રેષ્ઠ છે. માટે સંકલ્પને પરમાત્મારૂપ માનીને પૂજો. સંકલ્પને પરમાત્મારૂપ માનીને પૂજનાર સ્થિર, નિત્ય, દુશ્મનાદિકના ભય વિનાના ને અનેક સામગ્રીવાળા લોકની પ્રાપ્તિ કરે છે. તે ભોગની વિવિધ સામગ્રીથી સંપન્ન, નિત્ય ને ભયરહિત થઈ જાય છે.'

[૪૭] ચિત્ત, ધ્યાન, વિજ્ઞાન ને બળની શ્રેષ્ઠતા

એ સાંભળીને નારદજીએ પૂછ્યું: 'પ્રભુ, સંકલ્પથી કોઈ મોટું છે?'

સનત્કુમારે કહ્યું : 'હા. ચિત્ત સંકલ્પથી મોટું છે. માણસ જ્યારે કાંઈક જાણે છે ત્યારે જ સંકલ્પ કરે છે. પછી મનમાં વિચાર કરે છે. પછી વાણી બોલે છે; એ વાણીને શબ્દોમાં સમાવે છે; એ શબ્દોમાં મંત્રો કે સિદ્ધાંતો ભેગા થાય છે, ને તેમાં ક્રિયાઓ રહે છે. એ બધું ચિત્તમાં જ સમાઈ જનારું, ચિત્તને લીધે જ ઉત્પન્ન થનારું ને ચિત્તમાં જ રહેનારું છે. સંકલ્પ વગેરે છેવટે ચિત્તમાં જ સમાય છે, ચિત્તમાંથી જ ઉત્પન્ન થાય છે, ને ચિત્તમાં જ રહે છે. એથી ચિત્તને પરમાત્માનું રૂપ માનીને તેની પૂજા કરવી જોઈએ. તેવી રીતે માનીને પૂજા કરનાર નિત્ય, સ્થિર ને સુખી થાય છે, ને નિત્ય, સ્થિર રહેનારા તથા સુખી એવા ચિત્તમય લોકમાં જાય છે.'

એ પછી નારદજીએ ચિત્તથી શ્રેષ્ઠ શું છે એ જાણવાની ઇચ્છા કરી. એટલે સનત્કુમારે કહ્યું : 'ધ્યાનને ચિત્તથી શ્રેષ્ઠ કહેવાય છે. પૃથ્વી જાણે ધ્યાન ધરતી હોય એમ લાગે છે. આકાશ, સ્વર્ગ, પ્રાણી, પર્વતો ને શાંતિસંપન્ન માણસો, બધાં જાણે ધ્યાન કરતાં હોય એવાં લાગે છે. એથી જ એ સૌ આ સંસારમાં મહત્તા મેળવે છે. તેમને ધ્યાનથી જ લાભ થયો હોય એમ લાગે છે. હલકા માણસો કજિયા કરનાર, બીજાના દોષ જોનાર ને બીજાની નિંદા કરનારા હોય છે. પરંતુ ઉત્તમ ને શક્તિશાળી માણસો ધ્યાનના ફળથી સુશોભિત, સદ્ગુણી ને ગંભીર હોય છે. માટે ધ્યાનની પરમાત્મા સમજીને પૂજા કરવી જોઈએ.'

નારદજીની જિજ્ઞાસાનો જાણે અંત જ નથી. તેને લીધે સનત્કુમારનો આ જાતનો ઉપદેશ આગળ ને આગળ ચાલ્યા જ કરે છે. સનત્કુમાર નારદજીની હવે પછીની જિજ્ઞાસાને સંતોષવા કહે છે : 'વિજ્ઞાન ધ્યાનથી ઉત્તમ છે કેમકે વિજ્ઞાનની મદદથી જ માણસ ઋગ્વેદને સમજી શકે છે. યજુર્વેદ, સામવેદ, અથર્વવેદ, ઇતિહાસ—પુરાણ, વ્યાકરણ, ગણિત, નિધિશાસ્ત્ર, તર્કશાસ્ત્ર,

નીતિશાસ્ત્ર, વ્યુત્પત્તિશાસ્ત્ર, ધનુર્વેદ, જ્યોતિષ, સર્પદેવ મનુષ્યની વિદ્યા, સ્વર્ગ, પૃથ્વી, વાયુ, આકાશ, પાણી, તેજ, દેવો, મનુષ્યો, પશુઓ, પક્ષીઓ, ઘાસવનસ્પતિ, હિંસક પશુ, કીડા, પતંગિયાં ને કીડી જેવાં બીજાં જીવડાં, ધર્મ – અધર્મ, સત્ય ને અસત્ય, સારું ને નરસું, અન્ન, રસ, આ લોક ને પરલોક, બધાની સમજ વિજ્ઞાનથી જ પડી શકે છે. માટે વિજ્ઞાનની પરમાત્મારૂપે ઉપાસના કરવાની જરૂર છે. વિજ્ઞાનની પરમાત્મારૂપે ઉપાસના કરનાર વિજ્ઞાનવાળા ને જ્ઞાનવાળા લોકોમાં જાય છે.'

નારદજીએ વળી પૂછ્યું : 'ત્યારે વિજ્ઞાનથી મોટું શું ?'

સનત્કુમારે કહ્યું : 'બળ. બળ વિજ્ઞાનથી પણ મોટું છે કેમકે સો વિજ્ઞાનવાળાને એક બળવાન ધ્રુજાવી નાખે છે. બળ હોય તો જ માણસ ઊઠી શકે છે, સેવા કરી શકે છે, ગુરુ અથવા આચાર્યની પાસે જઈ શકે છે, બરાબર જોઈ શકે છે, ગુરુનો ઉપદેશ સાંભળી શકે છે, વિચારી શકે છે, જાણી શકે છે, તે પ્રમાણે ચાલી શકે છે ને છેવટે વિદ્વાન ને વિજ્ઞાની બની શકે છે. આ પૃથ્વી બળથી જ ટકી રહી છે; આકાશ, સ્વર્ગ, પર્વતો, દેવો, મનુષ્યો, પશુઓ, કીડા, પતંગિયાં ને કીડી જેવાં જીવડાં તથા ઘાસ, વનસ્પતિ, પંખી વગેરે સ્થિર રહે છે. ટૂંકમાં કહીએ તો આ સંસાર બળને લીધે જ ટકી રહ્યો છે. માટે બળની ઉપાસના કરવાની જરૂર છે. બળને જે પરમાત્માનું રૂપ માનીને પૂજે છે તે પોતે સ્થિર થઈ શકે છે.'

બળનો અર્થ અહીં એકલું શરીરબળ જ એવો નથી કરવાનો. આરોગ્ય અથવા નીરોગીપણું શરીરનું મુખ્ય બળ છે. તે તો માણસમાં હોવું જ જોઈશે. તેની અવગણના કર્યે નહિ ચાલે. પરંતુ તે ઉપરાંત, મનોબળની પણ જરૂર છે. મનની શુદ્ધિ કે સાત્ત્વિકતા ને તેવા શુદ્ધ મનમાં પેદા થતા સાચા ને ઉમદા સંકલ્પો ને ભાવો તથા મજબૂત ઇચ્છાશક્તિ, ધૈર્ય, હિંમત, નિર્ભયતા ને સહનશક્તિનો

મનની શક્તિમાં સમાવેશ થાય છે. તે પણ બળ છે, ને તેની ઉપયોગિતા કાંઈ ઓછી નથી. તેવા બંને પ્રકારના બળથી સંપન્ન માણસને જ બળવાન કહેવાય છે. તેવા બળથી સંપન્ન થવાનો ઉપનિષદનો આદેશ છે એમ સમજી લેવું જોઈએ.

[૪૮] અન્ન, પાણી, તેજ, આકાશ ને સ્મરણની શ્રેષ્ઠતા

ત્યારે બળથી મોટું અથવા ઉત્તમ કાંઈ ખરું કે નહિ? નારદજીએ તે પ્રશ્ન પણ પૂછ્યો છે ને સનત્કુમારે તેનો ખુલાસો કર્યો છે. સનત્કુમાર કહે છે: 'અન્ન બળથી મોટું છે. તેથી જો કોઈ દસ દિવસ સુધી અન્ન ન લે અથવા કોઈ જાતનું ભોજન ન કરે તો તે કદાચ જીવી તો શકે પણ તેનામાં એકદમ અશક્તિ તો આવી જ જાય. તે સારી રીતે જોઈ શકે નહિ, સાંભળી શકે નહિ, વિચારી શકે નહિ, જાણી શકે કે કામ કરી શકે નહિ, ને ફળ પણ ભોગવી શકે નહિ. પરંતુ તે અન્ન લેવાનું શરૂ કરે તો ફરીથી મન ને ઇન્દ્રિયો બળવાન બનતાં, ફરીથી બરાબર જોઈ શકે, સાંભળી શકે, વિચારી શકે, જાણી શકે, કામ કરી શકે ને એ કર્મનાં ફળ પણ ભોગવી શકે. માટે અન્નને બ્રહ્મ સમજીને તેની પૂજા કરવાની જરૂર છે. જે અન્નને બ્રહ્મ સમજીને પૂજે છે તે ઘણી જાતના અખૂટ અન્ન ને પાણીવાળા લોકોમાં જાય છે. મતલબ કે તેને અન્ન વિના કદી પણ વેઠવું નથી પડતું.'

નારદજીએ કહ્યું: 'અન્નથી પણ કાંઈ શ્રેષ્ઠ ખરું?'

સનત્કુમારે કહ્યું: 'હા. પાણી અન્નથી શ્રેષ્ઠ છે. તેથી તો વરસાદ ઓછો પડે છે ત્યારે અન્નનો પાક ઓછો થશે એમ સમજીને પ્રાણીઓ દુઃખી થાય છે; ને વરસાદ સારો પડે છે ત્યારે અન્ન પુષ્કળ પ્રમાણમાં પાકશે એમ સમજીને સૌ રાજી થાય છે. પાણી જ જુદાંજુદાં રૂપ ધારણ કરીને પૃથ્વી, આકાશ, સ્વર્ગ, પર્વતો, દેવતા, મનુષ્યો, પશુપંખી, ઘાસ, વનસ્પતિ, હિંસક પશુ, કીડા, પતંગિયાં ને કીડી સુધીનાં જીવડાં બને છે. તેથી પાણીને પરમાત્મા

માનીને તેની પૂજા કરવી. જે પાણીને પરમાત્મા માનીને પૂજે છે તે બધી જાતની વસ્તુઓ મેળવે છે ને સંતુષ્ટ થાય છે.'

'ત્યારે પાણીથી કાંઈ શ્રેષ્ઠ છે ખરું?' નારદજીએ પ્રશ્ન કર્યો ને તેના ઉત્તરમાં સનત્કુમારે તેજની શ્રેષ્ઠતા કહી બતાવી: 'તેજ પાણીથી પણ શ્રેષ્ઠ છે. એ તેજ પવનને સ્થિર કરીને આકાશને ચારે તરફથી તપાવે છે. ત્યારે આખું જગત તપે છે, ને તેથી 'ખૂબ તાપ લાગે છે, વરસાદ વરસશે.' એમ લોકો કહેવા લાગે છે. એ તેજથી જ પાણી પેદા થાય છે. ઊભી ને આડી વીજળી સાથે આકાશમાં ઉપરાઉપરી ગર્જનાઓ થાય છે ત્યારે લોકો કહે છે કે ગર્જના થાય છે તેથી વરસાદ થશે. એ પ્રમાણે સૌથી પહેલાં તેજ જ પોતાનું રૂપ બતાવીને પાણીને પ્રકટ કરે છે. તેથી તેજ શ્રેષ્ઠ છે. તેથી જ તેજની પરમાત્મા માનીને પૂજા કરવાની જરૂર છે. તેજને પરમાત્માનું રૂપ કે પ્રતીક માનીને પૂજનાર તેજસ્વી થાય છે, તથા ઝળહળતા, અંધકાર વિનાના ને તેજસ્વી લોકમાં જાય છે.'

નારદજીની જિજ્ઞાસા સંતોષવા માટે સનત્કુમાર આકાશની શ્રેષ્ઠતા કહી બતાવે છે. તે કહે છે: 'આકાશ તેજથી પણ મોટું છે. સૂર્ય ને ચંદ્ર બંને આકાશમાં જ રહે છે. વીજળી, તારા ને અગ્નિ પણ એમાં જ રહે છે. આકાશને લીધે જ પ્રાણી એકબીજાને બોલાવી શકે છે, આકાશને લીધે જ સાંભળે છે; આકાશમાં જ આનંદ પામે છે ને આનંદ પણ આકાશને લીધે જ પામે છે. પ્રાણીઓ આકાશમાં જ જન્મે છે, ને અંકુર વગેરે પણ આકાશ તરફ જ વધે છે. તેથી આકાશને પરમાત્મા માની પૂજવું જોઈએ. આકાશને પરમાત્મા તુલ્ય માનીને પૂજનારા વિસ્તારવાળા, પ્રકાશવાળા ને એકબીજાને મુશ્કેલી ન પડે તેવા માર્ગવાળા ઉત્તમ લોકોની પ્રાપ્તિ કરે છે.'

એ સાંભળીને નારદજીએ ફરી પૂછ્યું: 'પ્રભુ, આકાશથી કાંઈ ઉત્તમ છે ખરું?'

સનત્કુમારે ઉત્તર આપ્યો : 'હા. સ્મરણ આકાશથી જરૂર ઉત્તમ છે. ઘણા લોકો બેઠા હોય છતાં તે બધા સ્મરણશક્તિ વિનાના હોય તો કાંઈ બોલી શકતા નથી, સાંભળી શકતા નથી, વિચારી ને જાણી શકતા પણ નથી. પરંતુ સ્મરણશક્તિનો પ્રભાવ તો જુઓ કે તે હોય તો જ તે બધા બોલે છે, સાંભળે છે, વિચારે છે ને સમજે છે. એ સ્મરણશક્તિને લીધે જ પિતા પુત્રોને ને માણસ પશુઓને ઓળખે છે. માટે સ્મરણ બ્રહ્મરૂપ જ છે તેમ માનીને તેની પૂજા કરો.

[ ૪૯ ] આશા, પ્રાણ ને પરમાત્માની શ્રેષ્ઠતા

'સ્મરણથી પણ કાંઈ શ્રેષ્ઠ છે ખરું ?' નારદજીએ ફરી પ્રશ્ન કર્યો, ને સનત્કુમારે ઉત્તર આપ્યો : 'હા. આશા સ્મરણથી પણ શ્રેષ્ઠ છે. આશાથી પ્રેરાઈને જ માણસ કામ કરે છે, આશાને લીધે જ માણસ યાદ કરીને મંત્રો ભણે છે, પુત્રો ને પશુની કોઈ ને કોઈ આશાથી જ ઇચ્છા કરે છે. આશાને લીધે જ આ લોક ને પરલોકની પણ ઇચ્છા કરે છે; માટે આશા બ્રહ્મરૂપ છે. તેની બ્રહ્મરૂપ માનીને પૂજા કરવી જોઈએ. જે આશાને બ્રહ્મરૂપ માનીને પૂજે છે તે તેની મદદથી ભોગવવા જેવી બધી વસ્તુને મેળવી શકે છે, ને નાનીમોટી બધી જ ઇચ્છા પૂરી કરે છે.'

નારદજીના આગળના પ્રશ્નના ઉત્તરમાં સનત્કુમારે કહ્યું : 'પ્રાણ આશાથી પણ મોટો છે. ગાડાનાં પૈડાંની નાભિમાં જડેલા આરા જેવી રીતે એને જ આધારે ટકી રહ્યા છે, તેમ આખુય જગત આ પ્રાણને આધારે ટકી રહ્યું છે. પ્રાણ પોતાની શક્તિથી જ હલનચલન કરે છે ને સૌને પ્રાણ પૂરા પાડે છે. પ્રાણ જ પિતા, માતા, ભાઈ, બહેન, આચાર્ય ને બ્રાહ્મણ છે. એ પિતા, માતા વગેરેનાં શરીરમાંથી જ્યારે પ્રાણ નીકળી જાય છે, ત્યારે તે શરીરને બાળી નાખવામાં આવે છે. છતાં તે વસ્તુ ખરાબ કહેવાતી નથી.

પ્રાણ જ માતા, પિતા વગેરે રૂપે થાય છે. પ્રાણના રહસ્યને જાણનાર માણસ પોતે પ્રાણરૂપ છે એવો અનુભવ કરે છે.'

નારદ ને સનત્કુમારનો આ વાર્તાલાપ આ પ્રમાણે ઘણો લાંબો ચાલે છે. એનો વિસ્તાર આથી પણ આગળ છે. પરંતુ આના પરથી વાર્તાલાપની સરળ પદ્ધતિનો બરાબર ખ્યાલ આવી શકશે. આગળ સનત્કુમાર કહે છે કે જે ભૂમા અથવા તો વિરાટ છે તે જ અમૃતમય છે. અલ્પની જે ઉપાસના કરે છે તે મરણને નોતરી લે છે. એ ભૂમા અથવા વિરાટ બીજું કાંઈ નહિ પરંતુ પરમાત્મા પોતે જ છે. સંસારના બીજા પદાર્થો 'અલ્પ'ને નામે ઓળખાવવામાં આવ્યા છે. એ ભૂમા અથવા તો પરમાત્માની ઉપાસના ને અનુભૂતિ માટે જ વેદ ને ઉપનિષદકાળના ઋષિઓનું જીવન હતું. એવી ઉપાસના ને અનુભૂતિથી જ માણસ મહાન ને અમૃતમય બની શકે છે એવી એમની માન્યતા હતી. એ પરમાત્માને વીસરી જવા સંસારના સાધારણ કે અસાધારણ પદાર્થોમાં ડૂબી જવું એનું નામ એક જાતનું જીવતું મરણ છે. એમાં જીવનનો ઉત્તમોત્તમ ઉપયોગ ને વિકાસ નથી રહ્યો. ઋષિ કહે છે કે એ 'પરમાત્મા જ નીચે, ઉપર, આગળ, પાછળ, જમણી ને ડાબી તરફ તથા બધે ઠેકાણે છે. એ જ સર્વરૂપ છે. આત્મા પણ એ પરમાત્મા જ છે. એ રીતે જે સમજી જાય છે તે જીવનના સાચા આનંદની પ્રાપ્તિ કરે છે. મન ને ઇંદ્રિયો પર કાબૂ કરીને તે પોતાનો રાજા થાય છે, ને દરેક લોકમાં મરજી મુજબ જઈ શકે છે. એવી રીતે જે જુએ છે, સમજે છે, તથા વિચારે છે તેના આત્મામાંથી જ પ્રાણ ઉપજે છે. આત્મામાંથી આશા, આત્માથી સ્મરણ, આકાશ, તેજ, પાણી, ઉત્પત્તિ ને નાશ, આત્માથી અન્ન, બળ, વિજ્ઞાન, ધ્યાન, ચિત્ત, સંકલ્પ, મન, વાણી, નામ, મંત્રો, ક્રિયાઓ: એ પ્રમાણે બધું આત્માથી જ થાય છે. એ આત્મા જ સૃષ્ટિની શરૂઆતમાં એક જાતનો હોય છે; સૃષ્ટિકાળે તે જ આત્મા તેજ, પાણી ને પૃથ્વીરૂપે ત્રણ પ્રકારનો થાય છે; એ જ આત્મા શબ્દાદિ વિષયોરૂપે

પાંચ પ્રકારનો થાય છે; ભુર્ જેવા લોકરૂપે સાત પ્રકારે પ્રકટે છે; નવ ગ્રહનું રૂપ ધારણ કરે છે; ને દસ ઇંદ્રિયો તેમ જ મન એમ અગિયાર પ્રકારનો થાય છે. ઇંદ્રિયો ને મનની એકેકની દસદસ વૃત્તિઓરૂપે એક સો ને દસ તથા દિવસરાતના શ્વાસોચ્છ્વાસરૂપે એકવીસ હજાર પ્રકારનો થાય છે. શુદ્ધ આહારથી અંતઃકરણની શુદ્ધિ થાય છે; અંતઃકરણની શુદ્ધિથી હું પરમાત્મા અથવા આત્મા છું એવી ચોક્કસ સ્મૃતિ સાંપડે છે; ને એવી સ્મૃતિ સાંપડતાં બધી જાતનાં બંધનોમાંથી મુક્તિ મળે છે.'

એ રીતે સૌથી શ્રેષ્ઠ પરમાત્મા છે એવો નિર્ણય આપીને સનત્કુમારે નારદજીની જિજ્ઞાસા શાંત કરી. સનત્કુમારની એ ચર્ચા-વિચારણાથી નારદજીના મનનું સંપૂર્ણ સમાધાન થઈ ગયું. એ રીતે આ ઉપનિષદનો સાતમો અધ્યાય પૂરો થયો. તેની પૂર્ણાહુતિમાં કહેવામાં આવે છે કે સનત્કુમારનું બીજું નામ સ્કંદ પણ છે.

### [૫૦] આત્મદર્શી પુરુષની શકિત વિશે

હવે આઠમા અધ્યાયનો આરંભ થાય છે. આરંભમાં જ ધર્મ કે તત્ત્વજ્ઞાનની જે મુખ્ય સાધના છે તેનો ખ્યાલ આપવામાં આવે છે. શરીરમાં નાનું કમળના જેવું હૃદયરૂપી ઘર છે. તેમાં નાનામાં નાનું જે આકાશ છે તેમા જે તત્ત્વ છે તેની જ શોધ કરવી જોઈએ. કેમ કે તે જ જાણવા જેવું છે. સાધનાનો આધાર એ માટે જ લેવાનો છે. પોતાની અંદરની દિલની દુનિયામા ડોકિયું કરીને તેમાં રહેલા કે પથરાયેલા પરમાત્માના પ્રકાશનો પરિચય કરવો ને તેના જરૂરી પ્રારંભની યોગ્યતા તરીકે મનની શુદ્ધિ સાધી, સ્વભાવને સાત્ત્વિક કરીને મન ને ઇન્દ્રિયોનો કાબૂ કરવો તથા છેવટે પોતાની અંદર ને બહાર બધે જ પરમાત્માના એ પરમ પ્રકાશનું દર્શન કરવું તે સાધનાનું ધ્યેય છે. ધર્મ ને તત્ત્વજ્ઞાનનું મુખ્ય પ્રયોજન પણ તે જ છે. ઋષિ કહે છે કે દિલની નાનકડી દુનિયામાં સમસ્ત સંસારનો સાર સમાયેલો છે. બહાર જેવું આકાશ દેખાય છે તેવું

આકાશ હૃદયની અંદર પણ છે. એ એટલું બધું મોટું છે, વિશાળ છે, કે સ્વર્ગ ને પૃથ્વી, અગ્નિ ને વાયુ, સૂર્ય ને ચન્દ્ર, વીજળી ને નક્ષત્રો, તથા જગતમાં જે છે તે ને જે નથી તે બધું જ એની અંદર સમાઈ જાય છે. વૃદ્ધાવસ્થા આવે છે ને શરીર જીર્ણ થાય છે તથા છેવટે નાશ પામે છે તોપણ, હૃદયમાં રહેલું એ બ્રહ્મરૂપ આકાશ જીર્ણ નથી થતું ને નાશ પણ નથી પામતું. બ્રહ્મરૂપી એ ઘર અથવા પુર તો સદાય રહેનારું છે. એ હૃદયમાં જે આત્મા છે તે નિષ્પાપ છે, વૃદ્ધાવસ્થા વિનાનો છે ને અમર છે. તેને શોક નથી, મોહ નથી, ને ભૂખતરસ પણ નથી. તે સત્યસંકલ્પ ને સદ્વિચારથી ભરેલો છે. એ આત્માનો અનુભવ કરનાર કૃતાર્થ થાય છે ને ઇચ્છાનુસાર ગમે તે લોકમાં જઈ શકે છે.

પહેલા ખંડમાં એ પ્રમાણે ખુલાસો કરીને બીજા ખંડમાં ઋષિ એવા આત્મદર્શી મહાપુરુષની શક્તિનું વર્ણન કરે છે. તેવા પુરુષનો સંકલ્પ અત્યંત શુદ્ધ ને શક્તિશાળી હોવાથી તે જરૂર ફળે છે, ને આ સંસારમાં તે જે ચાહે છે તે બધું જ મેળવી શકે છે. ઋષિ એ વાતને નીચે પ્રમાણે સમજાવે છે :

'એવા આત્મદર્શી પુરુષને પિતૃલોક જોવાની ઇચ્છા થાય તો તેના સંકલ્પની શક્તિથી પિતૃ તેને આપોઆપ આવી મળે છે, ને પિતૃને મળવાથી એ સુખી થાય છે.

'એવા પુરુષને જો માતૃલોક જોવાની ઇચ્છા થાય તો સંકલ્પ માત્રથી તેને માતા આવી મળે છે, ને માતાના મેળાપનો આનંદ એ અનુભવે છે.

'એવા પુરુષને જો ભાઈ કે બહેન જોવાની ઇચ્છા થાય તો સંકલ્પમાત્રથી તેને ભાઈબહેન આવી મળે છે, ને તે ભાઈબહેનને મળીને સુખી થાય છે.

'એવા પુરુષને જો મિત્રોને મળવાની ઇચ્છા થાય તો તેવો વિચાર થતાંવેંત તેના મિત્રો તેને આવી મળે છે, ને મિત્રોને મળવાથી તે સુખી થાય છે.

'એવા પુરુષને જો સુગંધ ને માળાની ઇચ્છા થાય, તો તેવો સંકલ્પ કરવાની સાથે જ સુગંધ ને ફૂલોની માળા તેને આવી મળે છે, ને તેથી એ સુખી થાય છે.

'એવા પરમજ્ઞાની પુરુષને અન્ન ને જળની ઇચ્છા થાય તો તેવો વિચાર થતાંવેંત તેને અન્ન ને જળની પ્રાપ્તિ થાય છે, ને તેથી એ સુખી થાય છે.

'એને સંગીત ને વાજિંત્રોની ઇચ્છા થાય તો તેવો સંકલ્પ કરવાની સાથે જ એને સંગીત ને વાજિંત્રો મળે છે, ને એથી એ સુખી થાય છે.

'એવા આત્મદર્શી પુરુષને જો સ્ત્રીઓની ઇચ્છા થાય તો તેવા વિચારને લીધે તેને સ્ત્રીઓ મળે છે, ને એથી એ સુખનો અનુભવ કરે છે.

'એવા જ્ઞાનીને જે જે ઠેકાણે જવાની ઇચ્છા થાય તે તે ઠેકાણે તે સંકલ્પથી જ જઈ શકે છે, ને એથી એ સુખી થાય છે.'

જે આત્મદર્શી છે તે તો પોતાના આત્મામાં જ તૃપ્ત છે, ને આત્મામાં જ શાંતિ, સુખ, રસ ને આનન્દ અનુભવે છે. તેને બનતાં સુધી કોઈ બહારના પદાર્થની ઇચ્છા નથી હોતી. છતાં કોઈ કારણે કોઈ લૌકિક પદાર્થની ઇચ્છા થાય તો તે પદાર્થ પણ તેને આવી મળે છે, એમ કહેવાનો જ ઋષિનો ભાવાર્થ છે. ઇચ્છાનુસાર પદાર્થોને મેળવવાની એવી શક્તિ યોગીઓને યોગની સાધના અથવા પ્રાણાયામ ને સમાધિ જેવાં સાધનની મદદથી ને ભક્તોને ભગવાન કે પોતાના ઇષ્ટદેવની કૃપાથી પ્રાપ્ત થાય છે. તે જ

શક્તિ આત્મદર્શી જ્ઞાનીને શુદ્ધ ને સત્ય સંકલ્પથી આવી મળે છે એમ સમજી લેવાનું છે. ઉચ્ચ કોટિના જ્ઞાની પુરુષોમાં એવી શક્તિનું દર્શન સહેજે થયા કરે છે.

ઋષિ કહે છે કે સંસારના સઘળા પદાર્થો ને રસનું મૂળ આવી રીતે પોતાની જ અંદર રહેલું હોવા છતાં, મોટા ભાગના લોકો આત્માથી અજ્ઞાત હોવાથી, તે રસ ને પદાર્થોની પ્રાપ્તિના સર્વોત્તમ સુખથી વંચિત રહી જાય છે. એ વાત સાચી છે. આ દુનિયા પર દૃષ્ટિપાત કરીએ તો જણાશે કે પરમાત્માને જાણવાની, પામવાની ને પરમાત્માની સાથે સંબંધ બાંધવાની ઇચ્છા બહુ ઓછા લોકોને થાય છે. તેવી ઇચ્છાને ટકાવી રાખનારા, પોષનારા ને વધારનારા પણ બહુ ઓછા ને એથી પણ ઓછા મળે છે. તેવી ઇચ્છાને સંપૂર્ણપણે સફળ કરનારા તો એથી પણ ઓછા ને કોઈક એકાદબે વિરલા જ. એ સ્થિતિમાં ઋષિએ કહી બતાવેલી પરમાત્મદર્શી પુરુષની પેલી ધન્ય કે કૃતકૃત્ય દશા તો કોને પ્રાપ્ત થાય? એની પ્રાપ્તિ ને એના અનુભવ માટે તો સંસારના વિવિધ વિષયોમાંથી મનને બને તેટલું ઉપરામ કરી ને પાછું વાળીને પરમાત્માની પ્રાપ્તિ અથવા અનુભૂતિની સાધનામાં ડૂબવાની જરૂર છે. મન ને ઇંદ્રિયોનો જે પ્રવાહ પૂરજોશથી બહાર વહી રહ્યો છે તેને અંદરની દિશામાં વાળવાની ને બદલવાની જરૂર છે. તે પ્રવાહમાં વહી જતી શક્તિને આત્મોન્નતિ ને આત્મદર્શનના કામમાં લગાડવાની જરૂર છે. ત્યારે જ સાધનાના ક્ષેત્રમાં આગેકદમ કરી શકાય.

ઋષિ કહે છે કે એ આત્માને 'હૃદયમ્' કહે છે. કેમ કે એ આત્મા હૃદયમાં છે. હૃદિ એટલે હૃદયમાં અયમ્ એટલે આ છે તે. તે આત્મા શુદ્ધ છે, અમર ને નીડર છે. તે સત્ય પણ કહેવાય છે કેમ કે તેનું અસ્તિત્વ સર્વ સ્થળે ને સર્વ કાળમાં છે. એને પાપ નથી, પુણ્ય નથી. પૃથ્વી વગેરે લોકોને તે નિયમમાં રાખે છે, ને સૌના આધારરૂપ છે. તેને મરણ, ઘડપણ કે શોક નથી. તે બ્રહ્મ

અથવા તો પરમાત્મારૂપ છે. એ આત્મા પરમ પ્રકાશરૂપ છે. તેથી એને પામીને જે અંધ હોય તે દેખતો થાય છે અથવા તો દિવ્ય-દૃષ્ટિ મેળવે છે; જે ઘાયલ હોય તે સાજો થાય છે, મતલબ કે શાંતિ મેળવે છે; દુઃખી હોય તે સુખી ને રોગી નીરોગી થાય છે. એને પામ્યા પછી જ્ઞાનીને માટે રાત્રી પણ દિવસ બની જાય છે; એટલે કે તેના જીવન કે અંતરમાંથી અજ્ઞાનરૂપી અંધકાર કાયમને માટે દૂર થાય છે. બ્રહ્મચર્ય, યજ્ઞ, મૌન ને એકાંતવાસથી એ આત્માને જાણવાનું સહેલું થઈ પડે છે ને શાંતિ મળે છે.

[૫૧] પરમાત્માની પ્રાપ્તિનું મુખ્ય કામ

દુનિયામાં દુઃખ, દર્દ, ભય ને ચિંતામાં વધારો થતો જાય છે. તેથી પણ લોકો બહારથી ધાર્મિક જેવા દેખાવા લાગ્યા છે ને દેવ, દેવી કે સંત ને પરમાત્માનું શરણ લેતા થયા છે. માતા, મહાદેવ, હનુમાનજી ને બીજાનાં મંદિરોમાં આટલી બધી ભીડ થવા માંડી છે તેનું કારણ એ નથી કે લોકો હવે પરમાત્માનો મહિમા સમજતા ને પરમાત્માના પ્રેમી થયા છે. એમ પણ નથી તે બધાને તે તે દેવ, દેવી કે પરમાત્માના દર્શનની ભૂખ, તરસ કે લગની લાગી છે. તેવી લગનીવાળા તો કોક વિરલ જ હશે. બાકી મોટા ભાગના લોકો તો સાંસારિક સમસ્યાઓના હલ કે ઉકેલ માટે, દુઃખને દૂર કરવા — કરાવવા માટે ને એવી બીજી લૌકિક ઇચ્છા માટે જ દેવ, દેવી કે પરમાત્માનું શરણ લે છે. છતાં એ એક સારું ચિહ્ન છે. જો કે તેમાં જોખમ પણ છે જ. કેમ કે ઇચ્છાની તૃપ્તિ ન થતાં માણસનું મન પાછું દેવ, દેવી, સંત કે પરમાત્મામાં અશ્રદ્ધા કરતું પણ થઈ જાય છે. એટલે આપણે ઇચ્છીએ છીએ કે એ રીતે આરંભ કરીને પણ ધીરેધીરે સૌ કોઈ આગળ વધે, ને માનવ-તરીકેની એક ફરજને ખાતર, આત્મોન્નતિની ઇચ્છાથી પ્રેરાઈને, દેવ, દેવી, સંત કે પરમાત્માનું શરણ લે. પરમાત્માની પ્રાપ્તિ થતાં ઇચ્છા થશે તે બધું જ, ઉપનિષદના ઋષિએ પહેલાં

કહ્યું છે તેમ, આપોઆપ જ આવી મળશે. સાંસારિક પદાર્થો ને ઇચ્છાઓને પોતાનું સ્થાન જરૂર છે; પરંતુ તે પદાર્થો ને ઇચ્છાઓની આડમાં પરમાત્માની પ્રાપ્તિનું મુખ્ય ને મહત્ત્વનું કામ ભુલાઈ ન જાય તેનું ખાસ ધ્યાન રાખવાનું છે. પરમાત્માની પ્રીતિ ને પ્રાપ્તિ વિનાનું ભૌતિક ધન ને ઐશ્વર્ય ગમે તેટલું મોટું હોય તોપણ એકડા વગરનાં મીંડાં જેવું જ થશે. આજે જ્યારે જીવનની મમતા ને સંસારનાં સુખોની આકાંક્ષા વધતી જાય છે, ને જ્ઞાન તેમ જ વિજ્ઞાનની નવીનતી શોધોમાં માનવનું મન વધારે ને વધારે ઊંડે ઊતરતું ને આગળ વધતું જાય છે; ને સાથેસાથે દુઃખ, દર્દ ને અશાંતિ પણ વધતાં જાય છે, ત્યારે આ વાતનું મહત્ત્વ ઘણું વધી જાય છે. આ વાત આજે વિસરાય નહિ તે અત્યંત આવશ્યક છે. માણસ એકલો બહિર્મુખ થાય ને ભૌતિક જીવનમાં જ રચ્યોપચ્યો રહે તો તેને આપણે સર્વોત્તમ, સુધારાના શિખર પર પહોંચેલો ને સંસ્કૃતિનો સૂત્રધાર નહિ કહીએ. તેના પરથી જ તેની શ્રેષ્ઠતાનું માપ નહિ કાઢી શકાય. સર્વોત્તમ ને સુસંસ્કૃત થવા માટે તો તેણે પ્રકૃતિના બહારના વિજયની સાથેસાથે પોતાની અંદરની દુનિયા પર પણ વિજય મેળવવો પડશે, ને તે દુનિયામાં વિરાજેલા પરમાત્માના પરમ પ્રકાશનો પરિચય કરતાં શીખવું પડશે.

વૈદિક ઋષિઓએ પરમાત્માના એ પરમ પ્રકાશનો પરિચય કરીને જીવનને પ્રભુમય બનાવ્યું હતું. જીવનને અમૃતમય કરીને તે ધન્ય થયા હતા. આ અધ્યાયના છઠ્ઠા ખંડમાં તે ઋષિઓના પ્રતિનિધિ જેવા એક મહાન ઋષિએ પરમાત્મદર્શી પુરુષોની ગતિ વિશે ઊંડો ઉલ્લેખ કરેલો છે. તેના પર આપણે દૃષ્ટિપાત કરી જઈએ. ઋષિ કહે છે : 'હૃદયની નાડીઓ પીળા, ભૂરા, ધોળા, વાદળી ને રાતા રસથી ભરેલી છે. સૂર્ય પણ પીળો, ભૂરો, ધોળો, વાદળી ને રાતો છે. બે ગામની વચ્ચે રહેલો કોઈ મોટો રસ્તો આ ગામ ને પેલા ગામ તરફ જાય છે, તેમ સૂર્યનાં કિરણો પણ

સૂર્યલોક ને આ લોક તરફ જાય છે. સૂર્યમાંથી નીકળતાં કિરણો હૃદયની આ નાડીઓની અંદર પ્રવેશે છે; ને આ નાડીઓમાંથી જે કિરણો નીકળે છે તે સૂર્યમાં પ્રવેશે છે. જીવ જ્યારે સુષુપ્તિ-દશામાં સૂતો હોય છે ને જ્યારે સ્વપ્ન પણ જોતો નથી, ત્યારે તે હૃદયની નાડીઓમાં પ્રવેશ કરે છે, ને ત્યારે તેને કોઈ પણ પાપ અડતું નથી. કેમકે તે વખતે તે નાડીઓમાં રહેલા સૂર્યના તેજની સાથે મળેલો હોય છે. પરંતુ જીવ જ્યારે શરીરમાંથી બહાર નીકળે છે, ત્યારે તે સૂર્યનાં કિરણોને આધારે જ ઉપર જાય છે ને પરમાત્માનું ધ્યાન કરતો ઉપર ચડે છે. જેટલી વારમાં મન પહોંચે તેટલી વારમાં એ સૂર્યમાં પહોંચે છે. એ સૂર્ય જ બ્રહ્મલોકનો દરવાજો છે. તેમાં પરમાત્મદર્શી જ્ઞાની લોકો જ જઈ શકે છે. અજ્ઞાની લોકો જઈ શકતા નથી. હૃદયની એક સો ને એક નાડીઓ છે. તેમાં એક સુષુમ્ણા નામની નાડી છે. તે મસ્તક તરફ ગયેલી છે. જ્ઞાની પુરુષ એ નાડીની મારફત ઉપર જઈને અમરપણાને પામે છે. હૃદયમાંથી ચારે તરફ નીકળતી જે બીજી નાડીઓ છે તે તો માત્ર શરીરમાંથી બહાર નીકળવા માટે છે. એ નાડીમાંથી જીવ બહાર નીકળે તો તેનો મોક્ષ થતો નથી.'

ઋષિએ આવું વર્ણન કરેલું છે. તે સંબંધી આપણે એટલું જ કહીશું કે આ જીવન દરમિયાન ને આ શરીરની હયાતીમાં જ મુક્તિનો આનંદ મેળવવા ને સ્વાદ ચાખવા સૌએ તૈયાર થવું જોઈએ. સૌનો આદર્શ પરમાત્માની અનુભૂતિનો જ હોવો જોઈએ. તેમાં મદદરૂપ થાય તેવો વ્રત, તપ ને નિયમ તથા સાધનાનો કાર્યક્રમ બનાવી કાઢીને તેને વફાદાર રહેવું જોઈએ. પછી અંતકાળે જીવ કઈ નાડીમાંથી જાય છે તેની ચિંતા કરવાની જરૂર નહિ રહે. જેણે જીવતાં જ પરમાત્માનો પરિચય કરી લીધો, પરમાત્માના પ્રેમનો સ્વાદ લીધો, ને જીવનને પ્રભુમય બનાવી દીધું, તેની ગતિ

તો નક્કી જ થઈ ગઈ. તેને તો જીવતાં જ સદ્‌ગતિ ને મુક્તિ મળી ગઈ. એટલે બધું જ ધ્યાન આપણે જીવન ને જીવનની પ્રત્યેક પળ પ્રત્યે કેન્દ્રિત કરવાનું છે. આ જ જીવનમાં મુક્તિનો શક્ય તેટલો સ્વાદ લેવાની તૈયારી કરવાની છે. ઉધાર કશું પણ રાખવાનું નથી. મુક્તિ કોઈ એવી વસ્તુ નથી કે જેના અનુભવ માટે આપણે શરીરને ત્યાગવાની ને અંતકાળે યોગની અમુક ક્રિયા કરવાની જરૂર રહે. તે તો શરીરદ્વારા જ અનુભવી શકાય તેમ છે, ને જીવનમાં બધી જાતની ક્રિયા કરતાંકરતાં શ્વાસોચ્છ્‌વાસે અનુભવી શકાય તેમ છે. એ વાત સદા યાદ રાખવાની જરૂર છે.

[૫૨] ઇન્દ્ર ને વિરોચનને આત્માનું જ્ઞાન

ઋષિ કહે છે કે પૂર્વે પ્રજાપતિએ કહેલી આત્માને જાણી લેવાથી થતા લાભની વાત દેવતાઓએ ને અસુરોએ જાણી. તેથી તેમને પણ આત્માને શોધવાની ઇચ્છા થઈ. પછી દેવોના પ્રતિનિધિરૂપે ઇન્દ્ર ને અસુરોના પ્રતિનિધિરૂપે વિરોચન બંને એકમેકને ખબર આપ્યા વિના નીકળ્યા ને પ્રજાપતિ પાસે ગયા. બંનેએ બત્રીસ વરસ સુધી બ્રહ્મચર્ય પાળ્યું. પછી તેમને પ્રજાપતિએ પોતાની પાસે આવવાનું પ્રયોજન પૂછ્યું. ત્યારે તેમણે ઉત્તર આપ્યો: 'આત્મા પાપ, વૃદ્ધાવસ્થા, શોક ને ભૂખતરસ વિનાનો છે. વળી તે સત્યસંકલ્પ છે. તેને જે જાણે છે તેની બધી ઇચ્છા પૂરી થાય છે, ને તે બધા લોકને મેળવી લે છે. એ આત્માને જાણવાની અમારી ઇચ્છા છે.'

પ્રજાપતિએ તેમને કહ્યું: 'આ આંખમાં જે પુરુષ દેખાય છે તે આત્મા છે. એ અમર છે, અજર છે, ને બ્રહ્મ પણ એ જ છે.'

પ્રજાપતિનાં એ વચન પરથી તે બંને અધૂરા જ્ઞાનને લીધે એમ સમજ્યા કે આંખમાં જે પ્રતિબિંબ દેખાય છે તે આત્મા છે.

તેથી તેમણે પૂછ્યું : ' જે પાણીમાં જોવાથી દેખાય છે ને જે દર્પણમાં દેખાય છે તેમાંથી તમે કહો છો એ આત્મા કયો છે ? '

પ્રજાપતિએ એમને ઉત્તર આપ્યો : ' એ જ આત્મા સૌની અંદર રહેલો છે. તમે પાણીથી ભરેલા કૂંડામાં જોયા પછી તેને ન સમજી શકો તો મને પૂછજો.'

પછી તે બંનેએ પાણીના કૂંડામાં જોયું, ને કહ્યું :

' ભગવાન, આમાં અમે આત્માને રૂંવાટાં ને નખ સુધી પ્રતિબિંબરૂપે જોઈએ છીએ.'

પછી પ્રજાપતિએ તેમને સારાં ઘરેણાં ને કપડાં પહેરીને તથા સુશોભિત બનીને કૂંડામાં જોવાનું કહ્યું.

બંનેએ તેમ કર્યું ને કહ્યું : ' આમાં અમે જેવા છીએ એવા જ સારાં ઘરેણાંવાળા, સારાં કપડાંવાળા ને સુશોભિત દેખાઈએ છીએ.'

ત્યારે પ્રજાપતિએ કહ્યું : ' એ જ આત્મા છે. અમર છે, નીડર છે, ને બ્રહ્મ છે.'

પછી એ બંને શાંત હૃદયવાળા થઈને ચાલ્યા ગયા.

એ અનુભવ અધૂરો હતો ને તેમાંથી મળેલું જ્ઞાન પણ અધૂરું જ હતું. પરંતુ વિરોચને તેને પરિપૂર્ણ માની લીધું ને શરીરને જ આત્મા માનીને અસુરોને એવો ઉપદેશ આપવા લાગ્યો. તેના ઉપદેશનો સાર એવો હતો કે આ શરીર જ આત્મા છે. માટે તેને પૂજવું ને તેની સેવા કરવી જોઈએ. એની સેવાપૂજાથી આ લોક ને પરલોક બંનેનું સુખ મેળવી શકાય છે.

એનું નામ જ આસુરી બુદ્ધિ. એવી બુદ્ધિવાળા, શરીર ને સંસારને જ સર્વસ્વ સમજીને એમાં રચ્યાપચ્યા રહેનારા અસુર

જેવા લોકો આજે પણ આ અવનીમાં કાંઈ ઓછા નથી. આજે તો એવા લોકોના રાફડા ફાટચા હોય એવું લાગે છે. નીતિ, ધર્મ, ન્યાય તથા સેવાભાવનો તે ઉપહાસ કરે છે. ને માણસાઈથી રહિત થઈને જીવે છે. આત્મા કે પરમાત્માની એમને કાંઈ જ નથી પડી હોતી. એવા લોકોને વિરોચનના વારસદાર કહી શકાય.

પરંતુ ઇન્દ્રનો વિવેક વધારે હતો. તેથી તેણે વિચાર કર્યો કે શરીરને શણગારવાથી કૂંડા વગેરેમાં દેખાતો આત્મા શણગારેલો થાય છે, શરીર પર સારાં કપડાં પહેરવાથી એ કપડાંવાળો થાય છે; શરીરને સાફ કરવાથી એ પણ સ્વચ્છ થાય છે; એ રીતે શરીર આંધળું, કાણું ને લંગડું થાય તો આત્મા પણ આંધળો, કાણો ને લંગડો થાય, ને શરીરનો નાશ થાય તો આત્માનો પણ નાશ થાય. આત્મા જો આવી રીતે શરીરના જેવો જ હોય ને શરીર પર જ આત્માના ગુણધર્મનો આધાર રહેતો હોય તો એવા આત્માને જાણવાથી શો લાભ થાય ? એને જાણીએ તોપણ શું ને ન જાણીએ તોપણ શું ? ઇન્દ્રે પોતાના એ વિચારો પ્રજાપતિને કહી બતાવ્યા.

પ્રજાપતિએ તેમને એક વાર બત્રીસ વરસ, બીજી વાર બત્રીસ વરસ ને ત્રીજી વાર પાંચ વરસ સુધી ત્યાં બ્રહ્મચર્ય પાળીને રહેવાનું સૂચન કર્યું. ઇંદ્રે તે પ્રમાણે કરી જોયું. પ્રજાપતિએ તેને તે પછી 'જે સ્વપ્નમાં અનેક પ્રકારનાં સુખ ભોગવે છે તે આત્મા છે.' એવો ઉપદેશ આપ્યો. પરંતુ ઇન્દ્રને વિચાર કરતાં એ ઉપદેશ પણ અધૂરો લાગ્યો. કેમકે સ્વપ્નમાં પણ આત્મા કોઈ વાર દુઃખ ભોગવતો ને રડતો દેખાય છે. એ આત્માને અજર, અમર ને નીડર કેવી રીતે કહેવાય ને એને જાણવાથી શો લાભ થાય એમ ઇન્દ્રને લાગ્યું. પોતાના વિચાર તેમણે પ્રજાપતિને કહી બતાવ્યા.

પ્રજાપતિએ તેમને ફરી સમજાવ્યું: 'જે દશામાં બધી ઇંદ્રિયો શાંત થવાથી માણસ છેક પ્રસન્ન થઈને સૂઈ જાય છે ને એને

સ્વપ્ન પણ આવતું નથી એ આત્મા છે. અમર છે, નીડર છે, ને બ્રહ્મ છે.'

પરંતુ વિચાર કરતાં ઇન્દ્રને તે જ્ઞાન પણ અધૂરું લાગ્યું. તેમને થયું કે એ દશામાં તો આત્મા પોતાને પણ જાણતો નથી તેમ જ કોઈ વસ્તુને ઓળખી શકતો પણ નથી. એવો આત્મા તો નષ્ટ થયા જેવો જ કહેવાય. એવા આત્માને જાણવાથી કાંઈ જ લાભ ન થાય.

બ્રહ્મચર્ય પાળીને ઇંદ્રે બધાં મળીને એકસો ને એક વર્ષ સુધી પ્રજાપતિને ત્યાં નિવાસ કર્યો. ત્યારે તેમને આત્માના સત્ય જ્ઞાનની પ્રાપ્તિ થઈ. ઇંદ્રની ધીરજ, જિજ્ઞાસા ને વિવેકશક્તિ કેટલી બધી ભારે હશે! આજે તો માણસ જ્ઞાનને માટે પાંચ મિનિટ પણ પ્રતીક્ષા કરવી પડે તો હિંમત ખોઈ બેસે, કંટાળી જાય, ને જ્ઞાનને મૂકીને ચાલતો થાય. એવી મનોદશા મોટે ભાગે પ્રવર્તે છે. પણ જ્ઞાનની ગમે તે પ્રકારે ને ભોગે પ્રાપ્તિ કરવાનો જેણે નિશ્ચય કર્યો હોય તેનું મનોબળ ઇંદ્રના જેવું જ હોય. તે તો કોઈ પણ હિસાબે જ્ઞાન મેળવે ત્યારે જ તેને શાંતિ વળે.

બીજી વાત એ છે કે ઇંદ્રની મનન કરવાની શક્તિ ઘણી મોટી છે. તેને લીધે જ તે વિરોચનની જેમ થોડાક જ્ઞાનથી ઓડકાર ખાઈને બેસી રહેવાને બદલે વધારે ને વધારે જ્ઞાન મેળવી શક્યા. મનન કરવાની એવી વૃત્તિ જીવનમાં ખૂબખૂબ ખપની છે. તેને કેળવવાની જરૂર છે.

ઇંદ્રની જિજ્ઞાસાથી પરમ પ્રસન્ન થઈને પ્રજાપતિએ તેને કહેવા માંડયું છે 'આ શરીર વિનાશી છે. મૃત્યુએ એને ઘેરી લીધેલું છે. મૃત્યુના સકંજામાંથી તે છૂટી શકે તેમ નથી. તે તો અમર એવા આત્માનું નિવાસસ્થાન છે. આત્મા એ શરીરની સાથે જોડાય છે ત્યારે તેને સુખ ને દુઃખનો અનુભવ થાય છે. શરીરથી

જુદો ન થાય ત્યાં સુધી એ સુખદુઃખમાંથી છૂટી શકતો નથી. પરંતુ શરીર પરનો અહંભાવ કે મમત્વભાવ અથવા તો દેહાધ્યાસ મટી જાય પછી એ આત્માને સુખ કે દુઃખ અડકી શકતાં કે ચલાયમાન કરી શકતાં નથી. પવનને શરીર નથી. વાદળ, વીજળી, વાદળનો ગડગડાટ એ બધાં પણ શરીર વિનાનાં છે. એ સૌ આકાશમાંથી નીકળે છે ને પોતપોતાના રૂપે દેખાય છે. તેવી રીતે જ્ઞાન પામેલો આત્મા શરીરમાંથી અહંભાવને દૂર કરીને પરમ પ્રકાશરૂપ પરમાત્માને પામીને, પોતાના જ રૂપમાં મળી જાય છે. એ ઉત્તમ પુરુષ છે. એ જીવાત્મા સ્ત્રીઓ, રથો અથવા સગાંસંબંધીઓની સાથે આનંદ કરતો પરમાત્મામાં લીન થાય છે. તેને શરીરરૂપી ઉપાધિનું સ્મરણ પણ રહેતું નથી. એ આત્માને માટે જ તન, મન ને ઇન્દ્રિયો છે. તેમનો સદુપયોગ કરીને જે આત્માને જાણે છે તેની બધી ઇચ્છા પૂરી થાય છે.'

પ્રજાપતિએ આપેલા એ જ્ઞાનથી ઇન્દ્રને પરમ સંતોષ થયો.

## [૫૩] જ્ઞાનનો સૌને અધિકાર

છાંદોગ્ય ઉપનિષદ આ પ્રમાણે પૂરું થાય છે. પણ તેમાંથી એક મુદ્દો ઊઠે છે. આપણે ત્યાં મોટે ભાગે એમ માનવામાં આવે છે કે આત્મજ્ઞાન અથવા તો પરમાત્માની પ્રાપ્તિ કેવળ મૃત્યુલોકમાં જ થઈ શકે છે ને માનવ જ કરી શકે છે; પરંતુ અહીં તો સ્વર્ગના સ્વામી ઇન્દ્રને પણ આત્મજ્ઞાન મળ્યું છે. સ્વર્ગના દેવો જ્ઞાનભક્તિ ન કરી શકે એવી જે માન્યતા બધે ચાલે છે તેનાથી આ તો વિપરીત છે. મને લાગે છે કે આપણે આ બાબત બધા પ્રકારના પૂર્વગ્રહ ને સંકુચિતતાને છોડી દઈને એ વાત સમજી લેવી પડશે કે સ્વર્ગલોકના જીવો ને સંસારના બધા જ જીવો જ્ઞાનની પ્રાપ્તિ કરીને પરમાત્માને મેળવી શકે છે. એ રીતે પ્રભુપ્રાપ્તિ ને મુક્તિ માટેની સાધનાનો ઇજારો મૃત્યુલોકના માનવના હાથમાં આપવાને બદલે, જીવમાત્રને માટે તેને ખુલ્લો રાખવો પડશે. સ્વર્ગમાં

આમોદપ્રમોદ ને સુખવૈભવ વધારે હોય એટલે તેમાં રહેનારા દેવો તેમાં જ ડૂબીને ભાન ભૂલી જાય ને આત્મોન્નતિને વિસારી દે એવી શક્યતા પણ રહે જ. વળી સ્વર્ગને કર્મનાં ઉત્તમ ફળ ભોગવવાનો જ લોક કહેવામાં આવે છે. તેથી પણ આત્મોન્નતિની શક્યતા એમાં ઓછી રહે. પરંતુ તેમાં રહેનારા કોઈ જીવને પણ ઇન્દ્રના જેવી જિજ્ઞાસા થઈ જાય તો તેને જ્ઞાન જરૂર મળે ને તે પરમાત્માને ઓળખી શકે. મૃત્યુલોકનો મહિમા આવો મોટો છે તોપણ તેમાં રહેતા માનવને પણ જિજ્ઞાસા ન થાય તો તેની ઉન્નતિ કેવી રીતે થઈ શકે ? વિરોચન અસુર હતો તોપણ તેને જિજ્ઞાસા થઈ. તો તે થોડુંઘણું જ્ઞાન પણ મેળવી શક્યો. એટલે જિજ્ઞાસા, આત્મોન્નતિની દૃઢ ઇચ્છા ને પરમાત્માને પામવાની તાલાવેલી જ મહત્ત્વની છે. તેને જ જગાવવાની, પોષવાની ને વધારવાની જરૂર છે. બીજી લાયકાત કે યોગ્યતા પછી વખત વીતતાં આપોઆપ આવી રહેશે.

છાંદોગ્ય ઉપનિષદની વિચારણા પ્રભુકૃપાથી આમ પૂરી થઈ. જ્ઞાનનો વિચાર કરીને આપણે બેસી જ ન રહીએ, પરંતુ તેને જીવનમાં ઉતારવાનો પ્રયાસ કરીએ તો જ આનંદ આવે. તે માટે આપણે સંકલ્પ કરીએ, જરૂરી કાર્યક્રમ ઘડી કાઢીએ, ને પ્રભુકૃપાથી તેને પાર પાડીએ એમ ઇચ્છું છું.